# प्रभानुक्रमणिका.



---

## अगत्यनी सूचना.

મહાકાલ પ્રત્યેક માસની વદિ ૧૪ ઉપર પ્રકટ થાય છે. અને તેથી ગ્રાહકોને તે માસની શુદિ દશમસુધીમાં મળે છે. આથી જે ગ્રાહકોને એ અરસામાં અંક ન મળે તેમ દિવસ વાટ જોઈ અત્ર જણાવવું. ઠેકાણું બદલનારે પોતાનું પ્રથમનું ઠેકાણું જણાવવું આવશ્યક છે. તેમ નહિ કરનારના પત્રઉપર ધ્યાન આપવામાં આવતું નથી.

**વ્યવસ્થાપક, મહાકાલ, વડોદરા.**

**તંત્રી—છોટાલાલ જીવનલાલ, શ્રીનૃસિંહાશ્રમ—વડોદરા.**




रूप (पुस्तक) २३—कार्त्तिक कृष्ण० १४, संवत् १९६७. दर्शन (अंक) १.

॥ ॐ श्रीं ॥

# मंगलात्मक स्तुति.

પદ. ( શ્રીધર ધરણીધર કમલનયન— એ લય )

જ્યોતિર્મય, તત્ત્વાકર ! વ્યાપ્ત સભર ! જય ! અગમ અગોચર !
સ્વપ્રભાએ જીવશિવનું હરો મહદંતર,[1]—
નિત્ય પ્રકટ રહો, મૂર્ધ્ને અભ્યંતર,
નિરખ નિરખ નિજમય થઈ રહીએ સત્વર;—
મહાબળના મહાસાગર, છો સર્વાન્તર,
મળતા આપ ન રહે ઇચ્છિત અવાંતર;[2]—
મૂર્ધથી અણુઅણુ (માંહિ) ઉતરતી રશ્મિ ખરખર,
કીધું બધું નિજરૂપ બહિરતર,—
તે સ્થિતિ અનુભવીએ અષ્ટપ્રહર,
જેથી નથી કોઈ મહ અનન્તર,—

---

૧ પોતાની જ્ઞાનરશ્મિથી, જીવશિવના મહા ભેદને હરોછો ૨ બીજુ

# तंत्रीनी लेखिनीनुं उल्लासपूर्वक क्रीडन.

* નૂતન વર્ષ.

* સર્વોત્તમ સુખમાં વ્યતીત થાઓ.

* તમને, અમને અને અખિલ વિશ્વને.

* નવીન વર્ષના આરંભમાં સ્વપરને શુભ પ્રાપ્ત થવાના સંકલ્પો કરવા, એ અદૃષ્ટમાંથી શુભને સર્જવાનો ઉપાય છે.

* અદૃષ્ટને દૃષ્ટમાં આણનાર અર્થાત્ સૂક્ષ્મને સ્થૂલ રૂપમાં આણનાર સંકલ્પ છે. જેમ લુહાર લોહની તરવાર પણ બનાવે છે, અને કવચ (બખ્તર) પણ બનાવે છે, તેમ સંકલ્પ અદૃષ્ટમાંથી શુભને પણ સર્જે છે, અને અશુભ પણ સર્જે છે.

* અદૃષ્ટ ગમે તે રૂપમાં પરિણામને પામે એવા સામર્થ્યવાળું છે. તેને પરિણામ પમાડનારઉપર જ તેના પરિણામ પામવાનો આધાર છે. તમારો સંકલ્પ અદૃષ્ટને દૃષ્ટરૂપે પરિણામને પમાડનાર છે. તમારી ઇચ્છામાં આવે તો તેને મૂલ્યવાન્ મણિરૂપે પરિણામને પમાડો, અને તમારી ઇચ્છામાં આવે તો તેને તુચ્છ કાચરૂપે અથવા કોયલારૂપે પરિણામને પમાડો. તમારી ઇચ્છામાં આવે તો તેને શુભરૂપે, સુખરૂપે, આનંદરૂપે, આરોગ્યરૂપે અથવા તમને અનુકૂળ ભાસતી ગમે તે લૌકિક વા અલૌકિક વસ્તુરૂપે પરિણામને પમાડો, અને તમારી ઇચ્છામાં આવે તો તેને અશુભરૂપે, દુઃખરૂપે, ક્લેશરૂપે, વ્યાધિરૂપે અથવા તમને પ્રતિકૂળ ભાસતી આ લોકની અથવા અધોલોકની વસ્તુરૂપે પરિણામને પમાડો. અદૃષ્ટને ઇચ્છામાં આવે એવું રૂપ આપવાની જાદુઇ લાકડી મનુષ્ય માત્રને મળેલી છતાં, તે વાતનું તેને ભાન નથી.

* ચિંતામણિને અથવા સુરતરુને મેળવીને જે સિદ્ધ કરવા તમે ધારો છો, તે તમને સિદ્ધ કરી આપવાનું તમારા સંકલ્પમાં સામર્થ્ય છે. આ સિદ્ધાંત છે, અને તે સર્વ શાસ્ત્રો ડિંડિમ વગાડીને કહે છે. શા માટે તો પછી સંકલ્પને યોગ્ય દિશામાં વહેવડાવીને હિતને સાધી નથી લેતા?

* સંકલ્પ જ સુખને સર્જનાર છે, અને સુખ એ જ જો આપણો વાંછિતાર્થ છે, તો પછી શા માટે સુખના વિચારવિના બીજો વિચાર આપણે કરવો? ચિંતામણિ ચિંતન કરેલી વસ્તુને આપે જ છે, એવું જાણ્યા પછી શા માટે ચિંતામણિને હાથમાં પકડીને આપણે સાપ, વીંછી અને કાનખજુરાનું ચિંતન કરવું?

* જગતમાં અસંખ્ય મનુષ્યો દુઃખથી ગ્રસ્ત જોવામાં આવે છે. કોઇ તનના, કોઈ ધનના, કોઈ મનના, અને કોઇ કુટુંબના દુઃખથી પીડાય છે. પણ આ દુઃખોને સર્જ્યાં કોણે? તે મનુષ્યોએ પોતે જ સંકલ્પરૂપી ચિંતામણિને હાથમાં ગ્રહણ કરીને જે જે દુઃખનું તેમણે ચિંતન કર્યું છે, તે તેમને અદૃષ્ટમાંથી સ્થૂલ રૂપે સર્જાઇને પ્રાપ્ત થયું છે.

* જગતમાં અસંખ્ય મનુષ્યો સુખમાં મગ્ન જોવામાં આવે છે. કોઇ આરોગ્યવડે સુખી છે, તો કોઈ વિપુલ ધનવડે સુખી છે; કોઇ તેજસ્વી બુદ્ધિવડે સુખી છે, તો કોઇ ઉચ્ચ સદ્‌ગુણોવડે સુખી છે; કોઇ અનુકૂલ સ્ત્રીપુત્રાદિ કુટુંબી જનોની પ્રાપ્તિથી સુખી છે તો કોઇ વિવિધ સામર્થ્યાદિની પ્રાપ્તિથી સુખી છે. પણ આ સુખોને તે મનુષ્યોને કોણે આપ્યાં? તે

મનુષ્યોએ પોતે જ આ સુખોને પોતાના સંકલ્પવડે અદષ્ટમાંથી સર્જ્યાં છે.

* એક જ સત્યને મનુષ્યે પોતાના અંતઃકરણમાં અત્યંત સુદઢ સ્થાપવાનું છે, અને તે એ કે મને સુખી કરનાર અથવા દુઃખી કરનાર હું પોતે જ છું, અને તે હું મારા વિચારવડે જ કરું છું.

* જ્યારે મારો વિચાર મને સુખી કરનાર છે, અને તમારો વિચાર તમને સુખી કરનાર છે, ત્યારે પ્રિય વાચક ! આ આખા નવા વર્ષને સુખમય અને ઉત્તરોત્તર અધિક સુખમય કરવાને માટે આવો, આપણે પરસ્પરના હિતના દઢ સંકલ્પ કરીએ. **મને, તમને, અને અખિલ વિશ્વને આ નૂતન વર્ષ સર્વોત્તમ સુખમાં વ્યતીત થાઓ.**

* પાંચ દશ ક્ષણ આવા હિતના સંકલ્પ કરી પછી પાછા આપણા જુના દુઃખરૂપ વિચારોના હારડા ગુંથીએ તો, તમે શું ધારો છો કે કેવો પરિણામ આવશે ? એક મનુષ્ય ચાર હાથ ભીંત ચણે, અને પછી કોદાળી લેઈ દશ હાથ ખોદી નાંખે તો ભીંત પુરી થઇને શું આખું ઘર ચણાય છે ? ઘર પૂરૂં થતાં સુધી ભીંતને ચણ્યા કરનાર મનુષ્ય જ આખું ઘર તૈયાર કરી તેમાં રહી શકે છે. અદષ્ટમાંથી સુખને સર્જનાર આપણે પણ આપણું ધારેલું હિત સ્થૂલ રૂપે આપણને પ્રત્યક્ષ થાય ત્યાં સુધી હિતના સંકલ્પને જ સેવ્યા કરવાનો છે. અહિતના સંકલ્પો કરી આપણી ચણેલી ઈમારત આપણે જ હાથે પાડી નાંખવાની અયોગ્ય ભૂલ આપણે કરવાની નથી.

* પણ સોમાં નવ્વાણુ મનુષ્યો આમ જ કરે છે. તેઓ પા કલાક શુભના વિચારો સેવી અદષ્ટમાંથી શુભને સર્જે છે, અને ઘણો સમય અશુભના વિચારો કરી અદષ્ટમાંથી અશુભને સર્જે છે. આથી જ તેઓનાં જીવન મોટે ભાગે દુઃખમય હોય છે.

* તમે કોઈ અમુક શુભનો યથાર્થ વિચાર કરો છો ત્યારે તમે કદી અવલોક્યું છે કે તે શુભનું તમારા મનમાં ચિત્ર રચાય છે ? આ તમારા મનમાં રચાયલું માનસિક ચિત્ર અદષ્ટમાં રહેલા સૂક્ષ્મ દ્રવ્યનું બને છે. તે અત્યંત સૂક્ષ્મ છે, અને ક્ષણભંગુર હોય છે. તમારે તેને સ્થાયી અને ઘન કરવાનું હોય છે. અનુકૂળ વિચારો સેવતાં તે ચિત્ર સ્થાયી અને ઘન થાય છે. પ્રતિકૂળ વિચારો સેવતાં તેના ચુરેચુરા થઇ જાય છે. આથી તમારા ચિત્રને સ્થાયી અને બાહ્ય જગતમાં પ્રત્યક્ષ જોવાને માટે તમારે શુભના અને કેવળ શુભના જ વિચારો સેવવા જોઇએ, અને અશુભના વિચારોપ્રતિ દષ્ટિસરખી પણ ન માંડવી જોઇએ.

* આ નવા વર્ષમાં તમારા ઇચ્છેલા હિતના ચિત્રને જ તમારી વૃત્તિમાં આરૂઢ રાખશો તો નિઃસંશય માનજો કે તમારૂં સમગ્ર વર્ષ પરમસુખમાં વ્યતીત થશે. અને અમે ઇચ્છીએ છીએ કે **તેમ થાઓ.**

* પણ સ્મરણમાં રાખજો કે આપણું એકલાનું જ હિત ઇચ્છવું, અને બીજાઓ દુઃખી રહે એવું ઇચ્છવું, એ આપણને જ દુઃખી રાખનાર છે. જ્યારે બીજાઓ દુઃખી થાય એવું આપણે ઇચ્છીએ છીએ, ત્યારે દુઃખનું આપણા અંતઃકરણમાં ચિત્ર રચાય છે, અને આવી ઇચ્છા જો વારંવાર કરવામાં આવે છે તો પૂર્વોક્ત નિયમે તે ચિત્ર સ્થાયી અને ઘન થઈ આપણને જ પ્રત્યક્ષ થાય છે. આથી પારકાનું અહિત ઇચ્છવામાં વસ્તુતઃ આપણને જ હાનિ છે, અને પારકાનું હિત ઇચ્છવામાં વસ્તુતઃ આપણો જ સ્વાર્થ છે. વળી જગતમાં

જેમ હિત વૃદ્ધિને પામે છે, તેમ આપણું હિત પણ અધિક થતું રહે છે. આપણે આપણા ઘરની આજુબાજુ સુંદર બાગ કર્યો હોય, પણ આપણી આજુબાજુના સર્વ પાડોશીઓના ઘરની આજુબાજુ નરકની ગંધાતી ખાઇઓ હોય તો આપણા બાગનું આપણને કેટલું સુખ આવવાનું ? આપણો બાગ ગમે તેટલાં સુગંધમય પુષ્પવૃક્ષોથી પૂર્ણ હોય તોપણ પાડોશીઓની ગંધાતી ખાઇઓનો દુર્ગંધ શું તેને નકામો નથી કરી મૂકતો ? એથી ઉલટું આપણી આજુબાજુ સર્વત્ર આપણા જેવા અથવા આપણાથી ચઢીયાતા બાગો હોય તો આપણો બાગ કેટલો વિશેષ સુખપ્રદ થાય છે ? હિતના સંબંધમાં પણ આમ જ છે. આપણું એકલાનું હિત ઇચ્છતાં અને અન્ય સર્વનું અહિત ઇચ્છતાં આપણે પ્રયત્નથી સાધેલું હિત પણ અહિત થઇ જાય છે. આપણું હિત ઇચ્છતાં અને અખિલ વિશ્વનું હિત ઇચ્છતાં આપણું હિત અનેકગણું વધી જાય છે,.

* આમ છે તો **આ નૂતન વર્ષ, સર્વોત્તમ સુખમાં વ્યતીત થાઓ, તમને, અમને, અને અખિલ વિશ્વને.**

---

# ब्रह्मसूत्र अथवा ब्रह्ममीमांसा.

( અનુસંધાન ગયા વર્ષના પૃષ્ઠ ૪૪૫ થી. )

**समुदाय उभयहेतुकेऽपि तदप्राप्तिः ॥ १८ ॥**

**સૂત્રાર્થઃ**—બંને પ્રકારનો સમુદાય ઇષ્ટ છતાં તેની સર્વથા અનુપપત્તિ છે તેથી એ બૌદ્ધમત ભ્રાન્તિરૂપ છે.

વૈશેષિક સિદ્ધાન્ત દુર્યુક્તિપર રચાયેલો છે, શ્રુતિથી વિરુદ્ધ છે તથા શિષ્ટ પુરુષોએ એનો પરિગ્રહ કર્યો નથી માટે ઉપેક્ષા કરવા યોગ્ય છે એ અર્થજાત પૂર્વાધિકરણમાં કહ્યો. વૈશેષિક જ્ઞાનાદિને ત્રિક્ષણાવસ્થાયી માનનાર છે તેથી અર્ધવૈનાશિક છે અને બૌદ્ધમત સર્વ પદાર્થને ક્ષણ માત્ર રહેનાર માનનાર હોવાથી સર્વવૈનાશિક છે, તેથી આ બે મતમાં વૈનાશિકત્વરૂપ અંશ સમાન છે, માટે વૈશેષિક સિદ્ધાન્તના ખંડન પછી સર્વવૈનાશિક બૌદ્ધ સિદ્ધાન્તનું આ અધિકરણમાં ખંડન કરવામાં આવે છે. ત્યાં બૌદ્ધ સિદ્ધાન્ત આ રીતનો છેઃ બુદ્ધ જાતે એક હતા છતાં એમના ચાર મુખ્ય શિષ્ય હતા–સૌત્રાન્તિક, વૈભાષિક, યોગાચાર અને માધ્યમિક. એ ચારની મતિને અનુસાર બુદ્ધે એમને ભિન્ન ભિન્ન સિદ્ધાન્તોનો ઉપદેશ કર્યો મનાય છે. ત્યાં સૌત્રાન્તિક અને વૈભાષિક એ આંતર બાહ્ય પદાર્થોનું અસ્તિત્વ સ્વીકારે છે. એકના મત પ્રમાણે બાહ્ય અર્થ પરોક્ષ છે અને અનુમેય છે અને અન્યના મત પ્રમાણે બાહ્ય અર્થ પ્રત્યક્ષસિદ્ધ છે. આ રીતે અવાંતર ભેદ છતાં એ બંને સર્વ પદાર્થોનું અસ્તિત્વ સ્વીકારે છે તેથી એમનો સિદ્ધાન્ત તે સર્વાસ્તિત્વવાદ કહેવાય છે. યોગાચારનો સિદ્ધાન્ત તે વિજ્ઞાનવાદ છે. એના મત પ્રમાણે વિજ્ઞાન માત્ર સત્ય છે અને વિજ્ઞાનથી વ્યતિરિક્ત કોઇ અર્થ છે નહિ. માધ્યમિકના મત પ્રમાણે સર્વ શૂન્ય જ છે અર્થાત્ એ સર્વશૂન્યવાદી છે. આ ચારના સિદ્ધાન્તોમાં આટલો ભેદ છે. સર્વ પદાર્થનું ક્ષણિકત્વ, ચતુષ્ટ ભાવના આદિ અનેક સિદ્ધાન્તો સર્વને એક સરખા માન્ય છે. આ ચારમાં માધ્યમિક એ મુખ્ય શિષ્ય

હતા અને તેથી બુદ્ધનો ખરેખરો સિદ્ધાન્ત તે માધ્યમિકનું મત છે એમ ગણવામાં આવે છે. આ ચાર શિષ્યોના સિદ્ધાન્તોના ઉપર જણાવ્યું તે પ્રમાણે સર્વાસ્તિત્વવાદ, વિજ્ઞાનમાત્રાસ્તિત્વવાદ અને સર્વશૂન્યવાદ એમ ત્રણ વર્ગ થાય છે. તેમાંથી પ્રથમ શ્રીસૂત્રકાર સર્વાસ્તિત્વવાદીના સિદ્ધાન્તોનું ખંડન કરે છે.

સર્વાસ્તિત્વવાદી બાહ્ય તથા આંતર વસ્તુનો સ્વીકાર કરે છે. ત્યાં બાહ્ય વસ્તુ બે પ્રકારની છેઃ ભૂત અને ભૌતિક. અને આંતર વસ્તુ પણ બે પ્રકારની છે–ચિત્ત અને ચૈત્ત. પૃથિવ્યાદિ ચાર ભૂત તે ભૂતસંજ્ઞક છે અને રૂપાદિ વિષયો તથા ચક્ષુરાદિ ઇન્દ્રિયો તે ભૌતિકસંજ્ઞક છે. આ ઉભય પ્રકારના પદાર્થો તે ચાર પ્રકારના પરમાણુ માત્ર છે, પરમાણુના સમુદાય માત્રરૂપ ભૂતભૌતિક વસ્તુ છે. એ સમુદાયથી અતિરિક્ત અવયવી જેવો કોઇ પદાર્થ નથી. પૃથિવીના પરમાણુઓ ખર સ્વભાવના છે, જલના પરમાણુઓ સ્નેહસ્વભાવના છે, તેજસ્ના પરમાણુઓ ઉષ્ણસ્વભાવના છે અને વાયુના પરમાણુઓ ગતિસ્વભાવના છે. એ ચતુષ્ટય પરમાણુઓ સંહનને પામે છે, સમુદાયને પામે છે એટલે પૃથિવ્યાદિ ભૂતો ઉદ્ભવે છે. આંતર પદાર્થો જે ચિત્ત અને ચૈત્તરૂપ છે તેના પાંચ સ્કંધ છે. રૂપસ્કંધ, વિજ્ઞાનસ્કંધ, વેદનાસ્કંધ, સંજ્ઞાસ્કંધ અને સંસ્કારસ્કંધ એ પંચસ્કંધી આધ્યાત્મિક–આંતર પદાર્થો છે. વિષયસહિત ઇન્દ્રિયો તે રૂપસ્કંધ છે. વિષયો યદ્યપિ બાહ્ય પદાર્થ છે પણ દેહસ્થ ઇન્દ્રિયોવડે તેમનું ગ્રહણ થાય છે તેથી એમને આધ્યાત્મિક પદાર્થમાં ગણ્યા છે. અહં–અહં (હું—હું) એ પ્રકારના જ્ઞાનનો પ્રવાહ તે વિજ્ઞાનસ્કંધ છે. સુખાદિનો અનુભવ વેદનાસ્કંધ છે. આ ગાય છે, આ અશ્વ છે ઇત્યાદિ નામવિશિષ્ટ જે સવિકલ્પક જ્ઞાન તે સંજ્ઞાસ્કંધ છે. રાગ, દ્વેષ, મોહ, ધર્મ, અધર્મ એ સંસ્કારસ્કંધ છે. આ પાંચસ્કંધમાં જે વિજ્ઞાનસ્કંધ છે તેનું નામ ચિત્ત છે, એ જ આત્મા છે, અને અન્ય ચારસ્કંધ તે ચૈત્ત છે. આ સ્કંધનો સંઘાત થાય છે તે આધ્યાત્મિક સંઘાત અથવા સમુદાય છે અને એ સમુદાય સકલલોકયાત્રાનો નિર્વાહક છે. આ સર્વ પદાર્થો તે ક્ષણિક છે, એકક્ષણમાત્રજ રહેનાર છે, પ્રતિક્ષણે તે તે પદાર્થ નષ્ટ થઇ જાય છે અને અન્ય નવીન ઉત્પન્ન થાય છે. વાચક જ્યારે પુસ્તક લે છે ત્યારે તે પુસ્તક એક વસ્તુ હોય છે, દ્વિતીય ક્ષણે જ તે પુસ્તક નષ્ટ થઇ અન્ય પુસ્તક તેને સ્થાને ઉદ્ભવેલું હોય છે, એ પુસ્તક પણ ક્ષણમાત્રમાં નષ્ટ થઇ જાય છે અને તૃતીય ક્ષણે તૃતીય પુસ્તક જ ઉત્પન્ન થયેલું હોય છે. આજ પ્રમાણે વાચક પોતે પણ એક ક્ષણે એક હોય છે અને દ્વિતીયક્ષણે પૂર્વક્ષણનો વાચક નષ્ટ થઇ દ્વિતીય વાચક ઉત્પન્ન થયેલો હોય છે, તૃતીયક્ષણે તૃતીય વાચક ઉત્પન્ન થયેલો હોય છે. ચિત્ત એટલે વિજ્ઞાન તે પણ સ્થાયી નથી પણ આ જ રીતે પ્રતિક્ષણે નાશ પામનાર હોય છે અને તેનો સજાતીય દ્વિતીય ક્ષણે ઉત્પન્ન થાય છે. સંસ્કાર, નામઆદિ સર્વ આ રીતે ક્ષણિક છે. જે જે સત્ છે તે સર્વક્ષણિક છે એ બૌદ્ધ સિદ્ધાન્ત છે. વળી પુસ્તકાદિ જે વ્યક્તિ છે તે માત્ર પૃથિવીઆદિના પરમાણુઓ હોય છે. એ પરમાણુઓનો સંઘાત, સમુદાય તે જ પુસ્તકઆદિ વ્યક્તિ છે અને એ સમુદાયથી અતિરિક્ત કોઇ અવયવીરૂપ પુસ્તક વ્યક્તિ નથી. સર્વત્ર અવયવો જ શેષ રહે છે અને અવયવોથી અતિરિક્ત અવયવી છે જ નહિ. અવયવી તે અવયવોનો સંઘાત, સમુદાયમાત્ર છે.

આ પ્રકારનો સર્વાસ્તિત્વવાદી બૌદ્ધનો સિદ્ધાંત છે. એ સિદ્ધાન્ત માનમૂલક છે કે ભ્રાન્તિરૂપ છે એ સંશય છે. એ સિદ્ધાન્ત માનમૂલક છે એ પૂર્વપક્ષ છે. બ્રહ્મવાદીના સિદ્ધાન્ત

પ્રમાણે પ્રપંચ સ્થિર છે અને બ્રહ્મહેતુક છે અને આ સિદ્ધાન્તપ્રમાણે પ્રપંચ ક્ષણિક છે અને અવયવનો સમુદાય એનો હેતુ છે. તેથી આ સિદ્ધાન્ત માનમૂલ હોવાથી બ્રહ્મસિદ્ધાન્તનો વિરોધી છે એ પૂર્વપક્ષનું ફલ છે. આ સિદ્ધાન્ત ભ્રાન્તિમૂલક છે અને તેથી બ્રહ્મસિદ્ધાન્તનો વિરોધ કરી શકે તેમ નથી એ સિદ્ધાન્તપક્ષનું ફલ છે. ત્યાં આ બૌદ્ધ સિદ્ધાન્ત કેવી રીતે ભ્રાન્તિમૂલક છે તેનું આ અધિકરણમાં પ્રતિપાદન કરવામાં આવ્યું છે.

આ સૂત્રથી એ દર્શાવ્યું કે પૂર્વપક્ષીએ બે પ્રકારના સમુદાય માન્યા છેઃ (૧)અણુહેતુક અને (૨) સ્કંધહેતુક. ભૂત ભૌતિક સમુદાય અણુહેતુક સમુદાય છે અને પંચસ્કંધીરૂપ સમુદાય તે સ્કંધહેતુક સમુદાય છે. આ ઉભયહેતુક, ઉભય પ્રકારનો સમુદાય પૂર્વપક્ષ માને છે પણ એની ઉપપત્તિ થઇ શકતી, એ પ્રકારનો સમુદાયભાવ અનુપપન્ન છે. કારણ કે અણુઓ અને પાંચ સ્કધ કે જેનો સમુદાય વિવક્ષિત છે તે બંને અચેતન છે. ચિત્તાભિજ્વલનરૂપ ચેતના તો સમુદાયની સિદ્ધિ થાય ત્યાર પછી પ્રકટ થાય તેમ છે તેથી સમુદાય થતા પૂર્વે એનો અભાવ છે અને એથી અતિરિક્ત કોઈ સ્થિર ભોક્તા કે પ્રશાસ્તારૂપ ચેતનને પૂર્વપક્ષ સ્વીકારતો નથી. તેથી સમુદાયિ અચેતન છે માટે તેમનો સ્વતઃ સંઘાત થઇ શકે તેમ નથી. ચિત્તરૂપ વિજ્ઞાન તે તો દેહાકાર સંઘાત થાય ત્યાર પછી ઉત્પન્ન થનાર છે તેથી એ વિજ્ઞાનને સમુદાયનો હેતુ માનવામાં આવે તો વિજ્ઞાનને અધીન સમુદાયની ઉત્પત્તિ અને સમુદાયની ઉત્પત્તિને અધીન વિજ્ઞાનની ઉત્પત્તિ થવાથી અન્યોન્યાશ્રય આવે છે. સ્થિર ભોક્તા—જીવ કે ઈશ્વર તો સ્વીકારવામાં જ આવ્યા નથી. તેથી સંઘાતની ઉપપત્તિ થઈ શકે તેમ નથી. આની સામે એમ કહેવામાં આવે કે કર્તાવિના અણુઓ અને સ્કંધો પોતે જ સંઘાતરૂપ સ્વભાવથી જ થઇ રહે છે તો એ પણ યોગ્ય નથી. કેમકે એમ જો સ્વભાવથી જ પ્રકારે થતું હોય તો પછી મોક્ષનો અસંભવ આવે છે. વળી એવું કહેવામાં આવે કે આશય—સંતાન, પ્રવાહ—સમુદાય રચી શકે તો તે પણ અયોગ્ય છે. કારણ કે જે વિવિધ પ્રવાહો, સંતાનો સ્વીકારવામાં આવે છે તે પ્રથમ તો તેના ઘટક સંતાનથી ભિન્ન છે કે અભિન્ન છે? જો ભિન્ન હોય તો તે સ્થિર છે કે ક્ષણિક છે? ત્યાં વિજ્ઞાનાદિ સંતાની સ્થિર છે અને ભિન્ન છે એમ તો કહેવાય તેમ નથી કારણ કે એમ કહો તો વેદાન્તસંમત સ્થિર ચેતનનો જ નામાન્તરથી સ્વીકાર કરવામાં આવેલો ઠરે છે. ભિન્ન છે અને ક્ષણિક છે એમ કહો તો જે ક્ષણિક છે તેને જન્મથી અતિરિક્ત વ્યાપાર હોતો નથી કારણ કે તે ક્ષણ માત્ર જ રહે છે તેથી તે જન્મ પામ્યા પછી પરમાણુઆદિને મેલન કરવારૂપ વ્યાપાર અર્થાત્ સમુદાય બાંધવારૂપ વ્યાપાર કરી શકવા અવકાશ રહેતો નથી. તેથી એ પક્ષ પણ અયોગ્ય છે. આથી અભિન્ન છે એ પક્ષનું પણ ખંડન થઈ જાય છે કેમકે તેમાં પણ એ ક્ષણિક છે એ તો પૂર્વપક્ષે સ્વીકારેલું જ છે. તેથી સર્વ રીતે સમુદાયની ઉપપત્તિનો અભાવ છે અને એ થતાં તેને આશ્રયે રહેલી લોકયાત્રા–લોકવ્યવહાર પણ લોપ પામે છે. તેથી આ પૂર્વપક્ષ ભ્રાન્તિરૂપ છે.

આ સમુદાયની અન્યથા ઉપપત્તિની આશંકા કરી તેનું પુનઃ શ્રીસૂત્રકાર હવે ખંડન કરે છે.

( અપૂર્ણ. )

# इष्टगुणसंकीर्तन.

૫૬. ( તારા ગુણ અગણિત શું ગાઉં, ગરીબ ગોમાતાજી, એ લય. )

કરૂં પદમાં કોટિ પ્રણામ, ગુરુ ગુણરાશિજી,
મહિમા અજ શારદ શેષ, શકયા ન પ્રકાશીજી.
ત્રિવિધિ તાપને છો હરનારા,
અવિરલ શાંતિથી ઉર ભરનારા,
દારુણ [1]ધ્વાન્તને દૂર કરનારા,
છો [2]હૃન્નભના પ્રભુ મહા રવિરે.
કરો પવિત્રને પણ પવિત્ર, ગુરુ ગુણરાશિજી,
વસ્યાં ચરણે અનંત ક્રોડ, મથુરાં કાશીજી.
તીર્થના તીર્થ પ્રભુ તમને ઉવેખી,
પાણીપથરમાં મહા પુણ્યને પેખી,
ભટકે ચારે દિશે, સત્યને ન દેખી,
મંદમતિ કંઇ જીવડાં રે.
કામ ક્રોધ અજય્ય મહા યોધ, ગુરુ ગુણરાશિજી,
થતાં આપનો સહજ કટાક્ષ, જતા સદ્ય નાશીજી.—
સત્ય, દયા સંતોષને શાંતિ,
અસ્તેય, અહિંસા, તપ ને [3]દાંતિ,
તિતિક્ષા, ઉપરતિ, શ્રદ્ધા ને [4]ક્ષાંતિ,
મનમંદિર કરે ઉજળાંરે.
નથી આપવિના કો સમર્થ, ગુરુ ગુણરાશિજી,
જીવકંઠની છેદવા દઢ, [5]જનિમૃતિ ફાંસીજી,
સાચા સગા છો ભવમાં અમારા,
ધનઅર્થ જીવો તો સગા થનારા,
ધનઆશ છુટતાં છોડી જનારા,
પુત્ર પિતા, પિતા પુત્રનેરે.
દોષ કરીએ, ન ત્યજતા તોય, ગુરુ ગુણરાશિજી,
સદા રહોછો પરમ ઉદાર, પ્રભુ તત્ત્વભાષીજી.
ભૂલીએ અમે પણ ના અમને વિસરતા,
નિજ ગણી પળ પળ રક્ષણ કરતા,
કુપુતના પણ પ્રભુ કોડને પુરતા,
વિશ્વમાં છો એક નરહરિ રે.

---

૧ અંધકાર. ૨ હૃદયાકાશ. ૩ દમ. ૪ ક્ષમા. ૫ જન્મમરણની.

# आन्तर मनना अद्भुत चमत्कारो तथा तेमां प्रवर्तता नियमो.

( અનુસંધાન ગયા વર્ષના પૃષ્ઠ ૪૪૯ થી. )

અત્યારસુધી આંતર મનના સંબંધમાં જે ઉદાહરણો આપવામાં આવ્યાં છે તેથી એવું ભાન થશે કે આંતર મનના વ્યાપારો હીપ્નોટિઝમ, ગાંડપણ, જ્વરસંનિપાતઆદિ દશામાં જ થતા હશે. પણ જો એવું ભાન થાય તો તે સત્ય નથી. આંતર મનની સ્મરણશક્તિ અગાધ છે ઈત્યાદિ નિયમોના ઉદાહરણમાં એ દશામાંનાં ઉદાહરણો લેવામાં આવ્યાં છે, તેનું કારણ માત્ર એટલું જ છે કે એ દશામાં બાહ્ય મન નિર્વ્યાપાર થયેલું હોય છે તેથી એ દશાનું સ્મરણ બાહ્ય મનવડે થયું હશે એવો સંશય ધરવા અવકાશ રહેતો નથી. અને બીજું કારણ એ છે કે બાહ્ય મન નિર્વ્યાપાર થવાથી બાહ્ય મનવડે જે વિક્ષેપ આંતર મનને થયા કરે છે તે વિક્ષેપ આ દશામાં થતો નહિ હોવાથી આંતર મનના ધર્મો અધિક અંશે પ્રકટ થાય છે. પણ એટલા ઉપરથી એવું ધારવું કે એ દશામાં જ આંતર મનનો ઉપયોગ થાય છે, આંતર મનના ધર્મોનો ઉપયોગ થઇ શકે છે એ ભૂલ છે. આંતર મનના આ સર્વ ધર્મોનો ન્યૂનાધિક અંશે પ્રાદુર્ભાવ સર્વ દશામાં થાય છે, જાગ્રતમાં પણ એ મનના આ ધર્મોનો લાભ જનસમાજને મળતો રહે છે.

પરમાત્માએ જ્યાં જ્યાં દ્વૈતની સૃષ્ટિ કરી છે ત્યાં સર્વત્ર તે બેના સંબંધની અપેક્ષા રાખી છે, તે બે અંગો જ્યારે મળે છે ત્યારે જ તેમાંથી ફલ થાય એવો નિયમ સ્થાપન કર્યો છે. ધન વિદ્યુત્ અને ઋણ વિદ્યુત એમ બે પ્રકારની વિદ્યુત્ ઉત્પન્ન કરી છે અને ત્યાં એ બેનો સંબંધ થાય છે ત્યારે ઉષ્ણતા, પ્રકાશ, ગતિઆદિ કાર્યો થઇ શકે છે. એકલી ધન વિદ્યુત્ દીપક કરી શકતી નથી, આગગાડી કે મીલ ચલાવી શકતી નથી, કે કોઇ પણ ઉપયોગી કાર્ય સાધી શકતી નથી. પણ જ્યારે ઋણ વિદ્યુતનો પ્રવાહ તેને મળે છે ત્યારે જ એ સર્વ કાર્યોનો સહજ ઉદ્ભવ થાય છે. મનુષ્ય પ્રજામાં સ્ત્રી અને પુરુષ એમ દ્વૈતનું સર્જન થયું છે. તેમાં એકલી સ્ત્રી ગર્ભધારણ કરી શકતી નથી. કોઇ અપવાદરૂપ પ્રસંગે એકલી સ્ત્રીને ગર્ભધારણ થાય છે તો તે બાલક અસ્થિઆદિથી રહિત હોવાથી મોટું થતું નથી અને ગર્ભમાં જ મરણ પામે છે. પણ જ્યારે પુરુષનો સંબંધ થાય છે ત્યારે જ સર્વ પ્રકારે વિસ્મય પમાડે એવી મનુષ્ય પ્રજા ઉત્પન્ન થાય છે. આ જ નિયમ તિર્યક્ પ્રાણીઓમાં પણ ચાલે છે. વનસ્પતિવર્ગમાં પણ સ્ત્રી અને પુરુષ એવા બે ભેદ હોય છે અને એ બે તત્ત્વોનો સંબંધ થાય છે ત્યારે જ તેમાંથી અન્ય વનસ્પતિ ઉત્પન્ન થાય છે. કોઇ કોઈ વનસ્પતિમાં એ બંને તત્ત્વો ભેગાં રાખવામાં આવ્યાં છે તો ઘણામાં એ ભિન્ન ભિન્ન સ્થાને સ્થાપવામાં આવ્યાં છે. છતાં બંનેમાં એ બેનો સંબંધ થાય છે ત્યારે જ કાર્યની ઉત્પત્તિ થાય છે. આખા વિશ્વમાં સર્વ દ્વૈતપ્રતિ દૃષ્ટિ નાંખીશું તો યુગ્મનો સંબંધ થતાં જ ફલની ઉત્પત્તિ થતી ઉપલબ્ધ થતી જણાશે. આ નિયમપ્રમાણે પરમાત્માએ આંતરમન અને બાહ્યમન એ બેની સૃષ્ટિ કરી છે તે બંનેનો ઉપયોગ થવા માટે જ છે. જો એક ઉપયોગી હોય અને બીજું નિરુપયોગી હોય તો પ્રથમ તો તેની સૃષ્ટિ જ પરમાત્મા કરત નહિ. ઉત્ક્રાન્તિ અથવા વિકાસ ( evolution ) ના નિયમપ્રમાણે કહીએ તો જે નિરુપયોગી છે તેનો ઉચ્છેદ જ

"ઉચિત રમની વિદ્યમાનતા" થવા માટે ચાલતા સંગ્રામમાં થઇ જાત. તેથી બને મન વિદ્યમાન રહ્યાં છે, વિકાસ પામતાં ચાલતાં આવ્યાં છે અથવા સર્વજ્ઞ અને પરમકારુણિક પરમાત્માવડે સરજાયાં છે તે જ એ બંનેની ઉપયોગિતા દર્શાવે છે. બંને મન પોતપોતાનાં કાર્યોને ઉત્પન્ન કરી શકે છે પણ એમાંથી થતાં મહા ફલો તો એ બેનો સંબંધ થાય છે ત્યારે જ ઉદ્‌ભવે છે. એ બેની વચ્ચે કેવા પ્રકારનો સંબંધ કરવો અને ક્યાં ક્યાં કાર્યોને કેમ કરાવવાં એનું વિવેચન આગળ વિસ્તારથી આવશે. છતાં અત્ર સૂચવવાનું એટલું જ છે કે આંતરમન જેમ બાહ્યમન કેવલ નિર્વ્યાપાર થઇ રહે છે ત્યારે જેમ પોતાના કાર્યોને કરે છે તે જ પ્રમાણે બાહ્ય મન સવ્યાપાર હોય છે એવી જાગ્રત્ દશામાં પણ પોતાનાં કાર્યોને કરે છે અને વ્યાવહારિક મનુષ્યોમાટે એ કાર્યો વિશેષ ઉપયોગનાં છે; આંતર મનના ધર્મોનો લાભ લેવા મનુષ્યે ગાંડા થવાની જરૂર નથી, જબરજસ્ત થવાની જરૂર નથી, તથા સદા હીપ્નોટિઝમના પ્રયોગની જરૂર નથી પણ જાગ્રત્ દશામાં પણ એનો લાભ લઈ શકાય છે.

ડો. કારપેન્ટર પોતાના Mental Physiology નામના ગ્રંથમાં જણાવે છે કે એક સમયે એક બેન્કના મેનેજરની પાસે તીજોરીની જે બેવડી કુંચી રહેલી હતી તે ખોવાઈ ગઇ. એ બેવડી કુંચી તે માસ્તર કી હતી અને તેથી સર્વ તીજોરી અને ટેબલની કળને લાગતી હતી. આવી કુંચીને મૂકવાનું સ્થાન એવું હોવું જોઇએ કે જે એ મેનેજરને જ જ્ઞાત હોય અને અન્યને હાથે નહિ આવે તેવું હોય. તેથી એ કુંચીની શોધ એવાં સર્વ સ્થાનમાં કરી પણ તેનો પત્તો લાગ્યો નહિ. આ ઉપરથી કોઇએ એ કુંચી ચોરી લીધી છે એ અનુમાન થયું. એ અનુમાન થતાં સર્વ તીજોરી વગેરે તપાસી પણ તેમાંથી કોઇ પણ ચોરી થયેલી જણાઇ નહિ. તેથી એવું અનુમાન થયું કે હજી સુધી ચોરી થઇ નથી પણ જેણે એ કુંચી ચોરી લીધી છે તે હવે પછી તીજોરી વગેરેમાંથી ચોરી કરવા ધારે છે અથવા ચોરી કરી જશે. તેથી એ બેન્કના સર્વ નોકરોની વિવિધ પ્રકારે તપાસ કરવામાં આવી. પણ કોઇએ કુંચીના સંબંધમાં જાણ્યું જણાયું નહિ. છેવટે લંડનથી છૂપી પોલીસના ડીટેક્ટીવને બોલાવવામાં આવ્યો અને તેણે સર્વની વિવિધ પ્રકારે જડતી લીધી, તપાસ કરી, પણ તેને મળેલા ખુલાસાથી તેની ખાતરી થઇ કે એમાંથી કોઇએ પણ એ કુંચી લીધી નથી. આ ઉપર એ અમલદારે એ ચોકસ અનુમાન કર્યું કે આ મેનેજરે પોતે જ એ કુંચી ગમે ત્યાં મૂકી દીધી છે પણ એ ખોવાઇ છે એ ભયને લીધે એનું મન અત્યંત ગભરાટમાં પડ્યું છે અને ચાંચલ્યવાળું થયું છે તેથી એને યાદ આવતું નથી. આ ઉપરથી એણે એ મેનેજરને જણાવ્યું કે એ કુંચી કોઇએ ચોરી નથી પણ તમે જ કોઇ સ્થાને મૂકી દીધી છે. માટે તમારે એને માટે ગભરાટ નહિ કરવો. હું તથા બીજા પોલીસ અમલદારો અહિં રહીશું અને કોઇ પણ એ કુંચી લઇ શકશે નહિ. તમે એ કુંચી જડી જ છે એમ ધારી સ્વસ્થ બેશો અને રાત્રે સ્વસ્થપણે નિદ્રા લો. સ્વસ્થ નિદ્રા તમને હવે આવશે જ અને નિદ્રાથી જાગ્રત થશો એટલે તમને તરત જ એ કુંચી ક્યાં મૂકાઈ છે તે સ્મરણમાં આવી જશે. મેનેજરને એ વચનથી શાન્તિ થઇ અને એમાં જણાવ્યા પ્રમાણે પ્રાતઃકાલે જાગ્રત્ થતાં જ એ કુંચી અમુક સ્થળે મૂકી છે એ સ્મરણમાં આવ્યું. એ સ્થાન અપરિચિત હતું તેથી ત્યાં શોધ જ—થઈ નહોતી.

આ પ્રસંગ આંતર મનના બે ધર્મોને અતિ સ્પષ્ટ કરે છે. જ્યારે ગભરાટ થતો હતો ત્યારે બાહ્ય મન વિક્ષિપ્ત દશામાં હતું અને એ ચાંચલ્યને લીધે આંતર મનનો સ્વર જે અંદરથી થયા કરતો હતો તેને શ્રવણ કરવાનો યોગ આવતો નહોતો. નિદ્રા આવી જવાથી એ વિક્ષેપ મટી ગયો એટલે પ્રાતઃકાલે એ સ્વરનું સ્પષ્ટ શ્રવણ થતાં કુંચીની ઉપલબ્ધિ થઇ છે. વળી જ્યારે કુંચી તે સ્થાને મૂકી હતી ત્યારે બાહ્ય મને અનવધાનને લીધે તેનું ગ્રહણ કર્યું ન-હોતું પણ આંતર મનમાં તેની સ્પષ્ટ છાપ પડી હતી. તેથી એ છાપને યોગ્ય સ્થિતિ થતાં એ મને પ્રકટ કરી જ્યારે નિદ્રાનો સમય થયો ત્યારે પોલીસ અમલદારે કરેલું દ્યોતન નિર્બાધ-પણે કામ કરવા લાગ્યું હતું. સ્વસ્થ નિદ્રા આવી જશે તથા નિદ્રાથી જાગ્રત થતાં તમને સ્મરણ થશે એ પ્રકારનાં બે દ્યોતનો એ મેનેજરને આપવામાં આવ્યાં હતાં અને એ બંને દ્યોતનોનું આંતર મને ગ્રહણ કરી લીધું હતું તેથી એ બંનેની અસર એને જણાઈ અને કુંચી શોધી કઢાઈ. આથી કોઇનું પણ વિસ્મરણ ક્યારે થાય છે તથા એવું વિસ્મરણ થાય ત્યારે શું કરવું એ સ્પષ્ટ સમજાય છે. અનવધાન રાખવું, જે કામ કરવું તેના પ્રતિ ધ્યાન ન આપવું પણ એક તરફથી એક કામ કરવું અને તે ક્ષણે મનને બીજામાં ભ્રમણ કરાવવું એ સંસ્કારનું અગ્રહણ કરનાર છે અર્થાત્ એ સ્થિતિ તે કરાતા કામની છાપ પડવા દેતી નથી. આમ થવાથી બાહ્ય મનને તેનું વિસ્મરણ થાય છે. છતાં આંતર મનમાં એ છાપ પડે છે. પણ તેને અભિવ્યક્ત ન થવા દેનાર કારણ ચિન્તા, આતુરતા, ગભરાટ છે. માટે એને સર્વથા ત્યજવા જોઈએ. અનેક વિદ્યાર્થીઓ કે જેમણે સારો અભ્યાસ કરેલો હોય છે છતાં પરીક્ષા સમયે આ પ્રકારના મિથ્યા ગભરાટથી સર્વ ભૂલી જાય છે. તેથી પ્રથમ આ ગભરા-ટને ન થવા દેવો પણ વિસ્મરણના સમયે બાહ્ય મનને શાન્ત રાખવું એ પ્રથમ કર્તવ્ય છે. એટલાથી જ અપેક્ષિત વસ્તુનું સ્મરણ ન થાય તો તેવે સમયે બાહ્ય મનને અને આં-તર મનને સંબંધવાળાં કરવા ઘટે છે. બાહ્ય મન પાસે પૂર્ણ શ્રદ્ધાથી આંતર મનને દ્યોતન અપાવવું ઘટે છે કે તું અમુક વસ્તુનું મને સ્મરણ કરાવશે. આમ થતાં આંતર મન દ્યોતનને વશ વર્તે છે તેથી એ દ્યોતનવશાત્ એ અવશ્ય સ્મરણ કરાવે છે. એ દ્યોતન આપવું એ આંતર મનને ઉશ્કેરવાનું કામ છે. જેમ યકૃત્ આદિ શરીરના અવયવો પોતાનું કામ જોઈએ તેવી રીતે કરતાં નથી ત્યારે તેમને ઉશ્કેરવામાં, ઉત્તેજિત કરવામાં આવે છે, તેજ પ્રમાણે આંતર મનને આ રીતે દ્યોતનથી ઉશ્કેરવાની જરૂર રહે છે. પણ એ દ્યોતન પૂર્ણ શ્રદ્ધાથી આપવાનું રહે છે. શ્રદ્ધા લૂલી રાખવી એનો અર્થ એ છે કે સંશય રાખવો, તે તે કાર્યમાં સંદેહ રાખવો. અને એનો અર્થ એ થાય છે કે આંતર મનને બે વિરોધી દ્યોતન આપવાં. આમ થવાથી ઇપ્સિત કાર્ય ન થાય એ સ્વાભાવિક છે. આંતર મનના સા-મર્થ્યને ન જાણવાથી જ પ્રજાને સંશય કે શ્રદ્ધાની ન્યૂનતા થવાનો યોગ આવે છે. આંતર મ-નની ગ્રહણ શક્તિ અસ્ખલિત છે, તથા તેની સ્મરણ શક્તિ પૂર્ણ છે એને સ્પષ્ટપણે જાણ-નારને કદાપિ અશ્રદ્ધા થતી નથી.

( અપૂર્ણ )

---

# ईश्वरने प्रत्यक्ष कर्याविना आ जगत्‌मां जे कांइ करवामां आव्युं होय छे ते निरर्थक छे.

પદ. ગઝલ.

જગત્‌ના નાથને જોયા–વિના સઉ ધૂળધાણી છે,
પ્રભુ નિરખ્યાવિના નયને, ઉભી ચોરાશી ખાણી છે.
થયું શું મહેલ બાંધ્યાથી, થયું શું ઉંચું આધાથી,
થયું શું દ્રવ્ય સાધ્યાથી, સ્હી જો ભવની ઘાણી છે. જગત્‌ના૦
ધરી વસ્રો રૂડાં અંગે, લઈ મિત્રાદિને સંગે;
ફર્યા બગીમાં બધે રંગે, મહત્તા ના ગણાણી છે. જગત્‌ના૦
ભલે વ્યાખ્યાન બહુ કીધાં, ભલે ગ્રંથો રચ્યા ચુંદા;
ભલે કાવ્યો ઘણાં ગુથ્યાં, વલોવ્યું તોય પાણી છે. જગત્‌ના૦
વિલોકયું ફ્રાન્સ ને ઇલાંડ, વળી જાપાન સ્વીટ્‌ઝર્લાંડ;
અમેરિકાનું ન્યુ ઇંગ્લાંડ, નકામી દૃષ્ટિ તાણી છે. જગત્‌ના૦
પ્રભુ છે પ્રાણથી પાસે, નયનસંમુખ તથા વાંસે;
દશે દિશ સકળ સ્થળ [1]વાસે, જુએ પણ કો ન પ્રાણી છે. જગત્‌ના૦
નદીઓ સ્વર્ણના રસની, નિરંતર આંગણે વહેતી;
ગ્રહે જીવ તે ન સંપત્તિ, ગ્રહે પણ કોડી કાણી [2]છે. જગત્‌ના૦
છતે નેત્રે નથી જોતા, મણિ ત્યજી કાચમાં મહોતા;
મરણપર્યંત રહે રોતા, મતિ ભ્રમમાં ગુંચાણી છે. જગત્‌ના૦
વિરલ કો કમર કસી મચતા, પ્રભુને પ્રકટ તે કરતા;
અચલ પદ સદ્ય તે ઠરતા, ખરી તેની કમાણી છે. જગત્‌ના૦

---

## मानस रसायन

अथवा

## यौवन प्राप्त करवानो अने स्थिर राखवानो मानस उपाय.

( અનુસંધાન ગયા વર્ષના પૃષ્ઠ ૪૫૪ થી. )

એંશી વર્ષની ઉમરના હોય કે વિશ વર્ષની ઉમરના હોય તોપણ સર્વ મનુષ્યોનાં આંતર મનમાં વૃદ્ધાવસ્થાને ઉત્પન્ન કરવાનો સ્વભાવ રહેલો હોય છે. આથી કરીને જે માબાપોમાં ઘડપણનાં ચિહ્નો દેખાવા માંડ્યાં હોય છે, તેમની પેઠે તરત જ જુવાન્ માબાપો

૧ વસી રહ્યા. ૨ કાણી કોડીને ગ્રહે છે.

પણ પોતાનાં બાળકોમાં વૃદ્ધાવસ્થાને ઉત્પન્ન કરનારી આ મનુષ્યપ્રજાની ટેવનું સ્થાપન કરે છે. આથી યુવાવસ્થાને ઉત્પન્ન કરનારી ટેવ પોતાનાં બાળકોમાં સ્થાપવાને પોતાનામાં સામર્થ્ય આવે તે પહેલાં સઘળાં મનુષ્યોએ પોતાનાં આંતર મનમાંથી વૃદ્ધાવસ્થાને ઉત્પન્ન કરનાર આ માનવ સ્વભાવ સંપૂર્ણ નિર્મૂળ કરવો જોઇએ.

જે માબાપો પોતાનાં શરીરમાંથી વૃદ્ધાવસ્થાને ઉત્પન્ન કરનાર સ્વભાવનો અંશતઃ નાશ કરવામાં વિજયી થાય છે, તેઓ પોતાનાં બાળકોને સામાન્ય મનુષ્યોનાં બાળકોકરતાં પોતાનામાં યૌવનનું બળ વધારે લાંબો સમય ટકાવી રાખવાનું સામર્થ્ય મૂકે છે; પરંતુ સઘળાં માબાપો આ સ્વભાવનો સંપૂર્ણ જય કરી શકે એમ છે, અને આવો સંપૂર્ણ જય કરવાના નિશ્ચયપૂર્વક જ સઘળાં માબાપોએ પ્રવૃત્તિ કરવી જોઇએ.

આંતર મનપાસે જે કંઇ કરાવવાની આપણી ઇચ્છા હોય તે તેને સૂચવવાનો પ્રત્યેક પ્રયત્ન, આંતર મનમાં તે કાર્ય કરવાનું સામર્થ્ય છે, એવા દૃઢ વિશ્વાસપૂર્વક કરવો જોઇએ. આંતર મનમાં સંપૂર્ણ શ્રદ્ધા ધરવાથી, આંતર મનનાં અગાધ સામર્થ્યોસાથે આપણો સંબંધ થાય છે, અને જ્યારે આ સામર્થ્યોસાથે આપણો સંબંધ થાય છે ત્યારે એવો એક પણ ઉદ્દેશ નથી કે જે આપણે ન સિદ્ધ કરી શકીએ.

આંતર મનઉપર કોઇ પણ વિચાર અથવા ઇચ્છાનો યથાર્થ સંસ્કાર પાડવાને માટે તે વિચાર ખરો છે, એવી બાહ્ય મનની દૃઢ ખાતરી થવી જોઇએ એટલું જ નહિ, પરંતુ તે વિચારના સ્વરૂપનું અને ઉદ્દેશનું બાહ્ય મનને ઉંડું ભાન થવું જોઇએ; અને શ્રદ્ધાના જેવો મનનો એવો કોઇ પણ ગુણ નથી કે જે આ બે અગત્યના ધર્મોને પૂર્ણપણે પ્રકટાવે. આથી કરીને આંતર મનને કેળવવાનો પ્રત્યેક પ્રયત્ન, કશાથી ન ચસે એવી અત્યંત પ્રબળ શ્રદ્ધાથી સર્વાંગ ઓતપ્રોત હોવો જોઇએ.

શરીર નિરંતર નવું રચાયા જ કરે છે, એ સત્ય વાર્તાને લીધે, શરીરમાં યૌવનનાં તત્ત્વોને અખંડ ઉત્પન્ન કર્યા કરવાનું આંતર મનને શક્ય થાય છે, એટલું જ નહિ પરંતુ મનુષ્યશરીરમાં રહેલી પ્રત્યેક વસ્તુમાં નિરંતર સુધારો કરવાનું પણ તેથી તેને શક્ય થાય છે.

આથી યૌવનનાં તત્ત્વોને શરીરમાં ઉત્પન્ન કરવાની આંતર મનને જ્યારે પ્રેરણા કરવામાં આવે ત્યારે તેને સૌંદર્યનાં અને શારીરિક પૂર્ણતાનાં તત્ત્વો ઉત્પન્ન કરવાની પણ પ્રેરણા કરવી જોઇએ, તમારા મનની કલ્પના પહોંચી શકે ત્યાંસુધી શારીરિક સૌંદર્યનો પૂર્ણમાં પૂર્ણ વિચાર તમારા આંતર મનઉપર અંકિત કરો, અને તે સૌંદર્યનાં તત્ત્વો તમારા સ્થૂલ શરીરના પ્રત્યેક અણુમાં ઉત્પન્ન થવાની અને બહાર પ્રકટવાની ઉંડી લાગણીથી ઇચ્છા કરો.

તે જ પ્રમાણે તમારી વ્યક્તિને અધિક અને અધિક ઉત્કૃષ્ટ કરવાની, તમારા ચારિત્ર્યને અધિક અને અધિક વિશુદ્ધ અને બળવાન કરવાની, અને તમારી બુદ્ધિને અધિક અને અધિક તેજસ્વી કરવાની તમારા આંતર મનને સૂચના કરો. અને તમારા આંતર મનમાં આમ કરવાનું સામર્થ્ય છે, એવી શ્રદ્ધાપૂર્વક આ પ્રયત્ન સર્વદા કરો.

જ્યારે જ્યારે તમે તમારા પોતાના સંબંધમાં વિચાર કરો ત્યારે ત્યારે મનથી તમને પૂર્ણ આરોગ્યની, યૌવનની અને સામર્થ્યની મૂર્તિરૂપ જુઓ, અને તમારી આ મૂર્તિમાં તમારી કલ્પના પહોંચે તેટલું સર્વોત્તમ સૌંદર્ય ધારો.

તમારા સંબંધમાં તમે કલ્પેલા આ ચિત્રને તમારે નિત્ય તમારા આંતર મનઉપર અંકિત

કરવું જોઇએ;' અર્થાત્ મનમાં આ ચિત્રને આરૂઢ રાખીને, ઉંડી લાગણીથી આંતર મનનો વિચાર કરવો, અને આ ચિત્રનાં તત્ત્વો આંતર મન પોતાનામાં ગ્રહણ કરી લે છે, એવું ભાન કરવાનો પ્રયત્ન કરવો.

આંતર મનઉપર યથાર્થ અંકિત થયેલું પ્રત્યેક માનસ ચિત્ર મનુષ્યના શરીરમાં પાછું પ્રકટે છે, કારણ કે એવો એક નિયમ છે કે આંતર મનઉપર જે કંઇ અંકિત થાય તે વિકાસને પામીને શરીરમાં બહાર પ્રકટે.

આ ચિત્રની સૃષ્ટિમાં મનથી રહેવાથી આંતર મનમાં આ ચિત્રનું યથાર્થ સ્વરૂપ અંકિત થવામાં આશ્ચર્યકારક સાહાય્ય મળે છે; અને જ્યારે આરોગ્ય અને યૌવનની સૃષ્ટિમાં મન પોતાને રહેતું કલ્પે છે ત્યારે મુખ્યત્વે કરીને આમ બન્યાવિના રહેતું જ નથી.

કોઈ અમુક સ્થિતિમાં મનવડે રહેવાથી આપણે તે સ્થિતિને આંતર મનમાં ઉતારીએ છીએ. જે સ્થિતિનો આપણે ઉપભોગ કરીએ છીએ તે સ્થિતિ આપણા આંતર મનઉપર અંકિત થયાવિના રહેતી જ નથી. આથી યૌવનના વિચારમાં અખંડ રહેવાથી આપણા શરીરમાં યૌવનનાં તત્ત્વોને આંતર મનપાસે આપણે અખંડ સજાવીએ છીએ.

દર વર્ષે હું ઘરડો થતો જાઉંછું, એવા નિશ્ચયપૂર્વક જીવન ગાળવાથી આપણે આપણા આંતર મનને આપણને તે પ્રતિવર્ષ અધિક અને અધિક ઘરડા દેખાડે, અને અધિક અધિક ઘડપણનું ભાન કરાવે, એવી પ્રેરણા કરીએ છીએ; અને પ્રત્યેક મનુષ્ય જો કે મુખ્યત્વેકરીને ટેવના બળને લીધે આમ કરે છે તોપણ ઘણુંખરૂં આવું જ વર્તન કરે છે. આથી તે તેના આંતર મનને વૃદ્ધાવસ્થાને પ્રકટાવવાનો અભ્યાસ પાડે છે; પરંતુ આંતર મનને યોગ્યરીતે પ્રેરણા કરવાથી અખંડ યૌવનને પ્રકટાવવાનું કાર્ય પણ તેટલું જ સહેલું છે.

જ્યારે યૌવનને ઉત્પન્ન કરવાનો, અને આખા શરીરમાં યૌવનને દર્શાવવાનો આંતર મનને અભ્યાસ પડી જાય છે, ત્યારે ઘડપણને ઉત્પન્ન કરવું તે બંધ પડે છે, અને તેમ થતાં પછી તે, શરીરને નિરંતર નવા કરવાની જે ક્રિયા શરીરમાં ચાલે છે, તેની આડે આવતું નથી; ઉલટું તે ક્રિયામાં તે મદદ કરે છે.

વાળ ધોળા થવાની જે ઉમરે મનુષ્યો આશા રાખે છે તે ઉમરે વાળને ધોળા થવાની જે ટેવ પડી છે, તે ટેવનો શરીરમાંથી નાશ કરવાને માટે, આંતર મનને વાળનો સ્વાભાવિક રંગ રાખી રહેવાની પ્રેરણા કરો.

વાળનો રંગ ધોળો થવા માંડ્યો હોય તેટલા ઉપરથી કોઇએ આ ક્રિયાને આચારમાં મૂકતાં સંશય ધરવાનું પ્રયોજન નથી. મનના વ્યાપારો શરીરમાં રાસાયનિક ફેરફાર ઉત્પન્ન કરવાને સમર્થ છે; શરીરઉપર પડેલા ઘાને રૂઝાવવાનું કામ. કુદરતને જેમ જરા પણ કઠિન નથી તેમ વાળનો મૂળ કુદરતી રંગ પાછો આણતાં તેને જરા પણ કઠિન નથી. પરંતુ મનુષ્યનામાં સુધારા તથા ફેરફારો આંતર મનદ્વારા જ કરી શકાતા હોવાથી આપણે આપણા વાંછિતાર્થને સિદ્ધ કરવાને માટે આંતર મનને જ પ્રથમ પ્રેરણા કરવી જોઇએ.

વાળનો કુદરતી રંગ રાખી રહેવાની આંતર મનને પ્રેરણા કરવાને માટે, તે રંગનું બને તેટલું સ્પષ્ટ ચિત્ર મનમાં રચો; પછી ઉંડી લાગણીસાથે આ ચિત્રના ખરા ભાવને આંતર મનઉપર અંકિત કરો; અર્થાત્ તે રંગના વાસ્તવિક તત્ત્વઉપર અથવા તેના આંતર જીવનઉપર

તમારી વૃત્તિને એકાગ્ર કરો, અને તે એકાગ્રતાયુક્ત વિચારને આંતર મનઉપર અંકિત કરો.

જ્યાં રંગ બદલાવાની શરૂઆત થઈ નથી, ત્યાં આંતર મન વાળના કુદરતી રંગનું સંરક્ષણ કર્યા જ કરે છે, એવી પૂર્ણ શ્રદ્ધાયુક્ત મનની સ્થિતિ રાખવી, એટલું જ બસ છે, પણ જ્યાં રંગ બદલાવાની શરૂઆત થઈ ચૂકી છે ત્યાં પૂર્વના જેવો રંગ પાછો આણવાને માટે નિત્ય આ વિષયઉપર ખાસ ધ્યાન આપવું જોઇએ.

વળી વાળના સ્વાભાવિક રંગનું સંરક્ષણ કરવાને માટે હદઉપરાંત માનસ વ્યાપાર, સખ્ત ચિંતન, બળાત્કારપૂર્વક ચિંતન, અધૃતિ, ચિંતા, ભય અને એવી જ પ્રતિકૂળ માનસ સ્થિતિઓનો ત્યાગ કરવાની અગત્ય છે.

આખા શરીરમાં યૌવનને નિરંતર રાખી રહેવાને માટે પણ ઉપર કહ્યું તેમ કરવું અગત્યનું છે; સર્વ પ્રકારની માનસ સ્થિતિઓ અનુકૂળ અને અવિરોધી હોવી જોઇએ, અને સઘળી શારીરિક સ્થિતિઓ આરોગ્યાવહ હોવી જોઇએ.

મનની અનુકૂળ તથા અવિરોધી સ્થિતિઓને તેમ જ શરીરની આરોગ્યાવહ સ્થિતિઓને સંપાદન કરવાને માટે જે સઘળું કરવાનું છે તે એ કે તેમને ઉત્પન્ન કરવાની આંતર મનને પ્રેરણા કરવી; આંતર મનમાં તેમને ઉત્પન્ન કરવાનું સામર્થ્ય છે.

ઇચ્છેલા પરિણામો આંતર મન પ્રકટાવશે જ એવી દૃઢ ખાતરીથી આંતર મનમાં પ્રેરણા કરવા માટે ત્રણ મુખ્ય અગત્યની બાબતોઉપર અત્યંત ધ્યાન આપવાનું છે. પ્રથમ તો જે ઇચ્છા આંતર મનઉપર અંકિત કરવાની હોય તેનું મનમાં સ્પષ્ટ સ્વરૂપ બાંધવું જોઇએ; બીજુ, આ ઇચ્છાને એકાગ્રતાપૂર્વક આંતર મનઉપર અંકિત કરતી વખતે મનનો અત્યંત ઉંડામાં ઉંડો લાગણીવાળો ભાવ હોવો જોઇએ; અને ત્રીજુ, શરીરના પ્રત્યેક ભાગમાં આંતર મનનું અસ્તિત્વ ખરેખર છે, એવું ભાન કરવું જોઇએ.

આંતર મન આખા શરીરમાં રહેલું છે, અને તેનું સૂક્ષ્મ માનસ જીવનતત્ત્વ પ્રત્યેક અણુમાં વ્યાપી રહ્યું છે; સ્વલ્પમાં મનુષ્યના પ્રત્યેક અણુમાં વ્યાપી રહેલી તે એક અત્યંત મહાન્ આંતર માનસ સૃષ્ટિ છે. આથી આંતર મનઉપર કોઇ વિચારને અંકિત કરવાનો પ્રયત્ન કરતી વખતે બાહ્ય જીવનમાં વ્યાપી રહેલા સૂક્ષ્મ જીવનમાં વૃત્તિને એકાગ્ર કરવી જોઇએ.

જ્યારે બાહ્ય મન આંતર મનના સૂક્ષ્મ જીવનનું ભાન કરે છે ત્યારે આંતર મનના સામર્થ્યસાથે બાહ્ય મનનો વિચાર સંબંધવાળો થાય છે, અને આ સંબંધસમયે, બાહ્ય મન, આંતર મનપાસે જે કંઇ કરાવવાની ઇચ્છા કરે છે તે, આંતર મન કરવા માટે છે.

બાહ્ય મનમાં જ્યારે જ્યારે ઉંડી લાગણી થાય છે ત્યારે ત્યારે આ સંબંધ હંમેશાં થાય છે; અને શ્રદ્ધા અને ઇચ્છાના સંયુક્ત વ્યાપારથી અર્થાત્ આંતર મનઉપર વાંછિતાર્થને અંકિત કરવાની ઇચ્છા અને આંતર મનઉપર જે કંઇ કરવાનું અંકિત કરવામાં આવે છે તે કરવાનું તેનામાં સામર્થ્ય છે, એવી પૂર્ણ શ્રદ્ધા, એ બંને જ્યાં સાથે પ્રવર્તતાં હોય છે ત્યાં આ ઉંડી લાગણી ઉત્પન્ન થયાવિના કદી રહેતી જ નથી.

( અપૂર્ણ )

# सुखसाधक विद्या.

( અનુસંધાન ગયા વર્ષના પૃષ્ઠ ૪૫૮ થી. )

( ૧૧ )

### માનસિક સાહાય્ય.

એક પ્રસંગે પ્રવાસમાં નગરબહાર ફરવા જતાં લેખકની દૃષ્ટિએ એક મોટો બાગ પડ્યો. મનુષ્યોઉપર પ્રેમની લાગણીવિનાના કોઇ શ્રીમાન્ પુરુષનો ને હોય એમ સ્પષ્ટ જણાતું હતું. પ્રત્યેક દરવાજે મોટે અક્ષરે અંગ્રેજીમાં, ગુજરાતીમાં તથા મરાઠીમાં લખ્યું હતું કે 'અંદર કોઇએ પ્રવેશ કરવો નહિ;' 'પ્રવેશ કરવાની સખ્ત મના છે.'

બાગમાં પાસે જ એક સુંદર નાનું તળાવ હતું. ત્યાં કિનારે એક મોટું પાટીયું માર્યું હતું, અને તેના ઉપર લખ્યું હતું કે 'અંદર નહાવાની તથા લુગડાં ધોવાની સખ્ત મના છે.' પ્રાણિમાત્રના ઉપભોગને માટે પરમેશ્વરે બનાવેલા આ જગતના એક નાના જમીનના ટુકડાનો, મનુષ્યોના રચેલા કાયદાને આધારે આ મનુષ્ય માલિક હતો, અને તે ટુકડાનો તે પોતે જ એકલો ભોક્તા થાય, અને બીજા કોઇને તેનું એક તિલમાત્ર પણ સુખ ન મળે, એવી આ મનુષ્યની દૃઢ ઇચ્છા હોય એમ જણાતું હતું. પા પૃથ્વીનું કે અર્ધી પૃથ્વીનું તેને સ્વામિત્વ મળ્યું હોત તો તેટલા ભાગને તે એકલો જ બાથમાં ઘાલીને બેશી રહેત, અને અન્ય સર્વને તેમાંથી હાંકી કાઢત.

આખા દિવસના શ્રમથી થાકેલા અનેક મનુષ્યોને સાંજે આ મનોહર તળાવની પાળઉપર બેશીને ત્યાં વહેતી પવનની મંદ મંદ શીતળ લહરીઓથી પોતાનો થાક ઉતારવાનું મન થાય એ સ્વાભાવિક છે. પણ તેના ધણીની બાગમાં પ્રવેશવાની જ જ્યાં સખ્ત મના ત્યાં, પાળસુધી આવવાની તો કોની જ હિંમત ચાલે !

કદાચ પૂર્વે કોઇએ તેનાં વૃક્ષોને હાનિ કરી હશે, અને તેથી તેણે આવાં પાટીયાં માર્યાં હશે. પરંતુ આવી સખ્ત મનાનાં પાટીયાં મારવાને બદલે, 'મહેરબાની કરીને કોઇએ ફુલ તોડવાં નહિ, અને વૃક્ષોને અડવું નહિ' એવાં પાટીયાં માર્યાં હોત, તોપણ તેનો હેતુ સરી શકત. આમ છતાં તેણે આવાં પાટીયાં મારવાં જ જોઇએ, એવી તેને કોઇથી ફરજ પાડી શકાય, એમ નથી. તે બાગ તથા તળાવ વગેરે મિલ્કત, તેના સ્વામિત્વની હતી, અને કાયદાપ્રમાણે કોઇને પણ તેમાં ન આવવા દેવાનો તેને પૂર્ણ હક હતો. એમ છતાં આ સંબંધમાં એક વિચાર કરવાજેવો છે.

આ બાગની ખરી કિંમત કોના વડે હતી ? તે શ્રીમાન્ પુરુષવડે કે તે નગરમાં વસતાં મનુષ્યોવડે ? ધારો કે તે નગરને ત્યાંથી દૂર લેઇ જવામાં આવે; ધારો કે તે શ્રીમાન્ પુરુષના સઘળા પાડોશીઓ અન્ય સ્થળે જઇને વસે; અને ધારો કે તે બાગની આજુબાજુ પાંચસેં કોશસુધી તે શ્રીમાન્ પુરુષવિના - એક જીવતું ચકલું પણ નજરે ન પડે, તો પછી તે શ્રીમાનની શી દશા થાય ? તેનાં સખ્ત મનાનાં અને ચેતવણીનાં પાટીયાંનો પછી શો ઉપયોગ ? કોઈ પણ ત્યાં આવવાનું નહિ, અને તેથી તે સર્વ તેને ઉઠાવી લેવાં પડે; પણ તેના બાગની કિંમત કોડીની થઈ જવાની. એમ થતાં ફળ તથા ફુલનું કોઇ ગ્રાહક મળવાનું નહિ. તેના બાગની વ્યવસ્થા રાખનાર નોકરો તેને મળવાના નહિ. તેના પોતાના નિર્વાહનાં તથા

સુખનાં સાધનોના પણ તેને સાંસા પડવાના. તેના ગાડી, ઘોડા વગેરે સર્વ, તગેલામાં સંભાળવિના વિનાશને જ પામવાના.

જે મનુષ્યોને પોતાના ભાગનું સુખ લેતા તે અટકાવે છે, તે મનુષ્યોને લીધે જ આજે તે શ્રીમાન્ થયો છે, અને તે મનુષ્યોને લીધે જ આજે તે વિવિધ વિભવો ભોગવે છે. તેના સુખનો સઘળો આધાર તેની આજુબાજુ વસતાં મનુષ્યો જ છે; અને તોપણ તેમની સાથે માયાળુ વર્તન ચલાવવાને બદલે તે દુષ્ટતાભરેલું વર્તન ચલાવે છે. આવા વર્તનથી તેના અંતરમાં વસ્તુતઃ તેને સુખનું ભાન થતું હશે કે કેમ તે સંશયભરેલું છે. પોતાના જાતિબંધુઓસાથે શારીરિક કે માનસ સહવાસ જેઓ નથી સેવતા, તેઓ ક્વચિત્ જ યથાર્થ સુખના ભોક્તા થાય છે.

પરમાર્થમાં પ્રવેશેલા અનેકઃ મનુષ્યો આ શ્રીમાન્ મનુષ્યના જેવા જ હોય છે. તેઓ પોતે પ્રાપ્ત કરેલા સદ્વિચારનો અને જ્ઞાનનો એકલા જ ઉપયોગ અને ઉપભોગ કરવાનો પ્રયત્ન કરે છે, અને અન્યને તેની મર્યાદામાં કદી પણ આવવા દેતા નથી. તેઓ પોતે પોતાને શુદ્ધ નિરામય બ્રહ્મસ્વરૂપ ગણે છે, પરંતુ પોતાની આજુબાજુના સર્વ મનુષ્યોને હલકા તુચ્છ જીવો ગણે છે. તેઓ પણ બ્રહ્મસ્વરૂપ છે, એવી ઉચ્ચ દૃષ્ટિ તેમનામાં તેઓ પ્રકટાવવાનો કદી પણ પ્રયત્ન કરતા નથી. 'એ સાળો હરામખોર છે, એ સાળો ચોટ્ટો છે, એનામાં બે કોડીની પણ અક્લ નથી, એ બિચારો પામર વિષયી જીવડો છે' આવાં આવાં વચનો અન્ય મનુષ્યોને માટે તેમના હૃદયમાં રમી રહ્યાં હોય છે. તેમને પોતાને સુખને લેવાનો જે સદ્વિચાર અથવા જ્ઞાનરૂપી બાગ, તેમાંથી સર્વ મનુષ્યોને તે વેગળાં ને વેગળાં રાખે છે. તેઓ જાણતા નથી કે આ મનુષ્યોને પોતાના જ્ઞાનની મર્યાદામાં ગણવાથી અર્થાત્ તેમનામાં પણ બ્રહ્મબુદ્ધિ કરવાથી જ તેઓ બ્રહ્મબુદ્ધિનું વાસ્તવિક સુખ ભોગવી શકવા સમર્થ થાય છે.

આપણે જૂદી જૂદી વ્યક્તિઓ છતાં પણ એકએકથી નિરાળા નથી; સર્વ એકબીજાની સાથે અત્યંત નિકટના સંબંધવાળા છીએ. મારા સુખમાં તમારૂં સુખ રહેલું છે, અને તમારા સુખમાં મારૂં સુખ રહેલું છે. ધનાદિ પદાર્થોના મનુષ્યો અન્યોઅન્યને વિભાગી કદાચ ન કરી શકે, પરંતુ માનસિક સાહાય્ય પ્રત્યેક મનુષ્ય બીજા મનુષ્યને આપી શકે, એમ છે. અને એક મનુષ્ય પોતાનામાં જેવી ઉચ્ચ ભાવના કરે છે, તેવી જ જ્યારે તે બીજા મનુષ્યમાં કરે છે, ત્યારે તે તેને ઉચ્ચ થવાની માનસિક સાહાય્ય આપે છે, એવો માનસ શાસ્ત્રનો સિદ્ધાંત છે. તમે તમને પોતાને આરોગ્યસ્વરૂપ જોઇને ત્યારે બીજાને પણ આરોગ્યસ્વરૂપ જુઓ છો ત્યારે તમે બીજાનામાં આરોગ્ય પ્રકટે, એવી તેને માનસિક સાહાય્ય આપો છો. તમે તમને પોતાને વિશુદ્ધ અંતઃકરણના જોઇને ત્યારે બીજાને પણ વિશુદ્ધ અંતઃકરણના જુઓ છો ત્યારે તમે ને બીજાના અંતઃકરણની વિશુદ્ધિ થાય, એવી તેને માનસિક સાહાય્ય આપો છો. તમે તમને પોતાને બ્રહ્મસ્વરૂપ જોઇને ત્યારે બીજાને પણ બ્રહ્મસ્વરૂપ જુઓ છો ત્યારે તમે તે બીજા મનુષ્યના બ્રહ્મત્વનો આવિર્ભાવ થાય એવી તેને માનસિક સાહાય્ય આપો છો. એ જ પ્રમાણે જ્યારે તમે તમારા પોતાનામાં મંદવાડ જોઇને બીજાનામાં પણ મંદવાડ જુઓ છો, પોતાનામાં રોગને જોઇને બીજાનામાં પણ રોગને જુઓ છો, અને પોતાનામાં દુર્ગુણને જોઇને બીજાનામાં પણ દુર્ગુણને જુઓ છો, ત્યારે તમે બીજાનામાં મંદવાડને, રોગને અને દુર્ગુણને પ્રકટાવવામાં અથવા પોષવામાં તમારા વિચારબળને યોજો છો. અધ્યાત્મશા-

પોષક મંડળમાં પ્રવેશેલા સજ્જનો પોતાને તથા પ્રાણિમાત્રને સર્વોત્તમ આરોગ્ય, સર્વોત્તમ વ્યવહારસુખ, સર્વોત્તમ મનોબળ તથા સર્વોત્તમ અધ્યાત્મબળ પ્રાપ્ત થવાના પ્રતિદિન જે સંકલ્પો કરે છે, તેમાં આ જ નિયમ પ્રવર્તે છે.*

પરમાર્થસાધકોએ આરોગ્યમાટે, લૌકિક તથા દૈવી સંપત્તિમાટે તથા બ્રહ્મીભૂત સ્થિતિમાટે આ નિયમનું પાલન કરવાની અત્યંત અગત્ય છે. સદ્વિચારની નાની મર્યાદા બાંધી તેમાં આપણે પોતે કોકડું વળીને બેસી ન રહેવું, પણ પ્રાણિમાત્રપ્રતિ આપણા સદ્વિચારને પ્રવર્તાવવો. આપણું જ એકલું કલ્યાણ ઇચ્છીને બેસી ન રહેવું, પણ આખા દેશનું અને જગતનું કલ્યાણ ઇચ્છવું. અમુક આપણને હાનિ કરે છે, અને અમુક આપણો શત્રુ છે, માટે તેનું કલ્યાણ ન ઇચ્છવું, એવી કાપકુપ સુખસાધકવિદ્યા સાધનારે કરવાની નથી. જેટલી ઉદારતાથી મિત્રનું હિત ઇચ્છવામાં આવે છે, તેટલી જ ઉદારતાથી શત્રુનું હિત ઇચ્છવું એ સુખસાધક વિદ્યાના ઉપાસકનું કર્તવ્ય છે.

ઘણા મનુષ્યો પોતાના વિચારબળનો અથવા અધ્યાત્મબળનો બીજાને હાનિ કરવામાં ઉપયોગ કરવાનો પ્રયત્ન કરે છે. 'મારો દ્વેષ કરનારા મારા શત્રુઓનો વિનાશ થાઓ.' આ પ્રકારના સંકલ્પો ઉન્નતિને સાધનાર નથી, પણ અવનતિમાં લઇ જનાર છે. દ્વેષાદિ આવેશોથી કોઇનું હિત થયું નથી, અને થવા સંભવ નથી. બીજાઓને હાનિ કરવામાં અને બીજાઓનું તકાવવામાં સંકલ્પબળનો ઉપયોગ કરનારને અંતે સ્પષ્ટ થયા વિના રહેતું જ નથી કે તેણે પોતાના પગમાં જ પોતે કુહાડો માર્યો છે.

બીજાઓને હાનિ કરનાર અનુષ્ઠાન કરાવવાં, એ પણ તે જ પ્રમાણે અનર્થને ઉત્પન્ન કરે છે. આવું કશું કદી પણ ન કરો. સર્વનું નિરંતર શુભ ઇચ્છો.

અધ્યાત્મબળપોષકમંડળજેવાં મંડળો સ્થળે સ્થળે બંધાય, અને પોતપોતાની અનુકૂળતાપ્રમાણે પોતાના તથા અન્યના કલ્યાણના સંકલ્પો નિશ્ચિત કરેલે સમયે નિત્ય કર્યા કરે, તો જગતનું કેટલું હિત થાય. સર્વને આરોગ્ય પ્રાપ્ત થવાના, સર્વને સંપત્તિ પ્રાપ્ત થવાના, સર્વને સદ્ગુણો પ્રાપ્ત થવાના, અને સર્વને જ્ઞાન પ્રાપ્ત થવાના સંકલ્પો સર્વ એકત્ર થઇ નિત્ય કરે તો વાતાવરણમાં વિચારનું કેટલું અસાધારણ બળ જામે, અને તેના કેવા યશસ્વી પરિણામો પ્રકટે. જગતના હિતના અનેક ઉપાયોની સાથે આ ઉપાય પ્રથમ આચારમાં મૂકવા યોગ્ય છતાં, માનસ શાસ્ત્રનાં સત્યો જ્યાં સુધી જગત્ હજી યથાર્થ જાણતું નથી, ત્યાં સુધી હિતના સાચા ઉપાયોને હાથ ધરતાં તે વિલંબ કરે, એ સ્વાભાવિક છે.

જો તમારે શાંતિ જોઇતી હોય તો પ્રાતઃકાળે ઉઠો ત્યારે અથવા દિવસમાં ગમે તે સમયે સંકલ્પ કરો કે 'આખા વિશ્વમાં શાંતિ પ્રવર્તો.

જો તમારે તમારા રોગની નિવૃત્તિ કરવી હોય તો નિત્ય ગમે તે એક સમયે સંકલ્પ કરો કે 'સમગ્ર સૃષ્ટિને આરોગ્ય પ્રાપ્ત થાઓ.'

જો તમારા ઉપર સર્વ પ્રેમ કરે એવી તમારી ઇચ્છા હોય તો સંકલ્પ કરો કે 'અખિલ વિશ્વમાં પ્રેમ વ્યાપી રહો.'

---

* જુઓ આ વર્ગતરફથી પ્રસિદ્ધ થયેલો અધ્યાત્મબળપોષક ગ્રંથમાળાનો પ્રથમ મણકા એ નામનો ગ્રંથ.

જો તમારે વિજયની ઇચ્છા હોય તો સંકલ્પ કરો કે 'સકળ જગતને વિજયની પ્રાપ્તિ થાઓ.'

કારણ કે આખું જગત્ એટલા બધાં નિકટના સંબંધવાળું છે કે કોઇ પણ મનુષ્યની ઉચ્ચાભિલાષા, આખા જગતને તેની સાથે તેનો અંશ મળ્યા વિના, સિદ્ધ થતી નથી. અને જગતના હિતને અર્થે તમે કરેલો પ્રત્યેક હિતસાધક સંકલ્પ એક નીરવ (અવાજ ન કરે એવું) પ્રબળ સામર્થ્ય છે, અને તે તમારા સહિત આખા જગતના આરોગ્યને માટે, વિજયને માટે, સુખને માટે અને શાંતિને માટે પ્રવૃત્ત થાય છે.

આ લેખ વાંચનારા પ્રત્યેક પુરુષે પોતાના જેવા વિચારવાળા અને પોતાના જેવા ઉદ્દેશને સિદ્ધ કરવાનો પ્રયત્ન કરનારા સર્વ પુરુષો સાથે પોતાનો અભેદ છે, એવું નિશ્ચય કરવું જોઇએ. વારંવાર આ અભેદનો વિચાર કરીને આ અભેદભાવને દઢ કરવો જોઇએ. પોતાના જેવા ઉદ્દેશવાળા મનુષ્યોને મળવાનો જ્યારે જ્યારે પ્રસંગ આવે ત્યારે ત્યારે તેમને મળવું, અને તેમને પોતાના બંધુ તથા ભગિનીસમાન ગણવાં. સર્વ મનુષ્યો આપણા બંધુ છે, અને તેથી સર્વનું જ હિત ઇચ્છવું અને કરવું, એ યોગ્ય છે, પરંતુ આપણા સમાન ઉદ્દેશવાળા મનુષ્યો આપણા ખાસ બંધુઓ છે, અને તેમનું ખાસ હિત ઇચ્છવું એ આપણું ખાસ કર્તવ્ય છે. આથી જ ગુરુબંધુઓનો અને નાદ બંધુઓનો સંબંધ બંધુના સંબંધકરતાં પણ શાસ્ત્રમાં ચઢતા પ્રકારનો ગણવામાં આવ્યો છે. * પ્રત્યેક પ્રાણીના કલ્યાણવિના બીજી કોઇપણ ઇચ્છાને અંતઃકરણમાં સ્થાન ન આપો, સર્વના હિતના સંકલ્પો કરો, અને સર્વનું હિત ઇચ્છો. પરંતુ મુખ્યત્વે કરીને તમારા ઉદ્દેશાનુસાર વર્તન કરનાર પુરુષોસાથે મનવડે અભિન્ન થાઓ. આવા પુરુષોના સહવાસને સેવો, તેમની સાથે પત્રવ્યવહાર રાખો, જેમને જેમને ઉત્સાહની અગત્ય હોય તેમને ઉત્સાહ આપો, અને જેઓ તમને બોધ આપી શકે એવા હોય તેમની પાસેથી બોધને ગ્રહણ કરો: અને સ્મરણમાં રાખો કે જેઓ પરમાર્થ માર્ગમાં હજી પ્રથમ જ પ્રવેશેલા હોય, તેમના પ્રતિ તિરસ્કારદૃષ્ટિથી જોવાની અને તેમને હલકા ગણવાની હાનિકારક ટેવ તમને ન પડી જાય. ગમે તેટલો હલકો અને ગમે તેટલો અલ્પ જ્ઞાનવાળો મનુષ્ય જગતમાં હશે તોપણ તેની પાસેથી તમારે શીખવાનું અને તમને ઉપયોગનું કાંઇ ને કાંઇ પણ તમને મળવાનું જ.

આ વિચારને મનમાં આરૂઢ રાખવાનો અભ્યાસ કરો, તમારા જેવા ઉદ્દેશવાળા મનુષ્યોસાથે મનથી અભિન્ન થતાં શીખો. અને તેમને સાહાય્ય આપવાની ઇચ્છાને કેળવો. બીજાનાં અંતઃકરણ પણ તમારા જેવાં જ નિર્દોષ માનો, સર્વના હિતના સંકલ્પ કરો, સર્વનું હિત ઇચ્છો, સર્વનું હિત કરો, અને સર્વની સાથે તમે અભિન્ન છો, એવું જાણો તથા ભાન કરો. ઐક્યમાં અર્થાત્ અભેદમાં સામર્થ્ય રહેલું છે.

(અપૂર્ણ)

---

* અધ્યાત્મબલપોષક ગ્રંથમાળામાં જે મંત્રનો ઉચ્ચાર કરવા લખવામાં આવ્યું છે, તેમાં 'પ્રાણિમાત્રને' એ શબ્દ કહ્યાથી મંત્ર જપનાર તથા સર્વ શ્રેયસ્સાધકો આવી જતાં છતાં તેમાં 'મને' તથા 'સર્વ શ્રેયસ્સાધકોને' એ શબ્દોની પુનરુક્તિ શાથી કરી છે, તેનું સમાધાન બુદ્ધિમાનને ઉપરના વિવેચનથી થયા વિના નહિ જ રહે,

# વિચારરત્નરાશિ.

બીજાઓની ઉન્નતિ જોઇને વર્ષોનાં વર્ષસુધી તેમની ઈર્ષ્યા કરતા, અને નિરાશાના નિશ્વાસ નાંખતા આપણે બેશી રહીએ, તોપણ તેથી આપણને કશો જ લાભ થતો નથી. ઉલટું આવી ક્રિયામાં આપણા આયુષ્યનો તથા બળનો આપણે વ્યર્થ ક્ષય કરી નાંખીએ છીએ. બીજાઓનો ઉદય જોઇને નિસાસા નાંખવામાં વ્યર્થ સમય ગાળવાને બદલે તમારો સઘળો સમય અને મન તમારી કામ કરવાની યોગ્યતા વધારવામાં યોજો.

* * * *

બીજાઓને તમારાથી આગળ જતા રોકવાનો પ્રયત્ન કરવાથી તમે તમારો કશો સ્વાર્થ કે હિત સાધી શકવાના નહિ. બીજાઓ તમારાથી વધારે વેગથી આગળ જતા હોય અને તમારી સઉથી આગળ રહેવાની ઇચ્છા હોય તો તમારૂં કર્તવ્ય એ જ છે કે બીજાઓ જેટલા વેગથી ચાલે છે, તેના કરતાં વધારે વેગથી આગળ ચાલવું. બીજા પોતાનાથી આગળ નીકળી ન જાય માટે આખી જનશ્રેણી ( સ્વારી procession ) ની ગતિ અટકાવવાનો જે મનુષ્ય પ્રયત્ન કરે છે, તે ખરેખર, મૂર્ખ છે.

* * * *

બીજાનું હિત કરવા જે મનુષ્ય પોતાના હિતનો ભોગ આપે છે, તે કોઇનું પણ ક્શું જ હિત કરતો નથી. અને તેનું કારણ સ્પષ્ટ છે. સ્વાત્માર્પણનો અર્થ, ઘણા ધારે છે, તેમ આપણી અત્યંત ઇચ્છાના વિષયને બીજાને આપી દેવો, એ નથી. પરંતુ જેની આપણે ખાસ જરૂર નથી, તે બીજાને આપવું. એવો છે. આપણા જીવનની અથવા આપણી આર્થિક સંપત્તિ છલકાઈ જતી હોય તેમાંથી અન્યને આપવું, એમાં આપણે કશો ભોગ આપતા નથી. એ તો માત્ર આપણો આવિષ્કાર ( expression આપણામાં રહેલા ઉત્તમ ગુણ વગેરેને બહાર પ્રકાશમાં આણવાં તે ) છે, અથવા જેને ' સધર ઠેકાણે નાણાં જમે મૂકેલાં ' ગણીએ તેવું છે; અને પરિણામે તેનું ઉત્તમ ફળ સર્વદા આપણને મળે જ છે. પરંતુ તમારા પોતાના શરીરને તથા વ્યવહારને ઉત્તમ પ્રકારની વ્યવસ્થામાં રાખવાને માટે જેની તમને અનિવાર્ય અગત્ય છે, તેવી વસ્તુઓ જ્યારે તમે અન્યને આપી દો છો ત્યારે તમે સ્વાત્મસુખનો ભોગ આપો છો. પણ આવો ભોગ કોઇએ પણ આપવો યોગ્ય નથી. તમારા પોતાના બળને ઓછું કરો, અને તમે તમારી ઉપયોગિતાને ઓછી કરો છો.

* * * *

જ્યારે સામાન્ય મનુષ્ય અંધકારવાળી દુઃખદ સ્થિતિમાં આવે છે, ત્યારે તે પોતાના માનસ દીપકની વાટને નીચે ઉતારી નાંખી અંધકારમાં અંધકાર વધારી મૂકે છે; અર્થાત્ તે નિરાશ થઈ જાય છે, ચિંતા કરવા માંડે છે, અને હવે આથી પણ ભારે વિપત્તિ આવશે, એવી વાટ જોતો બેસે છે. પણ આવે પ્રસંગે જ આપણા માનસ દીપકના પૂર્ણ પ્રકાશની આપણે જરૂર હોય છે. આથી વિપત્તિના અંધકારમાં જ્યારે આપણે આવી પડીએ ત્યારે આ દીપકની વાટને જેટલી ઉંચી ચઢે, એટલી ઉંચી આપણે ચઢાવવી જોઇએ. અન્ય શબ્દોમાં કહીએ તો તમારી આજુબાજુ જ્યારે સર્વત્ર અંધકાર ભાસે ત્યારે તમારી માનસ સૃષ્ટિને

તમારાથી બને તેટલી પ્રકાશિત કરજો. આનંદથી, શ્રદ્ધાથી, આત્મવિશ્વાસથી, શુભાશાથી, અને દૃઢ નિશ્ચયથી તમારા મનને સભર ભરી નાંખો. આમ કરવાથી અંધકારમાં ગોથાં ખાવાને બદલે તમે પ્રકાશમાં આવશો, અને તમારા માર્ગને તમે સ્પષ્ટ જોઇ શકશો.

* * * *

સાચા સામર્થ્યવાળા અને સાચી ઉત્કૃષ્ટતાવાળા મનુષ્યોનો જગતમાં સર્વદા સ્વીકાર થાય છે. તેઓની કદી ઈર્ષ્યા કે ઉપેક્ષા કરવામાં આવતી નથી. યોગ્યતાવાળા, બુદ્ધિવાળા અને સામર્થ્યવાળા પુરુષે પોતાને માટે સર્વોત્કૃષ્ટ પદ શોધવાનો પ્રયત્ન કરવાની કશી જ અગત્ય નથી; કારણ કે સર્વોત્કૃષ્ટ પદ તેને શોધતું તેને ઘેર આવે છે, અને જ્યાંસુધી તે તેનો સ્વીકાર કરતો નથી, ત્યાંસુધી તેનો પીછો મૂકતું નથી. જે મનુષ્ય પોતે આગળ નીકળવાનો, અને જે ઉચ્ચ પદને માટે તે અયોગ્ય છે, તે ઉચ્ચ પદને બળાત્કારથી પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરે છે, તે મનુષ્યને સંસારમાં ઘણી નિરાશા પ્રાપ્ત થાય છે, અને ઘણી ઠોકરો વાગે છે; અને ઉન્નતિની ઇચ્છાવાળા મનુષ્યોનો મોટો ભાગ ન્યૂનાધિક અંશમાં આ પ્રકારનો હોય છે. પરંતુ જે મનુષ્ય પોતાનું સામર્થ્ય વધારવાઉપર પ્રથમ ધ્યાન આપે છે, તે મનુષ્ય નિરંતર વૃદ્ધિને પામતા તેના બળને લીધે, સર્વદા આગળ નીકળી આવ્યા જ કરે છે. પોતાનો સ્વીકાર કરવાની તેને જગતને ફરજ પાડવી પડતી નથી. જગતને તેનો ઉપયોગ હોય છે, અને તે અરણ્યમાં રહેતો હોય છે, તોપણ જગત્ તેનું મૂલ્ય જાણે છે.

* * * *

તમારી આજુબાજુનાં મનુષ્યોના ક્ષુદ્ર વ્યવહારો બારીકીથી અવલોકવાની શું તમને ટેવ છે? કોઇ મનુષ્ય પોતાના ગજવામાંથી પોતાનો રૂમાલ કાઢે છે, અને પોતાને કપાળે થયેલો પરસેવો લોઢી નાંખે છે, તે વખતે આદિથી તે અંતસુધી તેની ક્રિયા શું તમારાં નેત્રો જુએ છે? કોઇ મનુષ્ય ગજવામાંથી બીડી કાઢી, દીવાસળીવડે તેને સળગાવી, પીએ છે, અથવા એવી જ કોઈ માલવિનાની ક્રિયા, જે તમારા કશા જ ઉપયોગની નથી, તેવી ક્રિયા તમારા સમક્ષ કરે છે ત્યારે ધ્યાન આપીને તેની પ્રત્યેક ક્રિયા શું તમે અવલોકો છો? મનુષ્યોના મોટા ભાગને થોડા કે ઘણાપ્રમાણમાં આવી ટેવ પડી ગઇ હોય છે, અને તેઓ નાના મનવાળા હોય છે, તેનું આ એક કારણ છે. અવલોકન કરવાની ટેવ, એ બહુ લાભકારક ટેવ છે, પણ શું અવલોકવું અને શું ન અવલોકવું, તેનો મનુષ્યનામાં વિવેક હોવો જોઇએ. તેવો વિવેક નથી હોતો ત્યારે મનુષ્યો જે કંઇ નજરે પડે તેના ઉપર પોતાની દૃષ્ટિ નાંખે છે, અને નિર્માલ્ય વસ્તુઓ તથા ક્રિયાઓના સંસ્કારને પોતાના અંતઃકરણમાં દઢાવે છે. જે વસ્તુ આપણા ઉપયોગની હોય તેનું જ આપણે અવલોકન કરવું જોઇએ. પોતાના મનનો વિકાસ કરવાને ઇચ્છનાર મનુષ્યે જે તે વસ્તુઉપર અને જે તે ક્રિયાઉપર પોતાની વૃત્તિને સ્થાપવી નહિ જોઇએ. પોતાના મનને મહાન્ કરવાની ઇચ્છાવાળા મનુષ્યે ખોટી જિજ્ઞાસાને સંતોષવાને ખાતર જ પોતાના સમયનો અને વિચારનો ક્ષય ન કરવો જોઇએ. જે નજરે ચઢ્યું અથવા જે સંબંધમાં આવ્યું તેને જાણવાની ખોટી જિજ્ઞાસાવાળું મહત્ મન હોતું નથી. બીજા મનુષ્યોના દેહવ્યવહારઉપર મહત મન કદી ધ્યાન આપતું નથી. હાલ કદાચ કેટળી તુચ્છ જણાતી હોય તોપણ જે ઉચ્ચ થવાના ક્રમમાં હોય તેવી બાબતોની સાથે

જ મહત્ મન સંબંધવાળું થાય છે. આ પ્રકારનો નિયમ હોવાથી તુચ્છ વસ્તુઓ અને ક્રિયાઓઉપર ચોંટતાં આપણાં નેત્રોને તથા વૃત્તિને આપણે અંકુશમાં રાખવાં જોઇએ.

* * * *

અને બાહ્ય વસ્તુઓઉપર ચોંટતાં તમારાં નેત્રને તથા તમારી વૃત્તિને જેમ તમારે અંકુશમાં રાખવાનાં છે, તેમ તમારા અંતઃકરણમાં ઉઠતા વિવિધ પ્રસંગોનાં ચિત્રોઉપર તમારી માનસ દૃષ્ટિને તથા તમારી વૃત્તિને સ્થાપતાં તમારે સાવધાનતા સેવવાની છે. ગમે તેવા નિરુપયોગી અને તુચ્છ પ્રસંગોને વારંવાર સ્મર્યા કરવાથી તમારૂં મન તુચ્છ અને નિર્માલ્ય જ રહે છે. મનને મહત્ કરવાને માટે તેને અંતરમાં પણ મહદ્વસ્તુઉપર જ સ્થાપવું જોઇએ. આથી જ સત્શાસ્ત્રોનું શ્રવણ, મનન તથા નિદિધ્યાસન, ઈશ્વરચિંતન, તત્ત્વાભ્યાસ વગેરે સત્ક્રિયાઓ સુખેચ્છકે સંતત સેવવાયોગ્ય છે, એમ મહાપુરુષો આગ્રહપૂર્વક પ્રબોધે છે.

* * * *

પ્રેમ અને માયાથી ભરેલું હૃદય, વાણી અને ક્રિયા મનુષ્યના જીવનને સર્વદા અધિક ઉચ્ચ કરે છે. મહત્ મનની સાથે હૃદય જ્યારે મોટું અર્થાત્ પ્રેમવાળું હોય છે ત્યારે મહત્ મન મહત્તર એટલે અધિક મોટું થાય છે, પણ જગતનાં પુષ્કળ મનુષ્યો માયાનો અને પ્રેમનો અનુચિત પ્રસંગમાં ઉપયોગ કરનારાં હોય છે. આથી પ્રેમ શુભના બળને અને સૌંદર્યને વધારવાને બદલે અશુભના અગ્નિમાં કાષ્ઠને સિંચે છે. ચોમાસાના ચાર માસ વૃક્ષોને વરસાદની ઝડીમાં ઉઘાડા રહેવું પડવાથી વૃક્ષોઉપર પ્રેમવાળી એક સ્ત્રીને જેમ અત્યંત પરિતાપ થયો હતો તેવો ખોટો પરિતાપ કરાવનારો પ્રેમ ઘણા મનુષ્યોમાં હોય છે. ઘણાં માબાપ આવા ખોટા પ્રેમને વશ થઇને પોતાના બાળકનું પેટ ભરાયું છતાં તેને પાંચ સાત ગ્રાસ વધારે ખવડાવે છે; જમી ઉઠ્યાને અર્ધો કલાક પણ વીત્યો ન હોય તોપણ બરફી કે લાડુ કે એવો જ કોઇ પદાર્થ બાળક માગતાં તે તેને આપે છે, અને બાળકને હાનિ કરનાર અનેક ક્રિયાઓ પ્રેમને વશ થઇ કરે છે. ચાહા હાનિને કરનાર છે, એવું દૃઢ રીતે જાણનાર એક પિતાને પોતાના પુત્રને પ્રેમથી ચાહા પાતાં અનેક વાર આ લેખકે જોયો છે; પુત્ર એક વાર કોઈ સ્થળે ચાહ પીવાથી તે તેને ગળી લાગવાથી વારંવાર તે સ્થળે તે ચાહ પીવા જતો, અને ચાહનાં નુકસાન જાણનાર પ્રેમવશ પિતા, પુત્રના સ્વચ્છંદાચરણને જાણતાં છતાં પણ તેને રોકવા પ્રવૃત્ત થતો નહિ, એટલું જ નહિ. પણ પુત્રને ચાહ મળે એવાં સ્થળોમાં સ્વેચ્છાથી પણ તે તેને તેડી જતો. પ્રેમી પિતાનો પુત્રને પ્રસન્ન રાખવાવિના આમ કરવામાં બીજો કશો જ હેતુ ન હતો, પણ આ પ્રેમ પુત્રના સુખને સાધી આપનાર છે કે દુઃખને, તે પ્રતિ પિતાનું અલક્ષ જ રહેતું.

---

## શું જીવ ઉત્પન્ન કરી શકાય છે ?

જ્યાં જીવનું અસ્તિત્વ હોય છે, ત્યાં જીવની ઉત્પત્તિ કરવાનું કામ કઠિન નથી; પાણીમાં, છાણમાં, લાકડામાં, શાકમાં વગેરે સકરણ પદાર્થોમાં જીવને સહજ ઉત્પન્ન કરી શકાય છે, પણ જ્યાં જીવન બિલકુલ હોતું નથી એવા અકરણ ( inorganic ) પદાર્થોમાં શું જીવની ઉત્પત્તિ કરી શકાય છે? ઇંગ્લાંડના પ્રસિદ્ધ ડૉ. ચાર્લ્ટન બેસ્ટ્યન ( Dr. Charlton

Bastian) કહે છે કે જીવની નવી ઉત્પત્તિ કરી શકાય છે, અને મેં તે કરી છે. સીલ કરેલી કાચની નળીમાં અમુક રાસાયનિક પદાર્થો ભર્યાં પછી અને (તેમાં જો કોઇ જંતુ હોય તો તે સર્વ મરી જાય એટલા માટે) પાણીને ખળખળ થાય એવું ગરમ કરવામાં જેટલી ગરમી આપવી પડે તેના કરતાં પણ ઘણી જ વધારે તેને ગરમી આપ્યા પછી આ વિદ્વાન્ પુરુષને જીવનવિનાની આ નળીમાં જીવની ઊત્પત્તિ થયેલી જણાઈ છે. કયા રાસાયનિક પદાર્થના કેવા સંયોગથી આ વિદ્વાન્ પુરુષે જીવની ઉત્પત્તિ કરી છે, એ વિષય મહત્ત્વનો હોવાથી માત્ર તે સંબંધી કંઇક લખવું યોગ્ય ગણાય છે.

જીવનનાં અથવા ચેતન્યમાં ચિહ્નો દર્શાવે,' એવા કોઇ પદાર્થને બનાવવાને વિજ્ઞાનવિદો ઘણાં વર્ષો થયાં પ્રયત્ન કરી રહ્યા છે, પણ તેમના આ પ્રયત્નમાં તેઓ આજ સુધી કેવળ નિષ્ફળ ગયા છે. કેટલાક સમયઉપર કેમ્બ્રિજના વિશ્વવિદ્યાલયમાં 'રેડીયમ' (radium) ઉપર અને 'બેક્ટેરીયા' વગેરે જંતુઓ નાશ કરી નાંખેલા 'બૂલૅાન્ગ' (buillon માંસનો સેરવો) ઉપર કેટલાક વિજ્ઞાનવિદોએ પ્રયોગ કર્યો હતો. આ પ્રયોગોનું ધારેલું ફળ આવશે, એવી પુષ્કળ આશા રાખવામાં આવી હતી, કારણ કે સૂક્ષ્મ રીતે પૃથક્કરણ કરતાં જણાયું હતું કે ખરા અને જીવતા 'બેક્ટેરીયા' (એક જાતના જંતુ) ને મળતા કોઈ જંતુઓ તેમાં ઉત્પન્ન થયા હતા, અને આમ તેમ ફરતા હતા. પણ વિશેષ અન્વેષણ (શોધ) ના અંતમાં સ્પષ્ટ થયું હતું કે આ ઉત્પન્ન થયેલા જંતુઓ ખરા 'બેક્ટેરીયા' ન હતા, પણ કંઇક જુદી જ વસ્તુ હતી. આ જુદી વસ્તુ શું હતી, તે હજી ચોકસ જણાયું નથી, પણ જીવતા 'બેક્ટેરીયા' થી તેઓ તદ્દન ભિન્ન પ્રકારની વસ્તુઓ હતી, અને તેથી જીવની ઉત્પત્તિ કરવામાં આવી હતી, એ કથનને વિદ્વાનોએ પાછું ખેંચી લીધું હતું.

આમ છતાં બીજા શોધકો અને પ્રયોગકર્તાઓ આળસુ બેશી રહ્યા ન હતા. આ પુરુષોમાં ડા. ચાર્લ્ટન બેસ્ચન મુખ્ય છે. આ પ્રશ્નનું નિરાકરણ કરવા તે ત્રિશ કરતાં પણ વધારે વર્ષથી મથે છે. આજ સુધી કરવામાં આવેલા પ્રયોગોને અપૂર્ણ જાણીને તેણે તેમાં સુધારો કરવાનો નિશ્ચય કર્યો. તેણે વિચાર કર્યો કે **રાસાયનિક પદાર્થોમાંથી** જો જીવતાં શરીરો ઉત્પન્ન કરી શકાય તો સકરણ પદાર્થોના ઉપર પ્રયોગો કરવા સામે જે વિરોધો ઉઠાવવામાં આવે છે, તેવો કોઇ પણ વિરોધ ઉઠાવી શકાશે નહિ. આથી તેણે કેવળ રાસાયનિક પદાર્થોના ઉપર જ પ્રયોગો કરવાનો નિશ્ચય કર્યો.

તેણે એક કાચની નાની નળી લીધી અને તેનો એક છેડો સીલથી બંધ કરી દીધો. નળીના કાચને પ્રથમ જંતુરહિત કરવામાં આવ્યો હતો. તેમાં નાંખવાના રાસાયનિક પદાર્થોને સંભાળથી શુદ્ધ કરવામાં આવ્યા હતા, અને પાણીની વરાળ કરી તે વરાળનું પાણી કરવામાં આવ્યું હતું. પછી વરાળના જળને તથા રાસાયનિક પદાર્થોને યોગ્ય પ્રમાણમાં નળીમાં નાંખવામાં આવ્યાં હતાં, અને અંદરનું જળ ખળખળ ઉકળ્યું, અને નળીના ઉઘાડા છેડામાંથી વરાળો નીકળવા લાગી ત્યાં સુધી તે નળીને 'બન્સન' (Bunsen) ના દીવાઉપર તપાવવામાં આવી. આપ્રમાણે તે નળીમાં બહારથી કોઇ હવા અંદર જતી નથી તેની ખાતરી કરવામાં આવી. પછી નળીમાંથી વરાળ નીકળતી હતી તે વખતે ઉઘાડા છેડાઉપર સંભાળથી સીલ કરી દેવામાં આવી, અને નળીને તાપઉપરથી દૂર કરવામાં આવી. આ

રીતે નળીને સંપૂર્ણ બંધ કરી દેવામાં આવી, અને તેની અંદરના પદાર્થોનું બહારના સ્પર્શથી રક્ષણ કરવામાં આવ્યું.

પછી, નળીમાં અને તેની અંદર નાંખેલા પદાર્થોમાં હજી પણ કોઈ જીવ રહ્યો નથી તેની ખાતરી કરવાને માટે તે બંધ નળીને ' કેલ્સયમ ક્લોરાઈડ ' (calcium-chloride) ના દ્રાવણ ( solution ) માં મૂકવામાં આવી. પાણી ઉકળીને જેટલું વધારેમાં વધારે ગરમ થઇ શકે છે, તેના કરતાં આ દ્રાવણ ઘણું જ વધારે ગરમ થાય છે. આ દ્રાવણમાં તે નળીને મૂકીને જ્યાં સુધી તે ૨૬૦ ડિગ્રી ફેરન્હાઇટ ગરમ થયું ત્યાં સુધી તેને ઉકાળવામાં આવ્યું. ( પાણી ઘણામાં ઘણું ૨૧૨ ડિગ્રી ફેરન્હાઇટ ગરમ કરી શકાય છે, અને એવું માનવામાં આવે છે કે આટલી ગરમીમાં પાણીમાં રહેલા સઘળા જીવો મરી જાય છે, પરંતુ વસ્તુતઃ તેમ થતું નથી. ) વિશ મિનિટસુધી તે દ્રાવણની ગરમી આટલી રાખવામાં આવી. આટલા વખતમાં તેમાં રહેલું સઘળું ચૈતન્ય નક્કી મરી ગયું હોવું જોઇએ, એમ માની લેવામાં આવ્યું ! ( ચૈતન્ય અગ્નિથી બળીને નાશને પામતું નથી, એ આર્યશાસ્ત્રોનો સિદ્ધાંત ડૉકટરને ખબર ન હતો. ) પછી નળીને ગરમીમાંથી લેઈ લેવામાં આવી અને કેટલાક દિવસસુધી, જ્યાં દિવસનું અજવાળું જરા પણ પ્રવેશ ન કરી શકે, એવા અંધકારમાં રાખવામાં આવી.

કેટલાક દિવસ વીત્યા પછી જ્યારે નળીઓને અંધકારમાંથી બહાર કાઢવામાં આવી, અને તેમને ભાગી નાંખીને તેમની અંદરના પદાર્થોને સૂક્ષ્મદર્શકયંત્રવડે તપાસવામાં આવ્યા, ત્યારે પૂર્વે તપાવેલા જળમાં જૂદી જૂદી જાતના જંતુઓ ( Bacilli ) જીવતા અને વૃદ્ધિને પામતા જોવામાં આવ્યા. આ જંતુઓની છબી પાડી લેવામાં આવી, અને તેઓ ખરેખર જીવતા જ હોય એવા દેખાય છે. દેખીતી રીતે જીવને સજવામાં આવ્યા હતા, અને તે પણ અકરણ રાસાયનિક પદાર્થોમાંથી.

જે રાસાયનિક પદાર્થોમાંથી ચૈતન્યને ઉત્પન્ન કરવામાં આવ્યું હતું, તે રાસાયનિક પદાર્થો ત્યારે કયા છે, અને ઇચ્છા થાય ત્યારે આપ્રમાણે ચૈતન્યને ઉત્પન્ન કરવાનો સંકેત ( Formula ) શો છે. ડૉ. બૅસ્ચ્યન પોતાના ' ધી ઇવોલ્યુશન ઓફ લાઈફ ' ( The Evolution of Life ) નામના પુસ્તકમાં આવા ચાર સંકેતો આપે છે, અને વિજ્ઞાનમાં રસ લેનારા વાચકોને અર્થે તે અત્ર ઉતારી લેવામાં આવે છે.

( ૧ ) Sodium silicate ( સોડીયમ સિલિકેટ ) બે અથવા ત્રણ ટીપાં.
Ammonium phosphate (એમોનીયમ ફોસ્ફેટ) ચાર અથવા ૭ ઘઉંભાર.
Dilute phosphoric acid (ડાઇલ્યુટ ફોસ્ફોરિક એસિડ) ચાર અથવા ૭ ટીપાં.
Distilled water (વરાળનું પાણી) એક ઔંસ.

( ૨ ) Sodium silicate (સોડીયમ સિલિકેટ) ચાર અથવા ૭ ટીપાં.
Ammonium phosphate (એમોનિયમ ફોસ્ફેટ) ચાર અથવા ૭ ઘઉંભાર.
Dilute Phosphoric Acid (ડાઇલ્યુટ ફોસ્ફોરિક એસિડ)ચાર અથવા ૭ ટીપાં.
Distilled water (વરાળનું પાણી) એક ઔંસ.

( ૩ ) Sodium silicate (સોડીયમ સિલિકેટ) ત્રણ ટીપાં.
Liquor ferri pernitratis (લિકર ફેરી પર્નિટ્રેટિસ) આઠ ટીપાં.

Distilled water (વરાળનું પાણી) એક ઔંસ.

( ૪ ) Sodium silicate (સોડિયમ સિલિકેટ) ૭ ટીપાં.

Liquor ferri pernitratis (લિકર ફેરી પર્નિટ્રેટિસ) આઠ ટીપાં.

Distilled water (વરાળનું પાણી) એક ઔંસ.

ચૈતન્યને સરજવાના ચાર સંકેતો ! કેવી અદ્ભુત શોધ ! એવું પ્રતિજ્ઞાપૂર્વક જણાવવામાં આવે છે કે ઉપરપ્રમાણે પ્રયોગ કરવાથી ચૈતન્ય સરજી શકાય છે, અને આપ્રમાણે પ્રયોગ કરીને તે વસ્તુતઃ સરજવામાં આવ્યું છે. જો આપ્રમાણે ચૈતન્ય સરજી શકાતું હશે તો વિજ્ઞાને ખરેખર ઘણી જ ભારે શોધ કરેલી ગણાશે !

જીવન ક્યાંથી ઉત્પન્ન થયું, એ સંબંધમાં વિજ્ઞાનવિદોમાં હંમેશાં ભારે વિવાદ ચાલ્યા કરે છે. કેટલાક કહે છે કે તત્ત્વોનો સંયોગ થતાં તે ઉત્પન્ન થાય છે; કેટલાક કહે છે કે તે ઉત્પન્ન થયેલી વસ્તુ નથી, પણ અનાદિ કાળથી છે જ, વળી કેટલાક કહે છે કે તે પોતાની મેળે જ વિકાસને પામ્યું છે, અને જ્યારે આ પૃથ્વીનો ગોળો ટંડો પડ્યો, અને જીવ તેની સપાટીઉપર રહી શકે એવું થયું ત્યારે તે અસ્તિત્વમાં આવ્યું.

આ પ્રયોગોમાં જો વિજય મળશે તો કંઇ નહિ તો એક વાતનો તો નિર્ણય થઈ જ જશે, અને તે એ કે જીવની ઉત્પત્તિ થવાને માટે પૂર્વે અસ્તિત્વવાળા બીજા જીવની જરૂર છે, અર્થાત્ જીવ જીવને ઉત્પન્ન કરી શકે છે, નિર્જીવ વસ્તુ જીવને ઉત્પન્ન કરી શકતી નથી એ જે નિશ્ચય આજસુધી મનાતો આવ્યો છે, તે ખોટો છે. પણ નિર્જીવ વસ્તુમાંથી ખરેખર જીવની ઉત્પત્તિ કરી શકાય છે, એવો સિદ્ધાંત સ્થાપિત થવા પૂર્વે તેની સત્યતા અનેક પ્રયોગોવડે અને તે પણ બીજા વિજ્ઞાનવિદોવડે કરાયલા પ્રયોગોવડે સિદ્ધ થવી જોઇએ.

---

**અસ્પષ્ટવાદીએ ( stammerer ) પોતાનો રોગ મટવા શું કરવું ?**

બોલતાં તતત, પુપુપુ થઇ જવું, એ રોગ જ્ઞાનતંતુઓની નિર્બળતાથી થાય છે, અર્થાત બોલતી વખતે ઉપયોગમાં આવતા જ્ઞાનતંતુઓ દુર્બળ હોવાથી આ રોગ થાય છે. યોગ્ય કસરતોવડે આખા શરીરમાં રહેલા જ્ઞાનતંતુવ્યૂહને બળવાન્ કરવાથી, તથા તેની સાથે સ્વરને સારીરીતે બળવાન્ કરવાથી આ રોગ મટે છે. સેન્ડોની ડમ્બેલની કસરતો, અથવા એવી જ કોઈ અન્ય કસરતો નિયમિત કર્યા કરવાથી જ્ઞાનતંતુઓ બળવાન્ થાય છે. તેમ જ સંગીતના સપ્ત સ્વરોનો વિધિપૂર્વક અભ્યાસ કરવાથી સ્વર બળવાન્ થાય છે.

**ગોળી જેવું પેટ શાથી થાય છે, તથા તે ઓછું કરવા શું કરવું ?**

શરીરમાં જેટલા પોષણની જરૂર છે, તેના કરતાં ઘણું જ વધારે ખાવાથી ગોળીજેવું પેટ થાય છે. આહારને ઘટાડી નાંખવાથી તેમ જ ઉદરના સ્નાયુઓને સારી પેઠે કસરત પહોંચે એવી કસરત કરવાથી પેટની ગોળી બેસી ગયાવિના રહેતી નથી.

**અત્યંત અશક્ત મનુષ્યે અન્નઉપર રુચિ ન હોય તો ઉપવાસ કરવો.**

અન્નઉપર રુચિ ન હોય તો અત્યંત અશક્તિમાં પણ એક બે ઉપવાસ કરતાં અડચણ નથી. રુચિવિના અન્ન ખાવાથી તે પચન થતું નથી અને તેનું લોહી થતું નથી, આથી રુચિ થતાસુધી અત્યંત અશક્ત મનુષ્યે પણ ભુખ્યા રહેવું એ વધારે સારૂ છે. એમ છતાં આવા મનુષ્યે લાંબા ઉપવાસ ઘણી સંભાળથી કરવા.

---

# पूर्णआरोग्य युक्त सो वर्षनुं आयुष् भोगववानो उपाय.

## આરંભના બે શબ્દો.

આરોગ્યને અને જીવનને સંપાદન કરવાના આ સશાસ્ત્ર ઉપાયને પ્રકટ કરવામાં લેખકનો એક જ ઉદ્દેશ છે. **જે કોઇ તેને આચારમાં મૂકે તેનું પૂર્ણ આરોગ્યયુક્ત સો વર્ષનું અથવા તેથી પણ વધારે વર્ષનું આયુષ્ કરવું.**

આરોગ્યને પ્રાપ્ત કરવાના અને આયુષ્યને દીર્ઘ કરવાના ઘણા ઉપાયો હશે— છે—પરંતુ તે સર્વ, સર્વ મનુષ્યો તેમનો ઉપયોગ કરી શકે એવા હોતા નથી. દૃષ્ટાંતતરીકે રસવિદ્યામાં વર્ણેલા અમૃતરસનું પાન કરવાનો ઉપાય લાખ મનુષ્યમાં એકાદ મનુષ્ય જ સિદ્ધ કરી શકે છે; અને માનસ શાસ્ત્રના આરોગ્યને પ્રાપ્ત કરવાના અને યૌવનને સ્થિર રાખવાના ઉપાયોને બુદ્ધિમાન્ મનુષ્યો જ સાધી શકે છે. પરંતુ સામાન્ય મનુષ્યો પણ સહજ આગ્રહથી સાધી શકે એવો તો આ એક જ ઉપાય છે. લેખક પોતાના અંતઃકરણમાં દૃઢ નિશ્ચયપૂર્વક જાણે છે કે આરોગ્યને અને જીવનને પ્રાપ્ત કરવાનો જો કોઈ સ્થૂલ ઉપાય હોય તો તે એક જ છે, અને તે આ લેખમાં જે હવે પછી લખવામાં આવનાર છે, તે છે. આ ઉપાયની સંપૂર્ણ સિદ્ધિ તેને આચારમાં મૂકનારના નિશ્ચય અને શ્રદ્ધાઉપર કેવળ આધાર રાખે છે.

આ ઉપાય એ અન્ય કંઇ નથી, પણ કુદરતનાં મહાન્ સત્યો છે. તેમનું જ્ઞાન પ્રાપ્ત કરવું અને જાણી જોઇને તેમનો ભંગ કરવો, એ અજ્ઞાનવડે કરાતા દોષોકરતાં પણ વધારે મોટા દોષો છે. પ્રિય વાચક! એ સત્યોને જાણવાનું સુભાગ્ય આજે તમને પ્રાપ્ત થયું છે, તેથી એક પક્ષે, વધારે સુખી અને ઉત્કૃષ્ટ જીવન ભોગવવાની કુંચી તમારા હાથમાં આવવાથી તમે અધિક ભાગ્યશાળી છો; પરંતુ જાણ્યા પછી જો તમે તેમનો ભંગ કરશો તો અજ્ઞાનવડે ભૂલો કરવાથી તમે જેટલા દૂષિત ગણાઓ છો, તેના કરતાં અધિક દૂષિત ગણાશો, એ નિઃસંશય છે.

આ ઉપાયમાં તમારી શ્રદ્ધા દૃઢાવવાનો અને વધારવાનો જ આ લખવાનો ઉદ્દેશ છે.

તમારા અંતઃકરણઉપર એ વાતો દૃઢપણે અંકિત કરવાનો આશય છે કે અત્ર આલેખેલા જીવનના નિયમોને જો તમે અનુસરશો તો પૂર્ણ આરોગ્યયુક્ત સો વર્ષનું આયુષ્ પ્રાપ્ત કરવામાં તમે કદી પણ નિષ્ફળ નહિ થાઓ.

અનુભવની કડવી શાળામાંથી આ સુખદ સત્યો ઉદ્ભવ્યાં છે.

તનનું અને મનનું આરોગ્ય પ્રાપ્ત કરવાનો તમારો જન્મથી જ હક છે.

આ વચનને માનો અને શ્રદ્ધાને રાખો, અને જેમ જન્મથી કુબડી કુબ્જા શ્રીકૃષ્ણના સ્પર્શમાત્રથી સર્વાંગ સુંદર થઇ ગઇ હતી, તેમ અનેક વર્ષોથી અથવા જન્મથી તમે વ્યાધિથી પીડાતા હશો તોપણ સર્વાંગ નિરામય બની જશો.

આરોગ્ય અને જીવનની પ્રાપ્તિનાં સત્યો સાત પાઠમાં આ લેખમાં સમજાવવામાં આવ્યાં છે. તમને પૂર્ણ નીરોગ કરવાને એટલા એ સાત પાઠ જ બસ છે. અધિકની તમારે અગત્ય નથી. ઉલટું, તમારા અંતરમાં ઉંડા ઉતરવાના ઉપાયને બાદ કરતાં, આરોગ્યને અને જીવનને માટે અત્ર વર્ણેલાં સત્યોવિના બીજાં સત્યોને શોધવાનાં ફાંફાં મારવાં, એ વ્યર્થ

છે, એટલું જ નહિ પણ અશાસ્ત્રીય અને દુર્બળ કરનાર છે. આ પાઠ તર્કસિદ્ધ છે, વિજ્ઞાનાનુકૂલ છે, અને સરળ છે. સત્યઉપર તેઓ રચાયા છે, અને તેથી ચિરકાળ ટકે એવા છે.

ખોટા પડવાના જરા પણ ભયવિના પ્રત્યેક સ્ત્રીપુરુષને છાતી ઠોકીને કહેવામાં આવે છે કે આ સાદા નિયમોનું પાલન કરો, અને **તનનું, મનનું અને આત્માનું પૂર્ણ આરોગ્ય તમે પ્રાપ્ત કરશો.** નિષ્ફળતા એ શબ્દનો ઉચ્ચાર કરવાનો જ નથી. આરોગ્યપ્રાપ્તિનો બીજો માર્ગ જ નથી.

---

## (૧)

## શાસ્ત્રીય આહારગ્રહણ.

રોગનું માત્ર **એક** જ કારણ છે.

જગતમાં માત્ર **એક** જ રોગ છે.

રોગને મટાડવાનો માત્ર **એક** જ ઉપાય છે.

રોગનું કારણ કુદરતના નિયમોથી વિરુદ્ધ વર્તન કરવું અર્થાત્ અસ્વાભાવિક જીવન ગાળવું, એ છે.

શરીરમાં જીવનતત્ત્વ અથવા જીવનસામર્થ્ય (vitality)ઘટી જવું, એનું નામ રોગ છે.

રોગનો ઉપાય કુદરતના નિયમોને અનુકૂળ વર્તવું અર્થાત્ સ્વાભાવિક જીવન ગાળવું, એ છે.

જ્વર, ત્રિદોષ, સન્નિપાત, ગ્રંથિજ્વર, શીળી, વિષૂચિકા, બંધકોશ, અતિસાર, શ્વાસ, ક્ષય, પાંડુ રોગ, જળોદર, કંઠમાળ, પ્રમેહ, અને આવિનાના સ્ત્રી, પુરુષો તથા બાળકોના ગણી ન શકાય એટલા વ્યાધિ, શરીરમાં ઘર કરી બેઠેલા ( chronic ) અને આગંતુક પ્રકટેલા ( acute ) ઉભય, એક જ રોગનાં રૂપાંતરો છે.

જીવનનો અને આરોગ્યનો સઉથી અગત્યનો નિયમ આહારગ્રહણનો છે, કારણકે આહારગ્રહણ એ જીવનનો પાયો છે. આહારગ્રહણનો નિયમ જ્યાં સુધી પાલન કરવામાં નથી આવતો ત્યાં સુધી રોગ મટતો નથી, અને આરોગ્ય પ્રાપ્ત થતું નથી.

રોગ મટાડવામાં અને આરોગ્ય સુધારવામાં આહારગ્રહણને પ્રથમ પાયારૂપ કહેવાનું કારણ એ છે કે જ્યારે આહારથી રુધિર અને શરીરના બીજા ધાતુઓ વિષમય થઇ અશુદ્ધ થઈ જાય છે, ત્યારે તેમને શુદ્ધ કરવાનો પ્રયત્ન કરવામાં **રોગને મટાડનારૂં મહાન્ બળ** જેને જીવનતત્ત્વ કહેવામાં આવે છે, તેનો કુદરતવડે પુષ્કળ ક્ષય કરી નાંખવામાં આવે છે. શરીરમાં આહારના નિયમો ન પાળવાથી વિષનો સંચય થતાં તે વિષને બાળી નાંખવા કુદરત જ્યારે પ્રયત્ન કરે છે, ત્યારે મનુષ્યને તાવ આવે છે. આ પ્રયત્નથી શરીરનું વિષ બળી જાય છે, અને શરીર શુદ્ધ થાય છે, પરંતુ આ વિષને બાળવામાં મનુષ્યના જીવનતત્ત્વનો કુદરતે કેટલો બધો ઉપયોગ કર્યો હોય છે, તેનો પ્રત્યેક મનુષ્યને અનુભવ થયાવિના રહ્યો હોતો નથી. તાવમાંથી ઉઠેલો લગભગ પ્રત્યેક મનુષ્ય કહે છે કે ' આ ચાર દિવસના તાવે મારી ૭ મહિનાની શક્તિનો નાશ કર્યો છે.' જો મનુષ્ય હંમેશાં આહારગ્રહણના નિયમનું પાલન કરે તો તેનું જે બળ હાલ કુદરતને તેણે ગ્રહણ કરેલા આહારને પચાવવામાં, તથા તેનું વિષ થયે તે વિષને બહાર કાઢી નાંખવાનો પ્રયત્ન કરવામાં ખરચી નાંખવું પડે છે, તે બળને તે તેનું આરોગ્ય વધારવામાં તથા તેના મનને ઉંચા પ્રકારનું કરવામાં ખરચે.

પૂર્ણ આરોગ્યને પ્રાપ્ત કરવાને માટે મનુષ્યે **પ્રથમ** આહારગ્રહણના નિયમનું પાલન **કરવું જ જોઇએ.**

મનુષ્યની પચનેન્દ્રિયને અનુકૂળ ન આવે એવા અસ્વાભાવિક આહારના પદાર્થો અસ્વાભાવિક રીતે ગ્રહણ કરવામાં આવે છે. તેમાંથી થોડો ભાગ જ પચે છે. નહિ પચેલા મોટા ભાગનું વિષ થાય છે, અને આ વિષ રુધિરમાર્ગે આખા શરીરમાં ફરી વળે છે. જો શરીરનો કોઇ અવયવ કુદરતના નિયમોથી વિરુદ્ધ વર્તન કરવાથી અથવા અકસ્માતથી નબળો પડી ગયો હોય છે, અથવા જન્મથી જ પિતામાતાતરફથી નબળો મળ્યો હોય છે, તો આ વિષ તેવા સઉથી નિર્બળ અવયવમાં એકઠું થાય છે, અને ત્યાં રોગને ઉત્પન્ન કરે છે.

પોષણને માટે મનુષ્યને કયાં તત્ત્વોની અગત્ય છે, તેનો નિર્ણય કરવાને વિદ્વાનો હજારો વર્ષથી પ્રયત્ન કરી રહ્યા છે. શારીરવિદ્યા, રસાયનવિદ્યા, શારીરસંસ્થાનવિદ્યા ( anatomy ) સકરણ શરીરમાં રહેલા ઘન અને પ્રવાહી તત્ત્વોને વર્ણવનાર વિદ્યા (histology), મનુષ્યવિદ્યા ( anthropology ) વગેરે વિવિધ વિદ્યાઓએ મનુષ્યને કેટલાં તત્ત્વોની જરૂર છે, તે શોધી કાઢવાનો પુષ્કળ પ્રયત્ન કર્યો છે, પણ તેઓને આજસુધી તે પ્રયત્નમાં સફળતા મળી નથીઃ

( અપૂર્ણ. )

---

# કલ્પનાશક્તિની પ્રબુદ્ધતા.

( અનુસંધાન ગયા વર્ષના પૃષ્ઠ ૪૬૩ થી )

માનસ ચિત્રો રચવાનો અભ્યાસ કરનારે પોતાની ભવિષ્યની શક્યતાઓનાં ચિત્ર કદી પણ ન રચવાં જોઇએ; વર્તમાન કાળની શક્યતાનાં ચિત્રો રચવાઉપર જ તેણે ધ્યાન આપવું જોઇએ.

ભવિષ્યની શક્યતાનાં ચિત્રો રચવામાં જે મનુષ્ય પોતાની કલ્પનાશક્તિને યોજે છે, તે મનુષ્ય શેખચલ્લી થઇ જાય છે; વર્તમાન કાળમાં જેના સંબંધમાં કશો પ્રયત્ન ન થઇ શકે, એવી વાતોમાં તે રમણ કરે છે, અને તેથી કરીને તે કશું સિદ્ધ કરતો નથી. એથી ઉલટું, જે મનુષ્ય વર્તમાન કાળની શક્યતાઓને સિદ્ધ કરવાના અને વૃદ્ધિ પમાડવાના ઉપાયોને અને સાધનોને શોધી કાઢવામાં પોતાની કલ્પનાશક્તિનો ઉપયોગ કરે છે, તે મનુષ્ય કાંઇક સાધી શકે છે; પોતાના કાર્યક્ષેત્રમાં બીજા સર્વ મનુષ્યોકરતાં તે એક ડગલું આગળ ચાલે છે; અને આ ડગલું મનોરાજ્યરૂપ નથી હોતું, પણ વાસ્તવિક હોય છે-વસ્તુતઃ સિદ્ધિરૂપ હોય છે.

પ્રવૃત્તિના પ્રત્યેક ક્ષેત્રમાં આપણે સિદ્ધ કરી શકીએ એવી અધિક ભારે શક્યતાઓ હોય છે, પણ તે શક્યતાઓને કેવી રીતે ઉપયોગમાં લેવી, તે સામાન્ય મનુષ્યને સમજાતું નથી. તેમને ઉપયોગમાં લેવાના નવા ઉપાયોની, ભિન્નભિન્ન રીતિઓની અગત્ય હોય છે. આ સર્વ ઉપાયો અને રીતિઓ પ્રાપ્ત પ્રશ્નઉપર, જો કલ્પના શક્તિને યોજવામાં આવે છે તો શોધી કાઢી શકાય છે.

આ કારણથી મનુષ્યનો ગમે તે ધંધો હોય તોપણ કલ્પનાશક્તિને કેળવવાની તેને અત્યંત અગત્ય છે, એ સ્પષ્ટ થાય છે.

પ્રત્યેક કામ કરવાના નવા અને વધારે સારા ઉપાયો હોય છે, પણ તે વધારે સારા

ઉપાયોને શોધી કાઢવામાં અત્યંત વિકાસને પામેલી કલ્પનાશક્તિની અગત્ય છે.

તમારી કલ્પનાશક્તિને સંપૂર્ણ પ્રકારે કેળવો, અને જે વ્યાવહારિક ગુંચવણો હાલ તમને પ્રાપ્ત હોય તેમાં તેને યોજો; તમે આશ્ચર્યકારક ફળને પ્રાપ્ત કરશો, એટલું જ નહિ પણ હમણા જેવા લાભ અને સિદ્ધિઓની કલ્પના કરવાને તમે સમર્થ હશો તેના કરતાં પણ વધારે ભારે લાભ અને સિદ્ધિઓનાં દ્વાર તમે તમારે માટે ઉઘાડશો.

કલ્પનાશક્તિને તેની ઇચ્છામાં આવે તેવા માર્ગમાં કદી પણ વહેવા ના દેશો; જે તમે સિદ્ધ કરવા ઇચ્છતા હો તેમાં જ તેને જોડી રાખો, અને તેને સંપૂર્ણ રીતે તમારે વશ વર્તાવો. સ્વચ્છંદપણે વર્તનારી કલ્પનાશક્તિ, એ મનની સઉથી ઉંધે માર્ગે દોરી જનારી શક્તિ છે; એથી ઉલટું આપણે વશ વર્તનારી કલ્પનાશક્તિ, એ સઘળી માનસિક શક્તિઓમાં એક અત્યંત ઉપયોગી શક્તિ છે.

બળવાન્ અને ક્રિયાશીલ કલ્પનાશક્તિવાળા અનેક સામાન્ય મનુષ્યો પોતાની કલ્પનાશક્તિને અંકુશમાં રાખવાનો અથવા તેને પોતાનું હિત સાધે એવા માર્ગમાં જોડવાનો લેશ પણ પ્રયત્ન કરતા નથી. પરિણામ એ આવે છે કે ભ્રાંત ચિત્રોથી તેનું મન પૂર્ણ થઇ જાય છે; તે ચિત્રો તેને આડે માર્ગે દોરે છે, અને તેનાથી નિત્ય ભૂલો થાય છે.

કલ્પનામાં સંગીતને રચવું, એ કલ્પનાશક્તિને કેળવવાનો એક અત્યંત ઉત્કૃષ્ટ અભ્યાસ છે. આથી કલ્પનાશક્તિ કેળવાય છે, એટલું જ નહિ. પરંતુ સમગ્ર મનમાં ઉંચા પ્રકારની સંગતતા ( harmony ) વ્યાપી રહે છે. જ્યારે સંગીતમાં રહેલા આત્માનું આપણા શરીરના પ્રત્યેક અણુમાં ભાન થાય છે ત્યારે સર્વોત્તમ પરિણામ પ્રકટે છે.

આ ઉપાયથી તમારા વિચારના પ્રવાહને તમે સર્વાંશે બીજી દિશામાં વાળી શકશો, એટલું જ નહિ પરંતુ પ્રસંગે તેને વધારે સારી દિશામાં વાળી શકશો.

તમે સાંભળેલા સંગીતને કલાકોના કલાકોસુધી, તમારા મનમાં વહ્યા કરવા દેવું, એ સારો અભ્યાસ નથી. તે જ પ્રમાણે થોડા સમયઉપર તમારા મનઉપર અસર કરનારા કોઇ નાટકને, ખેલને, પ્રસંગને, અનુભવને અથવા વૃત્તાંતને વારંવાર કલ્પનાશક્તિમાં વાગોળ્યા કરવાં, અર્થાત્ ઘડી ઘડી તેમને કલ્પનામાં જોયા કરવાં, એ પણ સારૂં નથી તમારી કલ્પનાશક્તિને આપ્રમાણે તમારે કદી પણ વર્તવા ન દેવી જોઇએ. કલ્પનાશક્તિના આ પ્રકારના વ્યાપારમાં આપણું હિત સધાય, એવું કશું જ હોતું નથી; અને જે વ્યાપારમાં આપણું હિત સધાય એવું કશું જ હોતું નથી, તે વ્યાપાર બળનો વ્યર્થ ક્ષય કરનાર છે. જ્યારે તમારી કલ્પનાશક્તિને તમે આવા વ્યાપારમાં તેની સ્વેચ્છાનુસાર વર્તવા દો છો, ત્યારે તેની ચિત્ર રચવાની શક્તિઉપરનો તમારો અંકુશ તમે ખોઇ નાંખો છો, અને સ્વચ્છંદી સ્ત્રીના વશમાં પડેલા પતિના જેવી તમારી સ્થિતિ કરી મૂકો છો. તમારી દુર્બળ સ્થિતિ થાય છે, તમે અને તમારી કલ્પનાશક્તિના નચાવ્યા નાચો છો.

જ્યારે તમારી કલ્પનાશક્તિમાં તમે સંગીતને રચો ત્યારે કંઇક જૂદા પ્રકારનું, કંઇક શ્રેષ્ઠ પ્રકારનું રચવાનો પ્રયત્ન કરજો. કદાચ તમે સર્વદા વિજયી નહિ થાઓ, પરંતુ તેમ કરવાનો અભ્યાસ તમારી કલ્પનાશક્તિને પ્રબુદ્ધ કરશે; અને આપણો ઉદ્દેશ એ જ છે.

મનમાં સર્વોત્તમ સ્થિતિનાં ચિત્રો રચવાં, એ કલ્પનાશક્તિને પ્રબુદ્ધ કરવાનો એક બીજો ઉપાય છે. આ ચિત્રો તમારી કલ્પના જેટલે સુધી પહોંચી શકે તેટલે સુધી સર્વોત્તમ પૂર્ણતાને દર્શાવનાર સ્થિતિનાં હોવાં જોઇએ.

આ લોકમાં, આ દેહમાં જ સર્વોત્તમ સ્થિતિવાળું જીવન કેવું હોવું જોઇએ એ પ્રકારનું ચિત્ર કલ્પવાનો અભ્યાસ, કલ્પનાશક્તિને પ્રબુદ્ધ કરવારૂપ ઉત્તમ લાભ આપે છે, એટલું જ નહિ પરંતુ તે વાસ્તવિક અને હિતકર વિચાર કરવાના સામર્થ્યને પણ વધારે છે. વ્યવહારોપયોગી હોય એવી કોઇ પણ વસ્તુનું કલ્પનાવડે માનસ ચિત્ર રચવાનો સર્વદા ઉદ્દેશ રાખો, અને તોપણ આ વસ્તુ તેની જાતની સઘળી દસ્ય વસ્તુઓકરતાં શ્રેષ્ઠ હોવી જોઇએ, એ વાર્તા સર્વદા સ્મરણમાં રાખો.

વિપત્તિ, વ્યાધિ, નિષ્ફળતા અથવા એવી જ જાતની સ્થિતિઓનાં ચિત્રોને કલ્પનાશક્તિને કદી પણ રચવા ન દો; અને સર્વોત્કૃષ્ટ મનુષ્યો જેવા હોવાનું તમે ધારતા હો તેના કરતાં ઉતરતા પ્રકારનું બીજા મનુષ્યોમાં કંઈ પણ કલ્પનાવડે ન જુઓ. તમે જેને ખોટું ગણતા હો, તેવું કશું તમારા મિત્રો અથવા સંબંધીઓ કરતા હોય તો તેમને સીધા માર્ગમાં આણવાનું તમારાથી બનતું હોય તો કંઇક કરો, પરંતુ તેમના એક પણ અપકૃત્યના ચિત્રને તમારી કલ્પનાશક્તિને રચવા ન દો, અને તે મનુષ્યને જ્યારે તમે મદદ કરો ત્યારે તેની ભૂલોને વિસરી જાઓ.

જે બાહ્ય દેખાવો તમને ઉચિત ન જણાતા હોય તેમનાં મોટાં સ્વરૂપો કલ્પવાને તમારી કલ્પનાશક્તિને કદી પણ છૂટી ના મૂકતા. કલાલની દુકાનઆગળ ઉભેલા કોઇ મનુષ્યને જોઇને, તે દારૂડીઓ હોવો જોઇએ, અને અહિં નિત્ય દારૂ પીવા આવતો હશે, એવું તેના દુર્ગુણનું, બાહ્ય દેખાવથી ઘણું મોટું સ્વરૂપ કલ્પવાથી, તમે તે મનુષ્યને હાનિ કરો છો—તેને અન્યાય આપો છો—એટલું જ નહિ પરંતુ તમારા પોતાના મનને, તમને કશો પણ લાભ ન કરે, એવા માલવિનાના કચરાથી ભરી કાઢો છો.

શુદ્ધ મન જ ઉપયોગી કાર્યો કરી શકે છે, પરંતુ શુદ્ધ મન કોઇ સમયે કોઇના વિષે કદી પણ ખોટી કલ્પના કરતું નથી. શુદ્ધ મન શાથી અત્યંત બળવાન્ હોય છે, તેનું આ એક ગુપ્ત કારણ છે.

કલ્પનાશક્તિનો હિતકર ઉપયોગ કરવાનું બીજું ક્ષેત્ર, પ્રત્યેક વસ્તુના ભીતર રહેલી ગુપ્ત સૃષ્ટિ છે. પ્રત્યેક દષ્ટિએ પડતા પદાર્થની ભીતર ગુપ્ત સૃષ્ટિ હોય છે, અને તે ગુપ્ત સૃષ્ટિની અંદર પણ પાછી બીજી સૃષ્ટિઓ હોય છે. આ સર્વ સૃષ્ટિઓ ખરી હોય છે, અને સર્વમાં મહાન્ શક્યતાઓ રહેલી હોય છે, અને તેમાંની કેટલીકને વર્તમાન કાળમાં આપણે પ્રાપ્ત કરી શકીએ એમ હોય છે.

આ ભીતરની સૃષ્ટિઓની ઝાંખી કરવાનો પ્રયત્ન કરવામાં કલ્પનાશક્તિનો ઉપયોગ કરો. જ્યારે જ્યારે તમે કોઇ પદાર્થતરફ દૃષ્ટિ નાંખો ત્યારે ત્યારે કુદરતનાં ગુપ્ત રહસ્યો પ્રકાશિત થાય અને અનુભવમાં આવે એવી કોઇ યુક્તિ શોધી કાઢવાનો પ્રયત્ન કરો. આવા પ્રયત્નથી ઘણું કિંમતી જ્ઞાન પ્રાપ્ત કરી શકાશે, અને ગમે તે સમયે આશ્ચર્યકારક શોધ કરવાના સંભવો તમને પ્રાપ્ત થશે. એટલું જ નહિ પરંતુ આ અભ્યાસથી તમને બીજા પણ ઉત્તમ લાભ થશે.

રંગની સૃષ્ટિની પાછળ, ધ્વનિની સૃષ્ટિની પાછળ, લાગણીની સૃષ્ટિની પાછળ અને વિજ્ઞાનની સૃષ્ટિની પાછળ, સૃષ્ટિઓની ભીતર પુષ્કળ સૃષ્ટિઓ હોય છે; આ સર્વ સૃષ્ટિઓ કલ્પનાને અત્યંત ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત કરવાનાં સાધનો પૂરાં પાડશે.

આ સરળ ઉપાયોપ્રમાણે કલ્પનાશક્તિને કેળવવામાં તમારો અવકાશનો સમય ગાળવાથી, યોગ્ય સમયે તમારામાં અપૂર્વતા શક્તિનો વિકાસ થશે; અને આ અપૂર્વતા શક્તિનો વિકાસ એ જ મહત્તાની કુંચી છે.

આ સઘળી ક્રિયાઓ મધ્યમ પ્રમાણમાં કરવી જોઇએ. કેવળ તેમના ઉપર જ ખા-ઇપીને પડવું, એ યોગ્ય નથી. હદઉપરાંત પ્રયત્ન ન કરવો, એ જ કહેવાનું તાત્પર્ય છે.

કલ્પનાશક્તિને પ્રબુદ્ધ કરવાને માટે નિત્ય બને તેમણે એકાદ કલાક ગાળવો યોગ્ય છે. આ સમય સામટો ગાળવો, અથવા આખા દિવસમાં જ્યારે જ્યારે અવકાશ મળે ત્યારે થોડી થોડી ક્ષણો ગાળી એકંદર એક કલાક કરવો; અથવા દિવસમાં ત્રણ વાર નિયમિતરીતે વિશ વિશ મિનિટ ગાળવી.

સર્વોત્તમ ફળ પ્રકટાવવાને માટે, કલ્પનાશક્તિનો કાર્યપ્રદેશ અસત્ય છે, એવો જૂનો વિચાર અંતઃકરણમાંથી સમૂળ કાઢી નાંખો; અસત્ય કશું જ નથી, પોતપોતાની ભૂમિકામાં સઘળું જ સત્ય છે, પરંતુ પ્રત્યેક વસ્તુનો યોગ્ય રીતે ઉપયોગ માત્ર કરવામાં આવતો નથી.

જ્યારે કલ્પનાશક્તિ આડે માર્ગે વહે છે ત્યારે તે નિકૃષ્ટ પ્રકારના સંઘાતો (સંયોગો) ઉત્પન્ન કરે છે, પણ આ સંયોગોના સઘળા અવયવો સાચા હોય છે. અસ્તિત્વમાં ન હોય એવી કોઇ પણ વસ્તુની કલ્પના કરવી શક્ય હોતી નથી, પરંતુ નિર્માલ્ય ચિત્રો તમે મનમાં ઉત્પન્ન કરી શકો છો; નિર્માલ્ય એટલા જ માટે કે ચિત્રમાં સંયોજેલા સાચા અવયવો, કંઇક ઉપયોગી રચવાના હેતુથી સંયોજવામાં આવ્યા હોતા નથી.

કલ્પનાશક્તિ ઉત્પાદક શક્તિ છે, ઉપયોગી પદાર્થોને રચનાર શક્તિ છે, એવું માનો. નવી દિશાઓમાં નવા પદાર્થોને રચવાનું તેનામાં સામર્થ્ય છે, એમ જાણો, અને તદનુસાર તેનો ઉપયોગ કરો. પરિણામ એ આવશે કે તમારૂં મન અધિક વિપુલ થશે; તમારી પ્રત્યેક શક્તિ વધારે ઉત્કૃષ્ટ થશે, અને તેનામાં કાર્ય કરવાની વધારે યોગ્યતા આવશે. અને તમારૂં વિજ્ઞાન પ્રત્યેક દિશામાં વિસ્તારને પામીને નવી અને ચમત્કારિક સૃષ્ટિઓનો તમને પ્રત્યક્ષ અનુભવ કરાવશે.

અંતમાં, અપૂર્વ વિચાર કરવાનું સામર્થ્ય તમારા મનમાં સ્થાયી આશ્ર થશે, અને આ લાભ કંઈ સામાન્ય નથી.

---

# વિચારને વર્ણ તથા આકૃતિ હોય છે.

( અનુસંધાન ગયા વર્ષના પૃષ્ઠ ૪૬૮ થી. )

જુગાર રમનાર મનુષ્યના વિચારની આકૃતિનું નીચેપ્રમાણે વર્ણન આપવામાં આવ્યું છે: " સમગ્ર વિચારની પશ્ચાદ્ભૂમિ (back-ground) ભારે ગ્લાનિના અવ્યવસ્થ વાદળાજેવી હોય છે, અને તેના ઉપર સ્વાર્થ વૃત્તિના ઝાંખા—પીળા—ધૂસર રંગના, તથા ભયવૃત્તિના નીલ રંગના પુષ્કળ ડાઘા હોય છે. મધ્યમાં સિંદુર વર્ણનું સ્પષ્ટ વર્તુલ જોવામાં આવે છે. આ વર્તુલ પ્રતિફલ આરબ્ધપ્રતિનો ભારે ક્રોધ અને રોષ દર્શાવે છે. આ વર્તુલની અંદર સ્પષ્ટ પ્રતીત થતું એક બીજું કાળું વર્તુલ હોય છે, અને તે વર્તુલ હારેલા મનુષ્યના પૈસા જેની પાસે ગયા હોય છે, તે મનુષ્યપ્રતિનો તે હારેલા મનુષ્યનો ધિક્કાર દર્શાવે છે.

બીજાનું ગ્રહણ કરી લેવાની દાનતવાળી પશુજેવી રાગવૃત્તિની આકૃતિ અંદર આંકડા વળેલા નહોરજેવી હોય છે. જ્યારે વિચાર કરનારના મનમાં પોતે બધાના ધણી થઈ પડવાનો પ્રબળ વિચાર પ્રવર્તતો હોય છે, ત્યારે જ આ આંકડા દેખાય છે. વિષયવાસનાના નીલ પ્રકાશથી તે આકૃતિ રંગાયલી હોય છે, અને સ્વાર્થને દર્શાવનારા પીળા રંગની ભારે છાંટથી તે નિસ્તેજ થયેલી હોય છે. વિચારની આ આકૃતિની અસર ગુંગળાવી નાંખે એવા દુઃસ્વપ્નજેવી હોય છે, તેને જોનાર કંપી ઉઠે છે, અને તેના નિર્દય નહોરથી દૂર રહેવાનો પ્રયત્ન કરે છે.

જેમ દુષ્ટ વિચારો અને લાગણીઓની આકૃતિઓ ભયંકર હોય છે, તેમ શુભ વિચારોથી પ્રકટતી આકૃતિઓ સુંદર હોય છે. દષ્ટાંતતરીકે, સ્વાર્થત્યાગની આકૃતિ સંપૂર્ણઘાટવાળા અને સારીરીતે ખીલેલા કમળ પુષ્પ જેવી હોય છે, અને તેનો રંગ ઝાંખો આસમાની હોય છે. આવી પૂર્ણ આકૃતિઓ અત્યંત ઉચ્ચ વિકાસને પામેલા પુરુષોના મનમાંથી પ્રકટે છે. સામાન્યરીતે કહીએ તો સાધારણ મનુષ્યોના વિચારો આકારવિનાનાં વહેતાં વાદળાંજેવા હોય છે; અને તેઓ તે વિચાર કરનારાઓની આજુબાજુ વીંટળાઇ રહે છે. તેમનાં લક્ષણોનું સૂચન તેમના ઘાટથી નહિ પણ તેમના વર્ણથી થાય છે.

કોઇ મહાપુરુષના મનમાંથી નીકળેલા પ્રેમ, શાંતિ, અભય, આશીર્વાદના વિચારોની આકૃતિઓ, સામાનું તકાવનારી નહોરજેવી આકૃતિઓકરતાં કેવળ જુદા જ પ્રકારની હોય છે. બીજાઓનું હિત કરવાને અત્યંત આતુરતા ધરાવનારા વિચારની આકૃતિ મનોહર, તથા પાંખજેવી હોય છે. પાંખો રમણીય ગુલાબના રંગની હોય છે. જો તે વૃત્તિનું બુદ્ધિવડે નિયમન થતું હોય છે, તો તેના મધ્ય ભાગનો રંગ પીળા પ્રકાશવાળો હોય છે. આવા વિચારની સુંદર તેજસ્વી રક્ષક દેવતરીકે અને પોતાનાં પ્રીતિપાત્ર મનુષ્યોની આજુબાજુ ફરતી અને રક્ષણ કરતી મૂર્તિને કલ્પવી, એ કંઇ બહુ કઠિન નથી.

આવેશોના એકાએક ઉછાળાથી જૂદા જૂદા ફેરફારો ઉત્પન્ન થતા વર્ણવવામાં આવે છેઃ માતા પ્રેમથી પોતાના બાળકને જ્યારે ચુંબન કરે છે, ત્યારે સજીવ પ્રકાશથી ભરેલાં મોટાં કીરમજી રંગનાં કુંડાળાં રચાય છે. આ પ્રત્યેક કુંડાળું અત્યંત પ્રબળ પ્રેમના વિચારની આકૃતિ હોય છે, અને તે રચાય છે કે તરત જ પોતાની પ્રેમપાત્ર વ્યક્તિતરફ દોડતી આવે છે. તેની આકૃતિ કાંઇક તીરજેવી, અથવા ધૂમકેતુના માથાજેવી અથવા ચળકતા ગુલાબી રંગના લાંબા લોહચુંબકજેવી હોય છે.

સામાન્ય રીતે દૃષ્ટિએ નહિ જણાતા એવા વિચારોને જોવાનું જેમનામાં સામર્થ્ય હોય છે તેઓને ઘણી વાર દેવાલયના શિખરઉપર પ્રકાશમય આસમાની રંગનું સુંદર વાદળું જોવામાં આવે છે. આ આકૃતિ દેવાલયમાં એકઠા મળેલા ભક્તિમાન્ મનુષ્યોના એકત્ર થયેલા વિચારની હોય છે. પ્રસંગોપાત્ત આ આકૃતિ સાંસારિક વિષયનાં ચિત્રોના ઠેકાણે ઠેકાણે પડેલા ડાઘાથી મલિન થઈ ગયેલી હોય છે. કોઈ કોઇ વખતે કોઈ સ્વાર્થત્યાગી મનુષ્યના વિચારનું ઝાંખું આસમાની કમળ, ઉંચે ડોકું કાઢે છે, અને જોનારને સૂચવે છે કે દેવાલયમાં એકત્ર થયેલાં મનુષ્યોમાં કોઇ ઉચ્ચ વૃત્તિનો મહાપુરુષ બેઠો છે. પરમતત્ત્વનું ચિંતન કરનાર કોઇ પુરુષના વિચારની આકૃતિ પ્રકાશિત આસમાની રંગના પાંચ ખુણાવાળા તારાજેવી હોય છે, અને તે તારાની આજુબાજુ તેજસ્વી પીતવર્ણનો પ્રકાશપરિવેષ (halo) હોય છે, તથા તેમાંથી સુવર્ણના રંગનાં પ્રકાશમય કિરણો નીકળ્યા કરે છે.

જિજ્ઞાસાવૃત્તિની આકૃતિ, આ વિષયનો પ્રયોગપૂર્વક અભ્યાસ કરનાર એક પુરૂષ નીચે પ્રમાણે વર્ણવે છે. તે કેશવાળી, પીળી, બુચ ઉઘાડવાના સ્ક્રુના ઘાટની, અને જિજ્ઞાસાની તીવ્રતાના પ્રમાણમાં થોડી અથવા ઘણી વાંકવાળી હોય છે. જાણવાનો વિષય જેમ વધારે કઠિન હોય છે, અને તેને જાણવાનો નિશ્ચય જેમ વધારે બળવાન્ હોય છે, તેમ આ આકૃતિ બુચ ઉઘાડવાના સ્ક્રુનો વધારે અને વધારે ઘાટ ધરતી જાય છે. તેનો પીળો રંગ વધારે તેજસ્વી થાય છે. જો જિજ્ઞાસા નિર્હેતુક (નકામી) પ્રકટી હોય છે, તો તે આકૃતિનો રંગ કોહી જતા માંસના જેવો હોય છે.

ઉપરના વિષયનો સંક્ષેપમાં સાર કહી જઈએ. વિવિધ ચઢતાઉતરતા પ્રકારના પીળા રંગો બુદ્ધિને સૂચવે છે; વિવિધ ચઢતાઉતરતા પ્રકારના આસમાની રંગો ધાર્મિક વૃત્તિ સૂચવે છે; પ્રેમ અને ભક્તિનું મિશ્રણ નીલલોહિત (violet) રંગવડે સૂચવાય છે. વિવિધ ચઢતા ઉતરતા પ્રકારના ગુલાબી રંગ પ્રેમને દર્શાવે છે. ઘેરો નારંગી રંગ અભિમાન અથવા મહત્ત્વાકાંક્ષા સૂચવે છે. લીલો રંગ સર્વપ્રસંગોને અનુકૂળ થઇ જવાનો સ્વભાવ સૂચવે છે; કાળો રંગ દ્વેષ અને ધિક્કારનો સૂચક છે; ક્રોધ ઝાંખા ઈંટના રંગથી આરંભીને તેજસ્વી સિંદુરીયા રંગપર્યંતના સર્વ રાતા રંગો દર્શાવે છે. પામર અને વિષયી મનુષ્યોની ઇચ્છાઓ કાળા અને ન ગમે એવા તથા જેને સાપના લોહીનો રંગ કહે છે, એવા રાતા રંગથી દર્શાવાય છે. સ્વચ્છ બદામી રંગ લોભ તથા તૃષ્ણાને દર્શાવે છે. ઝાંખો પીળો, ભુરો રંગ સ્વાર્થવૃત્તિને સૂચવે છે. આવેશના બળનો અને વેગનો આધાર રંગના તેજસ્વીપણાઉપર અને ઘેરાપણાઉપર આધાર રાખે છે.

વિચારવડે ઉત્પન્ન થતી આ આકૃતિઓનાં, જેઓ તેમને જોવાને સમર્થ છે, તેમને ભય પમાડવાને માટે જ ભૂત અથવા પિશાચજેવાં રૂપો નથી. તેઓ કાલ્પનિક આકૃતિઓ નથી, તેમ તેમનું સામર્થ્ય દેખવા માત્ર નથી. તેઓ ખરેખરાં પ્રાણિઓ છે, તેઓ જીવન તથા ક્રિયાયુક્ત હોય છે, અને જેમના તરફ તેઓને પ્રેરવામાં આવી હોય છે, તેમના હિતની અથવા અહિતની તેઓ સાધક હોય છે. પણ વિચાર કરનાર જ્યારે તેમાં બળને અને જીવનને મૂકે છે ત્યારે જ તેનામાં પ્રાણ આવે છે. આમ હોવાથી, જેઓ આ વિષયને સમજનારા હોય છે, તેમના હાથમાં વિચાર એ પ્રબળ શસ્ત્રરૂપ થઈ પડે છે. આવા જ્ઞાનવાળો કોઇ મનુષ્ય આ વિચારની આકૃતિઓનું એક મોટું સૈન્ય ઉભું કરી શકે, અને પોતે સિદ્ધ કરવા ધારેલા હિત કે અહિતના કાર્યને સાધવા તેને પ્રેરી શકે. જો આ વિચારની સેનાને જોઇએ તેટલી તીવ્રતાથી બહાર મોકલવામાં આવી હોય, અને તેની પાસે અશ્રાન્તપણે કામ કરાવ્યા કર્યું હોય તો મોડા કે વહેલા, પણ જે હેતુ સિદ્ધ કરવાને તેને સજાવવામાં આવી હોય છે, તે હેતુને તે સિદ્ધ કરે છે. દ્વેષથી ભરેલો વિચાર સામા મનુષ્યના પ્રાણનો નાશ કરવા સમર્થ છે, પરંતુ વિચારના નિયમોને જાણનાર પુરુષઉપર જો કોઇ મનુષ્ય આવો દ્વેષનો વિચાર પ્રેરે છે તો તેની કમબખ્તી જ આવે છે; કારણ કે આંખનો પલકારો થાય એટલા સમયમાં તે પુરુષ તેના પ્રેરેલા વિનાશક સૈન્યને તેના ઉપર જ તેનો સંહાર કરવાને માટે પાછું ધકેલી દે છે.

વિચારનાં અદ્દિસનો લાભ અથવા હાનિ કરવાને શાથી સમર્થ છે, તેનો કંઇક આભાસ ઉપરના વિવેચનથી બુદ્ધિમાનને થયા વિના નહિ જ રહ્યો હોય.

# प्रासंगिक उक्तिओ.

—નવીન વર્ષના મંગળમય પ્રથમ દિવસે મહાકાલના અનેક સજ્જન ગ્રાહકોના, અન્ય અનેક ઉદાસીન સજ્જન મહાશયોના તથા શ્રેયસ્સાધકઅધિકારિવર્ગના બંધુજનોના ભાવિ વર્ષમાં મારા વિજયને ઇચ્છતા પત્રો મને પ્રાપ્ત થયા હતા. આ સર્વ સજ્જનોએ પોતાનાં પત્રોમાં મારા પ્રતિ સાચા પ્રેમની જે ખરી લાગણી દર્શાવી છે, તે માટે હું તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું; અને સર્વને પૃથક્ પૃથક્ પત્રોદ્વારા ઉત્તર આપવાને હું અસમર્થ હોવાથી આ સ્થળે જ હું સર્વના સર્વ પ્રકારના શ્રેષ્ઠ અભ્યુદયની પરમાત્માપ્રતિ પ્રાર્થના કરૂં છું.

—પાલીતાણાથી રા. રા. ગોવિંદજી ડોસાભાઇ નામના એક સજ્જન લખે છે કે...'બેસતા વર્ષના માંગલિક પ્રસંગે આપશ્રીનો સર્વ રીતે અભ્યુદય ઇચ્છતાં આપના ચરણમાં રૂ. ૧) ધરૂં છું....જ્યારથી હું મહાકાલ વાંચું છું ત્યારથી તેના લેખોથી હું ઉત્તરોત્તર અપૂર્વ આનંદ અને સુખનો અનુભવ કરૂં છું, અને મહાકાલમાટે મને પ્રતિદિન વિશેષ અને વિશેષ પ્રીતિ ઉત્પન્ન થતી જાય છે, તેથી મારા હૃદયમાં એવું સ્ફુરણ થાય છે કે મારે તેનું લવાજમ રૂ. ૨) નહિ, પણ ત્રણ આપવું. આથી નવા વર્ષનું ત્રણ રૂપૈયા લવાજમ મેં મોકલ્યું છે, તે સ્વીકારવા કૃપા કરશો.'

—રા. રા. ગોવિંદજી વસનજી નામના એક ગૃહસ્થ જેઓ મુંબઇમાં ઉત્તમ પ્રકારની મીઠાઇ બનાવવાનો તથા વેચવાનો વ્યાપાર અત્યંત મોટા પાયાઉપર કરે છે, જેમણે માથેરાનમાં હિંદુઓની સર્વ પ્રકારની વ્યવસ્થા જળવાય એવી એક ઉત્તમ હોટલ કાઢી છે, તથા આવા સર્વ વ્યવસાય છતાં પણ મહાકાલજેવાં આધ્યાત્મિક માસિકોનું જેઓ અત્યંત પ્રીતિપૂર્વક અવલોકન કરે છે તેમણે નવીન વર્ષ નિમિત્તે પોતાની પણ્યશાલામાં તૈયાર કરવામાં આવતી વિવિધ પ્રકારની મિઠાઇ મોકલી છે. આ મિઠાઇમાં વાપરેલો માલ જેમ શુદ્ધ તથા ઉંચા પ્રકારનો છે, તેમ કૌશલ્યથી તેનું સંયોજન તથા પાક કરવામાં આવેલો હોવાથી સ્વાદમાં પણ તે આકર્ષક છે.

—લેખકપ્રતિ મહાકાલના ગ્રાહકોના વિશુદ્ધ પ્રેમનાં આ પ્રકારનાં અનેક ઉદાહરણો આ સ્થળે ટાંકી શકાય એમ છે, પરંતુ તેમ કરવાનું આ ઉચિત સ્થળ ન હોવાથી આટલેથી જ અટકીએ છીએ. આ બે ઉદાહરણો પણ અત્ર ટાંકવાની આવશ્યકતા ન હતી, પરંતુ કેટલાક સમય થયાં લેખકને પોતાની લેખનપ્રવૃત્તિઉપર અરુચિ પ્રકટી છે, અને તે પ્રવૃત્તિથી નિવૃત્ત થવા તે કોઈ નિમિત્ત શોધ્યા કરે છે. પરંતુ સેંકડો સજ્જનો જ્યારે તેના લેખોપ્રતિ પ્રેમભાવ રાખે છે, અને તે પ્રેમને આ નવીન વર્ષે, લુખા શબ્દોથી નહિ પરંતુ વિવિધ ઉપહારવડે દર્શાવવા પ્રવૃત્ત થાય છે, ત્યારે લેખિનીને વિરામ આપવાના પોતાના પ્રબળ થતા જતા સંકલ્પને તે તત્કાળ આચારમાં મૂકતાં અટકે છે, અને વળી પ્રારબ્ધના વેગપર્યંત પ્રવૃત્તિને સ્વીકારે છે.

—ભાદ્રપદના અંકમાં 'સુધાસ્રોતસ્વિની' તથા 'શ્રીઉપેન્દ્રગિરામૃત' એ નામના બે ગ્રંથોને દીપોત્સવીપૂર્વે પ્રકટ કરવાનો જે ઉલ્લેખ કરવામાં આવ્યો હતો, તે બંને ગ્રંથો પ્રકટ થઇ ચુક્યા છે. ઉભય ગ્રંથોથી સર્વને સંતોષ થવાના પત્રો જ્યાં ત્યાંથી આવ્યા કરે છે. તમારી પાસે તે ગ્રંથો ખરીદવાનું દ્રવ્ય હોય તો તેમને તત્કાળ ખરીદજો; કારણ કે ઉત્તમ અન્ન એ જેમ સ્થૂલ શરીરને પોષનાર છે, તેમ ઉત્તમ ગ્રંથો, એ મનને પોષનાર છે; અને

સ્થૂલ શરીરને જેમ બે વાર ભોજન આપી આપણે તેને પોષીએ છીએ, તેમ માનસ શરીરને પણ ઉત્તમ ગ્રંથોથી પ્રાપ્ત થતા જ્ઞાનવડે પોષવાની આપણે નિત્ય અગત્ય છે. પરંતુ પોતાનાં તથા કુટુંબી જનોનાં સ્થૂલ શરીરને પોષવા તથા રક્ષવા મનુષ્યો જ્યારે વર્ષે પાંચસેં કે હજાર રૂપૈયા ખરચે છે ત્યારે પોતાના તથા કુટુંબી જનોનાં માનસ શરીરને પોષવા તેઓ વર્ષે વિશ કે પચીસ રૂપૈયા પણ ભાગ્યે જ ખરચતા હશે. જો મન એ શરીરથી ચઢીયાતું છે અને જ્ઞાનબળ એ શરીરબળકરતાં ચઢીયાતું બળ છે, તો મનુષ્યોનું ખરૂં કર્તવ્ય એ છે કે શરીરના પોષણમાં તેઓ જેટલું ખર્ચ કરે છે, તેના કરતાં મનના પોષણમાં તેમણે બમણું ખરચ કરવું જોઇએ. આમ છતાં અનેક મનુષ્યોને પોતાના મનના પોષણની એટલી બધી ઓછી કિંમત હોય છે કે મહાકાલનું બે રૂપૈયાજેટલું લવાજમ આપતાં પણ તેઓ સંતાપને સેવે છે.

—વસ્તુસ્થિતિ ન જાણનાર ઘણાને એમ ભાન થતું હશે કે ગ્રંથો ખપાવવાને અને મહાકાલનાં ગ્રાહકો વધારીને પૈસા ગાંઠે બાંધવા, હું જ્ઞાનની મહત્તાને જણાવનારાં આ ડાહ્યાં ડાહ્યાં વચનો લખું છું. આત્મસ્તુતિનો આરોપ આવવાનો સંભવ છતાં પણ આવા સર્વને મારે સ્પષ્ટ જણાવવું જોઇએ કે મારા રચેલા ગ્રંથોને હું પોતે પણ પૈસા આપી ખરીદું છું, અને મહાકાલનું હું પોતે પણ લવાજમ ભરૂં છું. મારી લેખનપ્રવૃત્તિમાંથી મેં આજ સુધીમાં કંઇ પણ દ્રવ્ય ઉપાર્જન કર્યું નથી, અને હવે પછી પણ તેમ કરવાની મને બુદ્ધિ ન થાઓ, એવું હું ઇશ્વરપાસે યાચું છું. મારા સ્વાર્થને ખાતર હું તમને મહાકાલના ગ્રાહક થવા અથવા શ્રેયસ્સાધકઅધિકારિવર્ગદ્વારા પ્રકટ થતા ગ્રંથો ખરીદવા આગ્રહ કરતો નથી.

—ભાદ્રપદના અંકમાં જે ત્રીજો ગ્રંથ પ્રકટ કરવા મેં તમને કહ્યું હતું તે ગ્રંથનું નામ 'ધનવાન્ થવાની અમોઘ કલા' છે. આ ગ્રંથ હાલ પ્રકટ થઇ ચુક્યો છે. તમારા ધનવડે ધનવાન્ થવાને માટેઃઆ ગ્રંથ ખરીદવા હું તમને ભલામણ કરૂં છું, એમ ધારશો નહિ. ધનવાન્ થવાની જે સમયે મને પ્રબળ વૃત્તિ પ્રકટશે, તે સમયે મારે શું કરવું, તે ઇશ્વરકૃપાથી મને જ્ઞાત છે. તમને ધનવાન્ થવાની ઇચ્છા ન હોય તોપણ આ ગ્રંથ તેમાં રહેલા તત્વજ્ઞાનને અર્થે અવલોકવા હું તમને ભલામણ કરૂં છું. ધનવાન્ થવાની તમને ઇચ્છા હોય તો મારે તમને કહેવું જોઇએ કે તાંબાને અડકવાથી સોનું થાય, એવી કોઇ કળા આ ગ્રંથમાં લખી હશે, એમ ધારી તમે તેને ખરીદવા લલચાશો તો તમે નિરાશ થશો. આ ગ્રંથ સ્પર્શમણિ બનાવવાનું શીખવતો નથી, તેમ તે તમને કલ્પતરુની કે કામધેનુની પ્રાપ્તિ ઘરમાં બેઠાં કરાવી આપતો નથી. એમ છતાં બુદ્ધિમાનના, હસ્તમાં આ ગ્રંથ આવતાં તે પૂર્વોક્ત સઘળું જ તેને પ્રાપ્ત કરાવી આપવા સમર્થ થાય છે, એમ કહેતાં મને સંકોચ થતો નથી.

—આ ગ્રંથ મનુષ્યોને ફસાવવાની મિથ્યા મોહજાળ નથી, પરંતુ માનસશાસ્ત્રના જે નિયમોવડે આ જગતમાં પદાર્થાદિ મનુષ્યોને પ્રાપ્ત થાય છે, તે નિયમોને સામાન્ય મનુષ્ય પણ સમજી શકે એવી રીતે વર્ણવનાર તે એક શાસ્ત્રીય સરળ ગ્રંથ છે, તે દર્શાવવાને તેમાં કેવા વિષયોનો સમાવેશ કરવામાં આવ્યો છે, તેનો અત્ર કંઇક ઇસારો જણાવીએ છીએ. તેમાં ૧૮ પ્રકરણો છે. તેના વિષયોમાંથી કેટલાક વિષયો નીચે પ્રમાણે છેઃ ધનવાન્ થવાનો સર્વને હક છે; બીજી કળાઓની પેઠે ધનવાન્ થવાની પણ કળા છે; ધનવાન્ થવાની કળાનાં મૂળ સૂત્રો; ધન મનુષ્યને કેવી રીતે પ્રાપ્ત થાય છે; નિયત પદ્ધતિપૂર્વક ચિંતન; નિયત પદ્ધતિપૂર્વક વર્તન; સં-

કલ્પશક્તિનો ઉપયોગ; યોગ્ય ધંધામાં પ્રવેશ; વૃદ્ધિને પામતું જીવન; ઉપકારનિવેદન, વગેરે.

—ધનની પ્રાપ્તિ એ પૂર્વરચિત પ્રારબ્ધકર્મનું ફળ છે, એમ ઘણા માનતા હોવાથી ધનને પ્રાપ્ત કરવાની કળા હોવાનો સંભવ જ નથી, એવો તેઓનો નિશ્ચય હોય છે; પરંતુ યોગ્ય વિચારથી આ નિશ્ચય સાચો નથી. ઘણાને માબાપતરફથી સુદૃઢ અથવા દુર્બળ શરીરની પ્રાપ્તિ તેઓના પ્રારબ્ધાનુસાર થયેલી હોય છે, એ વાર્તા સાચી છતાં, પણ દુર્બળ શરીરવાળા મનુષ્યો જો શાસ્ત્રીય રીતે કસરતનું નિયમિતપણે સેવન કરે છે, તો તેમને થોડા કાળમાં સુદૃઢ શરીર પ્રાપ્ત થાય છે, એ સુપ્રસિદ્ધ છે. સમર્થ વ્યાયામકળાશિક્ષક સેન્ડોનું શરીર નાનપણમાં અત્યંત નાજુક હતું, તોપણ કળાવડે આજે તે એક વિશ્વપ્રસિદ્ધ મહામલ્લની પંક્તિમાં ગણવાયોગ્ય થયો છે, એ કોને અજાણ્યું છે? જેમ પ્રારબ્ધથી પ્રાપ્ત દુર્બળ શરીર પણ આપ્રમાણે કળાવડે સુદૃઢ કરી શકાય છે, તેમ પ્રારબ્ધથી પ્રાપ્ત નિર્ધનતા પણ કળાવડે નિવારી શકાય છે; અને આ કળાને ઉક્ત પુસ્તક શીખવતું હોવાથી ધનની આવશ્યકતાવાળા પ્રત્યેક મનુષ્યને તે અત્યંત ઉપયોગનું છે.

—આ માસમાં મારાં પૂજ્ય માતૃશ્રીનો દેહ પડવાથી તથા વિવિધ અન્ય પ્રતિબંધોથી 'યોગિની'ની વાર્તાને આગળ લખવાનો મને અવકાશ મળી શક્યો નથી; તે જ પ્રમાણે 'શ્રીસિદ્ધેશ્વર'ના વિભાગમાં પણ હું ઘણું જ ઓછું લખી શક્યો છું. સદ્વિવેકી વાચકો તેપ્રતિ અલક્ષ કરવા કૃપા કરશે, એવી પ્રાર્થના છે.

—મુંબઈથી એક સજ્જન પૂછે છે, 'ગયા અઠવાડીયાના ગુજરાતીમાં કોઈ મુકુન્દાશ્રમ નામના યતિએ તમારા ઉપર વિવિધ આક્ષેપો કર્યાં છે તે તમે વાંચ્યા છે કે? હજી સુધી કોઈ પેપરમાં તમે તેનો કેમ જવાબ આપતા નથી '? પ્રિય બંધુ! મારા પ્રતિ કોઈ આક્ષેપો કરે તેપ્રતિ, પૂર્વે મારી વૃત્તિ વેગથી ધાવન કરતી, તેમની તીવ્રતા અથવા મૃદુતાના પ્રમાણમાં મને ભારે અથવા થોડી વિકળતા થતી, અને તેનો ઉત્તર આપવા હું ધુંવાપુંવા થઇ જતો, પરંતુ યતિ શ્રીમુકુન્દાશ્રમજેવા અનેક પુરુષવર્ગ મારા એ સ્વભાવનો સત્વર જય કરવામાં મને પ્રબળ સાધનરૂપ થઇ પડ્યા છે, અને તેથી વસ્તુતઃ તેમનો એક પક્ષથી મારા ઉપર ઉપકાર જ થયો છે. પ્રિય ભાઇ! જેના ઉપર તમે આક્ષેપો થયા માનો છો, તેના ઉપર પૂર્વે હું પણ આક્ષેપો થયા માનતા હતો, પણ હવે મારી મતિ એ પ્રકારની રહી નથી. ભૂતકાળમાં ચાર વર્ષઉપર અથવા દશ વર્ષઉપર જે હું હતો, અને જેના ઉપર જ વસ્તુતઃ લોકો આક્ષેપો કરી શકવા સમર્થ હોય છે, તે હું આજે નથી. વર્ષઉપર અથવા ૭ માસઉપર, અથવા ગઇ કાલ, અથવા એક ક્ષણપૂર્વે જે હું હતો, તે હું આ ક્ષણે નથી. ૭ માસઉપર જે નદી હતી, તેની તે જ નદી આજે આપણને દેખાય છે, પણ ૭ માસઉપર નદીમાં જે જળ હતું, તેમાંનું એક બિંદુ પણ આજે તેમાં રહ્યું નથી. મારૂં શરીર, મારૂં મન, મારા વિચારો, ટુંકામાં લોકો જેને છો૦ જી૦ તરીકે ઓળખે છે, તે સર્વ આજે લોકો જેને છો૦ જી૦ કહે છે, તે નથી. જે આક્ષેપો ગુજરાતીમાં તમે વાંચ્યા છે, તે આ ક્ષણના છો૦ જી૦ ઉપરના નથી. આ ક્ષણપૂર્વેના છો૦ જી૦ ઉપરના તે આક્ષેપો છે. અને આ ક્ષણપૂર્વેના છો૦ જી૦ માં પૂર્વના જેવું દૃઢ અભિમાન ઈશ્વરકૃપાથી મને હવે નથી. પ્રિય ભાઇ! આપણા મસ્તકઉપર આજે જે વાળ છે, તેમાં આપણું અભિમાન હોય છે, પણ હજામત કરાવી નાંખ્યા પછી પણ કોઇ બુદ્ધિમાન શું તેમાં મમત્વ રાખે છે? પૂર્વે સેંકડો હજામત કરાવીને

ફેંકી દીધેલા આપણા વાળને તથા નખને એકઠા કરીને કોઇ તેને કાળા કહે, કોઈ ધોળા કહે, કોઇ જાડા કહે, કોઇ કોમળ અથવા બરછટ કહે, તેમાં આપણે અપ્રસન્ન થવાનું અથવા લડવાને બાંહ્યો ચઢાવવાનું શું પ્રયોજન છે ? આજના આપણા માથાઉપરના વાળના ઉપર પણ કોઇ આક્ષેપ કરે તોપણ આપણે ક્રોધ કરવાનું પ્રયોજન નથી, કારણ આવતી કાલે તે આપણા રહેવાના નથી.

—ગઇ કાલના છો૦ જી૦ ને ભલે કોઇ મૂર્ખ અથવા જડમતિ કહે, તેમાં આજના છો૦ જી૦ ને સંબંધ નથી. આ ક્ષણના છો૦ જી૦ને વળી કાલે કોઇ પ્રહાર કરવાયોગ્ય ગણે તો તેથી કાલના છો૦ જી૦ને વિકળ થવાનું પ્રયોજન નથી. સેંકડો, હજારો, અને લાખ્ખો છો૦ જી૦ થયા છે, અને હજી થશે. આમાંનો એક પણ છો૦ જી૦ સત્યનો પૂર્ણ આવિષ્કાર નથી. પ્રત્યેક છો૦ જી૦ દ્વારા સત્યે કાંઈ ને કંઇ અંશમાં બહાર પ્રકટવા પ્રયત્ન કર્યો છે. જેમ મારા દ્વારા સત્ય બહાર પ્રકટવા સંતત પ્રયત્ન કરે છે, તેમ તમારા અને પ્રાણિમાત્રદ્વારા પણ પ્રકટવા સંતત પ્રયત્ન કર્યાં જ કરે છે. પૂર્ણ રૂપમાં તેનો કોઇ પણ વ્યક્તિમાં કોઈક્ષણે કદી આવિષ્કાર હોતો નથી. આજ આપણામાં આવિષ્કાર પામેલું સત્ય આવતી કાલ આપણામાં આવિષ્કાર પામનાર ચઢીયાતા સત્યકરતાં ઉતરતું જ હોય છે. પૂર્ણ સત્યની સાથે સરખાવતાં તે દોષવાળું છે. દશ વર્ષ પછી આપણા પ્રવૃદ્ધ જ્ઞાનની સાથે આજનું આપણું જ્ઞાન, ભલે આજે તે દેદીપ્યમાન ભાસતું હોય અને આપણી તથા અન્યની આંખોને ઝંખવી નાંખતું હોય તો પણ તે ઝાંખું જ છે. બ્રહ્મલોકસ્થિત કોઇ દૈવી વ્યક્તિના જ્ઞાનઆગળ આપણું જ્ઞાન કેટલું સદોષ તથા અપૂર્ણ છે ? આવા સદોષ તથા અપૂર્ણ જ્ઞાનઉપર, પ્રિય ભાઈ ! આપણે મમત્વ શામાટે ધરવું, અને તેના ઉપર કોઇ આક્ષેપો કરે તો તેનો ઉત્તર આપવા શું કરવા પ્રવૃત્ત થવું ?

—જ્યારે એક મનુષ્યના ઉપર બીજો મનુષ્ય આક્ષેપ કરે છે, ત્યારે આક્ષેપ થયેલા મનુષ્યને એમ લાગે છે કે આ આક્ષેપોનો જો હું યોગ્ય ઉત્તર નહિ આપું તો લોકો મને દોષવાળો માનશે, અને મારૂં જગત્માં હાસ્ય થશે. આવા વિચારને વશ થઇ તે ઉત્તર આપવા પ્રવૃત્ત થાય છે. પરિણામ શો આવે છે ? થયેલા આક્ષેપોનો પરિહાર થતો નથી, પરંતુ આક્ષેપો કરનાર સામો મનુષ્ય બીજા નવા આક્ષેપો કરે છે. બે ચાર અઠવાડીયાં અથવા તેથી પણ વધારે સમય, પેપરોમાં કલમોનાં દારુણ યુદ્ધ જામે છે. તર્કમાં કુશળ, તથા માર્મિક વચનો વદવામાં નિપુણતા ધરાવનારો બુદ્ધિમાન્ પક્ષકાર લોકોને, પોતે વિજય મેળવ્યો છે, એમ ભાન કરાવે છે. પરંતુ વસ્તુતઃ કશો જ સત્ય નિર્ણય આવતો નથી. સત્ય નિર્ણય આવવો સંભવતો જ નથી; કારણ સત્ય નિર્ણય, યુદ્ધમાં નહિ, પણ શાંતિમાં રહેલો હોય છે. કેવળ પ્રશાંત અવસ્થામાં જ આત્મરવિ સત્યનો પ્રકાશ નાંખે છે.

—જગત્ની દૃષ્ટિમાં નિર્દોષ થવાનો મનુષ્યે શામાટે પ્રયત્ન કરવો જોઇએ, તે મને સમજાતું નથી. જે સ્થિતિમાં તમે યથાર્થ નિર્દોષ છો, તે સ્થિતિને જ્યાં સુધી તમે જગત્ને દર્શાવી ન શકો ત્યાં સુધી જગત્ તમને નિર્દોષ કદી પણ માને તેમ નથી. એક આત્માકાર સ્થિતિમાં જ તમે પૂર્ણ નિર્દોષ હોઇ શકો છો, પરંતુ તમારી આ સ્થિતિ જગત્ને તમે કેવી રીતે દર્શાવી શકવા સમર્થ થશો ! જગત્માંથી કેટલા થોડાને તે જોવાનાં નેત્રો છે ? એટલું જ નહિ, પણ જે હાલે તમારી આ આત્માકાર નિર્દોષ સ્થિતિ તમે જગત્ને દર્શાવવાનો પ્રયત્ન કરવાનો

આરંભ કરો છો તે જ ક્ષણે તમે સદોષ થાઓ છો. આમ છે તો પછી તમારી બ્રહ્મીભૂત સ્થિતિ હોય તોપણુ જગતને તમે તમારી નિર્દોષતા સિદ્ધ કરી શકવા અસમર્થ છો. અને જો તમારી આત્માકાર સ્થિતિ નથી તો તો પછી તે સદોષ જ છે. તમે પણુ તેને તેવી જ માનો છો. તેને નિર્દોષ સિદ્ધ કરવાથી તમને અધિક શો લાભ છે?

—જ્યારે કોઇ તમારા ઉપર આક્ષેપો કરે, અથવા તમારા ખરાખોટા દોષો વર્ણે ત્યારે આ ક્ષણુપૂર્વે તમારા શરીરે અને તમારા મને જે કંઈ કર્યું હોય, તે સર્વમાંથી કાંઇ જ તમે અથવા તમારૂં નથી, એ સત્ય નિર્ણયમાં પ્રવેશો. તમારા નિર્દોષ સ્વરૂપમાં અભિન્ન થવા પ્રયત્ન કરો. તેના પ્રતિ જ દૃષ્ટિ રાખીને ભ્રાંતિથી થયેલી તમારી વિકળતાને તજો. આક્ષેપો કરનારને ઉત્તર આપવાની ધાંધળમાં પડીને વધારે દોષવાળા ન બનશો. એકે ઉડાડેલી ધૂળમાં સાવરણી લેઈ તમે પાછી બમણી ધૂળ ઉડાડી, ધૂળના ગોટેગોટા ન કરશો. એથી સામો પક્ષકાર તથા તમે બંને ગુંગળાઇ મરશો. જેમને ધૂળ ઉડાડવામાં આનંદ થતો હોય તેમને તેમ કરવા દો.



## ૬૫ વર્ષના એક વૃદ્ધ પુરુષના આરોગ્યપ્રાપ્તિના નિયમો.

૭ આના લેઈને આરોગ્યપ્રાપ્તિના નીચેના ૭ નિયમો એક વૃદ્ધ પુરુષ શીખવે છે. તે લખે છે કે હાલ મારી ઉમર ૬૫ વર્ષની થઇ છે. હું સાઠ વર્ષનો દેખાઉં છું, અને મને હું ત્રિશ વર્ષનો જુવાન હોઉં એવું ભાન રહે છે. મને કોઇ પણ જાતનું દુઃખ કે દરદ નથી. મારી કમરનો ઘેરાવો ૪૧ ઇંચ હતો, તે ઘટાડીને મેં ૩૪ ઇંચનો કર્યો છે. એક માઇલ દોડીને ત્રણુ દાદરા હું એકે સપાટે ચઢી શકું છું, અને તેથી મારા હૃદયને કે ફેફસાંને કશું થતું નથી. હું એક નાના બાળકની પેઠે ઉંઘું છું. અને ઓસ્ટ્રિચની ( આફ્રિકામાં થતું એક મોટામાં મોટું પક્ષી) પેઠે ગમે તેવા આહારને પચાવી શકું છું.

ચાર વર્ષપહેલાં મને રાત્રે બિલકુલ નિદ્રા આવતી ન હતી. મને અર્શનો સખ્ત વ્યાધિ થયો હતો, અને તેની સાથે શિરોવેદના અને હૃદયના કંપથી હું પીડાતો હતો. નિસરણીએ ચડતાં હૃદયમાં કંપ થઇ આવવાનો મને સર્વદા ભય થઇ આવતો હતો.

નીચેના નિયમો પાળવાથી મારા પૂર્વોક્ત રોગ મટી ગયા છે, એટલું જ નહિ પણ ત્રિશ વર્ષના જુવાનજેવું મને મારામાં બળ જણાય છે. તે નિયમો આ છેઃ—

૧ પ્રાતઃકાળે પાંચ વાગતાં ઉઠવું. શરીરશુદ્ધિની ક્રિયા કરવી હોય તો કરી લેવી. પછી અગાશીમાં જવું, અથવા ખુલ્લી બારીપાસે ઉભા રહેવું, અને પા કલાકસુધી ડમ્બેલની કસરતો, અથવા એવી જ બીજી કસરતો કરવી.

૨ પછી તરત કપડાં પહેરી લેવાં, અને ઓછામાં ઓછા બે માઇલ દોડવું. ધીરે ધીરે દોડવાનો વેગ વધારવો. દોડતી વખતે પ્રત્યેક શ્વાસસમયે ફેફસાંમાં જેટલો વાયુ ભરાય તેટલો ભરવો. અને જેટલો બહાર નીકળે તેટલો બહાર કાઢવો. શિયાળામાં, ઉનાળામાં, ચોમાસામાં, સર્વ ઋતુઓમાં આપ્રમાણે કરવું. વરસતા વરસાદમાં પણુ આપ્રમાણે કરવું.

૩ ઘેર આવી ઠંડા અથવા સહજ ગરમ પાણીએ સ્નાન કરવું, અને પછી દશ મિનિટ જાડા ટુવાલથી શરીરને સારી પેઠે ઘસવું. પોચું પોચું ઘસવું નહિ, પણ ચામડીમાં ગરમી

આવે, અને તે લાલ થઈ તેમાં રુધિર વેગથી વહેવા માંડે એવી રીતે ઘસવું.

૪ ધીરે ધીરે કદી ચાલવું નહિ, અને હંમેશાં દીર્ઘ શ્વાસપ્રશ્વાસ કરવા.

૫ હું નિત્ય ત્રણ વાર ખાઉં છું, અને માંસ તથા તરતની ઉતરેલી રોટલી (વિલાયતી રોટલી) વિના નજરમાં આવે તે ખાઉં છું. **જેટલું મેં ખાધું હોય તેટલું જ પાછું ખાઈ શકું એટલે સુધી ખાતો ખાતો જ્યાં હું આવું છું કે તરત ભોજનની થાળીઉપરથી હંમેશાં હાથ ધોઈને ઉઠી જાઉં છું.** ત્યાર પછી એક ગ્રાસ પણ વધારે ખાતો નથી. હું કોફી પીતો નથી, કોઇ દવા ખાતો નથી, તેમ દીપક પાચક કોઇ ગોળી, ચૂર્ણ કે ધૃતધમાસ ફાકતો નથી. હું દારૂ પીતો નથી. પ્રત્યેક ગ્રાસ મોંમાં પાણીજેવો થઇ જાય ત્યાંસુધી બહુ જ ધીરે ધીરે ચાવું છું; અને સુકા રોટલામાં પણ સ્વાદ જણાય એવી કકડીને ભુખ લાગ્યાવિના કદી પણ કશું જ ખાતો નથી સુકો રોટલો પણ હાલ મને મિઠાઇના જેવો જ સ્વાદિષ્ટ જણાય છે.

૬ રાત્રે સુતાપહેલાં પ્રાતઃકાળની પેઠે જ દશ મિનિટ કસરતમાં ગાળવી.

જો તમે માત્ર એક જ દિવસ આ નિયમોનું પાલન કરશો, તો મને આપેલા ૭ આનાના બદલામાં દશગણો લાભ થયેલો તમે અનુભવશો. જો તમે એક માસ તેમનું પાલન કરશો તો બાલ્યાવસ્થા વીતી ગયા પછી કદી નહિ અનુભવેલો એવો જીવવાનો સર્વોત્કૃષ્ટ આનંદ, તમે તમારા આખા જીવનમાં કદાચ પહેલી વાર જ અનુભવશો; જો ત્રણ માસસુધી આમદથી તમે આ નિયમોનું પાલન કરશો, અને તમને થયેલા અનન્તવિધ લાભના પ્રમાણમાં જો મને દ્રવ્ય મોકલશો તો થોડા સમયમાં મારા ઘરનાં નળીયાં સોનાનાં થઇ જશે.

---

## એક જાપાનીએ રૂસંબંધી કરેલી એક નવી શોધ.

એક જાપાની વિજ્ઞાનવિદે હમણાં કૃત્રિમ રૂ શોધી કાઢ્યું છે. આ વિદ્વાન્ કેટલાક તેજાબો વગેરે ઉપર પ્રયોગ કરતો હતો, એટલામાં એક વાંસનો કકડો તેજાબના પાત્રમાં પડ્યો. થોડા વખતપછી તે કકડો તેણે કાઢીને જોયો તો તેને જણાયું કે તે નરમ ધોળા રૂજેવો થઇ ગયો હતો. તરત જ તેને સુઝ્યું કે વાંસ અને બીજી કેટલીક છાલોઉપર રાસાયનિક પ્રયોગ કરવાથી તેમનું રૂ તથા વસ્ત્ર બનાવવાના બીજા પદાર્થો બની શકવાનો સંભવ છે. હાલ તે આ સંબંધમાં વિશેષ પ્રયોગ કરે છે, અને એવું અનુમાન કરવામાં આવે છે કે તેની આ શોધથી દુનિયાંના રૂના વ્યાપારમાં મોટો ફેરફાર થશે.

---

## બે જર્મનોએ યુદ્ધના સંબંધમાં કરેલી એક નવી શોધ.

બે જર્મનોએ હમણાં એક નવી શોધ કરીને પાશ્ચાત્ય પ્રજાને ચકિત કરી નાંખી છે. આ શોધવડે જમીનઉપર રહેલો એક જ મનુષ્ય, તારના કે એવા બીજા કશા જ સંબંધવિના સમુદ્રમાં ગમે ત્યાં વહાણને હંકારી શકે છે, અને આકાશમાં વિમાનોને ગમે ત્યાં ચલાવી શકે છે. પ્રયોગોવડે આ શોધકોએ સિદ્ધ કરી બતાવ્યું છે કે વહાણમાં તેને ચલાવનાર કોઈ પણ મનુષ્ય રાખ્યાવિના, ૧૮ માઇલના ઘેરાવામાં ગમે તેવી ભીડમાં થઇને વહાણને હંકારી શકાય છે, જ્યાં લંગારવું હોય ત્યાં લંગારી શકાય છે, અને કોઇપણ વહાણના કાફલાનો નાશ કરનાર મનુષ્ય કોણ છે, તેની ખબર પડ્યાવિના, નાશ કરી શકાય છે.

---



# श्रीसिद्धेश्वर.

---

मनुष्य प्रयत्नथी पोताने जेवो धारे छे, तेवो ज करी शके छे.



॥ ॐ श्रीँ ॥

## सिद्धेश्वरना मंदिरनो घंटानाद.

* * અમુક આ પ્રકારનું છે, અને અમુક તે પ્રકારનું છે, એવો નિશ્ચય, બહારનું સ્વરૂપ જોઇને, કદી પણ બાંધી બેસતા ના. જો તેમ કરશો તો તમે સેંકડો ભૂલોના ભોગ થઈ પડવાના.

* * મનુષ્યને પડતાં સમગ્ર દુઃખોનું કારણ ભૂલ હોય છે, અને ભૂલનું કારણ બહારના દેખાવથી બાંધેલા ખોટા નિશ્ચયો હોય છે.

* * જ્યારે તમે વસ્તુઓના બાહ્ય સ્વરૂપને જુઓ છો ત્યારે તમે તેમને ખોટા દષ્ટિબિન્દુથી જુઓ છો. આથી તમારાં અનુમાનો ખોટાં હોવાનાં, અને તે વસ્તુઓસાથેના તમારા સંબંધમાં તમે ભૂલો કરી બેસવાના; પરંતુ તમે જ્યારે વસ્તુઓને તેમના પોતાના સ્વરૂપે જ જુઓ છો ત્યારે તમે તેમના સંબંધમાં ખરો નિશ્ચય બાંધો છો; કારણ કે તેઓ જે રૂપમાં છે, તે જ રૂપમાં તમે તેમને જુઓ છો.

* * બહારનો દેખાવ ક્ષણિક હોય છે; તે સર્વદા બદલાયા કરે છે. આજે એક વસ્તુનો બાહ્ય દેખાવ સાચો ભાસ્યો હોય છે, તે કાલે તેવો ભાસતો નથી. આથી કોઇ અમુક દેખાવસંબંધી આપણા વિચારો આજે ખરા હોય, પરંતુ કાલે તે જ વિચાર ખરા ન પણ હોય. આથી બાહ્યના દેખાવોઉપરથી બાંધેલાં અનુમાનો અથવા નિશ્ચયો અનિત્ય હોય છે.

* * જ્યારે મનુષ્ય જગતમાં દષ્ટિ નાંખીને જે તેની નજરે પડે છે, તેને જ જુએ છે ત્યારે તેને પ્રત્યેક સ્થળે દોષ, દુઃખ અને વ્યાધિ જ જોવામાં આવે છે; અને આ નજરે પડતા બહારના દેખાવોઉપરથી આ જગતસંબંધી જો તે નિર્ણય કરે છે, તો આ આખું જગત્ તેના મનને વાસ્તવિક રીતે દુઃખના અને દોષના ભંડારરૂપ ભાસે છે. આમ થતાં તેને કોઇ દિવસ સુખનો સંભવ આવતો જ નથી; કારણ કે જ્યાંસુધી જગતને મનુષ્ય દુઃખ-

રૂપ જોયા કરે છે, ત્યાંસુધી તેના મનમાં દુઃખના, અને દોષના જ વિચારો આરૂઢ રહે છે—આ વિચારો જ તેના ધ્યેયરૂપ થાય છે; અને મનુષ્ય જેવા વિચારો અખંડ સેવે છે,—જેનું તે ધ્યાન કરે છે—તેવો જ તે થાય છે, એવો શાસ્ત્રોનો સિદ્ધાંત હોવાથી જગતને દુઃખરૂપ જોનારો મનુષ્ય પોતે જ દુઃખરૂપ થઇ રહે છે.

* * જગતમાં લગભગ બધા જ મનુષ્યો, જેવું નજરે જુએ છે, તે પ્રમાણેનું જ આ જગત્ છે, એવો નિશ્ચય કરી દે છે; અને તેથી જગતના મોટા ભાગના મનુષ્યોના વિચારો બહારથી જણાતા દોષવાળા જગતના જેવા જ દોષવાળા થઇ રહ્યા છે. બહારના દેખાવોની અપૂર્ણતાના દર્શન અને ચિંતનથી તેઓ પોતે જ અપૂર્ણ થઇ રહ્યા છે. માનવ પ્રજા વેગથી આગળ વધતી નથી, તેનું કારણ આ છે.

* * જ્યારે બહારના દેખાવોની પેલી પાર મનુષ્ય દૃષ્ટિ નાંખે છે, અને પરમાત્માની પ્રતિમારૂપ પૂર્ણતાવાળા વાસ્તવિક પુરૂષને જુએ છે, ત્યારે તેનાં સઘળાં અનુમાનો અને નિશ્ચયો બદલાઇ જાય છે. તેને જણાય છે કે બહારના દેખાવોની પાછળ સઘળું જ શુભ છે, સઘળું જ સુંદર છે, સઘળું જ સત્ય અને નિર્દોષ છે. તે અનાદિ સત્ય વસ્તુને જુએ છે, અને તેથી તેના નિશ્ચયો સઘળા સત્યથી પૂર્ણ હોય છે. जगदेव हरिः ( જગત્ એ જ હરિ છે ) એ શાસ્ત્રવચનાનુસાર તે જગતને ઈશ્વરરૂપ જુએ છે, અને તેથી કરીને જગતસંબંધી તેના સઘળા નિશ્ચયોમાં કોઇ પણ ભૂલ હોતી નથી, કારણ કે તેની દૃષ્ટિ જેમ છે તેમ જુએ છે. આમ થતાં તેના સઘળા વિચારો નિર્દોષ અને સત્યથી યુક્ત થાય છે; અને મનુષ્ય જેવા વિચારો કરે છે, તેવો જ તે થતો હોવાથી તેનું જીવન નિર્દોષ અને સત્મય થાય છે.

* * જ્યારે મનુષ્ય પોતાના ઉપર અને પોતાના પાડોશીઉપર દૃષ્ટિ નાંખે છે, અને બહારના દેખાવઉપરથી પોતાના પાડોશીના સંબંધમાં નિર્ણય કરે છે ત્યારે તે પોતાની અને પોતાના પાડોશીની અપૂર્ણતાનો જ સર્વદા નિર્ણય કરે છે. પરંતુ આ નિર્ણય ખોટો હોવાથી તેને પોતાને અપૂર્ણ સ્થિતિમાં રાખી રહેનાર થાય છે, એટલું જ નહિ પરંતુ તેના પાડોશીસાથેના સર્વ વ્યવહારમાં તેને ભૂલો કરાવનારો થાય છે. આમ થતાં, મનુષ્ય પોતાના જીવનમાં વારંવાર દુઃખને પ્રકટતું જુએ, એ સ્વાભાવિક છે.

* * જ્યારે કોઇ મનુષ્યને બહારથી જોઇને આપણે તેના વિષે નિર્ણય કરીએ છીએ ત્યારે આપણો તે નિર્ણય આપણે તેની ભૂલો, દોષો, અપૂર્ણતાઓ, અને નિષ્ફળતાઓ જોઇને કરેલો હોય છે. આ નિર્ણય આપણા વિચારો અને કૃત્યોનું કારણ થાય છે. પરંતુ આ કારણ ભૂલભરેલું હોવાથી તેનું કાર્ય જે આપણા વિચારો અને કૃત્યો તે પણ ભૂલભરેલાં જ થાય છે. આ ભૂલભરેલાં કાર્યો પાછાં બીજાં કાર્યોનાં કારણ થાય છે. આમ એક ભૂલમાંથી સેંકડો ભૂલો જન્મને પામે છે. આથી જ સામાન્ય મનુષ્યનું આખું જીવન ભૂલ, ભ્રાંતિ અથવા ભ્રમનું જ જાળું હોય છે, અને જ્યાં સુધી બહારના દેખાવોઉપરથી નિર્ણય કરવાનો અભ્યાસ તે ત્યજતો નથી ત્યાં સુધી તે જાળું અધિક અને અધિક ગુંચવાતું જ જાય છે.

* * બહારનું સ્વરૂપ જોઇને કોઇ પણ વસ્તુના સંબંધમાં કદી નિર્ણય ન બાંધો, પણ વસ્તુતઃ તેનું જે સ્વરૂપ છે,—કારણ પ્રદેશમાં તે જેવા સ્વરૂપમાં છે, તે સ્વરૂપને જોઇને જ તેના સંબંધમાં નિર્ણય બાંધો. ભ્રમથી મુક્ત થવાનો આ જ માર્ગ છે.

---

Registered N.B. 185.



रूप (पुस्तक) २३  मार्गशीर्ष कृष्ण० १४ संवत् १९६७.  दर्शन (अङ्क) २

श्लोक ।

कदली कमल न वा हिमं
मलयोत्थं यमपोहितुं क्षमम् ।
भवदंघ्रिवियोगपावको
हृदये मा स कदाचने यताम् ॥

અર્થઃ—હે ભગવન્! આપના ચરણના વિયોગરૂપ અગ્નિ જેને ટાળવા કેળ કમળ ન હિમ કે ચંદન કશું સમર્થ નથી, તે અમારા હૃદયમાં ક્દાપિ વસશો નહીં!

---

प्रसिद्ध करनार

## श्रेयस्साधकअधिकारिवर्ग—वडोदरा.

तरफथी

અમદાવાદ—શ્રી "સત્યવિજય" પ્રિન્ટિંગ પ્રેસમાં શા. સાંકળચંદ હરિલાલે છાપી પ્રસિદ્ધ કર્યું.

---

વાર્ષિક લવાજમ પોસ્ટેજસાથે રૂ. ૨-૦-૦ વર્ષના આરંભમાં જ.

# प्रभानुक्रमणिका.

પ્રભા. | વિસ્તાર.



---

## अगत्यनी सूचना.

મહાકાલ પ્રત્યેક માસની વદિ ૧૪ ઉપર પ્રકટ થાય છે. અને તેથી ગ્રાહકોને તે બીજા માસની શુદિ દશમસુધીમાં મળે છે. આથી જે ગ્રાહકોને એ અરસામાં અંક ન મળે તેમણે પોસ્ટ ટિકિટ બીડી અત્ર જણાવવું. ઠેકાણું બદલનારે પોતાનું પ્રથમનું ઠેકાણું જણાવવા કૃપા કરવી. તેમ નહિ કરનારના પત્રઉપર ધ્યાન આપવામાં આવતું નથી.

વ્યવસ્થાપક, મહાકાલ, વડોદરા.


મુદ્રક—છોટાલાલ જીવનલાલ, શ્રીનૃસિંહાશ્રમ—વડોદરા.




रूप (पुस्तक) २३.—मार्गशीर्ष कृष्ण० १४, संवत् १९६७. दर्शन (अङ्क) २.

॥ ॐ श्रीँ ॥

# परमतत्त्वमांथी सरितारूपे पोताना आविर्भावनुं भान करनार अहंवृत्तिना उद्गार.

પદ. ( મન પરદેશી, છાંડ ચલે, એ લય. )

પ્રભુ પહાડકેરી, સરિતા હું છું,
એક કામ છે મારૂં આગળ ને આગળ વધવાનું,
ખાડાખેયાવાળા રસ્તા, મારે ન એ જોવાનું; સરિતા.
કઠિનકઢંગા માર્ગવિષે જે, આવી પડે તે સહેવું,
આગ્રહ ને ઉત્સાહવડે તે,-માંથી મારે વહેવું;—
ચલાવવો અસ્ખલિત પ્રવાહ, જ્યાં ત્યાં નિર્મળ જળનો;
સંચય લેશ થવા નવ દેવો, મુજ જળમાં જરી મળનો;—
વાંકીચુંકી વળીને પણ હું, સિંધુપ્રતિ ગતિ કરતી,
એમ કરી જ્યાં મણિમૌક્તિક છે, તેહ દિશા સૂચવતી;—
મત્સ્યાદિક જે સંગી મારા, રક્ષણ તેનું કરતી,
જે જે મહિં પાન કરે તે,-ના તાપત્રય હરતી;—
જે જન ક્ષેત્રોમાં યુક્તિથી, મારા જળને વાળે,
તેમાં મુજ પ્રસરવું થાતાં, પાક ઘણો ત્યાં ફાલે;—
મુજમાં પ્રવાસ કરનારા જન, અગમ દેશપ્રતિ જાતા,

ઘાત અન્ય અવિદ્યાદિનો હેતુ છે અને એ દ્વિતીય અવિદ્યાદિ અન્ય સંઘાતના હેતુ થાય છે ઇત્યાદિ, અર્થાત્ સંઘાતની લંગર ને લંગર અનાદિ સંસારમાં ઉત્પન્ન થતી ચાલે છે અને તેને આશ્રયે રહેનાર અવિદ્યાદિ પણ એ જ પ્રમાણે ઉત્પન્ન થતાં ચાલે છે, તો અહિં પ્રશ્ન એ છે કે એક સંઘાત પછી અન્ય જે સંઘાત ઉત્પન્ન થાય છે તે નિયમે કરીને પ્રથમ સંઘાતને સદશ હોય છે કે અનિયમે સદશ પણ હોય અને વિસદશ પણ હોય? જો નિયમે કરીને સદશ હોય છે એમ કહો તો મનુષ્ય પુદ્ગલ (જે પૂરાય છે અને ગળે છે તે પુદ્ગલ એ વ્યુત્પત્તિથી પુદ્ગલ શબ્દ શરીરનો વાચક છે) એ એક સંઘાત છે અને એના પછી એને સદશ જ સંઘાત થવા જોઇએ. તો મનુષ્ય પુદ્ગલને દેવ, તિર્યગ્યોનિની પ્રાપ્તિ થાય છે, નરકની પ્રાપ્તિ થાય છે, ઇત્યાદિ બૌદ્ધસિદ્ધાન્ત ભાગી પડે છે અર્થાત્ નિયમે કરીને સદશ સંઘાત થાય છે એ પક્ષ સ્વીકારવાથી અપસિદ્ધાન્તરૂપ દોષ પ્રાપ્ત થાય છે. એવો નિયમ નથી સ્વીકારતા અને પ્રસંગે સદશ અને પ્રસંગે વિસદશ સંઘાત ઉત્પન્ન થાય છે એમ કહો તો મનુષ્ય પુદ્ગલ કદાચિત્ ક્ષણમાં હસ્તી થઈ પુનઃ દેવ થાય ને પુનઃ મનુષ્ય થઇ રહે ઇત્યાદિ પ્રસંગની પ્રાપ્તિ થાય છે. આ પણ બૌદ્ધ અભ્યુપગમથી વિરુદ્ધ છે. તેથી ઉભયથા અપસિદ્ધાન્તની પ્રાપ્તિ આવે છે. તેથી સર્વ પક્ષમાં સંઘાતની ઉપપત્તિનો અભાવ થઇ રહે છે.

વળી આ મતમાં જેના ભોગને માટે સંઘાત રચાય છે તે સ્થિર ભોક્તા જ નથી. તો પછી ભોગ ભોક્તાને અર્થે નહિ હોવાથી ભોગને અર્થે જ ઠરે છે અને તેમ હોય તો કોઇના અર્થરૂપ—પ્રાર્થનાના વિષયરૂપ ભોગ રહેતો નથી. આ જ રીતે મોક્ષ પણ મોક્ષાર્થે જ ઠરે છે, તેથી કોઇ મુમુક્ષુ જ રહેતો નથી. જો ભોગ અને મોક્ષથી અતિરિક્ત કોઇના પ્રાર્થનાના વિષયરૂપ ભોગ અને મોક્ષ હોય તો તે કોઇ ભોગકાલે અને મોક્ષકાલે એક રહેવો જોઇએ, અને તેમ રહે તો એ ક્ષણિક નહિ રહે તેથી ભોક્તાને ક્ષણિક માનવારૂપ અભ્યુપગમ ભાગી પડે છે. આ રીતે સર્વથા અવિદ્યાદિ કદાચ પરસ્પરની ઉત્પત્તિના હેતુરૂપ થાય તો થાય પણ તેટલાથી પણ સંઘાતની સિદ્ધિ થાય તેમ નથી કારણકે ભોક્તાનો અભાવ છે.

આપ્રમાણે આ સૂત્રમાં પૂર્વપક્ષીની આશંકા લઇ તેનું આ સૂત્રમાં ખંડન કર્યું. આ સૂત્રમાં અવિદ્યાદિ પરસ્પરની ઉત્પત્તિના હેતુ થાય છે, એમ સ્વીકારી આ ખંડન કર્યું છે. હવે અવિદ્યાદિ પરસ્પરની ઉત્પત્તિમાત્રના પણ હેતુ થઇ શકે તેમ નથી, એ શ્રી સૂત્રકાર કહે છેઃ—

**उत्तरोत्पादे च पूर्वनिरोधात् ॥ २० ॥**

**સૂત્રાર્થઃ**—ઉત્તર ક્ષણિક પદાર્થની ઉત્પત્તિ થાય ત્યારે પૂર્વ ક્ષણિક પદાર્થનો નિરોધ (વિનાશ) થતો હોવાથી (પૂર્વ ક્ષણિક પદાર્થ ઉત્તરની ઉત્પત્તિનો પણ હેતુ થઇ શકે તેમ નથી.)

પ્રત્યેક પદાર્થ ક્ષણમાત્ર જ રહે છે અને ક્ષણમાં નાશ પામી જાય છે, એ પ્રકારે બૌદ્ધમત હોવાથી બૌદ્ધ ક્ષણભંગવાદી કહેવાય છે. એ મતપ્રમાણે પ્રત્યેક પદાર્થ ક્ષણમાત્ર રહેનાર હોવાથી—ક્ષણિક હોવાથી ક્ષણ કહેવાય છે. ક્ષણભંગવાદીનો એવો અભ્યુપગમ છે કે જ્યારે ઉત્તર ક્ષણ ઉત્પત્તિને પામે છે ત્યારે પૂર્વ ક્ષણ નિરોધને પામે છે. અર્થાત્ વિનાશસામગ્રીના સાંનિધ્યને અનુભવે છે. આ પ્રકારે માનવાથી પૂર્વ ક્ષણ અને ઉત્તર ક્ષણ એ એની વચ્ચે હેતુફલભાવ—કારણકાર્યભાવ—ઘટી શકે તેમ નથી. કારણકે જ્યારે

ઉત્તર ક્ષણિક પદાર્થ ઉત્પન્ન થાય છે ત્યારે પૂર્વ ક્ષણિક પદાર્થ કાં તો વિનાશસામગ્રીના સમીપ હોય છે, અથવા તો વિનાશને પામેલો હોય છે-અતીત થયેલો હોય છે. બંને રીતે એ પૂર્વ પદાર્થ અભાવગ્રસ્ત હોય છે અને તેથી ઉત્તર ક્ષણિકનો હેતુ થઇ શકે તેમ નથી.

આની સામે એવું કહેવામાં આવે કે અમારો અભિપ્રાય એવો છે કે પરિનિષ્પન્નાવસ્થાવાળો ભાવભૂત પૂર્વપદાર્થ જ ઉત્તર ક્ષણનો હેતુ છે તો એ પણ સંગત નથી. કારણ કે હેતુરૂપે વિવક્ષિત એ પદાર્થનો ઉત્પત્તિથી અતિરિક્ત કાર્યોત્પાદન વ્યાપાર માનો છો કે ઉત્પત્તિથી અનતિરિક્ત એ વ્યાપારને માનો છો ? જો ઉત્પત્તિથી અતિરિક્ત કાર્યોત્પાદનરૂપ વ્યાપાર માનો તો ઉત્પત્તિક્ષણ અને કાર્યોત્પાદનક્ષણ ભિન્નભિન્ન હોવાથી એ પદાર્થનો આ દ્વિતીય ક્ષણસાથે અવશ્ય સંબંધ માનવો પડશે, અને તેમ માનતાં ક્ષણભંગવાદ રહેશે નહિ. આમ નહિ માનતાં भूतिर्येषां क्रिया सैव कारकं सैव चोच्यते—ક્ષણિક પદાર્થોની જે ઉત્પત્તિ છે તે ઉત્પત્તિ જ એમની ક્રિયા છે અને તે જ એમનું કારણ છે—એ વચનમાં કહ્યાપ્રમાણે ઉત્પત્તિથી અતિરિકત કાર્યોત્પાદકત્વ વ્યાપાર નથી, પણ ઉત્પત્તિરૂપ જ છે એમ માનો તો તે પણ અયોગ્ય છે. મૃત્તિકારૂપ સ્વભાવથી ઉપરક્ત ઘટ હોય છે અને તેથી ઘટ મૃત્તિકાનું કાર્ય છે, અને મૃત્તિકા ઘટનું ઉપાદાનકારણ છે. આ રીતે સર્વત્ર જે જે ઉપાદાનકારણ છે તેના સ્વભાવનો ઉપરાગ કાર્યને થવો જોઇએ, અને તેથી કાર્યક્ષણે એ કારણનો સદ્ભાવ હોવો જોઇએ. તેથી નિમિત્ત કારણ કાર્યક્ષણે અતીત હોય તો ચાલે પણ ઉપાદાનકારણનો તો સદ્ભાવ અવશ્ય હોવો જોઇએ. આમ હોવાથી આ દ્વિતીય પક્ષ સ્વીકારો તોપણ કાર્યસમયે કારણનો અભાવ માનવાને લીધે કાર્યકારણભાવનો નિર્વાહ થઇ શકે તેમ નથી. અને હેતુના સ્વભાવનો ઉપરાગ થવાનું માનો તો હેતુનો સદ્ભાવ કાર્યક્ષણસુધી અવશ્ય માનવો જોઇએ, અને તેમ થતાં પુનઃ ક્ષણભંગવાદ ભાગી પડે છે. વળી જો હેતુ સ્વભાવનો ઉપરાગ આવશ્યક નથી એમ કહો તો અર્થાત્ સ્વભાવોપરાગવિના જ કાર્યકારણનો સંબંધ સ્વીકારો તો સર્વત્ર એ અનુપરાગ પ્રાપ્ત હોવાથી નિમિત્તાદિ સર્વ કારણો ઉપાદાન કારણની કક્ષામાં જ આવી જશે. તેથી સર્વ રીતે આ માનવું અસમીચીન છે.

(અપૂર્ણ.)

---

# आंतर मनना अद्‌भुत चमत्कारो तथा तेमां प्रवर्तता नियमो.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૧૦ થી )

અને એ કાર્યમાટે જ આંતર મનના આ ધર્માદિનું જ્ઞાન-નિશ્ચયાત્મક જ્ઞાન અપેક્ષિત છે. આ રીતે પૂર્ણ શ્રદ્ધાથી ઘોતન આપવામાં આવે છે તો જેનું જેનું સ્મરણ કરવાનું હોય છે તે અવશ્ય થાય છે.

આ જ નિયમપ્રમાણે રાત્રે જેમને અમુક સમયે જાગ્રત્ થવાનું હોય છે તેમણે આંતર

મનને તે પ્રમાણેનું દ્યોતન આપવાનું રહે છે. બાહ્ય મનની સત્તાનીચે પરમાત્માએ આંતર મનને આ માટે જ સ્થાપ્યું છે કે બાહ્ય મનને જે વિચારથી કર્તવ્ય જણાય તે કાર્ય આંતર મન પોતાના અગાધ સામર્થ્યવડે કરી આપે. બાહ્ય મનતરફથી એ પ્રકારનું દ્યોતન મળે છે એટલે આંતર મન કે જે દ્યોતનને વશ વર્તે છે તે બરાબર તે જ સમયે તે મનુષ્યને જગાડે છે. આંતર મનને આ પ્રકારનું શિક્ષણ જેણે આપ્યું નથી, પોતાના બાહ્ય મનને આપ્રમાણે દૃઢ સંકલ્પ કરવાની કલા જેણે સધાવી નથી, તે મનુષ્યને આખી રાત્રિ નિદ્રારહિતપણે, રખેને ધારેલો સમય થઇ જશે એવા ભયમાં ને ભયમાં જ ગાળવી પડે છે. જે જે મનુષ્યો ધારેલે સમયે નિદ્રામાંથી જાગ્રત્ થાય છે તે આંતર મનના દ્યોતનને વશ વર્તવાના ધર્મનો લાભ લેઇને જ જાગ્રત્ થાય છે.

એક દુકાનદારને ત્યાં તમે કાપડ ખરીદવા જાઓ છો, અને તે તમને કાપડ બતાવે છે તથા તે તમને પસંદ નહિ પડવાથી "લીધું લીધું, તમે શું લેવાના હો" એવું ધુરકીયું કરે છે. તમે શાન્ત સ્વભાવના હો તો તેની સામે કંઇ પણ બોલતા નથી. પણ તે જે જે માલ બતાવે છે તેમાંથી તમને કોઇપણ પસંદ પડતો નથી, અને તમે ખરેખર કંઇપણ લીધાવિના તેની દુકાનેથી ઉઠી નીકળો છો. અન્ય વિવેકી દુકાનદારને ત્યાં તમે જાઓ છો અને તે વિવેકથી તમારી સાથે પ્રેમપૂર્વક વાર્તા કરે છે, પોતાના માલના જે ગુણો હોય તે તમને યુક્તિથી સૂચવે છે અને અમુક માલ તમારા જેવા યોગ્ય ગૃહસ્થમાટે જ છે ઇત્યાદિ કથન કરે છે. તમે લેવા નહિ ધારેલો એવો ઘણો માલ પણ આ દુકાનેથી ખરીદી નીકળો છો. આવા અનેક પ્રસંગો તમારા પોતાના અનુભવમાં આવેલા હશે. અહિં તમારી સ્થિતિ પૂર્ણ જાગ્રત્ છે છતાં તેમાં એ દ્યોતનોને અધીન તમે થયા છો. અંતઃકરણના સ્વભાવાદિને ન જાણનાર એક ઉદ્ધત વ્યાપારી તમને "તમે માલ લઇ શકવાના નથી" એવું પોતાના સ્વાર્થથી વિરોધી દ્યોતન આપે છે અને એ દ્યોતનને લીધે જ તમારૂં આંતર મન તમને કોઇપણ વસ્તુને પસંદ કરવા દેતું નથી અને અન્ય "તમે આ માલ લઈ જશો, તમારે માટે એ જ યોગ્ય છે" ઇત્યાદિ દ્યોતન તમને આપે છે અને એ વ્યાપારીએ બતાવેલો સર્વ માલ એ દ્યોતનવશાત્ તમને પસંદ પડે છે.

બાળકોના સંબંધમાં આપણે જાણીએ છીએ કે એમનાં મસ્તિષ્ક વિકાસને પામેલાં હોતાં નથી. કૌમાર અવસ્થા વ્યતીત થયા પછીના એક મનુષ્યનું મસ્તિષ્ક તપાસવામાં આવશે તો તેમાં સરખી સપાટી નહિ જણાતાં ખાડાટેકરા જોવામાં આવશે. એ જ મનુષ્યનું કૌમાર અવસ્થાપૂર્વેનું મસ્તિષ્ક તપાસતાં તેમાં એ ખાડાટેકરા જોવામાં નહિ આવશે. મસ્તિષ્કમાં જેમ જેમ ખાડાટેકરા થાય છે તેમ તેમ તેનો વિકાસ થાય છે. જેમ જેમ મસ્તિષ્કનો વિકાસ થતો જાય છે તેમ તેમ તેમાં ખાડાટેકરા વધતા જાય છે. ખાડાટેકરા વધવાથી મસ્તિષ્કની સપાટીનું પ્રમાણ વધતું જાય છે. માનસિક શક્તિઓનો વિકાસ આ ક્રમપર આધાર રાખે છે. કૌમાર અવસ્થાના કરતાં યુવાવસ્થામાં માનસિક શક્તિઓનો વિકાસ વધારે હોય છે. કૌમાર અવસ્થામાં વિચારબલ ન્યૂન હોય છે, નિશ્ચયબલ પણ ન્યૂન હોય છે, અને નિરીક્ષણ કરવા વગેરેનું સામર્થ્ય પણ ઓછું હોય છે ત્યારે એ સર્વ સામર્થ્યોની યુવાવસ્થામાં વૃદ્ધિ થાય છે એ સુપ્રસિદ્ધ છે. આનું કારણ એ છે કે બાહ્યમન તે મસ્તિષ્ક છે અથવા મસ્તિષ્ક એ બાહ્ય મનનું સાધન છે. જેમ જેમ સાધનની સૂક્ષ્મતા અને વિકાસ થતો જાય તેમ તેમ બાહ્ય મનનું

બલ વૃદ્ધિ પામતું જાય એ સ્વાભાવિક છે. આ નિયમપ્રમાણે બાળકોમાં મસ્તિષ્કનો વિકાસ ન્યૂન હોવાથી બાહ્ય મનની સત્તા જામેલી હોતી નથી અને તેથી બાળકો કેવલ આંતર મનને અધીન વર્તે છે એ કહેવામાં અતિશયોક્તિ થતી નથી. બાળકોને તપાસતાં શું જણાય છે? બાળકોની રમતો જુઓ. ઘણીવાર એવું બને છે કે એ રમતોમાં એક બાળક વાઘ, ઘોડો વગેરે પશુ થાય છે અને અન્ય બાળકો તેને તેમ માની તેનાથી દૂર નાસે છે. અહિં સુધી બુદ્ધિપૂર્વક કાર્ય કરાય છે. નાસી જનાર બાળકોને સ્પષ્ટ ભાન હોય છે કે અમુક બાળક તે વાઘ નથી. પણ પોતાના જેવો મનુષ્ય જ છે. આમ છતાં એ જ બાળકો આવી રમતોમાં અંતમાં ઘણી વાર ભયભીત થઇ રહે છે, અને તે અમુક બાળ ખરેખરો વાઘ કે દીપડો હોય તેમ તેનાથી વસ્તુતઃ ભયને ધરે છે. આ સર્વ વ્યવહાર જાગ્રતમાં થાય છે અને એ સ્પષ્ટપણે દર્શાવે છે કે બાળકોમાં બાહ્ય મનની સત્તા જામેલી નહિ હોવાથી અમુક વાઘ કે દીપડો છે એ ભાન આંતર મનમાં પ્રવેશી જાય છે, અને એ તેમને ભયભીત કરે છે. સાચું કે જૂઠું પણ દ્યોતન થાય છે કે તરત એ દ્યોતન બાળકોના આંતર મનને પકડે છે અને એ મન દ્યોતનવશ થવાથી તેમને તે પ્રકારની ચેષ્ટા કરાવે છે—તે પ્રકારના આવેશને વશ કરી દે છે. આંતર મનના આ ધર્મને જાણનારાં માતાપિતા પોતાનાં બાળકોનું આવા પ્રસંગમાં સારીરીતે રક્ષણ કરી શકે છે. આંતર મન દ્યોતનને વશ વર્તે છે, એ જ્ઞાનને લીધે આ બાળકોમાં એ માતાપિતા ભય આદિનાં વિરોધી દ્યોતનો પ્રથમ જ અને પ્રસંગસર આપે છે કે જેથી ભયને અનુકૂલ દ્યોતનોને અવકાશ રહેતો નથી.

આપ્રમાણે જાગ્રતના અનેક, અસંખ્ય પ્રસંગોમાં આંતર મનના વિવિધ ધર્મોનો ઉપયોગ કરાય છે અને તે ઉપરથી એ સ્પષ્ટ થાય છે કે એનો બાહ્ય મનસાથેનો સંબંધ આ ઉપયોગ કરવા સારૂં જ પરમાત્માએ સ્થાપ્યો છે.

આંતર મન અને બાહ્ય મનનું જે યુગલ છે તેમાં નિયમન કરવાની સત્તા બાહ્ય મનને આંપવી ઉચિત છે; આંતર મનને બાહ્ય મનની સત્તાનીચે સ્થાપવું ઉચિત છે. આંતર મન આ અંશમાં પત્નીસ્થાનીય છે અને બાહ્ય મન પતિસ્થાનીય છે. જેમ પતિની સત્તાનીચે રહી વ્યવહાર કરનાર પત્ની સર્વત્ર વિજય પ્રાપ્ત કરી જગતમાં શોભાને પામે છે અને તે ગૃહના અલંકારરૂપ થઇ રહે છે તેમ બાહ્ય મનને અધીન રહી વ્યાપાર કરનાર આંતર મન સર્વત્ર હિતને સાધે છે. જેમ પતિનો અનાદર કરી સ્વચ્છંદે વર્તનાર સ્ત્રી નાનાવિધ કલંકોને પામે છે અને વિવેકીના સંમાનથી રહિત થાય છે, તેમ બાહ્ય મનની નિયામક સત્તાનો અનાદર કરી સ્વચ્છંદે વર્તનાર આંતર મન વિવિધ પ્રકારે અહિતને સાધે છે. આ સિદ્ધાન્તમાં શંકા ધરનાર મનુષ્યોને ગાંડાના આશ્રમો ( લ્યુનેટિક એસિલમ ) અવલોકવા વિજ્ઞપ્તિ કરવામાં આવે છે. એ આશ્રમોમાં વિવિધ અંશના ગાંડપણવાળા મનુષ્યો દૃષ્ટિગોચર થયા વિના રહેશે નહિ. અને તેમાં પણ સૂક્ષ્મ અવલોકન કરનારને જણાશે કે ઘણામાં એક વિષયનું ગાંડપણ હોય છે. એ ગાંડપણ શું છે? આંતર મનનો ઉચ્છૃંખલ વ્યાપાર. એમના મનમાં એક વિચાર—આવેશ પ્રધાન થઇ ગયો છે અને તેણે બીજા સર્વ વિચારોનો અભિભવ કરી દીધો છે, અને સર્વ વિચારોને હડાવી કાઢ્યા છે. આંતર મનમાં એક વિષય જ રમણ કરી રહ્યો છે અને બાહ્ય મને એ વિચારને યોગ્ય ભૂમિમાં સ્થાપન ન કરતાં પોતાની નિયામક સત્તા લુપ્ત કીધી છે અને તેથી કરીને વિવેક, વિચાર આદિ બાહ્ય મનના વ્યાપારનો અનાદર

કરી એ એક વિષય જ સિંહાસનપર આરૂઢ થઈ ગયો છે. એક મનુષ્યને આત્મદ્યોતન સ્ફુર્યું છે કે મને પરમેશ્વરે જગતનો ઉદ્ધાર કરવા તારનારતરીકે મોકલ્યો છે. આ દ્યોતનનું સ્ફુરણ થવાથી એ મનુષ્ય પોતાને અલ્લાનો કે પ્રભુનો મોકલેલો સમજે છે. બાહ્ય મન આંતર મનના એ તરંગને વ્યવસ્થિત કરી સ્થાપતો નથી તો એ આંતર મનનો તરંગ બાહ્ય મનના વ્યાપારરૂપ મર્યાદાને ઉલ્લંઘી જાય છે, અને પોતે સમ્રાટ્પદે વિરાજી જાય છે. આમ થવાથી એ મનુષ્ય અન્ય સર્વ મનુષ્યથી પોતાને મોટો સમજે છે, પોતે પરમેશ્વરનો ચેલો સમજે છે, બીજા સદ્ધર્મોપદેશક મહાત્માઓની પણ નિંદા કરે છે અને પોતે તે સર્વનો પણ ઉપરી હોય તેમ બાહ્ય આડંબર રાખે છે. આ રીતે અન્ય વિવિધ માનસ તરંગોમાંથી કોઇ કોઇને કોઇ કોઇ તરંગ સમ્રાટ્ પદે સ્થપાઈ ગયેલો હોય છે અને તેથી તેમને ગાંડાના આશ્રમના અતિથિ થવાનો યોગ આવ્યો છે એવું સહજ વિચારથી એ આશ્રમોની મુલાકાત લેનારને જણાય તેમ છે. સૂક્ષ્મ અવલોકન કરનારને આ સિદ્ધાન્ત જાણવા એ મુલાકાતની જરૂર છે એમ નથી; એ જ્ઞાન વ્યવહારમાં જોતાં પણ મળી શકે છે. ગાંડાઓના આશ્રમમાં આંતર મનના કોઇ કોઇ તરંગે સમ્રાટ્ પદ ધારણ કર્યું હોય છે પણ તેથી કંઇક અંશે ન્યૂન પદ ધારણ કરેલું વ્યવહારમાં વિવિધ સ્થળે દષ્ટિગોચર થાય તેમ છે. ગાંડા નહિ ગણાતા એવા અનેક મનુષ્યોમાં કોઇ કોઈ આવો તરંગ જોવામાં આવે છે અને તેથી જ એવી કહેવતપ્રચલિત થઇ છે કે "Every man is insane on some subject"–પ્રત્યેક મનુષ્યને પ્રાયશઃ કોઇ કોઈ વિષયનું ગાંડપણ હોય છે. ધનપ્રાપ્તિ કરવી એ સારૂં છે, એ અર્થરૂપ પુરુષાર્થની સિદ્ધિમાં ગણાય છે પણ જ્યારે ધનપ્રાપ્તિની લાલસા વૃદ્ધિ પામી ઇતર સર્વનો અનાદર જેવો કરે છે ત્યારે એ મનુષ્યમાં ધનવિષયક ગાંડપણ જણાય છે. ધનને માટે એ પોતાના આરોગ્યને ગુમાવે છે, એક પૈસો પ્રાપ્ત થતો હોય તો દશ ગાઉ તેને માટે દોડે છે, ભોજનનો સમય થયો હોય અને કોઇ ગ્રાહક ચાર પૈસાનો પણ માલ લેવા આવ્યું હોય તો ભોજનના આસનપર બેઠેલો એ ઉઠી જાય છે, અને પ્રથમ પેલા ગ્રાહકને માલ આપે છે; અર્ધ ભોજન કર્યું હોય છે તો તેને ત્યાંથી અધુરૂં રાખે છે અને પ્રથમ માલ વેચી પછી બાકીના ગ્રાસ લેવા પાછો આવે છે; રાત્રે નિદ્રાવશ થયા પછી પણ પૈસાની પ્રાપ્તિનો યોગ આવે છે તો નિદ્રા ત્યજી તે કાર્ય પ્રથમ કરે છે, અને પૈસાની પ્રાપ્તિનો સંભવ જણાય તો આખી રાત્રિઓની રાત્રિઓ નિદ્રારહિતપણે ગાળવા તત્પર થઈ જાય છે. ગૃહમાં કોઇને મંદવાડ આવે છે તો કયા વૈદ્ય અથવા ડાક્ટરની દવા કરી તેનો નિર્ણય કોને ઓછા પૈસા આપવા પડશે એ ધોરણપર જ કરે છે અને વ્યાધિની નિવૃત્તિ કોનાથી વહેલી થવાનો સંભવ છે તેપ્રતિ લક્ષ આપતો નથી. ધનને માટે અને ધનના સંચયને માટે જ તે સારૂં ખાતો નથી, ક્ષણવાર નિવૃત્તિએ બેસતો નથી, સુવાનું તો સ્વપ્ન પણ આવવા દેતો નથી, સારા ગૃહની ઇચ્છાને તો દેશપાર જ રાખે છે, સંક્ષેપમાં કોઈ પણ પ્રકારના ભોગને ભોગવતો નથી, પ્રતિષ્ઠાની દરકાર રાખતો નથી, આરોગ્યની અવગણના કરે છે, કુટુંબી જનોને કલેશ આપે છે દેહને દહન કરે છે અને અહોરાત્ર ધન, ધન, ધન એ જ ઝંખના કર્યા કરે છે.

( અપૂર્ણ. )

---

# શ્રીસદ્‌ગુરુનું શરણ ગ્રહણ કરનાર સાધકનું કેવું વ્રત હોય છે.

૫૯. ( બ્હેની વસુધરા તપતી છે આજ, જપતી મેરની માળા, એ લય )

થઇ નૃસિંહ પ્રભુને શરણે આજ,
  વ્રત રૂડું મેં આ લીધુ,
મુજ સિદ્ધ થવાને સઘળાં કાજ,
  ગુરુબોધામૃત પીધુ.
હું મન, વચ, કાયે કોઇને, પીડા નહિ ઉપજાવુ;
  સઉને શાંતિ પ્રકટાવુ આજ, વ્રત રૂડું૦
આ સકળ જગતનું મનથી, હું નિત્ય ચિંતીશ સારૂ;
  કોનું ઉર વચને નહિ [1]ચ્હારુ આજ, વ્રત રૂડું૦
વર્ષાવીશ પ્રેમની ધારા, ભૂતમાત્ર ઉપર નયનેથી;
  નિવસ્યા પ્રભુ સઉમાં, તેથી આજ, વ્રત રૂડું૦
અસૂયાદ્વેષાદિક દોષે, પ્રજળીશ નહિ હું કદીએ;
  નિત્ય નાહીશ મુદિતા[2] નદીએ આજ, વ્રત રૂડું૦
શોધીશ નહિ હું કોઇનાં, છિદ્રો જુઠાં ને સાચાં;
  નિંદાથી ન દુઃખવીશ ડાચાં આજ, વ્રત રૂડું૦
પ્રતિક્ષણ મારા આયુષ્‌ની, સત્ક્રિયાવિષે ગાળીશ હું;
  કાં જે આયુષ મોંઘું બહુ આજ, વ્રત રૂડું૦
નથી મુજને વિશ્વપતિએ, વિશ્વની વ્યવસ્થા સોંપી;
  (તો) શીદ ધરૂં પછી પોલીસ્ ટોપી આજ, વ્રત રૂડું૦
છે એટલું બધુ કરવાનું, આ વિશ્વે મારે મારૂં;
  શીદ માથાં બીજે મારૂં આજ, વ્રત રૂડું૦
જોતાં લક્ષણ બીજાનાં, પોતાનો લક્ષ્ય ચુકાતો,
  કોણ ખોટને ધંધે ધાતો આજ, વ્રત રૂડું૦
અંતરમાં ચિંતન કરીએ, લાગણીથી જેવું જેવું;
  બીજ રોપાતું ઉંડું તેવું આજ, વ્રત રૂડું૦
તદ્‌રૂપ તે થઇને પછીથી, ફળ નિજ જાતિનાં આપે;
  કોણ કુબીજ ઉર પછી સ્થાપે આજ, વ્રત રૂડું૦

---

[1] ચીરૂ [2] પ્રમનતા

શાસ્ત્રે જે વિહિત ગણ્યું છે; તે તે જ હું નિત્ય ચિંતું;
બીજું રટીશ ન હું કદી, કિન્તુ આજ, મત રડું૦
નેત્રથી હું સઉમાં જોવા, પ્રભુતત્ત્વને મથવાનો;
રૂપનામે ન મતિ ધરવાનો આજ, મત રડું૦
તત્ત્વવિચારના અગ્નિથી, જે જે હૃદય મુજ સ્ફુરશે;
તે તત્ત્વતણું રૂપ ધરશે આજ, મત રડું૦
બહિરંતર આ વિધિ જોતાં, નરહરિ પ્રભુ નિશ્ચલ નિશ્ચે;
હું શમીશ નૃહરિમા અંતે આજ. મત રડું૦

---

# मानस रसायन

अथवा

# यौवन प्राप्त करवानो अने स्थिर राखवानो मानस उपाय.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૧૪ થી )

## પ્રકરણ ૭ મું.

### નિરંતર પ્રવર્તતા નવીકરણના નિયમસાથે મનનો જ્ઞાનપૂર્વક એકરાગ.

આખું બ્રહ્માંડ નિરંતર નવું થયા જ કરે છે; કંઇ જ અચલ નથી; સઘળું જ વિકારી અર્થાત્ ફેરફાર થવાના સ્વભાવવાળું છે, અને આ ફેરફારનો હેતુ સઘળી વસ્તુઓને સર્વ પ્રસંગે નવી બનાવવી, એ છે. કુદરતની સઘળી ક્રિયા અચલપણાની અથવા ઘડપણની વિરોધી છે, અને જીવનના પ્રત્યેક વ્યાપારનો ઉદ્દેશ યૌવનને ઉત્પન્ન કરવાનો અને વૃદ્ધિ કરવાનો હોય છે.

વિશ્વમાં વ્યાપી રહેલા ફેરફાર કરનારા સામર્થ્યમાં સઘળી વસ્તુઓ રહે છે, અને હરેફરે છે, અને નિરંતર પ્રવર્તતા નવીકરણના નિયમને લીધે આ ફેરફાર થાય છે. આ નવીકરણનો નિયમ પ્રત્યેક વસ્તુના અંતર્બાહ્ય વ્યાપી રહ્યો છે, અને પ્રત્યેક વસ્તુમાં પ્રવર્તી રહ્યો છે.

આ નિયમ મનુષ્યના શરીરમાં નિરંતર પ્રવૃત્ત થાય છે. તે તેના શરીરના એકેએક અણુને બદલે છે, અને તેમને નવા કરે છે; પ્રરંતુ આ ફેરફારનો પરિણામ કેવો આવવો, તેનો આધાર, મનુષ્ય આ નિયમની સાથે જેવી રીતે સંબંધવાળો થાય છે, તથા તે નિયમના મૂળ ઉદ્દેશની સિદ્ધિમાં જેવી રીતે પોતે મદદ કરે છે, તેના ઉપર હોય છે.

મનુષ્ય જ્યારે નવીકરણના નિયમને બુદ્ધિપૂર્વક અનુકૂળ વર્તે છે, ત્યારે તે નિયમનું ફળ તેના મનમાં, શરીરમાં અને જીવનમાં જણાય છે; પરંતુ જ્યારે તેવું વર્તન તે નથી કરતો, ત્યારે તે નિયમ પોતાના ફળને પ્રકટાવી શકતો નથી.

નવીકરણનો નિયમ મનુષ્યના આખા શરીરમાં સઘળી વસ્તુઓને સર્વકાલ નવી બનાવે છે, પણ આ નવા બનેલા શરીરે નવા દેખાવું અથવા જુના દેખાયા કરવું, તેનો આધાર, નવીકરણના નિયમને મનુષ્ય સફળ અથવા નિષ્ફળ થવા દે છે, તેના ઉપર હોય છે.

મનુષ્યનું મન પોતાના શરીરમાં બનેલા નવા અણુઓને કાં તો નવા દેખાવા દે છે અથવા તો નવા જુના દેખાય, અને જુનાના જેવી ક્રિયા કરે તેવું કરે છે; સ્વલ્પમાં મનુષ્યનું મન નવીકરણના નિયમને પોતાનું ફળ કાં તો પૂરેપૂરૂ પ્રકટાવવા દે છે, અથવા તો તેને બિલકુલ પ્રકટાવવા દેતું નથી.

જ્યારે મનુષ્યનું મન નવીકરણના નિયમને અનુકૂળ વર્તે છે, અને તેના અસ્તિત્વનો સર્વ કાળ સ્વીકાર કરે છે ત્યારે મનનો પ્રત્યેક વ્યાપાર નવીકરણની ક્રિયારૂપ થાય છે, અને નવીકરણના નિયમને મદદ કરે છે. આમ થતાં, નવીકરણના નિયમથી જેનું નવીકરણ થાય છે, તે પ્રત્યેક વસ્તુ મનમાં અને શરીરમાં પોતાના મૂળ નવીન રૂપમાં દેખાય છે; નવા રૂપમાં પ્રકટવાના સમયમાં, મનના વિરોધી વર્તનથી, તેના રૂપમાં, રંગમાં કે સ્થિતિમાં કશામાં ફેરફાર થતો નથી, પરંતુ કેવળ નવા રૂપે જ તે પ્રકટે છે.

જ્યારે મન નવીકરણના નિયમની સાથે બુદ્ધિપૂર્વક એકરાગવાળું થતું નથી, અને શરીરમાં નવીકરણની ક્રિયા ચાલ્યા જ કરે છે, એ વાતનો સ્વીકાર કરતું નથી ત્યારે મનની પ્રત્યેક ક્રિયા જૂનાને પાછું ઉત્પન્ન કરવામાં મદદ કરે છે. નવીકરણના નિયમપ્રમાણે નવું, પૂર્ણ નવા રૂપમાં જે સમયે પ્રકટતું હોય છે, તે સમયે મન તેને જૂનાના રૂપપ્રમાણે જ બરાબર રચે છે; આથી નવીકરણની ક્રિયાનું ફળ નાશને પામે છે. અને જો કે શરીરનો પ્રત્યેક અણુ નવો થયા જ કરે છે, તોપણ નવારૂપમાં રચાયલું કશું જ બહાર જણાતું નથી.

જ્યારે નવીકરણના નિયમનું મનને જ્ઞાન હોતું નથી, અથવા જ્યારે તે નિયમથી પ્રતિકૂળ મનનું વર્તન થાય છે, ત્યારે વૃદ્ધાવસ્થાને ઉત્પન્ન કરવાની મનુષ્યપ્રજાને જે ટેવ પડી ગઇ છે, તે ટેવને મન અનુસરે છે, અને તેના શરીરમાં જે નવા રૂપમાં ઉત્પન્ન થયું હોય છે, તેને એવા રૂપમાં બદલી નાંખે છે કે તે ઘરડું દેખાય છે–ઘડપણનું ભાન કરે છે, અને ઘરડું હોય એવું વર્તન કરે છે.

મન મનુષ્યના શરીરના પ્રત્યેક અણુમાં ક્રિયા કરે છે, અને મનુષ્યના શરીરમાં જે કંઇ ઉત્પન્ન થાય છે, તેમાં ફેરફાર કરવાનું, તેનો રંગ બદલવાનું, અથવા તેની સ્થિતિ બદલવાનું તેનામાં સામર્થ્ય છે; મનવડે જેમાં જેમાં ફેરફાર થાય છે, તે વસ્તુ મનમાં જે વિચાર, લાગણી અથવા સ્થિતિ પ્રધાનપણે પ્રવર્તતી હોય છે, તેના જેવી જ થોડા અથવા વધારે અંશમાં થાય છે; આથી નવીકરણના નિયમથી જે કંઇ નવું થાય છે તે, જ્યાં સુધી મન ઘડપણનું ભાન કરે છે, ઘરડા મનુષ્યના જેવું વર્તન કરે છે, અને સઘળી વસ્તુઓ ઘરડી થતી જાય છે, એવું માન્યા કરે છે ત્યાં સુધી સ્વરૂપે ઘરડું જ થાય છે.

મનનાં સામર્થ્યો ઉત્પાદક છે. પરંતુ મનમાં જે વિચારો, નિશ્ચયો, લાગણીઓ અને ભાવનાઓ પ્રધાનપણે પ્રવર્તતી હોય છે, તેના જેવું જ તે આબેહુબ ઉત્પન્ન કરેછે.

જ્યારે મન ઘડપણનું ભાન કરે છે, ત્યારે ઉત્પાદક સામર્થ્યો, મન જેટલા ઘડપણનું ભાન કરે છે, તેટલા ઘડપણને શરીરના પ્રત્યેક અણુમાં ઉત્પન્ન કરે છે; અને નવીકરણના નિયમનું જે મનને અજ્ઞાન હોય છે, તે મન પ્રતિવર્ષ અધિક અને અધિક ઘડપણનું ભાન કરે છે, કારણ કે સઘળી વસ્તુઓ પ્રતિવર્ષ અધિક અને અધિક વૃદ્ધ થતી જાય છે, એવો તેનો નિશ્ચય હોય છે.

નિરંતર પ્રવર્તતા નવીકરણના નિયમસાથે જે મન જ્ઞાનપૂર્વક એકરાગવાળું રહે છે, તે મન સઘળી વસ્તુઓ વર્તમાન કાળમાં નથી છે, એવું ભાન કરે છે, અને તેથી શરીરનાં ઉત્પાદક સામર્થ્યો મનમાં તથા શરીરમાં પ્રત્યેક વસ્તુમાં નવીનતા, યૌવન, અને બળ ઉત્પન્ન કરે છે.

નિરંતર પ્રવર્તતા નવીકરણના નિયમસાથે મનને જ્ઞાનપૂર્વક એકરાગવાળું વર્તન કરવાનો અભ્યાસ પાડવા માટે શરીરના પ્રત્યેક ભાગમાં આ નિયમના અસ્તિત્વનો સ્વીકાર કરવો જોઇએ જ. પ્રત્યેક વિચારમાં, લાગણીમાં અને મનોભાવમાં આ નિયમના અસ્તિત્વનું ભાન રહેવું જોઇએ. ઘડપણ આવ્યા વિના રહેતું જ નથી, અથવા શરીર દિવસે દિવસે ઘરડું થતું જ જાય છે, એ પ્રકારના નિશ્ચયનો આભાસસરખો પણ મનમાંથી સંપૂર્ણ રીતે નિર્મૂળ કરી નાંખવો જોઇએ, અને સઘળી વસ્તુઓ વર્તમાન કાળમાં નવી જ હોય છે, એ નિશ્ચય મનમાં દૃઢપણે આરૂઢ કરવો જોઇએ.

પોતાનું નિરંતર નવીકરણ કરવાનો મને પણ ઉદ્દેશ રાખવો જોઇએ, અને મનમાં જે કોઇ વિષય પ્રવેશે તે પ્રત્યેક વિષયના સંબંધમાં નવો, વધારે સારો, વધારે મોટો અને વધારે ઉત્કૃષ્ટ વિચાર કરવાનો અભ્યાસ પાડીને આ ઉદ્દેશને સિદ્ધ કરવાનો પ્રયત્ન કરવો જોઇએ. પ્રત્યેક વિષયના સંબંધમાં આજનો વિચાર ગઇ કાલના વિચારની સાથે સરખાવતાં નવો હોવો જોઇએ, અને મનમાં બંધાયલો પ્રત્યેક વિચાર પૂર્વે બંધાયલા તે જ જાતના વિચારકરતાં વધારે સારો હોવો જોઇએ.

કોઇ પણ વિષયઉપર આજે બાંધેલો નિશ્ચય, તે જ વિષયઉપર પૂર્વે બાંધેલા નિશ્ચયકરતાં વધારે સૂક્ષ્મ બુદ્ધિવાળો, વધારે ઉચ્ચ અને વધારે ઉત્કૃષ્ટ હોવો જોઇએ.

પોતાના વિચારોને અખંડ નવા કર્યાં કરવાનો અને પોતાના વિચારોને નિરંતર સુધાર્યાં કરવાનો મનનો પ્રધાન ઉદ્દેશ હોવો જોઇએ, અને વિચારનો ગમે તે વિષય હોય તોપણ મનમાં સર્વ સમયે તેને બને તેટલા સર્વોત્કૃષ્ટ દૃષ્ટિબિંદુથી ચિંતવવો જોઇએ.

જે મન પોતાનું નિરંતર નવીકરણ કર્યાં કરે છે, તે મન સર્વ સમયે સર્વ વિષયોના સંબંધમાં નવા અને ઉત્કૃષ્ટ વિચારો જ કર્યાં કરે છે. 'તમારા મનના નવીકરણવડે તમે સંપૂર્ણ રીતે નવા થાઓ,' એ જે યથાર્થ વિદ્યાનું મોટામાં મોટું સૂત્ર છે, તે સૂત્રને આવું મન અનુસરે છે, અને તેથી કરીને, સ્થૂલ શરીરમાં તે અખંડ યૌવનનો અનુભવ કરે છે, એટલું જ નહિ, પરંતુ મનની તથા ચારિત્ર્યની સંપૂર્ણ સૃષ્ટિને તે બદલી નાંખે છે, તેની વૃદ્ધિ કરે છે, અને તેને પૂર્ણતાવાળી કરે છે.

તેના તે 'જૂના વિચારો' ને કર્યાં કરવાથી, ઘડપણને ઉત્પન્ન કરવાનો વંશપરંપરાથી જે સ્વભાવ આપણને પ્રાપ્ત છે, તેને જ આપણે પોષ્યા કરીએ છીએ, કારણ કે જૂનો વિચાર એ એક એવો વિચાર છે કે જે બદલાતો નથી, અથવા પોતે હોય છે, તેના કરતાં ઉચ્ચ પ્રકારનો થતો નથી. નવો વિચાર નવા જીવનને, વધારે જીવનને, અને મોટા જીવનને પ્રકટાવે છે, અને જૂનો વિચાર તો આખા શરીરને દુર્બળ કરે છે, ક્ષીણ કરે છે, અને તેને જડ કરી નાંખે છે.

નવીકરણની ક્રિયાના કૂળને વિરોધી ક્રિયાથી તોડી નાંખવામાં નથી આવતું તો જે અખંડ નવું થયા કરે છે, તે કદી દુર્બળ થતું નથી; પરંતુ જે મન, આગળ પગલાં ન

ભરનાર જૂના વિચારમાં ફળી રહે છે, તે મન નવીકરણની ક્રિયાના ફળને તોડી નાંખે છે. પરંતુ જ્યારે નવા વિચારોવડે મન પોતાનું અખંડ નવીકરણ કરવા માંડે છે અર્થાત્ નિરંતર વધારે સારા અને સારા વિચારો કરે છે, ત્યારે તેમ થતું નથી.

( અપૂર્ણ. )

# સુખસાધક વિદ્યા.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૧૮ થી )

(૧૨)

પોતાના મનને ધનની સાથે અને પુષ્કળતાની સાથે જોડાયલું રાખ્યા કરવું, અર્થાત્ સંપત્તિવિના અને પુષ્કળતાવિના બીજા કશા વિચારોનો મનમાં પ્રવેશ ન થવા દેવો, એ ધનવાન્ થવા ઇચ્છનાર મનુષ્યનું માનસિક કર્તવ્ય છે. સંપત્તિમાં જીવન ગાળવું, સંપત્તિનું ભાન કરવું, અને ભાનપ્રમાણે જ વર્તન રાખવું, એ ઉચિત છે. સર્વોત્તમ વસ્તુઓની સાથે જ મનને જોડેલું રાખવું, જરૂર પડતાં સર્વોત્તમ વસ્તુઓને જ પોતાના ઉપયોગને અર્થે આણવી, અને જે આપણને પ્રાપ્ત હોય તેનો છૂટથી, ઉદારતાથી અને નિર્ભયપણે ઉપયોગ કરવો, એ અનિવાર્ય અગત્યનું છે.

ભવિષ્યમાં ઓચિંતી વિપત્તિ આવી પડશે, એ પ્રકારનો ભય જે હરીફાઇના વિચારની સાથે સર્વદા રહેલો હોય છે, તે ભયનો મનુષ્યે પોતાના મનમાંથી સમૂળ નાશ કરી નાંખવો જોઇએ; જે મુખ્ય કામો તેણે સિદ્ધ કરવા ધાર્યાં હોય તેમાં અવશ્ય ધન મળવાનું જ, એવી પૂર્ણ શ્રદ્ધા તેણે રાખવી જોઇએ. તેણે લેશ પણ ભયવિના ધનને ખરચતાં તથા પદાર્થોનો ઉપયોગ કરતાં શીખવું જોઇએ. કારણ કે ભયને જિતવાનું મનુષ્યનું મુખ્ય અને પ્રધાન કર્તવ્ય છે; આમ છતાં, એ વાર્તા તમારે સ્મરણમાં રાખવી જોઇએ કે જગતમાં પુષ્કળ સંપત્તિ ખીચોખીચ ભરેલી છતાં, તેમાં દુરુપયોગ કરવાસરખું તમારે માટે કશું જ નથી. કૂવામાં પુષ્કળ પાણી હોવાથી તમારે તેને નકામું ઢોળી નાંખવાનું નથી. આપણે ઉપયોગમાં લઇ શકીએ તેના કરતાં લાખગણું, અથવા કરોડગણું વધારે જગતમાં હોય તોપણ તે દુરુપયોગને માટે સર્જવામાં આવ્યું નથી; સદુપયોગને માટે જ તે સર્જવામાં આવ્યું છે.

તંગી વેઠ્યા વિના અથવા ભય ધર્યા વિના, સંપત્તિમાં જીવન ગાળવાનો અને છૂટથી પદાર્થોનો ઉપયોગ કરવાનો પ્રત્યેક સ્ત્રીપુરુષનો હક છે; સ્વલ્પ અંશમાં પણ તેમ ન કરનાર મનુષ્ય દોષને કરે છે, કારણ કે જે મનુષ્ય સંકોચથી અને ગરીબીથી રહે છે, અથવા જરૂરના પદાર્થોવિના ચલાવી લે છે, તે મનુષ્ય, સઘળા મનુષ્યોની દૃષ્ટિઆગળ તંગીનો અને ભયનો દૃષ્ટાંત મૂકે છે, અને તેનું જોઇને બીજા મનુષ્યો પણ તંગીવાળું અને સંકોચવાળું જીવન ગુજારતાં શીખે છે, અને તેનો પરિણામ એ આવે છે કે આખી માનવ જાતનું જીવનનું ધોરણ ઉતરતા પ્રકારનું થઇ જાય છે. " શ્રદ્ધા ન હોવાથી કરવામાં આવતી કરકસર ". " મનને ઇચ્છાના વિષયો ન આપવા " " વસ્તુઓ વિના ચલાવી લેવું. " " કમાણીમાંથી થોડો થોડો ઉગારો પાડવો, " " વિવેકથી ખર્ચ કરવો, " એ વગે-

રેની વ્યવહારમાં રહેનારે અત્યંત જરૂર છે, એવા નિશ્ચયો જગતમાં જે પ્રવર્તી રહ્યા છે, તેમનો માનવ પ્રજાની ઉન્નતિને અર્થે નાશ કરવાની આપણે સઉથી ભારેમાં ભારે અગત્ય છે.

લોકો જે અર્થમાં કરકસરીયા, અલ્પ વ્યય કરનારા, અથવા પૈસાનો બચાવ કરનારા થવાનો ઉપદેશ આપે છે, તે અર્થમાં કરકસર કરનારા થવું, એ માનવ પ્રજાનો અપરાધ કરવા બરાબર છે. ઓછો ખરચ કરનારા તેઓના દષ્ટાંતથી સર્વને કહે છે કે જગતમાં સર્વને માટે પહોંચી વળે એટલું નથી, અને સાવધાનતા, તંગી, ખુટકો અને નિર્ધનતા એ અગત્યની વસ્તુઓ છે. આ અત્યંત હાનિકારક નિશ્ચયના ઉપદેશ અને શિક્ષણથી કરકસર કરવામાં મદદ કરનારી વિવિધ સમાજિક સંસ્થાઓ ઉભી થઈ છે, અને થાય છે, અને તેઓ કરોડો મનુષ્યોને અદશ્ય દુઃખના હેતુરૂપ થઈ પડી છે. પરમેશ્વરે આપેલી બક્ષિસનો ઉપભોગ કરવામાં કરકસરની અથવા ઉગારો પાડવાની કશી જ જરૂર નથી, એ વિચારને એક વાર માનવ પ્રજામાં દઢ મૂળને ઘાલવા દો, અને આજે જ્યાં ઝુંપડાં છે, ત્યાં મહાલયો બંધાશે. કરકસરના આ વિચારનો એક વાર સમૂળ નાશ કરી નાંખો, અને વ્યાપારીઓને તથા નોકરોને બાર બાર કલાક કે પ્રસંગે ચૌદ ચૌદ કલાક કામ કરવાનું મટી જશે, અને કરકસરને અર્થે કોઇને પણ માથાતોડ મહેનત કરવાની કે રાદ્ધાવેતરૂ કરવાની જરૂર નહિ રહે.

કરકસર કરવાની, ઉગારો પાડવાની અથવા જરૂરકરતાં ઓછો ખર્ચ કરવાની કશી જ જરૂર નથી, એવું પ્રત્યેક મનુષ્યને સમજાય, એ પ્રકારે જીવન ગાળવાની આપણી પ્રથમ ફરજ છે; પરંતુ આ સઘળું ખરૂં છતાં ખોટો ખર્ચ કરવાના, અર્થાત્ વસ્તુઓનો બિગાડ કરવાના સામે છેડે જતાં આપણે સાવધ રહેવું જોઇએ. અને ભવિષ્યમાં ગમે તેમ થવાનું હોય તોપણ જનમંડળની હમણાની વિષમ વ્યવસ્થામાં બિગાડ કરવો, એ એક ગુનો છે; કારણ કે પ્રત્યેક વસ્તુની ઉત્પત્તિમાં મનુષ્યનું જીવન એક અગત્યનો હેતુ હોય છે, અને આપણે કોઇ વસ્તુનો ચોડો સરખો પણ બિગાડ કરીએ છીએ ત્યારે આપણે કોઈ પુરુષના, સ્ત્રીના કે બાળકના જીવનનો સ્વલ્પ અંશમાં પણ વિનાશ કરીએ છીએ. ઉદાહરણથી આ વિષય અધિક સ્પષ્ટ થશે.

એક ઘરધણી પોતાના કુટુંબનો નિર્વાહ કરવાને રાત્રિદિવસ મહેનત કરે છે. તેની સ્ત્રી કાળજીવિનાની છે, અને અનેક વસ્તુઓનો બિગાડ કરે છે. બશેરનો ભાત કરવો હોય ત્યાં તે અઢી શેરનો કરે છે. તે અનાજને જાળવતી નથી અને તેને સળી જવા દે છે. ઘી, તેલ વગેરે પદાર્થોનો પણ તે તેવી જ રીતે બિગાડ થવા દે છે. રાત્રે વાસણો ઉઘાડાં મૂકીને તે ઉંદરોને અનાજ વગેરે વસ્તુઓ ખાઈ જવા દે છે. તે લાકડાં વગરવિચાર્યે નકામાં બાળી નાંખે છે. તેનાં છોકરાં પણ ખરચ કરવામાં તેવાં જ બેદરકાર હોય છે. બીજે ત્રીજે નવી લેઇ આપેલી ચોપડીઓ ખોઇ નાંખે છે, પેન્સિલો તથા હોલ્ડરો ગુમાવે છે, અને સ્લેટને ભાંગી નાંખે છે. લુગડાં પણ બેદરકારીથી ફાડી નાંખે છે, ગમે ત્યાં રઝળતાં નાંખે છે, અને ધૂળમાં રગદોળે છે; નજરે પડે તે વસ્તુઓ બજારમાંથી વગરવિચાર્યે ખરીદી લાવે છે. આ વસ્તુ જીવનની વૃદ્ધિ કરનાર છે કે કેમ, અને તેનો ઉપયોગ છે કે કેમ, તેનો જરા પણ વિચાર ન કરતાં, પોતાના તરંગને વશ થઇ, સ્ત્રી તથા છોકરાં ભાતભાતની વસ્તુઓ ખરીદવામાં કાંકરાની પેઠે પૈસા ખરચી નાંખે છે; અને આ બધો વખત ઘરનો ધણી ઘરનું ખર્ચ નિભા-

વરામાં રાત્રિદિવસ માથાતોડ મહેનત કરીને મરી જાય છે. કુટુંબનાં મનુષ્યોનું અવિચાર ભરેલું ખર્ચ નિભાવવાને, તે સવારે ઉઠે છે ત્યારથી તે રાત્રે સુએ છે ત્યાં સુધી પોતાના લોહીનું પાણી કરી નાંખે છે. તેની સ્ત્રી અને છોકરાં અન્નનો, વસ્ત્રનો તથા પૈસાનો જે બિગાડ કરે છે, તે પ્રાપ્ત કરવામાં તે પોતાના જીવનનો ભોગ આપે છે. સ્ત્રી અને છોકરાં વસ્તુતઃ ઘરધણીના રુધિરને પીએ છે, અને તેનાં હાડમાંસને ખાય છે. તેઓ એક મનુષ્યના આખા જીવનને સ્વાહા કરી જાય છે, એમ કહીએ તો તે ખોટું નથી; બિગાડ કરવો, અથવા નકામું ખર્ચ કરવું, એ શાથી પાપરૂપ છે, એ સમજવું, આ દૃષ્ટાંતથી હવે કઠિન નથી. મનુષ્યના જીવનને સ્વાહા કરી જવાનો આપણને કશો હક નથી.

વર્તમાન કાળમાં જનસમાજનું જે પ્રકારનું બંધારણ છે, તે વસ્તુના મનુષ્યપ્રજાના જીવનનું ભક્ષણ કરનાર છે; મનુષ્યોના મનની હાલ જે પ્રકારની સ્થિતિ છે, તે સ્થિતિપ્રતિ જોતાં હાલનું જનસમાજનું બંધારણ નિસ્સંશય સર્વોત્તમ છે, તોપણ મનુષ્યોનો ઘણો મોટો ભાગ બીજાઓનાં જીવનનું ભક્ષણ કરીને જીવે છે; એ સત્ય વાતોઉપર ઢાંકપીછોડો થઈ શકે તેમ નથી. આથી આપણે પરમેશ્વરના તેમ જ માનવપ્રજાના જવાબદાર છીએ; આ જવાબદારી એવડી છે, એ દર્શાવવાનો અત્ર પ્રયત્ન કરવામાં આવ્યો છે. પ્રથમ તો આપણે આપણું જીવન કોઈ પણ પ્રકારના ભયવિના, સ્વતંત્રતાપૂર્વક પૂર્ણપણે ભોગવવાને બંધાયલા છીએ; આપણે આપણું જીવન એવી રીતે ભોગવવું ન જોઈએ કે આપણા દૃષ્ટાંતથી આપણા જાતિબંધુઓના પગમાં પડેલી ભયથી અને તંગીની બેડીઓ વધારે મજબુત થાય. બીજું, આપણે પદાર્થોનો એવો નકામો બિગાડ કરતાં સાવધાનતા રાખવાને માટે બંધાયલા છીએ; આપણે પદાર્થોનો એવો દુરુપયોગ ન કરવો જોઈએ કે જેથી આપણા જાતિબંધુઓનાં વર્તમાન-સમયનાં દુઃખોમાં ઉમેરો વધારે થાય.

આ કથન જેમ નકામા બિગાડને લાગુ પડે છે, તેમ ખાલી ઠાઠમાઠ અથવા ડોળને પણ લાગુ પડે છે. ધનની અમને કશી જ દરકાર નથી, એમ ગણી જ્યાં એક રૂપૈયો ખરચવાની જરૂર હોય, ત્યાં કાંકરાની પેઠે સો રૂપૈયા ખરચી નાંખવા, પાંચ ખુરશીની ખરી જરૂર હોય ત્યાં પચાસ ખરીદી લાવવી, એક ડઝન ખમીસ અને કોટથી ઉત્તમ પ્રકારે નિર્વાહ થઈ શકતો હોય ત્યાં પચાસ ડઝન ખમીસ અને કોટ વસાવવા; જાજમ, ગાલીચા અથવા શેતરંજીથી દીવાનખાનું સુશોભિત થતું હોય ત્યાં ખાલી ડોળને ખાતર ભરતભરેલીનાં બિછાનાં કરાવવાં, અને આવાં ને આવાં કારણવિનાનાં ખરચઉપર ચઢાવ્યા જ કરવાં, એ પાપરૂપ ક્રિયા છે. આપણને પ્રાપ્ત ધનનો આપણે સદુપયોગ કરવાનો છે, પણ તેને લાકડાની પેઠે ખડકીને મોટો ઢગલો બનાવી તેની હોળી સળગાવવાની નથી. અનેક પ્રકારની મહેનતનાં ફળને એકઠાં કરી તેમનો ઢગલો કરી, તે ઢગલાને ફુંકી મૂકવો. એ જેમ પાપરૂપ ક્રિયા છે, તેમ મહેનતના ફળરૂપ ધનને આપ્રમાણે ઉડાડી દેવું, એ પાપરૂપ ક્રિયા છે.

જે જે વસ્તુ આપણને પ્રાપ્ત થાય છે, તે જીવન અને બળના ક્ષયવડે જ થાય છે. તેઓ કોણ છે, અને ક્યાં રહે છે, એ જો કે આપણે જાણતા હોતા નથી, તોપણ આપણે માટે પોતાના જીવનનો અખંડ ભોગ આપનારા મનુષ્યો જગતમાં હોય છે. શ્રીમંતો પોતાના મહાલયોમાં જે સુખ ભોગવ્યા કરે છે, તે સુખને ઉત્પન્ન કરવામાં અસંખ્ય મનુષ્યોનાં જીવનનો ક્ષય થયો હોય છે; તેનો તેમને ક્વચિત્ જ વિચાર આવતો હોય છે. પોતાના ઘોડાઓને

સાકરના શીરા ખવડાવનાર અને કીનખાબની તળાઇઓ સુવા માટે આપનાર પૂર્વના નૃપતિઓને થોડી જ ખબર હોય છે કે આ શીરા વગેરે પદાર્થોને ઉપજાવવામાં કેટલા બધા મનુષ્યોનાં જીવનનું બલિદાન અપાયું હોય છે. અને આપણું જીવન અધિક વૃદ્ધિને પામે એટલા માટે એક વ્યક્તિ જે પોતાનું જીવન નિરંતર આપણને આપ્યા જ કરે છે, તે વ્યક્તિ તે પરમાત્મા છે. જે જે વસ્તુઓ આપણને પ્રાપ્ત છે, અને જેમનો આપણે ઉપભોગ કરીએ છીએ, તે સર્વ પરમાત્માના ચૈતન્યે આપણને આપેલી હોય છે. જ્યારે આપણે પદાર્થોનો ઉપયોગ કરીએ છીએ ત્યારે આપણે ઈશ્વરનો જ ઉપયોગ કરીએ છીએ; જ્યારે આપણે જીવીએ છીએ ત્યારે આપણે ઈશ્વરના જ જીવનને આપણામાં લઇને તેવડે જીવીએ છીએ; જ્યારે આપણે વસ્તુઓનો બિગાડ કરીએ છીએ અથવા તેમનો દુરુપયોગ કરીએ છીએ ત્યારે આપણે ઈશ્વરના જીવનનો જ દુરુપયોગ કરીએ છીએ. પ્રત્યેક સારી વસ્તુ આપણે પ્રાપ્ત કરીએ અને તેનો સંકોચવિના ઉપયોગ કરીએ, એવો ઈશ્વરનો ઉદ્દેશ છે, પરંતુ તે સાથે આપણે સ્મરણમાં રાખવું જોઇએ કે વસ્તુઓનો બિગાડ કરવાનો ઈશ્વરે આપણને લેશ પણ હક આપ્યો નથી.

આપણી સઘળી ક્રિયાઓમાં આપણા સુખની વૃદ્ધિ કરવાનો વિચાર તથા ઉદ્દેશ હોવો જોઇએ. જે કામ તમારે કરવાનું હોય તે કામવડે તમારી પોતાની માનસિક, શારીરિક અને આધ્યાત્મિક ઉન્નતિ જેટલી બને તેટલી અધિક કરવાનો તમારો ઉદ્દેશ હોવો જોઇએ. તમારે આ સંસારમાં વિજયી થવું હોય અને તમારૂં કાર્ય ઉત્તમ પ્રકારે કરવું હોય તો તમારાથી ઉપયોગ કરી શકાય તેટલી સઘળી વસ્તુઓ તમારે પ્રાપ્ત કરવી જોઇએ, પરંતુ જે કંઈ તમે પ્રાપ્ત કરો તે સર્વનો, તમારા સુખમાં વૃદ્ધિ થાય, એવી રીતે તમારે ઉપયોગ કરવો જોઇએ. કરકસર કરીને તમારે ઉપયોગ કરવાનો નથી, પરંતુ તમારા સુખમાં વૃદ્ધિ થાય એવી રીતે ઉપયોગ કરવાનો છે.

તમારા ઘરમાં અથવા મહોલ્લામાં કૂવો હોય તો તેમાંથી જળ ખુટી જશે, એવો ભય ધરી તમારે જેમ જળ વાપરવામાં કરકસર કરવાની નથી, તેમ કૂવામાં પુષ્કળ પાણી છે, એમ સમજી નજરમાં આવે તેવો પાણીનો દુરુપયોગ કરવાનો નથી. તમે કરકસર કરીને નહાવાધોવામાં માત્ર ચાર પાંચ લોટા વાપરો, અને પીવામાં પણ તે જ પ્રમાણે ઘણું ઓછું જળ વાપરો તો તે જેમ તમારા સુખનો વિનાશ કરે છે, તેમ નહાવાધોવામાં સો બસેં પખાલો વાપરીને હદઉપરાંત જળ ઢોળીને આખા મહોલ્લામાં કીચડ કરી મૂકો તો તે પણ તમારા સુખનો વિનાશ કરે છે. જેમ કરકસર સુખનો વિનાશ કરે છે, તેમ બિગાડ પણ સુખનો વિનાશ જ કરે છે.

તમારો સંપૂર્ણ વિકાસ થાય એટલા માટે તમારાં પરિવેષ્ટનો ( Surronuplugs આજુબાજુનો ઉપાધિ ) સુંદર અને સુખને ઉપજાવનારાં કરવાની તમારે અનિવાર્ય અગત્ય છે; પરંતુ જે કંઇ તમે ખરીદો તે સર્વમાં, લોકોને ખાલી ભભકો બતાવવાનો નહિ, પણ ઉપયોગનો અને તમારા સુખની વૃદ્ધિ કરવાનો તમારો ઉદ્દેશ આગળ તરતો રહેવો જોઇએ. વળી તમારે રમવાની, વિશ્રાંતિ લેવાની, પ્રવાસ કરવાની, દુનિયાને જોવાની અને જેમ બને તેમ મોટામાં મોટાં પરિવેષ્ટનોના સંબંધમાં આવવાની જરૂર છે; તમારો વિકાસ કરવાનો ઉદ્દેશ જો સર્વમાં અનુસ્યુત રહેશે, તો રમતગમ્મતના આનંદમાં પણ તમને ન્યૂનતા નહીં લાગે.

ધનને નકામું ખરચતા નહિ, તેમ સમયને પણ એળે ગુમાવતા નહિ, તે જ પ્રમાણે ધનનો 'બચાવ' કરતા ના, અને વખતનો પણ 'બચાવ' કરતા ના. ઉત્તમ પ્રકારનું જીવન ભોગવવાને માટે જેની જેની તમારે જરૂર હોય તે સર્વને પ્રાપ્ત કરો. પ્રત્યેક વસ્તુ હલકા પ્રકારની નહિ પણ જેમ બને તેમ સર્વોત્તમ પ્રકારની પ્રાપ્ત કરો, અને તમે પ્રાપ્ત કરેલી સઘળી વસ્તુઓને નિર્ભયપણે અને છુટથી વાપરો, પણ ખોટો બિગાડ કરતાં સાવધાન રહો, અને લોકોમાં ખાલી ભભકો બતાવવાને માટે કોઇપણ ક્રિયા ન કરો. ઈશ્વરની પાસે તમે વસ્તુઓ માગો છો, અને તમને મળતી નથી, એનું કારણ એ કે તમે ખોટી રીતે માગો છો. તમે તમારી ઉન્નતિ કરવાને માટે માગતા નથી, પણ તમારી ભ્રષ્ટ ઇચ્છાઓને તૃપ્ત કરવાને માટે માગો છો.

( અપૂર્ણ )

---

# पूर्ण आरोग्ययुक्त सो वर्षनुं आयुष् भोगववानो उपाय.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૨૭ થી )

સાચા અને કુદરતી જીવન ગાળવાનો ઉપદેશ કરનારા પુરુષોમાં એક અગ્રગણ્ય ગણાતા એડોલ્ફ જસ્ટ ( Adolph Just ) નામના પ્રસિદ્ધ વિદ્વાન્ પોતાના 'રિટર્ન ટુ નેચર.' ( Return to Nature ) નામના પુસ્તકમાં લખે છે કેઃ—

" પણ હજારો વર્ષના આ શોધથી શો લાભ થયો છે ? વસ્તુતઃ જેને આહારના સશાસ્ત્ર નિયમો કહીએ, તેવા નિયમો હજી આજે પણ ઘટવાનું કામ અશક્ય જ છે. શોધ અથવા અભ્યાસવિના, મનુષ્યો આરંભકાળમાં જે જાણતા, તે વિદ્વાનો આજે જાણતા નથી.

" આહારનો નિર્ણય કરવાના સંબંધમાં મનુષ્યને આજે આડે માર્ગે દોરવાનો, અને શું કરવું તે ન સૂઝવાનો મુખ્યત્વે કરીને અત્યંત સંભવ છે. શરીરને આલ્બ્યુમેન, નાઇટ્રોજન, પોષક ક્ષાર વગેરે તત્ત્વોવિના ચાલે તેમ નથી, એમ ખાતરીથી કહેવામાં આવે છે.

" આમ છતાં આપણે જાણીએ છીએ કે જે ખોરાકતરફ ભ્રષ્ટ નહિ થયેલી એવી પ્રેરણા-બુદ્ધિ અને સ્વાદવૃત્તિ આપણને આકર્ષે છે, તે ખોરાક જ વાસ્તવિક ખોરાક છે. વળી આપણા આહારના પદાર્થોમાં અગત્યનાં કયાં તત્ત્વો છે, તેના સંબંધમાં તથા પચનક્રિયાના સંબંધમાં, ખરું કહીએ તો, આપણે કશું જ ચોકસ જાણતા નથી. આ વિષય મુખ્યત્વે કરીને આપણને અંધારામાં જ રહ્યો છે, અને સર્વદા અંધારામાં જ રહેવાનો.

" પોષણના સંબંધમાં અને મનુષ્યના શરીરને જે તત્ત્વોની જરૂર છે, તે સંબંધમાં 'સાયન્સે' ( વિદ્યાએ ) જે વિચારો દર્શાવ્યા છે, તે વિચારો ભ્રમિત વૃત્તિએ પ્રકટાવેલા સઘળા ખોટા વિચારોમાં સઉથી ખોટામાં ખોટા વિચારો છે, એમ સારી રીતે કહી શકાય. આ વિચાર લગભગ દરરોજ બદલાય છે, તેનું આ પણ એક કારણ છે."

જે જે ખોરાક મનુષ્યને તેની કુદરતી સ્થિતિમાં સ્વાદિષ્ટ જણાય છે, તે મનુષ્યનો સ્વાભાવિક ખોરાક છે, અને તેવો સ્વાભાવિક ખોરાક રોગને ઉત્પન્ન કરતો નથી. આ ચિહ્નથી કયો પદાર્થ ખાવાયોગ્ય છે, તે મનુષ્ય સમજી શકે છે. સૂર્યના તાપથી પરિપક્વ થયેલો, અને કશા પણ સંસ્કારવિના તેની કુદરતી સ્થિતિમાં જે પદાર્થ સ્વાદિષ્ટ જણાય છે, તે જ મનુષ્યે

ખાવાયોગ્ય આહારના પદાર્થો છે. આમ હોવાથી આ નિયમને જો મનુષ્યો અનુસરે તો માંસ, બટાકા, વાલ વગેરે અનેક પદાર્થો ખાવાના પદાર્થોમાંથી નિકળી જવાના.

સામાન્ય મનુષ્ય કામ કરવામાં અને સંસારનાં સુખો ભોગવવામાં જેટલા બળનો અને ઓજસ્નો ક્ષય કરી નાંખે છે, તેના કરતાં આધિક્ય પદાર્થો પચાવવામાં વધારે બળનો અને વધારે ઓજસનો ક્ષય કરી નાંખે છે.

બદામ, કાજુ વગેરે બીજરૂપ મેવો, ફળ, અનાજ અને શાક, જે કુદરતી આહારના પદાર્થો ગણાય છે, તેમને ખાવાથી મનુષ્યનું સુખ ભોગવવાનું સામર્થ્ય તથા પુરુષાર્થ સાધવાની શક્તિ વધે છે, એટલું જ નહિ પરંતુ રોગને શરીરમાં ન પ્રવેશવા દેવાનું સામર્થ્ય પણ તેથી વૃદ્ધિને પામે છે.

કુદરતી આહાર **સામર્થ્ય**ને ઉત્પન્ન કરે છે.

માંસાહારી પાશ્ચાત્ય પ્રજાના ધર્મપુસ્તકમાં પણ ઈશ્વરના મુખથી એવું વચન વદાવવામાં આવ્યું છે કે "જુઓ, આખી પૃથ્વીઉપરના દાણાને ઉત્પન્ન કરનારા સઘળા છોડ, તથા ફળને ઉત્પન્ન કરનારાં સઘળાં વૃક્ષો મેં તમને આપ્યાં છે; આહારના પદાર્થરૂપે આ બન્નેને જ તમારે ગણવાના છે."

આદિ કાળમાં ખોરાકને રાંધવામાટે અગ્નિનો ઉપયોગ કરવામાં આવતો ન હતો. તે સમયમાં મનુષ્યો નીરોગ અને સુખી હતા. પછીના કાળમાં પણ મનુષ્યો મીંજ (Nuts), ફળ, શાક તેમ જ દાણા ખાઈને આરોગ્યવાળું અને સુખી જીવન ભોગવતા.

એકલી દાળને ખાનારા ડેનિયલના શરીરની સુંદરતાને અને મનના બળને જોઈને માંસાહારી રાજા ચકિત થઈ ગયો હતો.

ચોખા ખાનારા જાપાનીઓએ માંસાહારી રશીયનોને મારી હઠાવ્યાની વાતો વિશ્વપ્રસિદ્ધ છે; કારણ કે ચોખાથી જાપાનીઓને વધારે સારું પોષણ મળતું હતું. ડૉ. વાયલી (Dr. Wiley) કહે છે કે "એક શેર ચોખા ખાઈને એક જાપાની તમને ઉંચકીને આખો દિવસ ફરવાનો, અને સાંજે સવારના જેવો જ શરીરે તાજો હોવાનો. શેર માંસ ખાઈને તમારાથી એટલું નહિ થઈ શકવાનું."

પ્રસિદ્ધ ઇતિહાસલેખક હિરોડોટસ (Herodotus) કહે છે કે આથેન્સવાસીઓનું તેઓના સાદા આહારને માટે હાસ્ય કરવામાં આવતું હતું, પરંતુ આથેન્સવાસીઓએ બુદ્ધિમાં તથા શરીરમાં જે શ્રેષ્ઠતા મેળવી હતી, તેવી શ્રેષ્ઠતા આજે કયી પ્રજાએ મેળવી છે?

રોમન લોકોની ચડતીનો જ્યારે મધ્યાહ્નકાળ હતો ત્યારે તેઓ ઘણો જ સાદો ખોરાક ગ્રહણ કરતા હતા, અને તેઓની પડતીના દિવસોમાં તેઓ ઘણો જ ખરચાળ ખોરાક ખાતા. રોમન યોદ્ધાઓ જવ અને ઘઉંની રોટલી ખાઈને જ પોતાનો નિર્વાહ કરતા.

પ્રો. જિલમૅન લો (Gilman Low) નામના ન્યુયોર્કના એક મલ્લે થોડા સમય ઉપર પોતાના આશ્ચર્યકારક બળના પ્રયોગોવડે આખી દુનિયાના મલ્લોને ચકિત કરી નાંખ્યા હતા. ઘઉં, જવ અને રાઈ નામના એક અનાજનો આહાર ગ્રહણ કરીને તેણે એકી વખતે એક હજાર રતલ વજન ઉંચક્યું, એ નિયમે ચોત્રિશ મિનિટમાં દશ લાખ રતલ ઉંચક્યા હતા.

આ દેશના સાદો ખોરાક ખાનારા મજુરો, એક દિવસમાં એક અમેરિકન મજુર જેટલું કામ કરે છે, તેના કરતાં સવાસરી બમણું કામ કરે છે.

ડૉ. કુવીયર (Dr. Cuvier) નામનો એક ફ્રેન્ચ વિજ્ઞાનવિદ્ વનસ્પતિના આહારના સંબંધમાં ઘણો ઉંચો અભિપ્રાય દર્શાવે છે. તે કહે છે કે "મનુષ્યનો કુદરતી ખોરાક ફળ અને શાક છે"

ડૉ. કાર્પેન્ટર (Dr. Carpenter) નામનો એક નામાંકિત ઇંગ્લિશ વૈદ્ય કુદરતી ખોરાકના સંબંધમાં નીચેનાં વચનો વદે છેઃ ઉદ્‌ભિજ્જ સૃષ્ટિમાંથી વિચારપૂર્વક પસંદ કરેલા આહારથી શરીરનો સર્વોત્તમ વિકાસ થાય છે."

વનસ્પતિનો આહાર તેની કુદરતી સ્થિતિમાં શાથી પૌષ્ટિક અને આરોગ્યવર્ધક છે, તે સમજવું કઠિન નથી શા માટે તે બળને આપે છે, તે પ્રશ્નનો નિર્ણય કરવો કઠિન નથી.

મનુષ્યનું શરીર લાખો નાનાં પુટો (cells) નું બનેલું છે, જ્યારે શરીર ક્રિયા કરે છે, ત્યારે આ પુટોનો નાશ થાય છે, અને તેમને સ્થાને નવા પુટો મુકવાની જરૂર પડે છે. ખોરાકમાં પુટો અથવા પોષણનાં તત્ત્વો ભરેલાં હોય છે, અને તેથી ખોરાક ખાવાથી શરીરને નવા પુટો મળે છે.

મગજને અને જ્ઞાનતંતુઓને પોતાના પોષણને માટે મુખ્યત્વે કરીને 'નાઇટ્રોજન' (Nitrogen) અને 'ફોસ્ફરસ' (Phosphcrus) ની જરૂર હોય છે. શરીરમાં ઉષ્ણતા અને શારીરિક બળ રાખવાને માટે 'કાર્બન' ની જરૂર હોય છે. અમુક ખનિજ પદાર્થોની પણ જરૂર હોય છે. શરીરને અગત્યનાં તત્ત્વો તેને પુરાં પાડવામાં નથી આવતાં તો શરીર નબળું પડી જાય છે, અને મૃત્યુ આવે છે. શરીરને જ્યારે સંપૂર્ણ પોષણ મળે છે ત્યારે તે સંપૂર્ણ આરોગ્ય ભોગવે છે.

ચરબીવિનાના માંસમાં જીવનને નિભાવનારા અગત્યના ઘણાં ખરાં તત્ત્વો હોય છે. આ કારણથી પાશ્ચાત્ય પ્રજાઓમાં માંસનો સાધારણ પ્રચાર છે.

પરંતુ માંસ **ઝેરથી ભરેલું હોય છે.** આ ઝેર માંસને ખાનારા **એકે એક મનુષ્યનો** ક્ષય કરી તેમનું મૃત્યુ આણે છે. માંસાહારી પ્રજાને સંધિવા, જ્ઞાનતંતુની દુર્બળતા, 'બ્રાઇટ' નો રોગ (Bright's disease) વગેરે શરીરના જે સેંકડો વ્યાધિઓ થાય છે, તેનું કારણ માંસમાં રહેલું આ વિષ છે.

**રાંધવાથી સઘળા આહારના પદાર્થો બગડે છે.** ખોરાકને જે પ્રમાણમાં અગ્નિની ઉષ્ણતા લાગે છે, તે પ્રમાણમાં તે નિઃસત્ત્વ થાય છે.

રાંધેલા ખોરાકથી કંઈક અંશમાં આપણને પોષણ મળે છે, પણ રાંધવાથી જે પ્રમાણમાં પોષણનાં તત્ત્વો નિસત્ત્વ થતાં બચ્યાં હોય છે, તે પ્રમાણમાં જ આપણને પોષણ મળે છે. જ્યારે આપણે રાંધ્યાવિનાનો ખોરાક ખાઈએ છીએ, ત્યારે આપણા શરીરને પુનઃ રચવાને માટે જે પુટોની આપણને અગત્ય છે, તે પુટો આપણને તેમની કુદરતી હાલતમાં મળે છે. એક પણ પુટનો અગ્નિના તાપથી નાશ થયો હોતો નથી, અથવા તેને ઇજા થઇ હોતી નથી. આથી રાંધેલા ખોરાકનાં રાંધ્યાવગરના ખોરાકમાંથી આપણને ઘણું જ વધારે પોષણ મળે છે.

(અપૂર્ણ.)

ધારી હોય, તેનાથી ઉતરતા પ્રકારની કોઈ પણ સ્થિતિનું મનમાં એક ક્ષણ પણ ચિંતન ન કરવું જોઈએ.

પ્રત્યેક વિચારને અને પ્રત્યેક મનોભાવને ઊર્ધ્વગામી કરવાની જ મનમાં અત્યંત પ્રબળ ઇચ્છા પ્રકટાવવી જોઈએ. આ ઇચ્છાનું જ મનમાં સામ્રાજ્ય હોવું જોઈએ; પરંતુ આ ઇચ્છાને આપણી ઉન્નતિના સંભવો બહુ જ મર્યાદાવાળા છે, એમ માનીને, સાંકડી મર્યાદામાં પૂરી રાખવી ન જોઈએ. પોતાની વૃત્તિને ઊર્ધ્વગામી કરવા ઇચ્છનારે અમર્યાદમાં જ પ્રવેશ કરવાનો છે.

મનનાં સઘળાં સામર્થ્યોને ઊર્ધ્વગામી થવાનો અભ્યાસ પાડવાથી મનુષ્યના જીવનમાં જે જે પ્રતિકૂળ હોય છે, તે સર્વ નાશને પામે છે, કારણ કે સઘળાં ઊર્ધ્વગામી સામર્થ્યો વધારે સારાને જ ઉત્પન્ન કરે છે, અને જ્યારે જીવનમાં વધારે સારાને ઉત્પન્ન કરવામાં આવે છે ત્યારે જે પ્રતિકૂળ હોય છે, તે આપોઆપ નાશને પામે છે.

જ્યારે જીવનનાં સઘળાં સામર્થ્યો ઊર્ધ્વગામી થાય છે ત્યારે મનુષ્યના જીવનમાં અસ્ખલિતપણે ફેરફાર થયા કરે છે, અને પ્રત્યેક ફેરફાર વધારે ઉંચો અને સારો હોય છે. આપ્રમાણે પોતાના જીવનમાં અખંડ ઉંચો ફેરફાર કર્યા કરનાર મનુષ્ય પોતાની ઇચ્છેલી સુખની સૃષ્ટિમાં નિરંતર નિવાસ કરે છે.

---

## અખાડાઓમાં કરવામાં આવતી કુસ્તીની કસરત.

શરીરને નીરોગ રાખવાની અને બળવાન્ કરવાની પાશ્ચાત્ય વિદ્વાનોએ વિવિધ કસરતો શોધી કાઢવા છતાં, આપણા દેશના અખાડાઓમાં જે કુસ્તીની કસરત કરવામાં આવે છે, તે હજી પણ સર્વ કસરતોમાં સર્વોપરિ પદ ભોગવે છે.

સઘળા મનુષ્યોએ શારીરિક બળ પ્રાપ્ત કરવું જોઈએ: અને બુદ્ધિપૂર્વક પ્રયત્ન કરનાર પ્રત્યેક મનુષ્યને પુષ્કળ શારીરિક બળ પ્રાપ્ત થઈ શકે છે. સર્વ પ્રસંગે ઉભરાઈ જતા બળવાળું શરીર જેને પ્રાપ્ત હોય છે. તે જ ખરેખરો મનુષ્ય છે. અને તે જ પોતાનું કર્તવ્ય ઉત્તમ પ્રકારે સાધી શકે છે. આવું બળ પ્રાપ્ત કરવાની સર્વ મનુષ્યોની ઇચ્છા હોય છે, અને તેથી જ તેઓ આ શિયાળાની ઋતુમાં ભસ્મો, માત્રાઓ, પાક, વસાણાં, વગેરે વિવિધ વસ્તુઓ ખાય છે. પણ એકલા આ પદાર્થો ખાવાથી ભાગ્યે જ કોઈ મનુષ્ય અસાધારણ બળવાળો થયો હોય.

અસાધારણ બળને આપનારી, કુસ્તીના જેવી બીજી એકે ઉત્તમ કસરત નથી. કુસ્તી કરનાર મલ્લોના શરીરનું બળ, બીજી કસરતો કરનારકરતાં વધારે લાંબો સમય ટકી રહે છે. સર્વ પ્રકારની કસરત કરનારાઓમાં કુસ્તી કરનારનાં શરીર વજ્રજેવાં સખ્ત, અને અત્યંત બળથી યુક્ત હોય છે. કેળવાયેલો કુસ્તી કરનાર મલ્લ, બીજી કોઈ પણ કસરત કરનારના કરતાં વધારે સખ્ત પ્રહારોને સહન કરી શકે છે. ઘણા કુસ્તી કરનાર મલ્લ લોકો, દુરાચારમાં ગળી શરાબ એટલા બધા આરોગ્યના નિયમોનો ભંગ કરવા છતાં પણ તેમના શરીરનું બળ છેક વૃદ્ધાવસ્થાપર્યંત ટકી રહે છે.

કુસ્તી શરીરમાં આટલું બધું બળ આપે છે, તેનું મુખ્ય કારણ એ છે કે કુસ્તીમાં દરેકના સ્નાયુ તથા સંધિબંધ પુષ્કળ કસાય છે. આથી જેમને પોતાના શરીરમાં પુષ્કળ બળને વધારવાની ઇચ્છા હોય તેમણે જરૂર કોઈ અખાડામાં જવું. અને ત્યાં કુસ્તી કરવાનું નિયમિત

શિક્ષણ લેવું. બે મનુષ્ય નજરમાં આવે તેમ આથંબાથ કરવી, એ કુસ્તી નથી. કુસ્તી એ એક કળા છે, અને યોગ્ય શિક્ષકપાસે બીજી કળાઓનો જેમ અભ્યાસ કરવામાં આવે છે, તેમ કુસ્તીનો પણ યોગ્ય શિક્ષકપાસે અભ્યાસ કરવો જોઇએ. જેમને આવો શિક્ષક ન મળે તેમણે કુસ્તીના સંબંધનું કોઇ સારૂં પુસ્તક ખરીદવું, અને એકેક દાવનો પોતાને ઘેર બરાબર અભ્યાસ કરવો. ઇંગ્રેજી ભાષામાં આવાં ઘણાં પુસ્તકો છે.

જાપાનની આખી પ્રજા મોટે ભાગે કુસ્તીની જ કસરત કરે છે. તેમની 'જ્યુ જિત્સુ' નામની પ્રસિદ્ધ કસરત, એ કુસ્તીવિના બીજું કંઇ જ નથી.

જો તમારે શરીરનું અસાધારણ બળ પ્રાપ્ત કરવું હોય અને ઉભરાઇ જતા બળથી શરીરમાં જે આશ્ચર્યકારક આનંદ અને ઉત્સાહ પ્રકટે છે, તેનો અનુભવ કરવો હોય તો કોઇ અખાડામાં જાઓ, અને વિધિપૂર્વક કુસ્તી કરો.

## ચાલવાની કસરત.

---

કુસ્તી જેમ શરીરમાં રહેલા પુરુષત્વનાં ગુપ્ત સામર્થ્યોને બહાર પ્રકટાવવાનું અત્યંત ઉપયોગી સાધન છે, તેમ ચાલવાની કસરત આયુષ્યની વૃદ્ધિને કરવામાં તેટલું જ ઉપયોગી સાધન છે. ચાલવાની કસરતથી શરીરનાં જીવનપ્રદ તત્ત્વો વૃદ્ધિને પામે છે, અને તેમ થતાં પ્રતિદિન આયુષ્યમાં વધારો થાય છે. ચાલવાથી શરીરના વિવિધ અવયવોના વ્યાપાર ઉત્તમ પ્રકારે થવા માંડે છે. રુધિરને ઉત્પન્ન કરનારા સઘળા અવયવો ચાલવાથી તેઓના વ્યાપારો વધારે પૂર્ણરીતે કરે છે. પણ સ્મરણમાં રાખો, આ ચાલવું તે નિત્ય એક અથવા બે માઇલ ચાલવું તે નથી. અત્રે જે ચાલવાની કસરતથી લાભ થાય છે, એમ કહેવામાં આવે છે, તે ઘણું લાંબું ચાલવાની કસરત છે. નિત્ય પાંચ માઇલ ચાલવાથી તમને જેટલો લાભ થશે તેના કરતાં તમે જ્યારે નિત્યના દશથી પચીસ માઇલસુધી ચાલો છો, ત્યારે તમને ચાલવાના ખરેખરા લાભનો અનુભવ થાય છે. જેઓ ઘણા નબળા છે, તેમને આટલું બધું લાંબું ચાલવાની આરંભમાં સલાહ આપવામાં આવતી નથી. પરંતુ રાત્રે વિશ્રાંતિ લેવાથી બીજે દિવસે પાછું ચાલવાનું બળ આવે તો અત્યંત થાક લાગે ત્યાં સુધી ચાલવાની કસરત કરતાં નબળા મનુષ્યને પણ કશી જ અડચણ નથી.

નિત્ય વિશ, પચીશ અને ત્રિશ માઇલ ચાલનારા વેસ્ટનનું આયુષ્ લાંબું ચાલવાથી અત્યંત વધ્યું છે, એટલું જ નહિ પણ તેની સહનશક્તિ તથા બળ પણ અસાધારણ પ્રમાણમાં વધ્યાં છે. ઉમરે તે વૃદ્ધ છે, પણ શરીરે તે જુવાન મનુષ્યના કરતાં પણ વધારે જુવાન છે.

કોઈ જુના હઠીલા વ્યાધિથી જો તમે પીડાતા હો, જો તમારા શરીરની અંદરનો કોઇ અવયવ દુર્બળ હોય, જો તમારામાં ઉત્સાહ ન પ્રકટતો હોય, જીવનનાં કર્તવ્યો કરવાનું જે બળ જોઇએ તે બળ તમારામાં તમને ન જણાતું હોય તો એકદમ લાંબું ચાલવાનું શરૂ કરો. પૂરે-પૂરા થાકી જાઓ ત્યાંસુધી ચાલો. લાગેલો થાક ઉતારવાને વિશ્રાંતિ લેવામાં એક બે દિવસ જાય તો ચિંતા નહિ. થાક ઉતરે ત્યારે પાછા ખુબ લાંબું ચાલો. પ્રસંગોપાત્ત વિશ, ત્રિશ, પચાસ અથવા સો માઇલ ચાલવાનો નિશ્ચય કરીને ઘેરથી નીકળી પડો. આગગાડીએ અને બીજાં સુખનાં સાધનોએ આટલું ચાલવાના આપણા બળને હરી લીધું છે. પૂર્વે લોકો ચાલીને ડાકોર જતા અને ત્યાંથી ચાલતા ઘેર આવતા. વિશ પચીશ ગાઉ પગે ચાલીને કાપી નાંખવા, એ ઘણાને મન રમતજેવું હતું. આજે મનુષ્યો એટલા બધા નબળા થઈ ગયા છે કે સ્ટેશનથી ઘરસુધી

પણ તેમનાથી ચાલીને જવાતું નથી. લાંબું ચાલવાથી શરીરમાં જે ઉત્સાહ અને બળ આવે છે, તે આજે પ્રજામાંથી નષ્ટ થઈ ગયાં છે. તેમને પાછાં આણવાનો ઉપાય લાંબું ચાલવા જેવી કસરતો કરવી એ જ છે.

ચાલતી વખતે દીર્ઘ શ્વાસપ્રશ્વાસ લેવામૂકવાનું મનુષ્યે વિસરી જવું જોઇએ નહિ. ખુલ્લી હવામાં જ્યારે જ્યારે તમારું જવું થાય ત્યારે ત્યારે પ્રસંગોપાત્ત સ્વચ્છ હવાથી ફેફસાંને જેટલાં ભરાય તેટલાં ભરો, અને ધીરે ધીરે ખાલી કરો. તમને ટેવ પડી જાય ત્યાં સુધી આ અભ્યાસ ચાલુ રાખો.

શરીરના સઘળા સ્નાયુ કસાય એવી બે કસરતો કયી છે, એવો જો કોઈ પ્રશ્ન કરે તો તેનો એ જ ઉત્તર છે કે કુસ્તી અને લાંબું ચાલવું. કુસ્તી ગયા પૃષ્ઠમાં કહ્યું તેમ કરોડના અને પીઠના સ્નાયુને કસે છે. ચાલવાની કસરત રુધિરને ફરનાર અવયવોને બળવાન્ કરે છે. અને આ બે કસરતો સાથે કરનાર મનુષ્યનું શરીર સર્વ પ્રકારે સર્વોત્તમ થયા વિના રહેતું જ નથી.



## જાપાનના આરોગ્યઉપર પાશ્ચાત્ય સુધારાની થયેલી હાનિકારક અસર.

દુનિયાંની સઘળી પ્રજાઓમાં જાપાન આજે સર્વની દૃષ્ટિનું મધ્યબિંદુ થઈ પડ્યું છે. 'ઉદય પામતા સૂર્યનો દેશ' એ ઉપનામથી પશ્ચિમમાં ઓળખાતા એ દેશનો થોડા સમયઉપરનો ઇતિહાસ ખરેખર ચમત્કારિક છે. ગઈ કાલે જ તે ધસધસાટ નસકોરાં બોલાવતું ભર નિદ્રામાં ઘોરતું હતું; આજે આવી ઘોર નિદ્રાને ત્યજીને તે બેઠું થયું છે, એટલું જ નહિ પણ ઉભું થઇને દોડવા મંડ્યું છે. ગઈ કાલે જ તે સુધરેલી પ્રજાઓપાસે ઓશીઆળું થઈ ટુકડો દીન મુખ કરીને માગતું હતું; આજે અગ્રગણ્ય ગણાતી પ્રજાઓસાથે તેમના જેવાં જ માનવંત સ્થળે બેશીને તેમની બરાબરીયું થઇને મિષ્ટાન્ન ઉડાવે છે. ગઇ કાલે જ બીજી પ્રજાઓથી હડધૂત થતું તે એક દુર્બળ કુરકુરીયું હતું; આજે સમર્થમાં સમર્થ પ્રજાઓને પણ પોતાની ગર્જનાથી થરકાવી નાંખતું તે કેસરિની પેઠે શોભે છે.

પોતાના પ્રતાપી સૈનિક બળથી જાપાને પૃથ્વીની પ્રજાઓને ચમકાવી મૂકી છે. ગઇ કાલે તેની વ્યાપારની પ્રવૃત્તિને કોઇ કશા હિસાબમાં પણ ગણતું ન હતું; આજે મોટી મોટી વ્યાપાર કરનારી પ્રજાઓ તેની વ્યાપારકુશળતા જોઇને હવે શું કરવું, એવા વિચારમાં પડી ગઈ છે. સુધારો એ શી વસ્તુ છે, એ ગઈ કાલે જાપાનમાં કોઈ જાણતું ન હતું; આજે મોટામોટા વેગવાળા ભરતી પેઠે તે તેના છેક ઉંડામાં ઉંડા ભાગમાં પણ પ્રવેશી ગયો છે. સર્વ શાખાઓમાં નવું શીખવાને જાપાન અસાધારણ ઉત્સાહ દર્શાવે છે, અને જે કંઈ શીખે છે તેમાં પોતાના શિક્ષકોનાં સવાયું નીકળે છે.

પણ બધી બાબતોમાં જાપાન ખાટી ગયું નથી. પાશ્ચાત્ય પ્રજાઓની સંગતિથી અને શિક્ષણથી તે ઘણું જ આગળ વધ્યું છે, તેણે પોતાના મુલકમાં વધારો કર્યો છે, વ્યાપારમાં પોતાનો ડંકો વગાડ્યો છે, યુદ્ધકળામાં ગગનમાં પોતાના યશના વાવટા ઉડાવ્યા છે, અને એ વિના સેંકડો બાબતોમાં જગતની બીજી પ્રજાઓને ઇર્ષ્યા થાય એવી સ્થિતિ તેણે પ્રાપ્ત કરી છે, તોપણ આ સઘળા લાભ પ્રજાના આરોગ્યને હાનિ કરીને તેણે પ્રાપ્ત કર્યા છે. સુધારાએ તેની ઘણી ઉંચી સ્થિતિ કરી છે, અને તોપણ તેને કેટલીક હાનિ પણ કરી છે.

જેમાં લાભ રહેલા હોય છે, તેમાં કેટલાક અલાભ પણ હોય છે. આ સામાન્ય નિયમ છે; અને જાપાન પણ આ નિયમના અપવાદરૂપ થયું નથી.

એક સમય એવો હતો કે જે સમયે જાપાન પોતાની પ્રજાની શારીરિક સ્થિતિને માટે અભિમાન ધરાવી શકતું. પશ્ચિમના વતનીઓ કરતાં જાપાનનાં સ્ત્રીપુરુષો જો કે ઠીંગણાં હતાં તોપણ શરીરબળમાં તેઓ પૃથ્વીની કોઈ પણ પ્રજાકરતાં ઉતરતાં ન હતાં.

આમ છતાં, શરીરબળના સંબંધમાં જાપાનનો હવે અસ્ત થવા માંડ્યો હોય, એવાં ચિહ્નો જણાય છે, અને આમ ને આમ જો લાંબો સમય ચાલ્યા કરશે તો આજે જેમ અમેરિકાને, ઇંગ્લાંડને તથા બીજા દેશોને પોતાની પ્રજાનું આરોગ્ય શી રીતે સુધારવું, એ પ્રશ્નનો વિચાર કરવાનું પ્રાપ્ત થયું છે, તેમ જાપાનને પણ પ્રાપ્ત થવાનું.

પોતાની પ્રજાઓમાં ક્ષયના વધતા જતા વ્યાધિને માટે જેમ પાશ્ચાત્ય દેશો ચિંતામાં પડ્યા છે, તેમ જાપાન પણ હાલ ચિંતામાં પડ્યું છે. જાપાનનો પ્રો. કિટેસેટો ( Pro. Kitasato ) ક્ષયના સંબંધમાં વિચાર કરવાને વૉશિંગ્ટનમાં મળેલી છઠ્ઠી ઇન્ટરનૅશનલ કૉન્ગ્રેસમાં જણાવે છે કે જાપાનમાં આ વ્યાધિ હમણાં અત્યંત વેગથી પ્રસરવા માંડ્યો છે. જાપાનીઓને અત્યંત બળવાન્ શરીરવાળા માનનાર મનુષ્યોને આ વાત આશ્ચર્યકારક લાગશે, પણ તે ખરી છે. તેઓ એક સમયે બળવાન્ હતા; પણ સુધારાએ આજે તેમનાં શરીરને ક્ષય થવા યોગ્ય કરી મૂક્યાં છે.

ઉક્ત વિદ્વાન્ જાપાનમાં ક્ષયના વિષયમાં પ્રમાણભૂત પુરુષ ગણાય છે, અને તે આંકડાઓથી સિદ્ધ કરે છે કે ક્ષયના રોગીઓનું પ્રમાણ જાપાનમાં દિવસે દિવસે વધતું જાય છે. તે કહે છે કે ઈ. સ. ૧૮૯૦ માં ૧૦,૦૦૦ મનુષ્યોની વસ્તીમાં માત્ર ૧૧. ૪ મનુષ્યોનું ક્ષયથી મરણ થયું હતું. દશ વર્ષ પછી અર્થાત્ ઇ. સ. ૧૯૦૦ માં તેટલા જ મનુષ્યોની વસ્તીમાં ૧૮ મનુષ્યોનું તે રોગથી મૃત્યુ નીપજ્યું હતું. આ પ્રમાણે જાપાનની ૪૫૦૦૦,૦૦૦ મનુષ્યોની વસ્તીમાં દરવર્ષે ૮૧૦૦૦ મનુષ્યોનું ક્ષયથી મરણ થાય છે, એવું નીકળે છે.

જાપાનની સેનામાં તેમ જ નૌકાસૈન્યમાં પણ તે જ પ્રમાણે ક્ષયથી થતાં મૃત્યુનું પ્રમાણ વધી ગયું છે. ઈ. સ. ૧૮૮૭ ની સાલમાં સૈનામાં નોકરી કરનારાં ૧૦૦૦૦ મનુષ્યોમાં માત્ર ૧૧ મનુષ્યોનાં જ ક્ષયથી મરણ થયાં હતાં. ૧૯૦૦ ની સાલમાં તેટલાં જ મનુષ્યોમાં ૪૦ મનુષ્યોનાં મરણ નીપજ્યાં હતાં, અર્થાત્ તેર વર્ષમાં મરણનું પ્રમાણ ત્રણસેં ટકા વધ્યું હતું.

નૌકાસૈન્યમાં ૧૮૮૭ની સાલમાં ૧૦૦૦૦ મનુષ્યે ૧૫ મનુષ્યો ક્ષયથી મરણ પામ્યાં હતાં. ત્યાર પછી તેર વર્ષે અર્થાત્ ૧૯૦૦ ની સાલમાં દશ હજાર મનુષ્યે ૬૦ મનુષ્યોનું મરણ થયું હતું.

જાપાનની સ્ત્રીઓઉપર પણ સુધારાએ તેવી જ હાનિકારક અસર કરી છે. પુષ્કળ સ્ત્રીઓ થોડાં વર્ષથી સ્થપાયલી મિલોમાં અને વિવિધ કારખાનાંમાં કામ કરે છે. આ સ્ત્રીઓમાં ક્ષય રોગનો પ્રસાર અત્યંત ભય ઉપજાવે એવા વેગથી વૃદ્ધિને પામ્યો છે. સત્તાધીશોએ એવી ગણત્રી કરી છે કે આ મિલોમાં કામ કરનારી સ્ત્રીઓમાં સેંકડે તેરથી વીસ સ્ત્રીઓને ક્ષયનો રોગ લાગુ પડતો હોવાથી કારખાનાંમાંથી રજા આપવામાં આવે છે.

આ સંબંધમાં એ વાર્તા વિસરી જવી જોઈતી નથી કે બીજા સુધરેલા દેશોના જેવા જ જાપાને પોતાની પ્રજામાં ક્ષયનો પ્રસાર થતો અટકાવવાના સંપૂર્ણ ઉપાયો યોજ્યા છે, અને તે છતાં આ વ્યાધિનું પ્રમાણ ત્યાં આટલું બધું વૃદ્ધિને પામતું જાય છે.

જાપાનની આ સ્થિતિ થવાનાં કારણો શોધવા દૂર જવું પડે તેમ નથી. આના કારણનો એક જ શબ્દમાં સમાવેશ થાય છે, અને તે શબ્દ તે "સુધારો" છે. જેમ બાળક નવા રમકડાને જોઇને મોહી પડે છે, અને તેને છાતીસરસું ચાંપે છે, તેમ જાપાન પશ્ચિમના સુધારાને મોહી પડ્યું છે, અને પોતાની રગેરગમાં તેને દાખલ કરવાની આતુરતામાં તેના લાભની સાથે તેની હાનિઓને પણ પોતાનામાં દાખલ કરી બેઠું છે.

જાપાનનું આરોગ્ય બગડવાનું મુખ્ય કારણ મોટાં મોટાં કારખાનાં છે. સ્વચ્છ હવાના અવરજવરવિનાનાં સ્થળોમાં ખીચોખીચપણે જ્યાં હજારો મનુષ્યો ઝેરી હવાને આઠ આઠ અને દશ દશ કલાક શ્વાસમાં લે, ત્યાં ક્ષયનો વ્યાધિ પ્રકટવાના સર્વ સંભવો ઉભા થાય, એમાં શું આશ્ચર્ય ?

પૂર્વે જાપાનીઓ જોડા ઘરની બહાર ઉતારીને પછી ઘરમાં પ્રવેશતા. પશ્ચિમની પ્રજાઓના સંગથી હવે તેઓ જોડાસહિત જ આખા ઘરમાં ફરે ફરે છે, અને આપ્રમાણે રસ્તામાંના હજારો પ્રાણઘાતક ક્ષય રોગના જંતુઓને ( tuborclo bacilli ) જોડાઉપર વળગાડીને તેઓ પોતાના ઘર આણે છે.

જાપાન પોતાની અસલી સાદી રીત ભૂલી ગયું છે, અને પશ્ચિમની કૃત્રિમ રીતોને અનુસરતું થયું છે. નીરોગ રહેવાને માટે આરોગ્યના નિયમો પાળવાને બદલે તેણે શરીરમાં રસીઓ મૂકાવવાના કાયદા ઘડ્યા છે, અને તેથી શરીરને દુર્બળ કરીને તેમને રોગને માટે વધારે લાયક કરી મૂક્યાં છે. શરીરની અવનતિ કરનાર બળીયા ટંકાવવાના રિવાજને જાપાને જેટલા પ્રેમથી વધાવી લીધો છે, તેટલા પ્રેમથી દુનિયાંની કોઇ પણ પ્રજાએ ભાગ્યે જ વધાવી લીધો હશે. સોળ વર્ષની ઉમર થતા સુધીમાં તો જાપાનની પ્રજાને ત્રણ વાર બળીયા ટંકાવવાની કાયદાથી ફરજ પાડવામાં આવી છે, અને બળીયાનો રોગ દેશમાં ફાટી નીકળે છે ત્યારે આ ઉપરાંત બીજી કેટલીક વાર બળીયા ટંકાવવાની વિશેશ ફરજ પાડવામાં આવી છે. ક્ષય રોગ થવાનાં અનેક કારણોમાં બળીયા ટંકાવવા, એ પણ એક કારણ છે, એવો ઘણા વિદ્વાન્ ડોક્ટરોનો હવે નિશ્ચય થયેલો હોવાથી, બળીયા ટંકાવવાની હદઉપરાંત ઘેલછા, એ પણ જાપાનમાં વધી ગયેલા ક્ષયના રોગનું એક સબળ કારણ છે, એ સિદ્ધ થાય છે.

બળીયા ટંકાવવાથી, બળીયાનો રોગ અટકી જાય છે, એવું માનનાર મનુષ્યોને અર્થે આ સ્થળે જણાવવું યોગ્ય છે કે જાપાનમાં બળીયા ટંકાવવાનો આવો સખ્ત નિયમ છતાં પણ ત્યાં બળીયાનો રોગ હજી નિર્મૂળ થયો નથી, એટલું જ નહિ, પણ સહજ અંશમાં પણ ઓછો થયો નથી. આંકડાઉપરથી જણાય છે કે ઇ. સ. ૧૮૮૬ થી તે ૧૯૦૫ ની સાલસુધીમાં ત્યાં ૨૯૭૧૮૨ મનુષ્યોને બળીયા નીકળ્યા હતા, અને તેમાંથી ૭૧૦૩૪ મનુષ્યોનાં મરણ થયાં હતાં; અર્થાત્ મરણનું પ્રમાણ, બળીયા ટંકાવવા છતાં પણ સોએ ત્રીશનું આવ્યું હતું.

આ વિના પણ જાપાન પશ્ચિમની પ્રજાના બીજા ઘણા દુર્ગુણો શીખ્યું છે. જાપાનની પ્રજામાં તેના પોતાના જ કેટલાક દુર્ગુણો હતા, તેમાં સીગારેટ પીવાના, નિશાને આણનાર

ઓસડો ખાવાના, દારૂ પીવાના, અને બીજા આરોગ્યને બગાડનાર દુર્ગુણોનો વધારો થયો છે.

દારૂનું જ એકલું ઉદાહરણ લઇએ તો આપણને જણાય છે કે આખા જાપાનમાં સ્થળે સ્થળે દારૂ બનાવવાનાં કારખાનાં તથા કલાલખાનાં છે. આ કારખાનાં આખા દેશને દારૂ પૂરો પાડે છે, એટલું જ નહિ, પણ બહાર દેશાવર ખાતે પણ દારૂ મોકલે છે. વળી તેઓ ચોખામાંથી એક જાતનો દારૂ બનાવે છે, અને તેને આખી પ્રજા નિરંકુશપણે પીએ છે. આથી જાપાનના આરોગ્યને ઓછી હાનિ થાય છે, એમ નથી.

વળી સ્ત્રીઓએ અને પુરુષોએ પોતાનો આરોગ્યવર્ધક દેશી પોષાક પહેરવો ત્યજીને પશ્ચિમનો પોષાક પહેરવા માંડ્યો છે. પશ્ચિમની સ્ત્રીઓની ચોળીએ ( corset ) જાપાનની સ્ત્રીઓમાં અનેક રોગો દાખલ કર્યા છે.

જો જાપાને પોતાની પ્રજાનું આરોગ્ય સંરક્ષવું હોય તો સર્વ બાબતમાં પશ્ચિમનું અનુકરણ કરવાનું તેણે છોડી દેવું જોઇએ. બળીયા ટંકાવવાથી, અને શરીરમાં રસીઓ અથવા એવાં જ ઝેર દાખલ કરવાથી આરોગ્ય પ્રાપ્ત થતું નથી, અને રોગના પ્રસરને અટકાવી શકાતો નથી, પણ આરોગ્યના નિયમોનું પાલન કરવાથી જ આરોગ્ય પ્રાપ્ત થાય છે, અને રોગનો પ્રસર અટકે છે.

શરીરના આરોગ્યવાળી પ્રજા જ પ્રજાતરીકે છજે છે. આથી પ્રજારૂપ થવા ઇચ્છનાર કોઇ પણ દેશના લોકોનું પ્રથમ અને મુખ્ય કર્તવ્ય શરીરનું આરોગ્ય પ્રાપ્ત કરવાનું છે.

આ દેશના લોકોએ પણ પશ્ચિમની પ્રજાઓનું સર્વાંશે અનુકરણ કરવા પૂર્વે કયા કયા રિવાજો લાભને કરનારા છે અને કયા કયા રિવાજો હાનિને કરનારા છે, તેનો દીર્ઘ દૃષ્ટિ પહોંચાડીને વિચાર કરવાની જરૂર છે

---

## શ્રીશ્રેયસ્સાધકઅધિકારિવર્ગના મહોત્સવો.

**શ્રીશ્રેયસ્સાધકઅધિકારિવર્ગનો** વર્તમાન વર્ષનો કાર્તિકી ચતુર્દશીનિમિત્તનો **૮૫** મો મહોત્સવ વડોદરામાં **શ્રીનૃસિંહાશ્રમમાં** નિયમાનુસાર પાલન કરવામાં આવ્યો હતો. વિવિધ સ્થળેથી લગભગ આરસેં શ્રેયસ્સાધક સ્ત્રીપુરુષોનું તથા ઉદાસીન સજ્જનોનું આગમન થયું હતું. પ્રાતઃકાળના પૂજનાદિ કાર્યક્રમની સમાપ્તિએ **ભાવનગર** કોલેજના સંસ્કૃત પ્રોફેસર શ્રીયુત **જેઠીસનદાસ જેઠાભાઈ કણીઆ, બી. એ.** એમણે 'કર્મનિષ્ઠા' એ નામના વિષયઉપર એક અત્યંત પ્રૌઢ તથા બોધક વ્યાખ્યાન આપ્યું હતું. તૃતીય પ્રહરના અંતમાં આ માસિકના વ્યવસ્થાપકે 'આવરણોના નાશદ્વારા તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિનો ઉપાય' એ વિષયઉપર એક સુરમ્ય તથા અત્યંત વિમૃશ્યકારી વ્યાખ્યાન આપ્યું હતું. અંતિમ વ્યાખ્યાન, વર્ગના ઇષ્ટ સદ્‌ગુરુ **શ્રીમદ્ ઉપેન્દ્રભગવાન્‌નું** 'આપણે તથા આપણું કર્તવ્ય' એ વિષયઉપર હતું. આ વ્યાખ્યાનમાં **શ્રીમદ્ ઉપેન્દ્રભગવાન્‌ના** આશ્ચર્યકારક વક્તૃત્વથી તથા વિચારોથી શ્રોતૃવર્ગ એટલો તો પ્રસન્ન થઇ ગયો હતો કે તેઓએ અનેક વાર જયઘોષથી વ્યાખ્યાનમંડપને ગર્જાવી મૂક્યો હતો.

અંતમાં ઉત્સવનિમિત્ત રચેલાં નવીન પદો સંગાનમંડળે વિવિધ વાદિત્રોસહ ગાઇને સર્વને આનંદ તથા શાંતિમાં નિમગ્ન કર્યા હતા.

અને પહાડને પણ પાડું મારે એવા શરીરવાળો થાય છે; સિપાઇની હલકી સ્થિતિમાંથી પણ પ્રયત્નવડે મનુષ્ય રાજા થાય છે, નિરક્ષર સાક્ષર અને કવિ થાય છે; ગુલામગીરી કરનારી પ્રજા પણ સ્વતંત્ર અને બીજી પ્રજાઓઉપર રાજ્ય કરનારી થાય છે; ખરાબ હવાના પ્રદેશમાં રહેનારાં મનુષ્યો પણ બળવાન્ અને શરીર થાય છે; અને એ વિના પણ ગમે તે સ્થળમાં ગમે તે કાળમાં અને ગમે તે સ્થિતિમાં ગમે તે વસ્તુ, મનુષ્ય યોગ્ય પ્રયત્નદ્વારા પ્રાપ્ત કરી શકતો હોવાથી, કુદરતે અથવા ઈશ્વરે જ અમુકને આ પ્રકારની સ્થિતિ આપી છે, એમ લેશ પણ સિદ્ધ થતું નથી. કુદરત અથવા ઈશ્વર સર્વને પોતાના ઉદયની સરખી જ સામગ્રી આપે છે, અને આ સામગ્રીઓવડે પોતાનો ઉદય કરવો અથવા ન કરવો, એ મનુષ્યના પોતાના હાથમાં છે.

અમુક સ્થળમાં, અમુક કાળમાં, અમુક માનસિક શક્તિઓસાથે તથા અમુક સદ્ગુણો અથવા દુર્ગુણોસાથે જગતમાં મનુષ્યનો જન્મ થાય છે, એ ખરૂં છે, પરંતુ તેથી કંઇ એમ સિદ્ધ થતું નથી કે તેને પ્રાપ્ત થયેલું સર્વ સ્વાભાવિક છે, અને તેને તે બદલી શકે એમ છે જ નહિ. ખોટી ટેવો અથવા દુર્ગુણોસાથે તે જન્મ્યો હોય તો તેમને તે ટાળી શકે એમ છે; ઓછી કેળવાયલી અથવા બિલકુલ નહિ કેળવાયલી માનસિક શક્તિઓસાથે તે જન્મ્યો હોય તો તેમનો તે વિકાસ કરી શકે એમ છે; અને વિવિધ દુઃખવાળી સ્થિતિમાં તે જન્મ્યો હોય તોપણ તે સ્થિતિનો તે નાશ કરી શકે એમ છે.

એ જ પ્રમાણે સ્ત્રીઓનાં શરીર, માતા થવાને અને ગૃહિણીનાં કર્તવ્યો કરવાને કુદરતે સરજ્યાં છે, એમ જે વિદ્વાનોતરફથી વારંવાર કહેવામાં આવે છે, અને તેને માટે જીવન વિદ્યાનાં ( Biology ) કારણો આપવામાં આવે છે, તે પણ તેટલું જ ભૂલભરેલું છે. વિદ્વાનો આપણને કહે છે કે કુદરતે નિશ્ચય કરી આપેલાં પોતાનાં કર્તવ્યો ત્યજીને સ્ત્રીઓ જો બીજાં કર્તવ્યો કરશે તો કુદરતના નિયમના ભંગથી સ્ત્રીઓને મોટાં દુઃખ સહન કરવાં પડશે, અને જનસમાજને ભારે હાનિ થશે.

પરંતુ કુદરતે સ્ત્રીઓને માટે આટલાં કર્તવ્યો નિર્ણિત કર્યાં છે, અને પુરુષોને માટે આટલાં કર્તવ્યો નિર્ણિત કર્યાં છે, એવું કંઇ જ નથી. મનુષ્યનાં જ નિર્ણિત કરેલાં આ કર્તવ્યો છે, અને મનુષ્ય તેને ફેરવવા જે સમયે પ્રયત્ન કરશે તે સમયે કોઇ પણ પ્રકારની હાનિ વિના તેને ફેરવી શકે એમ છે.

આ નિયમ તો કુદરતી છે, અને આ નિયમ તો ઈશ્વરી છે, એવા મનુષ્યોના વગર વિચાર્યે બોલાઈ ગયેલા નિર્ણયોનાં બીજાં અસંખ્ય ઉદાહરણો શોધનારને જડી આવે તેમ છે. પવનમાં બારી ઉઘાડી રહી જવાથી સળેખમ અને ઉધરસ થયાં, એ 'સ્વાભાવિક' છે; શરદ ઋતુમાં તાવ આવ્યો, એ 'સ્વાભાવિક' છે; અમુક અમુક ખાવાથી બાદી થઈ કે ગરમી થઈ, એ 'સ્વાભાવિક' છે, રાત્રે વધારે જાગવાથી બીજે દિવસે દુર્બળતા જણાઈ, એ 'સ્વાભાવિક' છે; વધારે કામ કરવાથી માથું દુખ્યું, અને થાક લાગ્યો, એ 'સ્વાભાવિક' છે; ચાળીશ વર્ષની ઉંમરે ચશ્માં આવ્યાં, પચાસ વર્ષ પછી કામ કરવાની શક્તિ ક્ષીણ થઈ, અને સાઠ વર્ષની ઉંમરે બુદ્ધિમાં ભ્રંશ થયો, એ 'સ્વાભાવિક' છે; આવી ને આવી હજારો બાબતો આપણે 'સ્વાભાવિક' છે, એમ માનીએ છીએ, અને આ 'સ્વાભાવિક નિયમો'ના પૂર્ણ ગુલામ થઈને તેમની ગુલામગીરી ઉઠાવીએ છીએ. આ નિયમોના

હુકમની સામે થવા આપણે એક ક્ષણ પણ હિંમત ધરતા નથી, કારણ કે આપણે તેમને કુદરતી માની બેઠા છીએ; પરંતુ વસ્તુતઃ તેઓ આપણા જ ભ્રાંતિભરેલા વિચારોની અને ખોટી ટેવોની ખીચડી છે.

જેમ લાકડાના ઠુંઠામાં જણાતો ચોર સાચો નથી, પણ બાળક તેને પોતાની ભ્રાંતિથી સાચો માને છે, અને ભયથી થરથર ધ્રૂજે છે, તેમ આ બધા નિયમો કુદરતના છે, અને તેમનો પરાજય થઇ શકે, એવું જ નથી, એ પ્રકારના આપણા નિશ્ચયો આપણે ભ્રાંતિથી સાચા માની બેઠા છીએ, અને વ્યર્થ ભયથી ધ્રૂજીએ છીએ,

તેની તે જ સ્થિતિ અને પ્રસંગમાં જે સર્વદા પ્રવર્ત્યા કરે છે, તે જ સપ્રમાણ નિયમ ગણાય છે; પણ જેમને મનુષ્યો "કુદરતી" નિયમો કહે છે, તેમાંના ઘણામાં આવી અચલતા કદી જોવામાં આવતી નથી; અને આથી જ વિચારવાન્ પુરુષોને વસ્તુતઃ કુદરતના નિયમો કયાં છે, અને મનુષ્યોએ બાંધેલા, પરંતુ કુદરતી નિયમોતરીકે ખપી જતા નિયમો કયા છે, તેનો વિવેક કરવાની ફરજ પડે છે. આવો વિવેક કરનાર અનેક વિદ્વાનોને સ્પષ્ટ થયા વિના રહેતું જ નથી કે જેને મનુષ્યોનો મોટો ભાગ કુદરતી નિયમો ગણે છે, તે વસ્તુતઃ મનુષ્યોની પૂર્વ કાળથી ચાલી આવતી ભ્રાંતિઓવિના બીજું કંઇ જ નથી.

મંદવાડ એ કુદરતી નથી, એ વિદ્વાનોએ થોડાં વર્ષો થયાં શોધી કાઢ્યું છે; અને અર્વાચીન વિજ્ઞાનવિદો વૃદ્ધાવસ્થા તથા મૃત્યુ, જે આજ સુધી કુદરતી મનાતાં આવ્યાં છે, તે કુદરતી નથી, એવા નિશ્ચયઉપર સત્વર આવતા જાય છે. પચાસ વર્ષપૂર્વે પૃથ્વીના અગ્રગણ્ય વિદ્વાનોને મંદવાડ આવતાં શરમ ઉપજતી હતી; આજે પાશ્ચાત્ય દેશોમાં પોતાને વૃદ્ધાવસ્થા આવેલી જોઇને હજારો વિદ્વાનોને શરમ ઉપજે છે. આરોગ્ય, યૌવન, સુખ, અને દીર્ઘ આયુષ્યને આપનારા જે નિયમો છે, તે જ કુદરતના ખરા નિયમો છે, એવું આજે હવે સુશિક્ષિત મનુષ્યો સમજતા થયા છે. આરોગ્ય બગડતાં, અથવા ઘડપણ કે મૃત્યુ આવતાં વિદ્વાનો હવે કુદરતને કે ઈશ્વરને દોષ દેતા નથી, પણ પોતાનો જ તેમાં દોષ છે, એવું સમજે છે; આપણી જ ભૂલનાં આ ફલ છે, આપણે પોતે જ આવાં દુઃખોને માટે ઠપકાને પાત્ર છીએ, એવું આજે સદ્વિવેકીઓ જાણતા થયા છે, અને તેથી મૂગે મોંઢે જે કંઈ આવી પડે તે સહન કરી રહેવાને બદલે તેના ઉપાયો શોધવા તથા કરવા તરફ વિદ્વાનો પ્રવૃત્તિ કરી રહ્યા છે.

વ્યક્તિઓ તેમ જ પ્રજાઓના સંબંધમાં પણ આવા ભૂલભરેલા નિશ્ચયો મનુષ્યોનાં અંતઃકરણમાં ઘર કરીને રહેલા હોય છે. બ્રાહ્મણો માને છે કે કુદરતે અથવા ઈશ્વરે જ અમને સર્વ વર્ણોના ગુરુરૂપે બનાવ્યા છે; અમારું ઉચ્ચપણું સ્વાભાવિક અથવા કુદરતી છે. પરંતુ કુદરત કોઇને ઉચ્ચ અને કોઇને હલકા, કોઇને ગુરુ અને કોઇને શિષ્ય બનાવતી નથી. મનુષ્ય પોતે જ પોતાની મેળે ઉચ્ચ અને હલકો, તથા ગુરુ અને શિષ્ય બને છે. ઉચ્ચતા અને ગુરુતા એ લક્ષણસિદ્ધ છે, અને ગમે તે મનુષ્ય બ્રાહ્મણનાં તથા ગુરુનાં જે લક્ષણો નિર્ણય કરાયાં છે, તે લક્ષણોને પોતાનામાં સિદ્ધ કરીને, બ્રાહ્મણ અથવા ગુરુ થઇ શકે છે. જનમંડળ તેને બ્રાહ્મણ ન ગણે, અને બ્રાહ્મણો પોતાની સાથે તેને પંક્તિમાં ન બેસાડે, પણ તેથી તેનામાં આવેલું બ્રાહ્મણપણું ટળી જતું નથી; શમદમાદિના પાલનથી પ્રાપ્ત થનાર અંતઃકરણની શુદ્ધિ, અને તે દ્વારા સત્ત્વગુણની અધિકતાથી તેના હૃદયમાં થતો જ્ઞાનનો પ્રકાશ, તેનો તેને

લાભ નથી મળતો એમ બનતું જ નથી; કારણ કે શમદમાદિના પાલનથી પ્રાપ્ત થતું બ્રાહ્મણપણું એ જ કુદરતી છે; લોકોએ જેને બ્રાહ્મણપણું ગણ્યું છે, તે કુદરતી નથી.

ક્ષત્રિયત્વ, વૈશ્યત્વ અને શૂદ્રત્વ, પણ આ જ પ્રમાણે કુદરતના નિયમોવડે લક્ષણસિદ્ધ હોવા છતાં આજે મનુષ્યોએ તેને જન્મસિદ્ધ માન્યું છે.

આ જ પ્રમાણે પાશ્ચાત્ય પ્રજાઓ માને છે કે પૂર્વની પ્રજાઓઉપર રાજ્ય કરવાને જ ઈશ્વરે અમને નિર્માણ કરી છે; પૂર્વની પ્રજાઓઉપર રાજ્ય કરવાનો અમારો કુદરતી હક છે. પરંતુ તેમનો આ નિશ્ચય પણ તેવો જ ભ્રાંત છે. જે કુદરતી હોય છે, તે સર્વદા તેવું ને તેવું જ રહે છે; પરંતુ જાપાને હમણાં જ સ્વતંત્ર થઈ દર્શાવી આપ્યું છે કે પાશ્ચાત્ય પ્રજાઓની શ્રેષ્ઠતા અને પૂર્વ પ્રજાઓની નિકૃષ્ટતા સ્વાભાવિક નથી. જો પાશ્ચાત્ય પ્રજાઓએ નિરંતર શ્રેષ્ઠ રહેવું હોય તો પોતાનામાં શ્રેષ્ઠતા નિરંતર રહે એવાં લક્ષણોને પ્રયત્નવડે સર્વદા પાળ્યા કરવાં જોઇએ; અને પૂર્વની પ્રજાઓને જો ઉત્કૃષ્ટ થવું હોય તો તેમણે પોતાના નિકૃષ્ટ લક્ષણોનો ત્યાગ કરી, શ્રેષ્ઠતાને આણનાર સદ્‌ગુણોને ધારણ કરવા જોઇએ.

આપ્રમાણે અનેક બાબતોમાં, જે કુદરતી નથી, તેને મનુષ્યો કુદરતી માની બેઠા છે: અને તેનો પરિણામ એ આવ્યો છે કે વ્યક્તિની તેમ જ પ્રજાની અનેક વિષયોમાં થતી ઉન્નતિ અટકી છે. આથી બુદ્ધિમાન્ મનુષ્યે શું કુદરતી છે, અને શું કુદરતી નથી, તેનો વિવેક કરીને, પરાપૂર્વથી મનુષ્યોના માની બેસવાથી જે કુદરતી ગણાતું હોય, તેને તાબે ન થતાં, તેના બંધનથી મુક્ત થવાનો પ્રયત્ન કરવો જોઇએ, કારણકે બંધનોથી મુક્ત થવામાં જ ઉન્નતિ રહેલી છે.

---

## ઉન્નતિઅર્થે લક્ષમાં રાખવા યોગ્ય નિયમો.

જે ઉચ્ચ ઉદ્દેશને સિદ્ધ કરવા તમે ધાર્યો હોય તેને કલ્પનામાં અખંડ જોયા કરો; અને કલ્પનામાં જે તમે જુઓ, તેને પ્રત્યક્ષ કરવા નિરંતર પ્રયત્ન કર્યા કરો.

તમારા પોતાના સામર્થ્યમાં શ્રદ્ધા ધરો; પ્રત્યેક મનુષ્યમાં શ્રદ્ધા ધરો; અસ્તિત્વવાળી સઘળી વસ્તુઓમાં શ્રદ્ધા ધરો.

શરીરના બળને નિત્ય વધારતા રહો; મનના તેજસ્વિપણાને નિત્ય વધારતા રહો; આત્માના આનંદને નિત્ય અધિક બહાર પ્રકટાવતા રહો.

ગમે તેવો પ્રસંગ તમને પ્રાપ્ત થાય તોપણ તે પ્રત્યેક પ્રસંગમાં તમારાથી બનતું સર્વોત્તમ વર્તન કરો; તે પ્રસંગમાંથી સર્વોત્તમ લાભ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરો; અને પ્રત્યેક પ્રસંગ તમને પોતાનામાં રહેલો સર્વોત્તમ લાભ આપવા અર્થે જ આવ્યો છે, એવું શ્રદ્ધાથી માનો.

અધિક જીવનનો અનુભવ કરવા માટે, અને જીવનમાંથી ઉદ્‌ભવતી પ્રત્યેક વસ્તુનો વધારે લાભ આપે એવો ઉપયોગ કરવા માટે જીવો.

જે તમારે જોઇતું હોય તેની અખંડ ઇચ્છા કર્યા કરો; જેની તમે ઇચ્છા કરો તેને પ્રાપ્ત થવાની અખંડ વાટ જોયા કરો; અને તમારી ઇચ્છેલી વસ્તુ તમને પ્રાપ્ત થવા માંડી જ છે, એવું સર્વદા વર્તન કરો.

---



# श्रीसिद्धेश्वर.

---

मनुष्य प्रयत्नथी पोताने जेवो धारे छे, तेवो ज करी शके छे.



## ॥ ॐ श्रीँ ॥

## केटलाक निरन्वय विषयो.

જો તમે યોગ્ય પ્રવૃત્તિ કરશો તો સંસારમાં સઘળું અનુકૂળ જ ઉતરવાનું. યોગ્ય પ્રવૃત્તિ કોને કહેવી ?

**તમારો અંતરાત્મા જે કરવાનો તમને અત્યંત આગ્રહ કરે તે.**

શ્રદ્ધાપૂર્વક અંતરમાંથી ઉઠતા વેગને અનુસરો, અને તમારા સંબંધનું પ્રતિકૂળ જણાતું સર્વ, અનુકૂળ થતું તમને જણાશે.

તમારા સુખદુઃખના નિયામક તમે પોતે જ છો. તમે જ્યાં સુધી ગતિમાન્ નહિ થાઓ, ત્યાં સુધી તમારી પ્રતિકૂળ સ્થિતિ તમારો ત્યાગ કરવાને ગતિમાન્ નહિ થાય.

---

કેવળ શાંતિ અને ખાલી જગા એ બે શબ્દો વસ્તુતઃ એક જ અર્થને સૂચવનારા છે.

જ્યાં કોઇ પણ પ્રકારનો અવાજ થતો નથી, એવા સ્થળને આપણે શાંતિવાળું સ્થળ કહીએ છીએ.

ખાલી જગામાં આંદોલનોના વહેવાથી અવાજ થાય છે, અથવા શાંતિનો ભંગ થાય છે.

અરણ્યમાં કોઇ વૃક્ષ તુટી પડે, અને તેના તુટી પડવાના અવાજને સાંભળનાર કોઇ પણ પ્રાણી ત્યાં ન હોય તો અવાજ થતો નથી, એવું ઘણા મનુષ્યો કહે છે. તેઓ કહે છે કે કાનના પડદાની સાથે જ્યારે આંદોલન અથડાય છે ત્યારે જ અવાજ થાય છે, પણ જ્યાં

કોઇ સાંભળનાર નથી ત્યાં આંદોલનને અથડાવાનું ન હોવાથી અવાજ થતો નથી. આમ છતાં, સાંભળનાર કોઇ કાન હોય કે ન હોય તોપણ આંદોલનો તો થાય જ છે.

ભિન્નભિન્ન પ્રકારની ચડતીઉતરતી ગતિવાળાં આંદોલનોથી સમગ્ર આકાશ પૂર્ણ હોય છે. આમાંનાં ઘણાં આંદોલનોને જાણવાને આપણને પ્રત્યેકને પાંચ ઇંદ્રિયો આપવામાં આવી છે. આમ છતાં આપણી ઇંદ્રિયોથી ગ્રહણ કરી ન શકાય એવાં સૂક્ષ્મ આંદોલનો હજી ઘણાં છે.

નેત્ર, કર્ણ, ઘ્રાણ, સ્પર્શ અને સ્વાદ એ નામની પાંચ ઇંદ્રિયોવિના આપણને એક છઠ્ઠી ઇંદ્રિય પણ છે. આ છઠ્ઠી ઇંદ્રિય વિચારનાં આંદોલનોને ગ્રહણ કરે છે; તે બીજાના મનમાં ચાલતા વિચારોનાં જે આંદોલનો વાતાવરણમાં વહ્યા કરે છે, તેને સાંભળે છે. આપણને જણાતા ઘણા વિચારો, જેમને આપણે આપણા પોતાના અંતઃકરણમાંથી ઉઠતા વિચારો છે, એમ માનીએ છીએ, તે વસ્તુતઃ આ છઠ્ઠી ઇંદ્રિયે સાંભળેલા બીજાના વિચારો હોય છે.

શાંતિમાં પ્રવેશવું, અથવા અંતઃકરણની શાંત નિસ્સંકલ્પ અવસ્થા કરવી, અથવા અંતર્મુખ થવું, એનો અર્થ એ છે કે ઉપર ગણાવેલી છએ ઇંદ્રિયોને પોતાના પ્રતિ આવતાં આંદોલનોને ગ્રહણ કરતી અટકાવવી, અને જે અધિક સૂક્ષ્મ આંદોલનોને ગ્રહણ કરવાનું તેમનામાં સામર્થ્ય નથી, તે અધિક સૂક્ષ્મ આંદોલનોને ગ્રહણ કરનાર આપણામાં જે એક સાતમી ઇંદ્રિય છે, તેને આપણે તે સૂક્ષ્મ આંદોલનોપ્રતિ અભિમુખ કરવી. આ અધિક સૂક્ષ્મ આંદોલનોને અત્યાર સુધી વિકાસ પામેલી આપણી છ ઇંદ્રિયો ગ્રહણ કરવાને અસમર્થ છે; માત્ર આપણી સાતમી ઇંદ્રિય જ તેમને ગ્રહણ કરી શકે છે; પરંતુ જ્યાં સુધી આપણી છ ઇંદ્રિયો નીચેની ભૂમિકાનાં સ્થૂળ આંદોલનો ગ્રહણ કરતી હોય છે, ત્યાં સુધી તે ઇંદ્રિય તે આંદોલનોને ગ્રહણ કરતી નથી અથવા ગ્રહણ કરે છે, એમ કહીએ તો આપણને તેનું ભાન થતું નથી, કારણકે આપણી અભિમુખતા આ સ્થૂળ ઇંદ્રિયોનાં આંદોલનોને જ ગ્રહણ કરવા તરફ હોય છે.

આથી શાંતિમાં પ્રવેશવાને માટે અથવા આ સાતમી ઇંદ્રિયને અથડાતાં આંદોલનો સમજવાને માટે આપણે આપણાં શરીરને તથા મનને નિશ્ચેષ્ટ કરવું જોઇએ. આપણા અંતઃકરણમાં એક પણ વિચાર ન ઉઠે, અર્થાત્ એક પણ વિચારનું આંદોલન આપણું મન ન ગ્રહણ કરે, એટલા બધા શાંત આપણે થવું જોઇએ. આવી સ્થિતિમાં પ્રવેશવું, એનું જ નામ અંતર્મુખાવસ્થા છે. એ અવસ્થામાં જ ઉચ્ચતર ભૂમિકાનાં સૂક્ષ્મતર આંદોલનો આપણા જાણવામાં આવે છે; અને આ સૂક્ષ્મતર આંદોલનો જાણવાં, એનું જ નામ દૈવી પ્રકાશ અથવા દિવ્ય જ્ઞાનનું ભાન થવું, એ છે. અંતર્મુખાવસ્થાની ટુંકામાં ટુંકી વ્યાખ્યા એ છે કે શરીરથી તથા મનથી સંપૂર્ણ શાંત થઇ જવું.

અને આ સ્થિતિ અભ્યાસવડે જ સિદ્ધ થાય છે. અભ્યાસ કોઇ પણ કાર્યની સિદ્ધિ ન કરે, એવું છે જ નહિ, પરંતુ ધૈર્યથી અભ્યાસ કરનારા મનુષ્યો ઘણા જ થોડા હોય છે. ફળની ઇચ્છાથી લલચાઇ જનનો મોટો ભાગ, આરંભમાં પ્રયત્નમાં જોડાય છે, પણ આગ્રહ અને ધૈર્યની ન્યૂનતાને લીધે થોડો સમય જતાં અભ્યાસ છોડી દે છે, અને પછી અંતર્મુખ થવાનું કાર્ય ઘણું જ કઠિન છે, એવું જ્યાં ત્યાં બડબડ્યા કરે છે.

અભ્યાસ કરનારને કશું જ અસાધ્ય નથી એ સિદ્ધાંતને સર્વદા સ્મરણમાં રાખી બુદ્ધિમાને શરીરને તથા મનને નિશ્ચેષ્ટ કરવા પ્રયત્ન કરવો. જ્યારે ઉભય નિશ્ચેષ્ટ અથવા શાંત થાય છે ત્યારે જે દિવ્ય જ્ઞાન આ વિશ્વની વ્યવસ્થામાં હેતુભૂત છે, તેના સાક્ષાત્ સંબંધમાં આપણે આવીએ છીએ. વ્યવહારમગ્ન મનુષ્યોને આ દિવ્ય જ્ઞાનની મહત્તાનો આભાસસરખો પણ નથી.

શાંતિમાં પ્રવેશીને દિવ્ય જ્ઞાનની અભિલાષા રાખ્યાં કરવાથી અધિક અને અધિક ઉચ્ચ જ્ઞાનનાં આંદોલનો ગ્રહણ કરવાને અને સમજવાને આપણામાં યોગ્યતા આવતી જાય છે. શોધકોની આશ્ચર્યકારક શોધો, કળાભિજ્ઞોની આકર્ષક કળાઓ, અને કવિઓનાં પ્રતિભામય કાવ્યો, આવી કોઇ શાંતિની ક્ષણોમાંથી જ ઉદ્ભવી આવ્યાં હોય છે. અવાજ અને ધમાધમથી વેગળા જવાથી, અને શાંતિમાં પ્રવેશી, આપણી ચારે બાજુએ અને ઉંચે પ્રવર્તી રહેલાં આ સૂક્ષ્મતર દિવ્ય આંદોલનોને અભિલાષાપૂર્વક ગ્રહણ કરવાથી જ જગતની જે કંઇ વૃદ્ધિ જોવામાં આવે છે, તે થઇ છે.

---

ઘણા વિદ્વાનો એવો અભિપ્રાય દર્શાવે છે કે 'જગત ત્રણ કાળમાં થયું જ નથી, માયાનું અસ્તિત્વ જ નથી' એવી નિષેધાત્મક ભાવનાઓ કરવી એ લાભકારક નથી. કારણકે નિષેધાત્મક ભાવનામાં જેનો નિષેધ કરવાનો હોય છે, તેનું સ્મરણ થવાથી, ઉલટું તેના અસ્તિત્વના સંસ્કાર દૃઢ પડતા જાય છે. 'હું માંદો નથી, હું દરિદ્ર નથી, હું દોષવાળો નથી,' એ વગેરે અર્થવાળી ભાવનાથી માંદવાડનો, દરિદ્રતાનો, અને દોષનો સદ્ભાવ પરોક્ષ રીતે પ્રથમ પોતામાં જોવામાં આવે છે, અને જો કે પાછળથી તેનો નિષેધ કરવામાં આવે છે, એ ખરૂં છે, તોપણ વારંવાર તેના સદ્ભાવનું સ્મરણ થવાથી નિષેધનું બળ જામતું નથી. આ વગેરે કારણો આપી તેઓ નિષેધાત્મક ભાવનાઓને બદલે વિધિમુખ ભાવના કરવી એ જ યોગ્ય છે, એમ પ્રબોધે છે. 'જગત્ ત્રણ કાળમાં થયું જ નથી' 'હું માંદો નથી' એ વગેરે વચનો બોલવાને બદલે 'બ્રહ્મ જ સર્વત્ર વ્યાપી રહ્યા છે' 'આદિ, મધ્ય અને અંતમાં ચિદાકાશ જ સર્વત્ર છે,' 'હું કેવળ આરોગ્યસ્વરૂપ છું,' આવાં વચનોને જ તેઓ અધિક યોગ્ય ગણે છે. પરંતુ નિષેધાત્મક ભાવના જો આગ્રહથી અને દૃઢ નિશ્ચયથી કરવામાં આવે છે, તો તે નિષ્ફળ જતી નથી.

નિષેધ પૃથક્કરણ કરી નાંખે છે—જે દૃઢ હોય છે, તેને શિથિલ કરી ઓગાળી નાંખે છે. સ્વીકાર સંયોગીકરણ કરી દૃઢ કરે છે. પ્રત્યેક મનુષ્યને બંનેનો ઉપયોગ કરવાના પ્રસંગો આવે છે.

ખરૂં છે કે નિષેધ કરવાથી, નિષેધ કરવામાં આવતી વસ્તુનું સ્મરણ થાય છે, પરંતુ તેથી તેના દૃઢ સંસ્કાર અંતઃકરણમાં પડતા હોય, એવું માનવાનું સબળ કારણ નથી.

પ્રતિકૂળ વસ્તુને પ્રતિકૂળરૂપે જાણવી, એ તે વસ્તુનો નાશ કરવાનું પ્રથમ પગથીયું છે.

મનુષ્ય નિષેધ જ માત્ર કર્યાં કરે, અને તેથી આગળ એક ડગલું પણ ન ભરે તો તો નિષેધ કરાતી વસ્તુનો નાશ કદાચ તે નહિ પણ કરી શકે.

જ્યારે કોઇ પ્રતિકૂળતાનું તમારા અંતઃકરણમાં અત્યંત ભાન થયા કરતું હોય ત્યારે તેના સામર્થ્યનો નિષેધ કરીને તે પ્રતિકૂળતાના ભાનને હૃદયમાંથી ઓગાળી નાંખવું, અને પછી ઇચ્છેલી અનુકૂળતાની ભાવના કર્યા કરવી, એ અધિક યોગ્ય છે.

પ્રતિકૂળને પ્રતિકૂળરૂપે જાણવું, એ પ્રતિકૂળનો લય કરવા માટે આપણે જે પગલાં ભરવાનાં છે, તેમાંનું માત્ર એક પગલું જ છે.

પરંતુ આપણે જાણીએ છીએ કે બે ઘન વસ્તુઓ એક જ સ્થળમાં કદી રહી શકતી નથી, તેથી જ્યારે આપણને પ્રતિકૂળની પ્રતિકૂળરૂપે ખાતરી થાય છે, ત્યારે તે જ સ્થળમાં અનુકૂળને સ્થાપવાનું અશક્ય સાહસ આપણે કરતા નથી.

આપણા જીવનમાં એવા પ્રસંગો બને છે કે જે સમયે અનુકૂળ વસ્તુની ભાવના કરવાનું કામ કેવળ બુદ્ધિવિરુદ્ધ ભાસે છે, કારણ કે પ્રતિકૂળ વસ્તુની પ્રાપ્તિનું આપણા અંતઃકરણમાં અત્યંત દૃઢ ભાન હોય છે. પથારીમાં પોતાની મેળે બેસી પણ ન શકાય એવા મનુષ્યને ' હું અત્યંત બળવાન્ શરીરવાળો છું ' એવી ભાવના કરવાનું કામ અત્યંત બુદ્ધિવિરુદ્ધ ભાસે છે.

આથી નિષેધાત્મક ભાવનાથી પ્રતિકૂળનું હૃદયમાંથી ભાન શિથિલ કર્યા પછી અથવા કાઢી નાંખ્યા પછી વિધિમુખ ભાવના કરવાનું કામ ઘણું સરળ થઇ પડે છે.

ભાવના કરનાર મનુષ્યની આડે બુદ્ધિ સર્વદા આવે છે. જ્યાં જે નથી ત્યાં તે છે, એવું બુદ્ધિ સ્વીકારી શકતી નથી. પ્રત્યક્ષ જ્યાં રોગનું ભાન થતું હોય ત્યાં આરોગ્યનો સ્વીકાર કરતાં બુદ્ધિ કંપી ઉઠે છે.

પ્રબળ કલ્પનાશક્તિવાળો મનુષ્ય ભાવના કરવાના ખરા મુદ્દાને સમજી શકે છે, અને એક ક્ષણમાં પ્રતિકૂળને પોતાના અંતઃકરણમાંથી ભૂસી નાંખીને તેને સ્થળે અનુકૂળ સ્થાપી શકે છે. પરંતુ જેઓ તર્કના અથવા બુદ્ધિના દાસ હોય છે, તેમને ક્રમપૂર્વક ભાવનાને સિદ્ધ કરવી પડે છે, અર્થાત્ તેમણે પ્રથમ નિષેધાત્મક ભાવના કરીને પછી વિધિમુખ ભાવના કરવાની હોય છે.

જેમ બને તેમ થોડી નિષેધાત્મક ભાવનાઓ કરો, પરંતુ તેમને અંતઃકરણઉપર અસર કરે, એવી રીતે કરો, અને તે પણ વિધિમુખ ભાવના કરતાં જ્યારે તેઓ વધારે સ્વાભાવિક જણાય ત્યારે જ કરો. વિધિમુખ ભાવના કરવા પૂર્વે કેટલી નિષેધાત્મક ભાવના કરવાની તમારે અગત્ય છે, તે સંબંધમાં તમારો અંતરાત્મા જ તમને સૂચન કરશે.

---

# શબ્દોનું ઉત્પાદક સામર્થ્ય.

શબ્દો સામર્થ્યમય હોય-છે.

' હું એક અનેકરૂપ થઇશ ' એવો સૃષ્ટિના આરંભકાલમાં માયાવિશિષ્ટ ચૈતન્યમાં શબ્દોચ્ચાર થતાં આ ચિત્રવિચિત્ર સૃષ્ટિની ઉત્પત્તિ થઇ હતી.

તે સમયે જ શબ્દોમાં ઉત્પાદક સામર્થ્ય હતું, અને આજે નથી, એમ કંઇ નથી. શબ્દોમાં સર્વ કાળ ઉત્પાદક સામર્થ્ય રહેલું હોય છે.

ઉત્પાદક સામર્થ્યને એક બિંદુમાં આવીને એકત્ર થવાનું; શબ્દો એ સ્થાન છે.

'હું અમુક કામ કરીશ' એવું જ્યારે આપણે બોલીએ છીએ ત્યારે આપણું સામર્થ્ય આપણા શબ્દોની પાછળ પાછળ ગતિ કરે છે.

પ્રત્યેક ઉચ્ચરેલા શબ્દથી આપણા મગજના પ્રદેશમાં એક પ્રકારની સ્પષ્ટ અસર ઉત્પન્ન થાય છે.

બળવાન્ અર્થાત્ પ્રતાપમય શબ્દો, રચવાનું કામ કરે છે. દુર્બળ શબ્દો તોડી નાંખવાનું અને અણુઅણુઓને છૂટા પાડી નાંખવાનું કામ કરે છે.

હદઉપરાંત બોલવામાં આવતા શબ્દો બળનો ક્ષય કરે છે; બિલકુલ ન બોલવાથી અથવા બોલવું જોઇએ તેના કરતાં પણ ઘણું જ ઓછું બોલવાથી ઉન્નતિ અટકવાનો સંભવ આવે છે.

વિશ્વના અવિક્રિય અને અનાદિ નિયમોવડે, જેવા શબ્દો આપણે ઉચ્ચરીએ છીએ તેપ્રમાણે આપણે માટે સર્વદા અભિપ્રાય બંધાયા કરે છે.

આપણી યોગ્યતા અથવા અયોગ્યતા આપણા શબ્દોવડે આ સંસારમાં નિત્ય આપણે દર્શાવીએ છીએ.

અસત્યથી ભરેલા, દુર્બળ, અને માયારહિત શબ્દો, જગતમાં પ્રવર્તી રહેલાં આંદોલનોમાં જો આપણે નાંખીએ છીએ તો આપણાં રોપેલાં બીજોપ્રમાણે જ આંદોલનોનો પાક આપણે લણીએ છીએ.

'મને આજે ઠીક લાગતું નથી' એવા શબ્દો જો આપણે બોલીએ છીએ, તો મંદવાડનાં દુઃખદ આંદોલનોને ગતિમાન્ થવામાં આપણે મદદ કરીએ છીએ, અને મંદવાડના જે વિચારો આખા જગતના વાતાવરણમાં હોય છે, તેમની સાથે આપણે સંબંધ બાંધીએ છીએ. આપણા શબ્દો જો આપણે લાગણીથી બોલેલા નથી હોતા તો તો આપણો મંદવાડ અલ્પ સમયમાં મટી જાય છે. પરંતુ જો આપણે તેના તે શબ્દો નિત્ય બોલીએ છીએ, અને લાગણીને અધીન રહીએ છીએ તો આપણો મંદવાડ આપણા શરીરમાં અધિક અને અધિક ઊંડાં મૂળ નાંખતો જાય છે.

અનેક મનુષ્યો જ્યાં ત્યાં બોલ્યા કરે છે કે "મારી વૃત્તિઓ મારે સ્વાધીન રહી શકતી નથી. મારૂં મન આખો દિવસ ભટક્યા કરે છે."

જો તમારા **શબ્દોઉપર અંકુશ રાખવાની** તમે સહજ સાવધાનતા રાખશો તો તમને જણાશે કે તમારા મનને અંકુશમાં રાખવાનું કામ અધિક સરળ થયું છે.

તમારા શબ્દો મધ્ય બિંદુ બને છે, અને તેની આજુબાજુ તમારા વિચારોનું બળ એકઠું થાય છે.

તમે ઢંગધડા વિનાની અસંબદ્ધ વાતો પ્રેમપૂર્વક કર્યા કરો છો તો તમારા મનને તમે ભટકવાનું જ શિક્ષણ આપો છો.

કારણ કે કર્મનો મહાન્ અને અનાદિ નિયમ, જેવું તમે રોપો છો તેવું જ તમને ફળ આપવાને માટે, કશો પણ અવાજ કર્યાવિના શાંતિથી ક્રિયા કર્યા જ કરે છે. શબ્દો બોલવા, એ એક પ્રકારની રોપવાની ક્રિયા છે.

આપણને સર્વને અનુભવ છે કે એક કઠોર, કટાક્ષમય અથવા ખોતરણાં કાઢનારો શબ્દ પોતાની જાતિના બીજા શબ્દોને, બીજાના મુખમાંથી કેટલા સત્વર બહાર કાઢે છે. બીજાને એક કઠોર શબ્દ સંભળાવનારને સામાના દશ કે સો કઠોર શબ્દ સાંભળવાનો કેટલો સત્વર પ્રસંગ આવે છે. એક મનુષ્યના અવિચારભરેલા શબ્દથી આખા કુટુંબમાં કેવી ભારે લડાઇ દિવસોના દિવસોસુધી ચાલ્યા કરે છે.

એથી ઉલટું, પ્રેમનો, ઉત્સાહનો અથવા પ્રશંસાનો એક જ મૃદુ શબ્દ ભારેમાં ભારે વિરોધને પણ કેટલા અલ્પ સમયમાં શમાવી દે છે, અને અશાંતિને સ્થળે શાંતિને પ્રવર્તાવી મૂકે છે.

મુખથી બોલવામાં આવતો શબ્દ એ વિચારના કરતાં ક્રિયાની ભૂમિકાની એક પગથીયું વધારે પાસે છે, અને ફળપ્રાપ્તિની ભૂમિકાની પણ તે એક પગથીયું વધારે પાસે છે.

મુખથી બોલવામાં આવતો શબ્દ એ વિચારનું સ્થૂલ રૂપ છે; અર્થાત્ વિચારને જો વરાળ કહીએ તો શબ્દ એ જળ છે.

બોલતી વખતે અંતઃકરણમાં થતી લાગણીના પ્રમાણમાં શબ્દમાં બળ હોય છે. શબ્દોની યોગ્યતાનો અથવા અયોગ્યતાનો વિચાર કર્યા વિના, અને જેની તમને અત્યંત તીવ્ર ઇચ્છા છે, તે જ વસ્તુને આ શબ્દો સૂચવનાર છે કે કેમ, તેના પ્રતિ જરા પણ લક્ષ આપ્યાવિના, અવિચારથી નજરમાં આવે તેમ જો તમે શબ્દોની ફેંકફેંક કરો છો, તો તમારા ઉત્પાદક સામર્થ્યના ભંડારને તમે ખાલી કરી નાંખો છો, અને તમારા શબ્દોમાં બળ આવતું નથી. તમારૂં બળ તેવે સમયે પાણીની પેઠે પ્રસરી જાય છે; તે જામીને ઉંડા જળના જેવું થતું નથી.

શબ્દોનો ઉપયોગ કરતાં જરા વધારે વિચાર કરવાની અને અધિક ઉંડાઉપણે તેમનો ઉપયોગ ન કરવાની સાવધાનતા રાખવાની પ્રત્યેક મનુષ્યને અગત્ય છે. અંતરની ઉંડી ઇચ્છાઓમાંથી શબ્દો સ્વાભાવિક રીતે ભલે બહાર નીકળે; પરંતુ તેમના પૃષ્ઠ ભાગમાં સબળ વિચારનું સામર્થ્ય ન હોય તો તેમને મુખમાંથી બહાર ન કાઢવા, એ જ સારૂં છે.

વિચારરહિત શબ્દો હાનિને પ્રકટાવે છે. સમુદ્રમાં મનુષ્યોવડે તજી દેવામાં આવેલા વહાણના જેવા તેઓ છે–આવું વહાણ કોઇ જગાએ જતું નથી, અને જેના સંબંધમાં આવે છે, તેને હાનિનું કારણ થઈ પડે છે.

મિત્રો એકઠા મળતાં, કંઈ પણ ન બોલવું, એ ઠીક નથી, એમ ધારી, તેમને પ્રસન્ન કરવાને માટે તથા 'વાત કરવાને ખાતર જ' વાતો કર્યા કરવી, એ જેમ હાનિને કરનાર છે, તેમ મૂર્ખતાને સૂચવનાર છે. તમારા શબ્દોમાં બળને અને રસને તમે સમર્પી ન શકતા હો તો ન બોલવું એ જ વધારે સારૂં છે. એમર્સનના સમાગમનો આનંદ તેના એક મિત્રે એક પ્રસંગે એક આખો દિવસ લીધો હતો, અને દિવસનો મોટો ભાગ તેઓ એકબીજાસાથે એક અક્ષર પણ બોલ્યા ન હતા.

નિરંકુશ શબ્દોમાંથી નિરંકુશ કૃત્યો કરવા તરફ મનુષ્યોનું વલણ થાય છે, અને તેના ન નિવારી શકાય એવા દુઃખદ પરિણામો તેમને સહન કરવા પડે છે. "આ જાતનો ખોરાક મને કદી પણ માફક આવતો નથી" એવા શબ્દો જો તમે બોલો છો તો તમે તત્કાળ તમારા જઠરના સ્નાયુઓને અને અંદરની ત્વચાને સંસક્ત (તંગ, tight) કરો છો, અને તેથી તમે ગ્રહણ કરેલા આહારનું રુધિર થતું નથી;અને તમારા ખાધેલા ખોરાકને પચા-

વવાનો કુદરતનો પ્રયત્ન છતાં પણ તમારા શબ્દોમાં રહેલું સામર્થ્ય તેને જરા પણ ફાવવા દેતું નથી, અને તેથી તમારા ઉદરમાં તે ખોરાક પથરો પડ્યો હોય તેની પેઠે પડી રહે છે. તમે કહો છો કે" આ ખોરાક મને માફક આવતો નથી," પણ વસ્તુતઃ તમે પોતે તે ખોરાકને માફક આવતા નથી. આ પ્રકારની સ્થિતિ સુધારવાનો એક જ માર્ગ છે, અને તે એ કે તમારા પૂર્વનાં ભૂલભરેલાં કથનોનો સમૂળ ત્યાગ કરવો, અને તેમને બદલે જેનો તમારે અનુભવ કરવાની ઇચ્છા હોય તેવાં કથનોને બોલવા માંડવાં.

શબ્દોવડે જ આપણે દાસત્વને પામ્યા છીએ, અને શબ્દોવડે જ અંતે આપણે મુક્ત થઇશું.

મૃત્યુના, રોગના, વૃદ્ધાવસ્થાના, દરિદ્રતાના અને એવી જ બીજી દુઃખદ સ્થિતિઓના માનવ પ્રજાવડે ઉચ્ચારવામાં આવતા સેંકડો અને હજારો શબ્દોએ, વાતાવરણને પોતાનાં આંદોલનોના સામર્થ્યથી એટલું બધું તો ભરી નાંખ્યું છે કે આજે તેમનું જ સર્વત્ર સામ્રાજ્ય વ્યાપી ગયું છે, અને તેમની સત્તાથી ઉગરવાનું કામ આપણને અત્યંત કઠિન થઇ પડ્યું છે.

પરંતુ જો આપણે અખંડ યૌવનના, અખંડ જીવનના, સર્વવ્યાપક પ્રેમના અને એવા જ બીજા ઉંચી સ્થિતિને સૂચવનાર શબ્દોનાં આંદોલનોથી આપણી આજુબાજુના વાતાવરણને ભરવા માંડીએ તો આ વિરોધી આંદોલનોની દુઃખજનક સત્તાથી આપણે મુક્ત થઇએ.

આથી નજરમાં આવે તેવા અવિચારથી ભરેલા શબ્દો ન બોલતાં પ્રત્યેક મનુષ્યે જે સુખદ સ્થિતિની પોતાને ઇચ્છા હોય તે જ સ્થિતિને સૂચવનારા શબ્દો બોલવા, એ યોગ્ય છે. ઉદાહરણ તરીકે, " હું દિવસે દિવસે અધિક નબળો થતો જાઉં છું, મારી સ્મરણશક્તિ દિવસે દિવસે ક્ષીણ થતી જાય છે, મારી ધનસંબંધી સ્થિતિ દિવસે દિવસે અધિક બગડતી જાય છે, મારા કુટુંબી જનોસાથે મારો વિરોધ અધિક અધિક દૃઢ થતો જાય છે," એ વગેરે પ્રતિકૂળ શબ્દોનો ઉચ્ચાર ન કરતાં, " હું દિવસે દિવસે અધિક બળવાન થતો જાઉં છું, મારી સ્મરણશક્તિ દિવસે દિવસે તેજસ્વી થતી જાય છે," એ વગેરે અનુકૂળ શબ્દોનો જ જ્યારે ત્યારે ઉચ્ચાર કરવો, અને તેમનો ઉચ્ચાર કરતાં તેમાં બળ તથા રસને સમર્પવાં.

---

# कल्याणकारक विचारो.

બીજાઓને તોડી પાડવામાં સમયનો વ્યર્થ ઉપયોગ ન કરો; તમારો સમય તમને પોતાને જ વધારે સારા રચવામાં ગાળો, અને તમારી પોતાની ઉત્તમ રચના કરવાની એટલી બધી બાકી છે છે કે હજાર અથવા દશ હજાર વર્ષનું તમને આયુષ્ મળ્યું હોય તોપણ તે પૂરતું થાય તેમ નથી. તમે ગમે તે કરતા હો તોપણ તમારી ઉન્નતિ કરવા તરફ જ ધ્યાન આપજો. બીજાઓને તોડી પાડવામાં તમે જે સમય ગાળો છો તે તમારી ઉન્નતિને રોકી રાખનાર છે, એટલું જ નહિ, પણ તેના ઉપર કુહાડો મારનાર છે.

તોડી પાડવું સહેલું છે; બાંધવું કઠિન છે. તોડી પાડવાનો સ્વભાવ જ્યારે મનુષ્યની અવનતિ કરે છે, ત્યારે બાંધવાનો સ્વભાવ વૈભવાદિને આપે છે, એટલું જ નહિ પણ સુખને તથા શાંતિને આપે છે. તોડી પાડવાનો સ્વભાવ, બીજાને હાનિ કરીને જ પોતાને લાભ કરે છે, પરંતુ તેના લાભથી સુખ તથા શાંતિ કદી મળતાં નથી, અને તે સ્થાયી તો હોતો જ નથી.

* * * *

વ્યાપારની શાખામાં જો તમારે વિજય મેળવવાની ઇચ્છા હોય તો તમે જાતે અધિક સુધરો, અને તમારા કામને અધિક સુધારો; વધારે સારો માલ ઉત્પન્ન કરો, પણ તમારા હરીફોની વિરુદ્ધમાં એક અક્ષર પણ ન બોલો. બીજાઓની વિરુદ્ધ બોલવાથી તમારા પોતાના મનમાં અવ્યવસ્થા ઉત્પન્ન થવાની; અને અવ્યવસ્થ મન પોતાનાં કાર્ય સર્વોત્તમ પ્રકારે કરી શકતું નથી. આથી કોઇના વિરુદ્ધ બોલવું, કોઇના ઉપર ટીકા કરવી, અથવા કોઇને તોડી પાડવો, એ આપણી પોતાની અવનતિ કરનાર છે. તમારી પોતાની ઉન્નતિ કરવા માટે તમારે તમારા સર્વ સામર્થ્યની જરૂર છે; બીજાઓને તોડી પાડવા માટે તેને વાપરવા જેટલી સીલક તમારી પાસે છે જ નહિ.

* * * *

જગતને સર્વોત્તમ જોઇએ છે; સર્વોત્તમને ઉત્પન્ન કરો, અને તમે પૂરી પાડી શકો તેના કરતાં ઘણી જ વધારે માગણીઓ તમારા ઉપર આવશે. પરંતુ સર્વોત્તમને ઉત્પન્ન કરવાને માટે તમારું મન વ્યવસ્થાવાળું હોવું જોઇએ; અને તોડી પાડવાના સ્વભાવવાળા મનુષ્યોનાં મન વ્યવસ્થાવાળાં ન હોવાથી તેઓ સર્વોત્તમને ઉત્પન્ન કરવાને સર્વદા અસમર્થ જ રહે છે. આથી સર્વોત્તમને ઉત્પન્ન કરવાને માટે તમારે રચવાનો સ્વભાવ જ સર્વદા રાખવો જોઇએ.

* * * *

તમારા વિચારો તમને ઉચ્ચ લાગતા હોય, અને બીજા મનુષ્યો તેમનો સ્વીકાર કરે એવી તમારી ઇચ્છા હોય તો બીજાઓના વિચારોનું હાસ્ય કરશો નહિ, અથવા તેમના ઉપર ટીકા કરશો નહિ. બીજાઓના નિશ્ચયો ખોટા છે, અથવા ઉતરતા પ્રકારના છે, એવું સિદ્ધ કરવાનો પ્રયત્ન કરવામાં નકામો સમય ગુમાવતા નહિ. તમારા વિચારોને આચારમાં મૂકીને તેનાં ઉત્કૃષ્ટ ફળ જગતને પ્રત્યક્ષ દર્શાવવામાં તમારા સમયનો અને બળનો ઉપયોગ કરો, અને આ રીતે, બોલીને નહિ, પણ ફળને દર્શાવીને, તમારા વિચારોની ઉત્કૃષ્ટતાને સિદ્ધ કરો.

* * * *

જેનામાં ઉત્કૃષ્ટતા હોય છે, તે પોતાની ઉત્કૃષ્ટતા સિદ્ધ કરી શકે છે; પરંતુ નિકૃષ્ટના સામા થવું, એ ઉત્કૃષ્ટતાને દર્શાવનાર ચિહ્ન નથી. મોટાને નાનાની સાથે લડવાની જરૂર જ નથી. તારામાં ઓછો પ્રકાશ છે, એમ દીપકને કહેવાની સૂર્યને અગત્ય જ નથી. સૂર્યે પ્રકાશવું, અને કોણ વધારે પ્રકાશવાળું છે, અને કોણ ઓછા પ્રકાશવાળું છે, તે સ્વતઃ સિદ્ધ થઇ જશે. મોટાએ પોતાની મહત્તાને દર્શાવવી, અને નાનાની લઘુતા સ્વત પ્રકાશ થઇ જશે.

* * * * (અપૂર્ણ.)

## 'સાધનસમારંભ' ફંડમાં દ્રવ્ય અર્પનાર સજ્જનોની નામાવલિ.

| | | |
|---|---|---|
| રા. રા. ચંદુલાલ શંકરલાલ (આત્મોન્નતિનિમિત્ત) ... ... | પેટલી. | રૂ. ૫-૦-૦ |
| રા. રા. દ્વારકાંદાસ હરિદાસ (શુભેચ્છાનિમિત્ત) ... ... | કલકત્તા. | રૂ. ૧-૦-૦ |
| રા. રા. દ્વારકાંદાસ હરિદાસ (રા. રા. છોટાલાલ જીવનલાલના દીર્ઘાયુનિમિત્ત) ... ... ... ... | કલકત્તા. | રૂ. ૧-૦-૦ |
| રા. રા. આનંદજી દેવીદાન (શુભ સંકલ્પનિમિત્ત) ... ... | ,, | રૂ. ૨-૦-૦ |
| એક શ્રેયસાધક સ્ત્રી ... ... ... ... ... | વડોદરા. | રૂ. ૧-૦-૦ |
| રા. રા. દવે જટાશંકર ચત્રભુજ ... ... ... ... | સિંહાસ્તી. | રૂ. ૦-૮-૦ |
| રા. રા. છોટાલાલ જટાશંકર જાની (પોતાના પૂજ્ય પિતૃશ્રીની સદ્‌ગતિ નિમિત્ત) ... ... ... ... | પામગામ. | રૂ. ૫-૦-૦ |
| રા. રા. રામજી પ્રજારામ પારેખ (મેરખીવાળા) ... ... | કરાંચી. | રૂ. ૨-૦-૦ |
| રા. રા. ડાહ્યાભાઈ લલ્લુભાઈ મોદી. ... ... ... | અમદાવાદ. | રૂ. ૫-૦-૦ |
| રા. રા. જીવનલાલ મોતીચંદ. ... ... ... ... | કલકત્તા. | રૂ. ૨-૦-૦ |
| રા. રા. ભોગીલાલ હરગોવિંદ (પોતાની પુત્રી પદ્માવતીની સદ્‌ગતિ નિમિત્ત)... ... ... ... | જખડીયા. | રૂ. ૧-૦-૦ |
| ઇંદિરાગૌરી બ્હેન (હસમનગૌરી બ્હેનના શ્રેયાર્થે) ... ... | સુરત. | રૂ. ૪-૦-૦ |
| રા. રા. લલ્લુભાઈ ગાંડાભાઈ (પોતાના ભાઈ હરિકરલાલની ઉન્નતિ નિમિત્ત) ... ... ... ... | ગોધરા. | રૂ. ૨-૦-૦ |
| રા. રા. મોતીલાલ માણેકલાલ ચોકસી (પોતાના પિતાના શ્રેયનિમિત્ત) | ભરૂચ. | રૂ. ૧-૦-૦ |
| રા. રા. મગનલાલ તાપીદાસ (પોતાની પુત્રીની સદ્‌ગતિનિમિત્ત) | ભાવનગર. | રૂ. ૨-૦-૦ |
| રા. રા. મોતીભાઈ હીરાભાઈ (ગૌની વ્યાધિનિવૃત્તિનિમિત્ત) | દોહદ. | રૂ. ૧-૦-૦ |
| રા. રા. પટેલ શિવલાલ પ્રહ્લાદજી (પુત્ર પ્રાપ્તિનિમિત્ત) ... | ,, | રૂ. ૧-૦-૦ |
| રા. રા. રણછોડ હરજીવન. ... ... ... ... | ગારીઆધર. | રૂ. ૧-૦-૦ |
| કેટલાક સજ્જનો. ... ... ... ... | મદ્રાસ. | રૂ.૧૩-૦-૦ |

Registered N.B. I



रूप (पुस्तक) २३. पौष कृष्ण० १४. संवत् १९६७. दर्शन (अंक) ३.

श्लोकः ।

कदली कमलं न वा हिमं
मलयोत्थं घनपोहितुं समम् ।
त्वदंघ्रिवियोगपावको
हृदये मा स कदाचनेध्यताम् ॥

અર્થ:—હે ભગવન્! આપના ચરણના વિયોગરૂપ જ્વરાગ્નિ, જેને ટાળવા કેળ, કમળ, બરફ કે ચંદન કશું સમર્થ નથી, તે અમારા હૃદયમાં કદાપિ ધગધગી રહો મા !

---

प्रसिद्ध करनार

श्रेयस्साधकअधिकारिवर्ग—वडोदरा.

તરફથી

અમદાવાદ—શ્રી "સત્યવિજય" પ્રિન્ટિંગ પ્રેસમાં શા. સાંકળચંદ હરિલાલે છાપી પ્રસિદ્ધ કર્યું.

---

વાર્ષિક લવાજમ પોસ્ટેજસાથે રૂ. ૨-૦-૦ વર્ષના આરંભમાં જ.

# प्रभानुक्रमणिका.




रूप (पुस्तक) २३.—पौष कृष्ण० १४, संवत् १९६७. दर्शन ( अंक ३. )

॥ ॐ श्रीं ॥

# इष्टश्रीमां तन्मय वृत्तिना उद्गार.

પદ.

હૃદય મારૂં પ્રભુના હૃદયશું મળ્યું,
રહે ન કશાથી ખળ્યું; હૃદય૦
પ્રભુહૃદયથી મુજ હૃદય એક થયું,
દુધમાં ક્ષુરૂં[1] ભળ્યું; હૃદય૦
એકરૂપ થતાં કોનું હૃદય કયું
તે નવ જાય કળ્યું; હૃદય૦
સરિતાનું જળ અન્ય માર્ગ ત્યજી,
સિંધુપ્રતિ જ વળ્યું; હૃદય૦
જ્યાં જે જોઇતું તેમાં તે ગયું,
ઘી ખીચડીમાં ઢળ્યું; હૃદય૦
પ્રભુરૂપ થાતાં, પ્રભુએ કળ્યું જે,
સઘળું મેં તે કળ્યું;[2] હૃદય૦
પ્રભુનું મન જેમાંહિ હળેલું,

૧ ખાંડ. ૨ પ્રભુની ઇચ્છા એ જ મારી ઇચ્છા થઈ રહી.

મુજ મન તેમાં હળ્યું;[1] હૃદય૦
પ્રભુનું હું, એ મુજ હું થાતાં,
દુઃખ હું થી દૂર પળ્યું: હૃદય૦
પ્રભુથી એક સ્વરૂપ બની રહેતાં,
હર્ષે હૃદય ઉછળ્યું: હૃદય૦

---

# ब्रह्मसूत्र अथवा ब्रह्ममीमांसा.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૪૫ થી )

વળી બૌદ્ધમતપ્રમાણે ઉત્પત્તિ અને નિરોધ–જન્મ અને ધ્વંસ–એનું નિરૂપણ જ થઈ શકે તેમ નથી. જે વસ્તુની ઉત્પત્તિ અથવા નિરોધ થાય છે તે વસ્તુના સ્વરૂપરૂપ એ ઉત્પત્તિ અને નિરોધ છે કે એ વસ્તુની અન્ય અવસ્થારૂપ છે કે એ ભિન્ન વસ્તુરૂપ છે ! ત્યાં જો વસ્તુના સ્વરૂપરૂપ જ જન્મ અને ધ્વંસ હોય તો એ શબ્દો અને વસ્તુ શબ્દ એ સર્વ પર્યાયરૂપ જ થવા જોઇએ, પણ તેમ તો છે નહિ. મધ્યવર્તિ વસ્તુના આદિ અને અંત એ બે શબ્દોના અર્થ છે અને તેથી વસ્તુશબ્દ અને એ બે શબ્દોના અર્થમાં વિશેષ છે એમ કહો તો એ વસ્તુ આદિ, મધ્ય અને અંત એમ ત્રણ ક્ષણસાથે સંબંધવાળી થાય છે, ત્રિક્ષણાવસ્થાયી છે એમ માનવું જોઇએ અને તેમ થતાં વસ્તુ ક્ષણિક છે એ અભ્યુપગમની હાનિ થાય છે. જન્મ અને ધ્વંસ–ઉત્પાદ અને નિરોધ–એ વસ્તુથી અત્યંત વ્યતિરિક્ત વસ્તુઓ છે. જેમ અશ્વ અને મહિષવત્ અત્યંત ભિન્ન છે તેમ વસ્તુ અને ઉત્પાદનિરોધ અત્યંત ભિન્ન છે એ તૃતીય વિકલ્પ સ્વીકારો તો અત્યંત ભેદ હોવાથી જેમ અશ્વ મહિષથી સ્પર્શને પામતો નથી અને મહિષ અશ્વના સ્પર્શથી રહિત રહે છે, તેમ વસ્તુ ઉત્પાદ અને નિરોધથી અસ્પૃષ્ટ થશે અને તેમ થતાં તો વસ્તુ ઉત્પત્તિવિનાની અને નિરોધવિનાની અર્થાત્ શાશ્વત છે એમ ઠરશે. વસ્તુનું દર્શન થયું એ વસ્તુની ઉત્પત્તિ છે અને અદર્શન થયું એ એનો નિરોધ છે એમ માનવામાં પણ દર્શન અને અદર્શન દ્રષ્ટાના ધર્મરૂપ છે અને વસ્તુના ધર્મરૂપ નથી તેથી વસ્તુ દર્શનરૂપ ઉત્પાદથી અને અદર્શનરૂપ નિરોધથી અસંસ્પૃષ્ટ હોવાથી પુનઃ શાશ્વત જ ઠરશે. તેથી સર્વ પ્રકારે પૂર્વક્ષણ ઉત્તર ક્ષણનો હેતુ બૌદ્ધમતપ્રમાણે થઈ શકે તેમ નથી એ સિદ્ધ થાય છે.

બૌદ્ધમતપ્રમાણે કાર્યસમુત્પાદ બે પ્રકારના માનવામાં આવ્યા છે; (૧) હેતુને અધીન અને (૨) કારણસમુદાયને અધીન. અવિદ્યાથી સંસ્કાર ઉત્પન્ન થાય છે ઇત્યાદિમાં એક વસ્તુ અન્યના હેતુરૂપ છે. તેથી અહિં હેતુઅધીન કાર્યસમુત્પાદ છે. પૃથિવ્યાદિનો સમુદાય કાર્યની ઉત્પત્તિ કરે છે તેથી શરીરાદિ કાર્યોનો સમુત્પાદ કારણસમુદાયને અધીન છે. આ બેમાં દ્વિતીય કાર્યસમુત્પાદનું પૂર્વ સૂત્રમાં શ્રીસૂત્રકારે ખંડન કર્યું છે અને અવિદ્યાદિ ઇતરેતરની ઉત્પત્તિના હેતુ છે એનું એટલે પ્રથમ પ્રકારના કાર્યસમુત્પાદનું શ્રીસૂત્રકારે આ રીતે આ

---

[1] પ્રભુનો પ્રેમ જ્યાં જ્યાં પ્રકટ્યો હતો ત્યાં મારો પણ પ્રકટ્યો, અર્થાત્ સર્વમાં વિધિનિષેધવિનાનો આત્મભાવનો પ્રેમ બંધાયો.

સૂત્રમાં ખંડન કર્યું; એની સામે બૌદ્ધ એવું કહે કે હેતુવિના જ કાર્યની ઉત્પત્તિ થાય છે એમ હું માનું છું તો તેની સામે શ્રીસૂત્રકાર હવે જણાવે છે.

**असति प्रतिज्ञोपरोधो यौगपद्यमन्यथा ॥ २१ ॥**

**સૂત્રાર્થઃ—**હેતુવિના કાર્યની ઉત્પત્તિ થાય છે એમ કહો તો પ્રતિજ્ઞાહાનિ પ્રાપ્ત થાય છે અને અન્યથા હેતુ અને કાર્યનું યૌગપદ્ય પ્રાપ્ત થાય છે.

આ સૂત્રમાં એ કહ્યું કે હેતુવિના જ કાર્ય ઉત્પન્ન થાય છે એવું જો કહેવામાં આવે તો તે પણ ચાલે તેમ નથી. કારણ કે તેમ લેતાં પ્રતિજ્ઞાહાનિરૂપ દોષ પ્રાપ્ત થાય છે. **चतुर्विधान् हेतून् प्रतीत्य चित्तचैत्ता उत्पद्यन्ते** એવી બૌદ્ધપ્રતિજ્ઞા છે. એમાં એ કહ્યું કે વિષય, કરણ, સહકારિ અને સંસ્કાર એ ચાર પ્રકારના હેતુ છે. જેમ કે નીલવિજ્ઞાન ઉત્પન્ન થાય છે ત્યાં નીલ વસ્તુ એ આલંબન પ્રત્યય છે અને એ વિષય છે; ચક્ષુ ઇન્દ્રિય કરણ છે અને તે અધિપતિ પ્રત્યય કહેવાય છે; બાહ્ય પ્રકાશરૂપ આ લોક તે સહકારિ પ્રત્યય છે અને સમનન્તર પૂર્વ પ્રત્યય એ સંસ્કાર છે. આ પ્રકારે આલંબન પ્રત્યયરૂપ વિષય, અધિપતિ પ્રત્યયરૂપ કરણ, સહકારિ પ્રત્યયરૂપ સહકારિ કારણ અને પૂર્વ પ્રત્યયરૂપ સંસ્કાર એ ચાર પ્રકારના હેતુઓને લઈને રૂપાદિ વિજ્ઞાનરૂપ ચિત્ત ઉત્પન્ન થાય છે અને એ જ પ્રમાણે સુખાદિ ચૈત્તની ઉત્પત્તિમાં પણ એ ચાર પ્રકારના હેતુઓ હોય છે. આ પ્રતિજ્ઞામાં હેતુને લઈને કાર્યની ઉત્પત્તિ કહી છે અને હવે જો હેતુવિના કાર્ય ઉત્પન્ન થાય છે એમ કહેવામાં આવે તો તેથી આ પ્રતિજ્ઞાની હાનિ થાય છે. આટલું જ નહિ પણ વિનાહેતુ જો કાર્ય ઉત્પન્ન થતું હોય તો સર્વ કાર્યની સર્વત્ર ઉત્પત્તિ થવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે. તેથી નિર્હેતુક કાર્યોત્પત્તિ સ્વીકારાય તેમ નથી.

હવે એવું કહેવામાં આવે કે સહેતુક કાર્યોત્પત્તિ થાય છે એ પક્ષ અમે સ્વીકારીએ છીએ અને ઉત્તર ક્ષણની ઉત્પત્તિ થાય ત્યાંસુધી પૂર્વક્ષણ સ્થિત થાય છે એમ લઇએ છીએ તો તે પણ અયુક્ત છે. કેમકે એમ લેવામાં હેતુ અને કાર્ય બંનેનું યૌગપદ્ય–સમકાલીનત્વ પ્રાપ્ત થાય છે અને તે સ્વીકારતાં પુનઃ અન્ય પ્રતિજ્ઞાની હાનિ થાય છે. **क्षणिकाः सर्वे संस्काराः** સર્વ આદ્યન્તવાળા ભાવો ( કે જે અહિં સંસ્કાર કહ્યા છે તે ) ક્ષણિક છે, ક્ષણમાત્ર જ રહેનારા છે–આ પ્રતિજ્ઞાની હાનિ આ યૌગપદ્યનો સ્વીકાર કરતાં થાય છે. તેથી સર્વથા ઉત્તર ક્ષણની ઉત્પત્તિ પૂર્વ ક્ષણથી થાય છે એ માનવું અસિદ્ધ છે.

આપ્રમાણે ઉભય પ્રકારના કાર્યસમુત્પાદનું ક્ષણિકત્વપક્ષમાં અસમીચીનપણું સિદ્ધ કરી એ મતમાં અન્ય દૂષણ શ્રીસૂત્રકાર આપે છે.

**प्रतिसंख्याप्रतिसंख्यानिरोधाप्राप्तिर विच्छेदात् ॥ २२ ॥**

**સૂત્રાર્થઃ—**( પરાભિમત ) પ્રતિસંખ્યાનિરોધ અને અપ્રતિસંખ્યાનિરોધનો અસંભવ છે કેમકે સંતાનિ તથા સંતાન બંનેમાંથી કોઇનો વિચ્છેદ થતો નથી.

વૈનાશિક એવું કહે છે કે **बुद्धिबोध्यं त्रयादन्यत् संस्कृतं क्षणिकं च** બુદ્ધિબોધ્ય એટલે પ્રમેય માત્ર તુચ્છરૂપ ત્રણથી ભિન્ન છે અને ઉત્પાદ્ય છે તથા ક્ષણમાત્ર રહેનાર હોવાથી ક્ષણિક છે. આ ત્રણ જે તુચ્છરૂપ છે તે પ્રતિસંખ્યાનિરોધ, અપ્રતિસંખ્યાનિરોધ અને આકાશ છે. સતરૂપ ભાવને હું અસત્ કરૂં એ પ્રકારની સંખ્યા–બુદ્ધિ–તે પ્રતિસંખ્યા છે અને એ બુદ્ધિપૂર્વક કોઇ પણ ભાવનો નિરોધ–વિનાશ થાય તે પ્રતિસંખ્યા નિરોધ છે. સ્તંભા-

દિ જે સ્વભાવથી ભંગુર છે તેનો અબુદ્ધિપૂર્વક નિરોધ થવો તે અપ્રતિસંખ્યા નિરોધ છે. આવરણનો અભાવ તે આકાશ છે. આ ત્રણે પદાર્થ અવસ્તુ છે, અભાવરૂપ છે અને નિસ્વરૂપ હોવાથી નિરુપાખ્ય કહેવાય છે. આ રીતે ત્રણ અવસ્તુરૂપ પદાર્થ બૌદ્ધ માને છે તેમાં આ સૂત્રથી એ કહેવામાં આવ્યું કે પ્રથમના બેનો–પ્રતિસંખ્યા નિરોધ અને અપ્રતિસંખ્યા નિરોધ એ બેનો અસંભવ છે. કારણ કે એ બે કાં તો સંતાનના હોય અથવા સંતાનિના હોય. સર્વ ભાવો–પદાર્થો તે સંતાનિ કહેવાય છે અને તેમનો કારણકાર્યરૂપે જે પ્રવાહ ચાલવો તેનું નામ સંતાન છે. ત્યાં આ નિરોધ સંતાનના હોઇ શકે તેમ નથી કારણ કે એમાં જે સંતાનિ છે તેમાંનો ચરમ ક્ષણિક પદાર્થ અન્ય ક્ષણિક પદાર્થને ઉત્પન્ન કરે છે કે નહિ ? જો એ ઉત્પન્ન કરે છે એમ કહો તો એ પોતે ચરમ છે એ અસિદ્ધ છે. જો ઉત્પન્ન નથી કરતો એમ કહો તો એ ચરમ ક્ષણિક પદાર્થ પોતે અસત્ ઠરે છે. બૌદ્ધમત પ્રમાણે જે અર્થ ક્રિયાકારી હોય છે તે સત્ કહેવાય છે અને તે જ સત્ કહેવાય છે, તેથી ચરમ ક્ષણિક પદાર્થ અન્યને ન ઉત્પન્ન કરે તો એ પોતે અસત્ ઠરે છે અને એ અસત્ ઠરે એટલે એની પૂર્વનો અસત્, તેની પૂર્વનો અસત્ એમ સર્વ અસત્ ઠરે છે. તેથી સર્વ સંતાનમાં સંતાનિ હેતુ ફલરૂપે પ્રવૃત્ત થતા રહેવાથી અને કોઇ પણ ચરમ ન હોવાથી સંતાનનો વિચ્છેદ થવો અસંભવિત છે, માટે સંતાનના આ બે નિરોધ હોઈ શકે તેમ નથી.તેમ જ સંતાનિરૂપ ભાવ પદાર્થનો પણ એ બેમાંથી કોઇ પ્રકારનો નિરોધ હોવા સંભવ નથી. કોઇપણ ભાવ પદાર્થનો નિરન્વય અને નિરુપાખ્ય વિનાશ સંભવતો જ નથી. ઘટ, કપાલ, મૃત્તિકા ઇત્યાદિ સર્વ અવસ્થામાં " તે જ મૃત્તિકા છે. " એ પ્રકારનું પ્રત્યભિજ્ઞાન થાય છે તેથી કપાલરૂપ અવસ્થામાં અથવા ઘટરૂપ અવસ્થામાં મૃત્તિકાનો વિનાશ, વિચ્છેદ માનવો પ્રમાણગમ્ય છે, બીજમાંથી અંકુર થાય છે, અંકુરમાંથી વૃક્ષ થાય છે ઇત્યાદિ સ્થલે આવી સ્પષ્ટ પ્રત્યભિજ્ઞા થતી નથી પણ ત્યાં પણ મૃત્તિકા આદિના દૃષ્ટાન્તથી અવિચ્છેદનું અનુમાન કરી શકાય છે, તેથી કોઇ પણ ભાવ પદાર્થનો આવો નિરોધ થાય છે એમ માનવામાં લેશ પણ પ્રમાણ નથી. માટે સંતાનિનો પણ આ નિરોધ નથી; તેથી ઉભય રીતે આ બને નિરોધનો અસંભવ છે.

આપ્રમાણે આ સૂત્રથી સામાન્ય રૂપે આ ઉભય પ્રકારના નિરોધનો અસંભવ પ્રતિપાદન કર્યો. હવે આ નિરોધના અંદર અવિદ્યાદિનો નિરોધ જે બૌદ્ધ સ્વીકારે છે તેનું ખંડન શ્રીસૂત્રકાર કરે છે.

કરે છે તે અનર્થક ઠરે છે. આ રીતે બન્ને રીતે દોષાપત્તિ આવે છે; અને તેથી એ દર્શન અસંગત છે.

આ રીતે ૨૨ મા સૂત્રની વ્યાખ્યામાં કહેલા ઉભય પ્રકારના નિરોધનું ખંડન કર્યું. હવે એ જ સૂત્રની વ્યાખ્યામાં તૃતીય જે આકાશ માન્યું છે તેનું શ્રીસૂત્રકાર ખંડન કરે છે.

**आकाशे चाविशेषात् ॥ २४ ॥**

**સૂત્રાર્થ:—**આકાશ વસ્તુરૂપ છે એ પ્રકારની પ્રતીતિ થાય છે તેથી આકાશને નિરુપાખ્ય માનવું અનુચિત છે.

પ્રતિસંખ્યા અને અપ્રતિસંખ્યા નિરોધ એ બે નિરૂપાખ્ય છે એનું ખંડન પૂર્વ સૂત્રોમાં કર્યું છે અને આ સૂત્રથી એ જણાવ્યું કે જેમ આ બે નિરોધને નિરૂપાખ્ય માનવામાં પ્રમાણ નથી તેમ આકાશ તે આવરણના અભાવ માત્રરૂપ છે એમ માનવામાં પણ પ્રમાણ નથી. આકાશ વસ્તુરૂપ છે એવી પ્રતીતિ જ થાય છે. પ્રથમ તો શ્રુતિ કહે છે કે '**आत्मन आकाश संभूतः**—આત્મામાંથી આકાશ ઉત્પન્ન થયું છે. આ આદિ શ્રુતિથી આકાશની વસ્તુતા સ્પષ્ટ સિદ્ધ થાય છે. શ્રુતિ ન માનનાર અથવા આકાશની વસ્તુરૂપતા ન સ્વીકારનાર પ્રતિશબ્દરૂપ ગુણને હેતુ લઇ એ વસ્તુરૂપતાની અનુમાનથી સિદ્ધિ કરી શકાય છે. ગંધાદિ જે જે ગુણો છે તે પૃથિવ્યાદિ વસ્તુમાં જ આશ્રિત છે એ આપણે જોઇએ છીએ તેથી શબ્દરૂપ ગુણનો આશ્રય પણ અવસ્તુ ન હોતાં કોઈ વસ્તુરૂપ પદાર્થ જ હોવો જોઇએ. આ રીતે અનુમાન પ્રમાણથી પણ આકાશની વસ્તુરૂપતા સિદ્ધ થાય છે. વળી જો આકાશને આવરણનાં અભાવરૂપ બૌદ્ધ માને છે તેમ માનવામાં આવે તો આકાશમાં એક પક્ષી ઉડ્યું, એટલે હવે એ પક્ષીરૂપ આવરણ ત્યાં વિદ્યમાન થયું તેથી આવરણનો અભાવ રહ્યો નહિ અર્થાત્ આકાશ રહ્યું નહિ તેથી અન્ય પક્ષી ઉડી શકવું નહિ જોઇએ, કેમકે તે ઉડવા તૈયાર થાય ત્યારે તેને અવકાશ રહેતો નથી. આના ઉત્તરમાં જો એવું કહેવામાં આવે કે ઉડેલા પક્ષીની વિદ્યમાનતા એક પ્રદેશમાં છે અને તેથી ભિન્ન પ્રદેશમાં આવરણનો અભાવ છે માટે ત્યાં આ દ્વિતીય પક્ષી ઉડી શકશે, તો અમે કહીએ છીએ કે જે પ્રદેશરૂપ ભાવ વસ્તુવડે આવરણના અભાવને તમે વિશિષ્ટ કરો છો તે પ્રદેશરૂપ ભાવ વસ્તુ જ આકાશ છે અને આવરણનો અભાવ તે આકાશ નથી. આટલું જ નહિ પણ આવરણના અભાવમાત્રને આકાશ માનનાર બૌદ્ધને પોતાના અભ્યુપગમથી જ વિરોધ પ્રાપ્ત થાય છે. બૌદ્ધ ગ્રંથમાં **पृथिवी भगवन् किं सन्निश्रया**—હે ભગવન્! પૃથિવી કોને આશ્રયે છે—ઇત્યાદિ પ્રશ્ન પ્રતિવચનનો પ્રવાહ આપ્યો છે. તેમાં છેવટે વાયુને આશ્રયરૂપે કહી પછી **वायुः किं सन्निश्रयः**—વાયુનો આશ્રય કોણ—એવો પ્રશ્ન કરી તેના ઉત્તરમાં જણાવવામાં આવ્યું છે કે **वायुराकाशसन्निश्रयः**—વાયુનો આશ્રય આકાશ છે. આકાશ જો જલાદિની માફક વસ્તુરૂપ હોય તો જ આ પ્રતિવચન સંભવે છે અને આકાશ અવસ્તુરૂપ હોય તો આ અસમંજસ ઠરે છે. તેથી આ રીતે પણ આકાશને અવસ્તુરૂપ માનવું અયોગ્ય છે. તેથી સર્વ રીતે આકાશ વસ્તુરૂપ છે એ પ્રતીતિ થાય છે માટે આકાશને અવસ્તુરૂપ, નિરૂપાખ્ય માનવું એ ખોટું છે.

વળી બે નિરોધ અને આકાશ એ ત્રણ અવસ્તુરૂપ છે, નિરૂપાખ્ય છે એમ એક તરફથી કહેવામાં આવે છે અને તે સાથે એ ત્રણે નિત્ય છે એમ એ મત કહે છે. આ બન્ને કથન વિપ્રતિષિદ્ધ છે. જે વસ્તુ જ નથી, તેના નિત્યત્વ કે અનિત્યત્વનો સંભવ જ નથી. ધર્મધર્મિ-

બે મુખ્ય કારણોને લીધે આ મનુષ્યોનું ગાંડપણ સ્પષ્ટ થતું નથી, છતાં ગાંડા ગણાતા મનુષ્યોની સ્થિતિ અને આ મનુષ્યોની સ્થિતિમાં મોટો ભેદ નથી.

જગત્‌માં અનેક કલાભિજ્ઞ મનુષ્યોમાં આ જ રીતે આંતર મનની અમર્યાદ પ્રધાનતા થવાથી દુર્દશા થયેલી જણાય છે. એક ગાયક અતિ ઉત્તમ સંગીત કરે છે, એક તંત્રકાર ઉત્તમ પ્રકારે વીણાનું વાદન કરે છે છતાં તે આવો ઓલીઓ દેખાય છે એ જોઇ અનેક મનુષ્યો વિસ્મયવશ થઇ રહે છે. આ ગાયકમાં કોઇ રીતે બુદ્ધિ દેખાતી નથી, આ વીણાવાળાનું તો મગજ સાફ ખસી ગયેલું છે. એકનું ગાયન બાદ કરીએ અને અન્યના હસ્તમાંથી વીણા લઇ લઇએ તો એ બંને પશુજેવા જણાય છે. આમ છે તો એમને ઘણા સામર્થ્યની અપેક્ષા રાખનાર આવું ઉત્તમ ગાયન તથા વાદન કેવી રીતે આવડ્યાં ! આવા વિચારો આ સંબંધમાં આશ્ચર્યને ઉત્પન્ન કરે છે. અમુક કવિની કવિતા જોતાં તે ઘણો વિદ્વાન્ જણાય છે, પંક્તિએ પંક્તિ રસભરી છે, પ્રત્યેક શબ્દ જાણે અત્યંત તોળીને યથાર્થસ્થાને વાપરેલા છે, ચમત્કૃતિનો પટમાં જેમ તાંતણા ઓતપ્રોત થઇ રહેલા હોય છે તેમ કાવ્યમાં ઓતપ્રોત થઇ રહી છે. આ સર્વ છતાં એ કવિ ઉચ્છૃંખલ કેમ જણાય છે ? એની બીજી પ્રવૃત્તિ તરંગીપણાનું ભાન કરાવે છે. આ આદિ વિચારો એટલા જ વિસ્મયને ઉત્પન્ન કરે છે; પણ આંતર મનના સામર્થ્યને અને નિયમોને જાણનારને આવા વ્યતિકરોમાં લેશ પણ આશ્ચર્યજેવું ભાસતું નથી. ઘણી ખરી કલાઓમાં નિષ્ણાત થવા માટે અને વિશેષે કરીને અસાધારણ, અલૌકિક બુદ્ધિવિભવની પ્રાપ્તિમાટે આંતર મનની સાહાય્ય અવશ્ય અપેક્ષિત છે તે આગળ ઉપર જ જણાવવામાં આવશે તોપણ સંગીતકલાઆદિ લલિત કલાઓનો મુખ્ય આધાર આંતર મન છે; આંતર મનની જ એ કલાઓ છે એમ કહેવામાં બાધ નથી. ગાયન શીખવું, સ્વરનું સાક્ષાત્ ભાન થવું ઇત્યાદિ આંતર મનના જ વ્યાપારો છે. ગાયનનું શ્રવણ કરતાં, વીણાનું શ્રવણ કરતાં મનુષ્યની વૃત્તિ સ્તબ્ધ થઇ જાય છે એ સર્વત્ર પ્રસિદ્ધ છે. આબાલવૃદ્ધને સંગીત પ્રિય છે. તેનું કારણ એ છે કે એ શ્રવણ કરવામાં રસ જામતાં બાહ્ય મનના વ્યાપારો શિથિલ થઇ જાય છે અને શ્રોતા મનુષ્ય આંતર મનમાં પ્રવેશે છે, એના આંતર મનના વ્યાપારો જ ચાલતા રહે છે. બાહ્ય મન નિર્વ્યાપાર થવાથી જ કેટલાકને એ શ્રવણથી નિદ્રા આવી જાય છે. યોગશાસ્ત્રનો સિદ્ધાન્ત છે કે **न नादसदृशोलयः** નાદના જેવો લયનો હેતુ અન્ય નથી. અર્થાત્ નાદનું શ્રવણ વૃત્તિની જેવી શીઘ્રતાથી સ્થિરતા સાધે છે, બાહ્ય મનને જેટલી ત્વરાથી નિર્વ્યાપાર કરે છે તેટલી સ્થિરતા સાધનાર, નિર્વ્યાપાર સ્થિતિ કરનાર અન્ય સાધન અસુલભ છે. આ સિદ્ધાન્ત પણ આ રીતે જ ઉપપન્ન થાય છે. જેમ સંગીતની અસર આ પ્રકારની છે તેમ સંગીતની અભિવૃદ્ધિ પણ આ રીતે જ થાય છે. ગાયક પ્રથમ તો પોતે પોતાનો શ્રોતા થાય છે, જે પોતે ગાય છે તેને પોતે શ્રવણ કરે છે. તેથી વારંવાર સંગીતનું રસપૂર્વક શ્રવણ કરવાથી એનો આંતર મનની મર્યાદામાં આ રીતે પ્રવેશ થયા કરે છે અને બાહ્ય મન નિર્વ્યાપાર થતું રહે છે. વળી સંગીત પોતે આંતર મનની કલા છે અને તેથી અમુક રાગમાં અમુક સ્વર બરાબર લાગ્યો કે નહિ, અમુક અમુક શ્રુતિઓઉપર આ રાગનો આધાર છે તે તે શ્રુતિ બરાબર નીકળી કે નહિ, અમુક તાનમાં કોઇ વિજાતીય સ્વર ન આવતાં સર્વ વિહિત સ્વરો જ આવ્યા કે નહિ, અમુક ગાયનમાં અમુક ખટકા શોભા આપનાર છે તે બરાબર થાય છે કે નહિ ઇત્યાદિ અવલોકન કરવું, ઇત્યાદિ પરીક્ષા કરવી એ આંતર મનનું કામ છે અને તેથી એ કરતા આંતર મનની મર્યાદામાં જ ગાયકે રહેવાની જરૂર પડે છે; અને

જો તે તે સ્વર, શ્રુતિ, તાન, ખટકા આદિ અશુદ્ધ થાય છે તો કંઠથી તેને બરાબર વિશુદ્ધ કરવામાં અને વિશુદ્ધ સ્વરાદિની સિદ્ધિ કરવામાં ગાયકનો આશ્રય આંતર મન જ છે અને તેથી એ સિદ્ધિમાટે બાહ્ય મનના વ્યાપારને તત્કાલ શિથિલ કરવો પડે છે. આમ બને રીતે ગાયકની સૃષ્ટિ આંતર મનની હોય છે, ગાયક આંતર મનની સૃષ્ટિમાં જ બહુધા રહે છે. ઘણા ગાયકોને ગાંજો, અફીણ, ભાંગ આદિનાં વ્યસન આવા હેતુથી પણ પડે છે. બાહ્ય મનના ઘોતનવડે આંતર મનને જાગ્રત્ કરવાની અને બુદ્ધિપૂર્વક સંયમવડે બાહ્ય મનને નિર્વ્યાપાર કરવાની ઉત્તમ કલાની એમને સિદ્ધિ હોતી નથી. ઘણાખરાને તો એનું જ્ઞાન સ્વપ્નરૂપે પણ હોતું નથી તેથી બાહ્ય મનને અને તેના સાધનરૂપ મસ્તિષ્કને તથા મજ્જાતન્તુઓને બહેર મારી નાંખનાર અફીણઆદિ અનેક માદક પદાર્થોનું એ લોક સેવન કરે છે અને એના સેવનવડે બાહ્ય મન નિર્વ્યાપાર થવાથી આંતર મનનું એમનામાં સામ્રાજ્ય થઇ રહે છે અને તેથી તે તે રાગ, ગાયન આદિનું અસ્ખલિત પ્રદર્શન કરવા એ શક્તિમાન્ થાય છે. આમ સર્વ રીતે એમનું બાહ્ય મન નિર્વ્યાપાર રહ્યા કરે છે, અને બાહ્ય મનને પ્રયત્નવડે એ પ્રજા બગાડે છે. પ્રાયશઃ એ કલામાં મશગુલ રહેનાર પ્રજા અભણ હોય છે અને કેળવાયેલી હોતી નથી, તેથી બાહ્ય મનને કોઇ પ્રકારે કસરત આપવામાં આવતી નથી, ઉલટું બાહ્ય મનને વારંવાર નિર્વ્યાપાર કરવામાં પ્રયત્ન આદરપૂર્વક સેવાય છે, અને તેને હમેશાને માટે બગાડવાના હાનિ કરનાર પદાર્થોનું પ્રીતિપૂર્વક સાધનરૂપે સેવન થાય છે, અને તેથી અત્યંત સ્વાભાવિક છે કે એ મન મૃતપ્રાય થઇ જાય છે. તેથી સામાન્ય વ્યવહાર જે બાહ્ય મનની મર્યાદામાં આવે છે, તેમાં આ મનુષ્યો કેવળ નિષ્ફળ જાય છે અર્થાત્ ગાંડા જેવા જણાય છે.

ઉપાસના કરનાર અને સંયમ સાધનાર મનુષ્યની પણ આવી સ્થિતિ ઘણી વાર અવલોકવામાં આવે છે. અમુક મનુષ્ય શ્રીહનુમાનને વશ કરવા ગયો, એમની ઉપાસના કરવા ગયો અને તે ગાંડો થઇ ગયો; અમુક મનુષ્યે દેવીની ઉપાસના કરી અને તેને સિદ્ધિ મળવાને બદલે ગાંડપણને વરવાનો વખત આવ્યો ઇત્યાદિ લોકપ્રવાદ સર્વ દેશોમાં ન્યૂનાધિક અંશે કોઇ કોઇના પ્રસંગમાં ચાલતા હોય છે. ઉપાસકનો અનધિકાર આમ થવામાં કારણરૂપ છે. અને તેથી દેવતાનો કોપ કારણરૂપ છે. પણ તેમાં પણ મુખ્ય ભાગ બાહ્ય મનની સ્થિતિનો છે. એ ઉપાસકો બહુધા કેળવાયેલા હોતા નથી અને તેથી બાહ્ય મનનું ખેડાણ એમણે કરેલું હોતું નથી, તેથી એમનું બાહ્ય મન વિકાસને પામેલું હોતું નથી. એ ઉપાસકો ઘણે ભાગે કામનાને વશ થઇને ઉપાસનામાં પ્રવૃત્ત થાય છે. એ કામનાની સિદ્ધિમાટે અનેક લૌકિક, દૃષ્ટ ઉપાયો એમણે સાધ્યા હોય છે અને તેમાં નિષ્ફલતા અનુભવેલી હોય છે. આથી એમનું બાહ્ય મન નિરુત્સાહ થઇ ગયેલું હોય છે. આ સાથે કામનાના વિચારો સતત સ્ફુર્યા કરવાથી એમના આંતર મનમાં એ વિચારે જ ઉંડાં મૂલ ઘાલ્યાં હોય છે અને એ વિચારના પ્રાબલ્યને લીધે બાહ્ય મન તથા આંતર મનના ઇતર સર્વ વ્યાપારો દૂર થઇ ગયેલા હોય છે. આવી બાહ્ય મનની કેવળ દુર્દશાવાળી સ્થિતિમાં આ મનુષ્યો ઉપાસનાનો આરંભ કરે છે. અર્થાત્ બાહ્ય મનને કેવળ નિર્વ્યાપાર કરી આંતર મનની મર્યાદામાં પ્રવેશે છે. આનો પરિણામ એ જ થાય છે કે આંતર મનમાં પેઠેલી કામનાપિશાચિકા એમને પકડે છે, અને જે બાહ્ય મન એમણે સ્વપ્રયત્નવડે મૃતપ્રાય કર્યું હોય છે તેને સર્વાંશે મૃત

બનાવે છે અર્થાત્ એમને સાફ ગાંડા કરી દે છે. આ રહસ્ય ન જાણનારા મનુષ્ય આવા પ્રસંગે સર્વ જગતનું મંગળ ઇચ્છનાર ઉચ્ચ કોટિમાં આવી રહેલા દેવતાને મિથ્યા વગોવે છે અને નિંદે છે. દેવતા મનુષ્યકોટિથી ઉચ્ચકોટિમાં સ્થિત વ્યક્તિ છે. મનુષ્યોમાં પણ ઇતરનું અહિત ઇચ્છવું નિંદ્ય ગણાય છે અને અહિત કરવું એ તેથી અધિક નિંદ્ય છે અને તેમાં પણ પોતાની સેવા કરનારનું, પોતાને પ્રસન્ન કરવા પ્રયત્ન કરનારનું, પોતાની આરાધના કરનારનું અહિત કરવું એ અતીવ નિંદ્ય છે. તો આવું સર્વથા નિંદ્ય કર્મ ઉચ્ચકોટિસ્થિત દેવતાઓ કરવા તત્પર થાય એ સર્વથા ન સંભવે તેવું છે. પણ સાધકનો, ઉપાસકનો અનધિકાર જ અહિં કારણરૂપ છે અને એ અનધિકાર તે આંતર મનનું સામાન્ય અને બાહ્ય મનની મૃતપ્રાય દશાથી સ્થાપલો છે.

હઠયોગના સંયમમાં પ્રવેશ કરનાર, પરમેશ્વરની ભક્તિમાં તલ્લીન થઇ રહેલા દેખાતા મનુષ્યોની પ્રસંગવશાત્ બહુચક્રજેવી સ્થિતિ દેખાય છે તેમાં પણ આ હેતુ જ કારણરૂપ છે. હઠયોગમાં પ્રવેશ કરનારનું બાહ્ય મન કેળવાયેલું હોતું નથી તો નાનાવિધ પ્રાણાયામ અને મુદ્રાના અભ્યાસથી આ સાધક આંતર મનની મર્યાદામાં રહ્યા કરે તો તેનું આંતર મન અધિક સમ્રાટ્ પદે આવી જાય છે અને તેથી સંયમની દશામાં એને પોતાની ઉન્નતિ લાગે છે; ઉત્તરોત્તર ભૂમિકાની પ્રાપ્તિ થતી દેખાય છે પણ જ્યારે એ સાધક જગતને સેવે છે ત્યારે મહા કષ્ટમાં તે આવી પડેલો અન્યને જણાય છે. બાહ્ય ક્રિયામાં પ્રથમથી જ વિચારની ન્યૂનતા તેને હોય છે અને વળી હઠયોગના પ્રયોગ કરવા માંડ્યા ત્યારથી તો બાહ્ય મનનું ખેડાણ સાફ એણે અટકાવેલું હોય છે. તેથી સ્વાભાવિક રીતે બાહ્ય મનના વ્યાપારની અપેક્ષા રાખનાર જગતમાં એને પોતાની ભૂમિથી બહાર સ્થિતિ થઇ છે એવું ભાન થાય છે અને વ્યાવહારિક દૃષ્ટિ રાખનાર મનુષ્યો એને વ્યવહારમાં પાછો પડતો જોઇ એની બહુચકમાં અથવા લગભગ ગાંડામાં ગણત્રી કરે છે. નિરંતર દેવદર્શન કરનાર અને બાહ્ય મનને 'વ્યાયામ લેશ પણ ન આપનારની આવી રીતે જ આવી સ્થિતિ થાય છે. જે જે સ્થિતિઓ અને ક્રિયાઓ બાહ્ય મનને મૃતપ્રાય કરે છે તે સર્વનો પરિણામ આવો આવે છે. આ ઉપરથી સંયમની ક્રિયાઓ ન કરવી, કે આવી ભક્તિ ન કરવી, એ ક્રિયાઓ કરનાર તથા આવી ભક્તિ કરનાર મનુષ્યો નિકૃષ્ટ થાય છે એવું તાત્પર્ય નથી. પણ કહેવાનું મુખ્ય તાત્પર્ય એ છે કે બાહ્ય મનને વ્યાયામ આપ્યા સિવાય આંતર મનની કેવલ પ્રધાનતા કરવામાં આવે છે અને આંતર મનને સમ્રાટ્ પદે સ્થાપવામાં આવે છે તેથી આવી સ્થિતિઓ થાય છે અને તેથી કરીને જે મહા પુરુષો ઉભય મનનું ખેડાણ કરે છે, બન્નેને પોતપોતાની ભૂમિકામાં વ્યાપારવાળા રાખે છે, અને એકબીજાનું રાજ્ય એકબીજાને આપી દેતા નથી તેમની ઉચ્ચ ભૂમિકારતાં આ સર્વની ભૂમિકા નીચી જ રહે છે.

આ જ પ્રમાણે જ્યારે બાહ્ય મનને જ સામ્રાજ્ય આપવામાં આવે છે અને આંતર મનને મૃતપ્રાય કરવામાં આવે છે ત્યારે પણ આવી જ દુર્દશા થાય છે. બાહ્ય મન વ્યાભિચારી અનુમાનો કરી શકે છે તેથી બાહ્ય મનનું જ ખેડાણ કરનાર વ્યવહારમાં અત્યંત વિચક્ષણ જણાય છે. પણ એ મનુષ્ય સદા સંશયવાળો રહે છે. વ્યવહારમાં લગભગ બધે જ એમને ઊંધું દર્શ રહે છે. કોઇ પણ પર અબાધિત નિર્ણય સ્થાપી શકાતો નથી. તેથી આ મનુષ્યને સદા ન્યૂનાધિક સંશયમાં રહી વર્તન કરવાનું રહે છે અને તેને લીધે આંતરની પ્રસન્નતા

ન્યૂન થાય છે. વળી જે જે નવું સત્ય શોધાય છે તે પ્રાયશઃ આંતર મનથી જ શોધાય છે. તેથી કેવલ બાહ્ય મનને જ કેળવવામાં આવે છે અને આંતર્ મનને મૃતવત્ કરી સ્થાપવામાં આવે છે તો તે મનુષ્ય કોઇપણ નવી શોધ કરી શકવા સમર્થ થઇ શકતો નથી. જે જે વિદ્યાઓ કલ્પના શક્તિની અપેક્ષા રાખે છે, તેમાં આ મનુષ્ય પાછા પડે છે. સંગીત, ગણિત, ચિત્રકલા, રસવિદ્યા આદિમાં નિપુણ વિદ્યાર્થી આ થઇ શકતા નથી. અંતરના આવેશો–અને તેમાં મુખ્યત્વે કરીને પ્રેમ–શુષ્ક થઇ જવાથી એમનું વર્તન કર્કશ થઇ જાય છે, એમનાં ચિત્રો ન્યૂન થાય છે. ભક્તિમાર્ગ જે જીવોનું ઉન્નતિસાધક આલંબન છે તે એમને જતું રહે છે અને સંયમ સાધવામાં પણ આ મનુષ્યોને કષ્ટ જણાય છે. હાલની શિક્ષણપદ્ધતિ બહુધા બાહ્ય મનના ખેડાણપ્રતિ લક્ષ રાખી પ્રવૃત્ત થઇ છે અને તેનાં અનિષ્ટ ફલો આ અંશમાં સર્વત્ર ચર્ચાના વિષયરૂપ થઇ રહ્યાં છે. ઉચ્ચ કેલવણી લીધા છતાં ઉચ્ચ નીતિ નીતિ ઘણે સ્થલે દેખાતી નથી, ઘણું વાંચી પાણ્ડિત્યની પ્રાપ્તિ કર્યા છતાં અંધ સ્વાર્થ છૂટ્યો હોતો નથી, શ્રદ્ધા, ભક્તિ-આદિનો ગંધ જતો રહ્યો હોય છે, સર્વ માન પોતાને જોઇએ છે, પૂજ્યપ્રતિ ગૌરવનું અદર્શન થાય છે, રાજ્યભક્તિ, સ્વદેશભક્તિ આદિના અંશો ભૂસાતા જાય છે ઇત્યાદિ ફરીઆદ શ્રવણ કરવામાં આવે છે, તેનું મૂળ કારણ બાહ્ય મનની એકદેશી કેળવણી છે. આંતર મનનું બલ પરાપૂર્વથી અસંખ્ય વર્ષો થયાં, અનેક જન્મો થયાં ચાલ્યું આવ્યું છે અને તેથી કોઇ પણ મનુષ્ય એવો હોતો નથી કે જેનામાં બાહ્ય મનનું કેવળ સામ્રાજ્ય સદા હોય. સર્વ મનુષ્ય અહોરાત્રમાં ન્યૂનાધિક અંશ કેટલોક સમય આંતર મનની મર્યાદામાં આવી જ જાય છે એટલું જ નહિ પણ આંતર મનમાં જ સ્થિતિ કરી રહે છે. આ હેતુથી બાહ્ય મનમાત્રની જ અત્યંત પ્રધાનતાથી થતાં અનિષ્ટ ફલો કોઈ પણ મનુષ્યમાં દેખાતાં નથી. અત્ર જે કહ્યું છે તે માત્ર આ પ્રકારની સ્થિતિથી થતા સંભવિત પરિણામો છે. જો કેવળ બાહ્ય મનને જ વિકસિત કરવામાં આવે અને આંતર મનને મૃત કરવામાં આવે તો આવા પરિણામો થવાનો સંભવ છે. જેટલે અંશે બાહ્ય મન આંતર મનના રાજ્યની હદમાં હુમલો કરી મુકે છે તેટલે અંશે આવાં અનિષ્ટ ફલો પ્રાપ્ત થાય છે એટલો જ અત્ર કહેવાનો ભાવ છે.

(અપૂર્ણ.)

---

# मानस रसायन

## अथवा

# यौवन प्राप्त करवानो अने स्थिर राखवानो मानस उपाय.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૫૩ થી )

જ્યારે મન જુના વિચારની ધરેડમાં ચાલ્યા કરે છે, ત્યારે નવીકરણની ક્રિયા નવા શરીરને જુના શરીરથી ભિન્ન પ્રકારનું કરવાને અસમર્થ થાય છે; પરંતુ જ્યારે મન જુના વિચારનાં બંધનોને નિરંતર કાપી નાંખતું રહે છે, અને [illegible]પ્રતિ, ઉત્કૃષ્ટપ્રતિ અને વધારે મહાન્‌પ્રતિ કુદકા મારતું અખંડ આગળ ચાલ્યા કરે છે ત્યારે નવીકરણની ક્રિયા મનુષ્યના

શરીરનાં સઘળાં જુનાં દેખાતાં તત્ત્વોને સ્વરૂપે સર્વથા નવાં દેખાડે છે, એટલું જ નહિ, પરંતુ તેમને અધિક ઉત્કૃષ્ટ અને કાર્ય કરવાના અધિક સામર્થ્યવાળાં દેખાડે છે.

જો મન પોતે અખંડ નવું થઇને નવીકરણના નિયમને જ્ઞાનપૂર્વક અનુસરે છે, તો શરીરમાં નિરંતર પ્રવર્તતો નવીકરણનો નિયમ, જ્યારે શરીર નવું રચાતું જાય છે, ત્યારે તેમાં રહેલા પ્રત્યેક અણુને અધિક ઉત્તમ પ્રકારનું કરે છે.

પદાર્થમાત્રમાં ફેરફાર થવાનો જે સ્વભાવ વ્યાપી રહ્યો છે, તે સ્વભાવનું પૂર્ણ ભાન જ્યારે મનમાં રહે છે ત્યારે મનનું અખંડ નવીકરણ બહુ સત્વર વૃદ્ધિને પામે છે; અને ફેરફાર થવાનો આ સ્વભાવ પદાર્થમાત્રમાં પ્રવર્તી રહ્યો છે, એ વાત જ્યારે મન કુદરતના વાસ્તવિક જીવનસાથે એકરાગવાળું થાય છે ત્યારે સ્પષ્ટપણે સમજવામાં આવે છે.

આખું જગત્ અખંડ ગતિ કર્યા જ કરે છે, અને ગતિ ફેરફારને સર્વથા ઉત્પન્ન કરે છે, તેથી જગતની પ્રત્યેક વસ્તુમાં અખંડ ફેરફાર થયા જ કરે છે; અને ફેરફારમાં નવીકરણનો અર્થ રહેલો હોવાથી કુદરતમાં વસ્તુઓને નવી કરવાનો નિયમ વ્યાપી રહ્યો છે, એ નિર્વિવાદ રીતે સિદ્ધ થાય છે.

આ નિયમ પ્રત્યેક વસ્તુને નિરંતર ફરીને બનાવે છે; સઘળી વસ્તુઓ હંમેશાં નવી હોય છે, અને હંમેશાં નવી થયાં જાય છે. આથી, સઘળી વસ્તુઓ નિયમિત સ્થિતિમાં, નવી દેખાવી જ જોઇએ; પરંતુ મનુષ્યના શરીરમાં નવું ક્વચિત્ જ દેખાય છે, એ વાત સિદ્ધ કરે છે કે મનુષ્ય નિયમિત રીતે પોતાનું જીવન ગાળતો નથી.

શરીરની નિયમિત સ્થિતિ કરવાને માટે મનુષ્યે નિયમિત જીવન ગાળવું જોઇએ; અને કુદરતના મુખ્ય મુખ્ય નિયમોને અનુકૂળ વર્તન જ્યારે તે કરે છે ત્યારે જ તે નિયમિત જીવન ગાળી શકે છે. આ નિયમોમાં સૌથી અગત્યનો એક મુખ્ય નિયમ અખંડ નવીકરણનો નિયમ છે; આથી અખંડ નવીકરણના નિયમને જે મનુષ્ય ઉત્તેજન આપતો નથી, તે મનુષ્ય કુદરતને અનુકૂળ જીવન ગાળતો નથી.

જે મનુષ્ય કુદરતને અનુકૂળ જીવન ગાળતો નથી, તે પોતાના શરીરમાં અવ્યવસ્થાને ઉત્પન્ન કરે છે; અને આવી અવ્યવસ્થા નવીકરણની ક્રિયાથી શરીરમાં ઉત્પન્ન થતા પરિણામને તોડી પાડે છે, અર્થાત્ નવાને જાણે કે તે નવું ન હોય એવું દેખાડે છે.

જે નિયમથી પ્રકટેલું હોય છે, તે કદી જુનું અથવા ઘરડું હોતું નથી; સર્વ સમયે નવા અને જુવાન હોવું એ નિયમિત અથવા સ્વાભાવિક છે; કારણ કે કુદરતનો એક મુખ્ય નિયમ એ છે કે સઘળી વસ્તુઓને સર્વદા નવી કર્યા કરવી.

જે આ જુની સ્થિતિઓ દેખાય છે, તે નિયમવિરુદ્ધ અથવા અસ્વાભાવિક છે. ઘડપણનો સઘળો દેખાવ કૃત્રિમ છે, અને નવીકરણના નિયમમાં પોતાના વિચારવડે માથું મારવાની મનુષ્યપ્રજાને જે ટેવ પડી ગઇ છે, તેને લીધે તે ઉત્પન્ન થયો છે.

કુદરતના વ્યાપારથી ઘડપણ ઉત્પન્ન થતું નથી; ઘડપણ તો કુદરતના નવીકરણના નિયમને અનુકૂળ, મનુષ્ય વર્તતો નથી, તેથી ઉત્પન્ન થાય છે. ઘડપણની સર્વ પ્રકારની અવસ્થાઓ, અને મનુષ્યો જેને ઘડપણ કહે છે તેના સઘળા પરિણામો અસ્વાભાવિક છે, અને મનુ-

ષ્ય જ્યારે સ્વાભાવિક થાય છે, અર્થાત્ કુદરતને અનુકૂળ વર્તન કરે છે ત્યારે તે સર્વ નાશને પામે છે.

સ્વાભાવિક થવું અથવા કુદરતને અનુકૂળ વર્તન કરવું એટલે બુદ્ધિપૂર્વક કુદરતના ઉદ્દેશને અનુકૂળ વર્તવું, વિચાર કરવા, અને જીવવું; અને કુદરતનો આ ઉદ્દેશ મનુષ્યના શરીરમાં રહેલી પ્રત્યેક વસ્તુને નવી કરવી અને સુધારવી, એ છે.

કુદરતમાં નવીકરણનો આ નિયમ રહ્યો છે, અને સઘળી વસ્તુઓ આ નિયમને અવલંબીને રહી છે તેથી બદલાવાનો પ્રયત્ન કરવાની મનુષ્યને કશી જ જરૂર નથી; ફેરફાર તો તેનામાં થયા જ કરે છે; પરંતુ મનુષ્યને જે કરવાની જરૂર છે તે એ કે તે ફેરફારના સામા થવાનો પ્રયત્ન કરતા અટકવું, અને તે ફેરફારના પરિણામને ઉંધી દિશામાં જતા અટકાવવા.

પોતાના શરીરમાં નિરંતર નવીકરણની ક્રિયાને ઉત્પન્ન કરવાની મનુષ્યને જરૂર નથી, પરંતુ તેના શરીરમાં અખંડ ચાલ્યા કરતી આ નવીકરણની ક્રિયાને બુદ્ધિપૂર્વક અનુકૂળ વર્તવાની, વિચાર કરવાની અને જીવન ગાળવાની પોતાના મનને અભ્યાસ પાડવાની તેને જરૂર છે.

અખંડ નવીકરણનો નિયમ મનુષ્યના શરીરમાં અખંડ યૌવનને ઉત્પન્ન કરે છે, પરંતુ આ નિયમના પરિણામો મનના ખોટા વ્યાપારોથી એટલા બધા તો બદલાઇ જાય છે કે નવું થયેલું શરીર નવું દેખાતું નથી, તથા તેને પોતે નવું છે, એવું ભાન થતું નથી, પરંતુ લોકોના નિશ્ચયપ્રમાણે હમણાં મન તેને જેટલું ઘરડું ધારે છે, તેટલું તે ઘરડું દેખાય છે, અને તેટલું ઘરડું હોવાનું ભાન કરે છે.

શરીર વસ્તુતઃ જેવું નવું છે તેવું જ નવું તે દેખાય, અને તેવું જ નવું હોવાનું તે ભાન કરે, એટલા માટે મનના આ ખોટા વ્યાપારોનો મનમાંથી નાશ કરવો, એ આપણો ઉદ્દેશ છે; અને જ્યારે આ ઉદ્દેશને મનુષ્ય સિદ્ધ કરે છે ત્યારે જ્યાં સુધી તેની આ પૃથ્વીઉપર રહેવાની ઇચ્છા હોય છે ત્યાં સુધી તે જુવાન દેખાય છે, જુવાન હોવાનું ભાન કરે છે, અને જુવાન રહે છે.

કોઈ પણ ખોટા વ્યાપારનો નાશ કરવાને માટે તેનાથી વિરુદ્ધ સાચા વ્યાપારને તે ખોટા વ્યાપારને સ્થાને સ્થાપવો જોઇએ; નવીકરણની ક્રિયાને આડે આવતા મનને રોકવાને માટે, મનનાં સઘળાં સામર્થ્યોને નવીકરણની ક્રિયાને મદદ કરે એવો અભ્યાસ પાડવો જોઇએ; અને મનનાં સામર્થ્યોને આ પ્રકારનો અભ્યાસ પાડવાને માટે સઘળા વિચારો સ્વતઃ નવીકરણની ક્રિયારૂપ થવા જોઇએ, તેમ જ મનનો વિકાસ કરનારા થવા જોઇએ.

મનનું અખંડ નવીકરણ કરવાને માટે વિચાર કરવામાં મુખ્ય ઉદ્દેશ એ રાખવો જોઇએ કે મનની વૃત્તિ જેનું જેનું ભાન કરે તે પ્રત્યેક વસ્તુની વધારે અને વધારે ઉંચી ભાવના બાંધ્યા કરવી.

જ્યારે મન વિચાર કરવા માંડે ત્યારે તેનો ઉદ્દેશ વધારે સારા, વધારે વિશાળ, અને વધારે મહાન્ વિચાર કરવાનો હોવો જોઇએ; અને પૂર્વના સઘળા વિચારોને અખંડ સુધારવાની ઇચ્છા એટલી તો પ્રબળ કરવી જોઇએ કે મનનાં સઘળાં તત્ત્વો તે ઇચ્છાના આત્મામાં જ આવીને એકત્ર થાય.

આ ઇચ્છાને બળવાન્ કરતાં મનનાં સઘળાં સામર્થ્યો તે ઇચ્છાના ઉદ્દેશને સિદ્ધ કરવાને

મચી પડે છે; અને જ્યારે આમ થાય છે ત્યારે મનમાં પોતાને નવું કરવાનો અને પોતાનામાં સુધારો કરવાનો એવો તો પ્રબળ વેગ ઉત્પન્ન થાય છે કે પ્રત્યેક વિચાર પૂર્વના વિચારકરતાં વધારે સારો જ થાય છે.

વિચાર કરવો એટલે વધારે સારો વિચાર કરવો-એવી આવા પ્રકારના મનની સ્થિતિ હોય છે, કારણ કે મનના પ્રત્યેક વ્યાપારમાં તેને સુધારવાનો અને નવું કરવાનો વેગ સ્વાભાવિક થઈ ગયો હોય છે.

જ્યારે આ પ્રકારે વિચાર કરવાની મનને ટેવ પડી જાય છે ત્યારે તેનું નવીકરણ નિરંતર થતું જ રહે છે, અને તેથી કરીને અખંડ નવીકરણના નિયમને તે બુદ્ધિપૂર્વક અનુકૂળ વર્તે છે. આ નિયમના પરિણામોને તોડી પાડવાને બદલે, મન સર્વાંશે તે પરિણામોને બહાર પ્રકટાવે છે. નવું શરીર નવું દેખાવાનું, નવું હોવાનું ભાન કરવાનું, અને યૌવનના સઘળા સામર્થ્યને અને જુસ્સાને દર્શાવવાનું. શરીરાદિ સર્વનું યૌવન સ્થિર રહ્યા કરવાનું, કારણ કે જે નવું શરીર કુદરત પ્રત્યેક વર્ષે મનુષ્યને આપ્યા કરે છે, તે શરીરમાં વૃદ્ધાવસ્થાને ઉત્પન્ન કરનાર સ્થિતિઓ ફરીને કદી પ્રકટતી નથી.

જુના વિચારની ઘરેડમાં ચાલ્યા કરનાર મન જ શરીરને વૃદ્ધાવસ્થાને ઉત્પન્ન કરનાર સ્થિતિઓથી ભરી કાઢે છે, અને આપ્રમાણે તેને ઘરડું દેખાડે છે, અને ઘરડું હોવાનું ભાન કરાવે છે; પરંતુ જ્યારે મન પોતાનું અખંડ નવીકરણ કરવા માંડે છે ત્યારે ઘડપણનો વિચાર અથવા ઘડપણની સ્થિતિ મનમાં પ્રકટવી બંધ થાય છે; અને તેમ થતાં વૃદ્ધાવસ્થા સ્વપ્નની પેઠે અદશ્ય થઇ જાય છે, અને જ્યાં સુધી મનુષ્ય આ પૃથ્વીઉપર રહે છે ત્યાં સુધી મનુષ્ય જુવાન રહ્યા કરે છે.

( અપૂર્ણ )

---

# सुखसाधक विद्या.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૫૭ )

( ૧૩ )

### જગત્ આપણને શું આપવાને બંધાયલું છે.

પ્રત્યેક મનુષ્યનું પોષણ કરવાને જગત્ બંધાયલું છે, એમ જે ઘણા મનુષ્યો માને છે, તે ખરૂં નથી. કોઇ પણ મનુષ્યનું ગુજરાન ચલાવવાને જગત્ બંધાયલું નથી. જે મનુષ્યોનો આ જગતમાં આપણા પૂર્વે જન્મ થયો છે, તેમની પાસે આપણું કોઇ લહેણું લેવાને માટે આ જગતમાં આપણો જન્મ થયો નથી. આપણે આપણું જીવન ભોગવવાને માટે આ જગતમાં આવ્યા છીએ. આપણી આજુબાજુનાં મનુષ્યોઉપર આપણો કેટલો વ્યાજબી હક છે, એ પ્રશ્નનો આપણે બહુ વિચારપૂર્વક નિર્ણય કરવો જોઇએ, જેથી લોકોપાસેથી કેટલાની આપણે આશા રાખવી એ યોગ્ય છે, અને લોકોને કેટલું આપણે આપવું, એ યોગ્ય છે, તે આપણને સમજાય. આ જગતમાં આપણો જન્મ થયો, એટલા ઉપરથી જ, આપણે કેવા છીએ, અથવા આપણી કૃતિ કેવી છે, તે ઉપર ધ્યાન આપ્યા વિના, આપણા ઉપર પ્રેમ

કરવાને, અથવા આપણે માટે સારો વિચાર બાંધવાને લોકો બંધાયલા જ છે, એમ માની બેસવું, એ ખોટું છે, તે સમજવાની આપણને જરૂર છે.

ઘણી વાર આપણે મનુષ્યોને બડબડતા સાંભળીએ છીએ કે અમને કોઇ ચહાતું નથી, અથવા અમારી જેવી સંભાળ લેવી જોઇએ તેવી કોઇ અમારી સંભાળ લેતું નથી. આવા મનુષ્યો એવું માનતા જણાય છે કે તેમના ઉપર પ્રેમ કરવાનું પ્રત્યેક મનુષ્યોનું કર્તવ્ય છે, અને તેથી તેમના ઉપર પ્રેમ ન કરનાર પ્રત્યેક મનુષ્ય પોતાના કર્તવ્યથી ભ્રષ્ટ થાય છે, એટલું જ નહિ પરંતુ તેમનું ભારે અપમાન કરે છે. લોકો એવું ગણે છે કે જો તમે તેમના ઉપર પ્રેમ નથી કરતા તો તમે તેમનું કંઇક બગાડો છો તથા તેમનો અપરાધ કરો છો, અને તેમનાં જે સગાં, સંબંધી અને મિત્રો તેમના પ્રતિ ખરા પ્રેમની લાગણી દર્શાવતાંનથી તેઓ તેમના સ્વધર્મથી ભ્રષ્ટ થાય છે.

જો તમારે આ જગતમાં સ્વાશ્રયી અને પોતાના પોતે જ નિયામક થવું હોય તો જે પ્રથમ તમારે શીખવાનું છે તે એ છે કે તમારા ઉપર પ્રેમ કરવાને કોઇ પણ મનુષ્ય જરા પણ અંશમાં બંધાયલું નથી. અમુક તમારા ઉપર પ્રેમ કરવો જ "જોઇએ" એવું કંઈ નથી. તમારા ઉપર પ્રેમ કરવાનો કોઇનો સ્વધર્મ કે ફરજ છે જ નહિ. બીજાઓ તમારા ઉપર પ્રેમ કરે એવી તમારી ઇચ્છા હોય તો તેમની પાસે તેમ કરાવવાનું **તમારૂં** કર્તવ્ય છે, અને તેમ કરાવવામાં જો તમે સફળ નથી થતા તો તેમાં બીજાઓનો દોષ નથી, પણ તમારો પોતાનો દોષ છે.

આ નિયમ જેમ જગતના બીજા લોકોના સંબંધમાં લાગુ પડે છે, તેમ તમારા ઘરનાં તથા કુટુંબનાં મનુષ્યોના સંબંધમાં પણ લાગુ પડે છે. પોતાની પત્નીઉપર પ્રેમ કરવાને કોઇ પણ પતિ બંધાયલો નથી; તે જ પ્રમાણે પોતાના પતિઉપર પ્રેમ કરવાને કોઇ પણ સ્ત્રી બંધાયલી નથી. જો તમારી સ્ત્રી તમને ચહાતી નથી તો તેને માટે તે સ્ત્રીને દોષપાત્ર ગણવાનો તમને કશો જ હક કે કારણ નથી. જો તમારો પતિ તમારાઉપર પ્રેમ નથી કરતો તો તેને માટે તમારા પતિનો વાંક કાઢવાનો તમને કશો જ હક કે કારણ નથી. તે જ પ્રમાણે જો માબાપ પુત્રને ચહાતાં નથી, અથવા પુત્ર માબાપઉપર પ્રેમ નથી કરતો; રાજા પ્રજાને ચહાતો નથી, અથવા પ્રજા રાજાઉપર પ્રેમને નથી કરતી તો તેમાં માબાપનો કે પુત્રનો, રાજાનો કે પ્રજાનો કોઇનો જ વાંક કાઢવાનો કોઇને કશો જ હક નથી. ફરજ અથવા સ્વધર્મ બળાત્કારથી સ્ત્રીનો પતિઉપર પ્રેમ કરાવી શકશે નહિ, અથવા પતિનો તેની પત્નીઉપર પ્રેમ કરાવી શકશે નહિ.

આ વિષયને અધિક સ્પષ્ટ કરવા પ્રયત્ન કરીશું. ધારો કે સરકાર એવો કાયદો કરે કે સઘળા પુરુષોએ પોતાની સ્ત્રીઓઉપર, રામનો જેવો સીતાઉપર, અથવા નળનો જેવો દમયંતીઉપર પ્રેમ હતો, તેવો પ્રેમ કરવો, અને આવો પ્રેમ નહિ કરનારને દશ વર્ષની સખ્ત મજુરીની કેદની શિક્ષા કરવામાં આવશે; અને ધારો કે સઘળા ધર્માચાર્યો પણ ધર્માસનઉપરથી એક સ્વરે એવો આઘોષ કરે કે પોતાની પત્નીઉપર પ્રેમ નહિ કરનાર પતિને મરણ પછી ઘણાં વર્ષ નરકમાં સડવું પડશે; અને વળી ધારો કે સાક્ષાત્ ઈશ્વર આકાશમાંથી વાણી કરે કે પોતાની પત્નીઉપર પ્રેમ નહિ કરનાર મનુષ્ય મારી અત્યંત અપ્રીતિનો પાત્ર થશે, તો આવા આવા ઉપાયો કરવા છતાં પણ શું પુરુષો હાલ પોતાની સ્ત્રીઓઉપર જેટલો પ્રેમ દર્શાવે છે, તેના કરતાં એક રતીભાર પણ વધારે પ્રેમ દર્શાવશે?

પતિએ સ્ત્રીના ઉપર અથવા સ્ત્રીએ પતિના ઉપર પ્રેમ કરવાની લમસમયે અગ્નિના સમક્ષ પ્રતિજ્ઞા કરી છે માટે તેઓ એકબીજાના ઉપર પ્રેમ કરશે, એ સંભવતું નથી. પ્રેમ કરવાના કાયદા બાંધવાથી અને પ્રેમ ન કરનારને શિક્ષા કરવાની ધાસ્તી આપવાથી એક મનુષ્ય બીજા મનુષ્યના ઉપર પ્રેમ કરી શકતું નથી. ધર્મગુરુઓના ઉપદેશથી કે સાક્ષાત્ ઈશ્વરની આકાશવાણીથી અંતઃકરણમાં પ્રેમ પ્રકટી શકતો નથી. ભલેને પરમેશ્વરે આજ્ઞા કરી હોય કે સ્ત્રીએ કાણા, કુબડા પતિને પરમેશ્વર ગણીને પૂજવો, અને તેના ઉપર પ્રેમ કરવો, અને પતિએ પોતાની કાણી, કુબડી અને શીધણજેવી સ્ત્રીને ગૌરીનો અવતાર ગણીને પૂજવી અને તેના ઉપર પ્રેમ કરવો તોપણ તે આજ્ઞા પરમેશ્વરના મુખમાં જ રહેવાની. કરોડોમાં કોઇક જ સ્ત્રી પોતાના કાણાકુબડા પતિમાં પ્રેમ ધરવા, અને કરોડોમાં કોઇક જ પતિ પોતાની કાણી, કુબડી, શીધણમાં ગૌરીબુદ્ધિ ધરવાને સમર્થ થવાનાં; અને જેને સાચા પ્રેમનો ઉમળકો કહે છે તે તો આવા વિરલમાં પ્રકટે છે કે કેમ તે સંદેહગ્રસ્ત જ રહેવાનું. કારણ કે પ્રેમ આજ્ઞાથી કે ભયથી અંતઃકરણમાં કદી પણ ઉદ્‌ભવતો નથી.

તમારા ઉપર કોઇ પ્રેમ કરતું હોય તો ઈશ્વરે, કુદરતે, સમાજે કે આજુબાજુના સંજોગોએ તેને તેમ કરવાની ફરજ પાડી છે, માટે તે કરે છે, એમ માની બેસશો નહિ. તમારામાં પ્રેમ કરવાજેવું કંઇક હોવાને લીધે જ તેઓ તમારા ઉપર પ્રેમ કરે છે. પ્રેમ એ કંઇ એવી વસ્તુ નથી કે મનુષ્યના કે ઈશ્વરના જુલમી કાયદાને માથું નમાવે. દેવો કે મનુષ્યો મને કહે તેથી મારો તમારા ઉપર કદી પણ પ્રેમ થવાનો નહિ. તમારા ઉપર પ્રેમ ન કરવાથી મને કેદમાં નાંખવાની કે સદાકાળ નરકમાં નાંખવાની ધમકી આપવાથી પણ હું તમારા ઉપર પ્રેમ કરી શકવાનો નહિ. તમારામાં પ્રેમ કરવાયોગ્ય કાંઇ મને દર્શાવવાથી જ મને તમારા ઉપર પ્રેમ કરવાનો ઉમળકો થઇ આવવાનો.

બીજાઓના પ્રેમને જો તમે ઇચ્છતા હો તો તમારે તે પ્રેમ ઉપાર્જન કરવો જોઇએ, અને આવું ઉપાર્જન તમારા પોતાનામાં કંઇક આણ્યાવિના તમે કરી શકશો નહિ. તમારા ઘરનાં માણસોસાથે જો તમે આડા, ચીડીયા, અને કંકાસ કરનારા સ્વભાવવાળા રહેતા હો તો તમારી મરજીપ્રમાણે તેઓ તમારા ઉપર પ્રેમ ન કરે તો તેમાં તમારે બડબડાટ કરવાનું કશું જ કારણ કે હક નથી. તેઓ તમારા ઉપર પ્રેમ નથી કરતાં તેમાં તેઓનો જરા પણ દોષ નથી. તમે સાંકડા મનવાળા, સ્વાર્થી અને અનડ સ્વભાવવાળા હો તો તમારા પાડોશીઓ તમારા ઉપર તમારી ધારણાપ્રમાણે પ્રેમ ન કરે, તેમાં તમારે બડબડાટ કરવાનો કશો જ હક નથી. જેના તેના આગળ તમે નિત્ય તમારું દુઃખ ગા ગા કરતા હો, અને જેની તેની દયાની લાગણી ઇચ્છ્યા કરતા હો તો તમારા ઉપર મનુષ્યો બહુ પ્રેમ ન કરે, એ દેખીતું જ છે. બીજા તમારા ઉપર સાચો પ્રેમ કરે, એવું જો તમે ઇચ્છતા હો તો તમારે બીજાઓની દયાને મેળવવાની ઇચ્છાને અંતઃકરણમાંથી કાઢી નાંખવી જોઇએ.

બીજાઓના આગળ આપણાં દુઃખો ગાવાની, અને તેમનાં દયાનાં વચનો સાંભળવાની આપણામાંના ઘણાને અત્યંત પ્રબળ વૃત્તિ હોય છે. આપણાં દુઃખોની કથા સાંભળીને બીજા જ્યારે આપણી દયા ખાય છે, અને આપણી દયા ખાનારાં વચનોવડે આપણા ઉપરનો પોતાનો સ્નેહ આપણને દર્શાવે છે ત્યારે આપણને ઘણું સારું લાગે છે. ખરું છે કે આપણા ઉપર જ્યારે દુઃખ આવી પડે છે ત્યારે આપણા ઉપર પ્રેમ રાખનારાઓનો પ્રેમ અંતરમાંથી

ઉપર તરી આવે છે, અને તેવી વખતે આપણાઉપર કોઈ પ્રેમ કરે તે આપણને ઘણું ગમે છે તોપણ દુઃખને લીધે જ બીજા આપણાઉપર પ્રેમ કરે છે, એવો ખોટો નિશ્ચય બાંધી બેસશો નહિ. આપણાઉપર પ્રેમ રાખનારાઓ આપણાઉપર આવેલા વિપત્તિના પ્રસંગમાં આપણાઉપર પ્રેમ દર્શાવે છે, તેનું કારણ વિપત્તિનો પ્રસંગ નથી, અને તેથી તેમનાં આગળ આપણા દુઃખના રાડ્યા મ્હલાવી મ્હલાવીને ગાવાનું કશું જ પ્રયોજન નથી. નિત્ય એમ કર્યાં કરવાથી તો આપણા સંબંધીઓનો આપણાઉપરનો પ્રેમ આપણે ખોઇ બેશીએ છીએ. દુઃખમાં આપણી દુર્બળતાને જોઇને લોકો આપણા ઉપર પ્રેમ કરતા નથી, પણ તેને ન ગણકારવાના આપણા સામર્થ્યને જોઇને પ્રેમ કરે છે.

વળી બીજાઓનાં કામ કરવાથી તેઓનો પ્રેમ આપણે આપણાઉપર પ્રકટાવી શકીએ છીએ, એમ પણ કંઇ નથી. 'મેં અમુકનાં આટલાં આટલાં કામ કર્યાં, અમુક અણિની વખતે તેને આવી ભારે મદદ કરી, અને તેમ છતાં આજે તે મારા સામી નજરસરખી પણ માંડતો નથી' એવો બડબડાટ કરતા અનેક મનુષ્યોને આપણે વારંવાર સાંભળી છીએ. કામ કરવાથી પ્રેમ ખરીદી શકાય છે, એમ તેઓ માનતા હોય છે, પણ પ્રેમ આવી રીતે ખરીદી શકાતો નથી. છીંકતાં છીંડું પડે એવો ચીડીઓ અને ભારે અકડાટથી ભરેલો મનુષ્ય પાંચ, પચાસ કે હજાર રૂપૈયા પોતાના સંબંધીઓને કે પાડોશીઓને આપે પણ તેટલાઉપરથી તેઓ તેના ઉપર સાચો પ્રેમ કદી પણ કરવાના નહિ બીજાઓનાં કામ કરવાથી તેમનો પ્રેમ તમે તમારા ઉપર ઉપજાવી નહિ જ શકવાના. પ્રેમની આશાએ, કોઈ નિષ્ઠુર હૃદયનો મનુષ્ય ભલે સામાને ધનથી દાટી નાંખે, તોપણ તેના હૃદયમાં પ્રેમનો અંકુર ઉગાડવામાં તે નિષ્ફળ થવાનો. મહાપુરુષોઉપર જગત્ પ્રેમ કરે છે તેનું કારણ તેઓ જગતનું હિત કરે છે, એમ નથી, પરંતુ તેઓ પોતે પ્રેમ કરવાજેવા ઉચ્ચ થયા હોય છે, એ છે.

મનુષ્યોના મનનું આકર્ષણ કરનાર અને વસ્તુતઃ પ્રેમ કરાવનાર એક જ વસ્તુ છે, અને તે ઉંચા પ્રકારનું મનુષ્યત્વ છે. તમે શરીરે ભલે સુંદર હશો કે નહિ હો, પરંતુ બીજાઓથી નિરાળું જણાઇ આવે એવું જો તમારામાં મનુષ્યત્વ હશે તો તમારા ઉપર લોકો પ્રેમ કરવાના. તમે ભલે તોછડા હશો, તમારામાં ભલે ઘણી ખામીઓ હશે, વ્યવહારદૃષ્ટિથી તમારામાં આકર્ષણ કરે એવું ભલે કશું નહિ હોય, તોપણ જો તમે નિરંતર આગળ વધનાર પુરુષ હશો, તમારી પોતાની ઉન્નતિ કરવા જો તમે નિરંતર પ્રયત્નશીલ હશો તો થોડા મનુષ્યો તમારા ઉપર પ્રેમ કરતા હશે, એટલું જ નહિ, પણ સમય જતાં પ્રત્યેક મનુષ્ય તમારા ઉપર પ્રેમ કરશે.

લોકો વધારે વિશાળ જીવનના, વધારે પૂર્ણતાવાળા જીવનના ભુખ્યા છે; અને જે સ્ત્રી અથવા પુરુષ વધારે વિશાળ અને વધારે પૂર્ણતાવાળું જીવન ભોગવે છે, અને જે નિરંતર આગળ વધવાનો પ્રયત્ન કર્યાં જ કરે છે, તેના તરફ તેઓ હંમેશાં આકર્ષાય છે. હું આગળ વધું છું, એવું જે મનુષ્ય બીજાઓને ભાન કરાવે છે, તે મનુષ્ય પોતાની સત્તામર્યાદામાં આવતા સર્વનું પોતાના પ્રતિ આકર્ષણ કરે છે, કારણ કે સઘળા મનુષ્યોના અંતઃકરણમાં આગળ વધવાની સ્વાભાવિક ઇચ્છા રહેલી હોય છે. આપણ પ્રત્યેકમાં આગળ વધવાની અને આપણું જીવન વિશેષ પૂર્ણ કરવાની ઇચ્છા રહેલી હોય છે, અને તેથી જે જે મનુષ્યોનું જીવન આપણે વધારે વિશાળ જોઇએ છીએ, તેમના ઉપર આપણાથી પ્રેમ કર્યાં વિના રહેવાતું નથી.

સ્મરણમાં રાખો કે જે કોઈ પણ મનુષ્ય તમારા ઉપર પ્રેમ કરશે તો તે તમારામાં રહેલા ઉત્તમ ગુણોને અથવા લક્ષણોને લીધે કરશે, દોષોને અથવા ખામીઓને લીધે નહિ જ. તમારા દોષોને અથવા દુર્બળતાને લીધે તમારી દયા ખાનારા તમને મળશે, પણ પ્રેમ કરનારા તો નહિ જ. પ્રેમ તો તમારા ગુણોને લીધે જ, દોષોને જિતવાના તમારા સામર્થ્યને લીધે જ કોઈ પણ તમારા ઉપર કરવાનું. દુઃખનાં રોદણાં રડીને અથવા નિસાસા મૂકીને સાચો પ્રેમ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવાની ભૂલ કદી કરશો નહિ; પ્રેમ એ રીતે પ્રાપ્ત થઈ શકતો નથી. કોઈને બક્ષિસો અથવા ભેટો આપીને, અથવા તેની સેવા કે કામ કરીને સાચો પ્રેમ ખરીદ કરવાનો ભૂલભરેલો પયત્ન કદી કરશો નહિ; પ્રેમ બક્ષિસોના અથવા સેવાના બદલામાં મળતો નથી; પણ બક્ષિસ અને સેવાની પાછળ જે ઉત્તમ ચારિત્ર્ય રહેલું હોય છે, તો તેને જોવાથી જ મળે છે.

મનની ઉચ્ચતા અથવા અંતઃકરણનું સામર્થ્ય પ્રાપ્ત કરનાર પુરૂષ સર્વના પ્રેમને સર્વદા સંપાદન કરે છે. પ્રેમને પ્રાપ્ત કરવાની પણ એક વિદ્યા છે, અને તે વિદ્યાનું મુખ્ય સૂત્ર એ છે કે પોતાનો બનતો સુધારો નિત્ય કર્યા કરવો. તમારૂં સંસારસુખ બીજાઓના પ્રેમઉપર મોટે ભાગે અવલંબીને રહેલું હોવાથી આ વિષયઉપર તમારે અત્યંત ધ્યાન આપવાની જરૂર છે. પ્રેમ કાર્ય છે, અને સજાતીય કારણો સર્વદા સજાતીય કાર્યોને ઉત્પન્ન કરે છે. બીજાઓના પ્રેમને અવશ્ય આકર્ષે એવાં કારણોને તમારા અંતરમાં કેળવવાથી તેમના પ્રેમને તમે પ્રાપ્ત કરી શકશો. જ્યારે આ તમને સિદ્ધ થશે ત્યારે સુખની કુંચી તમને હસ્તગત થશે.

( અપૂર્ણ )

---

# पूर्ण आरोग्ययुक्त सो वर्षनुं आयुष् भोगववानो उपाय.

( અનુસંધાન ગયા અંકના પૃ૪ ૫૯ થી )

રાંધેલા ખોરાકની સામે જે એક પ્રબળ દલીલ આપવામાં આવે છે, તે એ છે કે ખોરાકને રાંધ્યા પછી તેમાં જે રાખ રહે છે, તે ઝેર છે. ખોરાકમાં જે રેસાજેવો ભાગ હોય છે, તેતો ખોરાકને રાંધવાથી રાખ થઈ જાય છે. આ રાખ લોહીમાં વિચિત્રરીતે પ્રવેશીને શરીરના બધા ભાગમાં ફરી વળે છે, અને શરીરને ઝેરવાળું તથા દુર્બળ કરી મૂકે છે. ખોરાકમાં જે રેસા હોય છે, તેનું લોહી થઈને શરીર પોષાય એવો કુદરતનો હેતુ નથી. ખોરાકમાં રેસાને ઉત્પન્ન કરવાનો કુદરતનો હેતુ એટલો જ છે કે અન્નનલિકામાંથી પસાર થતી વખતે તેઓ સઘળા મળને વાળી ઝુડીને પોતાની સાથે ઘસડી જાય, અને દસ્તમાં તેને બહાર કાઢી નાંખે.

ખોરાકમાં કેટલો ફેરફાર થયો છે, તેનું માપ જે પ્રમાણમાં તેને ચુલાઉપર તાપ આપવામાં આવ્યો હોય છે, તે ઉપરથી નીકળે છે. કેટલીક જાતનો વનસ્પતિનો ખોરાક ૧૪૫ ફેરનહીટ ડીગ્રીનો તાપ લાગતાં આહારતરીકે નકામો થઈ જાય છે. પાણીને ખળખળતી સ્થિતિમાં આણવાને ૨૧૨ ડિગ્રીના તાપની જરૂર હોય છે. આથી ૧૪૫ થી તે ૨૧૨ ડિગ્રીના તાપમાં રંધાતા સઘળા ખોરાકનાં પોષક તત્ત્વોનો ઉત્તરોત્તર અધિક અધિક નાશ થતો જાય

છે. જો ટેવતાઉપર વસ્તુને શેકવામાં આવે છે તો કદાચ તેને ૩૦૦ અથવા ૪૦૦ ડીગ્રીનો તાપ પણ લાગી જાય છે, અને આવા તાપથી તેનાં પોષક તત્ત્વોનો કેવળ નાશ થઇ જાય છે. આથી સ્પષ્ટ થશે કે જેમ જેમ તાપનું પ્રમાણ વધારે તેમ તેમ ખોરાક વધારે નિઃસત્ત્વ થતો જાય છે, અને તેમ તેમ શરીરમાં ધાતુઓને ઉત્પન્ન કરવામાં તે વધારે નકામો થતો જાય છે.

તાપ લગાડ્યા વિનાનાં અથવા રાંધ્યાવિનાનાં ફળ, મીંજ ( Nuts, બદામ, કાજુ વગેરે), શાક, અને દાણામાં **શરીરનું સર્વોત્કૃષ્ટ પોષણ કરવા માટે જેટલાં તત્ત્વોની જરૂર છે, તે સઘળાં તત્ત્વો રહેલાં છે.** તેઓ સામર્થ્યને ઉત્પન્ન કરનાર આહારના પદાર્થો છે. તેઓ કેવળ, શુદ્ધ હોય છે. આથી માંસ ખાનારાઓએ તેમ જ રાંધેલાં અનાજ વગેરે ખાનારાઓએ તેમનો ઉપયોગ કરવો જોઇએ.

* * * * *

આરોગ્યનો માર્ગ ઘણો સહેલો છે. આ લેખમાં દર્શાવેલા નિયમે વર્તનાર કેઇ પણ મનુષ્ય કુદરતના નિયમાનુસાર વર્તન કરનારો જ થાય છે. શું ખાવું અથવા શું પીવું, તેની નકામી ચિંતામાં પડવાની કોઇને કશી જરૂર નથી. માંસથી તથા રાંધેલા નિઃસત્ત્વ આહારને ખાવાથી લગભગ બધા રોગો થાય છે, તોપણ ઉપરનું વચન સત્ય છે.

જો કે મનુષ્યોના મોટા ભાગને ખાનપાનની ખોટી ટેવને લીધે રોગ થાય છે, તોપણ રાંધેલો ખોરાક ખાવાનું એકદમ છોડી દેવાની અને ફળ અને મીંજના કુદરતી તથા સત્ત્વયુક્ત ખોરાકને એકદમ ખાવાનું શરૂ કરવાની આ લેખમાં ભલામણ કરવામાં આવતી નથી.

આડા માર્ગમાંથી સીધા માર્ગમાં મનુષ્યે કુદરતી રીતે આવવું જોઇએ. પડેલી ખોટી ટેવો એકદમ છોડીને ખરી ટેવો એકદમ પાડવા જતાં પ્રસંગે રોગ થવાનો સંભવ આવે છે, પરંતુ કુદરતી રીતે ખોટી ટેવો છોડતાં અને ખરી ટેવો પાડતાં તેવું કશું જ થતું નથી.

ધીરે ધીરે, ઉતાવળ કર્યા વિના, પાછા કુદરતના માર્ગમાં આવો.

જમતી વખતે ફળને તથા મીંજને હંમેશાં થાળીમાં મોં આગળ રાખવાં. માંસ-ખાનારે માંસનો સમૂળ ત્યાગ કરવો, અને તેને બદલે જૂદી જૂદી જાતની મીંજનો ઉપયોગ કરવો. બદામ, પીસ્તાં, અખોડ, ચારોળી, ટોપરૂ, મગફળીના દાણા, કાજુ, વગેરે મીંજ ગણાય છે.

રાંધેલો વનસ્પતિનો આહાર કરનારે ભાત કે દાળ કે એવો કોઇ એક આહારનો પદાર્થ સમૂળ છોડી દેવો, અને રોટલી, ફળ તથા મીંજ ખાવાં.

બટાકા, ભીંડા, વેંગણ કે એવું કોઈ રાંધેલું શાક ખાવાની ઇચ્છા થાય તો ભલે તે ખાવું. બીજા કોઈ રાંધેલા પદાર્થની રુચિ હોય તો તે પણ ખાવો.

વિધિપૂર્વક ખાઓ.

બટાકા, કે ભીંડા કે એવો કોઇ રાંધેલો ખોરાક જેટલો ખાવો હોય તેટલો પ્રથમ ખાઓ; તેને ખાઇ રહેતા સુધી બીજા દશાને અડશો નહિ. બીજો પદાર્થ ખાવા માંડ્યા પછી બટાકાને હાથ અડાડશો નહિ. નાના નાના કોળીયા લેઇને પ્રત્યેક ગ્રાસ ધીરે ધીરે અને સંપૂર્ણ ચાવજો. ઝીણા ઝીણા કકડા કરો, પાણીજેવું પાતળું થાય ત્યાં સુધી ચાવો, અને આહારના રસના સ્વાદનો અનુભવ કરો. ચાવ્યું ન ચાવ્યું કરીને ગળી જવાની વૃત્તિને જરા પણ ઉત્તેજન આપશો નહિ. ધીરેધીરે એની મેળે અન્નને પાણીરૂપ થઇને નીચે ઉતરવા દેજો.

એક પદાર્થની રુચિ શમી જાય એટલે પછી બીજા કયા પદાર્થની રુચિ થાય છે, તે જોજો, અને પછી તેને પણ ઉપર લખ્યાપ્રમાણે ખાજો.

રુચિ તૃપ્ત થાય, એટલે તરત અટકજો.

પાછું કુદરતના નિયમને અનુકૂળ વર્તન કરવાનો આ સહેલો પરંતુ ખાત્રીલાયક માર્ગ છે.

ઉપર લખેલા વિધિપ્રમાણે જો નિત્ય વર્તવામાં આવશે તો વધારે સાદા અને વધારે કુદરતી ખોરાકની ઇચ્છા દિવસે દિવસે વૃદ્ધિને પામતી જશે.

સમય જતાં, તમને ફળ, મીંજ, અને કદાચ થોડાં શાકવિના બીજું કશું જ ખાવું નહિ ગમે.

વિવિધ આહારના પદાર્થોમાં કેટલું પોષક તત્ત્વ રહ્યું છે, તે નીચેના ચિત્રથી સમજાશે.

**ચિત્રમાં જે કાળો ભાગ છે, તે તેમાં રહેલા પોષક તત્ત્વને દર્શાવે છે.**

આ ચિત્ર અમેરિકાના સુપ્રસિદ્ધ ડૉક્ટર લૅટ્સન ( W. R. C. Latson M. D. ) ના ' The food value of meat ' ( માંસ આહારતરીકે કેટલા મૂલ્યવાળું છે ) એ નામના ગ્રંથમાંથી ઉતારી લેવામાં આવ્યું છે. ગમે તે મનુષ્યને તે જોવાથી ખાતરી થશે કે માંસમાં રોટલી, ફળ તથા મીંજકરતાં ઓછાં પોષક તત્ત્વો રહેલાં છે.


























૧. બદામ, પીસ્તાં, ચારોળી, કાજુ વગેરે મીંજ ( nuts ) ૨. થુલુ કાઢી લીધાવિનાના ઘઉંની રોટલી. ૩. ગાયનું માંસ. ૪. માંછલી. ૫. કેળાં. ૬. દુધ. ૭. પનીર. ( cheese ) ૮. થુલુ કાઢી લીધેલા ઘઉંની રોટલી. ૯. ઇંડાં. ૧૦. ખજુર. ૧૧. બટાકા. ૧૨. હરિતક; ' લેટ્યુસ ' ( lettuce ) નામની એક જાતની ભાજી.

પૃથ્વીની ત્રણ શરીરમાં શરીર પ્રતના સઉથી બળવાન્ મનુષ્યો માંસનો આહાર કરતા નથી.

---

( સમાપ્ત. )

# વિચારરત્નરાશિ.

વ્યવહારમાં કે પરમાર્થમાં ઉન્નતિ પ્રાપ્ત કરવાને માટે એકાગ્રતા, એ એક સઉથી અગત્યનું સાધન છે; અને ઉભયમાં મનુષ્યોની આગળ વૃદ્ધિ ન થવામાં, બીજા કોઈ કારણના કરતાં, એકાગ્રતાની ખામી એ જ એક પ્રબળ કારણ છે, એમ કહેવામાં કશો જ સંકોચ થતો નથી. આ સાથે વળી એમ પણ નિઃશંકપણે કહી શકાય એમ છે કે વ્યવહારમાં તથા પરમાર્થમાં મનુષ્યો જે કાંઇ સિદ્ધ કરી શકે છે, તેના કરતાં સેંકડે દશગણું અથવા ત્રણસેંગણું, જો તેઓ એકાગ્રતાને કેળવવાઉપર ખાસ ધ્યાન આપે તો સિદ્ધ કરી શકે.

* * * *

એકાગ્રતાના સંબંધમાં વિવિધ લેખકોએ વિવિધ લેખો લખ્યા છે, પરંતુ તે સર્વથી વસ્તુતઃ થોડો જ લાભ થયો છે; કારણ કે તે સર્વ લેખો મનને એકાગ્ર કરવાનો બોધ કરે છે. પરંતુ જે કારણ એકાગ્રતાને ઉત્પન્ન કરે છે, તે કારણને કેવી રીતે પ્રકટાવવું, તે તેઓ શીખવતા નથી. મનની એકાગ્રતા અથવા એકાગ્રતાવાળી માનસિક સ્થિતિ એ એક કાર્ય છે, અને અનન્યાસક્ત ( એક જ વસ્તુમાં પ્રેમપૂર્વક જોડાયલા ) ચિત્તવડે તે ઉત્પન્ન થાય છે. આથી ચિત્તને અર્થાત્ ધ્યાનને ( Attention ) કોઇ એક વસ્તુમાં સંપૂર્ણ પ્રકારે જોડી રાખવા માટે કંઇ પણ કર્યા વિના, એકાગ્રતા કરવાનો પ્રયત્ન કરવાથી માત્ર એટલો જ પરિણામ આવે છે કે આપણે આપણા સંકલ્પબળથી આપણી વૃત્તિઓને બળાત્કારથી આપણા સ્વાધીનમાં રાખી શકીએ છીએ. જો કે આ રીતે ક્ષણિક અને નહિજેવી એકાગ્રતા સિદ્ધ થાય છે તોપણ તેથી મનને પોતાને તો હાનિ જ થાય છે. જ્યારે સંકલ્પશક્તિ મનઉપર પોતાનું બળ વાપરે છે ત્યારે સમાન્ય રીતે મનનું તેમ જ તેની જૂદી જૂદી શક્તિઓનું બળ તથા તેજસ્વીપણું ઘટે છે.

* * * *

આપણા શરીરના કોઇ પણ ભાગઉપર આપણે બળાત્કાર વાપરવો ન જોઇએ, પરંતુ જે વસ્તુની આપણને ઇચ્છા હોય તેના આવશ્યક કારણની નિયમિત પ્રકારે ઉત્પત્તિ કરીને તે વસ્તુ આપણે સંપાદન કરવી જોઇએ. એકાગ્રતા કરવાનો પ્રયત્ન કરવો, એ કારણને ઉત્પન્ન કર્યાવિના બળાત્કારથી કાર્યને ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કરવાતુલ્ય છે, અને તેથી તેમ કરવાથી લાભ ન થતાં ઘણી હાનિ થાય છે.

* * * *

એકાગ્રતા કરવાની જે વિવિધ પ્રચલિત રીતિઓ છે, તે સર્વ, કોઇ પણ વાતમાં મન ધ્યાન દઇને જોડાય, તેટલા માટે જે જોઇએ, તે કરવાનું ન સૂચવતાં માત્ર મનને ધ્યાનપૂર્વક જોડવાનો પ્રયત્ન કરવાનું જ સૂચવે છે. આવી રીતિનો પ્રબોધ કરનારાઓને આચારમાં મૂકી શકાય એવા માનસ શાસ્ત્રનું અથવા અધ્યાત્મશાસ્ત્રનું જ્ઞાન હોતું નથી, અને તેથી તેઓ જાણતા હોતા નથી કે બળથી કોઇ વિષયમાં મનને જોડી રાખવાથી શૂન્યમનસ્કતા ( absent-mindedness, ક્યા વિષયમાં મનને જોડી રાખ્યું છે તેનું અભાન ) અને એકાગ્રતાનો કેવળ અભાવ ઉત્પન્ન થાય છે.

* * * *

જ્યારે જ્યારે કોઇ પદાર્થઉપર તમે તમારું ધ્યાન ચોટેલું રાખો છો (કોઇ વિષયઉપર ધ્યાનને જોડેલું તમે રાખી શક્વાના નહિ) ત્યારે ત્યારે તમારું મન ગમે તેવા માલવિનાના વિચારોમાં ચડી જાય છે, વિચારની સ્પષ્ટ શ્રેણી બંધ પડી જાય છે, અને ઉપયોગી કાર્યો ઉપરથી વિતાનનો અંકુશ ખસી જાય છે. કોઇ નિર્ણય કરેલા વિષયઉપર તમારા મનને ક્યાં સુધી જોડી રાખવાનું તમારામાં સામર્થ્ય છે, તેની અજમાયશ કદી પણ કરતા ના; તેમ જ જે વિષયોમાં તમને જરા પણ રસ ન હોય તે સંબંધી વિચાર કરવાની તમારા મનને કદી પણ ફરજ પાડના ના. આ વિષયોઉપર ધ્યાન આપવાથી તમને લાભ થાય એમ હોય તો તેમાં સ્વાભાવિક અને પ્રબળ રસને પ્રથમ પ્રકટાવો; અને આવો રસ એક ઘણી સાદી ક્રિયાના અભ્યાસવડે તમે તમારામાં પ્રકટાવી શકશો.

* * * *

સર્વોત્તમ પરિણામ પ્રકટાવવાને માટે જે કામ આપણે કરના હોઇએ તે કામ આપણે અનન્યાસક્ત ચિત્તવડે ( undivided attention ) કરવું જોઇએ, અર્થાત્ બીજા કશામાં ધ્યાન ન જાય, એવી રીતે કરવું જોઇએ. પણ આપણા કામમાં આપણું આવું ધ્યાન એની મેળે લાગવું જોઇએ. બળથી આપણા ધ્યાનને આપણા કામમાં જોડવાનો જો આપણે પ્રયત્ન કરીએ છીએ તો આપણે આપણા મનને ડહોળી નાંખીએ છીએ, અને તેમ થતાં આપણે સર્વ પ્રકારની ભૂલો કરીએ છીએ. કોઇ પણ વિષયમાં અથવા વસ્તુમાં સ્વાભાવિક રીતે સરળપણે અને ઉત્સાહપૂર્વક સંપૂર્ણ રીતે આપણું ધ્યાન આપણું મન લગાડે, એટલા માટે તે વિષયમાં અથવા વસ્તુમાં પ્રબળ રસને આપણે પ્રકટાવવો જોઇએ. કારણ કે કોઈ વિષયમાં જ્યારે આપણે સંપૂર્ણ રસને ધરતા થઇએ છીએ ત્યારે અનન્યાસક્ત ચિત્તવડે ધ્યાન આપવાનો પ્રયત્ન કર્યાવિના સ્વભાવથી જ આપણું ધ્યાન તે વિષયમાં સર્વાંશે જોડાઇ જાય છે. રસનઃ પ્રકટનાર ધ્યાન આવું હોય છે, અને આવું જ ધ્યાન એકાગ્રતાને પ્રકટાવે છે.

* * * *

કેટલાક મનુષ્યો એવું કહેતા સંભળવામાં આવે છે કે અમારી મનને એકાગ્ર કરવાની શક્તિ ઉત્તમ પ્રકારની છે, પણ તેઓ જે કહે છે તેવો તેમનાં વચનનો અર્થ નથી, તેમણે એમ કહેવું જોઇએ કે જે કંઇ કામ કરવાનું અમને પ્રાપ્ત થાય છે તેમાં સંપૂર્ણ રસપૂર્વક જોડાવાની અમારામાં શક્તિ છે; કારણ કે એકાગ્રતાની કુંચી એ છે. કોઈ પણ વિષયમાં પ્રબળ રસ ચિત્તને તે વિષયમાં સર્વાંશે જોડે છે; અને ચિત્ત જ્યારે આ પ્રકારે જોડાય છે, ત્યારે એકાગ્રતા પ્રકટે છે.

* * * *

જ્યારે મનની એકાગ્રતાવાળી સ્થિતિ હોય છે ત્યારે મનનાં સઘળાં સામર્થ્યો એક જ વિષય અથવા વસ્તુઉપર એકાગ્ર થાય છે, અને તે સમયે હાથમાં લીધેલા એક જ કામઉપર મન પોતાનું સઘળું બળ વાપરે છે. હાથમાં લીધેલા ગમે તે કામને સિદ્ધ કરવા ઇચ્છનાર પુરૂષનું, 'હાલ મારે આ એક જ કામ કરવાનું છે' એ જ વર્તનસૂત્ર હોવું જોઇએ; અને આ સૂત્રથી તે કદી જરાસરખો પણ ચસકતો નથી તો કોઈ પણ કામની સિદ્ધિ કરવામાં તે કદી પણ નિષ્ફળ જતો નથી. પણ પૂર્વે કહ્યાપ્રમાણે સંકલ્પનું બળ વાપરીને કોઇ પણ એક કામમાં

મનનાં સામર્થ્યોને જોડવાં ન જોઈએ; રસથી પ્રકટેલા ધ્યાનવડે આ એકાગ્રતા ઉત્પન્ન થવી જોઈએ.

*  *  *  *

હાથમાં લીધેલા એક જ કામમાં સંપૂર્ણ રસવાળા થવું, એ એકાગ્રતાની કુચી છે; અને હાથમાં લીધેલા કામમાં અત્યંત રસ ઉત્પન્ન કરે, એવો અંશ કયો છે, તે શોધી કાઢવાથી આ રસવૃત્તિ જાગ્રત્ કરી શકાય છે. એવો આ જગતમાં એક પણ વિષય અથવા વસ્તુ નથી કે જે અમુક દૃષ્ટિબિંદુથી જોતાં આપણને રસવાળો ન ભાસે. આથી તે વિષયમાં રહેલા રસવાળા ભાગો શોધી કાઢવાનો પ્રયત્ન કરો; અને તે શોધવા માંડતાં, પ્રયત્ન કર્યા વિના જ તમને તે વિષયમાં સંપૂર્ણ રસ પ્રકટશે. આમ આ અત્યંત સરળમાં સરળ ઉપાયથી આપણું ચિત્ત આપણે હાથમાં લીધેલા વિષયમાં અનન્યાસક્ત થાય છે, અને જરા પણ વિશેષ પ્રયત્ન કર્યાવિના, આપણું સઘળું માનસ બળ જે એક કામ કરવાનો આપણે પ્રયત્ન કરતા હોઈએ છીએ તેમાં એકાગ્ર થાય છે.

*  *  *  *

વ્યવહારમાં તથા પરમાર્થમાં આપણો સર્વોત્તમ ઉદય કરવા માટે બીજું જે કરવાની આપણે અગત્ય છે તે એ કે વસ્તુઓની આપણે એવા પ્રકારની વ્યવસ્થા કરવી કે તેઓ સર્વ આપણું હિત જ કરવાને માટે એકત્ર થઈને પ્રવૃત્તિ કરે. કશાને પણ આપણા વિરુદ્ધ આપણે પ્રવૃત્તિ કરવા દેવી ન જોઈએ, પરંતુ સઘળી વસ્તુઓને આપણા અનુકૂળ પ્રવૃત્તિ કરવાને પ્રેરવી જોઈએ; અને સઘળી વસ્તુઓ આપણી સેવા કરવાને સર્વદા તત્પર છે, તેથી આપણા અનુકૂળ, સઘળી વસ્તુઓની એકત્ર પ્રવૃત્તિ કરાવવી સંભવિત છે. તત્ત્વજ્ઞ પુરુષોતરફથી એવું કહેવામાં આવ્યું છે કે જે મનુષ્ય કેવળ શુભને જ ઇચ્છે છે, તેનું હિત કરવાની જ સઘળી વસ્તુઓ એકત્ર થઈને પ્રવૃત્તિ કરે છે; અને શુભની તેની ઈચ્છા બળવાન્, દૃઢ, કશાથી પણ ન ડગે એવી, અને ખરા અંતઃકરણની હોવી જોઈએ, એટલા શબ્દો જો આપણે ઉપરના કથનમાં ઉમેરીએ તો તે કથન કેવળ સત્ય છે.

*  *  *  *

કેવળ શુભને જ ઇચ્છનારા ઘણા મનુષ્યો મળી આવે છે, પરંતુ તેમની ઇચ્છા એટલી દુર્બળ, એટલી નિર્વીર્ય અને એટલી અસ્થિર હોય છે કે તે વસ્તુઓના તથા આજુબાજુના સંજોગોના ઉપર કશી જ સત્તા ચલાવી શકતી નથી.

પરંતુ જ્યારે કોઇ મનુષ્ય કેવળ શુભને જ ઇચ્છે છે, અને તે ઇચ્છામાં પોતાનું સમગ્ર જીવન નાંખે છે ત્યારે તેના જીવનની સાથે સંબંધને ધરાવતી પ્રત્યેક વસ્તુ સ્વભાવથી જ તેને અનુસરે છે, અને શુભને ઉત્પન્ન કરવાના તેના પ્રયત્નને સર્વ રીતે મદદ કરે છે. જ્યારે એક જ દિશામાં સમગ્ર જીવનને વાળવામાં આવે છે ત્યારે તે જીવનના સંબંધની સઘળી વસ્તુઓ તે દિશામાં ગતિ કરવા માંડે છે; અને જેને માટે આખું જીવન પ્રવૃત્ત થાય છે, તેને માટે જીવનનો પ્રત્યેક ભાગ પણ પ્રવૃત્ત થાય છે. આ સમજવું સહેલું છે; તેથી જે મનુષ્ય કેવળ શુભની જ ઇચ્છા કરે છે, અને તેની સિદ્ધિમાં પોતાનું સમગ્ર જીવન અર્પે છે, તેનું શુભ કરવા સમગ્ર વસ્તુઓ એકત્ર થઈને પ્રવૃત્ત થાય છે, એ કથનમાં નિગૂઢ વિષયજેવું કંઈ જ નથી. પણ આપણને વધારે લાભકારક વાર્તા તો એ છે કે આ

કથનને આચારમાં મૂકતાં આપણને તેનો તરત લાભ જણાવા માંડે છે.

*　*　*　*

જ્યારે જ્યારે મન સામાન્ય બાહ્ય સ્થિતિઓની મર્યાદાનું અતિક્રમણ કરે છે, ત્યારે ત્યારે તેને એ વાર્તા સ્પષ્ટ થાય છે કે આપણી ભીતર અને આપણી આજુબાજુ સર્વત્ર કોઈ વધારે ઉત્કૃષ્ટ સત્તા અથવા સામર્થ્ય છે, અને જો આપણી ઈચ્છા થાય તો આ સામર્થ્યનો આપણે ઉપયોગ કરી શકીએ એમ છે.

આ સામર્થ્યમાંથી કેટલું આપણે આપણા ઉપયોગમાં લેઇ શકીએ એમ છે, તેનો આધાર તે સામર્થ્યની સાથે જેટલો નિકટનો સંબંધ આપણે બાંધીએ, અને તેના અસ્તિત્વનું જેટલું પૂર્ણપણે ભાન કરીએ તેના ઉપર છે.

*　*　*　*

પોતાપણાનો સામાન્ય રીતે વ્યવહારમાં જેટલો અર્થ થાય છે, તે અર્થપ્રમાણે જે મનુષ્ય પોતાના ઉપર આધાર રાખે છે, તે મનુષ્ય પોતાના સામર્થ્યનો ઘણો જ થોડો અંશ ઉપયોગમાં લે છે, અને તેથી જેટલું સિદ્ધ તેણે કરવું જોઇએ તેટલું તે કરતો નથી. પોતાનામાં રહેલા ઉચ્ચતર સામર્થ્યની ઉપેક્ષા કરવાથી મર્યાદાવાળા બાહ્ય શરીરના વ્યાપારો જેટલાં સામર્થ્યો ઉત્પન્ન કરવાને શક્તિમાન્ છે, તેટલાં જ સામર્થ્યનો તે માત્ર ઉપયોગ કરી શકે છે;અને આ કારણથી જેમાં જેમાં તે પ્રવૃત્તિ કરે છે, તે સર્વમાં પોતાની મર્યાદાવાળી શક્તિની હદમાં પોતાને સપડાઇ ગયેલો તે જુએ છે. મહાન્ કાર્યો કરવાને બદલે, તુચ્છ કાર્યો કરતો તે ટાંટીયા ઘસડતો ચાલે છે; અને તેના ભીતર જુઓ તો અત્યંત મોટાં સામર્થ્યો બહાર નીકળવાની વાટ જોતાં પડ્યાં હોય છે; અને તે સામર્થ્યો તે કેવાં ? તેને અસાધારણ પ્રતિભાસંપન્ન કરી મૂકે એવાં; તેને દુનિયામાં થઈ ગયેલા અનેક મહાપુરુષોના જેવો મહાપુરુષ કરી મૂકે એવાં; તેને ઈશ્વરના જેવો સર્વજ્ઞ અને સર્વશક્તિમાન્ કરી મૂકે એવાં.

*　*　*　*

આપણા ભીતર એક ઉચ્ચતર સામર્થ્ય છે; અને આ ઉચ્ચતર સામર્થ્ય આપણા પ્રત્યેક કાર્યમાં આપણને મદદ કરી શકે એમ છે. ખરૂં કહીએ તો આપણા ભીતર રહેલા આ વિશાળ મહાન્ સામર્થ્યની સાથે આપણે એવા તો નિકટના સંબંધમાં આવી શકીએ એમ છે કે તે સામર્થ્યના આપણે હમેશના સ્વામિ થઇએ છીએ. જો કે આરંભમાં જ્યારે જ્યારે વિશેષ બળની આપણને જરૂર પડે છે ત્યારે ત્યારે જ અધિક બળ આપણામાં આવેલું આપણને જણાય છે, પરંતુ થોડો સમય વીતતાં આ ઉચ્ચતર બળના મૂળની સમીપમાં રહેવાનો આપણને એવો તો અભ્યાસ પડી જાય છે કે જ્યારે જ્યારે આપણે તેના પ્રતિ દૃષ્ટિ નાંખીએ છીએ ત્યારે ત્યારે આપણે તે સામર્થ્યથી ભરાઇ જઇએ છીએ.

*　*　*　*

જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે આ ઉચ્ચતર સામર્થ્યની મદદ મેળવવાને માટે પ્રથમ તો આપણે તે સામર્થ્યમાં શ્રદ્ધા ધરવાની અગત્ય છે. શ્રદ્ધા આપણા મનને ઉંચે ચઢાવીને તે ઉચ્ચતર સમર્થના છેક જીવનપર્યંત લેઇ જાય છે, અને આમ કરીને આ સામર્થ્યના અસ્તિત્વનું આપણને ભાન કરાવે છે. બીજું જે કરવાની આપણે અગત્ય છે તે એ કે જ્યારે જ્યારે તે સામર્થ્યનું આપણને ભાન થાય ત્યારે ત્યારે તે સામર્થ્ય આ છે, એમ જાણવું, અને વધારે

ઉત્કૃષ્ટ સામર્થ્ય તરીકેનો યશ તેને આપવો. આમ કરવાની અત્યંત અગત્ય છે, કારણ કે જ્યારે જ્યારે આપણે ઉચ્ચતરને ઉચ્ચતરરૂપે ઓળખીએ છીએ ત્યારે ત્યારે જે વસ્તુતઃ ઉચ્ચતર છે, તેની સાથે આપણે આપણા મનનો પૂર્ણપણે સંબંધ બાંધીએ છીએ. ત્રીજું જે કરવાની આપણે અગત્ય છે તે એ કે જ્યારે જ્યારે આ સામર્થ્યની આપણને ઇચ્છા થાય ત્યારે ત્યારે તે સામર્થ્યને પ્રકટવાની આશા રાખવી—વાટ જોવી. આશા રાખવાથી અથવા વાટ જોયા કરવાથી આપણી વૃત્તિ ઉચ્ચતર સામર્થ્યના પ્રદેશમાં પ્રવેશે છે, અને એ રીતે ઉચ્ચતર સામર્થ્યને પ્રાપ્ત કરે છે. પરિણામ એ આવે છે કે આપણે એવા સામર્થ્યથી પૂર્ણ થઇએ છીએ કે જેથી આપણામાં રહેલી પ્રત્યેક માનસિક શક્તિનું તેમ જ વિવિધ કામ કરવાની આપણી યોગ્યતાનું બળ અત્યંત આશ્ચર્યકારક રીતે વૃદ્ધિને પામે છે.

* * * *

કોઈ પણ મહત્ત્વનું કામ કરવા માંડતાં પહેલાં આપણા ભીતરરહેલા આ ઉચ્ચતર સામર્થ્યની સાથે આપણે એકતાવાળું થવું જોઇએ. તેને પ્રાપ્ત થવાની વાટ જોયા કરવી જોઇએ, તેના ઉપર આધાર રાખવો જોઇએ, અને પૂર્ણ શ્રદ્ધાથી તેને ગ્રહણ કરવું જોઇએ. પરિણામપ્રતિ જો આપણે દૃષ્ટિ નાંખશું તો આપણને ઘણો જ ફેરફાર જણાશે. આપણને જણાશે કે આ ઉચ્ચતર સામર્થ્યના વાતાવરણમાં કામ કરવાથી આપણે પૂર્વ કરતાં વધારે કામ કર્યું છે, અને વધારે સારું કામ કર્યું છે.

* * * *

જેઓને આ વાતમાં સંશય હોય તેમણે અજમાયશ કરી જોવી. તેઓને ખાતરી થશે અને એટલો તો લાભ થયેલો જણાશે કે પછીથી ભીતરમાં રહેલા આ ચમત્કારિક સામર્થ્યમાંથી પોતાનાથી બને તેટલું અધિકમાં અધિક સામર્થ્ય લીધા વિના તેઓ કોઇ કામ કરવાનો ફરીને કદી પણ પ્રયત્ન નહિ કરે.

* * * *

વધારે ઉચ્ચ અને વધારે શુભ પ્રાપ્ત કરવામાં ભય એ એક મોટામાં મોટું વિઘ્ન છે. કારણ કે તે પોતે ઘણાં દુઃખોને સાક્ષાત્ ઉત્પન્ન કરે છે, એટલું જ નહિ, પરંતુ મનમાં જેવા થવાનું સામર્થ્ય છે, તેના થતાં પણ તેને અટકાવે છે. સંસારમાં સર્વોત્તમ સ્થિતિને પ્રાપ્ત કરવાના સંભવવાળા ઘણા મનુષ્યોને ભયે તુચ્છ સામાન્ય મનુષ્યો રાખ્યા છે; અને હજારમાં એવો એક પણ મનુષ્ય ભાગ્યે જ મળી આવશે કે જેની ઉન્નતિમાં ભયે થોડો અથવા ઘણો પ્રતિબંધ નહિ કર્યો હોય. આથી ભયને જિતવો, એ ઉત્કૃષ્ટ પ્રકારનું જીવન કરવા ઇચ્છનાર મનુષ્યનું એક મોટામાં મોટું કર્તવ્ય છે.

* * * *

ભયનું કારણ અનિશ્ચિતપણું અથવા સંશય છે. મારું હિત જ થવાનું, એવી જો આપણને સંપૂર્ણ ખાતરી હોય છે, તો આપણને કોઇ જાતનો કશો પણ ભય થતો નથી, પણ કાલ કોણ જાણે શું થશે, તે આપણે જાણતા હોતા નથી તેથી, અને પુષ્કળ પ્રતિકૂળ પ્રસંગો નિત્ય બન્યા જ કરે છે, તેથી આપણા ઉપર પણ તેવું કંઇક આવી પડે, એવો આપણને નિરંતર ભય રહે છે, પણ આવા સંશયનું અથવા અનિશ્ચિતપણાનું કારણ શું ? આપણી

ઇચ્છાપ્રમાણે જ જગતમાં સઘળું કેમ ન બને ? આપણે જગતની વસ્તુઓને અધીન છીએ અને તેમની સેવા કરવાને સરજાયા છીએ, કે જગતની વસ્તુઓ આપણે અધીન છે, અને આપણી સેવા કરવાને સર્જાઈ છે ?

* * * *

વિજયને કેમ ઉત્પન્ન કરવો, એ જ્યારે આપણે જાણીએ છીએ, અને વિજયને ઉત્પન્ન કરવાને અખંડ પ્રયત્નશીલ થઇએ છીએ ત્યારે આપણને નિષ્ફળતાનો જરા પણ ભય રહેતો નથી. કારણ કે નિષ્ફળતાનો સંભવ જ નથી, એવું આપણે જાણીએ છીએ. દુઃખો અને પ્રતિકૂળતાઓના સંબંધમાં પણ એમ જ છે. જ્યાં સુધી તમે કંઇ વધારે સારૂં ઉત્પન્ન કર્યા કરશો ત્યાં સુધી તેઓ નહિ આવે; અને તમારા જીવનની પ્રત્યેક ક્ષણે વધારે સારૂ કરવાનું તમારામાં સામર્થ્ય છે.

* * * *

જે આયુષ્યની પ્રત્યેક ક્ષણ સત્ફળને ઉત્પન્ન કરનાર કૃતિમાં બુદ્ધિપૂર્વક યોજવામાં આવે છે, જેમાં મનુષ્યની સર્વ શક્તિઓનો સર્વદા સદુપયોગ જ થાય છે, જે આયુષ્ય કોઈ ઉચ્ચ ઉદ્દેશ ને સિદ્ધ કરવામાં જ નિરંતર વ્યતીત કરવામાં આવે છે, અને જેમાં પોતાનાથી કરવામાં આવતાં શુભ કર્મોનાં શુભ ફળ પ્રાપ્ત થવાની અવશ્ય ખાતરી હોય છે, તે જ આયુષ્ય વાસ્તવિક આયુષ્ય છે.

---

# प्रत्येक वाळकने महापुरुषोनां लक्षणोयुक्त जन्मवानो हक छे.

જે કંઈ આપણે કરવું તે આપણાથી બને તેટલું સર્વોત્તમ પ્રકારનું જ કરવું જોઇએ; કોઇ પણ કામ આપણે બેદરકારીથી, અથવા આવડતવિના, અથવા દૈવને સોંપીને ન કરવું જોઇએ; અને માબાપે પ્રજાની ઉત્પત્તિ કરવામાં તો આ નિયમઉપર ખાસ કરીને ધ્યાન આપવાની જરૂર છે, કારણકે પ્રજોત્પત્તિકર્મને લીધે જ આજે આપણું આ જગતમાં અસ્તિત્વ છે.

આ જગતમાં આપણો જન્મ થવો, એ વાત જો મહત્ત્વવાળી છે, તો આપણો જન્મ થવાનો વિધિ પણ મહત્ત્વવાળો હોવો જોઇએ. જો કાર્ય મહત્ત્વવાળું છે તો કારણ પણ મહત્ત્વવાળું હોવું જ જોઇએ; અને તેથી જો આપણી પ્રજાને આપણે કંઈ માલવાળી કરવી હોય તો તેની ઉત્પત્તિના વિધિઉપર આપણે અત્યંત સમ્યક્ ધ્યાન આપવું જોઇએ.

જે કંઈ આ જગતમાં થાય છે, તે અમુક નિયમોને આધારે થાય છે, પરંતુ જીવનના સઘળા નિયમો એવી રીતે રચાયલા છે કે તેઓનું જે રીતે પાલન કરવામાં આવે છે, તે પ્રમાણે તેઓ પરિણામને ઉત્પન્ન કરે છે. તેના તે જ નિયમોનો વધારે અને વધારે સારો ઉપયોગ કરવાના માર્ગો હોય છે; અને સર્વથી સારા માર્ગો સર્વદા સર્વથી સારા પરિણામો પ્રકટાવે છે; અને પ્રજોત્પત્તિના નિયમોમાં પણ તેમ જ છે.

આવા અસાધારણ મહત્ત્વના વિષયઉપર જેટલું ધ્યાન આપવું જોઇએ તેટલું ધ્યાન જે વિદ્વાનોએ તેના ઉપર આપ્યું છે તેમને સ્પષ્ટ થયું છે કે હાલ જે રીતે પ્રજોત્પત્તિ કર-

ગ્રામાં આવે છે, તેના કરતાં અત્યંત ઉત્કૃષ્ટ પ્રકારે પ્રજોત્પત્તિ કરી શકાય એમ છે, અને પ્રજોત્પત્તિનો અર્થ કોઇ પણ જીવના નવા જીવનની શરૂઆત કરવી, એટલો જ થતો હોવાથી આ નવા જીવનનો આરંભ જેમ બને તેમ સર્વોત્તમ શી રીતે થાય, તેનું જ્ઞાન માબાપે પ્રજોત્પત્તિ કર્યાં પૂર્વે પ્રાપ્ત કરવાની તેમની પ્રથમ અને મોટામાં મોટી ફરજ છે.

આપણા નસીબમાં હશે તેવું બાળક થશે, એમ વિચારી ઘણાં માબાપો આ વિષયથી કેવળ અજ્ઞાન રહે છે. નસીબમાં હશે તો ઝીણી સારી રોટલી ચુલાઉપરથી ઉતરશે, એમ માની સારી રોટલી કરવાની કળા પ્રયત્નપૂર્વક ન શીખવામાં કોઇક જ વિવેકી સ્ત્રી પ્રમાદ ધરે છે, તેમ જ નસીબમાં હશે તો ધનનો વરસાદ ઘરમાં વરસશે, એમ માની ધનને આપનાર પોતાનો ધંધો ઉત્તમ પ્રકારે શીખવામાં કોઇક જ વિવેકી પુરુષ પ્રમાદ સેવે છે, પરંતુ નસીબમાં હશે તો સારી પ્રજા થશે એમ માની સારી પ્રજાને ઉત્પન્ન કરવાની કળા શીખવામાં હજારો વિવેકી સ્ત્રીપુરુષો પણ પ્રમાદ ધરે છે. પરંતુ આમ ન થવું જોઇએ. બાળકને સર્વોત્તમ કરવાનું કામ નસીબને સોંપી દેવું ન જોઇએ, પણ પ્રત્યેક માબાપે બાળકને પોતાનાથી બને તેટલું સર્વોત્તમ ઉત્પન્ન કરવાને પ્રયત્ન કરવો જોઇએ.

બાળકને માત્ર જન્મ આપવાનું જ કાંઈ માબાપનું એકલું કામ નથી; એ તો કોઈ હલકામાં હલકા પશુને પણ આવડે છે; પરંતુ ઉત્તમ પ્રકારના ગુણવાળા બાળકને જગતમાં જન્મ આપવો, એ કામ માબાપનું છે; અને જ્યારે માબાપો પોતાના આ પ્રકારના કર્તવ્યને રૂડી રીતે સમજતાં થશે; ત્યારે આજના જેવી મોટે ભાગે ભુંજરવેડ પ્રજા જગતમાં ઉત્પન્ન નહિ થાય, પરંતુ પ્રત્યેક બાળક જગતમાં મહાપુરુષનાં લક્ષણયુક્ત જ ઉત્પન્ન થશે.

મહાપુરુષનાં લક્ષણયુક્ત બાળકને જગતમાં જન્મ આપવાને માટે ત્રણ મુખ્ય નિયમોનું માબાપે પોતાની શક્તિ તથા જ્ઞાનઅનુસાર ઉત્તમ પ્રકારે પાલન કરવાનું છે.

પ્રથમ નિયમ એ છે કે માબાપની શરીરની તથા મનની જે પ્રકારની સ્થિતિ હોય છે, તે બાળકમાં ઉતરી આવે છે. આથી પોતાના બાળકની શારીરિક તથા માનસિક સ્થિતિને સર્વોત્તમ કરવાને માટે માબાપે ગર્ભાધાનપૂર્વે પોતાના શરીરને તથા મનને પોતાનાથી જેટલું બને તેટલું સર્વોત્તમ કરવું જોઇએ.

માતા અને પિતા બંનેનાં શરીર પૂર્ણ આરોગ્ય અને એકરાગવાળાં હોવાં જોઇએ; શરીરમાં બળ અને વીર્ય પુષ્કળ પ્રમાણમાં હોવાં જોઇએ; અને પ્રત્યેકના શરીરનાં ઉત્પાદક સામર્થ્યો ઘણાં જ બળવાન્ અને ચૈતન્યમય હોવાં જોઇએ, અને આટલું છતાં તેઓ પૂર્ણ અવિકળતાવાળી શાંત સ્થિતિમાં અને વશમાં હોવાં જોઇએ.

માતા અને પિતા ઉભયનાં મન પણ ઉત્તમ પ્રકારનાં હોવાં જોઇએ; તેઓ ક્રોધ, ચિંતા, સંતાપ, ભય અથવા ગ્લાનિથી મુક્ત હોવાં જોઇએ; વિચાર ઉચ્ચ અને બળવાળા હોવા જોઇએ. અને મનની સઘળી વૃત્તિઓનો વેગ ઉચ્ચ વસ્તુઓપ્રતિ વહેતો હોવો જોઇએ. જ્યારે સ્ત્રી અને પુરુષ ઉભયના શરીરનાં એકે એક અણુમાં વધારે ઉચ્ચ વસ્તુઓને સિદ્ધ કર-

વાની ઇચ્છા ઝણઝણી રહેલી હોય છે ત્યારે ઉભય, પ્રજોત્પત્તિને માટે ઉત્તમ પ્રકારની યોગ્યતાવાળાં ગણાય છે.

ગર્ભાધાનનો સમય બહુ મહત્ત્વનો નથી, અને એમ છતાં વસંત ઋતુનો સમય ગર્ભાધાનને માટે અત્યંત લાભકારક ગણાય છે. ઉષ્ણકાળના દિવસો ગર્ભાધાનને માટે કદી પણ પસંદ કરવા ન જોઇએ.

શરીરમાં રહેલાં ઉત્પાદક સામર્થ્યો તેમ જ પ્રજોત્પત્તિનાં સામર્થ્યો ઉષ્ણ કાળના દિવસોમાં અત્યંત દુર્બળ હોય છે, અને વસંત ઋતુમાં અત્યંત બળવાન્ હોય છે. વળી સ્ત્રીપુરુષવચ્ચેનો પ્રેમ વસંત ઋતુમાં સઉથી અધિક પ્રબળ અને પ્રવૃત્તિશીલ હોય છે. અને તે એકલા મનુષ્ય પ્રાણીઓમાં હોય છે, એટલું જ નહિ પરંતુ મોટે ભાગે કુદરતમાં સર્વત્ર હોય છે. આથી નવા પ્રાણીના જીવનના આરંભને માટે આ સમય સઉથી વધારે અનુકૂળ ગણાય છે; અને જો માબાપ વસંત ઋતુમાં પોતાનાં શરીરને તથા મનને યોગ્ય પ્રકારની તૈયારીવાળાં રાખે તો તે સમયે ગર્ભમાં આવેલું બાળક, જો સઘળી સ્થિતિઓ અનુકૂળ હોય છે તો મહાપુરુષનાં લક્ષણવાળું જન્મે છે.

બીજો નિયમ એવો છે કે ગર્ભાધાનસમયે માબાપનાં અંતઃકરણમાં જે ઇચ્છાઓ અત્યંત પ્રબળપણે પ્રવર્તતી હોય છે, તે ઇચ્છાઓ બાળકનો સ્વભાવ, સામર્થ્ય અને ભાવિને ઘડવામાં સઉથી બળવાન્ હેતુરૂપ થાય છે.

આ બાબત અત્યંત મહત્ત્વની છે, કારણ કે મનુષ્યના જીવનમાં ઇચ્છાના બળકરતાં વધારે બળવાન્ સામર્થ્ય થોડાં જ છે. ગમે તે થાય તોપણ કશાથી ડગ્યા વિના, કદી પણ બંધ પડ્યા વિના, જેની આપણે સંપૂર્ણ તનમનથી ઇચ્છા કર્યાં કરીએ છીએ, તે વસ્તુ મોડી કે વહેલી અવશ્ય આપણને મળે જ છે; અને ખરૂં કહીએ તો મોડી નહિ પણ વહેલી મળે છે.

ઇચ્છાના સામર્થ્યમાં જે આશ્ચર્યકારક સંભવો રહ્યા છે, તેનું ભાન વિદ્વાન્ માનસશાસ્ત્રીઓને થોડા સમયથી જ થવા માંડ્યું છે; અને પ્રજોત્પત્તિના સંબંધમાં તે સામર્થ્ય સાક્ષાત્ ઉપયોગમાં આવતું હોવાથી તેનો જેટલો બને તેટલો લાભ લેવો જોઇએ.

ગર્ભાધાનપૂર્વે, અને ગર્ભાધાનસમયે જ્યારે માબાપ અત્યંત પ્રબળપણે ઇચ્છે છે કે અમારૂં બાળક અમુક વિષયમાં અસાધારણ બુદ્ધિવાળું, અથવા અદ્ભુત શક્તિસંપન્ન મહાપુરુષ થાઓ, ત્યારે તે પ્રકારના મહાપુરુષ થવાનું સામર્થ્ય તે માબાપ તેઓના બાળકને આપે છે, અને માબાપે ઇચ્છેલી આશ્ચર્યકારક શક્તિઓસહિત જ તે બાળક જન્મે છે

પહેલા નિયમના પાલનવડે જ્યારે માબાપે પોતાના શરીરને તથા મનને બને તેટલું ઉત્તમ પ્રકારનું કર્યું હોય છે, ત્યારે ઉપર કહેલો પરિણામ અસાધારણ પ્રમાણમાં આવ્યા વિના રહેતો જ નથી; અને ગર્ભ સ્થિર થયા પછી જન્મ થવા સુધીના સમયમાં બાળકનામાં આવવા ધારેલા ગુણોના સંસ્કારોને અધિક દૃઢ કર્યા હોય છે તો પરિણામ તેથી પણ વધારે ચઢીયાતો આવે છે.

ગર્ભાધાનનાં ઓઠામાં ઓઠાં ચાર અઠવાડીયાંપહેલાંથી, પોતાના બાળકને જે પ્રકારનું કરવાની માબાપની ઇચ્છા હોય તે પ્રકારનું તે થાય, એવી અત્યંત પ્રબળ ઇચ્છા તન-

મનથી કરવી જોઇએ; અને આ ઇચ્છા ઓછામાં ઓછાં ચાર લક્ષણોવાળી તો હોવી જ જોઇએ. તે લક્ષણો આ છેઃ—સુંદર બળવાન્ શરીર, તેજસ્વી બુદ્ધિ, ઉત્તમ સદાચાર, અને કોઇ અમુક વિષયમાં ખાસ કરીને અસાધારણ પ્રતિભા.

આ ઇચ્છાઓ ખરા અંતઃકરણપૂર્વક કરવી જોઇએ, તથા તે કરતી વખતે બને તેટલી અધિકમાં અધિક શ્રદ્ધા રાખવી જોઇએ. પરિણામ કેવો આવશે તેની જરા પણ ચિંતા ન કરવી જોઇએ; જેની આપણે અત્યંત પ્રબળપણે ઇચ્છા કરીએ છીએ તે વસ્તુ આપણને પ્રાપ્ત થયા વિના રહેતી જ નથી, એવી દૃઢ ખાતરીથી સમગ્ર મનને ઉત્સાહથી યુક્ત રાખવું જોઇએ; આ જીવનનો નિયમ છે; અને જીવનનો કોઇ પણ નિયમ નિષ્ફળ થઇ શકતો નથી.

ત્રીજો નિયમ એવો છે કે ગર્ભધારણના સમયમાં માતાના શરીરની તથા મનની જે પ્રકારની પ્રધાન સ્થિતિ હોય છે, અને જે ઇચ્છાઓનું તેના અંતઃકરણમાં પ્રાબલ્ય હોય છે, તેના સંસ્કાર તે ગર્ભસ્થિત બાળકઉપર પડે છે; અને આ સંસ્કારો જેવા હોય છે, તે પ્રમાણે તે બાળકનો સ્વભાવ, માનસિક શક્તિઓ, તથા તે ભવિષ્યમાં કેવો થશે તેનું સ્વરૂપ રચાય છે.

આ સંસ્કારો, પોતે જે પ્રકારના હોય છે, તે પ્રકારના જ પરિણામ સર્વથા પ્રકટાવે છે; કારણ કે સજાતીય કારણો સજાતીય કાર્યની જ ઉત્પત્તિ કરે છે, અને જો કે આ કાર્યોમાં પ્રસંગોપાત્ત સહજ ભેદ પડે છે, તોપણ આ નિયમ સર્વદા અબાધિત જ રહે છે.

આથી સ્પષ્ટ થાય છે કે માતા થવું એ સઉથી ભારેમાં ભારે જવાબદારીવાળી જગાઉપર કામ કરવા જેવું છે, એટલું જ નહિ પરંતુ માતા થવામાં જગતમાં સઉથી મોટામાં મોટો હિત કરવાનો પ્રસંગ મળે છે. ગર્ભવતી માતા, જો મનઉપર લે છે તો પોતાના વિચાર અને આચારથી પ્રજાઓનાં નસીબ ફેરવવાનું સામર્થ્ય પોતાના બાળકના અંતઃકરણમાં મૂકી શકે છે; પોતાના બાળકના મનમાં અસાધારણ બુદ્ધિનાં એવાં તો દુર્લભ અને અલૌકિક બીજકો તે રોપી શકે છે કે જેથી તે બાળકના તેજસ્વી મનથી કરાતાં આશ્ચર્યકારક કામોથી આખી મનુષ્યપ્રજાને અમાપ લાભ થાય છે; તેના પ્રયત્નથી તે બાળક જગતની સ્થિતિને કેવળ બદલી નાંખનાર આશ્ચર્યકારક શોધો અને પ્રકાશનો ( discoveries ) કરવાને સમર્થ થઇ શકે છે; અથવા મનુષ્યોનાં હૃદયને ભેદી નાંખે, એવાં કાવ્યો રચવાનું તે તેનામાં સામર્થ્ય મૂકી શકે છે; સ્વલ્પમાં, ગર્ભવતી સ્ત્રીના હસ્તમાં સંગીત, કાવ્ય, કળા, સાહિત્ય, નવી શોધો, રાજનીતિ, ઇતિહાસ, પ્રજાનું ભવિષ્ય, સ્વલ્પમાં સઘળું જ પોતાની ઇચ્છાનુસાર કરવાનું સામર્થ્ય હોય છે. આથી માતા થવામાં જગતનું મોટામાં મોટું હિત કરવાનો અવસર પ્રાપ્ત થાય છે, અને આવો અવસર ભાગ્યે જ જગતમાં બીજા કોઇને પ્રાપ્ત થતો હશે.

પોતાનામાં રહેલા સામર્થ્યને વાપરવાનું જ્ઞાન જ્યારે પ્રત્યેક સ્ત્રી પ્રાપ્ત કરશે ત્યારે ઉત્કૃષ્ટ પ્રકારની માનવ પ્રજા જગત્‌માં પ્રકટશે; અને કલિયુગને બદલે સર્વત્ર સત્યયુગ પ્રવર્તશે. આવો યુગ પુનઃ આવવો, એ અશક્ય નથી. આવો યુગ આવશે જ, કારણ કે તેને આણવો મનુષ્યના હાથમાં છે, એટલું જ નહિ પણ આજથી જ તેવો યુગ આણવાનો પ્રયત્ન કરવાનું આપણામાં સામર્થ્ય રહેલું છે.

પ્રત્યેક યુગ, તે યુગમાં જે મનુષ્યો રહેતાં હોય છે, તેમણે જ કર્યો હોય છે; તેમનાં કર્મોનું જ તે કાર્ય હોય છે. આથી ઉત્કૃષ્ટ પ્રજાની ઉત્પત્તિ કરવાથી, આપણે કલ્પના પણ ન કરી શકીએ એવા અત્યંત ચમત્કારોથી ભરેલા ઉત્કૃષ્ટ યુગને આપણે આણી શકીશું.

જો કે આવી વાતો ઘણાને આજે અસંભવિતજેવી જણાશે તોપણ પ્રત્યેક બાળકનો મહાપુરુષ જન્મવાનો જે સ્વાભાવિક હક છે, તે હક જ્યારે તેને આપવાનો માબાપો પોતાનો સ્વધર્મ સમજતાં થશે ત્યારે સત્વર અને સ્વાભાવિક આમ બન્યાવિના રહેવાનું જ નહિ; અને આ હેતુથી માબાપે પાલન કરવાનો ઉપરનો ત્રીજો નિયમ અત્યંત મહત્ત્વવાળો છે, એમ કોઇ પણ વિચારવાનને સ્પષ્ટ થયા વિના નહિ જ રહે.

ગર્ભધારણના સમયમાં માતાથી સેવાયલો પ્રત્યેક વિચાર અને ઇચ્છા, જન્મનાર બાળકના સ્વભાવરૂપ થાય છે, અને તેના ભાવિ જીવનને ઘડનાર થાય છે, એ પ્રકારનો સિદ્ધાંત હોવાથી આ વિષયને સંપૂર્ણ પ્રકારે સમજવાની પ્રત્યેક સ્ત્રીના અંતઃકરણમાં અત્યંત તીવ્ર ઇચ્છા પ્રકટવી જોઇએ.

ઘણાં માબાપો એવું કહેતાં જોવામાં આવે છે કે અમારે આ બધી લપછપમાં પડવાની કશી જ જરૂર નથી; ઈશ્વરે જેમ ધાર્યું હશે તેમ અને જન્મનાર બાળકના જેવા સંસ્કાર હશે તેમ ભલે તે મહાપુરુષ થાઓ કે બણુચક થાઓ આમ છતાં આવાં વચનો અત્યંત અજ્ઞાન અને પ્રમાદવિના બીજું કશું જ સૂચવતાં નથી. બાળકને સારોનરસો કરવામાં ઈશ્વરનો જેટલો હાથ છે, તેના કરતાં માબાપનો વધારે છે. માબાપે લગ્ન કર્યું ન હોત તો ઈશ્વર કે કુદરતથી બાળકની ઉત્પત્તિ થઇ શકે, એમ હતું જ નહિ. માબાપે લગ્ન કર્યું છે, તો ત્યાર પછીનાં સઘળાં કર્તવ્યો પાલન કરવાની તેમની ફરજ જ છે.

જેમ ચિત્રકાર ચિત્રનો, શિલ્પી પુતળાનો, અને કવિ કાવ્યનો રચનાર છે, તે જ પ્રમાણે માતા પોતાના બાળકની રચનાર છે.

બાળકના સંબંધમાં માતા ભલે વિચાર કરો કે ના કરો તોપણ ગર્ભધારણના સમયમાં તે જે જે વિચાર અને ઇચ્છાને સેવે છે, તેની જન્મનાર બાળકના ઉપર અસર થાય છે.

કુદરત માતાના ઉદરમાં મનુષ્યાકૃતિ ઘડે છે, પણ તે મનુષ્યનો મહાપુરુષ થવો કે ટકાની કિંમતનો સામાન્ય મનુષ્ય થવો, તેનો આધાર ઉપર વર્ણેલા ત્રણ નિયમોના પાલન-ઉપર જ કેવળ રહેલો છે; અને તેમાં પણ હમણાં કહ્યું તેમ છેલ્લો નિયમ અત્યંત મહત્ત્વ-વાળો છે. ત્રીજા નિયમનો જો બરાબર ઉપયોગ કરવામાં ન આવે, અથવા તેની ઉપેક્ષા કર-વામાં આવે તો પહેલા બે નિયમોના પાલનથી પ્રકટેલા સર્વ લાભનો નાશ થઇ જવાનો સં-ભવ આવે છે; અને જો ત્રીજા નિયમનું બરાબર પાલન કરવામાં આવે છે, તો બે નિયમોના પાલનથી થયેલા લાભનું પ્રમાણ ઘણું જ વધી જાય છે.

માતાના જીવનની અને વિચારની ગર્ભસ્થિત બાળકઉપર નિત્ય અસર થયા જ કરે છે કારણ કે તે બાળકને સરજનારી છે. આમ છે તો પછી જ્યારે બાળકને જ્ઞાનપૂર્વક ઉત્તમ પ્રકારનું ઘડવાનું બની શકે એવું છે તોપછી શા માટે તેને અજ્ઞાનપૂર્વક ઘડવું ?

આ ત્રીજા નિયમનું પાલન કરવામાં, કોઇ દિવસ નહિ કરેલું એવું કશું માતાને કર-વાનું હોતું નથી. પૂર્વે અજાણતાં તે જે કરતી હતી, તેનું તે જ હવે સમજીને—જ્ઞાનપૂર્વક-

તેને કરવાનું હોય છે; પણ તેના લાભ કેટલા બધા છે ? પશુજેવાં સામાન્ય બાળકોને જગતમાં જન્મ આપવાને બદલે હવે તે પ્રત્યેક મહાપુરુષને જન્મ આપે છે, અને ઘણે પ્રસંગે તો અત્યંત સમર્થ મહાપુરુષને જન્મ આપે છે.

આ નિયમના પાલનમાં પ્રથમ જે કરવાનું છે તે એ કે મનને અવિકળ અને પ્રસન્નતાવાળી સ્થિતિમાં રાખવું, અને ગમે તેવા પ્રસંગમાં આનંદવાળા સુસ્વભાવનો ત્યાગ ન કરવો. ગર્ભવતી સ્ત્રીએ પ્રસન્નતામાં અખંડ રહેવું, એટલું જ નહિ પણ દ્વેષાદિનો ત્યાગ કરી પ્રેમના વિચારો રાખવા, જેથી તેના ઉદરથી જન્મનાર બાળકનું અંતઃકરણ પણ પ્રસન્નતાવાળું, અવિકળ, અને પ્રેમમય થાય.

આથી બાળક સુસ્વભાવવાળું, અને પ્રસન્ન રહેનારું થશે; બાળકનામાં મહત્તા પ્રકટાવવાનો ઉદ્દેશ હોવાથી ખાસ કરીને તેનામાં આ પ્રસન્નતાનો સ્વભાવ ઉપજાવવો, એ અત્યંત અગત્યનું છે.

ગર્ભવતી માતાના સંબંધમાં આવનાર પ્રત્યેક મનુષ્યે તેનું મન જેમ બને તેમ અત્યંત પ્રસન્ન રહે, એવું જ તેની સાથે વર્તન કરવું. તેનામાં દેવીતરીકે ભાવના સ્થાપવી જોઇએ, કારણ કે તે વસ્તુતઃ દેવી જ છે, અને તેથી તેની સાથે તેવું જ વર્તન રાખવું જોઇએ.

માતાએ વિચારની ઉત્કૃષ્ટ અને ઉચ્ચ ભૂમિકાઓમાં રમણ કરવું જોઇએ, અર્થાત્ તેણે શુદ્ધ અને ઉંચા વિચારોને જ સેવ્યા કરવા જોઇએ, અને પોતાનું જન્મનાર બાળક પણ તેવી જ ઉચ્ચ ભૂમિકાઓમાં રમણ કરે છે, એવા તેના સંબંધમાં પ્રેમયુક્ત વિચારો કરવા જોઇએ.

આ સમયમાં બાળકને જેવા પ્રકારનું હોવાનું માતા અખંડ ચિંતન કરે છે, તેવું જ તે થાય છે; આથી ગમે તેવી ઉંચી માનસિક શક્તિ બાળકનામાં સ્થાપી શકાય છે, અને તેનું મહાપુરુષ કરવાના તેના હકની સિદ્ધિ કરી શકાય છે.

બાળકના સ્વભાવસંબંધી, યોગ્યતાસંબંધી, અને તેના ભવિષ્યસંબંધી માતાની જે જે ઇચ્છાઓ હોય તે તે ઇચ્છાઓના સ્વરૂપને તેણે અંતઃકરણમાં સ્પષ્ટ રચવું જોઇએ, અંતઃકરણમાં તેમનું ઉંડી લાગણીસાથે ચિંતન કરવું જોઇએ, અને તેમને અવિકળપણે મનની શાંત સ્થિતિમાં પ્રેમથી કરવી જોઇએ.

તેણે પોતાના બાળકને અત્યંત સૌંદર્યવાળું કલ્પવું જોઇએ; તેણે બાળકને નીરોગ, સુદૃઢ શરીરવાળું, બળવાન્ અને ઓજસ્યુક્ત ધારવું જોઇએ; અને આ બાળક મહાન્ છે,—ખરેખરો કોઈ ચમત્કારિક મહાપુરુષ છે, તેવું અંતરમાં ઉંડુ ભાન કરવું જોઇએ.

આ સઘળા વિચારો તેણે શ્રદ્ધાપૂર્વક કરવા જોઇએ, અને બાળકના સંબંધમાં કરેલી પ્રત્યેક ઇચ્છા અવશ્ય સફલીભૂત થશે, એવું અંતરમાં ઉંડાણથી માનવું જોઇએ, કારણકે આમ થવાનો નિયમ કદી પણ નિષ્ફળ જતો નથી.

કોઈ મહાન્ સત્તા મારી ભીતર અને આજુબાજુ વ્યાપી રહી છે, જે શાંત, અને પરમ સ્વસ્થ છે, અને તોપણ પ્રતાપમય અને અજય્ય છે, અને જે પોતે મહત્તારૂપ હોવાથી મહત્તાને ઉત્પન્ન કરે છે, એવું ભાન કરવાનો આ સમયમાં માતાએ પ્રયત્ન કરવો જોઇએ.

આવા વાતાવરણમાં ગર્ભમાં પ્રવેશેલું અને પોષાયલું બાળક અવશ્ય ચમત્કારિક થવાનું, અને ગર્ભધારણના સમગ્ર કાળમાં પ્રત્યેક માતાથી આવી સ્થિતિમાં રહેવાનું સંભવિત હોવાથી પ્રત્યેક બાળકને મહાપુરૂષ થવાનો સંભવ છે.

ગર્ભાધાનપૂર્વે, અને ગર્ભધારણના સમયમાં પોતાના બાળકના સંબંધમાં માતાએ જે જે ઇચ્છા કરી હોય તે તે ઇચ્છાઓને તેણે બાળકનો જન્મ થતાપર્યંત અત્યંત કાળજીથી સેવ્યા કરવી જોઇએ. આથી આ સર્વ ઇચ્છાઓની સંપૂર્ણ સિદ્ધિ થશે, એટલું જ નહિ, પરંતુ બીજા ઉપાયોથી જે પરિણામ નથી પ્રકટતા, તેવા ઉચ્ચ પરિણામો પણ પ્રકટાવી શકાશે.

આ સંબંધમાં એ વાર્તા સ્મરણમાં રાખવાની જરૂર છે કે જો માબાપ બીજા નિયમનું પાલન નથી કરતાં, અને બાળક આવું થાઓ, અથવા તેનામાં અમુક ગુણો આવો, એવી ઇચ્છા નથી કરતાં તો કોઇ ખાસ યોગ્યતાવિના જ બાળકનો જન્મ થશે. માબાપોનો મોટો ભાગ દૈવને અધીન આ વાત મૂકી દે છે, માટે જ મનુષ્યોનો મોટો ભાગ આજે અત્યંત સામાન્ય પ્રકારનો જન્મે છે, અને પોતાનું ઉદર ભરવાની સાધારણ બુદ્ધિવિના તેમનામાં બીજી કશી ઉંડી પહોંચ હોતી નથી. પણ આ બાબતની ઉપેક્ષા કરવી, એ માબાપને ઘટતું નથી. એમ કરવું એ દોષ છે. પ્રત્યેક બાળકને મહાપુરૂષ જન્મવાનો હક છે, કારણકે પ્રત્યેક બાળકને મહાપુરૂષનાં લક્ષણયુક્ત જન્મ આપી શકાય છે.

---

# कल्याणकारक विचारो.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૮૦ થી )

જગતમાં વધારે ઉંચી પદવી પ્રાપ્ત કરવાની તમારી ઇચ્છા હોય તો જેઓ ઉંચી પદવીઓ ભોગવતા હોય તેમને ત્યાંથી ઉતારી પાડવાનો પ્રયત્ન ન કરતા. તમે પોતે તમારી યોગ્યતા વધારો, અને બીજાઓ જે ઉંચી પદવીઓપર હોય તેમના કરતાં પણ વધારે ઉંચી પદવી મેળવવાને લાયક થાઓ. તમને તે ઉંચી પદવી મળશે, અને નિઃસંશય મળશે.

* * * *

વિજયને માટે, વૈભવોને માટે, અથવા અનુકૂળ મિત્રાદિને માટે પ્રાર્થના ના કરો. વિજયને આપનાર સામર્થ્યને માટે પ્રાર્થના કરો. વૈભવો ઉત્પન્ન કરવાની, ઉત્તમ ગૃહ, વાહન, બાગ, બગીચા વગેરે ઉપાર્જન કરવાની બુદ્ધિમાટે પ્રાર્થના કરો. જે આત્માની અને ચારિત્ર્યની વિશુદ્ધિથી અને સૌંદર્યથી મનુષ્ય આખા જગતનો ઉત્તમ મિત્ર થઇ શકે છે, તેને માટે પ્રાર્થના કરો.

* * * *

પોતાનાથી બનતા સર્વોત્તમને પ્રત્યેક મનુષ્ય પ્રાપ્ત કરે, એવી મારી ઇચ્છા છે. જેને જેને જરૂર હોય તે સર્વને મારામાં રહેલા સર્વોત્તમને આપવાની મારી ઇચ્છા છે, પરંતુ જો તે મનુષ્યને બીજે કોઇ સ્થળે વધારે સારૂં મળી શકતું હોય તો તેથી હું પ્રસન્ન છું. તે મારી પાસે નથી આવતો માટે મને નિરાશા થતી નથી અને બીજાની પાસે જાય છે, માટે મને બીજાની અદેખાઇ થતી નથી, તેમ જ મારૂં ગ્રાહક બીજે લેઇ ગયો, એમ જાણી મને ખેદ થતો નથી.

મારી મોટામાં મોટી ઇચ્છા સર્વનું સર્વોત્તમ શુભ ઇચ્છવું, એ છે, અને મારી ખાતરી છે કે આવી ઇચ્છાયુક્ત જીવન ગાળવાથી જે સર્વોત્તમ છે, તે અવશ્ય મને પ્રાપ્ત થવાનું જ, એટલું જ નહિ પણ મારા જીવનમાં પ્રતીત થતી સઘળી પ્રતિકૂળતાઓ નષ્ટ થઈ જવાની.

* * * *

પ્રત્યેક મનુષ્યનું સર્વોત્તમ શુભ ઇચ્છવાથી આપણા શરીરમાં રહેલાં સઘળાં તત્ત્વો અને સામર્થ્યો આપણું સર્વોત્તમ શુભ કરવાને માટે પ્રવૃત્ત થાય છે; કારણકે જેની જેની આપણે ઇચ્છા કરીએ છીએ તેને તેને આપણે સજીએ છીએ. પ્રત્યેક મનુષ્યનું શુભ ઇચ્છવાથી આપણે શુભને ઘણા મોટા પ્રમાણમાં સજીએ છીએ. આથી પ્રત્યેક મનુષ્યનું શુભ ઇચ્છવાથી વધારે અને વધારે મોટા પ્રમાણમાં શુભને આપણે આપણા પ્રતિ આણીએ છીએ. આમ છતાં, આપણને એકલાને જ લાભ થાય છે, એમ કંઈ નથી. સર્વોત્તમને સજવાથી આપણે સર્વોત્તમને આપીએ છીએ, અને તેની જ સાથે આપણી પોતાની પાસે પણ સર્વોત્તમ રહે છે.

* * * *

આ લોકથી ચઢીયાતા અને અધિક સુખને આપનારા બીજા લોકો છે, એમ શાસ્ત્રો કહે છે, અને તે સાચું છે; પરંતુ તે લોકમાં સર્વ જઇ શકતા નથી, અને જેમને તે લોક પ્રાપ્ત થાય છે, તેમને મરણપછી જ તે લોક મળે છે, એવું કહેવામાં આવે છે. પરંતુ વધારે સારા લોકને પ્રાપ્ત કરવાને માટે આ દુનિયાને છોડવાની જ જરૂર છે, એવું કંઇ નથી. આ દુનિયાંમાં જ અને આ શરીરમાં જ વધારે સારી દુનિયાંનો આપણે અનુભવ કરી શકીએ એમ છે. જો કે આપણો દેહ આ દુનિયાંમાં હોય છે, અને આ દુનિયાંના અત્યંત સ્થૂલ વિષયોનો આપણને સંબંધ હોય છે, તોપણ આપણા મનવડે તે ઉત્તમ લોકમાં આપણે નિરંતર રહી શકીએ એમ છે. અને જે મનુષ્ય વધારે ઉત્તમ માનસ જગત્‌માં રહે છે, તેનું સ્થૂલ જગત્ પણ વધારે ઉત્તમ થતું જાય છે.

* * * *

આ વધારે ઉત્તમ જગત્ તે બીજું કોઇ નથી, પણ આ સ્થૂલ જગતનું કારણ તત્ત્વ છે. જેટલા જેટલા સર્વોત્કૃષ્ટની અને શુભની આપણી વૃત્તિ કલ્પના કરી શકે એમ છે, તેટલું અને તેથી પણ અનંતગણુ ઉત્કૃષ્ટ અને શુભ તેમાં રહેલું છે. તે કારણ તત્ત્વ આ સ્થૂલ જગત્‌માં વ્યાપી રહ્યું છે. તે પદાર્થ માત્રનો આત્મા છે, અને પદાર્થ માત્રના આ આત્માની જેને પ્રાપ્તિ થઇ નથી, તે આ જગત્‌માં જીવતાં છતાં, તેના જીવનનો વસ્તુતઃ આરંભ જ થયો હોતો નથી. જે જે શુભ છે, તેનું મૂળ આ તત્ત્વમાં છે; તેથી વસ્તુઓના તથા વસ્તુઓના આત્માસાથે સંબંધને કરનારૂં જે જીવન છે, તે જ માત્ર જીવન છે, એ સ્પષ્ટ થાય છે. આ કારણ તત્ત્વમાં નિવાસ કરવો, અને તેમાં રહેલા શુભને આ સ્થૂલ જગત્‌માં દર્શાવવું, એ જ જીવન છે. આવા જીવનમાં મહત્તા, સૌંદર્ય અને આનંદ પ્રદર્શિત થયાવિના રહેતાં નથી.

* * * *

આનંદનું આ શિખર જેમને પ્રાપ્ત થયું નથી, તેમને જ માત્ર આ વર્તમાન જન્મ દુઃખના સમુદ્રજેવો જણાય છે, પરંતુ આ આનંદનું શિખર અહિં જ હોવાથી કોઇએ પણ દુઃખને ભોગવવાની જરૂર નથી. આપણે સર્વે એ શિખરઉપર હમણાં જ ચઢવાને સમર્થ

છીએ; અને જ્યારે આપણે એ શિખરઉપર ચઢીએ છીએ ત્યારે આ દુનિયામાં અને આ શરીરમાં રહ્યા છતાં આપણે વધારે ચઢીઆતા લોકમાં વસીએ છીએ. જેઓ મનની આ ઉપરની ભૂમિકામાં વસે છે, તેઓનું સુખ અને આનંદ એટલાં બધાં હોય છે, અને તેઓ એવા તો ઉચ્ચ ગગનમાં ઉડતા હોય છે કે મનની નીચી ભૂમિકામાં વસતા મનુષ્યોને તેની કલ્પના થવી પણ અશક્ય છે. આ કારણથી આવા પુરુષોને આ જગતના મનુષ્યો ઘણીવાર ગાંડા ગણે છે, અને તેમના આનંદને મનની ભ્રાંતિરૂપ ગણે છે. પરંતુ પર્વતની તળેટીમાં રહેનારને શિખરની રમણીયતા ન જણાવાથી તે ભ્રાંતિરૂપ છે, એમ કંઇ સિદ્ધ થતું નથી. વળી જ્ઞાનીઓ પણ બે પ્રકારના હોય છેઃ એક શિખરની અથવા મનની ઉપરની ભૂમિકાની માત્ર વાતો જ કરનારા હોય છે, અને બીજા ત્યાં વસ્તુતઃ નિવાસને કરનારા હોય છે; અને જેઓ વસ્તુતઃ ઉપર નિવાસને કરનારા હોય છે, તેઓ જ અનવધિ સુખને ભોગવનારા હોય છે, અને તેઓ જ આ સ્થૂલ જગતમાં, શિખરઉપરથી તેમને જે જોઇએ છે તે આણી શકે છે. આથી તેઓનો સુખાનુભવ ભ્રાંતિરૂપ નથી, અને જે ઉત્કૃષ્ટ જગતમાં તેઓ રહે છે, તે જગત્ મનની કેવળ કલ્પનારૂપ જ કંઇ નથી. આથી આવા ઉત્કૃષ્ટ જગત્‌ને કાલ્પનિક અથવા ભ્રાંતિમય ગણી કાઢી તેની કોઇએ ઉપેક્ષા કરવી એ યોગ્ય નથી. (અપૂર્ણ)

---

## જાપાનની સ્ત્રીઓ, પોતાનાં શરીર કેવી રીતે કેળવે છે.

'માતાઓ જ વિશેષે કરીને આપણને ઘડે છે' એ શેક્સ્પીયરનું વચન કેવળ સત્ય છે. પ્રજાના શારીરિક, માનસિક, તથા આધ્યાત્મિક વિકાસનો આધાર મુખ્યત્વે કરીને માતાઓ જ છે, અને તેથી કરીને જે દેશની સ્ત્રીઓનાં શરીર, મન તથા આત્મા ઉત્તમ પ્રકારે કેળવાયલાં હોય છે, તે દેશની પ્રજાની સહજ ઉન્નતિ થાય છે.

છેલ્લાં પચીશ અથવા ત્રિશ વર્ષનો જાપાનનો ઇતિહાસ અવલોકનારને આ વાતની સત્યતા સ્પષ્ટ થયાવિના રહે તેમ નથી. કોણ નથી જાણતું કે કશી ગણત્રીમાં નહિ એવું જાપાન થોડાં વર્ષ થયાં સર્વ આગળ વધેલી સુધરેલી પ્રજાઓસાથે ગગનમાં વિહરતું થયું છે. રાજકીય વિષયમાં, સામાજિક વિષયમાં, ઉદ્યોગમાં, વિદ્યામાં, કળામાં, વ્યાપારમાં, યુદ્ધમાં, સ્વદેશાભિમાનમાં, શરીરબળમાં, મનોબળમાં, અને એવા એવા અનેક વિષયોમાં, પાશ્ચાત્ય મહારાજ્યોને, કદાચ પોતાનાથી ચઢીયાતું તો નહિ, તોપણ સમાન સ્વીકારવાની તેણે ફરજ પાડી છે. અને આવી અસાધારણ ઉન્નતિમાં, જાપાનની સ્ત્રીઓનું શિક્ષણ એ એક પ્રધાન કારણ છે.

હમણાં હમણાંનો જ જાપાનને પશ્ચિમના વૈભવોનો વા વાવા લાગ્યો છે; એમ છતાં મોટે ભાગે તેણે હજી સાદું જીવન ગાળવાની પોતાની પ્રાચીન નીતિ તજી નથી. આહારના સંબંધમાં અને પોશાકના સંબંધમાં પણ તે સુધરવાને બદલે પશ્ચિમનું અનુકરણ કરીને બગડવા માંડ્યું છે, તોપણ આજ સુધીના સાદા જીવનથી તેણે પ્રાપ્ત કરેલું પોરૂષ હજી મોટે ભાગે તેવું ને તેવું રહ્યું છે. હજી જાપાનની સ્ત્રીઓનો મોટો ભાગ સુદૃઢ શરીરવાળો, બળવાન્, પૂર્ણ આરોગ્યને ભોગવનારો, અને બુદ્ધિમાન્ છે, અને તેને લીધે જ જાપાન હજી પોતે પ્રાપ્ત કરેલી ઉન્નતિને ટકાવી રહ્યું છે.

જાપાનીઓ આરોગ્યના નિયમોનું ઉત્તમ પ્રકારે પાલન કરનારા હોય છે. તેઓ પ્રયિત્

જ માંસ ખાય છે. ચોખા, વટાણા વગેરે બે ત્રણ જાતનાં કઠોળ, વિવિધ પ્રકારનાં ફળ તથા શાક, સમુદ્ર કાંઠે થતી કેટલીક ભાજી, અને કેટલાક કંદ તથા પુષ્પો, એ તેઓના આહારના પદાર્થો છે. તેઓ થોડું પણ સ્વાદવાળું ખાય છે, અને પોતાનાં રસોડાંને અત્યંત સ્વચ્છ રાખે છે.

તેઓ તસનસ થાય એવાં વસ્ત્રો પહેરતા નથી, પણ ઢીલાં વસ્ત્રો પહેરે છે. તેઓ સખ્ત જોડા પણ ન પહેરતા હોવાથી તેમના પગ સુંદર રહે છે, અને તેમના ઉપર કોઈ સ્થળે આંટણ જોવામાં આવતાં નથી.

તેઓ દિવસમાં બે વાર અને પ્રસંગે ત્રણ વાર સ્નાન કરે છે. તેઓનાં ઘર એવી રીતે બાંધવામાં આવ્યાં હોય છે કે તેમાં રાત્રિદિવસ શુદ્ધ હવાનો અવરજવર થતો રહે છે. ઘરમાં સઘળે સાદડીઓ જડી ન દેવાથી તથા બારીબારણાં વગેરે વિવિધ સ્થળે પડદાને લટકાવેલા ન રાખવાથી તેઓનાં ઘરની આરોગ્યસંરક્ષકતા વૃદ્ધિને પામે છે. શિયાળામાં બારીબારણાં બંધ કરીને તથા સગડીઓ સળગાવીને ઘરની હવાને ગરમ કરવાને બદલે તેઓ ઠંડી હવાને જ વધારે પસંદ કરે છે.

તેઓ નરમ નરમ તળાઈઓ કે ગોદડાંઉપર સુતા નથી. સહજ કઠણ બિછાનાને તેઓ વધારે પસંદ કરે છે. ટાઢના પ્રમાણમાં તેઓ એક કે બે ગોદડાં ઓઢે છે; અને માથાને શરીરની સાથે એક સપાટીમાં રાખે, એટલો જ ઉંચો એક ગોળ લાકડાનો કકડો, ઓશીકાની જગાએ રાખે છે. આથી તેઓની કરોડ વાંકી વળી જતી નથી, અથવા તો તેમની ખોપરીનો પાછલો ભાગ તપી જતો નથી.

એક લેખક લખે છે કે પૃથ્વીના સઘળા દેશોની સ્ત્રીઓકરતાં જાપાનની સ્ત્રીઓ સઉથી બળવાન્ અને પ્રસન્ન સ્વભાવવાળી છે. આનું મુખ્ય કારણ આરોગ્યના નિયમોનું પાલન, તથા જે ખાસ કસરત તેઓ કરે છે, તે છે. 'અબળા' એ શબ્દ જાપાનની સ્ત્રીઓને લાગુ પડતો નથી. સરખી ઉમરનાં તથા સરખી ઉંચાઇનાં કોઇ પણ જાપાની સ્ત્રી અને પુરુષ શરીરબળમાં સરખાં જ હોય છે. આનું મુખ્ય કારણ એ છે કે પુરુષો જે જાતની કસરત કરે છે, તે જ જાતની કસરત સ્ત્રીઓ પણ કરે છે, અને પુરુષો બળવાન્ થવાનો પ્રયત્ન કરવામાં જેટલો સમય ગાળે છે, તેટલો જ સ્ત્રીઓ પણ ગાળે છે. ઓછા બળવાળી સ્ત્રીઓ જાપાનમાં મળી આવે છે, એ ખરૂં છે, પણ તેઓ એટલી તો કવચિત્ જ જોવામાં આવે છે કે સ્ત્રીઓને 'અબળા' ઉપનામ મળેલું જોઇને જાપાનની સ્ત્રીઓને આશ્ચર્ય ઉત્પન્ન થાય છે.

ટોકીઓમાં 'જ્યુ જિત્સુ' ની કસરતોના અખાડામાં પોતાને થયેલા અનુભવનું મિ. ઇર્વિંગ હૅન્કોક નીચે પ્રમાણે વર્ણન કરે છે. "વિદ્યાર્થીઓને કસરતના પાઠ શીખવી રહ્યા પછી શિક્ષકે મને પૂછ્યું, જાપાની સ્ત્રીઓમાં કેટલું બળ હોય છે, એ તમારે જોવાની શું ઇચ્છા છે?

મેં હા કહ્યાથી શિક્ષકે જોવા એકઠા થયેલા ટોળાતરફ દૃષ્ટિ કરી. તેમાં પ્રસન્ન મુખવાળી છ સાત ઠીંગણી સ્ત્રીઓ હતી. તેમાંની એકને શિક્ષકે બોલાવવાથી તે આવી, અને નમન કરીને અદૃશ્ય થઈ ગઈ, અને થોડીવારમાં અખાડામાં ઉતરતી વખતે પહેરવાનો એક ટુંકો પાયજામો, અને બદન પહેરીને દોડતી દોડતી આવી. તે હસતી હસતી આવતી હતી, અને તેના નાના ઉઘાડા પગથી પાથરેલી ઘાસની સાદડીઉપર ખડખડ અવાજ થતો હતો. સામાન્ય દૃષ્ટિને પણ સહજ ભાન થતું હતું કે તેનું શરીર કેળવાયલા મલ્લના જેવું હતું.

છીએ; અને જ્યારે આપણે એ શિખરઉપર ચઢીએ છીએ ત્યારે આ દુનિયાંમાં અને આ શરીરમાં રહ્યા છતાં આપણે વધારે ચઢીઆતા લોકમાં વસીએ છીએ. જેઓ મનની આ ઉપરની ભૂમિકામાં વસે છે, તેઓનું સુખ અને આનંદ એટલાં બધાં હોય છે, અને તેઓ એવા તો ઉચ્ચ ગગનમાં ઉડતા હોય છે કે મનની નીચી ભૂમિકામાં વસતા મનુષ્યોને તેની કલ્પના થવી પણ અશક્ય છે. આ કારણથી આવા પુરુષોને આ જગતના મનુષ્યો ઘણીવાર ગાંડા ગણે છે, અને તેમના આનંદને મનની ભ્રાંતિરૂપ ગણે છે. પરંતુ પર્વતની તળેટીમાં રહેનારને શિખરની રમણીયતા ન જણાવાથી તે ભ્રાંતિરૂપ છે, એમ કંઇ સિદ્ધ થતું નથી. વળી જ્ઞાનીઓ પણ બે પ્રકારના હોય છેઃ એક શિખરની અથવા મનની ઉપરની ભૂમિકાની માત્ર વાતો જ કરનારા હોય છે, અને બીજા ત્યાં વસ્તુતઃ નિવાસને કરનારા હોય છે; અને જેઓ વસ્તુતઃ ઉપર નિવાસને કરનારા હોય છે, તેઓ જ અનવધિ સુખને ભોગવનારા હોય છે, અને તેઓ જ આ સ્થૂલ જગતમાં, શિખરઉપરથી તેમને જે જોઇએ છે તે આણી શકે છે. આથી તેઓનો સુખાનુભવ ભ્રાંતિરૂપ નથી, અને જે ઉત્કૃષ્ટ જગતમાં તેઓ રહે છે, તે જગત્ મનની કેવળ કલ્પનારૂપ જ કંઇ નથી. આથી આવા ઉત્કૃષ્ટ જગત્‌ને કાલ્પનિક અથવા ભ્રાંતિમય ગણી કાઢી તેની કોઇએ ઉપેક્ષા કરવી એ યોગ્ય નથી. (અપૂર્ણ)

---

## જાપાનની સ્ત્રીઓ, પોતાનાં શરીર કેવી રીતે કેળવે છે.

'માતાઓ જ વિશેષે કરીને આપણને ઘડે છે' એ શેક્સપીયરનું વચન કેવળ સત્ય છે. પ્રજાના શારીરિક, માનસિક, તથા આધ્યાત્મિક વિકાસનો આધાર મુખ્યત્વે કરીને માતાઓ જ છે, અને તેથી કરીને જે દેશની સ્ત્રીઓનાં શરીર, મન તથા આત્મા ઉત્તમ પ્રકારે કેળવાયલાં હોય છે, તે દેશની પ્રજાની સહજ ઉન્નતિ થાય છે.

છેલ્લાં પચીશ અથવા ત્રિશ વર્ષનો જાપાનનો ઇતિહાસ અવલોકનારને આ વાતોની સત્યતા સ્પષ્ટ થયાવિના રહે તેમ નથી. કોણ નથી જાણતું કે કશી ગણત્રીમાં નહિ એવું જાપાન થોડાં વર્ષ થયાં સર્વ આગળ વધેલી સુધરેલી પ્રજાઓસાથે ગગનમાં વિહરતું થયું છે. રાજકીય વિષયમાં, સામાજિક વિષયમાં, ઉદ્યોગમાં, વિદ્યામાં, કળામાં, વ્યાપારમાં, યુદ્ધમાં, સ્વદેશાભિમાનમાં, શરીરબળમાં, મનોબળમાં, અને એવા એવા અનેક વિષયોમાં, પાશ્ચાત્ય મહારાજ્યોને, કદાચ પોતાનાથી ચઢીયાતું તો નહિ, તોપણ સમાન સ્વીકારવાની તેણે ફરજ પાડી છે. અને આવી અસાધારણ ઉન્નતિમાં, જાપાનની સ્ત્રીઓનું શિક્ષણ એ એક પ્રધાન કારણ છે.

હમણાં હમણાંનો જ જાપાનને પશ્ચિમના વૈભવોનો વા વાવા લાગ્યો છે; એમ છતાં મોટે ભાગે તેણે હજી સાદું જીવન ગાળવાની પોતાની પ્રાચીન નીતિ ત્યજી નથી. આહારના સંબંધમાં અને પોષાકના સંબંધમાં પણ તે સુધરવાને બદલે પશ્ચિમનું અનુકરણ કરીને બગડવા માંડ્યું છે, તોપણ આજ સુધીના સાદા જીવનથી તેણે પ્રાપ્ત કરેલું પોરસ હજી મોટે ભાગે તેવું ને તેવું રહ્યું છે. હજી જાપાનની સ્ત્રીઓનો મોટો ભાગ સુદૃઢ શરીરવાળો, બળવાન્, પૂર્ણ આરોગ્યને ભોગવનારો, અને બુદ્ધિમાન્ છે, અને તેને લીધે જ જાપાન હજી પોતે પ્રાપ્ત કરેલી ઉન્નતિને ટકાવી રહ્યું છે.

જાપાનીઓ આરોગ્યના નિયમોનું ઉત્તમ પ્રકારે પાલન કરનારા હોય છે. તેઓ પ્રાચિર

જ માંસ ખાય છે. ચોખા, વટાણા વગેરે બે ત્રણ જાતનાં કઠોળ, વિવિધ પ્રકારનાં ફળ તથા શાક, સમુદ્ર કાંઠે થતી કેટલીક ભાજી, અને કેટલાક કંદ તથા પુષ્પો, એ તેઓના આહારના પદાર્થો છે. તેઓ થોડું પણ સ્વાદવાળું ખાય છે, અને પોતાનાં રસોડાંને અત્યંત સ્વચ્છ રાખે છે.

તેઓ તસનસ થાય એવાં વસ્ત્રો પહેરતા નથી, પણ ઢીલાં વસ્ત્રો પહેરે છે. તેઓ સખ્ત જોડા પણ ન પહેરતા હોવાથી તેમના પગ સુંદર રહે છે, અને તેમના ઉપર કોઈ સ્થળે આંટણ જોવામાં આવતાં નથી.

તેઓ દિવસમાં બે વાર અને પ્રસંગે ત્રણ વાર સ્નાન કરે છે. તેઓનાં ઘર એવી રીતે બાંધવામાં આવ્યાં હોય છે કે તેમાં રાત્રિદિવસ શુદ્ધ હવાનો અવરજવર થતો રહે છે. ઘરમાં સઘળે સાદડીઓ જડી ન દેવાથી તથા બારીબારણાં વગેરે વિવિધ સ્થળે પડદાને લટકાવેલા ન રાખવાથી તેઓનાં ઘરની આરોગ્યસંરક્ષકતા વૃદ્ધિને પામે છે. શિયાળામાં બારીબારણાં બંધ કરીને તથા સગડીઓ સળગાવીને ઘરની હવાને ગરમ કરવાને બદલે તેઓ ઠંડી હવાને જ વધારે પસંદ કરે છે.

તેઓ નરમ નરમ તળાઈઓ કે ગોદડાંઉપર સુતા નથી. સહજ કઠણ બિછાનાને તેઓ વધારે પસંદ કરે છે. ટાઢના પ્રમાણમાં તેઓ એક કે બે ગોદડાં ઓઢે છે; અને માથાને શરીરની સાથે એક સપાટીમાં રાખે, એટલો જ ઉંચો એક ગોળ લાકડાનો કકડો, ઓશીકાની જગાએ રાખે છે. આથી તેઓની કરોડ વાંકી વળી જતી નથી, અથવા તો તેમની ખોપરીનો પાછલો ભાગ તપી જતો નથી.

એક લેખક લખે છે કે પૃથ્વીના સઘળા દેશોની સ્ત્રીઓકરતાં જાપાનની સ્ત્રીઓ સઉથી બળવાન્ અને પ્રસન્ન સ્વભાવવાળી છે. આનું મુખ્ય કારણ આરોગ્યના નિયમોનું પાલન, તથા જે ખાસ કસરત તેઓ કરે છે, તે છે. 'અબળા' એ શબ્દ જાપાનની સ્ત્રીઓને લાગુ પડતો નથી. સરખી ઉમરનાં તથા સરખી ઉંચાઈનાં કોઇ પણ જાપાની સ્ત્રી અને પુરુષ શરીરબળમાં સરખાં જ હોય છે. આનું મુખ્ય કારણ એ છે કે પુરુષો જે જાતની કસરત કરે છે, તે જ જાતની કસરત સ્ત્રીઓ પણ કરે છે, અને પુરુષો બળવાન્ થવાનો પ્રયત્ન કરવામાં જેટલો સમય ગાળે છે, તેટલો જ સ્ત્રીઓ પણ ગાળે છે. ઓછા બળવાળી સ્ત્રીઓ જાપાનમાં મળી આવે છે, એ ખરૂં છે, પણ તેઓ એટલી તો ક્વચિત્ જ જોવામાં આવે છે કે સ્ત્રીઓને 'અબળા' ઉપનામ મળેલું જોઇને જાપાનની સ્ત્રીઓને આશ્ચર્ય ઉત્પન્ન થાય છે.

ટોકીઓમાં 'જ્યુ જિત્સુ' ની કસરતોના અખાડામાં પોતાને થયેલા અનુભવનું મિ. ઇર્વિંગ હેન્કોક નીચે પ્રમાણે વર્ણન કરે છે. "વિદ્યાર્થીઓને કસરતના પાઠ શીખવી રહ્યા પછી શિક્ષકે મને પૂછ્યું, જાપાની સ્ત્રીઓમાં કેટલું બળ હોય છે, એ તમારે જોવાની શું ઇચ્છા છે?

મેં હા કહ્યાથી શિક્ષકે જોવા એકઠા થયેલા ટોળાતરફ દૃષ્ટિ કરી. તેમાં પ્રસન્ન મુખવાળી છ સાત ઠીંગણી સ્ત્રીઓ હતી. તેમાંની એકને શિક્ષકે બોલાવવાથી તે આવી, અને નમન કરીને અદૃશ્ય થઈ ગઈ, અને થોડીવારમાં અખાડામાં ઉતરતી વખતે પહેરવાનો એક ટુંકો પાયજામો, અને બદન પહેરીને દોડની દોડતી આવી. તે હસતી હસતી આવતી હતી, અને તેના નાના ઉઘાડા પગથી પાથરેલી ઘાસની સાદડીઉપર ખડખડ અવાજ થતો હતો. સામાન્ય દૃષ્ટિને પણ સહજ ભાન થતું હતું કે તેનું શરીર કેળવાયેલા મલ્લના જેવું હતું.

તે ચૈતન્યથી ઉભરાઈ જતી ચપળ તરુણ સ્ત્રી હતી, અને તેના શરીરનો પ્રત્યેક ભાગ મનોહર હતો.

હું તેના સામું જોયા કરતો હતો, એટલામાં તે નાની બાળા મારા સન્મુખ આવી અને ઉભી, મને વિનયથી નમન કર્યું અને કુસ્તી કરનારાઓ જેમ થોડાં ડગલાં પાછા હઠીને ઉભા રહે છે, તેમ પાછી હઠીને, મને કુસ્તી કરવાનું આમંત્રણ કરતી ઉભી રહી. તે મારા કરતાં બરાબર ૭ ઇંચ નીચી હતી, અને વજનમાં તો ઘણી જ ઓછી હતી. જોનારાઓમાં જોવાનો ભારે રસ પ્રકટ્યો. કુસ્તી કરવાને ઉતર્યાવિના મારો હવે છુટકો થાય તેમ ન હતું. મેં સામું નમન કર્યું, અમે બંને થોડાં થોડાં પાછાં હઠ્યાં, અને પછી આરંભ કરવાને માટે એકબીજાની નિકટ આવ્યાં. બથ્થંબથ્થા થઇ, અને ત્રણ સેકંડમાં તો મારી હારની નિશાનીતરીકે મારે જમીન ઉપર 'ચીત (ચત્તા) થવું પડયું. બધી મળીને પાંચ કુસ્તીઓ થઇ, તેમાં માત્ર એકમાં જ મને જિતવાનો યશ મળ્યો."

મિ. હેન્કોકની સાથે કુસ્તી કરનાર સ્ત્રીએ જે બળ અને ચાતુર્ય દર્શાવ્યું હતું, તેવું બળ મોટે ભાગે સઘળી જાપાની સ્ત્રીઓમાં હોય છે. શરીરને કેળવવામાં જાપાની સ્ત્રીઓનો મુખ્ય નિયમ એ હોય છે કે 'ધીરે ધીરે ઉતાવળ કરવી.' વધારે ગુંચવણવાળી કસરતો કરવા પહેલાં આરંભની કસરતો સંપૂર્ણ પાકી કરવામાં આવે છે. શિક્ષકો કસરતવડે બે ઉદ્દેશ સિદ્ધ કરવાઉપર દૃષ્ટિ રાખે છે. તે બે ઉદ્દેશ આરોગ્ય અને બળની પ્રાપ્તિ છે. આ બે ઉદ્દેશને સાથે સિદ્ધ કરવામાં આવે છે, અને તે ઉપરાંત શરીરના જે ભાગ દુર્બળ હોય છે, તેમને બળવાન્ કરવાની કસરતોઉપર ખાસ ધ્યાન આપવામા આવે છે,

સામાન્ય રીતે શિક્ષણ એવા પ્રકારનું આપવામાં આવે છે કે કસરતથી આખા શરીરને લાભ થવાની સાથે જે સ્નાયુઓ કંઠ અને સાથળની વચ્ચેના ભાગમાં આવેલા છે, તેમને ખાસ કરીને બળવાન્ કરવા. શરીરના આ ભાગમાં જે અવયવો આવેલા છે, તે અવયવોની સ્થિતિઉપર શરીરની રોગી અથવા નીરોગ સ્થિતિનો આધાર છે. જો બહારના સ્નાયુઓ સારા ઘાટદાર હોય છે, તો તેથી સિદ્ધ થાય છે કે અંદરના સ્નાયુઓ નીરોગ છે; અને અંદરના સ્નાયુઓની નીરોગ સ્થિતિ જ આરોગ્યને આપનાર છે.

જાપાની સ્ત્રીઓ વીશેષે કરીને 'જ્યુ જિત્સુ' ની કસરતો કરે છે. આ કસરતો તેઓ છેક નાનપણથી કરવા માંડે છે. ઘણું કરીને પાંચ વર્ષની ઉમરની કન્યા થાય છે, ત્યારથી તેને અખાડામાં મોકલવામાં આવે છે. ચૌદ અથવા સોળ વર્ષની ઉમરે તે સઘળી કસરતોમાં પ્રવીણ થઇ જાય છે, અને તે સાથે તે બળવાન્, ચપળ, અને હિંમતવાન્ થાય છે. એક બાજુથી તેનું શરીર વજ્રના જેવું કઠિન થયું હોય છે, અને બીજી બાજુથી તેનું મન માધુર્યની અને પ્રસન્નતાની મૂર્તિ થયું હોય છે. લગ્ન થયા પછી અને પ્રજા થયા પછી પણ પોતાના અને પોતાની પ્રજાના આરોગ્યના સંરક્ષણઅર્થે તે કસરત કરવાનો અભ્યાસ કાયમ રાખે છે. ઘડપણ આવતાં છતાં પણ પોતાનાથી નાની ઉમરની સ્ત્રીઓસાથે, અથવા પોતાના જેટલી જ ઉમરની સ્ત્રીઓસાથે કુસ્તી કરતાં તે અટકતી નથી. જાપાનીઓના જીવનસંબંધી પોતાના પુસ્તકમાં મેરીયટ લખે છે કે શરીરે બળવાન્ અને આકર્ષક પ્રમાતાઓને (માતાની માતા: અત્યંત વૃદ્ધ સ્ત્રી) પણ નિપોનના અખાડામાં કસરત કરતાં મેં જોઇ હતી.

આવી બળવાન્ સ્ત્રીઓની પ્રજા બળવાન્ હોય, અને આજની સુધરેલી પ્રજાઓની પંક્તિમાં બેસવાના અધિકારને પ્રાપ્ત કરે, એમાં શું આશ્ચર્ય !

---



# श्रीसिद्धेश्वर.

मनुष्य प्रयत्नथी पोताने जेवो धारे छे, तेवो ज करी शके छे.



॥ ॐ श्रीँ ॥

## श्रीसिद्धेश्वरना मंदिरनो घंटानाद.

* * **વર્તમાન કાળમાં**—હમણાં—કરવામાં આવતી ક્રિયા જ ફળને આપે છે.

* * જેને આપણે ભવિષ્ય કાળ કહીએ છીએ, તે જ ક્રમે ક્રમે વર્તમાન કાળરૂપે આપણને પ્રત્યક્ષ થાય છે. ગઈ કાલ જે આવતી કાલ હતી, તે જ આ ક્ષણે આજરૂપ થઈ છે. ગયે વર્ષે જે આવતું વર્ષ હતું, તે જ વર્તમાન કાળરૂપ થઈને આ વર્ષ થયું છે. 'અમુક કામ હું ભવિષ્યમાં કરીશ' એવું જે આપણે કહીએ છીએ, તે જ્યારે ત્યારે વર્તમાન કાળમાં જ કરવાનું આપણે આવે છે. આથી, ભવિષ્યકાળમાં હું આમ પુરષાર્થ કરીશ, અને ભવિષ્ય કાળમાં હું તેમ પુરષાર્થ કરીશ, એવા નિશ્ચયોને કરી, વર્તમાન કાળને જે મનુષ્ય આળસમાં તથા પ્રમાદમાં એળે ગુમાવે છે, તે કદી પણ ફળને આપનાર પુરુષાર્થને કરી શકતો નથી.

* * ઇચ્છેલા ફળને સમીપમાં આણનાર, ભવિષ્ય કાળનો નહિ પણ વર્તમાન કાળનો જ પ્રયત્ન છે. ભવિષ્ય કાળમાં કોઈ પ્રયત્ન કરી શકતું જ નથી. વર્તમાન કાળ જ પ્રયત્નનો સમય છે. અને પ્રયત્નપ્રમાણે જ મનુષ્યને ફળ પ્રાપ્ત થતું હોવાથી વર્તમાન કાળમાં મનુષ્ય જે પ્રકારનો પ્રયત્ન કરે છે, તે પ્રમાણેની જ સ્થિતિ તેને પ્રાપ્ત થાય છે.

* * વિચારો કરવા માત્રથી ફળની સિદ્ધિ થતી નથી. વિચારોને વર્તમાન કાળમાં આચારમાં ઉતારવામાં આવે છે, ત્યારે જ ફળની સિદ્ધિ થાય છે.

* * પ્રાણિમાત્ર:ઉપર પ્રેમ કરવાના વિચારો કોઇ મનુષ્ય કરે, અને બીજી જ ક્ષણે પોતાના પાડોશીસાથે, કોઇ નિમિત્ત પ્રાપ્ત થતાં બાંયો ચઢાવીને લડે, તો તેના વિચારોનું કશું ફળ પ્રકટતું નથી. સંસારનો ત્યાગ કર્યો પછી પ્રાણિમાત્રઉપર પ્રેમ કરવાના વિચારને આચારમાં મૂકવાની ધારણા સફળ થતી નથી. વર્તમાન કાળમાં વિચારને આચારમાં મૂકવામાં આવે છે, ત્યારે જ વિચાર કરવામાં થયેલા બળનો વ્યય સફળ થાય છે, અને ત્યારે જ વિચાર પોતાના ફળને પ્રકટાવવાને સમર્થ થાય છે.

# केटलाक प्रश्नो अने तेना उत्तरो.

**प्रश्न**—કેટલાક કહે છે કે જ્યારે એક મનુષ્યને બીજા મનુષ્યનું સ્વપ્ન આવે છે, ત્યારે તે જ વખતે તે બીજા મનુષ્યને પણ પ્રથમ મનુષ્યનું સ્વપ્ન આવ્યું હોય છે, અથવા તે બીજો મનુષ્ય પ્રથમ મનુષ્યનો વિચાર કરતો હોય છે. શું તેમનું આ કહેવું ખરું છે?

**उत्तर**—ઊંઘમાં જીવને આંતર મનમાં જે જે અનુભવો થાય છે, તેમનું જે અપૂર્ણ સ્મરણ છે એનું નામ સ્વપ્ન છે. કોઇ કોઈ સમયે આ સ્મરણ એટલું બધું પૂર્ણ હોય છે કે તે સ્મરણ, મન તે કાળે જે દિશામાં વ્યાપાર કરતું હોય છે, તેના યથાર્થ સ્વરૂપનો પ્રકાશ કરે છે; અને આંતર મનમાં ચાલતા આ વ્યાપારો, ત્યાર પછીના થોડા દિવસોસુધી આપણે કેવા વિચારો કરીશું, અને કેવાં કામો કરીશું, તેનો મોટે ભાગે નિર્ણય કરી આપનાર હોવાથી આ સ્વપ્નની સ્મૃતિઓ ઘણીવાર ભવિષ્યને સૂચવનારી થઈ પડે છે.

મનુષ્યના બાહ્ય મનને મોટે ભાગે જે અનુભવ થાય છે, તે અનુભવ, તે સમયે તે જેવા વિચાર અને ક્રિયા કરે છે, તેનો પરિણામ હોય છે; અને આ વિચાર અને ક્રિયાઉપર આંતર મનમાંથી અખંડ ઉઠતા વેગની અસર થયા કરે છે.

નિદ્રાસમયે આપણું આંતર મન કેવી ક્રિયા કરશે તેનો નિર્ણય, સુવા જતી વખતે જે વિચારો આપણે આંતર મનમાં લેઇ ગયા હોઇએ છીએ, તેના ઉપર આધાર રાખે છે; અને જાગ્રત્ થતાં આપણને કેવું ભાન થશે, અને દિવસે આપણને કેવા વિચારો અને ક્રિયા કરવાનું મન થશે, તેનો નિર્ણય, નિદ્રામાં આંતર મન જે ક્રિયા કરે છે, તેના ઉપર આધાર રાખે છે.

એ વાત ખરી છે કે નિદ્રામાં આંતર મનની જે ક્રિયાઓ થવા માંડી હોય છે તેમાં દિવસે આપણા સંબંધમાં આવનાર ભિન્નભિન્ન પ્રાણિપદાર્થોના યોગથી કેટલોક ફેરફાર થાય છે, તોપણ આંતર મનમાંથી જે બહાર પ્રકટયું હોય છે, તે તેનો ભાવ ભજવે છે, અને અત્યંત અગત્યના બનાવોના સ્વરૂપનો નિર્ણય કરી આપે છે. આથી આંતર મનમાં ચાલતા કોઇ વ્યાપારનું સવારમાં મનુષ્યને જ્યારે સ્મરણ થાય છે ત્યારે, તે પછીના અડતાળીશ કલાકમાં શું બનવાનો સંભવ છે, તેને તે મનુષ્ય કહી શકે છે.

પ્રસંગે આંતર મનમાં ચાલતો વ્યાપાર ઘણા દિવસો અથવા અઠવાડીયાંસુધી પણ બાહ્ય મનમાં પ્રકટ થતો નથી; અને ઘણીવાર એવું બને છે કે શરીરમાં રોગ દેખાયા પહેલાં ઘણાં અઠવાડીયાં અગાઉથી મનુષ્યને તેનું સ્વપ્ન આવે છે. એ જ પ્રમાણે બાહ્ય જગતમાં અનુભવ થવાના કેટલાક દિવસપૂર્વે કોઇ કામમાં સવળા કે અવળા પાસા પડવાનું, આંતર મનમાં ઘણીવાર જોવામાં આવે છે.

જ્યારે આંતર મનમાં પ્રતિકૂળ સ્થિતિઓ જોવામાં આવે ત્યારે તેનાથી વિરોધી સ્થિતિઓના આંતર મનઉપર સંસ્કાર પાડીને તે પ્રતિકૂળ સ્થિતિઓનો નાશ કરવાનો ખાસ પ્રયત્ન સેવવો જોઇએ. જ્યારે સારી ક્રિયાઓ ચાલતી જોવામાં આવે ત્યારે તે ક્રિયાઓને બળવાન્ કરવાનો ખાસ પ્રયત્ન કરવો જોઇએ, અને પૂર્વે સંભવિત હોય તેના કરતાં વધારે સારાં ફળને આપણે પ્રકટાવીશું.

પ્રતિકૂળ સ્વપ્ન હમેશાં અક્ષરશઃ ખરાં પડતાં નથી, કારણ કે જુદી જાતના અને

વધારે સારા વ્યાપારો તેમને તોડી નાંખે છે, અથવા તેનમનામાં કેટલોક ફેરફાર કરે છે; અને સારાં સ્વપ્ન હંમેશાં ખરાં પડતાં નથી, કારણ કે આપણે તેમને મદદ કરતા નથી.

સારૂં સ્વપ્ન એ સુખ પ્રાપ્ત થવાનું વચન છે; આંતર મનમાં આપણા લાભની કોઈ ક્રિયા ચાલે છે, તેને સૂચવનાર તે ચિહ્ન છે. તે આપણને આપણું સારૂં થવાની ખાનગી ખબર આપે છે; જો આપણે સમજીને તેનો લાભ લઇએ છીએ તો સ્વપ્નમાં જોયેલા સારા પ્રસંગો ખરા પડે છે.

સ્વપ્ન એ આંતર મનમાં ચાલતી ક્રિયાની અપૂર્ણ સ્મૃતિ છે, એ આજે દુનિયાના અગ્રગણ્ય માનસશાસ્ત્રીઓ સ્વીકારે છે. તેઓ એ પણ એકમતે સ્વીકારે છે કે આંતર મનમાં ચાલતો પ્રત્યેક વ્યાપાર બાહ્ય શરીરમાં શું થવાનું છે, અથવા કેવો ફેરફાર થવાનો છે, તેનો નિર્ણય કરી આપનાર છે. આમ હોવાથી સ્વપ્નની ઉપેક્ષા કરવી યોગ્ય નથી.

આંતર મનમાં ચાલતા વ્યાપારો જાણી જવા, એ ભીતરની ગુપ્ત વાતને જાણી જવા બરાબર છે. આ જ્ઞાનથી જે દુઃખો આપણા ઉપર આવી પડવાની તૈયારી કરતાં હોય છે, તેમને આપણે ખાળી શકીએ છીએ, અને જે સુખો આપણા જીવનમાં પ્રકટ થનાર હોય છે, તેમના સામર્થ્યને પુષ્કળ વધારીએ છીએ.

નિદ્રાસમયે આંતર મન શું કરશે તેનો આધાર સુવા જતી વખતે જે વિચારો, લાગણીઓ, અને ઇચ્છાઓ આપણે આંતર મનમાં લઇ જઇએ છીએ તેના ઉપર રહે છે. આથી ગયા થોડા દિવસો અથવા અઠવાડીયાંમાં તમે જેના વિચારો કર્યા હોય છે, તેના ઉપર તમને કેવું સ્વપ્ન આવશે તેનો આધાર રહ્યો હોય છે.

આમ છતાં વિચારસંક્રમણ ( Thought transference=એક મનુષ્યનો વિચાર બીજાના મગજમાં પ્રવેશવો તે )ના નિયમથી, પ્રસંગોપાત્ત ઉપરના નિયમમાં ફેરફાર થાય છે. ઉંઘમાં બીજા મનુષ્યનો વિચાર તમારા મગજમાં આવવો સંભવિત છે, અને આમ થતાં તે મનુષ્યનું સ્વપ્ન પણ તમને આવે. આમ અનેક વાર બન્યું છે; અને ખરેખર બને છે, એવું સિદ્ધ કરનાર પુષ્કળ પ્રમાણ છે; પણ તમને એક મનુષ્યનું સ્વપ્ન આવે છે, માટે તેને તમારૂં સ્વપ્ન આવ્યું છે, અથવા તે તમારો વિચાર કરે છે, એ સિદ્ધ થતું નથી.

આંતર મનની ભીંતો સઘળા પ્રકારનાં ચિત્રોથી ઢંકાઇ ગયેલી છે. આમાંનાં ઘણાં ચિત્રો ઘણાં વર્ષ પૂર્વનાં તેના ઉપર પડ્યાં હોય છે, અને ઘણીવાર આંતર મનના વ્યાપારોથી આ જૂનાં ચિત્રો આપણા જોવામાં આવે છે, અને જ્યારે આપણે જાગીએ છીએ ત્યારે તેમાંનું કંઇક આપણને સ્મરણમાં આવે છે.

પ્રત્યેક સ્વપ્નને અક્ષરેઅક્ષર માનવાથી આડે રસ્તે દોરવાઇ જવાય છે. આંતર મનમાં કેવા વ્યાપારો ચાલે છે, તે સ્વપ્નઉપરથી નક્કી કરવાનો પ્રયત્ન કરો. આંતર મનઉપર બીજા સંસ્કારો પાડીને પ્રતિકૂળ સંસ્કારોને દૂર કરો; અને શુભ સંસ્કારોનું જ બળ વધારીને તેમના વડે સૂચવાયલા શુભને પ્રકટાવવામાં આંતર મનને મદદ કરો.

આ રીતે સ્વપ્નનો ઉપયોગ કરનાર મનુષ્યને આશ્ચર્યકારક લાભ થવાનો સંભવ આવશે.

---

( બીજી આવૃત્તિ )

—વ્યવહારદર્શનાંતર્ગત માનસિક ચિકિત્સા યાને

# પ્રકૃતિવિવરણ.

મનુ પ્રકૃતિ અને તેને વિશુદ્ધ કરવાના ઉપાય, માનસિક ચિકિત્સા, માનસિક પ્રકૃતિ, અને માનસિક રોગોની જડ શોધાની આપનાર આજ ગ્રથ છે આ ગ્રથમા પ્રકૃતિને અગે મનુષ્યને જે જાતના રોગોના નિદાનો વૈદ્યરાજોએ જાણવા પડે છે, તે રોગો સ્વયમેવ સુગમતાથી જાણી શકાય તેવી શૈલીથી વિવરણ કરવામા આવે છે, તેમજ માનસિક ગુણોના લક્ષણો કેવા હોવા જોઇએ, માનસિક ધર્મ કેવો હોવો જોઇએ, અને તે સિવાયના બીજા ખાસ, વાચવા લાયક બીજા પ્રકૃતિઅતર્ગત વિષયો બહુ સારી રીતે સરલ ભાષામા ચર્ચવામા આવેલ છે કી ૧—૦—૦ એક રૂપીયો.

## ભક્તિદર્શન

એટલે

## મહર્ષિ શાંડિલ્ય તથા નારદકૃત ભક્તિસૂત્ર.

આ પુસ્તક ભક્તિનુ અપૂર્વપણે દર્શન કરાવનારા પહેલુજ છે નારદના અને શાંડિલ્યના ભક્તિસૂત્રઉપરથી ભક્તિનુ વિવેચન કરવામા આવેલ છે માનુષિક જન્મની સાફલ્યતા અથવા તો તેને ઉચ્ચતર પથે લઈ જનાર ભક્તિ છે અને તેથી ભક્તિ કેવી રીતે કરવી, ભક્તિ કરવાનો હેતુ શુ, તેનુ યથાર્થ દિગ્દર્શન આ ગ્રથમા ઘણી સુદર રીતે કરવામા આવેલ છે. કિમત રૂ ૧—૦—૦ પોષ્ટેજ જુદુ ઉપરના બને ગ્રથો નીચેને ઠેકાણે મળે છે

**શાન્તીલાલ પુરૂષોતમ શાહ.**

ઍપોથીક સામે—ભાવનગર.

## ધનવાન્ થવાની અમોઘ કળા.

બે અને બેનો સરવાળો જેમ ચાર થયા વિના રહેતો જ નથી, તેમ આ પુસ્તકમા વ એના નિયમે વર્તનાર મનુષ્ય ધનવાન્ થયા વિના રહેતો જ નથી ભને તમારી પાસે વ્યાપાર કરવાની પાય રૂપૈયાની પણ મુડી નહિ હોય, તોપણ આ પુસ્તક તમને મુડી કેવી રીતે મેળવવી તે પણ શીખવશે, તથા તેના વડે તમારી ઇચ્છામા આવે તેટલુ ધન પણ કેવી રીતે મેળવવુ તે પણ શીખવશે હવે તમે નિધનતાની એક ક્ષણ પણ વધારે વાર ફરીયાદ કરશો તો તેમા તમારો જ દોષ છે ગંગા બતાવવા છતા તરસ ન છીપાવનારને કેવો કહેવો ? ન પાળી શકાય એવા કઠણ નિયમો આ પુસ્તકમા હશે, એમ ધારશો નહિ સામાન્ય બુદ્ધિવાળો ગમે તે મનુષ્ય તેમનુ પાલન કરી શકે એમ છે ધનવાન્ થવાની આ એક જ કળા છે તે વિના બીજી કળા છે નહિ અને હાની થવાની નથી મૂલ્ય એક રૂપૈયો ટપાલ ખર્ચ ૦—૧—૦ નીચે લખેને ઠેકાણે મગાવો

**વ્યવસ્થાપક, મહાકાલ, વડોદરા.**

Registered N.B. 185.



(पुस्तक) २३. माघ कृष्णा० १४. संवत् १९६७. दर्शन (अंक) ४.

श्लोकः ।

कदली कमलं न वा हिमं  
मलयोत्थं यदपोहितुं क्षमम् ।  
भवदंघ्रिवियोगपावको  
हृदये मा स कदाचनेध्यताम् ॥

—હે ભગવન્! આપના ચરણના વિયોગરૂપ દાવાગ્નિ, જેને ટાળવા કેળ, કમળ, બરફ કે ચંદન કશું સમર્થ નથી, તે અમારા હૃદયમાં કદાપિ ધગધગી રહો મા!

प्रसिद्ध करनार

# श्रेयस्साधकअधिकारिवर्ग—वडोदरा.

तरफथी

[અમદા]વાદ—શ્રી "સત્યવિજય" પ્રિન્ટિંગ પ્રેસમાં શા. સાંકળચંદ હરિલાલે છાપી પ્રસિદ્ધ કર્યું.

વાર્ષિક લવાજમ-પોસ્ટેજસાથે રૂ. ૨-૦-૦ વર્ષના આરંભમાં જ.

Registered N.B. 18



रूप (पुस्तक) २३ माघ कृष्ण० १४ सवत् १९६७. दर्शन (अंक) ४

श्लोकः ।

कदली कमल न वा हिमं  
मलयोत्थं यमपोहितुं क्षमम् ।  
भवदंघ्रिवियोगपावको  
हृदये मा स कदाचने यताम् ॥

અર્થ:—હે ભગવન્! આપના ચરણના વિયોગરૂપ જ્વલ–અગ્નિ, જેને દાબવા કેળ, કમળ, બરફ કે ચંદન પણ સમર્થ નથી, તે અમારા હૃદયમાં કદાપિ ધગધગી રહો મા!

---

प्रसिद्ध करनार :

## श्रेयस्साधकअधिकारिवर्ग—वडोदरा.

તરફથી

અમદાવાદ—શ્રી "સત્યવિજય" પ્રિન્ટિંગ પ્રેસમાં શા. સાંકળચંદ હરિલાલે છાપી પ્રસિદ્ધ કર્યું

---

વાર્ષિક લવાજમ પોસ્ટેજસાથે રૂ. ૧-૦-૦ વર્ષના આરંભમાં જ.

# प्रभानुक्रमणिका:

**પ્રભા.** — **વિસ્તાર.**



---




रूप (पुस्तक) २३.—माघ कृष्ण० १४, संवत् १९६७. दर्शन (अंक ४.)

॥ ॐ श्री ॥

# प्रेमभक्तिनी पराकाष्ठाए फलाभिसंधिसमये भक्तनी वृत्तिना आनंदोद्गार.

५६. ( हुं तो प्रेमनी जोगण पियुने शोधवा चाली, ए लय. )

મુજ પ્રિયતમની સોડમાં આજે ભરાઈશ હું,
આજે ભરાઇશ હું, અખંડ જ ત્યાં શમાઈશ હું.
પ્રિતમ સોડે ભરાઇશ હું—
જ્યાં ભય નથી કે તાપ નથી, તે સ્થાને જાઇશ હું,
પિયુને સ્વરૂપે ઓળખીને, અમર થાઈશ હું. પ્રિતમ૦
પ્રિયતમને સ્નેહામૃતતણા, આસો ભરાવીશ હું;
પિયુસ્નેહની અમૃતપ્રસાદીથી ધરાઇશ હું. પ્રિતમ૦
પિયુસંગમાં મહાનંદસરિતામાંહિ નાહીશ હું,
પિયુશબ્દધ્વનિસહ મળી અદ્ભુત ગાન ગાઇશ હું; પ્રિતમ૦
આરોગ્ય ને ઐશ્વર્યમાંહિ રગદોળાઇશ હું;
પિયુસંગ અનુભવકુંડમાંહિ ઝબકોળાઈશ હું; પ્રિતમ૦
ભોગો પિયુથી ભોગવીશ ને, ભોગવાવીશ હું;
અર્ધાંગના બનીને પ્રિતમની સાથ સંધાઇશ હું; પ્રિતમ૦
આલિંગવા પ્રભુને પ્રભુકંઠે જ ટંગાઇશ હું,
પિયુઐક્યના સુખરંગમાં સર્વાંગ રંગાઇશ હું; પ્રિતમ૦
પિયુસોડમાંહિ ગુપ્ત રીતે આજ સંતાઇશ હું,
જોનારની દૃષ્ટિવિષે પિયુરૂપ જણાઇશ હું; પ્રિતમ૦

---

# ब्रह्मसूत्र अथवा ब्रह्ममीमांसा.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૮૬ થી. )

अनुस्मृतेश्च॥ २५ ॥

સુત્રાર્થઃ— સ્મૃતિ થાય છે ( તેનો કર્તા પૂર્વક્ષણાવસ્થાથી અનુભવકર્તા હોવોજ જોઈએ ) તેથી બૌધ મત અસમીચીન છે.

આ સૂત્રમાં એ જણાવ્યું કે વૈનાશિકો ( બુદ્ધો ) સર્વ વસ્તુનું ક્ષણિકત્વ માને છે તે સાથે એ વસ્તુઓને જાણનાર જે આત્મા તેને પણ ક્ષણિક જ માને છે. પણ એ મત અયુક્ત છે. કારણ કે સ્મૃતિ થાય છે તે અનુભવના પછી થાય છે. એક વસ્તુનો પ્રથમ અનુભવ થાય છે તે પછી તે વસ્તુની સ્મૃતિ થાય છે. આજે પુસ્તકનું દર્શન થાય છે તો એ અનુભવને લીધે કાલાન્તરે એ પુસ્તકની સ્મૃતિ થાય છે. આથી એ સ્મૃતિનું નામ અનુસ્મૃતિ છે. અહિં જેને અનુભવ થાય તેને જ તેની સ્મૃતિ થવી સંભવે છે. એક પુરૂષને અનુભવ થાય અને તે વસ્તુની અન્ય પુરૂષને સ્મૃતિ થાય એવું બનતું નથી. તેથી અનુભવ અને અનુસ્મૃતિ એ બેનો કર્તા એક હોવો જોઈએ અર્થાત્ એ એક જ કર્તા એ બે સાથે સંબંધવાળો રહેવો જોઈએ, એ બે સમયસુધી વિદ્યમાન રહેવો જોઈએ અર્થાત્ ક્ષણિક ક્ષણમાત્ર રહેનાર નહિ હોવો જોઈએ. તેથી આ રીતે અનુસ્મૃતિને લીધે આત્મા અક્ષણિક છે એ જણાય છે. વળી " મેં આ વસ્તુ જોઇ અને હવે આ જોઉં છું " એવો પ્રત્યય સર્વને થાય છે અને એમાં પણ પૂર્વનો જોનાર તથા વર્તમાન જોનારનું ઐક્ય અપેક્ષિત છે, એ ઉભય જોનાર જો એક નહિ હોય તો આ પ્રસ્તુત પ્રત્યય થઈ શકે તેમ નથી. તેથી અહિં દર્શન અને સ્મરણ એ બંનેનો કર્તા એક છે એવી પ્રત્યક્ષપ્રત્યભિજ્ઞા સર્વને થાય છે. જો બેના કર્તા ભિન્ન ભિન્ન હોય તો " મને સ્મરણ થાય છે અને પૂર્વે અન્યને દર્શન થયું હતું " એવી પ્રતીતિ થવી જોઇએ. પણ એવી પ્રતીતિ થતી નથી. જ્યાં એવી પ્રતીતિ થાય છે ત્યાં દર્શન અને સ્મૃતિ એ બંનેના ભિન્ન ભિન્ન કર્તાને જ સર્વ લોક સ્વીકારે છે અને તેમને એવી પ્રતીતિ થાય છે કે " મને સ્મૃતિ આજે આવી થાય છે, અને અમુક પુરૂષને એનું દર્શન થાય છે અથવા થયું હતું " ઇત્યાદિ, પણ પ્રસ્તુતમાં ' મેં આ જોયું હતું, હાલ હું એને જોઉં છું " એ પ્રતીતિમાં દર્શન અને સ્મરણ એ બંનેનો કર્તા એક જ આત્મા છે એવું ક્ષણિકવાદી બૌદ્ધ પણ જાણે છે. જ્યાં આગળ જ્ઞાન ખોટું હોય છે ત્યાં તેનો બાધ થાય છે. પણ અહિં તો અગ્નિ ઉષ્ણ નથી, અથવા પ્રકાશવાળો નથી એવો બાધ જેમ થતો નથી તેમ અહિં પણ " મેં જોયું નથી " એવું જ્ઞાન થતું નથી અર્થાત્ આત્માના દર્શનને બાધ કરનાર આવું જ્ઞાન થતું નથી. માટે આ પ્રત્યભિજ્ઞા અબાધિત છે અને તેથી પ્રમાણરૂપ છે. તેથી અહિં એક જ આત્માને દર્શન તથા સ્મરણ થાય છે માટે એ બે ક્ષણસાથે આત્માને સંબંધ થવો જ જોઇએ અર્થાત્ એ બે ક્ષણસુધી—એટલો કાલ આત્મા સ્થાયી હોવો જોઈએ એ વૈનાશિકે અવશ્ય માનવું જોઇએ, અર્થાત્ આત્મા ક્ષણિક છે એ એના અભ્યુપગમની હાનિ અપરિહાર્ય છે. આટલું જ નહિ પણ જન્મથી આરંભી છેક શ્વાસ પ્રશ્વાસસુધી, મરણસુધી, આત્માના એકત્વની, અને એ સમયમાં કરાતી પોતાની

સઘળી પ્રવૃત્તિનો કર્તા પોતે એક છે એવી પ્રત્યભિજ્ઞા વૈનાશિકને પોતાને થાય છે તો પછી આત્મા ક્ષણિક છે, અથવા બે ક્ષણસુધી રહેવાવાળો છે એવું કહેતાં વૈનાશિકે લજ્જા પામવું જોઇએ.

આની સામે જો એવું કહેવામાં આવે કે જેમ દીપકમાંથી પ્રતિક્ષણે નવી નવી જ્વાલા નીકળે છે પણ ઉત્તરોત્તર જ્વાલા પૂર્વ પૂર્વના સદૃશ હોવાથી એક અખંડિત જ્વાલા હોય એવી પ્રત્યભિજ્ઞા થાય છે તે પ્રમાણે અહિં પણ સાદૃશ્યને લીધે આત્માના ઐક્યની પ્રતીતિ થઇ શકે છે, અર્થાત્ ઐક્યની પ્રત્યભિજ્ઞા બાધિત છે, સત્ય નથી, સાદૃશ્ય વિષયિકા છે અને તેથી એ પ્રત્યભિજ્ઞા આત્માના ક્ષણિકત્વને ખંડિત કરી શકતી નથી. આ પ્રકારનું જો એ કહે તો એ પણ એમના મતથી અયુક્ત છે. કારણ કે "તેને આ સમાન છે" એ પ્રકારે સાદૃશ્યનું જ્ઞાન થાય છે તેથી તેનું, આનું અને એ બેના સાદૃશ્યનું એમ ત્રણનું જ્ઞાન એમાં અપેક્ષિત છે અર્થાત્ સાદૃશ્ય બે ભિન્ન વસ્તુને અધીન છે, માટે એ બે સદૃશ વસ્તુનો ગ્રહણ કરનાર એક નહિ હોય તો સાદૃશ્યનિમિત્તક પ્રત્યભિજ્ઞા છે એમ કદાપિ કહી શકાય નહિ. બે વસ્તુના જ્ઞાન માટે બેનો ગ્રહણ કરનાર આત્મા એ બે ક્ષણ રહેનાર તો અવશ્ય હોવો જોઇએ, પણ તેમ લેતાં ક્ષણભંગવાદની એમની પ્રતિજ્ઞા જતી રહે છે. આની સામે એવું કહેવામાં આવે કે જેમ "આ ઘટ છે" "આ પટ છે" એવું વિજ્ઞાન થાય છે, તેમ "આ તેને સમાન છે" એવું સાદૃશ્યજ્ઞાન એ પણ એક નવું જ વિજ્ઞાન છે અને પૂર્વોત્તર ક્ષણિક પદાર્થના ગ્રહણવડે ઉત્પન્ન થયેલું જ્ઞાન નથી, તો એ કહેવું પણ અયુક્ત છે, કેમકે "તેની આ" એમાં બે ભિન્ન પદાર્થનું ગ્રહણ થાય છે. જો સાદૃશ્યવિષયક ભિન્ન જ વિજ્ઞાન એ હોત તો "તેને આ સમાન છે" એવા વાક્યનો પ્રયોગ અનર્થક છે, તેમ હોય તો "સાદૃશ્ય છે" એવો પ્રયોગ જ થવો જોઇએ. જ્યારે લોકપ્રસિદ્ધ જે અર્થ હોય તેનો પરીક્ષકો સ્વીકાર કરતા નથી ત્યારે સ્વપક્ષની સિદ્ધિ તથા પરપક્ષના દોષ ઇત્યાદિ જે કહેવામાં આવે તે યથાર્થ છે એ રીતે પરીક્ષકોની તથા પોતાની પણ બુદ્ધિમાં આવી શકતું નથી. તેથી જે "આમ જ છે" એ રીતે નિશ્ચિત હોય તેનું જ કથન કરવું જોઇએ. તેથી અન્ય જો કહેવામાં આવે તો તે માત્ર પોતાનું બહુપ્રલાપિત્વ પ્રસિદ્ધ કરે છે. તેથી આ એક અન્ય જ વિજ્ઞાન છે, ભલે "સાદૃશ્ય છે" એવો પ્રયોગ થાય ઇત્યાદિ કહેવું એ પોતાનો મિથ્યા પ્રલાપમાત્ર જ છે. વળી એ આત્માના ઐક્યનો જે વ્યવહાર થાય છે તે સાદૃશ્યને લીધે થાય છે એમ માનવા લેશ પણ કારણ નથી. જો સાદૃશ્યને લીધે એ વ્યવહાર થતો હોય તો "જે હું તે હું" એવો અભેદવિષયક ઉલ્લેખ નહિ થાય પણ "તેના જેવો હું" એવો ઉલ્લેખ થાય. પણ ઉલ્લેખ એથી વિપરીત જ થાય છે. વળી બાહ્ય વસ્તુઓમાં તે બાહ્ય હોવાથી સંશય અથવા વિપર્યય થવાનો સંભવ રહે છે. ત્યાં તેના સદૃશ હોય તેની "તે છે" એ રૂપે ભ્રાન્તિ થવા અવકાશ રહે છે, પણ આત્મામાં તો સર્વથા એનો અસંભવ છે. "હું તે જ છું કે તેના જેવો છું" એવો સંદેહ જ્ઞાતાના સંબંધમાં કદાપિ થતો નથી, તેમ જ હું તેના સદૃશ છું એવી ભ્રાન્તિ પણ થતી નથી. પણ મેં કે જેણે પૂર્વ દિવસે અમુક જોયું તે જ હું આજે તેનું સ્મરણ કરું છું એવી રીતે ઐક્યની જ અબાધિત પ્રત્યભિજ્ઞા થાય છે તેથી એને લીધે આત્માનું ઐક્ય સિદ્ધ થાય છે, અને તેથી આત્માનું

સ્થાપિત સિદ્ધ થાય છે અર્થાત્ ક્ષણિકત્વ અસંગત છે, એ સિદ્ધ થાય છે. આ હેતુથી પણ વૈનાશિક સિદ્ધાન્ત અસમીચીન છે.

આપ્રમાણે બૌદ્ધ મતનું અસમીચીનપણું સિદ્ધ કરી અન્ય પ્રકારે પુનઃ એ સિદ્ધ કરે છે.

**नासतोऽदृष्टत्वात् ॥ २६ ॥**

**સૂત્રાર્થઃ**—અભાવમાંથી ભાવ થતો નથી કેમકે એવું ક્વચિત્ પણ દષ્ટ નથી.

આ સૂત્રથી એ જણાવ્યું કે આ અન્ય એક હેતુને લીધે પણ વૈનાશિકોનો સિદ્ધાન્ત દૂષિત ઠરે છે. એમના મતમાં કાર્યમાં અન્વય પામનાર કોઇ કારણ માનવામાં આવ્યું નથી તેથી એમના મતપ્રમાણે અભાવમાંથી ભાવ ઉત્પન્ન થાય છે એવું પ્રાપ્ત થાય છે. એવું પ્રાપ્ત થાય છે એટલું જ નહિ પણ એઓ જાતે એ જ પ્રમાણે સ્પષ્ટ જણાવે છે. એઓ કહે છે કે કારણનો ઉપમર્દ થયા વિના કાર્ય ઉત્પન્ન થતું નથી. બીજનો નાશ થાય છે ત્યારે જ અંકુર ઉત્પન્ન થાય છે, દુધનો ઉચ્છેદ થાય છે ત્યારે દધિ અસ્તિત્વમાં આવે છે, મૃત્તિકાનો પિણ્ડ વિલાય છે ત્યારે જ ઘટ ઉપજે છે. જો કૂટસ્થ રહેલા કારણમાંથી કાર્ય થતું હોય તો સર્વ પદાર્થમાંથી સર્વની ઉત્પત્તિ થવી જોઇએ અને અમુકમાંથી જ અમુકની ઉત્પત્તિ થાય એવો નિયમ નહિ રહે. તેથી અભાવગ્રસ્ત બીજ આદિમાંથી અંકુરાદિની ઉત્પત્તિ થાય છે માટે અભાવમાંથી જ ભાવ પદાર્થ ઉત્પન્ન થાય છે, આ પ્રકારે એઓ સ્પષ્ટ જણાવે છે. એની સામે આ સૂત્રથી જણાવવામાં આવે છે કે અભાવમાંથી ભાવ ઉત્પન્ન થાય છે, એ અસત્ય છે કેમકે એવું કોઇપણ સ્થળે દષ્ટ થતું નથી. જો અભાવમાંથી ભાવ ઉત્પન્ન થતો હોય તો પછી અભાવ સર્વત્ર હોવાથી અમુક કારણથી જ અમુક કાર્ય થાય એવો નિયમ જગતમાં દેખાય છે તે નહિ હોવો જોઇએ. નાશ પામેલાં બીજઆદિનો અભાવ તે શશવિષાણના અભાવજેવો જ છે. બંને અભાવ નિઃસ્વભાવ હોવાથી સમાન જ છે. એમના અભાવપણામાં જરાપણ ભેદ નથી. તો પછી જેમ બીજના અભાવમાંથી અંકુર થાય તેમ શશવિષાણના અભાવમાંથી પણ અંકુર થવાનો યોગ આવે, અને તેથી જેમ અંકુરનું કારણ બીજ કહેવાય તેમ શશવિષાણ, મૃત્તિકા આદિ સર્વ કહી શકાય. તેથી અંકુરાદિનું કારણ બીજાદિ જ છે એવો નિયમ બાંધી શકાય નહિ. કોઇપણ વિશેષવિનાના અભાવમાંથી ભાવ ઉત્પન્ન થતા હોય તો શશવિષાણાદિ જે અભાવરૂપ છે તેમાંથી પણ કાર્ય થઇ શકે. પણ એવું ક્વચિત્ પણ દષ્ટ નથી. આ અટકાવવા જેમ " નીલ કમલ " એમાં નીલત્વ એ કમલનો વિશેષ છે તેવો કોઇ વિશેષ અભાવનો માનવામાં આવે અને બીજત્વ વિશેષવાળો બીજાભાવ છે માટે તેમાંથી અંકુર થાય છે અને મૃત્તિકાનો અભાવ-તે એ વિશેષવાળો નથી માટે એમાંથી અંકુર થતો નથી એમ કહેવામાં આવે તો એ પણ અયોગ્ય છે. કારણ કે વિશેષ એ ભાવ પદાર્થનો ધર્મ છે, કમલ ભાવપદાર્થ છે તો તેનો નીલત્વવિશેષ થઈ શકે છે. અભાવનો વિશેષ હોઈ શકે નહિ. જો અભાવને વિશેષ સ્વીકારવામાં આવે તો જેમ કમલાદિ વિશેષવાળા ભાવપદાર્થ છે તેમ વિશેષવાળો થવાથી એ પણ અભાવ નહિ રહે પણ ભાવરૂપ પદાર્થ જ ઠરશે, અને તેમ થતાં અભાવમાંથી ભાવની ઉત્પત્તિનો સિદ્ધાન્ત જતો રહે છે, કેમકે પછી તો ભાવમાંથી જ ભાવની ઉત્પત્તિ થશે.

વળી અભાવ અભાવ હોવાથી જ કોઇની ઉત્પત્તિનો હેતુ થઈ શકતો નથી. શશવિષાણ

એ અભાવરૂપ છે અને તે કોઇની પણ ઉત્પત્તિનો હેતુ નથી તે પ્રમાણે બીજાનો અભાવ પણ અભાવ હોવાથી જ અંકુરાદિની ઉત્પત્તિનો હેતુ થઇ શકે તેમ નથી.

અભાવમાંથી ભાવની ઉત્પત્તિ થતી હોય તો કાર્યમાં અભાવનો અન્વય થવો જોઇએ. મૃત્તિકામાંથી ઘટ થાય છે તો મૃત્તિકાનો ઘટમાં અન્વય થાય છે, તેમ અભાવમાંથી કાર્ય ઉત્પન્ન થતું હોય તો તે સર્વ કાર્ય અભાવાન્વિત દેખાવું જોઇએ, પણ તેમ દેખાતું નથી. પ્રત્યેક કાર્યમાં તે તે રૂપવાળા પોતાના ભાવસ્વરૂપનો જ અન્વય દેખાય છે, અને અભાવનો અન્વય દેખાતો નથી.

અભાવનો અન્વય નહિ છતાં અભાવને તે તે કાર્યના કારણરૂપ માની શકાય તો મૃત્તિકાથી અન્વિત થયેલા ઘટાદિ વિકારોમાં તન્તુઆદિનો અન્વય નથી, છતાં એ તન્તુઆદિના વિકાર છે એમ પણ માની શકાય. પણ એ પ્રકારે કોઇ સ્વીકારતું નથી. મૃત્તિકાથી જે અન્વિત થયેલા છે તે મૃત્તિકાના જ વિકારો છે અને તન્તુઆદિથી અન્વિત થયેલા તે તન્તુઆદિના વિકારો છે એમ જ સર્વ સ્વીકારે છે. તેથી આ રીતે પણ અભાવને કારણ માની શકાય તેમ નથી.

પૂર્વપક્ષી વૈનાશિકોએ જે કહ્યું કે કારણના સ્વરૂપનો ઉપમર્દ થાય છે ત્યારે જ કાર્યની ઉત્પત્તિ થાય છે માટે બ્રહ્મજેવો કૂટસ્થ કોઇ પદાર્થ કારણ કદાપિ થઇ શકતો નથી માટે અભાવમાંથી જ ભાવની ઉત્પત્તિ સ્વીકારવી જોઇએ, તો એ કહેવું પણ અયુક્ત છે. કારણ કે સુવર્ણઆદિના વિવિધ અલંકારોરૂપ કાર્યો થાય છે, એમાં તે જ સુવર્ણાદિ આ કાર્યોમાં છે, એવી પ્રત્યભિજ્ઞા થાય છે તેથી સુવર્ણાદિ સ્થિર સ્વભાવના પદાર્થો કાર્યને ઉત્પન્ન કરી શકે છે એ સિદ્ધ છે, માટે કાર્યની ઉત્પત્તિમાટે કારણના સ્વરૂપનો ઉપમર્દ થવો આવશ્યક નથી. આટલું જ નહિ પણ સુવર્ણાદિ સ્થલે સ્વરૂપના ઉપમર્દ થયા વિના કાર્યની ઉત્પત્તિ થયેલી દષ્ટ છે તેથી, બીજાદિ સ્થલે જ્યાં આપાતતઃ સ્વરૂપનો ઉપમર્દ પ્રતીત થાય છે, ત્યાં પણ ઉપમર્દને પામતી પૂર્વ અવસ્થા ઉત્તરાવસ્થાનું કારણ માનવામાં નથી આવતી, પણ ઉપમર્દને નહિ પામતા, બીજાદિના જે સ્થિર, સ્થાયી અવયવો છે તે જ અંકુરાદિના કારણરૂપ છે એમ સ્વીકારવામાં આવે છે. તેથી અસત્ જે શશવિષાણાદિ પદાર્થો તેમાંથી સતની ઉત્પત્તિ થતી દેખાતી નથી અને સતરૂપ જે સુવર્ણાદિ પદાર્થો તેમાંથી સત્ કાર્યોની ઉત્પત્તિ થતી દેખાય છે, માટે અસતમાંથી સતની ઉત્પત્તિ થવાનો બૌદ્ધસિદ્ધાન્ત અનુપપન્ન છે. વળી એક તરફથી આરમાંથી ચિત્ત અને ચૈત્ત ઉત્પન્ન થાય છે, ભૂતભૌતિકરૂપ સમુદાય પરમાણુમાંથી ઉત્પન્ન થાય છે એમ ભાવમાંથી ભાવની ઉત્પત્તિ કહેવામાં આવે છે અને બીજી રીતે અભાવમાંથી ભાવની ઉત્પત્તિ થતી કલ્પવામાં આવે છે તેથી આ મત અંતરમાં પણ વિરોધગ્રસ્ત છે. તેથી આ સિદ્ધાન્ત અયુક્ત છે.

અભાવરૂપ અસતમાંથી ભાવની ઉત્પત્તિ શા માટે ન સ્વીકારવી તેનો અન્ય હેતુ શ્રીસૂત્રકાર કહી આ પ્રથમ પ્રકારના બૌદ્ધ મતનું ખંડન સમાપ્ત કરે છે.

( અપૂર્ણ ).

# उत्तम साधकना सन्निश्चय.

પદ. ( તન પ્રેમકી રાખ લગા લે તું, એ લય. )

નયને તત્ત્વાંજન આંજી હવે, પ્રિય પ્રભુને જ્યાં ત્યાં જોવા છે,
આ અસંખ્ય સારા ને ખોટા, ભેદો હૃદયેથી ખોવા છે.
જળમાં, સ્થળમાં, સચરાચરમાં, પ્રભુ લહી, પ્રભુમાં ચિત્ત પ્રોવાં છે,
પ્રભુમૂર્તિ અંતર છાપીને, મનમંદિર પ્રભુથી [1]સ્હોવાં છે.
પ્રભુદર્શન ફળ સુખપ્રદ લણવા, પ્રભુચિંતનનાં બીજ બોવાં છે,
પ્રભુનાં કીર્તન કરીને નિશદિન, મનના મળ સઘળા ધોવા છે.
પ્રભુના જપથી ચઢી મૂર્ધવિષે, [2]સુરસુરભિનાં દૂધ દહોવાં છે,
અજરામરતાને પ્રાપ્ત કરી, નવ જનિમૃતિથી ફરી [3]કહોવાં છે.
પ્રભુસ્મરણઘૃતે, વૃત્તિગણને, મોહે ન ભીંજાવા, મ્હોવા છે,
વિષયાતીત પ્રભુપદમાં સ્થિર થઇ, વિષયો [4]વણસ્યે નવ રોવાં છે.
નિજ ત્રિવિધિ દુઃખોને દહતાં, આશ્રિતનાં અશ્રુ લહોવાં છે,
પ્રભુભક્તિબોધચુને જનનાં, મન મેલાં જ્યાં ત્યાં છોવાં છે.
ચઢી વાદવિવાદે કો સંગે, શાસ્ત્રોનાં જળ ના [5]ડહોવાં છે,
પ્રભુસ્મરણની ચઢી સીધી સડકે, દુર્લભ મુક્તિફળ લેવાં છે.
આ વિધિ સન્નિશ્ચયમાં સ્થિર થઈ, કર્તવ્યે મનમતિ દેવાં છે,
નરહરિ અનુગ્રહથી નરહરિમાં, સંતત સદ્રૂપે હોવાં છે.

---

# मानस रसायन

अथवा

## यौवन प्राप्त करवानो अने स्थिर राखवानो मानस उपाय.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૯૪ થી. )

### પ્રકરણ ૮.

**અનુભવનો વાસ્તવિક ઉદ્દેશ યૌવનને અખંડ સ્થિર રાખવાનો છતાં શામાટે તે વૃદ્ધાવસ્થાને ઉત્પન્ન કરે છે.**

જીવવું એટલે વિચાર કરવો, વિચાર કરવો એટલે ક્રિયા કરવી, અને ક્રિયા કરવી એટલે અનુભવ થવો, એ છે; આમ હોવાથી જીવનની પ્રત્યેક ક્રિયાના અંતમાં અનુભવ અવશ્ય ઉત્પન્ન થયા વિના રહેતો જ નથી.

---

૧ શોભાવવાં. ૨ દેવોની ગાય કામધેનુ. ૩ મૃત્યુથી શરીર સડી જાય છે, એ પ્રસિદ્ધ છે. ૪ નાશ પામ્યે. ૫ ડહોળવાં છે.

જીવવાનો અર્થ અધિક જીવવું એ છે, કારણ કે જીવવાથી અનુભવ ઉત્પન્ન થાય છે, અને અનુભવ મનને વધારે નવાપ્રતિ, વધારે વિશાળપ્રતિ, અને વધારે મહાનપ્રતિ અભિમુખ કરે છે.

અનુભવ પ્રાપ્ત કરવો એનો અર્થ એ છે કે જ્ઞાન, સામર્થ્ય, અને જ્ઞાનપૂર્વક ક્રિયાનું અધિક વિશાળ ક્ષેત્ર પ્રાપ્ત કરવું; અને બુદ્ધિપૂર્વક ક્રિયા કરવાના ક્ષેત્રનો વિસ્તાર એ મનના નવીકરણનું સાક્ષાત્ કારણ છે, તેથી અનુભવની અખંડ પ્રાપ્તિથી મનનું અખંડ નવીકરણ અવશ્ય થવું જ જોઇએ.

પરંતુ અનુભવની પ્રાપ્તિ અખંડ થયા જ કરે છે, કારણ કે જ્યાં સુધી જીવન ચાલ્યા કરે છે, ત્યાં સુધી અનુભવ થયા જ કરવાનો.

મનનું અખંડ નવીકરણ આખા શરીરને અખંડ યૌવનવાળું રાખે છે, અને અનુભવની સ્વાભાવિક પ્રવૃત્તિ મનનું નવીકરણ કરવાની છે, તેથી અનુભવનો વાસ્તવિક ઉદ્દેશ યૌવનને અખંડ સ્થિર રાખવાનો જ હોવો જોઇએ.

યૌવનને અખંડ સ્થિર રાખવું, એનો પૂરેપૂરો અર્થ એ છે કે મનુષ્યના શરીરમાં જે કંઇ છે તે સર્વનો વિકાસ, વૃદ્ધિ, અને ઉન્નતિ કરવી, અને અનુભવ પ્રાપ્ત કરવો એનો અર્થ એ છે કે ઉન્નતિના અને વૃદ્ધિના હેતુઓને પ્રાપ્ત કરવા; આથી પોતાની વૃદ્ધિ કરવાની, પોતાનું નવીકરણ કરવાની અને પોતાનું યૌવન સ્થિર રાખવાની જીવનની જે પ્રવૃત્તિ છે, તેની સાથે અનુભવની પ્રવૃત્તિ અભેદ્ય રીતે જોડાયલી છે.

જીવવાનો અર્થ અનુભવને પ્રાપ્ત કરવો એ છે; અનુભવને પ્રાપ્ત કરવો, એનો અર્થ એ છે કે અધિક જીવવાનું સામર્થ્ય પ્રાપ્ત કરવું, અને અધિક જીવવું એનો અર્થ એ છે કે યૌવનને સ્થિર રાખવું. જ્યારે શરીરમાં જીવનની વૃદ્ધિ થતી રહેતી હોય છે, ત્યારે ઘડપણ આવવું સંભવતું નથી.

અનુભવની પ્રાપ્તિ મનમાં બે પ્રકારના વિરોધી સ્વભાવને ઉત્પન્ન કરે છે. આ વિરોધી સ્વભાવ, અનુભવવડે મનમાં જે માનસ તત્ત્વો પ્રકટાવવામાં આવ્યાં હોય છે, તેમના ઉપયોગ ઉપર આધાર રાખે છે. આમાંનો એક સ્વભાવ પુખ્ત ઉમરનું ભાન કરવાના વેગવાળો હોય છે, અને બીજો સ્વભાવ પોતાના વિકાસનું બુદ્ધિપૂર્વક ભાન કરવાના વેગવાળો હોય છે.

કોઇ અમુક ઉદ્દેશને સિદ્ધ કરવાપૂરતી જ વિકાસની ક્રિયા હોય છે, એવો જ્યારે મનનો નિશ્ચય હોય છે ત્યારે અનુભવથી પ્રકટેલાં માનસ તત્ત્વો એ ઉદ્દેશને સિદ્ધ કરવાના કામમાં જ યોજાય છે; અને આ ઉદ્દેશની સિદ્ધિની નિકટ જેમ જેમ મન આવે છે, તેમ તેમ પોતે પુખ્ત ઉમરનું થતું જાય છે, એવું તેને ભાન થાય છે.

પુખ્ત ઉમરનું ભાન વિશેષ વિકાસ અથવા ઉન્નતિ થતી અટકાવે છે, કારણકે ઉત્તર વયમાં વિશેષ વિકાસ થવો શક્ય નથી, એવું મનુષ્યોનું માનવું છે. આથી જે મન શરીરમાં પુખ્ત ઉમરના ભાનને પ્રવૃત્ત થવા દે છે, તે મન આખા શરીરમાં, શરીરને પુખ્ત કરનાર ક્રિયાને ગતિમાં મૂકી દે છે, અને શરીરને પુખ્ત કરનાર ક્રિયા જેમ જેમ બળવાન્ થતી જાય છે તેમ તેમ શરીરનો વિકાસ કરનારી ક્રિયા દુર્બળ થતી જાય છે.

પરિણામ એ આવે છે કે ધીમે ધીમે શરીરના એક પછી એક ભાગમાં વૃદ્ધિ થતી અટકે છે, અને જેની વૃદ્ધિ થતી અટકે છે, તે પછી ઘરડું થવા માંડે છે.

વિકાસ અખંડ થયા જ કરે છે, એવો જ્યારે મનનો નિશ્ચય હોય છે ત્યારે વિકાસનો છેડો આવવાનો કશો વિચાર જ સ્ફુરતો નથી. પ્રત્યેક આગળ ભરવામાં આવતા પગલાને, વિશેષ વિકાસભણી ભરાતું પગલું ગણવામાં આવે છે. આમ થતાં પુખ્ત ઉમરનું ભાન મનમાંથી સમૂળ જતું રહે છે.

પ્રત્યેક અનુભવ વધારે વિશાળ માનસ સૃષ્ટિમાં પ્રવેશવાનું ઉઘાડું દ્વાર છે, એવો વિચાર કરવાથી પ્રત્યેક અનુભવ મનનો વિકાસ થવાનું આપણને ભાન કરાવે છે, અને મન જેવું ભાન કરે છે, તેવું તે થાય છે.

પ્રત્યેક અનુભવમાં વિકાસનું ભાન કરાવનાર હેતુ સ્વભાવથી રહેલો હોય છે, અને જ્યાં સુધી આ વિકાસ નિરંતર થયા કરે છે ત્યાં સુધી મનનું નવીકરણ પણ નિરંતર થયા જ કરે છે. આમ થતાં, યૌવન પણ શરીરમાં અખંડ પ્રકટ્યા કરે છે, પણ અનુભવના આ સ્વાભાવિક હેતુમાં પુખ્ત ઉમર થવાની ક્રિયા પ્રતિબંધ કરનાર થાય છે.

પરંતુ પુખ્ત ઉમર થવાની ક્રિયા સ્વાભાવિક નથી. તે મનની ખોટી સ્થિતિઓનો પરિણામ છે, અને શરીરમાં જે વૃદ્ધિની ક્રિયા ચાલે છે, તેની સાક્ષાત્ વિરોધી છે.

પુખ્ત ઉમરની ક્રિયાને એક હેતુ સિદ્ધ કરવાનો હોય છે, અને તે હેતુ જ્યારે સિદ્ધ થાય છે ત્યારે ક્રિયાને અટકાવી દેવાનો તેનો ઉદ્દેશ હોય છે; વૃદ્ધિની ક્રિયાને કોઇ ખાસ હેતુ સિદ્ધ કરવાનો હોતો નથી, અને તેથી કોઇ પણ વખતે ક્રિયાને અટકાવી દેવાનો તેનો ઉદ્દેશ હોતો નથી. વૃદ્ધિની ક્રિયા પૂર્ણત્વને પામેલા પરિણામનો વિચાર કરતી નથી. તે વર્તમાન કાળમાં વૃદ્ધિને પામવાનો જ વિચાર કરે છે, તેથી કરીને વર્તમાન કાળમાં વૃદ્ધિના બળને નિરંતર વધાર્યા કરે છે.

સંસારના વાસ્તવિક ક્રમમાં કોઇ પણ વસ્તુ કદી પૂર્ણત્વને પામતી નથી. જે પૂર્ણત્વને પામેલું દેખાય છે તે હવે પછી પ્રકટનાર કોઈ તેથી પણ વધારે મોટી વસ્તુના ઉપક્રમનું સૂચક હોય છે, અને ઉન્નતિની આ સઘળી અવસ્થાઓમાં વૃદ્ધિની ક્રિયા અખંડ ચાલ્યા જ કરે છે.

આથી સ્પષ્ટ થાય છે કે પુખ્ત ઉમરનો વિચાર કરવો, અને પુખ્ત ઉમરની આશા રાખવી, એ શરીરમાં ખોટી ક્રિયાનો પ્રવેશ કરાવનાર છે, અને આ પુખ્ત ઉમરની ક્રિયામાં સ્વાભાવિક વૃદ્ધિને અટકાવવાનો ગુણ હોવાથી, શરીરના યૌવનને સ્થિર રાખનાર જે નવીકરણની ક્રિયા સ્વભાવથી શરીરમાં ચાલ્યા કરતી હોય છે, તેમાં તે પ્રતિબંધ કરે છે.

સામાન્ય મનુષ્યના શરીરમાં અનુભવ શાથી ઘડપણને ઉત્પન્ન કરે છે, તે પૂર્વોક્ત વિચારથી સ્પષ્ટ થાય છે, અને તે એ કે અનુભવ મનને પુખ્ત કરે છે, એવું અજાણું દઢ મનાવું થઈ ગયું છે; અને પુખ્તપણાની સ્થિતિ ઉન્નતિને અથવા વૃદ્ધિને અટકાવે છે તેથી ઘડપણ આવ્યા વિના રહેતું નથી, કારણ કે જેની વૃદ્ધિ થતી અટકે છે, તે ઘરડું થવા માંડે છે.

ઘડપણ એ માત્ર વૃદ્ધિની અટકેલી સ્થિતિ છે; એ એક એવી સ્થિતિ છે કે જેમાં વિકાસ અટક્યો હોય છે, અને જેમાં ક્ષય અથવા પાછા હઠવાનું શરૂ થઇ ચુક્યું હોય છે, અથવા શરૂ થવાની તૈયારી હોય છે. પરંતુ જ્યાં સુધી શરીરમાં વૃદ્ધિ, વિકાસ અને ઉન્નતિ ચાલ્યા કરતાં હોય છે ત્યાં સુધી તેમાં કોઈ ઠેકાણે ક્ષય થવો અસંભવિત છે.

જ્યાં આગળ વધવાનું ચાલ્યા કરે છે, ત્યાં પાછા હઠવાનું અશક્ય હોય છે, અને જ્યાં વૃદ્ધિ થયા કરે છે ત્યાં ક્ષય થઇ શકતો નથી. આથી શરીરમાં અખંડ વૃદ્ધિ અને અખંડ વિકાસ ઘડપણના પ્રત્યેક ચિહ્નનો નાશ કરે છે; અને આમ થતાં યૌવન અખંડ સ્થિર રહે છે.

અખંડ નવીકરણના નિયમમાં શરીરના પ્રત્યેક ભાગમાં અખંડ વૃદ્ધિ અને વિકાસ થયા કરે, એવી યોજના હોય છે, અને અનુભવ મનને માટે પ્રવૃત્તિનાં વધારે અને વધારે મોટાં ક્ષેત્રો ઉઘાડી આપતો હોવાથી મનુષ્યના શરીરનો નિરંતર વિકાસ કર્યાં કરવાનો વૃદ્ધિની ક્રિયાને પ્રસંગ મળ્યા જ કરે છે.

આ પ્રકારની વ્યવસ્થામાં ઘડપણને પ્રકટાવનાર ક્રિયાને સ્થાન જ આપવામાં આવેલું હોતું નથી; તેથી કુદરતના આ મુખ્ય નિયમોનું ઉલ્લંઘન કરીને મનુષ્ય પોતે જ્યાં સુધી ઘડપણને પ્રકટાવતો નથી ત્યાં સુધી તેના શરીરમાં ઘડપણ આવવાની ક્રિયા કદી પણ પ્રવેશ કરતી નથી.

અનુભવનો સ્વાભાવિક હેતુ આ અત્યંત અગત્યના નિયમોમાંથી કોઇ પણ નિયમદ્વારા સિદ્ધ થાય છે, અને આ નિયમાનુસાર વર્તન થવા માટે અનુભવના ઉદ્દેશને અનુકૂળ વર્તવાનો મને અભ્યાસ પાડવો જાઇએ.

પ્રત્યેક અનુભવ વધારે અને વધારે મહાન્ વસ્તુઓને પ્રાપ્ત કરવાનો માર્ગ છે, એવો જ્ઞાનપૂર્વક વિચાર કરવાથી, અને પ્રત્યેક અનુભવની પ્રવૃત્તિ વિકાસને, વૃદ્ધિને અને ઉન્નતિને કરનારી છે, એવું આંતર મનમાં ભાન કરવાથી, આ અભ્યાસ સિદ્ધ થાય છે.

પ્રત્યેક અનુભવ વિકાસને, વૃદ્ધિને અને ઉન્નતિને કરે છે, એ સિદ્ધાંત આંતર મનમાં નિત્ય અંકિત કરવો જોઇએ; થોડો સમય જતાં, અનુભવના આ ઉદ્દેશનું આંતર મનમાં ભાન થશે, અને તેમ થયા પછી આંતર મન અનુભવના સ્વભાવને અનુકૂળ વર્તન કરશે.

( અપૂર્ણ )

---

# अन्य प्रयत्नो त्यजी प्राप्तव्यनी सिद्धिअर्थे प्रयत्न करवा सद्विवेकी साधकोने निमंत्रण.

પદ. ( અમને પાવન કરવાને, એ લય. )

સમગ્ર દુઃખોને દળવા,
ભુક્તિમુક્તિને રળવા,
અંતે બ્રહ્મવિદે ભળવા, સંગે હાલજો.
જગનો જૂઠો આ સ્નેહ, છોડી ચાલજો,
જળરી બેડી લહી એહ, તોડી હાલજો.
સ્થૂળ સૂક્ષ્મ કારણરૂપ કારાગૃહથી નીકળવા,

અનંત નભમાં ઈપ્સિત સ્થળમાં, સ્વતંત્ર બની પળવા,
અંતે બ્રહ્મવિષે ભળવા, સંગે હાલજો.
ઉત્પત્તિ સ્થિત લયના, સાચા સ્વરૂપને કળવા,
આગમ અપાય ધર્મોથી, કદી અંતર નહિ જળવા,
અંતે બ્રહ્મવિષે ભળવા સંગે હાલજો.
દેવ યક્ષ માનવ પશુ જ્યાં ના, આવી શકે છળવા,
પ્રાપ્ત મહાપદને ભીતિ જ્યાં ના, કોઈ સમય ચળવા,
અંતે બ્રહ્મવિષે ભળવા, સંગે હાલજો.
નરહરિ પ્રભુનાં સર્વ સુખાસ્પદ ચરણવિષે ઢળવા,
તુલામૂલા ઉલ્લંઘી અંતે ચિદ્રૂપમાં હળવા,
અંતે બ્રહ્મવિષે ભળવા, સંગે હાલજો.

---

# सुखसाधक विद्या.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૯૮ થી. )

## ( ૧૪ )

### ઉચ્ચ મનોરાજ્યો અને તેમને કેવી રીતે રચવાં.

એક ગૃહસ્થ લખે છે કે "ધનવાન્ થવાની અમોઘ કળા' એ નામના આપના પુસ્તકને મેં વાંચ્યું. હું તેમાં લખેલા નિયમોનું પાલન કરીને આખા જગતમાં સર્વોપરિ ધનવાન્ થવા ઇચ્છું છું; અને મારી ખાતરી છે કે મારી આ આશામાં હું નિરાશ નહિ જ થાઉં" આ પત્ર લખનાર પુસ્તકનું રહસ્ય બરાબર સમજ્યા હશે કે કેમ, એ વિષયમાં સંશય રહે છે. તેમની ઇચ્છા કદાચ સફળ ન થાય તો તેમાં આશ્ચર્યજેવું નથી. કારણ કે તેમણે મનોરાજ્ય બાંધવામાં ભૂલ કરી છે.

પુષ્કળ ધનની ઇચ્છા થવી, એમાં કશું ખોટું નથી. ધનની ઇચ્છા જાતે સંપૂર્ણ રીતે સ્વાભાવિક અને વિહિત છે. નિર્ધનના અનેક સદ્‌ગુણોને પ્રકટાવનાર છે, અને વિવિધ લાભને કરનાર છે, એ સંબંધમાં ભલે સેંકડો ગ્રંથો લખાયા હોય, અને સેંકડો વ્યાખ્યાનો અપાયાં હોય તોપણ એ વાર્તા સિદ્ધ જ રહે છે કે કોઈ પણ નિર્ધન સ્ત્રી અથવા પુરુષ જેને ખરેખરૂં પૂર્ણ અને વિજયી જીવન કહે છે, તેનો અનુભવ કરી શકતો નથી. કોઇપણ મનુષ્યની પાસે જ્યાં સુધી પુષ્કળ દ્રવ્ય નથી હોતું ત્યાં સુધી તે પોતાનામાં રહેલી કાર્ય કરવાની શક્તિઓનો વિકાસ કરી શકતો નથી, અથવા પોતાના આત્મામાં રહેલી શુભ શક્તિઓને પૂરેપૂરી બહાર પ્રકટાવી શકતો નથી; કારણ કે આત્માના સામર્થ્યને બહાર પ્રકટાવવાને માટે અને પોતાની કાર્ય કરનાર શક્તિઓનો વિકાસ કરવાને માટે તેને ઘણી વસ્તુઓનો ઉપયોગ કરવો પડે છે, અને તેમને ખરીદવાના ધનવિના તે તેમને સંપાદન કરી શકતો નથી. નિર્ધનના મનનાં કેટલાંક અભિલાષણીય ( ઇચ્છા યોગ્ય ) લક્ષણોનો પ્રસંગે વિકાસ કરે છે, તેની

ના નથી, પરંતુ સર્વ પ્રકારની ચારિત્ર્યની ઉચ્ચતા તે પ્રકટાવી શક્તી નથી. મનુષ્યોના સહવાસમાં આવવાથી અને વસ્તુઓનો ઉપયોગ કરવાથી ચારિત્ર્યનો વિકાસ થાય છે. વર્તમાન સમયમાં સમાજની જે પ્રકારની વ્યવસ્થા છે, તે પ્રકારની વ્યવસ્થામાં રહેનાર મનુષ્યને વસ્તુઓના ભોક્તા અથવા સ્વામિ થવાને માટે ધનવિના ચાલતું જ નથી; અને તેથી જો સમાજમાં અધિકમાં અધિક ઉચ્ચતાએ પહોંચવાની મનુષ્યને ઇચ્છા છે, તો તેણે ધનવાન્ થવું જ જોઇએ. આ કારણથી ધનવાન્ થવાની તેની ઇચ્છા યથાયોગ્ય અને શાસ્ત્રવિહિત છે; કારણ કે જીવનનો હેતુ પોતાનો વિકાસ કરવો એ છે, અને જીવવાળી પ્રત્યેક વસ્તુને પોતાનાથી બને એટલો પોતાનો વિકાસ કરવાનો અનન્યહાર્ય ( કોઇથી હરી ન લેવાય એવો ) હક છે.

મનુષ્યનો જે જગતમાં જીવવાનો હક છે, તો તેનો અર્થ એ જ થાય છે કે તેના સંપૂર્ણ શારીરિક, માનસિક તથા આધ્યાત્મિક વિકાસને અર્થે જે જે વસ્તુઓની તેને જરૂર હોય તે તે વસ્તુઓનો નિરંકુશપણે ઉપયોગ કરવાનો તેને હક છે; અન્ય શબ્દોમાં કહીએ તો ધનવાન્ થવાનો તેને હક છે. જેમ જેમ મનુષ્ય આગળ વૃદ્ધિને પામતો જાય છે, તેમ તેમ તેની જરૂરીયાતો વધતી જાય છે, કારણ કે તે અધિક માનસિક શક્તિઓનો વિકાસ કરે છે, અને તેનું જીવન વધારે સંકુલ થયું હોય છે. મનુષ્યની જરૂરીયાતોસાથે સરખાવતાં પશુની જરૂરીયાતો ઘણી જ થોડી છે, તેનું કારણ તેની વૃદ્ધિ લેશ પણ નથી. મનુષ્ય પશુકરતાં ઘણો જ આગળ વધેલો છે, અને તે પ્રમાણે તેની જરૂરીયાતો પણ તેટલી જ વધેલી છે. હાલ આપણે વિકાસક્રમમાં એટલી ભૂમિકાસુધી આગળ વધ્યા છીએ કે સામાન્યમાં સામાન્ય સ્ત્રી અથવા પુરુષને પણ કંઇક પૂર્ણતાવાળું જીવન ભોગવવાને માટે પુષ્કળ ધનની અગત્ય રહે છે. જેટલા થવાની પોતાની યોગ્યતા હોય છે તેટલા સર્વાંશે થવાની ઇચ્છા કોઇના પણ અંતઃકરણમાં પ્રકટ્યા વિના રહેતી નથી; આપણામાં ગુપ્તપણે રહેલા સંભવોને પ્રકટાવવાની આપણામાં સ્વાભાવિક ઇચ્છા રહેલી હોય છે. આથી, પુનઃ કહેવામાં આવે છે કે ધનવાન્ થવાની આપણને જે ઇચ્છા થાય છે, તેમાં કશું જ ખોટું નથી. ધનવાન્ થવાની ઇચ્છા એ વસ્તુતઃ વધારે પૂર્ણતાવાળા અને પુષ્કળ જીવન ભોગવવાની ઇચ્છા છે, અને આ ઇચ્છા પ્રશસ્યવિના અન્ય પ્રકારની હોઇ શકે એમ છે જ નહિ.

જે મનુષ્યને વિપુલ જીવન ભોગવવાની ઇચ્છા થતી નથી તે મનુષ્ય, મનુષ્યથી ઉતરતી કોટિનો છે. તે યોગ્ય વિચારથી દોષવાન્ જ ગણાય છે. કોઇપણ પ્રકારની ખામીથી અથવા દોષથી સંતોષ માનવો, એ જેમ ખોટું છે, તેમ નિર્ધનતાથી સંતોષ માનવો એ ખોટું છે. કોઇ પણ અન્ય માર્ગે પૂર્ણતાવાળું જીવન કરવાનો પ્રયત્ન કરવો, એ જેમ યોગ્ય છે, તેમ ધનાદિ વૈભવો મેળવવા પ્રયત્ન કરવો, એ યોગ્ય છે. પરંતુ જો કે ઉપરનું સઘળું ખરૂં છે, અને ધનવાન્ થવાની ઇચ્છા કુદરતી, ન્યાયપુરઃસર અને શાસ્ત્રવિહિત છે તોપણ જગત્‌માં " સર્વોપરિ ધનવાન્ " થવાની કોઇએ શા માટે ઇચ્છા કરવી જોઇએ ? ધનવાન્ થવાની જ, જેટલું જોઇએ તેટલું મેળવવાની જ, અને પોતાની જેવી જાતનું જીવન ગાળવાની ઇચ્છા હોય તેવી જાતના જીવનમાં જેટલાની જરૂર છે, તેટલું જ સર્વ સંપાદન કરવાની માત્ર ઇચ્છા કેમ ન કરવી જોઇએ ? બીજાઓને તમારા કરતાં ઓછા સુખી રાખવાની ઇચ્છા કર્યા વિના, તમારા પોતાના જીવનને સુખી કરવાનું ઉચ્ચ મનોરાજ્ય તમે શા માટે નથી બાંધતા ? બીજા મનુષ્યોકરતાં અથવા બીજા કોઇ પણ મનુષ્યકરતાં વધારે ધનવાન્ થવાની તમે શા માટે

ઇચ્છા કરો છો ? આવી ઇચ્છા સ્વાર્થવાળી સાંકડી બુદ્ધિથી જ પ્રકટે છે; બીજા મનુષ્યોનાં જીવનઉપર અમલ ચલાવવાની બુદ્ધિથી જ પ્રકટે છે.

વિચારવડે અથવા ભાવનાવડે ધનને પ્રાપ્ત કરવાને અથવા માનસ બળને પ્રાપ્ત કરવાને જેઓ ઇચ્છતા હોય તેમણે બીજાઓનાં મનઉપર અને શરીરઉપર સત્તા ચલાવવાની લાલચથી અત્યંત સાવધ રહેવું જોઇએ. બીજાઓના ઉપર સત્તા ચલાવવાની ઇચ્છા, એ જંગલીપણાનું ચિહ્ન છે. સુશિક્ષિત મનુષ્યના અંતઃકરણમાં આવી ઇચ્છાને સ્થાન જ ન મળવું જોઇએ. સંપૂર્ણ કેળવાયલી આધ્યાત્મિક વૃત્તિવાળા પુરુષને પોતાની આજુબાજુનાં મનુષ્યોના વિચાર તથા વર્તનઉપર સત્તા ચલાવવાનો વિચાર જ અત્યંત અરુચિ ઉત્પન્ન કરે છે. પરંતુ જીવનને નિભાવવાનો જે ઝગડો હજારો વર્ષથી માનવપ્રજાને વેઠવો પડ્યો છે, તેને લીધે બીજાઓના ઉપર અમલ ચલાવવાની ઇચ્છાએ મનુષ્યના આંતર મનમાં ઉંડાં મૂળ નાંખ્યાં છે, અને આજે જગતની જે પ્રવૃત્તિઓ ચાલે છે, તેમાંની ઘણી ખરી પ્રવૃત્તિઓમાં વસ્તુતઃ આ જ ચાલક હેતુ થઇ રહ્યો છે.

ત્રણ મહાપદ્મ ( ૩, ૦૦૦, ૦૦૦, ૦૦૦, ૦૦૦, ) કરતાં પણ જેની પાસે વધારે રૂપૈયા છે, જેને ત્યાં આજે છપ્પનઉપર ભુંગળો વાગે છે, તથા પોતે ન્યાયપુરઃસર ઉપયોગ કરી શકે તેના કરતાં પણ સહસ્રગુણ અધિક જેની પાસે દ્રવ્ય છે, એવા અનર્ગળ સંપત્તિના અધિપતિ રોકફેલરજેવાએ હજી શા માટે વધારે ધન પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કર્યા જ કરવો જોઇએ ? તેને પૈસાની હવે જરૂર રહી નથી; દ્રવ્ય હવે તેના સુખમાં અથવા જીવનમાં કોઇ પણ રીતે વૃદ્ધિ કરી શકે એમ રહ્યું નથી. દ્રવ્યપ્રાપ્તિના સમરક્ષેત્રમાં હજી તે કમર બાંધીને ઘુમ્યા કરે છે, તેનું કારણ પીળી ચકચકતી ધાતુનો અતિ લોભ નથી, અથવા તેના સ્વામિત્વથી પ્રકટતો સંતોષ અથવા આનંદ પણ નથી, પરંતુ બીજાઓના ઉપર સત્તા ભોગવવાની અતિશય તૃષ્ણા એ જ કારણ છે. અનેક યુગોનો જગતનો ઇતિહાસ, એ બીજું કાંઇ જ નથી, પરંતુ પોતાના જાતિબંધુઓઉપર સત્તા ચલાવવાનો સ્વાર્થી મનુષ્યોનો હડકવા છે. બીજાઓના ઉપર પોતાની સત્તા પ્રસારવાના પ્રયત્નમાં સુલતાનોએ અને બાદશાહોએ, નૃપતિઓએ અને રાજાઓએ પોતાની અતિ ભારે સેનાઓને સમરાંગણોમાં આણી છે, અને પૃથ્વીની જમીનને રુધિરથી અને અશ્રુથી તરબોળ કરી છે. એક જ હેતુની સિદ્ધિને માટે રાજનીતિજ્ઞ પુરુષોએ તેઓની બુદ્ધિનો ઉપયોગ કર્યો છે, અને ધર્માચાર્યોએ પોતાની સંસ્થાઓની વ્યવસ્થા કરી છે, અને તે હેતુ એ કે મનુષ્યોનાં શરીરને, તથા મનને તથા આત્માને તેઓના ધુંસરાતળે આણવાં.

સ્વાર્થનું મુખ્ય અંગ જો વસ્તુતઃ જોવા જઇએ તો બીજાઓના ઉપર સત્તા ચલાવવાની ઇચ્છાવિના બીજું કશું જ નથી. બીજા કોઇ પણ પ્રકારનો સ્વાર્થ વાસ્તવિક રીતે હાનિકારક નથી. બીજાઓને તેમને માર્ગે જો તમે વહેવા દો છો, તો ભલેને તમે તમારા પોતાના ઉપર ગમે તેટલો પ્રેમ રાખતા હશો, અથવા તમારા પોતાના સુખ અને કલ્યાણને માટે ગમે તેટલા કાળજીવાળા હશો તોપણ તેથી કોઇને કશું નુકસાન થતું નથી. જે સ્વાર્થી મનુષ્યો બીજાઓને પોતાની ઇચ્છાપ્રમાણે પ્રવૃત્તિ કરાવવાને મથે છે, તેમના વડે જ જગતમાં સર્વ પ્રકારના અનર્થો ઉભા થાય છે. અવિકસિત મનુષ્યના મનનું અને હૃદયનું બીજા કોઇ મનુષ્યના ઉપર અમલ કરવાનો પ્રસંગ જેટલું આકર્ષણ કરે છે, તેટલું બીજી કોઇ પણ વાત કરતું નથી. સ્વાર્થી મનુષ્યની પ્રધાન ઇચ્છા આ હોય છે, અને સાંપ્રત કાળમાં જગતના વ્યાપારીવર્ગમાં

આ ઇચ્છા પ્રવૃત્તિનો પ્રધાન હેતુ થઈ રહ્યો છે. વધારે ઉચ્ચ અને વધારે પૂર્ણતાવાળું જીવન પ્રાપ્ત કરવાને માટે ઉપયોગઅર્થે ધનવાન્ થવાનો મનુષ્યોને હડકવા હાલ્યો નથી; પરંતુ બીજા મનુષ્યોને પોતાના કાબુમાં રાખવાને માટે ઉપયોગમાં આવે એટલા માટે ધનવાન્ થવાનો મનુષ્યોને હડકવા હાલ્યો છે. જંગલી મનુષ્યો પૂર્વે જેમ ભાલોડાંથી અને લાઠીઓથી સર્વોપરિ થવાનો પ્રયત્ન કરતા, તેમ આજે મગજથી સર્વોપરિ થવાનો પ્રયત્ન ચાલે છે. જંગલી મનુષ્યો સ્થૂળ હથિયાર વપરાતા; આજે બુદ્ધિનાં હથિયારોવડે યુદ્ધ ચાલે છે. બંને યુદ્ધમાં વસ્તુતઃ કશો જ ભેદ નથી. પૂર્વે સિકંદર વગેરે બાદશાહો જેમ સત્તાને માટે મથતા, તેમ આજે રોકફેલરજેવા વ્યાપારની સૃષ્ટિના બાદશાહો સ્વાર્થવૃત્તિથી સત્તાને માટે મથે છે; અને આ સર્વ પ્રવૃત્તિમાં પુનઃ કહેવામાં આવે છે કે બીજાઓના ઉપર સત્તા ચલાવવી, બીજાઓને કોઇ પણ પ્રકારે પોતાને વશ વર્તાવવા, એવી સ્વાર્થવાળી ઇચ્છાવિના બીજો કશો જ હેતુ નથી.

શાસ્ત્રવિહિત ભાવના કરવાને માટે તમારે આ કેવળ સ્વાર્થબુદ્ધિનો ત્યાગ કરવો જોઇએ, અને ધનને પ્રાપ્ત કરવાનાં આવાં હવાતીયાંથી દૂર રહેવું જોઇએ. આપણે જે પ્રાપ્ત કરવાને માટે ઉદ્યોગ કરવાનો છે, તે જીવન છે; બીજાઓના ઉપર લૌકિક કે આધ્યાત્મિક સત્તા પ્રાપ્ત કરવાને માટે આપણે ઉદ્યોગ કરવાનો નથી. સર્વને માટે આ જગતમાં જેટલું જોઇએ તેટલું, અને જોઇએ તેનાં કરતાં પણ અધિક છે, એ આપણે નિશ્ચયપૂર્વક માનવું જોઇએ, અને આપણે આપણું પોતાનું જ માગવું જોઇએ. સ્મરણમાં રાખો કે અપાર સંપત્તિમાન્ કુદરતમાં આપણે ઉપયોગ કરી શકીએ તેટલું સઘળું ભરેલું છે, એટલું જ નહિ પરંતુ જગતનો પ્રત્યેક મનુષ્ય જેટલું ઉપયોગ કરી શકે તેટલું સર્વ ભરેલું છે. બીજા મનુષ્યના કરતાં વધારે ધનવાન્ થવાની, વધારે પ્રાપ્ત કરવાની, તમારે શા માટે ઇચ્છા કરવી જોઇએ ? તમારે જેટલાની જરૂર હોય તેટલું પ્રાપ્ત કરવાની ઇચ્છા કરો, અને બીજા સર્વને પણ જેટલું જોઇએ તેટલું પ્રાપ્ત થાઓ, એવી ઇચ્છા તમારા જેટલી જ તીવ્રતાથી કરો.

બીજાઓના કરતાં તમે પોતે ઘણા ચઢીઆતા વર્ગના છો, એવી તમારે માટે કલ્પના ન બાંધો, પરંતુ તમે પોતે પૂર્ણતાવાળું જીવન ભોગવનારા છો, એવું તમારા પોતાના સંબંધનું ઉચ્ચ મનોરાજ્ય બાંધો. તમારૂં પોતાનું જીવન પૂર્ણ રીતે, ઉત્કૃષ્ટ પ્રકારે, અને બીજાઓના જીવનમાં કોઇ પણ પ્રકારે ડખળ કર્યા વિના ભોગવવાનો પ્રયત્ન કરો. બીજાઓના કરતાં વધારે ધનવાન્ થવાની ઇચ્છા ન કરો; ધનવાન્ થવાની જ માત્ર ઇચ્છા કરો. અને તેની સાથે અન્ય સર્વ તમારા જેવા જ ધનવાન્ થાઓ, એવી ઇચ્છા કરો. સર્વ સ્થળે અગ્રગણ્ય પુરુષ ગણાવાનો અથવા પ્રમુખરૂપે મનાવાનો પ્રયત્ન ન કરો. વ્યાપારીવર્ગમાં, ધનવાનવર્ગમાં કે વિદ્વાનવર્ગમાં મારા જેવો કોઇ જ નથી, અને હું જ સર્વનો શિરોમણિ છું, એવા થવાનો અથવા ગણાવાનો પ્રયત્ન ન કરો. અત્યંત ઉત્કૃષ્ટ થવાનો પ્રયત્ન કરો, પરંતુ બીજાઓની નિકૃષ્ટતા ઇચ્છી ઉત્કૃષ્ટ થવાનો પ્રયત્ન ન કરો. બીજાઓના ઉપર સત્તા પ્રાપ્ત કરવાથી તમારૂં વાસ્તવિક કશું જ હિત થનાર નથી; ઉલટું આવી સત્તા જો તમે પ્રાપ્ત કરશો તો તે અવશ્ય તમને ભારે હાનિ કરશે. સ્વામિ અને સેવકજેવો ભ્રષ્ટ કરનાર બીજો એક પણ સંબંધ નથી. સેવકને સ્વાધીનતામાં રાખીને તે તેના મનને નિકૃષ્ટ પ્રકારનું કરે છે, અને નવા વિચારો કર-

વાના તેના સામર્થ્યનો નાશ કરે છે. સ્વામિને સત્તા આપીને તે તેને હાનિ કરે છે, કારણ કે બીજાના ઉપર સત્તા ચલાવવાનો કોઇને કશો જ હક નથી.

સ્વલ્પમાં કહીએ તો સાર આ છેઃ—" તમારૂં પોતાનું સંભાળો. " પૂર્ણ જીવન ભોગવવાને માટે જેની તમારે જરૂર હોય તે સર્વની તમારે પોતાને માટે ઇચ્છા કરો, અને તેવું જ પૂર્ણ જીવન ભોગવવાને માટે અન્ય સર્વને જેની જેની જરૂર હોય તે સર્વ તેમને પ્રાપ્ત થાઓ, એવી ઇચ્છા કરો. બીજાઓનાં કામમાં વચ્ચે માથું મારવા કદી જતા ના. તમારૂં પોતાનું જીવન ઉચ્ચ પ્રકારે તમે ભોગવો, અને બીજાઓને તેમનું પોતાનું જીવન ભોગવવા દો. **आत्मवत् सर्व भूतेषु** એ સૂત્રનું વિસ્મરણ ન કરો. બીજાઓ તમારા કામમાં માથું મારે એ તમને જરા પણ ગમતું નથી. તમે પણ તેમ જ વર્તો. " બીજા તમારી સાથે જે પ્રકારનું વર્તન ચલાવે એવી તમારી ઇચ્છા હોય, તે પ્રમાણે જ તમે પણ તેમની સાથે વર્તો, " અને આ વાક્યનો ટુંકામાં અર્થ એટલો જ છે કે તમે તમારૂં સંભાળ્યા કરો, અને બીજાઓને તેમનું પોતાનું સંભાળી લેવા દો.

---

# पूर्ण आरोग्ययुक्त सो वर्षनुं आयुष् भोगववानो उपाय.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૧૦૦ થી )

## ( ૨ )

### શાસ્ત્રીય આહારગ્રહણ ( ઉત્તર વિભાગ ).

મન અથવા અમર ચેતનતત્ત્વ રોગને નિવારે છે. વધારે સરળ શબ્દોમાં કહીએ તો શરીરમાં વ્યાપી રહેલું જીવનતત્ત્વ અથવા મુખ્યત્વે કરીને ઉંઘવડે, તેમ જ વળી વિશ્રાંતિવડે, વિનોદવડે અને મનની યોગ્ય પ્રકારની સ્થિતિવડે જે બળ શરીરમાં ઉત્પન્ન થાય છે તે બળ રોગને મટાડે છે.

### રોગને નિવારનાર સામર્થ્ય જીવનતત્ત્વ છે.

જ્યારે રુધિર વિષવાળું થઇ ગયું હોય છે, અને પચનેંદ્રિય મળવડે પૂરાઇ ગઇ હોય છે, ત્યારે આ જીવનતત્ત્વ વ્યાધિને મટાડી શકતું નથી, કારણ કે મળને બહાર કાઢવાના, રુધિરને શુદ્ધ કરવાના અને ખાધેલા ખોરાકને પચાવવાના પ્રયત્નમાં આ જીવનતત્ત્વ ખપી જાય છે. ખાધેલો ખોરાક સંપૂર્ણ રીતે પચ્યા પહેલાં અને રુધિરની શુદ્ધિ થયા પહેલાં રોગને નિવારનાર આ સામર્થ્ય બધું વપરાઇ જાય છે.

મન અથવા ચેતન અથવા જીવનતત્ત્વ મનુષ્યના તનુમંદિરમાં, તેને નીરોગ રાખવાને માટે રાત્રિદિવસ પ્રયત્ન કર્યા જ કરે છે.

રોગી સ્ત્રી અથવા પુરુષે ખોરાકને પચાવવાની જે ક્રિયા કુદરત શરીરમાં કર્યા કરે છે, તેમાં તેને મદદ કરવી જોઇએ. તેમ થતાં કુદરત, જે શરીરરૂપી દેવળમાં મનુષ્ય રહે છે, તેને નવેસરથી બાંધવામાં–અર્થાત્ તેના મનનો અને શરીરનો પુનરુદ્ધાર કરવામાં, તેના શરીરના-

ગમે તે રોગ અથવા રોગોને મટાડવામાં અને તેને સર્વાંગ નિરામય કરવામાં પોતાના આશ્ચર્યકારક બળનો ઉપયોગ કરશે.

**મનુષ્યે પોતાના ખોરાકનું પ્રમાણ ઘટાડીને જેટલા ખોરાકની તેના શરીરને ખરેખરી જરૂર જ હોય, તેટલો ખોરાક જ માત્ર લેવો જોઇએ.**

માનવ પ્રજાના રોગો મટાડવાનો, અન્ય કોઇ પણ વૈદ્યકરતાં, સાંપ્રત કાળમાં અધિક પ્રયત્ન કરનાર ડૉ. ડયુઈ ( Dr. Edward H. Dewey ) બળ અને જીવનતત્ત્વની ઉત્પત્તિના હેતુસંબંધમાં આપ્રમાણે લખે છે:—

" પ્રત્યેક બળ મગજમાંથી ઉત્પન્ન થાય છે, અને મગજ મંદવાડમાં કે અનાહારના (લાંબા સમયસુધી બિલકુલ ન ખાવું તે ) સમયમાં કદી પણ ક્ષીણ થતું નથી. અગાઉથી રાંધી મૂકેલો ખોરાક ગણીને શરીરના ધાતુઓને શોષવાના તેના સામર્થ્યને લીધે મંદવાડમાં કે ભુખમરાની સ્થિતિમાં તે પોતાના વજનને ટકાવી રાખે છે. આથી, અડચણના પ્રસંગે, પોતાનું પોષણ પોતે જ કરનારો તે અવયવ છે. જઠર એ શરીરમાં જેમ એક અગત્યનું યંત્ર છે, તેમ તે પણ શરીરમાં બળને ઉત્પન્ન કરનાર એક અત્યંત અગત્યનું યંત્ર છે. તેનું ક્ષીણ થયેલું બળ તેને ખોરાકમાંથી પાછું મળતું નથી, પણ નિદ્રાથી અને વિશ્રાંતિથી પાછું મળે છે; જો આ વાત સાચી ન હોત તો સુઇને આપણો થાક ઉતારવાને અને આપણું ગયેલું બળ પાછું મેળવવાને આપણે શક્તિમાન્ ન થાત, પણ ભોજનશાળામાં જઇને ખાવાથી જ આપણે તેમ કરવાને શક્તિમાન્ થાત. શરીરમાં બળ આવવાને માટે ખોરાકની આપણને જરૂર નથી, પણ માત્ર શરીરના વજનને ટકાવી રાખવાને જ તેની જરૂર છે; અને મગજના બળનો કેટલોક ક્ષય થયાવિના પચનક્રિયા ચાલી શકતી ન હોવાથી શરીરનું વજન ટકાવી રાખવાને માટે, અન્ન ગ્રહણ કરીને આપણે કેટલાક બળનો નાશ કરવો પડે છે. દિવસે કામ કરવાનું જે આપણામાં બળ આવે છે, તે આપણે ખાધેલા ખોરાકને લીધે નથી આવતું પણ રાત્રે આપણે જે ઉંઘ લેઇએ છીએ, તેને લીધે આવે છે. "

મગજરૂપી યંત્રદ્વારા જ જીવનતત્ત્વ અથવા ચેતન શરીરને નવેસરથી બાંધવાનો પ્રયત્ન કરે છે. જેનાજેનાથી મનને લાભ થાય છે, પ્રસન્નતા ઉપજે છે, અથવા શાંતિ મળે છે, તે સર્વ મનને બળ અને જીવન આપે છે. જે બાબતો મનને કોરી ખાય છે, તે બાબતો જીવનતત્ત્વને અથવા રોગ નિવારનાર મહાન્ સત્તાને ઘટાડી નાંખે છે.

ખોરાક શરીરને બાંધવાના સાધનરૂપ જ માત્ર છે. તે ક્ષીણ થયેલા ધાતુઓને સ્થાને નવાં ધાતુઓ મૂકવાના કામમાં આવે છે, અને મગજનું તે પોષણ કરે છે, તે શિવાય તે શરીરમાં બળને ઉત્પન્ન કરવાને અસમર્થ છે.

જો મનુષ્ય શરીરની કસરત કરતો હોતો નથી તો તો તેના ક્ષીણ થયેલા ધાતુઓને નવા ધાતુઓથી પૂરવાને તેને ઘણા જ થોડા ખોરાકની જરૂર રહે છે. ભુખનું જે ભાન આપણને થાય છે, તે શરીરના પુટનો ( cells ) નાશ થવાથી થાય છે. નાશ થયેલા પુટને સ્થાને નવા પુટ મૂકાવા જ જોઇએ. આ કામ શરીરમાં ખોરાકની મદદવડે કરવામાં આવે છે. જ્યારે પુટોનો ક્ષય થાય છે ત્યારે તેમને સ્થાને નવાં પુટો મૂકવાને માટે કુદરત અસંદિગ્ધ સ્વરે ભુખના રૂપમાં પોકાર પાડી મૂકે છે.

ઉંઘમાં જેમ બને છે તેમ જ્યારે કશી કસરત કરવામાં આવતી નથી, ત્યારે પુટેનો કંઇપણ ક્ષય થતો નથી. અને તેથી ખોરાક ગ્રહણ કરીને તેમને સ્થાને નવા પુટો મૂકવાનું કશું કારણ હોતું નથી. રાત્રિમાં જઠર વિશ્રાંતિ લે છે, તેથી કરીને તેની પિંડીઓને (.glands) જાઠર રસનો ( Gastric juices ) સ્રાવ કરવાનો હોતો નથી.

સવારમાં મનુષ્ય જ્યારે જાગ્રત્ થાય છે, ત્યારે તેણે ખાવું, એ હિતકર નથી.

પુટોને સ્થાને નવા પુટો મૂકવાની જરૂર હોતી નથી, કારણ કે નિદ્રા એ પુટોનો ક્ષય કરનારી ક્રિયા નથી. ખોરાકને પચાવવાજેવી સવારમાં જઠરની સ્થિતિ હોતી નથી. જેઓ સવારમાં દુધ પીએ છે, અથવા ચાહા કે બિસ્કીટ ખાઇ લે છે, અથવા શિયાળામાં કોઇ વસાણું સાત આઠ વાગતાં ખાઈ લે છે, તેઓને તે ખાવાની કશી જ જરૂર હોતી નથી. કુદરત સવારમાં આહારને માગતી જ નથી. આથી આરોગ્યને ઇચ્છનારે સઉથી પ્રથમ જે નિયમ અત્યંત આગ્રહથી પાળવાનો છે, તે એ કે **મધ્યાહ્ન થતા સુધી અથવા મધ્યાહ્ન વીતી ન જાય ત્યાં સુધી કશું જ ન ખાવું.**

તરસ લાગે તો તે છીપાવવાને પાણી પીતાં અડચણ નથી.

આમ છતાં, ભોજનકાળે, ભોજનનો અર્ધો કલાકઅગાઉ, અને ભોજન લીધા પછી કેટલાક કલાકસુધી જળ કે બીજો કોઇ પણ પ્રવાહી પદાર્થ ન પીવો, એ લાભકારક છે. આરોગ્યને ઇચ્છનારે પાણીવિના બીજા કોઇપણ પ્રવાહી પદાર્થનું સેવન ન કરવું જોઇએ. ભોજનસમયે જો તૃષા લાગે તો રસવાળાં ફળોવડે તૃષાને છીપાવવી, એ યોગ્ય છે. ભોજન કરતી વખતે જો પ્રવાહી પદાર્થોનું સેવન કરવામાં આવે છે તો ખોરાક પ્રવાહી પદાર્થના ઘુંટડાવડે જ ગળે ઉતારી દેવાની ટેવ પડે છે, અને જઠરના રસમાં પ્રવાહી પદાર્થનું મિશ્રણ થવાથી તેનું બળ નરમ પડી જાય છે.

શરીરની મહેનત કરનારાઓએ તેમ જ મગજની મહેનત કરનારાઓએ બેમાંથી કોઇએ પણ સવારમાં નાસ્તો એટલે હાજરી કરવાની કશી જ જરૂર નથી.

પાશ્ચાત્ય દેશોમાં હજારો મનુષ્યોએ સવારમાં નાસ્તો કરવાની હાનિકારક ટેવ છોડી દીધી છે, અને તેથી તેમના આરોગ્યમાં ઘણો સંતોષકારક સુધારો થયો છે.

હાજરી કરવાનું છોડી દેનારને પહેલાં થોડાં અઠવાડીયાં શરીરનું વજન ઘટેલું લાગે છે, પણ બળમાં વધારો થયેલો જણાય છે. પરિણામે થોડા દિવસમાં ઘટેલું વજન પાછું બરાબર થઇને રહે છે, અને આરોગ્યમાં તથા મનની સ્વચ્છતામાં ઘણો સારો લાભ થયેલો જણાય છે.

જેઓ સવારમાં નાસ્તો ન કરતા હોય, અને તોપણ આરોગ્ય સારું ન રહેતું હોય, તેમણે દિવસમાં એક વાર માત્ર ખાવાનો નિયમ રાખવો, અને તે પણ બપોર પછી.

ખરી રીતે વિચારતાં તો દિવસનું શારીરિક કે માનસિક જે કંઇ કામ કરવાનું હોય તે પૂરૂં ન થઇ રહે ત્યાં સુધી મનુષ્યે કંઇ પણ ખાવું ન જોઇએ.

બળનું ઉત્પત્તિસ્થાન જે મગજ, તેને ખોરાક ખાવાથી બેવડી મહેનત કરવી પડે છે. એક તો તેને જે શારીરિક અથવા માનસિક કામ મનુષ્ય કરે છે, તે કરવાનું બળ પૂરૂં પાડવું પડે છે, અને બીજું તેણે જે ખોરાક ખાધો હોય છે, તેને પચાવવાનું બળ જઠરને પૂરૂં પાડવું પડે છે. પરંતુ દિવસે જો કશું જ ખાધું નથી હોતું તો સાંજે, દિવસનું કામ પૂરૂં થયા

પછી, ખોરાકને પચાવવાના એક જ કામપાછળ તે પોતાનું બળ વાપરે છે, અને તેથી તે પચનક્રિયાનું કામ ઘણું જ સારૂં કરે છે. એ જ પ્રમાણે, દિવસે પણ તેને એક જ કામમાં પોતાનું બળ આપવું પડતું હોવાથી તે પણ તે જોઈતા જથામાં આપે છે, અને તેથી દિવસનું કામ પણ ઘણું સારૂં થાય છે.

ખાધું હોતું નથી ત્યારે શારીરિક તથા માનસિક પુષ્કળ કામ કરવાનો કોને અનુભવ નથી થયો હોતો ?

જંગલી પશુઓ સૂર્યાસ્ત થયો નથી હોતો ત્યાં સુધી ક્વચિત્ જ ખાય છે. દિવસના અંતના ભાગમાં, આખો દિવસ કામ કરવાથી જ્યારે પુટોનો ક્ષય થયો હોય છે, અને જાઠર રસોનો સંચય થયો હોય છે, ત્યારે અત્યંત કડકડીને સાચી ભુખ લાગે છે.

ધનુર્માસમાં પ્રાતઃકાળમાં વહેલું કેટલું થોડું ખવાય છે, તથા તે ખાધેલું પચાવવાને કેટલો બધો વખત લાગે છે, તેનો ઘણાને અનુભવ થયો હોય છે.

સાંજે ન્યાતો જમાડવાને બદલે સવારમાં વહેલી જમાડવાનો જો રિવાજ પડે તો ન્યાત જમાડનારને ખરચમાં ઘણો જ ફાયદો થાય, કારણ કે સવારમાં આડે હાથે મિષ્ટાન્ન ઉડાવવાને થોડા મનુષ્યોનાં જઠર જ તૈયારીવાળાં હોય છે.

ઘણા મોટા પુરુષો અને સાધુસંતો એક વાર જ ભોજનને ગ્રહણ કરનારા હોય છે. તેઓમાંથી ઘણાનાં શરીર અલમસ્તજેવાં હોય છે, અને તેમને નખમાં પણ રોગ જણાતો નથી.

ઈસુ ખ્રિસ્ત ઘણી વાર દિવસમાં એક વાર જ જમતો, અને તે પણ સાંજે લગભગ પાંચ વાગનાં.

આપણાં શાસ્ત્રોમાં તો એક વાર જમનારને સદા ઉપવાસ કરનારા કહ્યા છે, અર્થાત્ ઉપવાસ કરનારને જે જે લાભ થાય છે, તે સર્વ લાભ એક વાર જમનારને થાય છે.

એક વાર ખાવાનું ગમે તેટલું લાભકારક છે તોપણ હાજરી કરવાની અથવા ત્રણ વાર કે બે વાર ખાવાની જેમને ટેવ પડી ગઇ હોય છે, તેવા લોકોને પોતાની પડેલી ટેવ છોડવાનું કામ ઘણું કઠિન લાગે છે. તેઓને બપોરસુધી ભુખ્યા રહેવાથી પેટમાં ચુંછળાં વળે છે, મગજે પિત્ત ચઢી જાય છે, માથું દુઃખે છે, ફેર આવે છે, જરા પણ ચેન પડતું નથી, તથા પોતાનું શરીર સુકાઇ જતું જણાય છે.

આરોગ્ય ઇચ્છનાર મનુષ્યે આવાં ચિહ્નોઉપર ધ્યાન આપવાની જરા પણ જરૂર નથી. તેઓ થોડીવાર જ ટકે છે; પડેલી ખોટી ટેવની મરણકાળની તે દુઃખની બુમો છે; તનુમંદિરને નવેસરથી બાંધવા પહેલાં તેને સાફસૂફ કરવાનો કુદરતનો તે પ્રયત્ન છે. થોડા દિવસ વીતતાં શરીરમાં ચપળતા અને સુખનું ભાન થાય છે, ઘટેલું વજન પાછું ઠેકાણે આવી જાય છે એટલુંજ નહિ પણ વધે છે, અને નેત્રમાં તેમ જ મુખની પ્રત્યેક રેષામાં પ્રસન્નતા દીસી આવે છે.

જેમ મજુર બપોરે ખાવાને માટે લુગડામાં રોટલા બાંધીને સવારમાં ખેતરમાં જાય છે, તેમ નાસ્તો કરનાર અથવા સવારમાં ખાનાર મનુષ્ય પોતાના ઉદરમાં ખોરાકને ભરીને પોતાના કામઉપર જાય છે. ક્ષય થયેલાં પુટોને સ્થાને નવાં પુટો મૂકવાનાં ન હોવાથી કલાકોના કલાકો સુધી જઠરમાં પાચક રસ આવતો નથી. આથી જઠરમાં નાંખવામાં આવેલો ખોરાક બગડવા તથા કોહોવા માંડે છે, અને પછી ઝેરરૂપ થઇને રુધિરમાં ભળે છે.

આ બગડેલા ખોરાકને અર્થાત્ કચરાને શરીરમાંથી બહાર કાઢી નાંખવાને માટે મગજને પોતાનું બળ ખરચવું પડે છે. લોહીમાં ભળેલા આ ઝેરને, તે શરીરમાં જે ભાગ સઉથી નબળો હોય છે ત્યાં લાવીને મૂકે છે, અને તે સ્થળમાં પછીથી તે રોગરૂપે દર્શન દે છે.

મનુષ્યના શરીરને એક આખા દિવસમાં ( ચોવિશ કલાકમાં ) દર દશ શેરે એક અધોળ એ હિસાબે પોતાના શરીરના વજનના પ્રમાણમાં ખોરાક લેવાની અગત્ય છે. આ હિસાબે દોઢસો રતલ વજનનું જેવું શરીર હોય તેવા મનુષ્યને પોતાની રુચિને અનુકૂળ પંદર અધોળ વજનનો ખોરાક લેવાની જરૂર હોય છે. ઉપર શરીરનું જે દોઢસો રતલનું પ્રમાણ આપ્યું છે તે ચરબી વધારી મૂકેલાં, ગોળીજેવાં પેટવાળાં, અનિયમિત શરીરોનું નહિ, પણ નિયમથી વર્તનાર શરીરનું જ સમજવાનું છે.

સામાન્ય રીતે, પોતાને કેટલો ખોરાક ખાવાની જરૂર છે, તે પોતાને લાગેલી ભુખથી જ મનુષ્ય સમજવાને સમર્થ થઇ શકે છે. પરંતુ ઘણાની સ્વાદેન્દ્રિય હદઉપરાંત ઉન્મત્ત થઇ ગયેલી હોવાથી આરોગ્યને ઇચ્છનાર મનુષ્યે જમતા પૂર્વે પોતાને કેટલા ખોરાકની જરૂર છે, તેનું પ્રમાણ વજન કરીને નક્કી કરી કાઢવું, એ અધિક યોગ્ય છે. આમ કરવાથી શરીરને જોઇતા પ્રમાણથી વધારે ખોરાક લેવાયો કે ઓછો લેવાયો, તેનો મનને સંશય રહેતો નથી, અને મનનું નિશ્ચિંતપણું સધાય છે.

ખોરાકનું પ્રમાણ ઘટાડીને પોતાને જેટલાની જરૂર છે, એટલો જ ખોરાક જ્યારે મનુષ્ય લે છે ત્યારે તેને તે બેઠે જીવે ખાવાનું સ્વાભાવિક રીતે ગમે છે. ધાડાધાડ કરવાનો તેનો સ્વભાવ છૂટી જવાથી પછી તેણે પ્રત્યેક કોળીઓ સારી પેઠે ચાવીને ખાવો જોઇએ. જે બાળકને એક જ પતાસુ ખાવાનું આપવામાં આવ્યું હોય છે, તે તરત તેને ખાઇને ગળે ઉતારી દેતુ નથી, પણ તે તેને જરા જરા ખાય છે, અને **જેમ બને તેમ લાંબો વખત સુધી** તેને મુખમાં રાખીને તેનો સ્વાદ લે છે.

ખોરાકનું પ્રમાણ ઘટાડી નાંખનાર મનુષ્યે પણ એ જ રીતે વર્તવાનું છે. તેણે પ્રત્યેક ગ્રાસને બને તેટલો વધારે સમય મુખમાં રાખવો, અને તેને ચાવ ચાવ કરીને પ્રત્યેક અણુમાં રહેલા સ્વાદનો અનુભવ કરવો.

ખાવાની આ જ ખરી રીત છે, અને પ્રત્યેક ગ્રાસને અત્યંત ચાવવાની નીતિનો જગત્માં પ્રસાર કરનાર હોરેસ ફ્લેચરે ( Horace Fletcher) આ વાર્તા નિર્વિવાદ રીતે સિદ્ધ કરી આપી છે.

પચાસ વર્ષસુધી ઉપયોગી જીવન ગાળ્યા પછી મિ. ફ્લેચરનું આરોગ્ય એટલું બધું લથડી ગયું કે વીમા કંપનીઓએ તેનો વીમો ઉતારવાનું જોખમ વહોરી લેવા ના પાડ્યું.

દૈવયોગે અત્યંત ચાવવાના નિયમઉપર તેનું ધ્યાન ખેંચાયું. અલ્પ સમયમાં આ નિયમ તેને મૃત્યુના મુખમાંથી ઉગારનારો જણાયો. પ્રત્યેક ગ્રાસને અત્યંત ચાવીને ખાવાથી તેને આરોગ્યની પુનઃ પ્રાપ્તિ થઇ એટલું જ નહિ પરંતુ તેના મનની સ્થિતિ પણ એટલી બધી સુધરી કે ચાવવાના નિયમને તેણે પોતાના જીવજાન મિત્રતરીકે સ્થાપ્યો. તેની સરળ કલમથી આ સંબંધમાં લખાયલા " The A, B, L of our own Natrilion " ( આપણા પોતાના પોષણના મૂળાક્ષરો ) વગેરે અનેક ગ્રંથો વિશ્વપ્રસિદ્ધ છે.

શરીરના તથા મનના આરોગ્યને સુધારવાનો પ્રયત્ન કરનાર પ્રત્યેક મનુષ્યને આ અત્યંત

આ નિયમનું પાલન કરવામાં આવતાં જઠરમાં નાંખવામાં આવતા ખોરાકના પ્રમાણમાં આશ્ચર્યકારક ઘટાડો થયેલો અનુભવમાં આવશે, એટલું જ નહિ પરંતુ તેથી મનુષ્ય બહુ સાદો ખોરાક ખાતો થશે. વળી સામાન્ય રીતે જઠરને માટે નિર્માણ થયેલું કામ દાંતપાસે કરાવવાથી મગજની મહેનત ઘણી જ ઓછી થઇ જશે.

સારઃ—એક જ વાર જમો, અને તે પણ મધ્યાહ્નપછી અથવા સાંજે પાંચ વાગે. વચમાં ચાહા, દુધ, કે એવું કશું જ ન પીઓ, તેમ જ બીજા કોઇ પદાર્થનો એક કણસરખો પણ ન ખાઓ. જમતાં જમતાં પાણી ન પીઓ. જમ્યા પછી બે ત્રણ કલાકે તૃષા જણાયે ઇચ્છાપ્રમાણે જળ પીઓ. ખોરાકને સંપૂર્ણ ચાવીને ખાઓ. પ્રત્યેક ગ્રાસ પાણીજેવો થાય ત્યાંસુધી ચાવો. ખોરાકને ગળવાનો પ્રયત્ન ન કરો, પણ તેને સ્વાભાવિક રીતે ગળામાં ઉતરી જવા દો.

( અપૂર્ણ )

# कयाणकारक विचारो.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૧૧૪ થી )

જેની આપણને જરૂર હોય છે, તે સઘળા પદાર્થોને આપણે ઇચ્છીએ છીએ; અને ઉપરની ભૂમિકામાં પ્રવેશ કરવાથી જો આપણી ઇચ્છાના સઘળા પદાર્થો આપણને પ્રાપ્ત થાય છે તો પછી ઉપરની ભૂમિકામાં આપણે શા માટે ન પ્રવેશવું જોઇએ ?

* * * *

ઉપરની ભૂમિકામાં નિવાસ કરીને, આવશ્યક પદાર્થોની પ્રાપ્તિવિના દુઃખી રહ્યો હોય, એવા એક પણ મનુષ્યનું ઉદાહરણ આજ સુધી બનેલું પ્રસિદ્ધ નથી. સંસારમાં રહેતાં છતાં, અને સંસારના વિષયોનો તેના શરીરને સંબંધ થતાં છતાં, આવા પુરૂષનું મન બીજી દુનિયાંના સંબંધવાળું રહે છે; અને આ દુનિયાંમાં તેના શરીરને તથા મનને આનંદનું જ ભાન થયા કરે છે. જીવનને ઉપયોગી કરવાનું સામર્થ્ય, અને સામર્થ્યની વૃદ્ધિની સાથે શું કરવું, તેનું જ્ઞાન, આ બીજી દુનિયાંમાંથી પ્રાપ્ત થાય છે. અન્ય શબ્દોમાં કહીએ તો મનની ઉપરની ભૂમિકામાં નિવાસ કરનારને શારીરિક તેમ જ માનસિક જીવનને સુખમય કરવાને જેની જેની જરૂર છે, તે પ્રાપ્ત કરવાનું સામર્થ્ય તથા જ્ઞાન ઉભય પ્રાપ્ત થાય છે. આ કારણથી અત્ર સ્થાપેલો નિયમ વિજ્ઞાનાનુસાર છે, અને અત્યંત જડવાદીઓને પણ અન્વેષણ કરવા યોગ્ય છે.

* * * *

જે દૃશ્ય જગતમાં આપણે રહીએ છીએ, અને અપૂર્ણતાવાળું જીવન ભોગવીએ છીએ, તે જગતના કરતાં અધિક ચઢીયાતું, અધિક સૂક્ષ્મ અને અધિક સુખવાળું એક જગત્ આપણા ભીતર અને આપણી ચારે બાજુએ રહેલું છે, એ વાર્તા જીવનના આ અગાધ મહાસાગરના સંબંધમાં જે પુરુષો આવ્યા છે, તેમણે નિર્વિવાદ રીતે દર્શાવી આપી છે; અને નીચેની ભૂમિકાના ઉપરચોટીયા જીવનકરતાં ઉપરની ભૂમિકાનું આ ઉચ્ચતર જીવન વધારે ઉત્કૃષ્ટ સુખોના સંભવવાળું છે, તો પછી તેમાં પ્રવેશીને શા માટે આપણે સર્વ પ્રકારના અધિક અને અધિક ચઢીયાતા કલ્યાણને પ્રાપ્ત ન કરવું ? જેમાં આપણામાંના લગભગ બધા જ રહે છે, એવા ઉપરચોટીયા જીવનમાં પણ જ્યારે આપણને આટલું બધું આકર્ષક અને સુખને આપે એવું જણાય છે તો તેનાથી અનેકગુણ ચઢીયાતું જીવન આપણને શું નહિ

માને છે કે આત્મા એવી કોઇ વસ્તુ જ નથી, અને તેની જરૂરીયાતોઉપર ધ્યાન આપવા જેવું કશું છે જ નહિ; આ મનુષ્યો પણ આત્માનો અનાદર કરીને મનને સીધે માર્ગે દોરનાર એક કુશળ ભોમિયાને ખોઇ બેસે છે, અને આત્માના પ્રકાશવિના આડે માર્ગે વહી જઇને અનેક ભૂલો કરે છે.

* * * *

મનુષ્યના શરીરમાં સજવામાં આવેલી પ્રત્યેક વસ્તુ હેતુપુરઃસર જ સજવામાં આવી છે. ઇંદ્રિયો, મન, વૃત્તિઓ કશું જ નકામું સજવામાં આવ્યું નથી. કોઇને પણ છુંદી નાંખવાનું કે મારી નાંખવાનું છે જ નહિ. આ સર્વને મારી નાંખવાને બદલે જ્યારે તેમનો યોગ્ય ઉપયોગ કરવામાં આવે છે ત્યારે તેઓ સર્વદા આપણા સુખમાં વૃદ્ધિને જ કરે છે. પરંતુ મનુષ્યનામાં રહેલાં વિવિધ તત્ત્વો અને સામર્થ્યો જ્યારે એકરાગવાળાં રહીને સાથે કામ કરે છે ત્યારે જ જે હેતુને માટે તેઓને સજવામાં આવ્યાં છે, તે હેતુ યોગ્ય રીતે સિદ્ધ થાય છે; અને આ સામર્થ્યો તથા તત્ત્વો ઇચ્છાના અંકુશતળે વર્તતાં હોવાથી આપણામાં રહેલી વિવિધ કામનાઓને અથવા ઇચ્છાઓને એકસંપથી પ્રવૃત્તિ કરવાનો અભ્યાસ પાડવો જોઇએ. આથી સ્પષ્ટ થાય છે કે જ્યારે શરીરની ઇચ્છાઓ, મનની ઇચ્છાઓ, અને આત્માની ઇચ્છાઓ એક જ વિષયની ઇચ્છા કરે છે, ત્યારે સઘળી ઇચ્છાઓ વિહિત પ્રકારની થઇ રહે છે, અને મનુષ્યનામાં રહેલી પ્રત્યેક વસ્તુનો યોગ્ય પ્રકારે ઉપયોગ થાય છે. આનું નામ સાચી સાધુતા છે. આવી સાધુતા મનુષ્યને શારીરિક, માનસિક તથા આધ્યાત્મિક ત્રણે ભૂમિકાઓમાં સુખને જ આપે છે.

---

### નિદ્રા અને બળ.

તમે રાત્રે થાક્યાપાક્યા સુઇ જાઓ છો, પરંતુ સવારમાં જ્યારે તમે ઉઠો છો, ત્યારે તમને તમારા શરીરમાં બળ આવેલું ભાસે છે. આ વાર્તા સિદ્ધ કરે છે કે તમારે ઉંઘની અને તે પણ પુષ્કળ ઉંઘની, શરીરમાં બળ આવવા માટે, જરૂર છે, અને જેમ તમારી ઉમર ઓછી હોય છે, તેમ તમારે ઉંઘની વધારે અગત્ય હોય છે. એક નાનું બાળક લગભગ આખો દિવસ ઉંઘ્યા કરે છે. જેમ જેમ આપણી ઉમર વધતી જાય છે, તેમ તેમ આપણને ઉંઘની વધારે અને વધારે ઓછી જરૂર પડતી જાય છે, પરંતુ પરિણામે જેમાંથી ફરીને કદી ન ઉઠાય, એવી લાંબી ઉંઘ આપણે લેવી પડે છે.

બળને માટે ઓછામાં ઓછા સાત અથવા આઠ કલાક ઉંઘવાની અત્યંત અગત્ય છે, એવું એક યુવકને એક વિદ્વાનતરફથી કહેવામાં આવતાં તે બોલ્યો કે ' મારે ઘણી થોડી ઉંઘથી નીભી શકે છે. હું ઘણીવાર મોડી રાતસુધી જાગું છું, અને સવારે વહેલો ઉઠું છું તોપણ મને કંઇ જ થતું નથી.' પેલો વિદ્વાન્ તેની પાસે ઉભો અને પોતાની નાડીના ધબકારા ગણવાને તેને કહ્યું. તેણે તેનો હાથ પકડ્યો, અને કહ્યું કે ' તમારી નાડીના એક મિનિટે ૭૪ ધબકારા થાય છે.' પછી તે વિદ્વાન્ એક પલંગઉપર લાંબો થઇને સુતો અને દશેક મિનિટ પછી તેને ફરીને ધબકારા ગણવાનું કહ્યું. ગણી રહીને કાંઇક આશ્ચર્ય પામીને તે બોલ્યો, ' ૬૬ ધબકારા.' વિદ્વાને કહ્યું, ' આ બાબત જ મારે તમારા લક્ષમાં આણવાની હતી. જ્યારે તમે સુઇ રહો છો ત્યારે તમારા હૃદયને આઠ ધબકારા ઓછા કરવાનો શ્રમ થાય છે; અર્થાત્ કલાકના

આશરે પાંચસેં અને એક દિવસના આશરે ૧૨૦૦૦ ધબકારા, કોઇ માણસ જ્યારે સુતો હોય છે ત્યારે તેના ઓછા ચાલે છે. હવે તમે જાણતા તો હશો જ કે હૃદય એ એક બંબા-જેવું છે, અને પ્રત્યેક ધબકારે તેને સોળ રતલ લોહી ઉંચકવું પડે છે. આથી એક ધબકારો ઓછો થતાં તેના કેટલા બળનો બચાવ થાય છે, એ તમે સહજ કલ્પના કરી શકશો. એક કલાકે જો હૃદયને ૫૦૦ ધબકારા ઓછા કરવા પડે તો આઠ હજાર રતલ અથવા બસેં મણ વજન ઉંચકવાની તેની મહેનત મટી જાય; અને વિચાર કરો કે મનુષ્ય જો નવ અથવા દશ કલાક સ્વસ્થ નિદ્રા લે તો તેના હૃદયને કેટલું બધું કામ કરવાનું ઓછું થાય? બરાબર દશ કલાક ઉંઘનાર બે હજાર મણ ઉંચકવા જેટલા હૃદયના બળનો બચાવ કરે છે. શું આ બાબત મહત્ત્વની નથી?

અને એકલા હૃદયને જ આપ્રમાણે વિશ્રાંતિ મળે છે, એમ કંઇ નથી. ફેફસાં, જઠર, યકૃત, આંતરડાં, અને જ્ઞાનતંતુઓને પણ નિદ્રાથી વિશ્રાંતિ મળે છે, અને તેઓના બળનો ક્ષય થતો અટકે છે. દિવસે મગજની ભારે મહેનત કરનારને તેમ જ શરીરની મહેનત કરનારને આઠ દશ કલાકની નિદ્રા લેવાની કેટલી અગત્ય છે, તે આથી તમને સ્પષ્ટ થયા વિના નહિ જ રહે.'

સારાંશ એ છે કે પુષ્કળ ઉંઘો. મોડી રાતસુધી જાગવાના ઉજાગરા ન કરો. નવ દશ વાગતાં સુઇ જવું, અને સવારે પાંચ છ વાગતાં ઉઠવું, એ સર્વોત્તમ નિયમ છે, અને અનુભવથી આ નિયમ આરોગ્યને અને બળને વધારનાર છે, એ સર્વત્ર સિદ્ધ થઇ ચુક્યું છે. એદીપણાને અને આળસને ઉત્તેજન આપવાનો આ લખવાનો ઉદ્દેશ નથી, પણ જેઓ શારીરિક અને માનસિક શ્રમ કરતાં છતાં જોઇએ તેટલી નિદ્રા લેતા નથી, તેમને તેઓની ભૂલ દર્શાવવાનો છે. શરીરને અને મનને ઉંઘમાં અત્યંત વિશ્રાંતિ અને બળ મળે છે, એમ જાણી આઠ અથવા દશ કલાક ઉંઘો.

---

# केटलाक प्रश्नो अने तेना उत्तरो.

**પ્રશ્ન**—તમે લખો છો કે આપણું શરીર એક વર્ષ કરતાં વધારે મોટી ઉમરનું કદી પણ થતું નથી. પરંતુ જો હાડકાં પ્રત્યેક વર્ષે નવાં થતાં હોય તો શા માટે તેઓ પ્રતિવર્ષ વધારે અને વધારે સખ્ત થતાં જાય છે? આપ્રમાણે થતું શું અટકાવી શકાશે?

**ઉત્તર**—આખું શરીર દર વર્ષે કેવળ નવું બને છે; ઘણા મનુષ્યોનાં શરીર તો દર આઠ માસે કે નવ માસે નવાં બને છે. પણ આ વર્ષે જે નવું શરીર તમે રચો છો તે નવું શરીર આ વર્ષમાં તમારા મનની જેવી સ્થિતિ તમે રાખી હોય છે, તે સ્થિતિપ્રમાણે જ રચાયું હોય છે. આપણા શરીરમાં રહેલાં ઉત્પાદક સામર્થ્યો એ શરીરને રચનાર છે, અને આપણા મનની સ્થિતિ એ આદર્શ અથવા નમુનો છે. આ નમુનાપ્રમાણે જ આ સામર્થ્યો આપણા શરીરને રચે છે.

આ વર્ષે હું સાઠ વર્ષનો થયો છું, એવું જો તમે તમારા મનમાં ભાન કરો છો, તો આ વર્ષમાં તમારૂં જે શરીર રચાય છે તે તમે મનમાં ધારેલા સાઠ વર્ષના ડોસાજેવું જ રચાય છે; પણ જો તમે, હું સાઠ વર્ષનો ઘરડો ડોસો નથી થયો, પણ જુવાન છું, એવું તમારા મનમાં ભાન કરો છો તો આ વર્ષે જે તમારૂં નવું શરીર રચાય છે, તે જેવું તમે ભાન કર્યું હોય છે, તે નમુનાપ્રમાણેનું જ જુવાન રચાય છે.

ભાગ રહેલો છે, અને તે ત્રીજાની અંદર પણ પાછો ચોથો આંતર ભાગ રહેલો છે, એમ આંતરની ભીતર આંતર, આંતરની ભીતર આંતર, અમર્યાદ ભાગો રહેલા હોવાથી જ આંતર પ્રદેશ અમર્યાદ છે, એમ અનુભવી પુરુષો વદે છે.

સામાન્ય બુદ્ધિથી ચતુર્થ પરિમાણને સમજવાનો પ્રયત્ન કરવો, એ સમય ગુમાવવા બરાબર છે. આંતર ચક્ષુને ઉઘાડો, અને આ અંતર્ગત વાતો હસ્તામલકવત્ સ્પષ્ટ થશે.

**પ્રશ્ન**—અહો જોઇને કે એવા જ કોઇ સાધનવડે સામા મનુષ્યના જીવનની ખરી હકીકત જાણવાની શક્તિ હમણાં હમણાંની મારામાં પ્રકટી નીકળેલી મને સમજાય છે. આ શક્તિને વધારે કેળવવાથી મને અધિક લાભ થશે ખરો કે ?

**ઉત્તર**—આ શક્તિ, આધુનિક માનસ શાસ્ત્રીઓ જેને છઠ્ઠી. ઇંદ્રિય કહે છે, તે છે. ઘણા મનુષ્યોમાં આ શક્તિ થોડા અથવા વધારે પ્રમાણમાં જાગ્રત્ થયેલી હોય છે; પરંતુ થોડા જ મનુષ્યો તેનો સદુપયોગ કરે છે. બીજાઓનાં ભવિષ્ય કહેવામાં આ શક્તિનો ઉપયોગ કરવો, એ કોઇ પણ રીતે યોગ્ય નથી; એથી લાભને બદલે હાનિ જ થવાનો સંભવ આવે છે. જન્મોતરી વિશેષે કરીને મનુષ્યના ભૂતકાળનું, વર્તમાન કાળનું અને ભવિષ્ય કાળનું વર્ણન કરે છે; પરંતુ ભૂતકાળ વહી ગયો હોય છે, અને ભવિષ્યકાળ હજી સર્જાવાનો હોય છે, તેથી જન્મોતરીથી વાસ્તવિક લાભ થાય એવું કશું જ ફળ પ્રકટતું નથી. ભવિષ્યકાળના ફળકથનથી ઘણી જ હાનિ થાય છે. સામા મનુષ્યને તેનું ભવિષ્ય કહેવાથી તે પ્રારબ્ધવાદી થાય છે. તેને આત્મબળમાં શ્રદ્ધા ન પ્રકટતાં પ્રારબ્ધમાં શ્રદ્ધા પ્રકટે છે. પ્રારબ્ધને જેમ હું નચવું તેમ જ તે નાચે એવું છે, એવો નિશ્ચય તેના અંતઃકરણમાં દૃઢ થવાને બદલે, પ્રારબ્ધનો નચવ્યો હું નાચું છું, એવો નિશ્ચય તેના અંતઃકરણમાં ઉંડાં મૂળ ઘાલે છે. જન્મોતરીથી, રમળથી, સામુદ્રિકથી કે એવી જ કોઈ ગમે તેવી ખરી કે ખોટી રીતથી ભાવિમાં શું બનશે તે જાણવું, એ મનુષ્યોને દુર્બળ કરી મૂકે છે, અને જેઓ તેના ઉપર આધાર રાખે છે તેઓ માત્ર પુતળાજેવા થઇ રહે છે.

તમારા જીવનના સ્વામી તમે પોતે છો. જેવા થવાની તમારી ઇચ્છા હોય છે, તેવા તમે થાઓ છો, અને તમારું ભવિષ્ય કેવા પ્રકારનું કરવું, તેનો તમે જ પોતે નિશ્ચય કરી શકો, એમ છે; પરંતુ જન્મોતરીઓ કરાવવાથી કે એવા જ બીજા ઉંધા ઉપાયો લેવાથી તમે તમારા ભાવિનો તમારી ઇચ્છાનુસાર નિર્ણય કરી શકો એમ નથી. જીવનના નિયમોને અને તત્ત્વોને બરાબર સમજવાથી અને સંપૂર્ણ રીતે તેમને અનુકૂળ વર્તવાથી આપણા પોતાના ઉપર અને આપણા ભાવિઉપર આપણે સ્વામિત્વ પ્રાપ્ત કરી શકીએ છીએ. જીવનનાં આ આંતર રહસ્યો શોધી કાઢવામાં છઠ્ઠી ઇંદ્રિયનો વધારે લાભકારક ઉપયોગ થઇ શકે એમ છે.

બીજાઓનું ભવિષ્ય જોવામાં તમારી છઠ્ઠી ઇંદ્રિયનો કદી પણ ઉપયોગ ન કરો. તમને કેટલાક ખરા બનાવો જણાશે, પણ તે જોવામાં સામા મનુષ્યોના વિચારના અત્યંત અવ્યવસ્થાવાળા વાતાવરણમાં તમારે પ્રવેશ કરવો પડશે, અને ગમે તેવા વિચારોના અને ભ્રાંતિઓના તમારા મનઉપર સંસ્કાર પડશે.

તમે આ પૃથ્વીઉપર સાઠ વર્ષથી ભલે આવ્યા હશો, પરંતુ તમારા શરીરમાં સાઠ વર્ષની ઉમરનો એક પણ અણુ નથી. કુદરત તમારા શરીરને દર વર્ષે નવું બનાવે છે; તમારૂં મન વસ્તુતઃ દરરોજ સવારે નવું હોય છે, અને તમારૂં અહં અભિમાન કેટલા વર્ષનું છે, તેનું માપ નીકળી શકે તેમ નથી.

આ કારણથી, જેવા તમે તમને ધારો છો, તેના ઉપર તમારા શરીરના દેખાવનો આધાર છે. જ્યારે તમે ધારો છો કે હું વધારે અને વધારે ઘરડો થતો જાઉં છું, ત્યારે તમે વધારે અને વધારે ઘરડા દેખાઓ છો; અર્થાત્ દર વર્ષે તમે વધારે ઘરડું દેખાય એવું શરીર રચો છો. પરંતુ તમારૂં આખું શરીર નિરંતર નવું રચાયા જ કરે છે, તેથી તમે ઘરડા થતા જ નથી, એવું જ્યારે તમે નિશ્ચયપૂર્વક જાણો છો. ત્યારે દર વર્ષે તમે તમારે માટે જુવાન દેખાતું શરીર રચો છો.

આમ હોવાથી, ખાવું, પીવું, અથવા ઉંઘવું એ જેટલું સહેલું છે, તેટલું જ જુવાન રહેવું, એ સહેલું છે.

હાડકાં દર વર્ષે સખ્ત થાય છે, તેનું કારણ એ કે હું દર વર્ષે ઘરડો થતો જાઉં છું, એવું તમે માનો છો; પરંતુ આ સંબંધમાં જે સત્ય છે, તે જ્યારે તમે જાણો છો ત્યારે ગમે તેટલાં વર્ષ તમે આ પૃથ્વીઉપર રહો છો તોપણ તમારાં હાડકાં કદી ઘરડાં થતાં નથી. આ કથન ઘણાને માનવાજેવું નહિ જણાય, પરંતુ શરીર તથા મન સંબંધી અર્વાચીન સમયમાં છેલ્લામાં છેલ્લી થયેલી શોધોથી જેઓ જાણીતા થયા છે, તેઓને ખાતરી થઇ છે કે જીવનના સઘળા નિયમો આ મહાન

વિચાર, નિશ્ચય, અને વર્તન છે. અને આવા વિચાર, નિશ્ચય, અને વર્તન જગતની દષ્ટિથી ખસી ગયેલા મગજનાં જ ગણાય. માટે મારૂં મગજ કોઈ અથવા આખું જગત્ ખસી ગયેલું માને તો તેમાં તો તમારે કે મારે દુઃખ માનવાનું કશું જ કારણ નથી. વળી પ્રતિષ્ઠાની હાનિનું જે તમે ભય દર્શાવો છો, તે પણ નિરર્થક છે. આ આખા દશ્ય પ્રપંચમાં જે જીવો છે, તેમાં આપણને ઓળખનારની સંખ્યા જોઈએ તો કંઈ હિસાબમાં નથી. આ અત્યંત થોડા ઓળખનારામાંથી સર્વ કંઇ આપણે માટે સારો અભિપ્રાય ધરાવનારા હોતા નથી. તેઓએ આપણે માટે જે અભિપ્રાય બાંધ્યો હોય છે તે આપણા સ્વરૂપને સંપૂર્ણ રીતે જાણીને બાંધેલો હોતો નથી, પરંતુ આપણા એક, બે અથવા વધારે વર્તનોને ઉપરઉપરથી જોઇને બાંધેલો હોય છે. તે વિચારપૂર્વક બાંધેલો ન હોવાથી યથાર્થ હોતો નથી, અને તેથી જેમ ધ્વજ પવનમાં ઘડીકમાં આમ ઉડે છે, અને ઘડીકમાં તેમ ઉડે છે, તેમ આપણા વિવિધ સમયે થતાં વિવિધ વર્તનોથી ઘડી ઘડી બદલાયા કરે છે. તમે પચીસ કે પચાસ વર્ષ ઉત્તમ પ્રકારનું વર્તન ચલાવ્યું હોય, અને એકાદ દિવસ, વસ્તુતઃ ખોટું ન હોય પણ જગતના કેટલાક મોટા ગણાતા મનુષ્યો પોતાના ભ્રાંત નિશ્ચયોથી જેને ખોટું ગણતા હોય, એવું કોઇ વર્તન કરો છો કે તત્કાળ તમારા માટેનો ઉત્તમ અભિપ્રાય જગતને ફેરવી નાંખતાં એક ક્ષણનો વિલંબ થતો નથી. સીસાના પાયાવાળી, અને મોટાં મોટાં તોફાનોમાં પચાસ વર્ષસુધી અચલપણે ટકી રહેલી, ઉત્તમ પ્રકારના સદ્વર્તનવાળી તમારી પથ્થરની ઇમારત અણિશુદ્ધ રહેલી છતાં પણ જગત્ તેના પ્રતિ આંખો મીચે છે, અને તમારા એક મિથ્યા દોષને મોટો પહાડજેવો ગણી જ્યાં ત્યાં તમારૂં વગોણું કરે છે. જગતના મનુષ્યોના આવા અસ્થિર અભિપ્રાયઉપર બુદ્ધિમાને શા માટે મરી મટવું, અને પ્રતિષ્ઠાના રક્ષણને માટે પ્રસંગે વિવેકબુદ્ધિ ન સ્વીકારે એવાં કાર્યો કરવાને પણ પ્રવૃત્ત થવું?

આ જગતમાં સર્વ જ આપણી સ્તુતિ કરે અથવા સર્વ જ આપણી નિંદા કરે, એવું કદી પણ બનતું નથી. ઘણા સ્તુતિ કરનારા હોય છે, તો થોડા નિંદા કરનારા પણ હોય છે; અને ઘણા નિંદા કરનારા હોય છે તો થોડા સ્તુતિ કરનારા પણ હોય છે. ચોરી કરનાર મનુષ્યે પણ ચોરી કરવામાં દર્શાવેલી કુશળતાની સ્તુતિ કરનાર જગતમાં થોડા મનુષ્યો હોતા નથી; તે જ પ્રમાણે પ્રાણિમાત્રના સુખમાં પ્રવૃત્તિ કરનાર મહાજનોના પણ નિંદક હોય છે. આમ તેનાં તે જ કાર્ય જગતના થોડા ભાગને સ્તુતિ કરવાયોગ્ય, અને બીજા થોડા ભાગને નિંદા કરવાયોગ્ય જણાતાં હોવાથી સર્વની સ્તુતિની કામનાવાળા કોઈની પણ કામના તૃપ્ત થવાનો સંભવ નથી; તો પછી પ્રતિષ્ઠાના વિચારથી આપણે શા માટે આપણા હૃદયને સંકોચને પમાડવું? જે કાર્યો કોઇને વાસ્તવિક હાનિ કરનાર ન હોય, આપણી વિવેકબુદ્ધિ જેમને યોગ્ય ગણતી હોય, તથા જે આપણને ત્રિકાળ શાંતિ તથા સુખને આપનારાં આપણને ભાસતાં હોય. તે કાર્યો નિઃશંકપણે આપણે કરવાં; પછી જગત્ તેમ કરવાથી ભલે આપણી સ્તુતિ કરો કે નિંદા કરો.

લોકો પ્રતિષ્ઠાની પાછળ આટલા બધા ભૂત થઇને શાથી ફરે છે, તેનું એક મુખ્ય કારણ છે, તે તમે જાણો છો? તેઓ સર્વ પરતંત્ર છે, અને પોતાનું વાસ્તવિક સુખ શામાં રહ્યું છે તે જાણતા નથી. તેઓનો એવો દૃઢ નિશ્ચય બંધાઇ ગયો હોય છે કે લોકોમાં આપણી પ્રતિષ્ઠા સ્થપાયલી રહેવાથી આપણું વ્યવહારસુખ ઉત્તમ પ્રકારે સંરક્ષાયલું રહે છે, અને

પ્રતિષ્ઠા જતાં આપણા વિવિધ સુખોને ભારે ધોકો પહોંચે છે. આમ પોતાના વ્યવહારસુખને સંરક્ષવાને માટે મનુષ્યો, ઘણી વાર પોતાની વિવેકબુદ્ધિથી પણ વિપરીત કાર્યોને કરીને પ્રતિષ્ઠાનું જે તે રીતે સંરક્ષણ કરે છે. સ્વાર્થબુદ્ધિ જ પ્રતિષ્ઠાના સંરક્ષણમાં મનુષ્યને સર્વદા ઉદ્યત રાખે છે. પરંતુ આપણે આ પ્રકારે આપણી પ્રતિષ્ઠાનું સંરક્ષણ કરવાનું કશું જ પ્રયોજન નથી. કારણ કે જે બે વસ્તુ મનુષ્યને જગતના ઉપર આધાર રાખનારો, અને પરતંત્ર કરી મૂકે છે, તે બે વસ્તુ, ધનની જ્યારે અને જેટલા પ્રમાણમાં જોઇએ ત્યારે અને તેટલા પ્રમાણમાં અપ્રાપ્તિ, અને રોગ તથા મૃત્યુનો ત્રાસ એ છે; અને આ બેથી તમે જાણો છો કે હું અને તમે મુક્ત છીએ, તો પછી પ્રતિષ્ઠાનો વિચાર શા માટે આ કાર્યની આવી સંતોષકારક રીતે થઇ જતા સમાધાનમાં આપણને આડો આવવો જોઇએ ?

મેં કહ્યું, આપના વિચારો મને સર્વ પ્રકારે માન્ય છે, પરંતુ પૂર્વ પુરુષોનાં વચન છે કે સંભવિત પુરુષોની જગતમાં અપકીર્તિ થાય તેના કરતાં તેમનું મરણ થાય તે વધારે સારૂં છે, એટલું જ માત્ર મને ખટકે છે.

તે બોલી, સંભાવિત પુરુષની અકીર્તિ તે મરણના દુઃખથી પણ વધારે છે, એ વચનનો તમે જેવો અર્થ કરો છો, તેવો જ તેનો અર્થ હોય, એમ મને લાગતું નથી. શાસ્ત્રે જેને નિષિદ્ધ ગણ્યું છે, એવું અયોગ્ય કાર્ય સંભાવિત પુરુષ કરે અને તેથી તેની જે અકીર્તિ થાય, તે અકીર્તિ મરણના દુઃખથી પણ વધારે છે. અને જે પ્રસંગમાં એ વચન ગીતામાં વદવામાં આવ્યું છે, ત્યાં પ્રસંગ પણ એવો જ છે. રણક્ષેત્રમાં સાચા ક્ષત્રિયે શસ્ત્ર છોડી યુદ્ધનો ત્યાગ કરવો, એ શાસ્ત્રનિષિદ્ધ કર્મ હતું, અને અર્જુન તે કરવાને તૈયાર થઇ ગયો હતો. આથી તેનું કૃત્ય વસ્તુતઃ જ અયોગ્ય હતું, અને આવું અયોગ્ય કૃત્ય કરવા માટે તેની જે અકીર્તિ થાય, તે તેને મરણના દુઃખથી પણ અધિક દુઃખ આપનાર થનાર હતી. પરંતુ આપણા પ્રસંગમાં આપણે કોઇ અયોગ્ય કૃતિ કરવાની છે જ નહિ. ખરૂં છે કે મારૂં મગજ ખસેલું ન છતાં તે ખસેલું છે, એવું તમારે લખવાનો પ્રસંગ આવ્યો છે એ અસતકૃતિ છે, પરંતુ એ અસતકૃતિ આપણને કે કોઇને હાનિ કરનાર નથી. ઉલટું સામા પક્ષને તેથી ઘણો લાભ થાય એમ છે. માત્ર અજ્ઞાનથી જ સામો પક્ષ આપણી સાથે તકરારમાં ઉતર્યો હતો. આપણા સ્વરૂપને તે જાણતો હોત તો આવું પગલું કદી પણ ભરત નહિ. હવે આપણે નરમ દોરી ન મૂકીને આ તકરારને ચલાવ્યા જ કરીએ તો સામા પક્ષને ઘણું સહન કરવાના સંભવો ઉભા થાય. સર્જ્યન વગેરેને આપણા બળના સંબંધમાં કદાચ ખાતરી થઇ હશે, પણ સર્વને તેવી ખાતરી થઇ નથી. આથી આપણને યોગ્ય શાસને પહોંચાડવાને માટે, આજ સુધી આપણા સામા જેટલું બળ યોજવામાં આવ્યું છે, તેના કરતાં દ્વિગુણ અથવા ત્રિગુણ બળ યોજવામાં આવવાનું. આપણે પણ તે બળને તોડવાનો તેવો જ પ્રયત્ન કરવો પડવાનો. આમ વિરોધ વધતાં બંને પક્ષને હાનિ જ થવાની, અને વિરોધનો છેડો કોઇ પણ રીતે આવવાનો નહિ. તેથી વિરોધનો છેડો આણવાની આ યુક્તિ સારી છે. જે કૃતિમાં

હું નમન કરી નીચે આવ્યો, અને અરજીઉપર સહી કરી, મારી સાથે આવેલા મનુષ્યને તે આપી. તે લઇને તે સર્જ્યનને ત્યાં ગયો. બીજે દિવસે અમારા નગરમાં નિત્ય પ્રકટ થતા ' દૈનિક વૃત્ત ' નામના સમાચારપત્રમાં નીચેનો લેખ આવ્યો.

" ડા. મણિધરરાયની પુત્રી યોગિનીકુમારીના જે મુકરદમાથી કેટલાક દિવસ થયાં આપણું આખું નગર ખળભળી ઉઠ્યું છે, અને જેણે હજારો વહેમથી ભરેલા ગપાટા લોકોમાં ફેલાવ્યા છે, તેનો ગઇ કાલ છેવટનો નિકાલ આવી ગયો છે, એવી અમને સત્તાવાર રીતે ખાનગી ખબર મળી છે. અમારા વાંચનારાઓને સ્મરણમાં હશે જ કે અમે તો પહેલેથી જ યોગિની-કુમારીને નામે કહેવાતા ચમત્કારો માનવાને ઘસીને ના પાડી હતી. આ બધું ' હમ્બગ ' છે, અને આખરે તેનું પોલારું ઉઘાડું પડી ગયાવિના રહેનાર નથી, એમ અમે તો મનમાં નક્કી કરી જ રાખ્યું હતું; પણ અમારા કેટલાક ભોળા ભાઈબંધો આને યોગના ચમત્કારોમાં ગણી લેવાજેવી હસવાલાયક ભૂલ કર્યાવિના રહ્યા નથી. હિંદુભાઇઓની એવી ટેવ જ પડી ગઈ હોય છે કે રોજ નજરે પડતા બનાવોથી જરા જૂદી જાતનો કોઈ બનાવ જોયો કે તેને ' સુપરનેચરલ ' ( દૈવી ) નું રૂપ આપી દેવું. કડવા લીમડાઉપર એક ડાળ મીઠી ફુટી હોય, કોઈ જગાએ પાંચ પગવાળી ગાય જન્મી હોય, કોઈ જગાએ ઝાડના થડઉપર રામ વંચાય એવા લીટા દેખાતા હોય, અને આવું ને આવું જરા નવાઇજેવું કંઇ બન્યું હોય કે તરત ' જે જે ' ' જે જે ' કરતાં બૈરાં અને મરદોનાં ટોળેટોળાં ત્યાં દોડવાનાં, અને જાણે પરમેશ્વર જ ત્યાં પ્રકટી ન આવ્યા હોય, એવું સમજવાનાં; પણ કુદરતમાં આવું થવાનો સંભવ છે કે કેમ, તેનો કોઈ જરા સરખો પણ વિચાર કરવાના નહિ. આ કારણથી જ હજારો ઢોંગી લોકોનું હિંદુભાઇઓમાં ફાવી ગયું છે, અને હજી ફાવે છે.

યોગિનીકુમારીના મુકરદમામાં પણ કંઇક આવું જ બન્યું છે. જો કે ડા. મણિધરરાયે અને તેમનાં પુત્રીએ ઢોંગજેવું કે કોઇને ઠગવાજેવું કશું જ કર્યું નથી, અને તેમણે ચલાવેલી વર્તણુક કેવળ સ્વાભાવિક જ હતી, તોપણ લોકોએ વગરવિચાર્યે તેને તેવું રૂપ આપી દીધું છે, અને કાગનો વાઘ કરી મૂક્યો છે.

ખરી હકીકત એવી છે કે યોગિનીકુમારી બીજી બધી બાબતમાં ઘણી ડાહી અને કેળવાયલી છોકરી છે, તોપણ કોઇ વિચિત્ર સંજોગોમાં તેનું મગજ ખસી જાય છે. આવી વખતે તેના શરીરમાં જાણે હજારો ભૂત ભરાયાં હોય એવું કંઇક તેને થઇ આવે છે, અને તેના શરીરમાં એટલું બધું જોર આવે છે કે ગમે તેવા બળવાન્ માણસને એક જ ધક્કાથી તે પાંચ દશ ગોદડાં ખવડાવી દે છે. વળી તેની આંખોમાંથી દેવતા વરસતો હોય, એવું જોનારને ભાન થાય છે. અજ્ઞાની મનુષ્યો આવું જોઇને તેના શરીરમાં કોઇ દેવ કે જીન ભરાયો છે, એમ માને એ સ્વાભાવિક છે, પરંતુ દરેક વાતનાં બારીક કારણો હાલ જે જમાનામાં શોધાય છે, એવા વખતમાં દેવ કે જીનની શરીરમાં ભરાવાની વાત કોઇપણ બુદ્ધિમાન્ મનુષ્ય માની શકે એમ નથી. મગજનો બારીક અભ્યાસ કરવાથી વિદ્વાનોને જણાયું છે કે એવા કેટલાક રોગો થાય છે કે જેમાં નાજુકમાં નાજુક માણસના શરીરમાં પણ અસાધારણ બળ થોડી વાર આવેલું જણાય છે, અને તે વખતમાં તે એકલો પાંચ પચીસ માણસોને પણ ભારે થઇ પડે છે. અમારા વાંચનારાઓએ ફ્રાન્સની પેલી કુમારિકા જોઆન ઓફ્ આર્કનું

નામ સાંભળ્યું હશે. અઢાર વર્ષની ઉમરસુધી તેણે લડાઇના મેદાનનું મોંસરખું પણ જોયું ન હતું. પરંતુ આવેશ આવતાં તે ભાલો લેઇને લડાઈમાં ઉતરી છે, અને એટલું તો શર બતાવ્યું છે કે દુશ્મનોને આખરે ફ્રાન્સ છોડીને જવું પડયું છે, અને દેશનો ઉદ્ધાર થયો છે. આપ્રમાણે મગજમાં કોઈ કારણથી ફેરફાર થતાં શરીરમાં અસાધારણ બળ આવે, એમાં નવાઇજેવું કશું નથી.

ડૉ. મણિધરરાય વિલાયતમાં ઉંચી કેળવણી લીધેલા એક ઘણા જ બાહોશ ડૉક્ટર છે, અને તેમને પોતાની પુત્રીના મગજમાં કંઇક ગડબડ હોવાનો લાંબા વખતથી વહેમ તો હતો જ, પરંતુ તેઓ પાકા નિર્ણયઉપર આવ્યા ન હતા. ગઇ કાલે આપણા સર્જ્યનને બંગલે કોઈ કારણસર તેમને જવું પડયું હતું, અને ત્યાં આ સંબંધી બંનેને કેટલીક ચર્ચા ચાલી હતી, અને તેના પરિણામમાં યોગિનીનું મગજ ઠેકાણે નથી, એવા નિર્ણયઉપર બંને આવ્યા હતા. તોપણ વધારે ખાતરી કરવાના હેતુથી મણિધરરાય સર્જ્યનને પોતાને બંગલે લેઈ ગયા હતા. સારે નસીબે આ વખતે યોગિનીનો આવેશ ઉતરી ગયો હતો. તે ગરીબ ગાયજેવી એક ખુણામાં પડેલી ખુરશીઉપર બેઠી હતી. પાસે આવવાનું કહેતાં છતાં પણ તે પાસે આવી નહિ. અને સર્જ્યનને જોઇને જાણે લજ્જાથી તથા ભયથી સંકોચાતી હોય એમ લાગતું હતું. સર્જ્યનને પણ ઘણું નવાઇજેવું લાગ્યું. કોર્ટમાં સિંહના જેવી લાલચોળ આંખોથી સામાને થરકાવી નાંખનારી યોગિની ક્યાં, અને શરમના જેના મુખઉપર શેરડા પડતા હતા, એવી આ યોગિની ક્યાં? બની ગયેલા પ્રસંગના સંબંધમાં તેને કેટલાક પ્રશ્નો પૂછવામાં આવ્યા, પણ બનેલા પ્રસંગમાંનું કશું જ તેને સાંભરતું હોય એમ જણાયું નહિ. સર્જ્યને આ સઘળું જોઇને તેઉપર વિવિધ વિચાર કરીને મણિધરરાયને કહ્યું કે તમારી પુત્રીનું મગજ ખસી ગયું છે એમ તો હું ચોકસપણે કહી શકતો નથી, પરંતુ જે પ્રસંગ બન્યો છે તેને આંતર મનનો એક ચમત્કાર ગણી શકાય (I believe it to be a phase of the subconscious mind.)

મણિધરરાયની આપ્રમાણે ખાતરી થવાથી ગઈ કાલે જ તેમણે મેજીસ્ટ્રેટને એક અરજી આપી દીધી, અને તેમાં આ સર્વ હકીકત જણાવી પોતાની પુત્રીને માફી આપવા વિનંતિ કરી. *જેને પોતાનું ભાન નથી, એવી એક સ્ત્રીને શિક્ષા કરાવવી, એ યોગ્ય નથી,* એવી સર્જ્યનની પણ ખાતરી થવાથી તેણે પણ મેજીસ્ટ્રેટને આ કેસ માંડી વાળવાની પોતાના તરફથી અરજી આપ્યાનું સંભળાય છે, અને મેજીસ્ટ્રેટે પણ તે કેસ માંડી વાળ્યો છે, એવી અમને ખાનગી ખબર મળી છે.

પણ અમારા વાંચનારાઓ પૂછશે કે યોગિનીએ મોટા મોટા ચમત્કારો કર્યાની જે વાતો અગાઉ વર્તમાનપત્રોમાં આવી ગઇ, તે બધી ખોટી કે? અમે એટલું જ કહીશું કે એ ખબરોમાં સહરાગત ઘણી થઇ છે. યોગિનીના શરીરમાં પાંચ પચીસ માણસનું બળ જણાયું હશે, અને તે બળના આવેશમાં તેણે પોલિસના અમલદારોને ગબડાવી દીધા હશે તથા હાથકડી પણ કદાચ તોડી નાંખી હશે; પરંતુ તે વિના બીજી બાબતોમાં અમને તો કલ્પનાના જ રંગ પૂરાયલા ભાસે છે.

ગમે તેમ હો, પણ આ મુકરદમાનું આપ્રમાણે સલાહશાંતિથી છેવટ આવવાથી અમને

બહુ જ સંતોષ થયો છે. યોગિનીજેવી એક તરુણ અને સુંદર બાળાને તેણે અપરાધ કર્યો હોય તોપણ શિક્ષા થયેલી જોવાને અમે જરા પણ રાજી ન હતા."

લેખ વાંચતાં મારી વૃત્તિમાં વારંવાર વ્યગ્રતા પ્રકટતી, પરંતુ મારી પુત્રીનાં વચનોનું તથા ઇચ્છાનું સ્મરણ કરીને તે વ્યગ્રતાને હું દબાવતો. લેખ પૂરો કરી જગતમાં આવાં અંધેર કેટલાંએ બનતાં હશે, અને તેને આધારે દોરાનારા મનુષ્યો કેટલાંએ ગોથાં ખાતા હશે તેના વિચારોથી અંતરમાં કંઇક ખેદનું ભાન કરતો, હું મારા કામમાં જોડાયો.

(અપૂર્ણ)

# પત્રવ્યવહાર–મૃત્યુને પામેલા સંબંધીને પુનઃ પ્રાપ્ત કરવા શું કરવું.

" મારી પ્રિય પત્નીનો દેહ કેટલાક માસથી પડ્યો છે. આ સ્ત્રી મને મારા તનથી, મનથી, ધનથી અને પ્રાણથી પણ અધિક પ્રિય હતી, એમ જો હું કહું તો તેમાં અતિશયોક્તિજેવું કશું જ નથી. તેના મૃત્યુથી આખું જગત આજે મને સ્મશાનથી પણ અધિક શૂન્ય થઇ ગયું છે. મને ખાવું, પીવું, બોલવું, હસવું, કે કોઇ જ ક્રિયા કરવી લેશ પણ ગમતી નથી. આપનું મહાકાલ વાંચવામાં પૂર્વે મને કેટલો આનંદ જણાતો ! ગમે તેવાં શોકના સમયમાં તેને હાથમાં પકડતાં જ મને અપૂર્વ શાંતિ થતી, પરંતુ આજે તે પણ મને હાથમાં પકડવું ગમતું નથી. હું શામાટે જીવું છું, એવો પ્રશ્ન મારૂં મન મને ઘડી ઘડી કરે છે. હું ક્યાં જઉં, મારૂં દુઃખ કોને કહું, અને આ મારા અંતરનો પરિતાપ શી રીતે શમાવું ? પરમેશ્વર સર્વ દુઃખના ટાળનારા શાસ્ત્રો કહે છે, પણ આજે તે વચન પણ મારૂં મન માનતું નથી. તમે ઘણાના મનનું સમાધાન કરો છો, તો મારા મનનું સમાધાન નહિ કરો ? મારે તમારાં લાંબાં લાંબાં જ્ઞાનના વિચારોનાં ટાલલાં જોઇતાં નથી; તે મને કહેશો નહિ; મારા પરિતાપથી શેકાઈ ગયેલા અંતઃકરણઉપર તેની અસર થવાની નથી. મારે એક જ વસ્તુ જોઇએ છે, અને તે મારી પ્રિય સ્ત્રી. તમે તે મને આપી શકો એમ છે ? તે પુનઃ મને આ મૃત્યુલોકમાં મળે, એવો કોઇ ઉપાય તમે મને દર્શાવી શકો એમ છે? મરેલી મદાલસાને તેના પતિએ પુનઃ પાછી મેળવી, એ વાત શું સાચી છે ? સત્યવાનને સાવિત્રીએ પાછો જીવતો કર્યો એ વૃત્તાંત શું સાચો છે ? મારી પત્ની પાછી જીવતી થઇ શકશે ? આ મારા શૂન્ય અંધકારવાળા ઘરમાં, મારા ઘરની એ દિવ્ય જ્યોતિ પાછી શું પ્રકાશશે ? કોઇ ઉપાય હોય તો કહો; હું તે કરવા તૈયાર છું. ના હોય તો ના કહો કે આ દુઃખી જીવન હવે અધિક વાર મારે નિભાવવું કે કેમ, તેના નિર્ણયઉપર હું સત્વર આવું. વિવેકવિના જ હું લખું છું, પણ મારા અંતરનો અગ્નિ જો તમે જોઈ શકતો હોત તો મારા જેવા પાસેથી તમે વિવેકની કદી પણ આશા રાખો નહિ.'

પ્રિય ભાઈ ! તમે ' લાંબાં લાંબાં જ્ઞાનના વિચારોનાં ટાલલાં ' ઇચ્છતા નથી, પરંતુ જ્યારે તમે સમાધાનને માટે મને પત્ર લખ્યો છે ત્યારે મારા વિચારો સંક્ષેપમાં પણ મારે

જણાવવા તો જોઇએ જ. કશું પણ લખ્યાવિના સમાધાન આપવાનો પ્રયત્ન પણ શી રીતે થાય ? માટે ' ટાહ્લાં ' તમારે જોઇતાં નથી, એ જાણતાં છતાં કંઈક લખવા વૃત્તિએ વેગ ધર્યો છે. તમારી ઇચ્છાનો વિષય એક જ છે, અને તે તમારાં પ્રિય પત્ની છે, એ હું જાણું છું, અને તેમને પ્રાપ્ત કરવાના ઉપાયને જ માત્ર તમે ઇચ્છો છો, એ પણ હું જાણું છું, પરંતુ તે ઉપાયને કહ્યાપૂર્વે કેટલુંક તમને કહેવાની જરૂર છે. જો ઉપાયને જાણવાની તમારી ખરી આતુરતા જ છે, તો આ આરંભનાં વચનો ધૈર્યથી તમારે સાંભળવાં જ જોઇએ.

ઋતુધ્વજે મદાલસાને, અને સાવિત્રીએ સત્યવાનને પુનઃ પ્રાપ્ત કર્યા છે, એ વાર્તામાં અવિશ્વાસ ધરવાજેવું કશું નથી. યોગ્ય પ્રયત્નને કશું અસાધ્ય હોવું સંભવતું નથી. તમે ગમે તેવો પ્રયત્ન કરવા તત્પર છો, એમ જણાવો છો, પરંતુ આજ કેટલા માસ થયાં તમારાં પત્નીનો દેહ પડ્યા છતાં, તમે પરિતાપ કર્યાવિના, ઉંડા નિઃશ્વાસો નાંખ્યાવિના, અને નેત્રમાંથી ડળક ડળક અશ્રુ પાડ્યા વિના, તેમને પ્રાપ્ત કરવાનો બીજો કશો પ્રયત્ન કર્યો જણાતો નથી. તમે જ વિચાર કરીને કહો કે આ પાંચ કે ૭ માસ તમે જે આ પ્રયત્ન કર્યો છે, તે તમારાં પત્નીને પ્રાપ્ત કરવાનો પ્રયત્ન છે કે તમારા મનને તથા શરીરને શોષી નાંખવાનો અને તમારા આયુષ્યનો ક્ષય કરવાનો પ્રયત્ન છે ? પોતાની ઇચ્છેલી વસ્તુ આવા પ્રયત્નથી પ્રાપ્ત થાય છે, એવો તમે કયાં શાસ્ત્રોથી નિર્ણય કર્યો છે ? તમે કહેશો કે પ્રયત્ન જાણ્યા વિના હું શો પ્રયત્ન કરૂં; પરંતુ વસ્તુતઃ તમે પ્રયત્ન નથી જાણતા એમ કંઈ નથી. તમે એટલું તો જાણો જ છો કે પરમેશ્વરની ભક્તિ વાંછિતાર્થને આપે છે, અને ભક્તિનો કંઇક ક્રમ પણ તમારા જાણવામાં છે જ; તો પછી જેટલું તમે જાણો છો, તેટલું જ તમે આચારમાં કેમ નથી મૂકયું ? ' મરા, મરા ' નો ખોટો જપ કરનાર વાલ્મીકિએ પોતાનો વાંછિતાર્થ સિદ્ધ કર્યાનું શાસ્ત્રો શું નથી કહેતાં ? તમે તમારાં પત્નીવિના દેહ પાડવાને આજે તૈયાર થયા છો. પણ તેમને પ્રાપ્ત કરવાનો જે અપૂર્ણ સરખો ઉપાય પણ તમે જાણો છો, તેને સાધવા આજ સુધી કટિ કેમ ન કસી ? તમે સુખની ઇચ્છાવાળા છો, પણ સુખને માટે જે મૂલ્ય આપવું જરૂરનું છે–જે ભોગ આપવાની અગત્ય છે–તે મૂલ્ય, તે ભોગ આપવા કયે દિવસે તત્પર થયા છો ? તમે પરમેશ્વરને દોષ આપવા તત્પર થયા છો, પણ તમે પોતે તમારૂં કર્તવ્ય યથાશક્તિ પૂર્ણ રીતે ત્યાં સુધી કર્યું નથી, ત્યાં સુધી પરમેશ્વરને દોષ દેવાનો તમને શો હક છે ?

તમારે જાણવું જોઇએ કે આ જગતમાં હાથ હલાવ્યાવિના એક તૃણના પણ બે કકડા થતા નથી, તો મરી ગયેલા મનુષ્યને પાછું જીવતું કરવાજેવા અસાધારણ ફળને અસાધારણ પ્રયત્ન કર્યાવિના શી રીતે પ્રાપ્ત કરી શકાય ?

તમારી પત્નીનો દેહ પડ્યા પછી, તમારા તનને અને મનને પરિતાપના અગ્નિવડે આંક પ્રદર મેળવાનો પ્રયત્ન તમે કર્યા છે, અને તમારો તે પ્રયત્ન ફળેલો આજે તમને અનુભવમાં આવે છે.

શોક એ જ જો પ્રિય જનોને પાછાં પ્રાપ્ત કરવાનો ઉપાય હોત તો તમારાથી પણ અનેકગુણ અધિક શોક પૂર્વે અસંખ્ય મનુષ્યોએ પોતાનાં પ્રિય જનોના મરણથી કર્યો છે, અને તેથી તેમને પોતાનાં પ્રિય જનો પ્રાપ્ત થયાં હોત, પણ તે નથી પ્રાપ્ત થયાં, એ જ દર્શાવે છે કે શોક અથવા સંતાપ, એ નાશ પામેલી વસ્તુને પાછી મેળવવાનો ઉપાય નથી.



# श्रीसिद्धेश्वर.

मनुष्य प्रयत्नथी पोताने जेवो धारे छे, तेवो ज करी शके छे.



## ॥ ॐ श्रीँ ॥

## शिखरे स्थिति.

( અનુસંધાન ગયા વર્ષના પૃષ્ઠ ૪૭૪ થી )

૧૦ તમારા સદ્ગુરુ જે ઉચ્ચ ભૂમિકામાં વિચરતા હોય, તે ઉચ્ચ ભૂમિકાના સ્વરૂપનો વારંવાર વિચાર કરો. તે ભૂમિકાનું તમારાથી બને તેટલું યથાર્થ રૂપ રચીને, જાણે તે ભૂમિકામાં જ તમે સ્થિત છો, એવું ભાન કરવાનો પ્રયત્ન કરો. તમને કોઇ સદ્ગુરુ પ્રાપ્ત ન હોય તો પૂર્વ કાળમાં થઇ ગયેલા વસિષ્ઠ, યાજ્ઞવલ્ક્ય, દધ્યઙ્ આથર્વણ કે એવા જ કોઇ, મહાપુરુષની ઉચ્ચ ભૂમિકાનું સ્વરૂપ શાસ્ત્રમાંથી નિર્ણય કરી, તેમાં વૃત્તિને વારંવાર એકાગ્ર કરો. તમે વસિષ્ઠ અથવા યાજ્ઞવલ્ક્યની જ ભૂમિકામાં છો, અને તેમની આંતર ઉચ્ચ સ્થિતિથી તમારો સંપૂર્ણ અભેદ છે, એવું ભાન અખંડ કર્યાં કરો. તેઓની આંતર ઉચ્ચ સ્થિતિથી મારો અભેદ હોવાથી જે જ્ઞાન તેમનામાં પ્રકાશને પામ્યું હતું, તે જ જ્ઞાન મારામાં પણ પ્રકાશને પામ્યા કરે છે, એવા વિચારમાં અખંડ રમ્યા કરો. આ મહાપુરુષોના જ્ઞાનમય નિશ્ચયો અને વિચારોને જ તમારી વૃત્તિસન્મુખ અખંડ રાખ્યા કરો, અને તે વડે જ તમારા મનનું પોષણ કર્યાં કરો. આવો અભ્યાસ નિરંતર સેવ્યા કરવાથી જે ઉચ્ચ ભૂમિકામાં તે મહાપુરુષો રમ્યા કરતા હતા, તે જ ભૂમિકામાં તમારો પણ પ્રવેશ ક્રમે ક્રમે થતો જતો તમારા અનુભવમાં આવશે; અને આ મહાપુરુષોની ઉચ્ચ ભૂમિકા જેને આપણે ' શિખરે સ્થિતિ ' એ શબ્દોથી અત્યાર સુધી ઓળખતા આવ્યા છીએ, તે સ્થિતિમાં જ તમે અનાયાસ પ્રવેશશો.

૧૧ તમને આ મહાપુરુષોની ઉચ્ચ ભૂમિકાનું વૃત્તિમાં અખંડ ભાન કરવું કઠિન જણાય તો જેમના ઉપર તમારી વિશેષ ભક્તિ હોય એવા શ્રીરામ, શ્રીકૃષ્ણ, શ્રીબુદ્ધ, શ્રીજિનેશ્વર, જરતુષ્ટ કે જિસસ ક્રાઇસ્ટજેવા ઈશ્વરસદૃશ ગણાયલા લીલાવતારોના સ્વરૂપમાં

વૃત્તિને એકાગ્ર કરો. તેઓના અંતઃકરણની કેવી સ્થિતિ હશે, તેની કલ્પના કરો; અને તેમાં મનને અખંડ જોડેલું રાખો. શ્રીરામને કે શ્રીકૃષ્ણને જાણે તમે પ્રત્યક્ષ જુઓ છો, અને જોતાં જોતાં તમે તેમાં અળપાઇ ગયા છો, અને માત્ર તેઓ જ રહ્યા છે, એવી કલ્પના કરો, અને આ કલ્પનામાં અખંડ સ્થિર રહેવા પ્રયત્ન કરો. ગમે તે સ્થળે તમે બેઠા હો અને ગમે તે કામ કરતા હો તોપણ તમારૂં પરિચ્છિન્ન જ્ઞાનવાળું અંતઃકરણ કામ કરતું નથી, પણ તમારા ઇષ્ટશ્રીનું અપરિચ્છિન્ન સામર્થ્યવાળું અંતઃકરણ કામ કરે છે, તમે વસ્તુતઃ છો જ નહિ, પરંતુ તે જ વસ્તુતઃ છે, એવું ચિંતન એકાગ્રતાપૂર્વક કર્યા કરો. તમારા શરીરનાં સંગી ભલે આ જગતનાં બીજાં મનુષ્યો રહે, અને ભલે અનેક જડ વૈભવી પદાર્થો તમારી આજુબાજુ પડ્યા રહે, પરંતુ તમારી વૃત્તિના સંગી તો તમારા ઇષ્ટશ્રીને જ રાખો. ઇષ્ટશ્રીવિના બીજા કોઇને જ તમારી વૃત્તિ જાણે ઓળખતી ન હોય તેમ કરો. એક પ્રહર ઇષ્ટશ્રીને જ તમારા અખંડ મિત્ર, સાથી અને સંબંધી કરીને રાખો. ભલે ઇષ્ટશ્રી તમને તેમના સ્થૂલ શરીરે કે આધ્યાત્મિક સ્વરૂપે દૃષ્ટિએ ન પડતા હોય, તોપણ તમે જાણે તેમને જુઓ જ છો, અને તેમનામાં અભિન્ન થઇ ગયા છો, એમ માનો, અને તેવું ભાન કરવા પ્રયત્ન કરો. આપ્રમાણે વર્તન કરતાં, જ્યાં ગયેલા પુનઃ કદી પણ નીચે ઉતરતા નથી, તે શિખરઉપર તમારી સ્થિતિ થશે.

૧૨ ભારે તીવ્રતાથી શિખરઉપર સ્થિતિ કરવાની ઇચ્છા કરો. બીજી સઘળી ઇચ્છાઓને આ એક જ ઇચ્છામાં હોમી દો, અને આ એક જ ઇચ્છાની જ્વાળાઓને હૃદયમાં નીકળતી જુઓ. 'આપનો અખંડ સુખમય પ્રદેશ, જે શિખર ગણાય છે, તેમાં હે પ્રભો! હે પરમાત્મન્! મને સત્વર લઇ જાઓ, સત્વર લઇ જાઓ' એવી એક જ પ્રાર્થના મનના, તનના, અને આત્માના સઘળા બળથી ઇષ્ટશ્રીપ્રતિ અખંડ કર્યા જ કરો. પ્રાતઃકાળે ઉઠો ત્યારથી તે નિદ્રાવડે વૃત્તિ પોતાનું ભાન ભૂલે ત્યાંસુધી, ખાતાં, પીતાં, બેસતાં, ઉઠતાં, ચાલતાં, અને સર્વ વ્યવહારો કરતાં આની આ પ્રાર્થનાના ધ્વનિવડે ઇષ્ટશ્રીના કાન ફોડી નાંખો. બીજી કોઇ પણ વસ્તુની પ્રાપ્તિથી તૃપ્ત થવાની સ્પૃહા ના કરો. માગો તો ઇષ્ટશ્રીપાસે આ એક જ વસ્તુ માગો, નહિ તો સર્વ વસ્તુવિનાના નિષ્કિંચન રહેવું પસંદ કરો. જે ઇચ્છામાં અને જે પ્રાર્થનામાં શિખરઉપર આરોહણ કરવાના ભાવવિના બીજો કોઇ પણ ભાવ સ્વલ્પ અંશમાં પણ રહ્યો હોય તેવી ઇચ્છાને અને તેવી પ્રાર્થનાને અંતઃકરણમાંથી મૂળસહિત ઉખેડી નાંખો. અંતઃકરણની ખરી લાગણીથી પરમેશ્વરપાસે જે કંઇ માગવામાં આવે છે. તે મળ્યાવિના રહેતું જ નથી, એવી દૃઢ શ્રદ્ધા રાખો અને તમારૂં માગેલું તમને પ્રાપ્ત થઇ ચુક્યું જ છે, એવું માની ઈશ્વરના ઉપકારનો જયઘોષ કરો.

૧૩ મન, વચન, અને કાયાથી ઈશ્વરનું શરણ ગ્રહો. તમારા મનને, તમારી વાણીને અને તમારી કાયાને ઈશ્વર જ પ્રવૃત્તિ કરાવનાર છે, એમ માની તેમને સ્વાભિમાનથી કોઇ પણ ક્રિયામાં જોડતા અટકો. ઈશ્વરને આ ત્રણે મેં સોંપી દીધાં છે, અને તે તેમને યોગ્ય લાગશે તેવી પ્રવૃત્તિ કરાવશે, એમ જાણી તે ત્રણેની ક્રિયાના અભિમાનથી રહિત થાઓ. ગમે તેવી સારી કે નઠારી ક્રિયા તમારૂં શરીર, મન, કે વાણી કરે તોપણ તે હું કરૂં છું, એવું કદી પણ ન માનો. આ ત્રણની ક્રિયામાંથી તમે તમારૂં કર્તૃત્વાભિમાન ખેંચી લો, અને ઈશ્વરને

તે સોંપી દો. ઈશ્વરની ઇચ્છાને આ ત્રણમાં કર્તારૂપે પ્રવર્તવા દો. 'સર્વ ધર્મોનો પરિત્યાગ કરીને મારા એકલાનું શરણ ગ્રહણ કર; હું તને સર્વ પાપોથી મુક્ત કરીશ' એ શ્રીકૃષ્ણનું વાક્ય આ જ વિષયનો બોધ કરે છે. તમારા જીવનરથના સારથી પ્રભુને કરો, અને હર્ષ શોકથી રહિત થાઓ. ક્રમે ક્રમે પરમેશ્વરની ઇચ્છા જ તમારા હૃદયમાં પ્રવર્તતી તમને સમજાશે, અને આ ઇચ્છાના માર્ગમાં જો કાંઇ પ્રતિબંધ નાંખવામાં નથી આવતો તો તે પ્રાણિમાત્રને ઉંચે ચઢાવી પરિણામે શિખરઉપર સ્થાપતી હોવાથી અલ્પ કાળમાં તમારી શિખરઉપર સ્થિતિ થશે.

\+ \+ \+ \+

શિખરે સ્થિતિને ઇચ્છનાર સાચા ભક્તના અંતઃકરણમાંથી નીચેના ભાવના ઉદ્‌ગારો પરમાત્માપ્રતિ વારંવાર નીકળ્યા જ કરે છેઃ—

" અનાદ્યનંત પ્રભો! આપ મને પ્રત્યક્ષ થાઓ. મારા હૃદયમાં આપને ભેટવા પ્રકટેલા આ નિઃસીમ પ્રેમના ઉછાળાને હું દબાવવા અસમર્થ છું.

" આપ સૌંદર્યના, શુભના, સત્યના અને ઐશ્વર્યમાત્રના સારરૂપ છો.

" અનાદિ કાળથી હું આપનામાં અને આપ મારામાં નિવસો છો. આપનો અને મારો આવો અભેદ છતાં મને જે આ ભેદની ભ્રાંતિ થઇ છે, તેને આપવિના અન્ય કોણ નિવારવા સમર્થ છે.

" પરમાનંદને આપનારી આપની વિદ્યમાનતાનું હું મારા હૃદયમાં આ ક્ષણે ભાન કરૂં છું. ઓહો! આપ આટલા મારી નિકટ છો, એવો તો મને આજે જ અનુભવ થયો. આપ મારા હસ્તકરતાં, મારા પગકરતાં, મારા પ્રાણકરતાં, અને મારી બુદ્ધિકરતાં પણ મારી અધિક નિકટ છો.

" આપ પરમપ્રેમસ્વરૂપ મારા હૃદયમાં નિવસો છો; પ્રભો! આપનો એ પ્રેમ મારા અણુઅણુમાં પ્રવર્તાવો, જેથી ભૂતમાત્રઉપર હું મારા આત્માસમાન પ્રેમ દર્શાવવા સમર્થ થાઉં.

" આપ પૂર્ણસ્વરૂપ છો, અને તેથી હું પણ પૂર્ણસ્વરૂપ છું, કારણ આપનો અને મારો વસ્તુતઃ અભેદ છે.

" શરીરવડે હું પૂર્ણ અને નિરામય છું, મનવડે હું શુદ્ધ અને નિષ્કલંક છું, આત્માવડે હું સબળ અને ઐશ્વર્યસંપન્ન છું, કારણ કે આપ અને હું અભિન્ન છીએ.

" આપ સર્વદા મારી સાથે હો છો. ગમે ત્યાં હું જાઉં, પણ ત્યાં આપ તો મારી નિકટ હોવાના જ. આમ હોવાથી મારે હવે કશાનો પણ ભય શું કરવા ધરવો પડે?

" આ ભવપ્રવાસમાં આપ સર્વદા મારા નેતા છો; આપની આંગળીએ વળગીને આ ભવપ્રવાસ ખેડવાથી મને સુખ અને શાંતિ જ સર્વદા મળ્યા કરે છે; આપ મારા નેતા છો; મારા સંરક્ષક છો, મારા અદ્વિતીય આશ્રય છો. આપને પામીને હું પરમ નિર્ભયતામાં મહાલું છું.

" શિખરે ચઢવાના મારા માર્ગની આપ જ દીપિકા છો. આપના પ્રકાશવડે પ્રત્યેક પગથીયાનું મને સ્પષ્ટ જ્ઞાન તથા ભાન થાય છે. પ્રત્યેક પગથીયું ક્યારે અને કેવી રીતે ચઢવું તે આપ જ મને ઉત્તમ પ્રકારે શીખવો છો.

સમગ્ર દૃશ્ય પ્રપંચમાં એક મુખ્ય મૂળ સત્તા છે, પરંતુ આ સત્તા અસંખ્ય કળામાં ભેદવાળી થયેલી છે, અને એક કળા બીજી કળાના જેટલી જ સાચી છે.

પૂર્વે જે સત્ય શોધાયલું હતું, તેને માનસ શાસ્ત્રીઓએ થોડા સમય થયાં પુનઃ શોધી કાઢ્યું છે કે શરીરઉપર મનની ભારે સત્તા પ્રવર્તે છે; અને આટલાઉપરથી ઘણા એવો નિર્ણય કરી બેઠા છે કે શરીરના ઉપર અસર કરનાર એક જ બળ છે, અને તે બળ મન છે. આ સત્ય અર્ધું સત્ય છે, અને તે વિષયની એક જ બાજુ અવલોકવાનો પરિણામ છે.

આ નિશ્ચયને સ્વીકારનારા ઘણા એટલેસુધી માનતા જણાય છે કે શરીરને થયેલું કોઇ પણ દુઃખ ટાળવાને માટે મનવિના બીજા કોઇ ઉપાયનો ઉપયોગ કરવો, એ ખોટું છે, પરંતુ આવા અર્ધ સત્યને અનુસરનારા મનુષ્યોનું વર્તન તેઓના નિશ્ચયથી અવિરુદ્ધ કદી પણ હોતું નથી, કારણ કે જ્યારે એક પક્ષથી તેઓ શરીરનું દુઃખ ટાળવા મનવિના બીજા કોઇ ઉપાયનો ઉપયોગ કરવો, એ ખોટું છે, એમ કહે છે ત્યારે બીજા પક્ષથી જ્યારે તેમને ટાઢ વાય છે ત્યારે મનવડે ટાઢને ન ટાળતાં, તથા ભુખ લાગે છે ત્યારે મનવડે ભુખની શાંતિ ન કરતાં, વસ્ત્રો પહેરે છે, અને વિવિધ પ્રકારનાં ભોજનો ગ્રહણ કરે છે.

અર્ધ સત્યોને અનુસરનારા મનુષ્યો વિસરી જાય છે કે એક જ સામર્થ્યવડે આ સઘળી વસ્તુઓ ઉત્પન્ન થઇ છે, અને તેથી કરીને નજરે ન જણાતી સૂક્ષ્મ વસ્તુઓ જેવી સત્ય છે, તેવી જ નજરે જણાતી આ ભૌતિક વસ્તુઓ પણ સત્ય છે.

પોતપોતાની ભૂમિકામાં સઘળી જ વસ્તુઓ સાચી છે, અને પોતપોતાનાં નિર્ધારિત સ્થળોમાં સઘળી જ વસ્તુઓ શુભ છે.

એક વાત સર્વદા સ્મરણમાં રાખવી જોઇએ અને તે એ કે મન સર્વદા સાધનોદ્વારા ક્રિયા કરે છે, પછી આ સાધન સ્નાયુઓ, જ્ઞાનતંતુઓ, ઇંદ્રિયો, બુદ્ધિ, અથવા વિચાર ગમે તે હોય છે; અને એક સાધન બીજા સાધનકરતાં ઉતરતા પ્રકારનું નથી. કોઇ શારીરિક સ્થિતિ અથવા રોગ ટાળવામાં વિચારનો ઉપયોગ કરવામાં મન જેમ કશું ખોટું કરતું નથી, તેમ કોઇ શસ્ત્રક્રિયા કરવામાં હાથનો ઉપયોગ કરવામાં પણ તે કશું જ ખોટું કરતું નથી. બન્ને દૃષ્ટાંતોમાં મન સાધનદ્વારા શરીરઉપર ક્રિયા કરે છે,

અન્ય પક્ષથી વિચારીએ તો કોઇ સારા ઉપાયથી કાર્ય સરતું હોય તો શસ્ત્રક્રિયા કરવી, એ જેમ ખોટું છે, તેમ અજમો ફાકવાથી કે હિંગાષ્ટકની ગોળી ખાવાથી ચુંક સહેલાઇથી મટી જતી હોય તો વિચારવડે તેને મટાડવા માટે ઉપયોગી માનસ બળનો ક્ષય કરી નાંખવો, એ ખોટું છે.

શાનો કેવળ ત્યાગ કરવો, અને શાનો કેવળ ઉપયોગ કરવો, એ પ્રશ્ન નથી. પરંતુ કમણાં જ સર્વોત્તમ અને સહુથી સત્વર પરિણામ શા ઉપાયવડે પ્રકટાવવા, એ પ્રશ્ન છે.

જે ખાસ બળને જે સમયે વાપરવાની જરૂર જણાય તે સમયે તે ખાસ બળને વાપરવું, અને તેને ઉત્તમ પ્રકારે વાપરવું, કારણ કે પ્રત્યેક બળ એક સર્વોત્તમ બળની જ ખાસ થયેલી કળા છે. પોતપોતાના સ્થાનમાં સઘળું શુભ છે; મનુષ્યના ઉપયોગને અર્થે જ સઘળું સરજાયામાં આવ્યું છે, અને તેથી મનુષ્યના કલ્યાણની વૃદ્ધિ કરવા માટે સઘળાનો ઉપયોગ કરી શકાય છે.

મન એ જ માત્ર એક બળ છે, એવું જ્યારે આપણે માનીએ છીએ ત્યારે માનસ ભૂમિકાઉપર જેટલું બળ આવિર્ભાવને પામેલું છે, તેટલા જ બળનો આપણે ઉપયોગ કરી શકીએ છીએ; કેવળ માનસબળઉપર આધાર રાખવાની આપણને ફરજ પડે છે; આપણાં સાધનોની મર્યાદા ઓછી થઇ જાય છે, અને તેથી કોઇ પ્રસંગે જ્યારે આપણું માનસ બળ દુર્બળ પડી જાય છે, ત્યારે આપણે નિરાધાર થઇ રહીએ છીએ. જેઓ મનવિના બીજી સઘળી બાબતોની ઉપેક્ષા કરે છે, તેમને આવા નિરાધાર થવાના પ્રસંગો ઘણીવાર આવ્યાવિના રહેતા નથી.

મન એ જ કેવળ એક બળ છે, એવું જ્યાં સુધી આપણે માનતા હોઇએ છીએ ત્યાં સુધી આપણું મનોદ્વાર માનસિક સામર્થ્યોને માટે જ આપણે ઉઘાડું રાખીએ છીએ. બીજાં સઘળાં બળસામે આપણે દ્વારને બંધ કરીએ છીએ. આથી જે અત્યંત ચમત્કારિક સામર્થ્યો મનને મહાપુરુષ કરી મૂકે છે, તેમના આપણે કદી પણ સ્વામિ થઇ શકતા નથી.

આ સિદ્ધાંતનું સર્વ પ્રકારે જો આપણે પાલન કરીએ છીએ તો આપણા સર્વ વ્યવહારોમાટે મનનાં આંદોલનોઉપર જ આપણે આધાર રાખી બેશી રહેવું પડે છે. ખાવું, પીવું, વગેરે કોઇ પણ કામમાટે કોઇ પણ સાધનનો આપણે ઉપયોગ કરી શકવાના નહિ. આ સઘળા જ વ્યવહાર મનવડે આપણે કરવા પડવાના; પરંતુ તેમ કરતાં પારવિનાના બળનો ઉપયોગ થઇ જવાનો, અને તે છતાં પણ આપણો એક પણ વ્યવહાર ઉત્તમ પ્રકારે નહિ સધાવાનો.

એકલા વિચારબળઉપર આપણી વૃત્તિ આપ્રમાણે એકાગ્ર થવાથી અન્ય સઘળી ભૂમિકાઓમાં આપણો વિકાસ અટકી જવાનો, અને તેમ થતાં મન પોતે પણ નિસ્તેજ થઇને છેક લઘુ થઈ જવાનું.

આથી સ્પષ્ટ થશે કે મન એ જ માત્ર એક બળ છે, એવો નિશ્ચય કરવાથી મન એટલું બધું સંકુચિત અને બળરહિત થાય છે કે પોતાનો વિકાસ કરવાને તે અસમર્થ થઈ રહે છે.

આપણું જીવન એ ઘણાં સામર્થ્યોનું મિશ્રણ છે, અને આ સર્વ સામર્થ્યો આપણું જીવન વ્યક્ત કરે છે. મન એ તે સામર્થ્યોમાંનું એક છે; કેવળ એક નથી, પણ ઘણાંમાંનું એક છે; અને જો આપણે આપણા મનનો વિકાસ કરવો હોય તો આપણામાં રહેલાં બીજાં સર્વ સામર્થ્યોનો વિકાસ કરવાને પણ આપણે પ્રયત્નશીલ થવું જ જોઇએ. આપણા શરીરમાં ચાલતા સઘળા વ્યાપારોનું બળ વધારતાં, આપણે પ્રત્યેક પૃથક્ વ્યાપારનું પણ બળ વધારીએ છીએ.

આપણા જમણા હાથને આપણે કેળવીને બળવાન્ કર્યો હોય તોપણ જો પછી આપણે આપણા આખા શરીરને બળવાન્ કરીએ છીએ તો તે જમણા હાથનું બળ પહેલાના કરતાં ઘણું જ વધે છે.

( અપૂર્ણ. )

# मूल्यवान् विचारो.

* * જ્યારે મનુષ્ય સર્વોત્તમને પ્રાપ્ત થવાની અખંડ આશા રાખે છે, સર્વોત્તમને માટે પ્રયત્ન કરે છે, સર્વોત્તમની ઇચ્છા કરે છે, અને મને સર્વોત્તમ જ પ્રાપ્ત થશે, એવી પૂર્ણ શ્રદ્ધા રાખે છે, ત્યારે તેના જીવનમાં થતા પ્રત્યેક ફેરફાર તેને સર્વોત્તમપ્રતિ જ લેઈ જનારા હોય છે.

* * વસ્તુઓની પ્રાપ્તિ કરવાથી હું સ્વતંત્ર અને મુક્ત થઇશ, એવું જાણી જે પુરુષ વસ્તુઓવડે સ્વતંત્રતા પ્રાપ્ત કરવા મથતો નથી, પરંતુ વસ્તુઓને ઉત્પન્ન કરવાના આંતર સામર્થ્યને તથા જ્ઞાનને માટે જે મથે છે, તે જ મહા પુરુષ છે.

* * ચિંતાના વિચારો મનુષ્યને ઢગલાજેવો કરી નાંખે છે. તેના માથાઉપર સો મણનો બોજો મૂકયો હોય તેમ તે જમીનઉપર કચરાઇ ગયાજેવો થઇને પડે છે. કયો બુદ્ધિમાન્ મનુષ્ય પોતાના માથાઉપર આવા ભારે વજનને લેઇને ફરવાનું સ્વીકારશે?

* * જ્યાં લગી આપણે દુઃખોને દુઃખો કહ્યા કરીશું ત્યાંસુધી તેઓ આપણને દુઃખ દીધા જ કરવાનાં; પરંતુ પ્રત્યેક દુઃખ આપણને ઉન્નતિની નિસરણીઉપર ચઢાવનાર પગથીયું છે, એમ જાણી તેનો પ્રેમથી સ્વીકાર કરીશું, ત્યારે તે દુઃખ નાશ પામશે એટલું જ નહિ, પણ ઉન્નતિમાં આપણે એક પગથીયું ઉંચા પણ ચઢીશું.

* * ક્રોધ કરવામાં મનુષ્યો જે બળનો ક્ષય કરી નાંખે છે, તે જ બળને ઉત્તમ કાર્યો સાધવામાં જો તેઓ યોજે તો જગતનાં સુખમાં અનંતગુણ વૃદ્ધિ કરનાર સેંકડો નવી શોધો નિત્ય થતી રહે, પ્રજાના હૃદયના અંધકારને ટાળનારા સેંકડો સદ્ગ્રંથો નિત્ય પ્રકટ થતા રહે, આત્માને સ્વર્ગીય પ્રદેશમાં આકર્ષી જાય એવાં સેંકડો મનોવેધક કાવ્યો નિત્ય રચાતાં રહે, સમગ્ર માનવપ્રજામાં દૈવી પ્રોત્સાહન પ્રકટાવે એવાં સેંકડો હૃદયંગમ ચિત્રો નિત્ય ચિત્રાતાં રહે, સ્વલ્પમાં જગત્ બદલાઇને સ્વર્ગસમાન થઇ રહે.

* * ક્રિયાની પૂર્વે સર્વદા વિચાર હોય છે. આથી જે મનુષ્ય પોતાના વિચારને વશમાં રાખે છે, તે પોતાના આચારને અથવા કૃતિને પણ વશમાં રાખી શકે છે. વિચારને વશમાં રાખવો એટલે જેનો વિચાર કરવાનીઆપણી ઇચ્છા હોય તેનો જ વિચાર કરવાનું સામર્થ્ય હોવું. આવું સામર્થ્ય જેનામાં હોય છે, તે પોતાને જેવી કૃતિ કરવી હોય છે, તેવી જ કૃતિ કરી શકે છે, તથા પોતાના અંતઃકરણમાં જેવું ભાન કરવું હોય છે, તેવું જ ભાન કરી શકે છે.

* * આપણી ઇચ્છામાં આવે તેવા જ વિચાર કરવા આપણે સમર્થ થઇએ એટલા માટે જે જે બાબતો આપણે સિદ્ધ કરવા ધારી હોય તે તે બાબતોનાં પ્રથમ આપણે ઉચ્ચ મનોરાજ્યો બાંધવાં, અને પછી આ મનોરાજ્યોને આપણી દૃષ્ટિસમીપ નિરંતર રાખ્યા કરવાં. પછી અત્યંત ભારે અને ઉંડી ઇચ્છાથી તે મનોરાજ્યોઉપર સમગ્ર મનની વૃત્તિઓને તે મનોરાજ્યોઉપર એકાગ્ર થવાનો અભ્યાસ પાડવો. તે મનોરાજ્યોને સિદ્ધ કરવાની જેમ અધિક પ્રબળ ઇચ્છા આપણે કરીશું તેમ આપણા સર્વ વિચારો તે મનોરાજ્યોના જેવા જ થવાના. અને આપણો ઉદ્દેશ પણ આ જ છે. જ્યારે આપણા વિચારો આપણા મનોરાજ્યોના જેવા જ હોય છે ત્યારે જેનો વિચાર કરવાની આપણે ઇચ્છા કરી હોય છે, તેના જ વિચારો આપણા મનમાં ચાલ્યા કરે છે.

( અપૂર્ણ )

Registered N.B. 185.




रूप (पुस्तक) २३ फाल्गुन कृष्ण० १४ संवत् १९६७. दर्शन (अंक) ५

श्लोकः ।

कदली कमलं न वा हिमं

मलयोत्थं यमपोहितुं क्षमम् ।

भवदंघ्रिवियोगपावको

हृदये मा स्म कदाचनेध्यताम् ॥

અર્થ:—હે ભગવન્! આપના ચરણના વિયોગરૂપ અગ્નિ, જેને ટાળવા કેળ, કમળ, બરફ કે ચંદન કંઈ સમર્થ નથી, તે અમારા હૃદયમાં કદાપિ પ્રગટી રહો મા!

---

प्रसिद्ध करनार

# श्रेयस्साधकअधिकारिवर्ग—वडोदरा.

તરફથી

અમદાવાદ—શ્રી "ગુર્જરવિજય" પ્રિન્ટિંગ પ્રેસમાં શા. મોહનચંદ દલસુખે છાપી પ્રસિદ્ધ કર્યું

---

વાર્ષિક લવાજમ પોસ્ટેજસહિત રૂ. ૨-૦-૦ વર્ષના આરંભમાં જ.

## प्रश्नानुक्रमणिका.

प्रश्न. | | विस्तार.



---

## अगत्यनी सूचना.

મહાકાલ પ્રત્યેક માસની વદિ ૧૪ ઉપર પ્રકટ થાય છે; અને તેથી ગ્રાહકોને તે બીજા માસની શુદિ દશમસુધીમાં મળે છે. આથી જે ગ્રાહકોને એ અરસામાં અંક ન મળે તેમણે થોડા દિવસ વાટ જોઈ અત્ર જણાવવું. ઠેકાણું બદલનારે પોતાનું પ્રથમનું ઠેકાણું જણાવવા કૃપા કરવી. તેમ નહિ કરનારના પત્રઉપર ધ્યાન આપવામાં આવતું નથી.

વ્યવસ્થાપક, મહાકાલ, વડોદરા.

---


તંત્રી—છોટાલાલ જીવનલાલ, શ્રીનૃસિંહાશ્રમ—વડોદરા.




रूप (पुस्तक) २३—फाल्गुन कृष्ण० १४, संवत् १९६७. दर्शन (अंक) ५.

॥ ॐ श्री ॥

# उपरथी तुच्छ भासती वस्तुओना गर्भभागमां अत्यंत मूल्यवान् सारने गुप्त राखवानी ईश्वरनी चमत्कारिक रचनाथी आश्चर्यनिमग्न साधकना उद्गार.

પદ. ( લીલા શી વર્ણવું, છે ગતિ ન્યારી, એ લય. )

ઘટના આ અવનવી, જોઈ નાથ ! તારી, જાઉં વારી.
કંઈ કંઈ સારૂં વિશ્વે, દીધું જે તેં ઉપજાવી,
ખરાબમાં રાખ્યું વહાલા, તે તેં છુપાવી;—
સમુદ્રના ખારા જળમાં, મૂલ્યવાન્ મનહર મોતી—
છૂપાવ્યું તેં યત્નવિણ ના, શકે કોઈ ગોતી;—
કાળા આ કોયલામાં, રત્ન રૂડું છુપાવ્યું,
ગુપ્તપણું કરતાં આવું, કોણે ( તને ) શીખાવ્યું;—
કઠિન ને તંતુવાળું, ગમે નહિ જેહુ દીઠું,
તેવા પડમાં છુપાવ્યું, કોપરૂં તેં મીઠું,—
ગંધાતા ખાતરમાંહિ, પાક નીપજાવવાનો,
ઉત્તમ ગુણ તેં છુપાવ્યો, સર્વથી છાનો;—
થુંકજેવામાં પણ તેં, અન્ન પચાવવાનો,
પોપણ કરવાના ગુણને મૂક્યો મજાનો,—

આદિમાં દુઃખરૂપ મૃત્યુ, સત્યવાનને તો આવ્યું,
તેમાંથી જીવન દઈ તેં જગને બનાવ્યું[1];—
નિંદવાજેવી વસ્તુ, જગમાં ન કાંઈ દેખું,
ભીતર સઉમાં જ્યાં સારૂં, ત્યાં શું ઉવેખું;—
અટપટી લીલા નિરખી, નિશ્ચય એ હું ધારૂં,
જગમાંહિ જોવું જ્યાં ત્યાં, સારૂં સારૂં સારૂં;—

---

# ब्रह्मसूत्र अथवा ब्रह्ममीमांसा.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ટ ૧૨૫ થી. )

उदासीनानामपि चैवं सिद्धिः ॥ २७ ॥

**સૂત્રાર્થઃ**—અભાવમાંથી ભાવની ઉત્પત્તિ થતી હોય તો કૃતિ ન કરનાર મનુષ્યોને પણ અભિમત સિદ્ધિ થઈ શકે.

આ સૂત્રથી એ કહેવામાં આવ્યું કે જો અભાવમાંથી ભાવની ઉત્પત્તિ થતી હોય તો જે મનુષ્યો ઉદાસીન રહે છે, હાથપગ હલાવતા નથી તેમના ઇષ્ટ અર્થની પણ એ રીતે સિદ્ધિ થવી જોઇએ કેમકે ઇષ્ટ અર્થરૂપ કાર્યનું જે અભાવરૂપ કારણ તે તેમની સત્તામાં પણ છે. ખેડુત કૃષિકર્મ ન કરે તોપણ તેને ધાન્યની નિષ્પત્તિ થઇ શકે, કુંભાર ચક્રપર મૃત્તિકા ચટાવી ચક્ર ફેરવવું જોઇએ તે ક્રિયા ન કરે તોપણ તેને ઘટાદિ વાસણોની પ્રાપ્તિ થઇ શકે, વણકર તન્તુને નહિ વણે છતાં તેને પણ વસ્ત્રની પ્રાપ્તિ થઇ શકે. આટલું જ નહિ પણ આ રીતે તો સ્વર્ગની પ્રાપ્તિમાટે તથા અપવર્ગની પ્રાપ્તિમાટે પણ કાંઇ પણ કર્તવ્ય રહેતું નથી. પણ એવું થવું એ અયુક્ત છે અને કોઇ એવું સ્વીકારતું પણ નથી. તેથી આ રીતે પણ અભાવમાંથી ભાવની ઉત્પત્તિ થવાનું મત અસમીચીન છે.

આપ્રમાણે સર્વાસ્તિત્વવાદીના મતનું શ્રીસૂત્રકારે વિસ્તારથી ખંડન કર્યું અને તેથી એમાંના જે સિદ્ધાન્તો સર્વ બૌદ્ધો સામાન્યપણે સ્વીકારે છે તેનું પણ ખંડન એમાં થઈ ગયું છે. હવે વિજ્ઞાનવાદી બૌદ્ધોના મતનું ખંડન શ્રીસૂત્રકાર કરે છે.

नाभाव उपलब्धेः ॥ २८ ॥

**સૂત્રાર્થઃ**—બાહ્ય અર્થ બાહ્યરૂપે ઉપલબ્ધ થાય છે તેથી "બાહ્ય અર્થ નથી" એ માનવું અયુક્ત છે.

આ સૂત્રમાં એ જણાવ્યું કે સર્વાસ્તિત્વવાદી બૌદ્ધનું આપ્રમાણે ખંડન થતાં વિજ્ઞાનવાદી બૌદ્ધ સામો આવી ખડો થાય છે. એ જણાવે છે કે બુદ્ધના કેટલાક શિષ્યોનો બાહ્ય વસ્તુના અસ્તિત્વમાં આગ્રહ જોઇ તેમના મનને અનુસરી બાહ્યાર્થવાદની પ્રક્રિયા બુદ્ધે જણાવી છે. પણ એ પ્રક્રિયા બુદ્ધને વસ્તુતઃ સંમત નહોતી અને તેથી એ પ્રક્રિયાની સામે આ-

---

[1] મશ્કરી કરી, હાસ્ય કર્યું.

પેલાં દૂષણોથી બુદ્ધનો વાસ્તવ સિદ્ધાન્ત ભાંગી પડતો નથી. બુદ્ધનો પોતાનો એ અભિપ્રાય હતો જ નહિ. તેમને તો માત્ર વિજ્ઞાનરૂપ એક સ્કંધ જ અભિપ્રેત હતો અર્થાત્ બુદ્ધનું વાસ્તવ મત તે વિજ્ઞાનમાત્ર સત્ય છે એ જ હતું. એ મતપ્રમાણે બાહ્ય પદાર્થ છે જ નહિ. તેથી પ્રમેય, પ્રમા, પ્રમાણુ આદિ સર્વ વ્યવહાર આંતર જ થાય છે, આંતર પદાર્થરૂપ વિજ્ઞાનનાં જ એ સર્વ ભિન્ન ભિન્ન નામો છે. અમુક ઘટ નીલ રૂપવાળો છે એવું ભાન-વિજ્ઞાન-થાય છે. ત્યાં બાહ્યરૂપે નીલ પદાર્થ નથી પણ વિજ્ઞાન જે થાય છે તે જ નીલ આકારવાળું હોય છે. અને વિજ્ઞાનમાં રહેલો આ કલ્પિત જે નીલ આકાર તેને લઇને એ વિજ્ઞાન પ્રમેય કહેવાય છે. વિજ્ઞાનનું પ્રકાશસ્વરૂપ લઇને એ વિજ્ઞાન પ્રમા કહેવાય છે, એ પ્રમાની શક્તિરૂપે લેતાં એ જ વિજ્ઞાન તે પ્રમાણુ કહેવાય છે. અને એના આશ્રયરૂપે લેતાં એ જ વિજ્ઞાન પ્રમાતા કહેવાય છે. આપ્રમાણે પ્રમાણુ, પ્રમેય આદિ ભેદોનો વ્યવહાર થાય છે પણ તેમાં એ સર્વ નામો ભિન્ન ભિન્નરૂપે લેવાયેલા વિજ્ઞાનનાં જ છે, અને તે સર્વ વ્યવહાર તે બુદ્ધિમાં આરૂઢ થયેલા રૂપવડે જ કરવામાં આવે છે, પણ બાહ્ય પદાર્થ અમુક છે તેને લીધે આમ વ્યવહાર થાય છે એમ નથી. જેમના મતપ્રમાણે નીલાદિ બાહ્ય પદાર્થ સ્વીકારવામાં આવે છે તેના મતપ્રમાણે પણ તે તે બાહ્ય પદાર્થ બુદ્ધિમાં આરૂઢ થાય છે ત્યારે તે વિષયનો વ્યવહાર થાય છે એમ મનાય છે, અર્થાત્ બુદ્ધિમાં આરૂઢ થવાની આવશ્યકતા એ મતમાં પણ છે. તેથી જ્યારે બુદ્ધિમાં આરૂઢ થયેલા રૂપને લેઇને એ વ્યવહારની ઉપપત્તિ થતી હોય ત્યારે એ આંતર રૂપઉપરાંત તેનું તેનું બાહ્ય અસ્તિત્વ પણ માનવું એમાં સ્પષ્ટપણે ગૌરવ છે.

આટલું જ નહિ પણ પ્રમાણુ પ્રમેયાદિ સર્વ વ્યવહારના ભેદને વાસ્તવિક માનવો અયુક્ત છે; વિજ્ઞાનથી વ્યતિરિક્ત બાહ્ય અર્થને માનવો અયુક્ત છે કેમકે એવા અર્થનો અસંભવ છે. જો બાહ્ય પદાર્થ માનવામાં આવે તો એ પદાર્થ કયો માનવો ? સ્તંભનું જ્ઞાન થયું છે તો એ જ્ઞાનના વિષયભૂત સ્તંભ તે કયો પદાર્થ ? એ તે પરમાણુઓ છે કે પરમાણુઓનો સમૂહ છે ? ત્યાં સ્તંભ-વિજ્ઞાનના વિષયભૂત સ્તંભ તે પરમાણુઓ તો નથી જ, કારણ કે પરમાણુઓ ઘણા છે, એક નથી અને અણુરૂપ છે, અને અહિં જે સ્તંભજ્ઞાન થાય છે તેમાં એક, સ્થૂલ પદાર્થનું જ્ઞાન થાય છે, તેથી અનેક, અણુરૂપ સ્તંભો એક સ્થૂલ પદાર્થવિષયક વિજ્ઞાનને ઉત્પન્ન કરે એ અસંભવ છે. આ જ રીતે પરમાણુઓનો સમૂહ એ સ્તંભ છે એમ પણ માની શકાય તેમ નથી. કેમકે અહિં એ પ્રશ્ન થયા છે કે એ સમૂહ તે પરમાણુઓથી ભિન્ન છે કે અભિન્ન છે? આમાંથી કોઈ પણ રીતે સમૂહનું નિરૂપણ થઇ શકે તેમ નથી. જેમ અશ્વથી ગાય ભિન્ન છે તેમ પરમાણુઓથી એમનો સમૂહ પણ ભિન્ન છે એ દેખાતું જ અસત્ય છે અને પરમાણુઓથી અભિન્ન લઇએ તો ઉપર પરમાણુઓને વિષય લેવાથી જે દોષ આવે છે તે પુનઃ આવે છે. તેથી ઉભય પ્રકારે સ્તંભનું નિરૂપણ થઇ શકે તેમ નથી. આ જ પ્રમાણે સર્વ અવયવી અવયવોથી ભિન્ન છે કે અભિન્ન છે એ પ્રશ્ન થતાં ઉભય પ્રકારે અનિરૂપ્ય છે એમ જ ઠરે છે. તેમ જ એ ઉભય રૂપ વિરુદ્ધ છે તેથી ઉભયરૂપ તો અવયવી થઇ જ શકે નહિ. માટે આમ અવયવી અનિરૂપ્ય હોવાથી અસત્ છે. આ જ રીતે જાતિ, ગુણ, ક્રિયા આદિ જે પદાર્થો બાહ્ય માનવામાં આવે છે તે સર્વ પણ વ્યક્તિ, ગુણી આદિથી અન્ય છે કે અનન્ય છે એ પ્રશ્ન થતાં કોઇ પણ પ્રકારે નિરૂપ્ય થઇ શકતા નથી અને તેથી એ સર્વ પણ અસત્ છે. તેથી બાહ્ય પદાર્થો અસત્ હોવાથી વિજ્ઞાનથી વ્યતિરિક્ત

બાહ્ય અર્થ નથી એ સમજાય છે અને તેથી પ્રમાણાદિ ભેદવિષયક વ્યવહાર આંતર વ્યવહાર જ સિદ્ધ થાય છે.

અન્ય રીતે જોઇએ તો ઘટજ્ઞાન, સ્તંભજ્ઞાન, પટજ્ઞાન ઇત્યાદિમાં અનુભવમાત્રરૂપ જ્ઞાન સર્વસાધારણ છે છતાં ઘટાદિ વિષયકત્વ આદિ વિશેષ દેખાય છે. એ વિશેષ તે એ જ્ઞાનોમાં રહેલો છે. અજ્ઞાનગત એવો વિશેષ નહિ સ્વીકારવામાં આવે તો એ જ્ઞાનોનો ભેદ સિદ્ધ થશે નહિ. અને એ વિશેષ જ્ઞાનમાં સ્વીકારવામાં આવે તો તેથી જ્ઞાનના વિષયસ્વરૂપે છે, જ્ઞાનમાં વિષયસારૂપ્ય છે એ અવસ્ય અંગીકાર થાય છે. હવે એ વિશેષથી જ જ્ઞાનોનો ભેદ સિદ્ધ થઈ શકે છે તો પછી એ જ્ઞાનગત વિશેષઉપરાંત ઘટાદિ બાહ્ય પદાર્થનિરૂપિત વિશેષ સ્વીકારવાનું રહેતું નથી અને તેમ થતાં ઘટાદિ બાહ્ય પદાર્થની કલ્પના કરવા કોઇ પ્રમાણ રહેતું નથી એટલું જ નહિ પણ એ કલ્પના કરવામાં સ્પષ્ટ રીતે ગૌરવ છે. તેથી આ રીતે પણ બાહ્ય પદાર્થની કલ્પના નિરર્થક છે.

વળી ગાય અને અશ્વ ભિન્ન ભિન્ન છે તો ત્યાં, ગાયનો ઉપલંભ ( પ્રતીતિ ) થાય ત્યારે અશ્વનો ઉપલંભ ( પ્રતીતિ ) થવો જ જોઇએ એવો નિયમ હોતો નથી. અને એજ પ્રમાણે જ્યાં બે પદાર્થોનો ભેદ હોય છે ત્યાં એકનો ઉપલંભ થાય ત્યારે જ અન્યનો ઉપલંભ થાય, અથવા એકનો ઉપલંભ થાય ત્યારે અન્યનો પણ સાથે સાથે ઉપલંભ થાય એવો સહોપલંભનો નિયમ હોતો નથી. અહિં ઘટાદિ વિષય અને એ વિષયવિષયક જ્ઞાન એ બંનેનો સાથે જ ઉપલંભ થાય છે. એ બેમાંથી એકનો ઉપલંભ નહિ થયો હોય ત્યારે અન્યનો ઉપલંભ થતો નથી. તેથી વિષય અને તદ્વિષયક જ્ઞાનમાં સહોપલંભનો નિયમ દેખાય છે. હવે જો વિષય અને જ્ઞાન બંને સ્વભાવથી ભિન્ન ભિન્ન હોય તો આ નિયમ હોવો નહિ જોઇએ. અહિં જો એવું કહેવામાં આવે કે જ્ઞાન એ વિષયનું ગ્રાહક છે, અને વિષય જ્ઞાનનો ગ્રાહ્ય છે તેથી બેની વચ્ચે ગ્રાહ્યગ્રાહકભાવ સંબંધ હોવાથી આ સહોપલંભનો નિયમ રહે છે તો એ કહેવું યોગ્ય નથી. કેમકે જ્ઞાન ક્ષણિક છે, ક્ષણમાત્ર જ રહેનારૂં છે અને તેથી એનો વિષયસાથે સંબંધ કરાવનાર હેતુ રહેતો નથી. તેથી આ નિયમે કરીને બંનેના થતા સહોપલંભથી પણ બંનેનો અભેદ સિદ્ધ થાય છે અર્થાત્ જ્ઞાનથી વિષય અતિરિક્ત નથી પણ અભિન્ન જ છે.

સ્વપ્નમાં શું થાય છે? માયાવીની પ્રસારેલી માયામાં શું થાય છે? એ આદિ સ્થલે બાહ્ય વિષય ન છતાં ગંધર્વ નગરાદિ પ્રતીતિઓ દ્રષ્ટાને થાય છે, અને એ પ્રતીતિમાં અમુક ગ્રાહક છે, અમુક ગ્રાહ્ય છે, એવો સર્વ ભેદ દેખાય છે. આ જ પ્રમાણે જાગરિત પ્રત્યયો પણ પ્રતીતિ જ છે, પ્રત્યયો જ છે, માટે એમાં પણ ગ્રાહ્યગ્રાહકાકાર પ્રત્યયો બાહ્ય અર્થવિના જ થાય છે એમ સ્વીકારવું જોઇએ.

અહિં એ શંકા થશે કે જ્યારે બાહ્ય વિષય છે જ નહિ તો પછી અમુક સ્તંભજ્ઞાન છે, અમુક ઘટજ્ઞાન છે, અમુક પટજ્ઞાન છે ઇત્યાદિ પ્રકારે પ્રત્યયો ( જ્ઞાનોમાં ) ભેદ શા રીતે થાય છે ? આ શંકા કરનારને પૂછવું જોઇએ કે સ્વપ્નાદિ સ્થલે પણ એવા જ પ્રત્યયો ભિન્ન ભિન્ન પ્રકારના ઉત્પન્ન થાય છે તો તેમાં ભેદ કયા હેતુને લીધે હોય છે? એના ઉત્તરમાં તે અવસ્ય કહેશે કે એ ભેદ કરનાર હેતુ વાસનાભેદ છે. જે પ્રકારની

વાસના ઉત્પન્ન થાય છે તે પ્રકારનો પ્રત્યય સ્વપ્નનાં ઉત્પન્ન થાય છે. તો અહિં જાગ્રત્ દશામાં પણ પ્રત્યયોમાં ભેદ કરનાર હેતુ એ જ વાસનાની વિચિત્રતા છે. અહિં પણ વાસનાના વૈચિત્ર્યને લીધે જ પ્રત્યયોમાં ભેદ પડે છે. પ્રત્યયોને લીધે વાસના ઉત્પન્ન થાય છે એ જેમ સાચું છે તેમ વાસનાને લીધે પ્રત્યયો ઉત્પન્ન થાય છે એ પણ સાચું છે. અને જેમ બીજમાંથી અંકુર અને અંકુરમાંથી બીજ ઉત્પન્ન થતાં છતાં એ પ્રવાહ અનાદિ હોવાથી એમાં અન્યોન્યાશ્રય કે અનવસ્થા આદિ કોઇ દોષને અવકાશ રહેતો નથી તેમ સંસારપ્રવાહ અનાદિ હોવાથી વાસના પ્રત્યયનું નિમિત્ત થાય અને પ્રત્યય વાસનાનું નિમિત્ત થાય એ સ્વીકારવામાં પણ દોષને અવકાશ લેશ પણ રહેતો નથી. આટલું જ નહિ પણ વાસનાવૈચિત્ર્યને લીધે જ પ્રત્યયોનું વૈચિત્ર્ય થાય છે એ અન્વય અને વ્યતિરેકથી સિદ્ધ થાય છે. અને તે આ પ્રમાણેઃ સ્વપ્નાદિ સ્થલે બાહ્ય અર્થવિના જ વાસનાના વૈચિત્ર્યને લીધે જ્ઞાનનું વૈચિત્ર્ય થાય છે એ અમે તથા તમે બંને સ્વીકારીએ છીએ અને વાસનાવિના બાહ્ય અર્થને લીધે જ્ઞાનનું વૈચિત્ર્ય થાય છે એ તમે માનો છો પણ અમે સ્વીકારતા નથી, તેથી આ રીતે પણ બાહ્ય અર્થનો અભાવ ઠરે છે અને વિજ્ઞાનમાત્ર જ સત્ય છે.

આપ્રમાણે વિજ્ઞાનવાદીનો યુક્ત્યાભાસપર રચેલો પૂર્વપક્ષ પ્રાપ્ત થતાં આ સૂત્રથી તેનું ખંડન કરતાં સિદ્ધાન્ત કરવામાં આવ્યો છે કે બાહ્ય પદાર્થ નથી એવો નિશ્ચય કરી શકાય એમ નથી, કેમકે બાહ્ય પદાર્થની ઉપલબ્ધિ થાય છે. પ્રત્યેક જ્ઞાનમાં ઘટ, પટ, સ્તંભ, ભીંત ઇત્યાદિ કોઇ કોઇ પણ એ જ્ઞાનથી અતિરિક્ત બાહ્ય વિષયની ઉપલબ્ધિ થાય જ છે. જે ઉપલબ્ધિ થાય છે તેનો અભાવ હોવો ઘટતો નથી. જેમ કોઇ મનુષ્ય પોતે ભોજન કરે અને એ ભોજનને લીધે થતી તૃપ્તિને પોતે અનુભવે છતાં એવું કહે કે હું ભોજન કરતો નથી અને તૃપ્તિને પણ અનુભવતો નથી તો તેનું વચન અશ્રદ્ધેય ગણાય છે તે જ પ્રમાણે ઇન્દ્રિયસંનિકર્ષવડે પોતે બાહ્ય પદાર્થને અનુભવે છે છતાં જો તે કહે હું બાહ્ય અર્થને જોતો નથી અથવા બાહ્ય અર્થ છે નહિ તો તેનું એ વચન પણ એટલું જ અશ્રદ્ધેય છે. અહિં જો પૂર્વપક્ષી એવું કહે કે કોઇ પદાર્થને હું જોતો નથી એમ હું કહેતો નથી, પણ હું તો એટલું જ કહું છું કે ઉપલબ્ધિથી–વિજ્ઞાનથી–અતિરિક્ત કોઇ અર્થને હું જોતો નથી તો એ પણ અયોગ્ય છે. મનુષ્ય જેમ ફાવે તેમ બોલવામાં સ્વતંત્ર છે, તેનું મુખ સામાથી પકડાય તેમ નથી. પણ આવું કથન તે યુક્તિવાળું વચન નથી, સત્ય નથી. કારણ કે બાહ્ય પદાર્થની ઉપલબ્ધિ થાય છે જ તેથી એ ઉપલબ્ધિને લીધે ઉપલબ્ધિથી બાહ્ય પદાર્થના ભેદને પણ અવશ્ય જ સ્વીકારવો જોઇએ છે. વિજ્ઞાન જ ઘટ છે, સ્તંભ છે કે પટ છે કે ભીંત છે એવી કોઇને પણ ઉપલબ્ધિ થતી નથી પણ ઉપલબ્ધિના વિષયરૂપે જ સ્તંભાદિ પદાર્થની ઉપલબ્ધિ સર્વને થાય છે. વિજ્ઞાનવાદીઓ પોતે પણ સારી રીતે જાણે છે કે સર્વને આમ ઘટાદિની જ્ઞાનના વિષયરૂપે જ ઉપલબ્ધિ થાય છે, અને તેથી કરીને જ તેઓ સ્પષ્ટ જણાવે છે કે ઘટાદિ જ્ઞેયરૂપ વસ્તુઓ અંતરમાં જ છે પણ તે જાણે બાહ્ય હોય તેમ દેખાય છે. બાહ્ય પદાર્થને વિષય કરનાર વિજ્ઞાન સર્વ લોકને થતું પ્રસિદ્ધ છે એ જાણતાં છતાં એનું ખંડન કરવાની ઇચ્છાથી જ બાહ્ય પદાર્થ પ્રતીત થાય છે છતાં "જાણે તે બાહ્ય હોય એમ પ્રતીત થાય છે" એવું તેઓ કથન કરે છે. જો બાહ્ય રૂપે પ્રતીતિ થતી નહિ હોય તો "જાણે તે બાહ્ય હોય" એમ કહેવાપણું રહેતું નથી. વિષ્ણુમિત્ર વંધ્યાપુત્ર હોય તેવો દેખાય છે

સાધન કરવા ન દે એ મને લગરી,
પકડી પહેલો એ દુષ્ટને રગડજો રે, આજ વ્હારે૦
બીજા બહુ છે દુષ્ટો મારા વેરી,
પક્ષ મનની કરે સઉ ઘણેરી,
સઉનો આજ મારા નાથ ઘાટ ઘડજો રે, આજ વ્હારે૦
મારે સબળો છે આપતણો હાથો,
મને ગણતા એ તોય નધણીયાતો,
પ્રભુ દાખી પ્રતાપ એ ભુલવજો રે, આજ વ્હારે૦
આડું તોએ હું નૃહરિ આપ છોરૂં,
છૂટે સંબંધ ના, જુઓ ઓરૂ [1],
અભયકવચે બાહ્યાંતર મઢજો રે, આજ વ્હારે૦

---

# मानस रसायन

## अथवा

# यौवन प्राप्त करवानो अने स्थिर राखवानो मानस उपाय.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૧૨૯ થી )

પ્રત્યેક અનુભવ નવા અનુભવનો માર્ગ ઉઘાડવાનો જ, એવી મનુષ્યે આશા રાખ્યા કરવી જ જોઇએ અને તે આશા સફળ થયાવિના રહેવાની જ નથી, એવી દૃઢ શ્રદ્ધાપૂર્વક જીવન ગાળવું જોઇએ. આમ થતાં, મનનાં સઘળાં સામર્થ્યો અને શક્તિઓ નવા અનુભવના માર્ગપ્રતિ વહેવા માંડવાનાં, અને તેમ થતાં તેઓને નિરંતર નવો અનુભવ થયે જવાનો.

જ્યારે બાહ્ય મન નિરંતર નવામાં પ્રવેશ્યા કરે છે, અને આંતર મન બાહ્ય મનની વિકાસને અને વૃદ્ધિને પામતી પ્રવૃત્તિને નિરંતર અનુસરે છે, ત્યારે મનુષ્યના સર્વાંગમાં નવીકરણની ક્રિયા અખંડિતપણે પ્રવર્તી રહે છે. આમ થતાં યૌવન અખંડ રહ્યા જ કરવાનું, કારણ કે ઉમરને પુખ્ત કરનાર ક્રિયા અને વૃદ્ધિને અટકાવનાર ક્રિયા કેવળ બંધ પડી જવાની.

મન જ્યારે ઉમર પુખ્ત થવાનું ભાન કરે છે, ત્યારે પુખ્ત ઉમરનો ભાવ શરીરના પ્રત્યેક ભાગમાં, અને તેમાં પણ મુખ્યત્વે કરીને મુખ કે જેના ઉપર મનનો ભાવ અત્યંત પ્રબળપણે પ્રકટી આવે છે, તેના ઉપર પ્રકટી આવે છે, અને આમ થતાં વૃદ્ધાવસ્થાનાં ચિહ્નો આખા શરીરમાં સ્પષ્ટપણે જણાયાવિના રહેતાં જ નથી.

આથી સ્પષ્ટ થાય છે કે મારી ઉમર પુખ્ત થઇ છે, એવું ભાન કરવાની મનની જે અસ્વાભાવિક પ્રવૃત્તિ એ જ શરીરમાં ઘડપણને ઉત્પન્ન કરનાર એક મુખ્ય કારણ છે.

---

૧ આ દિશાભણી.

જગતનો પુષ્કળ અનુભવ કર્યા પછી, હું વૃદ્ધ અને જર્જર થઇ ગયો છું, એવું સામાન્ય મનુષ્ય ભાન કરે છે, કારણ કે તેણે અનુભવને નવીકરણની, વૃદ્ધિની અને વિકાસની ક્રિયા ગણવાને બદલે ક્ષીણ કરી નાંખનારી ક્રિયા ગણી હોય છે. આથી તે ઘરડો અને ક્ષીણ થઈ ગયેલો દેખાય છે, અને ધીમે ધીમે શરીરને ઘરડું કરનાર ક્રિયાની સત્તામાં તેના આખા શરીરને તે સર્વાંશે મૂકી દે છે.

અનુભવમાં ક્રિયાનો અર્થ રહેલો છે, અને જે પ્રકારે ક્રિયા કરવામાં આવે છે, તેમાં સામાન્ય રીતે બળનો ક્ષય થાય છે. આથી લોકોમાં એવું મનાયલું છે કે ઘણા અનુભવથી શરીર જર્જર થાય છે, અને ઘસાઇ જાય છે. પણ સામાન્ય રીતે કરવામાં આવતી ક્રિયામાં ક્રિયાનો વાસ્તવિક ઉદ્દેશ સિદ્ધ થતો નથી. આથી ક્રિયાનો પરિણામ જે જર્જરતા અને ક્ષીણતા જણાય છે, તે સ્વાભાવિક નથી.

ક્રિયાનો વાસ્તવિક ઉદ્દેશ એ છે કે શરીરમાં જે સંચિત બળ છે, તેને વધારે અને વધારે ઉપયોગમાં લેવું; અને અનુભવ ક્રિયાની મર્યાદાને વિસ્તારવાળી કરતો હોવાથી જ્યારે તેમાં પ્રતિબંધ નાંખવામાં નથી આવતો ત્યારે તે શરીરને તથા મનને બંનેને બળવાન્ કરે છે, એ વાર્તા સિદ્ધ કર્યાવિના જ સિદ્ધ છે.

પરંતુ જે મન નિત્ય વૃદ્ધિને પામ્યા કરે છે, તે મારી વૃદ્ધિ પૂરેપૂરી થઇ રહી છે, એવું કદી માનતું નથી. આવું મન જેમ જેમ વિકાસને પામે છે, તેમ તેમ પોતાના અધિક વિકાસ કરવાના માર્ગો તેને જડયા જ કરે છે, અને નિત્ય જડયા કરતા આવા માર્ગોવડે પોતાની અધિક અધિક ઉન્નતિ કરવાની ઇચ્છા તેનામાં અધિક અધિક બળવાન્ થતી જાય છે. આવા મનને હું પુખ્ત થયું છે અથવા મારી વૃદ્ધિ, થવા જેટલી થઇ ગઇ છે, એવું કદી ભાન થતું નથી, તેમ જ પુખ્તાઇના ભાવને તે બહાર કદી પ્રકટાવતું નથી. આવા મનવાળા પુરુષના શરીરમાં કશું, આગળ વધતું વિરામને પામતું નથી, તથા તેનાં હાડકાં બરડ થઈ જતાં નથી.

જ્યારે મનુષ્યશરીરમાં થતી પ્રત્યેક ક્રિયા અધિક સંચિત બળને ક્રિયામાં વાળનાર થાય છે ત્યારે શરીરનું સામર્થ્ય તથા કામ કરવાની શક્તિ સ્વાભાવિક રીતે વૃદ્ધિને પામે છે, અને પ્રત્યેક ક્રિયા શરીરને ઘસવી નાંખનાર નથી, પણ તેને રચનાર છે, એ પ્રકારનો વિચાર કરવાનો મનને જ્યારે અભ્યાસ પડે છે ત્યારે પ્રત્યેક ક્રિયાથી ઉપર કહ્યો તેવો જ પરિણામ ઉત્પન્ન થાય છે.

પ્રત્યેક અનુભવનો અર્થાત્ પ્રત્યેક નવી ક્રિયાઓના સમૂહનો શરીરમાં રહેલા અનુદ્ભૂત સામર્થ્યને જાગ્રત્ કરવાના ઉદ્દેશમાટે ઉપયોગ કરવાનો મનને અભ્યાસ પાડવાથી અનુભવનો જે વાસ્તવિક ઉદ્દેશ છે, તેની જ સિદ્ધિ થાય છે, કારણ કે આખા શરીરનું અખંડ નવીકરણ જીવનની અખંડ વૃદ્ધિ થયા કરે તો જ થાય છે.

આ ઉદ્દેશ સિદ્ધ કરવાનો મનને અભ્યાસ પાડવાને માટે પ્રત્યેક અનુભવનો વધારે નવીન, વધારે મહાન્ અને વધારે વિશાળપ્રતિ ગતિ કરવાના માર્ગતરીકે જ્ઞાનપૂર્વક ઉપયોગ કરવો જોઇએ.

પ્રત્યેક અનુભવ નવી સૃષ્ટિમાં પ્રવેશવાનું ઉઘાડું દ્વાર છે, એવો મનને બહારથી તેમ જ અંતરથી વિચાર કરવાનો અભ્યાસ પાડવો જોઈએ. જ્યારે જ્યારે આ દ્વાર ઉઘડે ત્યારે

આવવાનો તેણે હમણાં જ આરંભ કર્યો છે; શોધવાનાં અને સમજવાનાં અનેક બ્રહ્માંડો હજી તેના આગળ પડ્યાં છે, અને મનુષ્યના આગળ વધતા વિચારને માટે સંચિતમાં અનુભવવાનું જે હજી અવશેષ છે, તેની સાથે સરખાવતાં આજ સુધી તેણે અનુભવેલું કશા જ હિસાબમાં નથી.

આ વિશેષ મહત્તાવાળા વિચારોની પ્રાપ્તિને માટે મનુષ્યે અનુભવના વાસ્તવિક ઉદ્દેશને અનુકૂળ વર્તવું જોઇએ, અને અખંડ વૃદ્ધિને માટે કેવળ પોતાનું જીવન ગાળવા માંડવું જોઇએ. આપ્રમાણે જીવન ગાળતાં તેના યૌવનને પણ તે સ્થિર રાખ્યા કરશે.

( અપૂર્ણ. )

---

# विरल पुरुषो ज परमेश्वरनो अनुभव करवा सद्गुरु-प्रबोधित साधनो कटि कसी साधे छे.

પદ. ( હું નિરંજન નિર્વિકારી વિરલા જન કોઇ જાણે રે—એ લય. )

સર્વેશ્વરનો અનુભવ કરવા વિરલા જન કટિ કસતા રે, સર્વે૦
વાતો કરતા જ્યાં ત્યાં સઘળા, યત્ને કો નથી ધસતા રે,
રાંધ્યાવિણ જમવાને અર્થે, અંગે સોળાં સજતા રે, સર્વે૦
સદ્ગુરુસત્શાસ્ત્રોના બોધથી, પ્રતિદિન દૂર દૂર ખસતા રે,
કરવું કાંઈ નથી, પણ પૂછતા, પ્રભુપ્રાપ્તિના રસ્તા રે, સર્વે૦
અધિક અધિક વ્યવહારકીચડમાં, વર્ષ વીતે તેમ કળતા રે,
શું છું કરૂં, શું છું સાધુ હું, જોવા પાછું ન વળતા રે, સર્વે૦
જ્ઞાનવિના ધરી દંભ જ્ઞાનિનો, મલક મલક મુખ હસતા રે,
સ્વાર્થસમય પાલક જનને પણ, નાગની પેરે ડસતા રે, સર્વે૦
પ્રયત્ન કરી નિર્મળ થાનારા, સિંહ ન જ્યાં ત્યાં સસ્તા રે,
પરનિંદાથી દૂષિત હૃદયનાં, શ્વાનો સ્થળ સ્થળ ભસતાં રે, સર્વે૦
અધિકારીવિણ સત્પુરુષો પણ, ભૂમિપર અધિક ન વસતા રે,
મણિમૌક્તિકસમ ઉત્તમ બોધ ન, મર્કટહસ્તે ધરતા રે, સર્વે૦
પ્રયત્ન કરનારાને તો નરહરિ પ્રભુ નિકટે દીસતા રે,
નહિ કરનારા લહી અંધારૂં, ક્રોધે ઓઠ જ પીસતા રે, સર્વે૦
સદ્ગુરુઅનુગ્રહપાત્ર જનો ના, વાતની જાળે ફસતા રે,
ઇંદ્રિયમન નિજ [1]ગૃહપ્રતિ વાળી, બહિર્ ન ઝાઝુ ચસતા રે, સર્વે-
ભૂતમાત્રપ્રતિ પ્રેમ ધર્યાવિણ સઉમાં ગુપ્ત નિવસતા રે,—
નરહરિ પ્રભુ જોયાવિણ જીવો જાતા મરી કર ઘસતા રે, —

. પ્રયત્ન કર ...ગુપ્ત કુંચીતરફ ...રણ તથા વિકાસ પ્રયત્ન કર્યો છે,

---

૧ હૃદય અથવા મૂર્ધ.

# पूर्ण आरोग्ययुक्त सो वर्षनुं आयुष् भोगववानो उपाय.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૧૩૯ થી. ).

( ૩ )

## શાસ્ત્રીય આહારગ્રહણ—તૃતીય વિભાગ.

નિયમવિરુદ્ધ આહારને ગ્રહણ કરવાથી રોગને થવાના સંભવો ઉભા થાય છે, એટલું જ નહિ પરંતુ રોગ મોટે ભાગે શરીરમાં ઘર કરીને રહે છે, એવું આજે વિદ્વાન્ વૈદ્યોનું માનવું છે.

જેટલા અન્નને પચાવનાર રસ જઠરમાં ઉત્પન્ન થાય છે, તેથી વધારે અથવા ઓછું નિત્ય ખાવાની ટેવ પાડવાથી મનુષ્યજાતિને પીડા આપનાર સઘળા પ્રકારના વ્યાધિઓ ઉત્પન્ન થાય છે, અને વૃદ્ધિને પામે છે.

ખાવાની લલુતાનું આજે માનવપ્રજામાં મહારાજ્ય પ્રવર્તી રહ્યું છે. દિવસોના દિવસો, અઠવાડીયાંનાં અઠવાડીયાં, મહિનાના મહિના અને વર્ષોનાં વર્ષો મનુષ્યો પોતાના શરીરને વિવિધ પ્રકારના આહારથી ઠાંસી ઠાંસીને ભરે છે. આ આહાર શરીરમાં પચીને લોહીરૂપ ન થતો હોવાથી ઝેરરૂપ થાય છે. સળેખમ, ઉધરસ અને એવા જ બીજા રોગોવાટે બહાર નિકળવા વિના, આ ઝેરને શરીરમાંથી બહાર નીકળવાનું ખરું જોતાં કોઇ પણ દ્વાર હોતું નથી. આથી ગમે તે મનુષ્યને પણ તત્કાળ સમજાશે કે રોગ એ શરીરમાંથી ઝેરને બહાર કાઢી નાંખનાર હોવાથી આપણો શત્રુ નથી, પણ મિત્ર છે; અને શરીરમાં જામેલા ઝેરને બહાર કાઢી નાંખવાનો આ માર્ગ કુદરતે ન યોજ્યો હોત તો મનુષ્ય મહાદુઃખ ભોગવીને અને વેદના સહન કરીને તત્કાળ મરી જાત, કારણ કે વર્ષોનાં વર્ષોસુધી સ્વચ્છંદે વર્તવાથી એકઠા થયેલા ઝેર અને કચરાથી તેનાં ફેફસાં, હૃદય અને જઠરવગેરે અવયવો પૂરાઇ જાત.

કુદરત મનુષ્યના કલ્યાણનો જ નિરંતર પ્રયત્ન કર્યાં કરે છે. શરીરઉપર ઓચિંતો જે રોગનો ભારે હુમલો થતો જોવામાં આવે છે, તે કુદરતનો આ શરીરરૂપી ઘરને વાળી ઝુડીને સાફ કરવાનો પ્રયત્ન છે; અને જો રોગનાં ચિહ્નોને દાબી દેવાનો મનુષ્યથી કશો પ્રયત્ન કરવામાં ન આવે તો કુદરત પોતાની મેળે જ લોહીને અને શરીરને શુદ્ધ કરીને રોગને મટાડ્યાવિના નહિ જ રહે, એવો હવે વિદ્વાનોનો નિશ્ચય થયો છે. નાકમાંથી ગળતા પાણીને અને કફને બંધ કરવાનો કશો પ્રયત્ન કરવામાં ન આવે તો સળેખમનો ત્રાસ ઓછો થઇ જવાનો. શરીરને શુદ્ધ કરવાના કુદરતના પ્રયત્નને સહન કરવા જેટલું જેમનાં શરીરમાં બળ હોતું નથી, તે વિનાનાં બીજાં સઘળાં મનુષ્યોનાં સર્વ પ્રકારના રોગોમાં ઉપરનો નિયમ લાગુ પડે છે; અર્થાત્ કુદરતને તેની ઇચ્છાપ્રમાણે વર્તવા દેવામાં આવે છે તો કોઇ પણ ક્રૂપાય કર્યાવિના રોગ એની મેળે મટી જાય છે.

કોઇ સાદો કુદરતી નિયમ સમજાવવાને માટે ચાલતા વિષયથી આપણે જરા આડા

જોઇએ. જેને -

ઓમાં ચેતન નરે નિદ્રા લેતો હોય છે, અથવા વિશ્રાંતિ લેતો હોય છે ત્યારે તેના શરીરમાં

પુષ્કળ અનુભર્વત્ર વ્યાપી રહેલા ચૈતન્યમાંથી આવે છે. જઠરમાં નાંખવામાં આ-

**વેલા પદાર્થોથી—ઔષધોથી કે આહારથી બેમાંથી કોઇથી પણ બળ કદી પણ આવતું નથી.** ભુખ જણાય ત્યારે મનુષ્યે ખાવાનું છે, કંઇ શરીરમાં બળ આવવાને માટે ખાવાનું નથી. જે જે મનુષ્યો ખાવાનું વ્યસન છોડે છે, તેમને આ વાર્તામાં રહેલા સત્યની સંપૂર્ણ ખાતરી થાય છે. ખાવાના વ્યસની મનુષ્યોને ખાવાની વેળાઉપર એક કલાક થતાં શરીરમાં દુર્બળતા જણાય છે. તેઓને એમ લાગે છે કે વખતસર ન ખાવાથી મારા શરીરમાં આ દુર્બળતા જણાય છે, અને ખાઇ લેવાથી તરત જ પાછું બળ આવેલું જણાશે. પરંતુ જ્યારે તેઓ ખાવાનું વ્યસન છોડે છે, ત્યારે જેમ વધારે વખત તેઓ ખાધાવિના રહે છે, તેમ તેઓના શરીરમાં તેમને વધારે બળ આવેલું ભાસે છે.

**શરીરમાં જે બળ રહેલું છે તેને આહાર બહાર કાઢે છે—તેને તે ઉપયોગમાં લે છે.**

સ્વાભાવિક ભુખ લાગે ત્યારે જ મનુષ્યે ખાવું જોઇએ, તે વિના કદી પણ નહિ. પાણી પીવાના સંબંધમાં પણ આ જ નિયમ છે. તૃષા લાગે ત્યારે જળ પીવું, તે વિના કદી પણ નહિ.

સ્વાભાવિક ભુખ, સ્વાભાવિક તરસની પેઠે **ગળામાં અને મુખમાં** જણાય છે. અસ્વાભાવિક ભુખ એ રોગવાળા જઠરનો ખાવામાટેનો હડકવા છે. મનુષ્યને ફેફસાં અથવા હૃદય, છતાં જ્યાં સુધી તેઓ નીરોગ હોય છે ત્યાં સુધી તેઓ શરીરમાં છે, એવું તેને ભાન થતું નથી, તેમ મારે જઠર છે, એવું તેને ભાન ન થવું જોઇએ. મારે હૃદય છે, અથવા ફેફસાં છે, અથવા જઠર છે, અર્થાત્ આ સર્વ મારે છે, એવું ભાન થવું, એ તેઓ રોગવાળાં છે, એટલું જ આપણને સૂચવનાર છે.

પૂર્ણ આરોગ્યયુક્ત સો વર્ષનું આયુષ્ ભોગવવાનું પહેલું પગથીયું એ છે કે ખાવાનો જે આપણને ભારે હડકવા હાલ્યો છે—બે અથવા ત્રણ વાર પેટ ભરીને ખાવાના વ્યસનની જાળમાં જે આપણે સપડાયા છીએ, તેનો સમૂળ નાશ કરવો.

આ લેખનાં આ પ્રથમ ત્રણ પ્રકરણોમાં, હવે પછીનાં જે પ્રકરણો આવનાર છે, તેમનો પાયો નાંખવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. શાસ્ત્રીય આહારગ્રહણ એ પૂર્ણ આરોગ્યનો તથા નૈતિક સુધારાનો પાયો છે. સ્વાભાવિક ખાવું કોને કહે છે અને અકરાંતીયાપણું કોને કહે છે, તે વિષે આખું જગત્ મોટે ભાગે અજ્ઞાન છે. પ્રજામાં જ્યારે દારૂનો અટલ વ્યસની એક મળી આવે છે, ત્યારે અકરાંતીયા થઇને ખાવાના અટલ વ્યસનીઓ દશ લાખ મળી આવે છે.

શાસ્ત્રીય આહારગ્રહણ એ આરોગ્યમંદિરનો પાયો છે. તેના ઉપરની ઈમારત સર્વ વસ્તુને સર્જનાર ઇશ્વર બાંધે છે.

શરીરને નવેસરથી રચવાનું કામ ઈશ્વરનું છે. રોગ મટાડવાને માટે મનુષ્યને કશું જ કરવાનું નથી. રોગને મટાડનાર તો ઈશ્વર છે.

હવે પછીનાં પ્રકરણોમાં મનુષ્યનો રોગ કેવી રીતે મટે છે, તે દર્શાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. તેમાં વૃદ્ધિની અને વિકાસની—શરીરના નવીકરણની—ગુપ્ત કુંચીતરફ વાચકનો સહજ લક્ષ કરાવ્યો છે, તથા સર્વશક્ત ચૈતન્ય શરીરનું નવીકરણ તથા વિકાસ કેવા નિયમાનુસાર કરે છે, તે સમજવાની વાચકમાં યોગ્યતા આણવાનો પ્રયત્ન કર્યો છે.

સર્વશક્ત ચૈતન્યને અથવા જીવનતત્ત્વને રોગ મટાડવાનું બની આવે એટલા માટે પૂર્વે કહ્યાપ્રમાણે, મનુષ્યે પોતાના માનસિક તથા શારીરિક શ્રમનું પ્રમાણ ઘટાડી નાંખવું જોઇએ.

થોડામાં થોડા ખોરાકને પણ પચાવવાને માટે મગજને પોતાનું બળ વાપરવાની કેવી જરૂર પડે છે, અને ખોરાક એ બળને તથા આરોગ્યને આપતો નથી, પણ ઉલટો મગજના બળનો ક્ષય કરનાર છે, એ પણ ઉપર સમજાવવામાં આવ્યું છે.

આ સર્વઉપરથી હવે આરોગ્યને પ્રાપ્ત કરવા ઇચ્છનારને પોતાનો ખોરાક ઘટાડી નાંખીને દિવસમાં એક જ વાર ખાવાની સલાહ આપવામાં આવે છે. આપ્રમાણે એક વાર ખાવું તે પણ જેટલી ભુખ હોય તેટલું જ ખાવું, પણ તેથી જરા પણ વધારે નહિ.

બને તેમણે આ એક વાર ખાવાનો સમય સાંજે ચાર વાગતાનો રાખવો. આમ જેમનાથી ન બને તેમણે બપોરે એક વાગતાંનો, અથવા ત્યાર પછી જેટલો મોડો ફાવે તેટલો મોડો રાખવો. સાંજે ચારથી પાંચ વાગતાની વચમાંનો વખત એ એક વાર જમનારને માટે સર્વોત્તમ સમય છે.

આ એક વારનું આનંદનું ભોજન ધીરે ધીરે અને સાવધાનતાપૂર્વક ગ્રહણ કરવું. પોતાની ઇચ્છામાં આવે તેટલો સમય આ ભોજનને ગ્રહણ કરવાના આનંદમાં ગાળવો.

જરા પણ વધારે ખવાઇ ન જાય તેને માટે અત્યંત સાવધાનતા રાખવી. પ્રત્યેક ગ્રાસને મુખ બંધ રાખીને ચાવવો, પાણીજેવો થઈ જાય ત્યાં સુધી ઝીણો ચાવવો, અને તેનો સ્વાદ લેવો. પ્રત્યેક ગ્રાસના અણુઅણુમાં જેટલો સ્વાદ રહ્યો હોય તેટલો ગ્રહણ કરવો. નાને નાને કોળીએ જમવું, અને એક કોળીઓ પૂરેપૂરો ચવાઇ રહે અને ગળે ઉતરી જાય ત્યાર પછી જ બીજો લેવો.

પ્રત્યેક ગ્રાસ મુખમાં જેટલો અધિક ચાવવામાં આવે છે, તેટલો જઠરને તે પચાવવામાં ઓછો શ્રમ પડે છે; અર્થાત્ મગજના તેટલા બળનો બચાવ થાય છે.

**ખોરાકને જેમ બને તેમ વધારે ચાવીને મગજની મહેનત ઓછી કરી નાંખો.**

ઉપર વર્ણેલા આરોગ્યના નિયમોનું જો તમે બરાબર પાલન કરતા હશો તો તમને નીચે પ્રમાણેનો અનુભવ થવાનોઃ-શૌચસમયે તમને થોડો અને દુર્ગંધરહિત દસ્ત થશે, અને તમારે દિવસમાં એકકરતાં વધારે વાર દસ્તમાટે જવું નહિ પડે.

આરોગ્ય પ્રાપ્ત કરવાને માટે મનુષ્યે કંઇ પણ કરવાની જરૂર નથી; કારણ કે ઈશ્વર રોગને મટાડે છે.

રોગને મટાડવાને માટે શારીરિક કસરત કરવાની જરૂર નથી. રોગ મટાડનાર સામર્થ્યને શરીરમાં ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કરનારે મનને તથા શરીરને બંનેને વિશ્રાંતિ આપવી જાઇએ.

**નીરોગ સ્ત્રીઓએ અને પુરુષોએ જ શારીરિક કસરત કરવી જોઇએ.**

જગતના આદિ કાળમાં મનુષ્યો જંગલમાં રમ્યા કરતા, અને આરોગ્યને અને સુખને ભોગવતા. શારીરિક કસરત કૃત્રિમ છે, પરંતુ આળસુ પડ્યા રહેવા કરતાં વધારે સ્વાભાવિક છે.

કસરત સ્વાભાવિક છે માટે, અને તે આનંદ આપે છે માટે કરો, આરોગ્યને પ્રાપ્ત કરવાને માટે નહિ.

નિદ્રા.

ઉંઘ એ શું છે ? મનુષ્ય અને ઈશ્વરની વચ્ચે સંબંધ જોડનાર ક્રિયા. તે બળનું અને આરોગ્યનું મૂળ છે. આરોગ્યને અને બળને પ્રાપ્ત કરવાને માટે શયનગૃહમાં જાઓ, ભોજનગૃહમાં નહિ.

**શરીરનું નવીકરણ ઉંઘમાં થાય છે.**

આ સિદ્ધ વાર્તા હોવાથી, જેમ બને તેમ પૂર્ણ નિદ્રા આવે, એવા ઉપાયો રચવાનો મનુષ્યનો સ્વધર્મ છે.

ખુલ્લામાં રહો, અને આખો દિવસ બને તેટલું રમ્યા કરો.

ખુલ્લામાં નિવાસ કરો, અને પ્રાતઃકાળથી તે સાયંકાળસુધી ધીરેધીરે એકસરખી ગતિથી, દીર્ઘ શ્વાસપ્રશ્વાસ કરો.

વાળુ કરતા હો તો તે કર્યા પછી સુઇ જાઓ.

*બધી બારીઓ ઉઘાડી મૂકીને સુઓ. બને ત્યાંસુધી ખુલ્લામાં સુઓ.*

ચમત્કારિક રીતે તમારો રોગ મટાડે એવા ઉપાયને તમે શોધો છો, પરંતુ તેવો ઉપાય ઈશ્વરના જ હાથમાં છે, બીજા કોઇના હાથમાં નથી, અને મનુષ્યનું પરિચ્છિન્ન મન, અપરિચ્છિન્ન ઈશ્વરને સમજવાને અસમર્થ છે.

આમ છતાં આરોગ્યનો ઉપાય હદઉપરાંત સરળ છે. આ લેખમાં તે જ વર્ણવવામાં આવે છે, પરંતુ આચારમાં મૂક્યાવિના તે કેટલો સરળ છે, તે તમને નહિ સમજાય.

(અપૂર્ણ.)

---

# પત્રવ્યવહાર–મૃત્યુને પામેલા સંબંધીને પુનઃ પ્રાપ્ત કરવા શું કરવું.

(અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૧૫૨ થી)

તમે રડવાથી અથવા અત્યંત સંતાપ કરવાથી પરમેશ્વર દયા કરશે, અને તમારૂં ઇચ્છેલું ફળ આપશે એમ જાણતા હશો, પણ પરમેશ્વરના દયા કરવાના માર્ગો જૂદા જ છે. રડનાર મનુષ્ય પોતાની નિર્બળતા દર્શાવે છે, અને તેથી રડનારને મદદ આપી તેને નિત્ય નિર્બળ રાખ્યા કરવાનો પરમેશ્વરનો નિયમ નથી. સર્વની દુર્બળતા ટાળીને સર્વને સબળ કરવા પોતાના–જેવા સબળ કરવા–એવો પરમેશ્વરનો આશય છે, અને તેથી રડનારને તે રડવા જ દે છે. પોતાની દુર્બળતા ટાળવા અને સબળ થવા જ્યારે તે પ્રયત્ન આદરે છે, ત્યારે જ પરમેશ્વર તેના પ્રતિ અભિમુખ થાય છે, અને તેને ઉઠવાને ટેકો આપે છે. જેમ તમારો પ્રયત્ન અધિક થાય છે, તેમ પરમેશ્વર તમારી અધિક વ્હારે થાય છે, અને જેમ તમારો પ્રયત્ન ન્યૂન થાય છે, તેમ પરમેશ્વર તમારાથી અધિક દૂર રહે છે. પરમેશ્વરને આપણી વ્હારે આવવાની પ્રવૃત્તિ કરાવનાર જો કોઇ સાધન હોય તો તે એક જ છે, અને તે પ્રયત્ન છે.

તમે કહેશો કે ગજેન્દ્રજેવાએ શો પ્રયત્ન કર્યો હતો ? તેણે પ્રાર્થનાવિના–ઈશ્વરને વ્હારે ધાવાનો પોકાર કર્યા વિના–બીજો શો પ્રયત્ન કર્યો હતો ? અને તોપણ તેની વ્હારે

ઈશ્વર કેમ ધાયા છે ? પણ પ્રિય ભાઇ ! જો પોકાર માત્રથી—પ્રાર્થના માત્રથી-ઈશ્વરનો વ્હારે ધાવાનો સ્વભાવ હોત તો આજે જગતમાં દુઃખસમયે કોણ ઈશ્વરને પોકાર કરીને નથી સંભારતું ? સઘળા જ સંભારે છે, અને તોપણ સઘળા જ દુઃખમાં તેવા ને તેવા જ કળેલા રહે છે. આ સિદ્ધ કરે છે કે ગજેન્દ્રના પોકાર કરવામાં પણ કંઇક ભેદ હોવો જોઇએ. તેનો પોકાર સામાન્ય દુઃખી મનુષ્યના પોકરજેવો ઉપરટપકેનો નહિ હોવો જોઇએ, પણ તેના હૃદયના ઉંડા ભાગમાંથી નીકળેલો પરમેશ્વરના સ્વરૂપસાથે નિસ્સીમ ભક્તિથી તન્મય થયેલો અને ઈશ્વર મારી વ્હારે આવ્યાવિના રહેનાર જ નથી, એવી અપૂર્વ અને અસાધારણ શ્રદ્ધાથી ઓતપ્રોત થયેલો હોવો જોઇએ. એ પોકારસમયે ગજેન્દ્રની ઈશ્વરમાં એવી તો તન્મયતા થયેલી હોવી જાઇએ કે ઈશ્વરવિના તેની વૃત્તિએ બીજા કશાનું જ ભાન નહિ કર્યું હોય. પ્રિય ભાઇ ! લાકડાં ચીરવાં, એનું જ નામ કંઇ પ્રયત્ન નથી. એ તો શારીરિક પ્રયત્ન છે. માનસ પ્રયત્ન પણ હોય છે. અને તેની અત્યંત ઉંચી કળા માનસ દૃષ્ટિ જ જોઇ શકે છે, અને સમજી શકે છે. ગજેન્દ્રનો પ્રયત્ન માનસ હતો, અને તે અત્યંત ઉંચી કળાવાળો હતો, અને તેથી જ તે ઈશ્વરને આકર્ષવા સમર્થ થયો હતો. જગતના સામાન્ય જીવો, આ માનસ પ્રયત્નના સ્વરૂપને સમજી શકતા નથી, અને તેથી ગજેન્દ્રના પોકાર માત્રથી ઈશ્વર તેની વ્હારે દોડી આવ્યા, એવા સ્થૂલ અનુમાનને બાંધે છે. પણ ગજેન્દ્રના મોક્ષમાં ગજેન્દ્રનો માનસ પ્રયત્ન-અત્યંત ઉંચી કળાવાળો માનસ પ્રયત્ન-હેતુભૂત હતો, એ પ્રત્યેક વિચારવાનને સ્પષ્ટ ભાસે છે.

તમે પણ કદાચ તમારાં મૃત્યુ પામેલાં પત્નીને સજીવન કરવા પરમેશ્વરને પ્રાર્થના કરી હશે, તેમને વિનવ્યા હશે, તેમના અભિમુખ થઇ અશ્રુ ગાળ્યાં હશે, પરંતુ આ સર્વ ક્રિયાસમયે તમારી પરમેશ્વરમાં કેટલી તન્મયતા થઇ હતી, તે જરા વિચાર કરીને કહેશો ? તમારી વૃત્તિ શું ઉપરની સપાટીમાં જ ભ્રમ્યા કરતી ન હતી ? તમે તમારા વિચારવડે રચેલા પરિતાપના કારાગૃહમાંથી એક ક્ષણવાર પણ શું તમારી વૃત્તિ બહાર નીકળીને પરમાત્માનાં ચરણકમળમાં અનુસંધાઇ છે ? હું અનુમાન કરૂં છું કે એમ થયું જ નથી. જો તેમ થયું હોય તો તમારો કલેશ શમ્યાવિના રહે જ નહિ. વળી તમારાં પત્નીને સજીવ કરવા જે સમયે તમે ઈશ્વરને પ્રાર્થના કરી હતી, તે સમયે તમારા અંતઃકરણના ઉંડા ભાગમાં શું તમને એવું ભાન નહોતું રહ્યા કર્યું કે 'આ પ્રકારની પ્રાર્થના કરવા છતાં પણ તેનો સ્વીકાર થવાનો નથી, અને મારી પ્રિય પત્ની પુનઃ સજીવ થવાની નથી.?' આવી અશ્રદ્ધાના તમારા હૃદયમાં વર્તતા અંતરાયમાં પરમેશ્વરસાથે તમારી વૃત્તિ શી રીતે એકાકાર થાય, અને શી રીતે તમારો વાંછિતાર્થ તમને અર્પવા ઈશની વ્યવસ્થાપક સત્તા પ્રવૃત્ત થાય ? શું તમે નથી જાણતા કે શ્રદ્ધા જ માત્ર અદૃષ્ટમાંથી આપણને જોઇતા પદાર્થો આકર્ષી આણી આ સ્થૂલ જગતમાં પ્રત્યક્ષ કરે છે ? અગમ્યને ગમ્ય કરનાર, અલભ્યને સુલભ કરનાર, અસાધ્યને સાધ્ય કરનાર અને મૃતને સજીવ કરનાર શ્રદ્ધાવિના બીજું કોણ સમર્થ છે ? તમારી પ્રાર્થના પરમાત્મા સ્વીકારશે જ, એવી અચલ શ્રદ્ધા કોઇ ક્ષણે તમારા અંતઃકરણમાં પ્રકટી છે ?

પ્રિય ભાઇ ! તમે જગતમાં કોઈ વિરલે પ્રાપ્ત કરેલા અસાધારણ મહાન્ ફળને ઇચ્છો છો, પણ અંતઃકરણનો કેવો અધિકાર પ્રાપ્ત થયા પછી તે મળે છે, એનો કોઈ ક્ષણે પણ સ્થિર ચિત્તથી વિચાર કરો છો ? તમારી સ્વાર્થવાળી દૃષ્ટિમાં તમને તમે આવા ફળના અ-

ધિકારી છો, એમ ભાસે છે, પણ વસ્તુતઃ તમે જો તેના અધિકારી હોત તો તે તમારી પાસેથી જતું ન રહેત, અને કોઇ કારણવશાત્ કદી જતું રહ્યું હોત તો પુનઃ તે તમને આમ થયાવિના પણ ન રહ્યું હોત.

( અપૂર્ણ. )

---

# मनोमंदिरने केवी रीते बांधवुं.

જ્યારે કોઇ કારીગર કોઇ સુંદર ઇમારત બાંધવાનો આરંભ કરે છે, અથવા કોઇ યંત્રશાસ્ત્રી કોઇ નદીઉપર પુલ બાંધવાનો આરંભ કરે છે ત્યારે કશા પણ ધોરણવિના તે બાંધવાનો તે આરંભ કરતો નથી, પરંતુ શિલ્પશાસ્ત્ર અથવા યંત્રશાસ્ત્રના નિયમાનુસાર તે બાંધવાનો તે આરંભ કરે છે. પ્રથમ તે જેવું ઘર અથવા જેવો પુલ બાંધવો હોય છે, તેનો નકશો કાઢે છે; અને પછી ઘર અથવા પુલ બાંધવાના પોતાના જ્ઞાનનો તે એવી રીતે ઉપયોગ કરે છે કે કાઢેલા નકશાપ્રમાણે જ અંતે ઘર અથવા પુલ બરાબર બંધાય.

પરંતુ આપણા જીવનની ઇમારત બાંધવાનો, આપણી માનસિક શક્તિઓના સમૂહને કેળવવાનો, આપણા ચારિત્ર્યને રચવાનો, અથવા આપણા ભાવિને ઘડવાનો જ્યારે આપણે આરંભ કરીએ છીએ ત્યારે શું આપણે આ ધોરણપ્રમાણે જ વર્તન કરીએ છીએ ? ના, આપણે તે પ્રમાણે વર્તન કરતા નથી, અને તેથી આપણું મનોમંદિર જેવું આપણે ધાર્યું હોય છે, તેવું રચાતું નથી. વળી મનુષ્યોનો મોટો ભાગ તો કોઇ પણ પ્રકારનું મનોમંદિર બાંધવાનો પ્રથમથી વિચારસરખો પણ કરતો નથી. જીવનને વધારે સુખમય કરવાને શાની જરૂર છે, તેની તેઓના વિચારપ્રમાણે તેઓ પ્રસંગોપાત્ત ઇચ્છા કરે છે, પરંતુ તે ઇચ્છાઓને અનુસરીને તેઓએ અમુક સાધવાની કોઈ ચોકસ યોજના ઘડી હોતી નથી, તેમ જ તેવી યોજનાપ્રમાણે ઘર બાંધવાને તેઓએ કોઇ કારીગરને કે શિલ્પીને બોલાવ્યો હોતો નથી, અને તેથી સામાન્ય પ્રકારે જીવન ગાળવાશિવાય તેઓએ વિશેષ કશું સિદ્ધ કર્યું હોતું નથી.

કોઇ સાત માળનું ઉંચું મકાન બાંધતાં જ્યારે પવનનું તોફાન ચઢી આવે છે ત્યારે તે તોફાનથી તે ઉંચું મકાન વધારે સહેલાઇથી ગગડીને હેઠું બેસે માટે કડીયા અને સુતારો શું તે મકાનના પાયા એકદમ ખોદવા મચી પડે છે, અથવા તોફાનની સામે તે મકાન ટકી ન શકે, એ પ્રકારનું તેને દોદળુ કરવાનો પ્રયત્ન કરે છે ? ખરેખર નહિ જ. જ્યારે પુલ બાંધનારને ખબર પડે છે કે પોતાના અર્ધાં થયેલા કામને ઘસડી લેઇ જનાર મોટી રેલ આવે છે ત્યારે ધસતો આવતો જળનો પ્રવાહ સહેલાઇથી પાટડાને તથા ભુંગળાંને તાણી જાય માટે શું તે તત્કાળ પ્રત્યેક પાટડાના અને ભુંગળાના ખીલા ઉખેડી નાંખવા મચી પડે છે ? નિઃસંશય કોઇ પણ કારીગર આવું ગાંડપણ કરતો નથી.

પરંતુ મનુષ્યોનો મોટો ભાગ જ્યારે વિપત્તિ અને સંકટના તોફાનની મધ્યમાં આવી પડે છે અથવા તો આપત્તિ અને નિષ્ફળતાની રેલમાં તણાઇ જવાની તૈયારીમાં જણાય છે ત્યારે તે શું કરે છે ? પ્રથમ તો તે નિશ્ચયબળ, આગ્રહ અને સદ્વર્તન, જે તેની મનરૂપી ઇમારતના થાંભલા અથવા પાયારૂપ છે, તેમને ખોદી નાંખી વેગળા ફેંકી દે છે, અને આ-

પ્રમાણે ભય, નિરાશા, દુર્બળતા, અને ઉદ્વેગની અસ્થિર રેતીઉપર પોતાના મનોમંદિરને નિરાધાર મૂકી દઇ સહજ વારમાં ગબડી પડે, એવું કરી મૂકે છે.

સ્થૂળ ઇમારતો બાંધવાની, અને તેમને તોફાનો, રેલો અને ધરતીકંપોથી રક્ષવાની કળા આ સુધરેલા સમયમાં એટલી તો પૂર્ણતાએ પહોંચી છે કે હવે તેમના વડે તેમનો નાશ થવાના થોડા જ સંભવો રહ્યા છે. પરંતુ મનની ઇમારત બાંધવાની વિદ્યામાં મનુષ્યોનો મોટો ભાગ હજી એકડો જ ઘુંટે છે; અને સંકટના તોફાનમાં આ ઇમારતને રક્ષવાની કળામાં મનુષ્યો એટલા બધા તો અજ્ઞાન છે કે વિપત્તિના પવનની જરાસરખી લહરી આવતાં તેઓનાં મનરૂપી ઘર તત્કાળ ગગડીને હેઠાં બેસે છે.

મનની ઇમારત બાંધવામાં આપણે પૂર્વે કદી ન કર્યું હોય એવું કશું કરવાનું હોતું નથી. આપણે સઘળા આપણા મનની ઇમારતને રોજ ચણીએ છીએ, અનાદિ કાળથી પ્રત્યેક મનુષ્ય મનને બાંધવાની કળાનો અભ્યાસ કરે છે, પરંતુ તેને બાંધવામાં જે રીતોનો ઉપયોગ આજસુધી કરવામાં આવ્યો છે, અને હજી કરવામાં આવે છે, તે રીતો ઢંગધડા વિનાની છે. મનુષ્ય જે જે વિચાર કરે છે, તે પ્રત્યેક વિચાર કાં તો તેના મનની ઇમારતને બાંધવામાં મદદગાર થાય છે, અથવા તો પૂર્વે તે ઇમારતનો જે કંઇ ભાગ બાંધવામાં આવ્યો હોય છે, તેને તોડી પાડવામાં મદદગાર થાય છે, અને મનુષ્ય પોતાના અંતઃકરણમાં જે જે લાગણી સેવે છે, અથવા જે જે કૃત્ય કરે છે, અથવા જે જે શબ્દ બોલે છે, તે પ્રત્યેક લાગણી, કૃત્ય અને શબ્દ પણ તે જ પ્રમાણે કાં તો મનની ઇમારતને રચે છે, અથવા તો તેને તોડી પાડે છે; સ્વલ્પમાં મનુષ્યના શરીરમાં જે કંઇ બને છે, તે કાં તો આ ઇમારતને રચનાર હોય છે, અથવા કાં તો તેને તોડી પાડનાર હોય છે. મનુષ્યના પ્રવૃત્તિમય જીવનમાં આ બેમાંથી કોઇ પણ પરિણામ ન પ્રકટાવે, એવી એક પણ ક્રિયા નથી.

મનની ઇમારત રચવામાં ત્રણ બાબતો અત્યંત અગત્યની છે, અને તેઉપર પ્રત્યેક મનુષ્યે નિરંતર ધ્યાન આપવું જ જોઇએ. પ્રથમ તો આપણા મનને જેવી ઉત્તમ જાતનું કરવાનું આપણે ધાર્યું હોય, તેનો નમુનો, અથવા નકશો આપણે તૈયાર કરવો બીજું, મનની ઇમારતને રચવાના જે ચોક્કસ નિયમો છે, તેમનો સમજીને નિરંતર ઉપયોગ કરવો; અને ત્રીજું, તે ઇમારત રચવામાં આપણને પ્રાપ્ત થઇ શકે એવી સર્વોત્તમ સામગ્રીને જ માત્ર વાપરવી.

જ્યારે કોઇ ઘર બાંધનાર પોતાનું ઘર બાંધવા માંડે છે ત્યારે તે ઘર ગમે તેવું હોય છે તોપણ હલકા અને ખરાબ સામાનને તે ખાસ કરીને વાપરતો નથી, અને મોટે ભાગે તો બજારમાં મળી શકે એવો સર્વોત્તમ માલ વાપરવાની તે ખાસ કાળજી રાખે છે. પણ પોતાની માનસિક ઇમારત બાંધનાર મનુષ્યનું વર્તન આથી કેટલા જૂદા પ્રકારનું હોય છે. જો કે તે જાણે છે કે મારા વડે કરવામાં આવતો પ્રત્યેક વિચાર મારા મનની ઇમારતની ભીંતમાં ઇંટરૂપ થાય છે, તોપણ તે ઇંટો સારી છે કે નબળી, તેની તે જરા પણ કાળજી કરતો નથી. મોટે ભાગે તે નબળામાં નબળી અને સોંઘામાં સોંઘી ઇંટો પસંદ કરે છે, અને તે પણ આનાકાનીવિના જ પસંદ કરે છે, અને પછી જ્યારે સંસારનાં હલકાં પણ તોફાનો ચઢી આવીને તેની માનસિક ઇમારતને ગબડાવી પાડે છે ત્યારે આશ્ચર્ય દર્શાવે છે.

ગમે તેટલા લાંબા સમયસુધી ચાલતા ભારેમાં ભારે તોફાનની મધ્યમાં પણ નિર્લેપ, અવ્યગ્ર, અવિકળ, અને અચલ રહે, એવું બળવાન્ મન બનાવી શકાય છે, પણ આવું મન રચવામાં હલકી સામગ્રી જરા પણ વાપરવી ન જોઇએ, તેમ જ યથાર્થ શાસ્ત્રીય નિયમાનુસાર તેને રચવું જોઇએ. જે મનની ઈમારતમાં ભય, ચિંતા. ક્રોધ, ગ્લાનિ, નિરુત્સાહ, નિરાશા, દુર્બળતા, અને વિષાદની તથા તેવા જ પ્રકારની બીજી માનસિક સ્થિતિઓની ઈંટો વપરાઇ હોય, તે ઇમારત તોફાનમાં, રેલમાં અને ધરતીકંપમાં ટકી ન રહે, એ સ્પષ્ટ છે. તેમાં વપરાયલો સામાન સળેલો અને હલકા પ્રકારનો હોવાથી જરાસરખો હેલો આવતાં તે ઉથલીને હેઠું પડે, એમાં નવાઈ નથી.

મનને રચવાની ક્રિયા અખંડ ચાલ્યા કરવી જ જોઇએ. કેટલાક મનુષ્યોનાં મન તેઓ વિશ અથવા પચીસ વર્ષના થાય છે ત્યાં સુધી અખંડ વૃદ્ધિને પામ્યા કરે છે. પછી તેઓની ચાળીશ અથવા પચાસ વર્ષની ઉમર થાય છે, ત્યાંસુધી તેઓ કદી કદી થોડાં આગળ પગલાં ભરે છે, અને કદી કદી થોડાં પાછળ પગલાં ભરે છે. તે પછી તેઓના મનની સર્વ પ્રકારની વૃદ્ધિ બંધ પડી જાય છે. તેઓના મનની ભીંતો વધારે અને વધારે ઢોહળી થવા માંડે છે, અને થોડા વખતમાં આખી ઇમારત હેઠી બેસે છે. બીજા કેટલાક મનુષ્યોનાં મન આથી પણ થોડો વધારે વખત વૃદ્ધિને પામે છે, અને ઘણા જ થોડા મનુષ્યોના મન જ્યાંસુધી તેઓ જીવે છે ત્યાં સુધી વૃદ્ધિને પામ્યા જ કરે છે. આવાં આયુષ્પર્યંત વૃદ્ધિને પામ્યા કરતાં મન જ જીવનની સાર્થકતા કરનાર જણાય છે. પ્રત્યેક મનુષ્યનું મન અખંડ વૃદ્ધિને પામી શકવા સમર્થ છે; તેણે અખંડ વૃદ્ધિને પામવું જ જોઇએ. પ્રત્યેક મનુષ્યનું મન દર વર્ષે વધારે બળવાન્, વધારે કુશળ, વધારે સમર્થ અને કાર્યો કરવામાં વધારે નિપુણ થઇ શકવા સમર્થ છે, જેથી મનુષ્યની ઉમર સો વર્ષની થાય ત્યારે સાઠ અથવા પોણોસો વર્ષની ઉમરે તે જેવું હતું, તેના કરતાં ઘણું જ તેજસ્વી અને ઘણું જ નિપુણ થાય. આ વિચાર કંઇ કલ્પનાનો મિથ્યા છુટ્ટો નથી; તે વિજ્ઞાનવડે સિદ્ધ થયેલી વાર્તા છે; અને કોઇ કારીગર જેટલી સંભાળથી પોતાનું ઘર બાંધે છે. અથવા કોઇ યંત્રશાસ્ત્રી જેટલી સંભાળથી પુલ બાંધે છે, તેટલી જ સંભાળથી પોતાના મનની ઇમારત બાંધનાર પ્રત્યેક મનુષ્યને આ વાર્તા સાચી છે, એવું સ્પષ્ટ થયાવિના નહિ રહે.

હજાર અથવા પંદરસેં અથવા તેથી પણ વધારે વર્ષથી પવનનાં તોફાનો તથા ચોમાસાં વગેરે વેહતાં છતાં પણ હજી જેમનો એક કાંકરોસરખો પણ ન ખર્યો હોય એવી ઇમારતો જગતમાં છે. વળી ૫૦૦૦ વર્ષથી પણ વધારે ઉમરનાં જુવાન અને બળવાન્ વૃક્ષો પણ પૃથ્વીના ઘણા ભાગોમાં મળી આવે છે. પરંતુ આ સંબંધમાં મનુષ્યનું મન દુનિયાંની બીજી સઘળી વસ્તુઓકરતાં ચઢી જાય, એવા પ્રકારનું છે. વૃદ્ધિને અને સુધારાને મન જેટલું સત્વર ગ્રહણ કરી લે છે, એટલું બીજી કોઇ પણ વસ્તુ ગ્રહણ કરી લેતી નથી. મનુષ્યના મનની રચના એવા પ્રકારની છે કે એક ક્ષણમાં અને ગમે તે વખતે તેને કેવળ નવું બનાવી શકાય છે; અને જ્યારે જ્યારે તેને નવું બનાવવામાં આવે ત્યારે ત્યારે પ્રત્યેક સમયે તેને વધારે બળવાન્, વધારે સૂક્ષ્મ અને કાર્ય કરવામાં વધારે કુશળ કરી શકાય છે.

મનને રચવાનું પ્રથમ પગથીયું નમુનો ઘડવાનું છે, અથવા જેને પ્રાપ્ત કરવા ધારેલી ઉચ્ચ સ્થિતિ અથવા ઉચ્ચ ઉદ્દેશ કહેવામાં આવે છે; તે છે. તમારા મનને કેવું કરવાની ત-

મારી ઇચ્છા છે ? તમારી પ્રત્યેક માનસિક શક્તિને કેવા પ્રકારની કરવાની તમારી ધારણા છે ? તમારૂં ચારિત્ર્ય કેવા પ્રકારનું કરવાની તમારી અભિલાષા છે ? તમારૂં જીવન તથા તમારૂં ભવિષ્ય કેવા પ્રકારનું થાય તો સારૂં, એવી તમારી ઇચ્છા છે ? આ અત્યંત અગત્યના પ્રશ્નોના તમારે ઉત્તર આપવાના છે, અને તમે જે ઉત્તર આપશો તેના ઉપર તમારા આખા ભવિષ્યના જીવનમાં બનતો લગભગ પ્રત્યેક પ્રસંગ કેવા પ્રકારનો થશે, તેનો નિર્ણય કરી શકાશે.

આ પ્રશ્નોના ઉત્તર આપવાને માટે, વસ્તુઓનાં મનમાં ચિત્રો રચનાર માનસિક શક્તિને અર્થાત્ કલ્પનાશક્તિને પ્રયોજવી જોઇએ. જે પ્રકારનું વધારે મોટું મન તમે રચવાને ઇચ્છતા હો તેનો તમારે એક નમુનો રચવો જોઇએ, અને આ નમુનાને તમારી કલ્પનાશક્તિમાં તમારે એવો તો સ્પષ્ટ રચવો જોઇએ કે આબેહુબ માનસિક ચિત્રતરીકે ગમે તે વખતે તમે તેને તમારા મનમાં સ્પષ્ટ જોઇ શકો. કલ્પનાશક્તિને વિશેષે કરીને માનસિક ભ્રમોને ઉત્પન્ન કરનાર શક્તિરૂપે ગણવામાં આવે છે, અથવા તો તેને શેખચલ્લીના વિચારો કરનારી શક્તિ ગણવામાં આવે છે. જગતનો મોટો ભાગ તેને જે વસ્તુ જે પ્રકારની નથી, અને જેને જગતમાં થવાનો કદી સંભવ નથી, તેવી વસ્તુનાં ચિત્રો રચનારી શક્તિ માને છે. આ કારણથી તેને જેટલી કેળવવી જોઇએ, તેટલી કદી પણ કેળવવામાં આવતી નથી. જો કે કલ્પનાશક્તિ મનુષ્યના જીવનનો અને ભાવિનો નિર્ણય કરનાર છે, તોપણ તે શક્તિને કશા પણ નિયમવિના અથવા ઉદ્દેશવિના વિશેષે કરીને સર્વદા વાપરવામાં આવે છે, અને તેથી કરીને મનુષ્યોનું જીવન મોટે ભાગે તે જ પ્રમાણે ઢંગધડાવિનાનું અને અનિશ્ચિત જોવામાં આવે છે.

કેવું ઘર બાંધવું છે, તેનો પ્રથમથી નકશો કાઢ્યાવિના અથવા કઢાવ્યાવિના કોઇ પણ બુદ્ધિમાન્ કારીગર ઘર બાંધવાનો આરંભ કરતો નથી. ઘરમાં કેટલા ખંડ કરવા, ક્યાં કેવી જાતની સગવડ કરવી, વગેરે સઘળી બાબતોનો પ્રથમથી જ વિચાર કરીને, જેવું ઘર બાંધવાનો તેનો વિચાર હોય છે, તેવો તે યથાર્થ નકશો કાઢે છે અથવા કઢાવે છે; અને પછી તે નકશાપ્રમાણેનું જ ઘર બાંધવાનો તે આરંભ કરે છે. આપણે બાંધવા ધારેલી માનસ ઇમારતનો નકશો દોરનાર કલ્પનાશક્તિ છે, અને તેથી તે બાંધવા માંડતાં પહેલાં કલ્પનાશક્તિવડે તેનો નકશો આપણે કાઢવો જોઇએ. જે પ્રકારનું વધારે ઉચ્ચ અને વધારે વિશાળ મન કરવાને આપણે ધારતા હોઇએ, તે પ્રકારના મનનો પૂર્ણ નકશો કલ્પનાવડે પ્રથમ આપણે દોરવો જોઇએ. પછી આપણા દોરેલા નકશાપ્રમાણે આપણા મનરૂપી ઇમારત સર્વાંશે પરિપૂર્ણ બંધાઇ રહે ત્યાં સુધી તે નકશાપ્રમાણે આપણે તેને બાંધવા મચી પડવું જોઇએ.

પ્રથમ તમારૂં સમગ્ર મન અત્યંત ઉચ્ચ છે; એવું કલ્પનામાં જુઓ. પછી તેની પ્રત્યેક શક્તિને જે પ્રકારની તમે કરવા ધારતા હો તે પ્રકારની તેને કલ્પનામાં જુઓ. પછી આવી ઉચ્ચ શક્તિઓવાળા ઉચ્ચ મનના પરિણામમાં તમારૂં જીવન તથા ભવિષ્ય જે પ્રકારનું થવાનો સંભવ હોય તે પ્રકારની કલ્પના કરો. વારંવાર વખત તમારી કલ્પનામાં રચેલાં ચિત્રોને પુનઃ અવલોકી જવામાં ગાળો. નકામાં મનોરાજ્યો બાંધવામાં અથવા ભવિષ્યમાં આવતાં દુઃખો આવશે, એવાં ખોટાં ભાવચિત્રનાં ચિત્રો રચવામાં તમારી કલ્પનાશક્તિનો ઉપયોગ

ન કરો, પરંતુ જે ઉચ્ચ પ્રકારનું મન રચવાની અને નવા પ્રકારનું જીવન તથા ભાવિ રચવાની યોજના તમે ઘડી કાઢી છે, તેને પુનઃ પુનઃ તમારી માનસિક દષ્ટિસમીપ રજુ કરવામાં આ શક્તિનો ઉપયોગ કરો. કોઇ પ્રસંગે આ તમારી ઉચ્ચ યોજનામાં તમને સુધારા કરવો યોગ્ય લાગે તો તેમ કરતાં લેશ પણ અડચણ નથી. એમ કરવાથી તમારા મનને રચવાની ક્રિયામાં કંઇ અવ્યવસ્થા થશે, એવો ભય ધરશો નહિ. મનને રચવાના તમારા કાઢી મૂકેલા નકશામાં સુધારા થતાં, તમારૂં મન તે સુધારાપ્રમાણે વિકાસને પામવા માંડશે. જેમ કળીનો વિકાસ થઇને તેનું પુષ્પ થાય છે, પુષ્પનો વિકાસ થઇને બીજવાળું ફળ અથવા શીંગ થાય છે, અને ફળમાંથી પાછા ઘણા છોડ, કળીઓ, અને પુષ્પો થાય છે, તેમ તમારૂં જુનું મન બદલાઇને ધીરે ધીરે નવું રૂપ ધારણ કરશે.

પરંતુ આવો પરિણામ ઉત્પન્ન કરવાને માટે પ્રથમ નકશો દોરવો જ જોઇએ; અને જ્યારે તેમાં પ્રતિવર્ષ સુધારા કરવામાં આવે છે ત્યારે માનસિક પુષ્પો પ્રતિવર્ષ વધારે પૂર્ણ અને વધારે સુંદર થાય છે. નકામા કાંટાના ઝાડનું આજની કૃષિવિદ્યાએ કેળવીને અત્યંત સૌંદર્યવાળું ગુલાબનું પુષ્પવૃક્ષ કર્યું છે, અને જેનાં ફળ બિલકુલ ખાઇ શકાય એવાં ન હતાં, એવા એક જાતની ફળવૃક્ષઉપર અત્યંત સ્વાદિષ્ટ ફળ આણ્યાં છે. મનુષ્યના ચારિત્ર્યનાં અવિકસિત ફળવૃક્ષોને અથવા તો મનનાં નકામાં કાંટાનાં વૃક્ષોને પણ તે જ પ્રમાણે ઉત્તમ પ્રકારનાં કરી શકાય છે. સામાન્ય ખેતીથી એક વીઘે હાલ જેટલો પાક ઉતરે છે, તેના કરતાં દશગણો અથવા વિશગણો પાક હાલની આગળ વધી ગયેલી કૃષિવિદ્યાથી ઉતારી શકાય છે, અને પાકની યોગ્ય પ્રકારે ફેરબદલી કર્યા કરવાથી, પુષ્કળ પાકને ઉત્પન્ન કરવાનું જમીનનું આ સામર્થ્ય ગમે તેટલા લાંબા કાળસુધી સંરક્ષી શકાય છે. મનરૂપી વાટિકાના અને ક્ષેત્રના સંબંધમાં પણ એમ જ કરી શકાય છે. મનને યોગ્ય પ્રકારે રચવાથી પ્રત્યેક મનુષ્યના મનને હાલ તે જેટલું તેજસ્વી અને બળવાન્ છે, તેના કરતાં અનેકગણુ તેજસ્વી અને અનેકગણુ બળવાન્ કરી શકાય છે; અને પ્રત્યેક માનસિક શક્તિનો યોગ્ય ઉપયોગ કરવાથી આ અસાધારણ તેજસ્વીપણાને અને બળને સંરક્ષી શકાય છે, એટલું જ નહિ, પરંતુ પ્રત્યેક વર્ષે તેમાં ઉંચા પ્રકારનો સુધારો કરી શકાય છે.

( અપૂર્ણ )

---

# विचाररत्नराशि.

મનનો પ્રત્યેક વ્યાપાર શરીરઉપર અમુક પ્રકારની અસર ઉત્પન્ન કરે છે. જ્યારે તે વ્યાપાર દુર્બળ અથવા ઉપરચોટીયો હોય છે ત્યારે તેની અસર શરીરઉપર એટલી થોડી થાય છે કે આપણને તેની ખબર પડતી નથી. પરંતુ જ્યારે તે વ્યાપાર બળવાન્ અને અંતરના ઉંડા ભાગમાંથી થાય છે ત્યારે તેની અસર એટલી તો પ્રકટપણે થાય છે કે ગમે તેને પણ તે સ્પષ્ટપણે જણાયાવિના રહેતી નથી. પરંતુ આ અસર શરીરની ભીતરના વિવિધ અવયવોના વ્યાપારઉપર અથવા જ્ઞાનતંતુઓના સમૂહઉપર જ માત્ર થાય છે, એવું કંઇ નથી. મનના બળવાન્ વ્યાપારની અસર શરીરના એકેએક અણુઉપર થાય છે, અને ભારેમાં ભારે જબરાં

ઓસડો ખાવાથી જ માત્ર જે રાસાયનિક ફેરફારો શરીરમાં થાય છે, તેવા ફેરફારો ઘણીવાર મનના બળવાન્ વ્યાપારથી શરીરઉપર થાય છે. પરંતુ મનના વ્યાપારોની શરીરઉપર જે અસર થાય છે, તે હંમેશાં ચોકસ નિયમાનુસાર થાય છે, અને તેથી પ્રત્યેક માનસિક વ્યાપારથી થતી શારીરિક અસરનું મનુષ્યને જ્યારે જ્ઞાન થાય છે, ત્યારે પોતાના શરીરને સારૂં રાખવાને માટે મનના વ્યાપારોઉપર સાવધાનતા રાખવાની કેટલી અગત્ય છે, તે તેને સ્પષ્ટ થાય છે.

* * * *

સ્વાર્થવૃત્તિ શરીરનાં સઘળાં પુટ ( cells ) ને સંકોચી નાંખે છે, એ વાર્તા હવે સારી રીતે સિદ્ધ થઈ ચુકી છે. મનનો સ્વાર્થયુક્ત ભાવ આકુંચનને કરનારો છે. તેનામાં મનુષ્યને પોતાની અંદર આકર્ષવાનો, તથા પોતાના એકલાને માટે જ જીવન ગાળવાની વૃત્તિ ઉત્પન્ન કરવાનો સ્વભાવ છે. જ્યારે શરીરનાં પુટો સંકોચાઇ જાય છે, ત્યારે શરીર ચીમળાઇ જાય છે, અને તેમ થતાં વૃદ્ધાવસ્થા આવે છે, તથા અપક્ષય થાય છે. પુટોનું આકુંચન ઘણીવાર રોગને ઉત્પન્ન કરે છે, કારણ કે ચીમળાઇ ગયેલાં અથવા આકુંચિત પુટો શરીરમાં નકામાં છે, અને સઘળાં નકામાં પુટો શરીરમાં કચરારૂપે ભરાઇ રહે છે. વળી ચીમળાઈ ગયેલાં પુટો શરીરના આરોગ્યવાળા તથા નિયમિત વ્યાપારમાં પ્રતિબંધ કરે છે, અને તેથી જો રોગ કદાચ નથી થતો, તોપણ શરીર દુર્બળ તો થાય જ છે; અને દુર્બળ પડી ગયેલું શરીર વધારે દિવસ પૂર્ણ આરોગ્યવાળું રહી શકતું નથી. સ્વાર્થવૃત્તિની મગજના પુટોઉપર પણ તેવી જ અસર થાય છે. સ્વાર્થવાળું મન હંમેશાં સંકોચવાળું રહે છે, અને આવું મન મહત્તાને પ્રાપ્ત કરી શકતું નથી, કારણ કે વિશાળ મન થયાવિના મહત્તા કદી આવતી નથી. મહત્તાને પ્રાપ્ત કરવાને માટે મગજનો અને મગજની સઘળી શક્તિઓનો વિકાસ કરવો પડે છે, અને તેમનો વિકાસ કરવાને માટે મગજનાં પુટનો નિરંતર વિસ્તાર કરવો પડે છે; પરંતુ સ્વાર્થવૃત્તિ મગજનાં પુટને સર્વદા સંકોચતી હોવાથી સ્વાર્થી મનુષ્ય કદી મહાન્ થઈ શકતો નથી.

* * * *

ક્રોધથી અથવા સંતાપથી પચનક્રિયા બગડે છે, એ સિદ્ધ કરવાની હવે કશી જ જરૂર નથી, કારણ કે આ માસિકનાં પૃષ્ઠોમાં અનેક પ્રસંગે તે નિર્વિવાદ રીતે સિદ્ધ કરવામાં આવ્યું છે. કેટલીક જાતના આહારના પદાર્થો સર્વદા આપણને અનુકૂળ આવતા નથી, એ વાર્તા સાચી છે, તોપણ તેમાં દોષ તે પદાર્થોનો હંમેશાં હોતો નથી. કોઈ કોઇ પ્રસંગે આહારના પદાર્થોનો દોષ હોય છે, પરંતુ સોમાં નવ્વાણુ પ્રસંગોમાં દોષ આપણા મનની સ્થિતિનો હોય છે. હૃદયને ધકો લાગે એવી ખબર ઓચિંતી સાંભળવામાં આવતાં ભુખ કેવળ શાથી મરી જાય છે, તથા અત્યંત સ્વાદવાળા ખાવાના પદાર્થોનું આબેહૂબ વર્ણન સાંભળવાથી, પેટ ભરીને ખાઇ લેવાને એક જ કલાક થયો હોય છે, તોપણ મનુષ્યને શાથી ભુખ લાગે છે, તેનું કારણ જેઓ મનની જઠરઉપર અસર થતી નથી એવું માને છે, તેમણે આપવાની જરૂર છે. સ્વાદિષ્ટ પદાર્થોનો આપણે જ્યારે વિચાર કરીએ છીએ ત્યારે આપણા મુખમાં શાથી પાણી આવે છે, તેનું કારણ ઘણાને ખબર નહિ હોય, પરંતુ તે નિર્વિવાદ રીતે સિદ્ધ કરે છે કે મનના વ્યાપારો શરીરના વિવિધ રસોને વધારવાને અથવા ઘટાડવાને

સમર્થ છે. અવલોકન કરનાર સર્વને સ્પષ્ટ થયું છે કે નિત્યનાં ચીડીયાં મનુષ્યોની પચનશક્તિ સારી હોતી નથી, અને તેથી જ ઘણાં દુર્બળ મનુષ્યોના સંબંધમાં આપણે એવું વચન બોલાતું સાંભળીએ છીએ કે ' એના બળેલા સ્વભાવને લીધે ખાતાંપીતાં છતાં પણ એ શરીરે લોહી લેતો નથી. ' આવા બળેલા સ્વભાવના મનુષ્યોનો આહાર બરાબર પચીને તેનું રુધિર થતું નથી, કારણ કે મનના સંતાપથી, જાઠરમાંથી પાચક રસ ઓછો ઝરે છે, એટલું જ નહિ, પરંતુ તે રસમાં તે જ કારણથી રાસાયનિક ફેરફાર થઇ જાય છે. સંતાપથી ઉલટી સ્થિતિ જે પ્રસન્નતા અથવા આનંદ, તે પચનક્રિયામાં શાથી મદદ કરે છે, તે આથી સ્પષ્ટ થયા-વિના નહિ રહે.

* * * *

સુસ્ત મનવાળા મનુષ્યોનું યકૃત્ સુસ્ત થઇ જાય છે. તે જ પ્રમાણે જડતાવાળું અચં-ચળ મન બંધકોશને ઉત્પન્ન કરે છે. આનું કારણ એ છે કે જ્યારે મન સુસ્ત, જડ, અથવા અચંચળ રહે છે ત્યારે જૂદાં જૂદાં જ્ઞાનતંતુઓનાં ચક્રો લગભગ જડજેવાં થઇ જાય છે, અને આ જ્ઞાનતંતુનાં ચક્રોની શરીરના ભિન્નભિન્ન અવયવોઉપર અને તેમના વ્યાપારઉપર સત્તા ચાલતી હોવાથી, તેઓ જડ થતાં શરીરના ઘણા ભાગો જડ થાય છે. આથી મગજનાં તેમ જ જ્ઞાનતંતુનાં ચક્રોનાં સઘળાં સુસ્ત પુટોને જાગ્રત્ કરવાં,–તેમનામાં ચંચળતા આણવી–એ સારી પચનક્રિયા થવામાં અત્યંત મદદ કરનાર છે.

* * * *

ક્રોધ રુધિરમાં ' યુરિક એસિડ ' ( Uric acid, એક જાતનું મૂત્રમાં જણાતું ઝેર ) ને ઉત્પન્ન કરે છે અને ' યુરિક એસિડ ' સંધિવાને ઉત્પન્ન કરે છે. આમ છતાં સર્વ પ્રકા-રના સંધિવા કંઇ ક્રોધથી થતા નથી, પરંતુ ક્રોધ પરોક્ષ રીતે સંધિવાને ઉત્પન્ન કરે છે, તેથી કદી ક્રોધ ન કરવો, એ ડહાપણભરેલું છે. ક્રોધના અત્યંત પ્રબળ આવેગો શરીરનાં જીવદ સા-મર્થ્યોમાં અવ્યવસ્થા અને ક્ષોભને ઉત્પન્ન કરે છે. આ સામર્થ્યો પછી ઉન્મત્ત થઇને શરીર-નાં લાખ્ખો દુર્બળ પુટોનો ક્ષય કરી નાંખે છે. આ સઘળાં નાશ પામેલાં પુટો કચરારૂપે લોહીમાં ભળે છે, વધારે નાની રક્તવાહિનીઓના માર્ગને પૂરી દે છે, અને વેદનાને તથ-સોજાને ઉત્પન્ન કરે છે. ક્રોધ વળી રુધિરને હદઉપરાંત ઉષ્ણ કરે છે, હૃદયના વ્યાપારને વ-ધારે છે, અને શરીરના કેટલાક ભાગમાં લોહીની ગતિને અત્યંત વધારી મૂકે છે, અને કેટલાક ભાગમાં છેક જ મંદ પાડી નાંખે છે. પણ આટલું જ કરીને તે અટકતો નથી. તે શરીરના જીવદ સામર્થ્યને ખરેખર બાળી નાંખે છે, અને તેથી જ પુષ્કળ ક્રોધના અંતમાં મનુષ્યને પોતાના શરીરમાં દુર્બળતાનું ભાન થાય છે.

* * * *

દુરાગ્રહને અથવા હઠને અથવા જકને ધરનારો મનુષ્ય અજાણતાં કુદરતનાં સામર્થ્યોના સામે થાય છે, અને આ રીતે તે સામર્થ્યોને તેઓનો નિયમિત વ્યાપાર કરવામાં પ્રતિબંધ કરે છે. જ્યારે મન કોઈ પણ પ્રકારની હઠને અથવા આડાઇને ધરે છે, ત્યારે તેના શરીરમાં ચા-લતો પ્રત્યેક વ્યાપાર થોડો અથવા ઘણો મંદ પડી જાય છે. આથી સ્પષ્ટ થાય છે કે હઠીલું મન મહત્તાવાળું થઇ શકતું નથી, એટલું જ નહિ પરંતુ જ્યાં સુધી મનુષ્ય હઠને સેવે છે ત્યાંસુધી તેના શરીરનો પણ ઉત્તમ પ્રકારે વિકાસ થઇ શકતો નથી.

* * * *

ગર્વની અથવા અભિમાનની વૃત્તિ શરીરમાં કૃત્રિમ સ્થિતિઓને ઉત્પન્ન કરે છે, અને આ કૃત્રિમ સ્થિતિઓ વિસ્ફોટક, વ્રણ, માંસાર્બુદ વગેરેને પ્રસંગે ઉત્પન્ન કરે છે. અભિમાનથી ભરેલો મનુષ્ય જાતે સુધરીને પોતાના શરીરને સુંદર કરવાનો પ્રયત્ન કરતો નથી, પરંતુ પોતાના શરીરઉપર કોઇ કૃત્રિમતા ઉમેરીને સુંદર દેખાવાનો પ્રયત્ન કરે છે. શરીરઉપર કૃત્રિમતાની વૃદ્ધિ કરવાની આ ઇચ્છા ઘણીવાર એટલી તો પ્રબળ અને ઉંડી થાય છે કે તેનાં શરીરમાં ઘણાં જ ઉંડાં મૂળ નંખાય છે. તેમ થતાં કુદરત પોતે પણ મનની નકલ કરે છે, અને શરીરપર રસોળી, વ્રણ વગેરે કૃત્રિમ વધારાને પ્રકટાવવાનો પ્રયત્ન કરે છે. ઘણે પ્રસંગે, આ પ્રયત્નમાં તે સફળ થાય છે. આમ છતાં અત્ર એવું કહેવાનો આશય નથી કે જેના જેના શરીરઉપર આવા વ્યાધિ થયા હોય છે તેને તેને તે સર્વ વ્યાધિ અભિમાનને ધરવાથી થયા હોય છે. આવા વ્યાધિ થવાનાં અનેક કારણો હોય છે; પરંતુ અભિમાનની વૃત્તિ, હાલ શરીરનો ઘાટ જે પ્રકારનો છે, તેમાં ‘ કંઇક ઉમેરવાનો ’ વેગ શરીરમાં ઉત્પન્ન કરે છે; અને આ વેગ જ્યારે ઘણો બળવાન્ થાય છે ત્યારે જે કરવાતરફ તેનું વલણ થયું હોય છે, તેને તે ઉત્પન્ન કર્યાવિના રહેતો નથી. આ કારણથી આપણે સઘળા પ્રકારના ગર્વ અને મિથ્યાભિમાનથી નિરંતર દૂર રહેવું જોઇએ.

* * * *

દ્વેષની વૃત્તિમાં જુદા કરવાનું સામર્થ્ય રહેલું હોય છે, અને જ્યારે આ વૃત્તિ અત્યંત પ્રબળ થાય છે ત્યારે શરીરના પ્રત્યેક ભાગમાં તે ન્યૂનાધિક અંશમાં સ્પષ્ટ થાય છે. શરીરમાં પોતાનામાં વિરોધ પ્રકટે છે; સામ્ય ટળી જાય છે; જે સામગ્રીએ સંપસંપીને કામ કરવું જોઇએ, તેઓ પરસ્પરથી જુદાં પડી જાય છે, અને આરોગ્યને, પૂર્ણતાને, અને શાંતિને જે પૂર્ણ ઐક્યની જરૂર છે, તેવા પૂર્ણ ઐક્યપૂર્વક શરીરના કોઇ પણ બે વ્યાપાર કામ કરી શકતા નથી. સર્વોત્તમ પરિણામને પ્રકટાવવાને માટે શરીરની અને મનની સઘળી વસ્તુઓએ ઐક્યપૂર્વક કામ કરવું જોઇએ, પણ દ્વેષવૃત્તિ સર્વને વિખુટાં પાડી નાંખે છે, અને તેથી તે રોગને તથા નિષ્ફળતાને બનેને કરે છે. જેને ન્યાયયુક્ત ક્રોધ કહેવામાં આવે છે, તે ક્રોધ પણ, તેનો હેતુ ગમે તે હોય તોપણ, તેવો જ પરિણામ ઉત્પન્ન કરે છે. આથી ક્રોધ કદી ન્યાયયુક્ત હોઇ શકતો જ નથી.

* * * *

પરિતાપ અથવા ચિંતા પુરૂષોને ચીમળાવી નાંખે છે, તેમને કઠણ કરી નાંખે છે, અને તેમને લાકડાના જેવા એક જાતના પદાર્થના રૂપમાં પલટી નાંખે છે. આ કારણને લીધે જ ચિંતા એ વૃદ્ધાવસ્થાને આણનાર એક મુખ્ય કારણ ગણાય છે. જ્યાં ચિંતા નથી ત્યાં શરીરઉપર કરચલીઓ પડતી નથી. ચિંતા જ્ઞાનતંતુઓઉપર સાક્ષાત્ અસર કરીને તેમને નરમ કરી નાંખે છે, અને તેથી જ્ઞાનતંતુઓમાં પીડા થાય છે, એટલું જ નહિ પણ જ્યાંત્યાંમાં ગીરોર્ગ જણાય, એવો સ્વભાવ થઇ જાય છે. વાતમયનું ચિંતાવિના ભાગ્યે જ બીજું કોઇ કારણ હોય છે, અને ચિંતા જ્ઞાનતંતુઓના જેટલા રોગો ઉત્પન્ન કરે છે, તેટલા રોગો ભાગ્યે જ બીજા કોઇ કારણથી થતા હશે. ખેદ, ગ્લાનિ, નિરાશા, ઉત્સાહભંગ, નાઉમેદી વગેરે એવી જ મનની બીજી સ્થિતિઓ પણ ચિંતાજેવાં જ પરિણામોને પ્રકટાવે છે. જો કે કંઇક સ્વાર્થનો અંશ તેમાં રહેલો હોય છે, તોપણ તે સર્વ, ચિંતાનાં જ જુદાં જુદાં રૂપ છે. તેથી

નો સ્વભાવ મનને ભોંયભેગા કરી નાંખવાનો છે, એટલું જ નહિ, પણ શરીરની પણ તેવી જ સ્થિતિ કરવાનો છે. ચિંતા શરીરના અણુઓને પૂર્વે કહ્યું, તેમ સુકવી નાંખે છે, તેમને ચીમળાવી નાંખે છે, અને કઠણ કરી નાંખે છે. આથી શરીરમાં જડતા આવી જાય છે, અને આ જડતાને આપણે ભૂલથી ઘડપણ નામ આપીએ છીએ. ચિંતાનો સમૂળ નાશ કરો, અને ઘણા લાંબા સમયસુધી યુવાન રહેવાનું કામ સહેલું જણાશે.

* * * *

જે વસ્તુઓ આપણા સ્વામિત્વની નથી, તે વસ્તુઓની ઇચ્છામાંથી ઈર્ષ્યા અને અસૂયા પ્રકટે છે. આ કારણથી ઈર્ષ્યાવાળા મનુષ્યને જંતુઓના સંબંધથી થનારા વ્યાધિઓ, ચેપી રોગો, મહામારી વગેરે થવાનો ઘણો જ સંભવ હોય છે. ઈર્ષ્યા જે વસ્તુની આપણને ઇચ્છા હોય છે, તે વસ્તુને આપણાથી દૂરની દૂર રાખે છે, પરંતુ જેની આપણને ઇચ્છા હોતી નથી, તે વસ્તુને આપણાપ્રતિ આકર્ષી આણે છે. ઈર્ષ્યાવાળો મનુષ્ય પોતાના અપ્રિય સ્વભાવને લીધે બીજાને અણગમો ઉપજાવે છે; તેનો અપ્રિય સ્વભાવ તેના શરીરને દુર્બળ કરે છે, અને સઘળી સારી વસ્તુઓને તેની પાસેથી ભગાડી મૂકે છેઃ અને આજુબાજુના પ્રદેશમાં ચાલતા રોગોનો નબળા શરીરઉપર જ ઝટ હુમલો થાય છે.

* * * *

શોક શરીરના પુટોનો ક્ષય કરી નાંખે છે, અને તેમાં પણ મગજના પુટોનો મુખ્યત્વે કરીને ક્ષય કરી નાંખે છે. શોકનો વિચાર હાનિસ્વરૂપ છે, અને સજાતીય સજાતીયને ઉત્પન્ન કરે છે તેથી શોકનો વિચાર જ્યાં જ્યાં પ્રવર્તે છે, ત્યાં ત્યાં હાનિને પ્રકટાવે છે, અર્થાત્ તે શરીરના સર્વ ધાતુઓને ક્ષીણ કરે છે. શોકને સેવનારા મનુષ્યોને તેમના શરીરમાં આ પ્રકારની હાનિ થયાનો અનુભવ થયાવિના રહેતો જ નથી, અને બીજા જોનારાઓ પણ તેમનાં નેત્રમાં તથા મુખમાં પડેલા ખાડાથી તેમના અંતઃકરણની શોકનિમગ્ન સ્થિતિને તત્કાળ કળી જાય છે. શોકથી કશો જ લાભ થતો નથી, પણ ઉલટી સર્વ પ્રકારે હાનિ જ થાય છે. આથી શોકાશ્રુને લોહી નાંખવાં એ જ સર્વોત્કૃષ્ટ બુદ્ધિનું ચિહ્ન છે; અને શોકનો કેવી રીતે જય કરવો, તેનું ગમે તે મનુષ્ય જ્ઞાન પ્રાપ્ત કરી શકે એમ છે.

* * * *

ભયની વૃત્તિને સેવવી એ મનને અયોગ્યતાની કૃત્રિમ સ્થિતિમાં મૂકવા બરાબર છે. જે મનુષ્ય ભયને સેવે છે તે અચલપણે પોતાના સ્થાનમાં ટકી શકતો નથી, પણ શત્રુને આવતો દેખીને નાસવા માંડે છે, અથવા તો તેને શરણે જાય છે. પ્રતિકૂળ સ્થિતિનો ભય ધરવો, એ પ્રતિકૂળ સ્થિતિને પોતાના માથાઉપર સંપૂર્ણ રીતે ચઢી બેસવા દેવાતુલ્ય છે. પ્રતિકૂળ સ્થિતિ ખરી ન હોય પણ આપણા મને કલ્પી કાઢી હોય તોપણ તેનો ભય ધરવાથી તેવો જ પરિણામ આવે છે. જેનો આપણે ભય ધરીએ છીએ, તેના આપણા મનમાં ઉંડા સંસ્કાર પડે છે, અને મનમાં જેના સંસ્કાર અથવા બીજક પડે છે, તે પછી મનમાં ઉગી નીકળે છે, અને આપણા બાહ્ય શરીરમાં વૃક્ષરૂપે પ્રકટે છે. આ પ્રકારનો નિયમ હોવાથી જેનો આપણે ભય ધરીએ છીએ, તે આપણાઉપર આવી પડે છે. લોકોમાં પણ આ જ ભાવને સૂચવનારી કહેવત ચાલે છે કે ' જે ભૂતથી બીહે છે, તેને તે સઉથી પહેલું વળગે છે, ' અર્થાત્ વિપત્તિથી ભય પામનાર મનુષ્ય વિપત્તિને પોતાના ઉપર સત્વર આકર્ષી આણે છે.

ભયવાળી સ્થિતિમાં થતી ક્રિયા સર્વદા દુર્બળ હોય છે, અને જ્યારે ભયનું પ્રમાણ ઘણું વધારે હોય છે ત્યારે તો તે શરીરને શિથિલ અને છેક જ બળવિનાનું કરી મૂકે છે. જેમને આ સંબંધમાં સંશય રહેતો હોય તેમણે અત્યંત ભયાકુલ મનુષ્યની પચનક્રિયા કેવી થાય છે, તેનું નિરીક્ષણ કરવું. તેને ખાતરી થશે કે પચનેન્દ્રિયના સઘળા રસોમાં ભય કેવો ભારે રાસાયનિક ફેરફાર કરી મૂકે છે. મનની સઘળી પ્રતિકૂળ સ્થિતિઓમાં ભય સઉથી વધારેમાં વધારે હાનિ કરનાર છે, અને તેનું કારણ એ છે કે તેની અંતઃકરણમાં ઘણી જ ઉંડી અસર થાય છે. અને જેની ઘણી ઉંડી અસર થાય છે, તેના આપણા આંતર મનઉપર સર્વદા ઘણા દૃઢ સંસ્કાર પડે છે. આમ છતાં, સર્વ કાળ, સર્વમાં પૂર્ણ શ્રદ્ધા ધરવાથી ભયનો આપણા મનમાંથી સમૂળ નાશ કરી શકાય છે.

* * * *

પ્રતિકૂળ માનસિક સ્થિતિઓની અસર નિવારવાને માટે, આંતર મનઉપર તે સ્થિતિઓની વિરોધી સ્થિતિઓના સંસ્કાર પાડવા જોઇએ. આ પ્રકારનો અભ્યાસ સેવવાથી અયોગ્ય વિચાર કરવાનો સ્વભાવ પણ થોડા વખતમાં છૂટી જશે, અને વળી અનુકૂળ માનસિક સ્થિતિઓનું બળ વધશે.

* * * *

યોગ્ય પ્રકારની અનુકૂળ માનસ સ્થિતિઓ પ્રથમ તો શરીરની અવ્યવસ્થા ટાળીને તેને વ્યવસ્થામાં મૂકે છે; અને પછી શરીરમાં એવા પ્રકારના રાસાયનિક ફેરફાર કરે છે કે જેથી પછી ધીરે ધીરે સઘળી ઇંદ્રિયો અને માનસિક શક્તિઓ પોતપોતાના વ્યાપાર સંપૂર્ણ યથાર્થ પ્રકારે કરે છે. સ્વલ્પમાં, તેઓ મનના અને શરીરના પ્રત્યેક ભાગને વિશુદ્ધ કરીને અને તેમનો વિકાસ કરીને, ઉંચા પ્રકારના મનને તથા શરીરને ઉત્પન્ન કરે છે.

* * * *

યથાર્થ પ્રકારનો માનસ વ્યાપાર કરવાથી શરીર વિશુદ્ધ કરી શકાય છે; અને આમ નિત્ય ચાલતાં જીવવાનો આનંદ વધતો જતો જણાય છે. વ્યાધિ, દુર્બળતા, અને શરીરમાં બેચેની થવાનો સ્વભાવ ઘટી જાય છે, અને આત્માને પોતાનાં અમર્યાદ સામર્થ્યોને બહાર જણાવવાનાં સાધન જે આ શરીર તથા મન છે, તે વધારે અને વધારે પૂર્ણતાવાળાં થતાં જાય છે.

---

# प्रासंगिक उक्तिओ.

—પ્રસંગોપાત્ત કોઇ કોઇ સજ્જનોતરફથી એવી શંકા કરવામાં આવે છે કે "મહાકાલમાં આવતા તમારા લેખોમાં કોઇ કોઇ પ્રસંગે વિરોધ જોવામાં આવે છે, તેનું શું કારણ? તમે આજે એક વાતને સારી કહો છો તો કાલે તેની તે જ વાતને વખોડી કાઢો છો. આથી વાચકને શું ગ્રહણ કરવું, અને શું ત્યજવું, તે સંબંધમાં ઘણો વ્યામોહ થાય છે."

—આ પ્રકારની શંકાનું સમાધાન પૂર્વે હું આપી ગયો છું, પરંતુ નવા ગ્રાહકોના વાંચવામાં પૂર્વના અંકો નહિ આવેલા હોવાથી આ સંબંધમાં અત્ર કરવામાં આવતો ખુલાસો કોઇને પુનરુક્તિ જણાય તો તે પ્રતિ તેમને લક્ષ્ય કરવા વિનવવામાં આવે છે.

—મહાકાલમાં આવતા લેખોમાં પ્રસંગે વિરોધજેવું દૃષ્ટિએ પડે છે, એ ખરૂં છે, પણ વસ્તુતઃ તે વિરોધ નથી. ધારો કે તમારે સો મનુષ્યને જમાડવા હોય, પરંતુ તે જમનાર દરેક મનુષ્યની પ્રકૃતિ તથા રુચિ ભિન્નભિન્ન હોય તો તમે શું કરો છો ? કોઇને ખાટા પદાર્થો પ્રિય હોય અથવા કોઇને ખારા પદાર્થો પ્રિય હોય, કોઇને મોળા પદાર્થો પ્રિય હોય અથવા કોઇને તીખા પદાર્થો પ્રિય હોય, તો તમે શું કરો છો? કેટલાકની પાચનશક્તિ ભારે મિષ્ટાન્નને પચાવવા સમર્થ હોય, અને કેટલાકને હલકા પદાર્થો પણ મુશીબતે પચતા હોય તો તમે ભોજનની વ્યવસ્થા કેવા પ્રકારની કરો છો ? શું આ ભિન્નભિન્ન પ્રકૃતિ અને રુચિવાળાં મનુષ્યોમાટે તમે એક જ પ્રકારનું ભોજન કરો છો ? જો તમને સર્વના સુખની કાળજી હોય છે અને સર્વને જ પ્રસન્ન કરવા હોય છે, તો પ્રત્યેક મનુષ્યની પ્રકૃતિ અને રુચિનો વિચાર કરીને તમે જેને જેવો જોઇએ, તેને માટે તેવો જ આહારનો પદાર્થ તૈયાર કરો છો. પરંતુ તમારા તૈયાર કરેલા પદાર્થો પરસ્પરથી વિરુદ્ધ ધર્મવાળા દેખાતાં છતાં, શું કોઇ બુદ્ધિમાન તેમાં વિરોધ ધરે છે ? જેમને માટે તે બનાવવામાં આવ્યા છે, તેમને તેઓ પોષનાર તથા સંતોષનાર નથી શું ?

—મહાકાલ એક જ વાચકને માટે અથવા એક જ અધિકારવાળા વાચકને માટે લખવામાં આવતું નથી. તેને વાંચનારા હજારો મનુષ્યોમાંથી કોઇના અંતઃકરણની સામગ્રી એક પ્રકારની હોય છે તો કોઇની બીજા પ્રકારની હોય છે. કોઈ વ્યાવહારિક સુખની સિદ્ધિને જ પોતાનું પરમ કર્તવ્ય માને છે, તો કોઇ તે સુખમાં વિરાગવાળા હોઇ પારમાર્થિક સુખની સિદ્ધિને જ પોતાનું પરમ કર્તવ્ય માને છે. કોઇ જુના વિચારોમાં અત્યંત દૃઢ મમત્વવાળા છે તો કોઈ નવા વિચારોમાં અને કોઈ જુના તથા નવા વિચારોમાં જે પોતાને ખરા લાગે તેવા વિચારોમાં અત્યંત દૃઢ મમત્વવાળા છે. આવા ભિન્નભિન્ન સામગ્રીવાળા અંતઃકરણના હજારો વાચકો અર્થે લખાતા ભિન્નભિન્ન લેખોના વિચારો પરસ્પરથી જુદા તથા પ્રસંગે વિરોધનું ભાન કરાવનારા હોય તો તેમાં આશ્ચર્યજેવું કશું જ નથી.

—ગઇ કાલ મેં લખ્યું હોય કે મીઠું, મરચું, ગરમ મસાલા વગેરે ખાવાથી મનુષ્યને અત્યંત હાનિ થાય છે, અને આજે હું લખું કે આ પદાર્થો ખાવાથી મનુષ્યને કશી જ હાનિ થતી નથી; ગઇ કાલ મેં લખ્યું હોય કે ચાહા, કોફી વગેરેમાં વિષ રહેલું છે, અને તે પીવાથી આરોગ્ય બગડે છે, અને આજે હું લખું કે ચાહા, કોફી જડ પદાર્થો છે, અને તેમાં મનુષ્ય જે ચૈતનસ્વરૂપ છે, તેને હાનિ કરવાનું કશું જ સામર્થ્ય નથી; ગઇ કાલ મેં લખ્યું હોય કે કાંદા અને લસણ એ તામસ આહાર છે, અને તેથી બુદ્ધિમાને તેમનો સ્પર્શ પણ ન કરવો જોઇએ, અને આજે હું લખું કે કાંદામાં અને લસણમાં રસસિદ્ધો જેને સૂર્યતત્ત્વ કહે છે, તે રહ્યું છે, અને તેથી તે ખાવાથી ફેફસાંના તથા જઠરના વ્યાધિવાળાઓને અમુક અમુક લાભ થાય છે; ગઇ કાલે મેં લખ્યું હોય કે બ્રહ્મચર્ય એ સર્વ પ્રકારની ઉન્નતિનો પાયો છે, અને આજે હું લખું કે ચતુર્વિધ પુરુષાર્થની સિદ્ધિ સ્ત્રીથી જ થાય છે, અને સ્ત્રીવિનાનો મનુષ્ય એક પણ પુરુષાર્થની સિદ્ધિ ઉત્તમ પ્રકારે કરી શકતો નથી; ગઇ કાલે મેં લખ્યું હોય કે વૃદ્ધ મનુષ્યે પુનઃ લગ્ન કરવું એના જેવી મૂર્ખતા બીજી એકે નથી, અને આજે હું લખું કે વૃદ્ધ મનુષ્ય જો તરુણ સ્ત્રીની સાથે લગ્ન કરે છે તો તે લગ્ન તેને તેનું ગયેલું યૌવન પાછું આપે છે, એટલું જ નહિ પણ તેની આર્થિક, માનસિક તથા આધ્યાત્મિક ઉન્નતિને

અત્યંત સાધનાર થાય છે;—તો મારા આ વિચારો કેવા પ્રસંગમાં, કેવા અધિકારીને ઉદ્દેશીને કહ્યા છે, તે ન જોનારને મારા લખવામાં કશો જ ઢંગધડો નથી, અને આજે હું એક પ્રકારનું લખું છું અને કાલે તદ્દન જૂદા પ્રકારનું લખું છું, એવું ભાન થયાવિના ભાગ્યે જ રહે. સ્થિર વૃત્તિથી મારા લેખોને ન અવલોકનાર મનુષ્યો, ફૂદાવતા આદિથી તાદિથી સુધી કહેલા મારા વિચારોને જોઇને કહેણી છે, અને મને 'ચક્રમ' ગણી ગાંડાની હસ્પીતાલમાં મોકલી દેવા સજ્જ થાય તો તેમાં મને કશું જ આશ્ચર્ય જણાતું નથી.

—એક વિષય એક અધિકારીને જ્યારે ગ્રહણ કરવાયોગ્ય છે, ત્યારે તેનો તે જ વિષય બીજા અધિકારીને ત્યજવાયોગ્ય હોય છે. કયા વિષયનો કોણ અધિકારી છે, એનો પ્રત્યેક પ્રસંગે ખુલાસો કરવાજેટલો લેખકને ભાગ્યે જ અવકાશ હોય છે. એ ગોઠવી કાઢવાનું વાચકનું પોતાનું જ કામ છે; અથવા જ્યાં પોતાની બુદ્ધિવડે નિર્ણય ન થઇ શકે એવું જણાય ત્યાં કોઈ આપ્તજનપાસે નિર્ણય કરાવવાનું તેનું કર્તવ્ય છે. આથી જ પ્રાચીન કાળથી સદ્‌ગુરુદ્વારા અભ્યાસ કરવાનો બોધ અપાતો આવ્યો છે. સત્શાસ્ત્રોનું પણ સદ્‌ગુરુવિના થતું અધ્યયન આજે અનેક મનુષ્યોને વ્યામોહમાં નાંખનાર થઇ પડ્યું છે, તો મહાકાલના લેખો કોઇ કોઇને વ્યામોહ કરે, એમાં અયોગ્યજેવું શું છે ?

—ઉપર એકએકથી વિરુદ્ધજેવા જણાતા જે વિચારો દર્શાવ્યા છે, તેમનો વસ્તુતઃ પરસ્પર વિરોધ નથી. પોતપોતાના સ્થાનમાં તેઓ સર્વ ખરા છે. તમને ઉપદંસ થઇ હોય અથવા અન્ય રીતે તમારૂં આરોગ્ય બગડ્યું હોય તો મરચું વગેરે ઉત્તેજક પદાર્થો તમને હાનિકારક થાય છે, પરંતુ તેવો કોઇ વ્યાધિ નથી હોતો, તો અલ્પ પ્રમાણમાં મરચું વગેરે ગ્રહણ કરવાથી તેઓવડે તમને કશી ભારે હાનિ થતી નથી. પ્રસંગે તેઓ જઠરના કેટલાક જંતુઓનો નાશ કરવામાં મદદગાર પણ થઇ પડે છે; અને જો તમે તમારૂં વિચારબળ એટલું બધું વધાર્યું હોય છે કે પદાર્થોના સ્વાભાવિક ધર્મોને પણ તમે પલટી શકો છો, તો તો મરચું ખાઓ કે મીઠું ખાઓ, મરી ખાઓ કે ગમે તેવા ગરમ મસાલા ખાઓ તોપણ તમને કશી જ હાનિ થતી નથી. તમારામાં વિષને પણ અમૃત કરવાનું સામર્થ્ય હોવાથી તમને કોઇનામાં કાંઇ પણ કરવાની સત્તા નથી. મરચામાં જે હાનિ કરનાર ધર્મો હાલ જોવામાં આવે છે, તે મનવડે આરોપાયલા છે. તે સૃષ્ટિના આદિ કાળથી આરોપાયલા છે, અને તેમાં તે એટલા બધા સુદૃઢ સ્થિર થઇને રહ્યા છે કે તેને ફેરવવામાં ઘણા મનોબળની જરૂર છે. એમ છતાં તે ફરી શકે તો છે જ. આથી અમુક આમ છે, અને અમુક તેમ છે, એવો એક જ નિયમ આ દૃશ્યપ્રપંચના સંબંધમાં કોઇએ પણ બાંધી લેવો એ સાહસ છે.

—તમને મહાકાલના જે લેખના વિચારો તમારા પૂર્વકૃત નિશ્ચયોથી વિપરીત ભાસે તે લેખ તમારા અધિકારનો નથી, એમ જાણી તમે તેની ઉપેક્ષા કરશો, તો આ લેખકને તેથી કશી પણ લાગણી થવાનો સંભવ નથી. એમ છતાં તમને એમાં જો કંઇ પણ આકર્ષણ થાય, એવું જણાય તો તેઉપર શાંતિથી વિચાર કરવા હું તમને વિનંતિ કરૂં છું. વિચાર કરતાં તમને, પૂર્વે જેના ઉપર તમારી દૃષ્ટિ નહિ ગઇ હોય એવા બીજા પણ મુદ્દાઓ જડી આવી એક પ્રકારનો આનંદ પામવા લાગશો. જે વિચારો તમને અનાદર કરવાયોગ્ય લાગતા હતા, તે જ તમને અધિક અધિક રમણીય અને અધિક અધિક આદર આપવાયોગ્ય જણાશે. મનુષ્યના અધિકારની વૃદ્ધિ આ રીતે જ થાય છે.

—બાલ્યાવસ્થામાં સુંદર રમકડાં બાળકના મનનું જેટલું આકર્ષણ કરે છે, તેટલું શું એક વાર્તાની ચોપડી કરે છે? વાર્તા ગમે તેટલી સુંદર છતાં, તે પુસ્તકઉપર દૃષ્ટિસરખી પણ માંડતું નથી, અને બિલાડાં, કુતરાં વગેરે જનાવરોનાં રમકડાંને પરમ પ્રેમનો વિષય ગણે છે, પરંતુ એ જ બાળક જ્યારે વાંચતાં શીખે છે, અને વાર્તાનાં પુસ્તકોને સમજતું થાય છે, ત્યારે ખાવાપીવાનું પણ ભૂલી જઇને વાર્તા વાંચ્યા કરે છે, અને તે પૂર્ણ થાય છે, ત્યારે જ તેને શાંતિ થાય છે. મહાકાલના કેટલાક ઉંચા નિશ્ચયો જે આજે તમને ગમતા નથી, તે પણ કોઇ સમયે, તેઓ જેવા છે, તે રૂપમાં તેમને જોવાનું જ્યારે તમારાં નેત્રમાં બળ આવશે ત્યારે તેઓ તમને ગમશે, એટલું જ નહિ, પણ તેમની રમણીયતાથી તમે સાનંદાશ્ચર્ય પામશો.

—પૃથ્વી, અપ, તેજ વગેરે પંચ તત્ત્વો પરસ્પરથી વિપરીત ધર્મવાળાં ભાસતાં છતાં પણ જેમ તેઓ વિરોધી નથી, તથા અવિરોધીપણે આ બ્રહ્માંડમાં સાથે રહે છે, અને જીવમાત્ર જ્યારે જેનો ઉપયોગ કરવાનો હોય છે ત્યારે તેનો ઉપયોગ કરે છે તેમ, ધર્મને, અર્થને, કામને અને મોક્ષને સિદ્ધ કરાવનારા મહાકાલમાં આવતા વિવિધ લેખો, યથાર્થ રીતે જોઇ શકવાના નેત્રના બળવિનાના કોઇ કોઇને પરસ્પરથી વિરુદ્ધ ભાસે તોપણ તેઓ પરસ્પરથી વિરુદ્ધ નથી, અવિરોધીપણે મહાકાલમાં પોતપોતાના યોગ્ય સ્થાનમાં રહે છે, અને જે વાચકોનું કલ્યાણ સાધવાના સામર્થ્યવાળા તે હોય છે, તે વાચકોનું તે કલ્યાણ સાધે છે.

—એક અન્ય શંકાનું પણ આ સ્થળે સાથે સાથે સમાધાન કરેલું અયોગ્ય નહિ ગણાય. શ્રેયસ્સાધકઅધિકારિવર્ગતરફથી જે જે ગ્રંથો અથવા માસિકો પ્રકટ થાય છે, તે સર્વમાં જે જે વિચારો તથા નિશ્ચયો લખાય છે, તે સર્વ વિચારો તથા નિશ્ચયો શ્રેયસ્સાધકઅધિકારિવર્ગના પોતાના છે, એમ કેટલાક મનુષ્યો માને છે. પરંતુ તેમનું આ માનવું ખરું નથી. શ્રેયસ્સાધકઅધિકારિવર્ગમાં અનેક ઉત્તમ લેખકો તથા વક્તાઓ છે. તે સર્વ વિવિધ પ્રસંગે વિવિધ લેખો તથા નિબંધો વગેરે લખે છે, તથા વ્યાખ્યાનો આપે છે. કોઇ કોઇના લેખો તથા નિબંધો, વર્ગને પ્રસિદ્ધ કરવાયોગ્ય લાગે છે, તો પોતાના તરફથી પણ છપાવે છે. શ્રીયુત કણીયા, શ્રીયુત કૌશિકરામ, શ્રીયુત નર્મદાશંકર, શ્રીયુત સંઘવી વગેરે અનેક સાક્ષરવર્યોના ગ્રંથો તથા નિબંધો આ વર્ગે પોતાના તરફથી પ્રસિદ્ધ કર્યાં છે. આ વર્ગતરફથી વર્ષમાં બે વાર પ્રસિદ્ધ કરવામાં આવતી સદુપદેશશ્રેણી પણ એવા પ્રયત્નનો જ પરિણામ છે. મારા પોતાના અનેક ગ્રંથો તથા નિબંધો પણ એ જ રીતે પ્રસિદ્ધ થયા છે. પરંતુ આઉપરથી એમ નથી નીકળતું કે ઉક્ત વિદ્વદ્વરોએ તથા મેં જે જે લખ્યું છે, તથા હવે પછી અમે જે જે લખીશું તે સર્વમાં આવેલા તથા આવનાર વિચારો તથા નિશ્ચયો શ્રેયસ્સાધકઅધિકારિવર્ગના પોતાના છે.

—શ્રેયસ્સાધકઅધિકારિવર્ગનું પોતાનું શું છે, એમ જો કોઇ મને પૂછે તો તેનો કશો જ ઉત્તર મને જડતો નથી. વેદાદિ પ્રાચીન શાસ્ત્રોમાં જે તત્ત્વજ્ઞાન તથા તેની સિદ્ધિનાં સાધનાદિ છે, તેમને આજની પ્રજાને અનુકૂળ પડે, એવી રીતે પ્રકાશમાં આણવાનો તેણે પ્રયત્ન કર્યો છે, એ વિના તેણે અન્ય કશું કર્યું હોય તો તે મારા જાણવામાં નથી. તેણે કોઇ નવા નિશ્ચયો કે નવા વિચારોને સર્જ્યા નથી, પણ જે જીવદૃષ્ટિએ અંધકારમાં હતું, તેને જીવોને દેખાડવાનો તેણે પ્રકાશ કર્યો છે. તેના વિચારોને તથા નિશ્ચયોને કોઇ નૂતનતાનું રૂપ આપે તો મારી વૃત્તિ તેમાં સત્ય જોઇ શકતી નથી. અનાદિસિદ્ધ તત્ત્વજ્ઞાનાદિના વિચારોને તથા

નિશ્ચયોને પ્રકાશમાં આણવાના તેના પ્રયત્નમાં અને તે પ્રયત્નથી પ્રકટેલા પ્રખર પ્રકાશમાં કંઈક નૂતનતા અને અદ્ભુતતા છે, અને તેથી જ આજે આ વર્ગની ધવલ કીર્તિનાં ગાન તેને જાણનાર સર્વમાં ગવાય છે, અને ભવિષ્યમાં ગવાશે.

—પૂર્વોક્ત અનાદિસિદ્ધ તત્ત્વજ્ઞાનાદિના વિચારોને તથા નિશ્ચયોને જીવોની દૃષ્ટિએ પડે એ રીતે પ્રકાશમાં આણવાનો પ્રયત્ન પૂર્વે વર્ણેલા વિદ્વદ્વર્યોએ જેમ કર્યો નથી, તેમ મેં કર્યો નથી, અથવા અન્ય કોઈ શ્રેયસ્સાધકે કર્યો નથી, પરંતુ આ વર્ગના મૂળ સંસ્થાપક તથા સદ્ગુરુ **શ્રીમન્નૃસિંહાચાર્યજીએ** જ કર્યો છે. આથી શ્રેયસ્સાધકઅધિકારિવર્ગના પોતાના નિશ્ચયો કયા છે, એ પ્રશ્નનો જો યથાર્થ ઉત્તર આપીએ તો તે એક જ છે, અને તે એ કે શ્રીમન્નૃસિંહાચાર્યજીએ જે કંઈ લખ્યું છે, અથવા વૈખરીદ્વારા પ્રબોધ્યું છે, તે જ વસ્તુતઃ શ્રેયસ્સાધકઅધિકારિવર્ગના પોતાના નિશ્ચયો તથા વિચારો છે. આ વિના પાછળથી જે કંઈ લખાયું છે, તથા લખાય છે, તેના જવાબદાર તેના લેખકો છે.

—શ્રીમન્નૃસિંહાચાર્યજીનો દેહ વિલાયા પછી તેમના અનેક અનુયાયીઓએ તેમના વિચારાદિને અનુસરીને લેખો લખવાનો પ્રયત્ન કર્યો છે તથા કરે છે, પરંતુ આ પ્રયત્ન ગમે તેટલી સાવધાનતાવાળો થવા છતાં તે તે લેખકોનું પોતાનું સ્વત્વ તેમના લેખોમાં આવ્યા વિના રહ્યું જ નથી. જેમ પ્રતિભાશાળી પુરુષના લેખને યથાર્થ સમજવાને માટે વાચકમાં પણ તેવી જ પ્રતિભાની અગત્ય હોય છે, તેમ તત્ત્વજ્ઞ પુરુષના લેખોને પૂર્ણપણે સમજવાને માટે પણ તે લેખોને વાંચનારમાં તત્ત્વજ્ઞ પુરુષના જેવી જ અંતઃકરણની સામગ્રીની અગત્ય હોય છે; અને તેથી આવી સામગ્રીવિનાનો કોઈ પણ મનુષ્ય જો તત્ત્વજ્ઞ મહાત્માના લેખો સમજીને તેને અનુકૂળ લેખો લખવા પ્રયત્ન કરે છે તો તેમાં તે સ્થળે સ્થળે સ્ખલનો કરે છે, એ સ્વાભાવિક છે. મહાપુરુષના જેવા શ્રેયસ્કર લેખો તો એક મહાપુરુષ જ લખી શકે છે.

—આ કારણથી જેટલું ભિન્નભિન્ન વિદ્વાન્ તથા અવિદ્વાન્ શ્રેયસ્સાધકોએ લખ્યું છે તથા હવે પછી લખશે તે સર્વ શ્રેયસ્સાધકઅધિકારિવર્ગના જ નિશ્ચયો છે, એવો ભૂલભરેલો નિશ્ચય બાંધવાની કોઈએ અગત્ય નથી. શ્રેયસ્સાધક જે કંઈ લખે છે, અને બોલે છે તેમાં તેના પોતાના અંતઃકરણનો રંગ આવી ગયા વિના રહેતો નથી, અને તેથી બુદ્ધિમાને તેમાંથી પોતાને ગ્રહણ કરવાયોગ્ય ભાસે તેટલું જ ગ્રહણ કરવું, એ જ યોગ્ય છે.

—શ્રેયસ્સાધકઅધિકારિવર્ગના વિચારો વાંચવા ઉપર જ જેમનો ખરો પ્રેમ હોય તેમણે પાછળથી પ્રકટ થયેલા વિવિધ લેખો વાંચવાની લેશ પણ અગત્ય નથી. પાછળથી પ્રકટ થયેલા તથા થતા લેખો માણસોના છે, અને તેઓ માણસો હોવાથી તેમાં દોષો હોય, એ સ્વાભાવિક છે. તેઓના લેખો, એ વરસાદનું નિર્મળ જળ નથી, પણ કચરાવાળી મલિન ભૂમિ ઉપર પડેલું વરસાદનું ડહોળાયેલું જળ છે.

—મહાકાલમાં આવતા મારા લેખોના વિચારો શ્રેયસ્સાધકઅધિકારિવર્ગના નથી, એમ જો સજ્જનોતરફથી મને જણાવવામાં આવે છે, તેમને ઉપરની મારી કબુલાતથી ખાતરી થશે કે હું પોતે પણ મારા વિચારો, તે વર્ગના વિચારો છે, એમ બોલનારાને જણાવી ઉત્તેજના કરતો નથી. શ્રીમન્નૃસિંહાચાર્યજીએ લખેલા લેખો એ જ માત્ર વર્ગના પ્રમાણભૂત ગ્રંથો છે, અને તેટલાને માટે જ આ વર્ગ જવાબદાર છે. તે વિના ગમે તે માણસ ગમે તે લખે, તેનો જવાબદાર તે લખનાર પોતે જ છે.

---

# केटलाक प्रश्नो अने तेनां उत्तरो.

**प्रश्न**—આત્મતત્ત્વનું ચિંતન કરતી વખતે, અથવા હું આરોગ્યસ્વરૂપ છું, એવી ભાવના કરતી વખતે વૃત્તિને શરીરમાં કયાં એકાગ્ર કરવી ?

**उत्तर**—તમને અન્ય કોઈ ક્રમ ન મળ્યો હોય તો મગજના મધ્યબિંદુમાં વૃત્તિને એકાગ્ર કરવી. આ મધ્યબિંદુ બે કાનનાં છિદ્રોની વચ્ચે બરાબર મધ્યમાં આવેલું છે. મગજનું આ સઉથી અધિક ચૈતન્યમય મધ્યબિંદુ છે, અને આ સ્થળે રહીને જ મન શરીરના સઘળા વ્યાપારો પ્રવર્તાવે છે. આથી મગજના મધ્યબિંદુઉપર વૃત્તિને રાખીને જે વિચારમાં અથવા માનસિક સ્થિતિમાં એકાગ્રતા કરવામાં આવી હોય છે, તે વિચાર અથવા સ્થિતિની તતકાળ આખા શરીરઉપર અસર થાય છે. આ સ્થળે વૃત્તિને સ્થાપીને પૂર્ણ શાંતિનું એકાગ્રતાપૂર્વક ચિંતન કરો, અને થોડી પળમાં, તમે ગમે તેટલા પ્રથમ વ્યાકુળ થયા હશો તોપણ તમારો આખો જ્ઞાનતંતુનો સમૂહ શાંત થઈ જશે.

વ્યાધિને મટાડવાને માટે જે ભાગમાં વ્યાધિ જણાય તે ભાગમાં વ્યાપી રહેલા સૂક્ષ્મ આંતર મનઉપર તમારે વૃત્તિને એકાગ્ર કરવી. માંદા અવયવમાં રહેલા આંતર મનમાં આરોગ્યના વિચારનો સંસ્કાર સ્થાપવાથી આંતર મનમાં તે સંસ્કાર ઉગી નીકળશે, અને તે ભાગમાં આરોગ્ય પ્રકટશે, અને જેમ દીપક આણતાં અંધકાર પલાયન કરી જાય છે, તેમ આરોગ્ય પ્રકટતાં વ્યાધિ અદૃશ્ય થઇ જશે.

**प्रश्न**—આત્મા, અનાહત ચક્ર ( Solar plexus ) અને આંતર મનવચ્ચે કોઇ પણ પ્રકારનો સંબંધ છે ?

**उत्तर**—આત્મા, અનાહત ચક્ર, અને આંતર મનવચ્ચે કોઇ પણ પ્રકારનો સાક્ષાત્ સંબંધ નથી. તમારામાં જે અનાદ્યનંત ચૈતન્યનો અંશ છે, જે વસ્તુતઃ તમે છો, જે અજરામર છે, જે વ્યાધિમાત્રથી રહિત છે, તે આત્મા છે. તમે આત્મા છો; તમારે આત્મા છે, એમ નહિ. તમારે શરીર અને મન છે, પણ તમે આત્મા છો.

મનની જે અંદરની બાજુ, ઉંડાણમાં રહેલી બાજુ, તે આંતર મન છે. તે વધારે સૂક્ષ્મ છે, અને તે તમારા આખા શરીરના અણુઅણુમાં વ્યાપેલું છે. અનાહત ચક્ર, એ કેટલાક જ્ઞાનતંતુઓને એકઠા મળવાનું મધ્યબિંદુ છે. તે જઠરની પાછળ અને હૃદયની જરા નીચે આવેલું છે. કેટલાક ગુપ્ત વિદ્યાના ઉપાસકો આ ચક્રને વધારે મહત્ત્વનું ગણે છે, અને ત્યાં વિવિધ ક્રિયાઓ કરે છે, એમ છતાં મનુષ્યનો વિકાસ કરવામાં એ ચક્રનો એટલો બધો ઉપયોગ હોય, એમ જણાતું નથી.

અનાહત ચક્રઉપર વૃત્તિને એકાગ્ર કરવાથી ઘણીવાર કોઇ કોઇને હાનિ થાય છે, કારણ કે તે હૃદયની અને જઠરની આજુબાજુના જ્ઞાનતંતુઓને ઉત્તેજિત કરે છે. અનાહત ચક્રને ભૂલી જાઓ, અને તમને લાભ થશે. કોઇ ખાસ ચક્ર વધારે ઉચ્ચ સામર્થ્યનું સ્થાન નથી. જ્યારે આખા આંતર મનને જાગ્રત્ કરવામાં આવે છે, અને તેનો વિકાસ કરવામાં આવે છે, ત્યારે વધારે ઉત્કૃષ્ટ સામર્થ્ય પ્રાપ્ત થાય છે.

**प्रश्न**—આંતર મનને કોઇ આજ્ઞા કરી હોય તો તે તેનો સ્વીકાર કરે છે ખરું ?

આંતર મનને કોઇ પ્રશ્નનો ઉત્તર પૂછવો હોય તો પ્રશ્નને મનમાં બોલીને પુછવો કે માત્ર પ્રશ્નનો ઉત્તર મળવાનો મનમાં વિચાર જ કરવો ?

ઉત્તર—જે વિચારને આંતર મનઉપર સ્થાપિત કરવામાં આવ્યો હોય છે, તે વિચારનો જ તે સ્વીકાર કરે છે, અને તદનુસાર વર્તન કરે છે, પછી આ વિચાર તેના ઉપર આજ્ઞા કરીને તમે અંકિત કરો કે ઇચ્છા કરીને અંકિત કરો કે એકાગ્રતાપૂર્વક વિચાર કરીને અંકિત કરો. સાધારણ રીતે કરવામાં આવેલી આજ્ઞા આંતર મનઉપર અંકિત થતી નથી, તેમ જ લાગણીવિનાનો વિચાર પણ તેના ઉપર અંકિત થતો નથી. ઉંડી લાગણીવાળો અને અંતરની ખરી ખાતરીવાળો વિચાર જ આંતર મનમાં પ્રવેશે છે, અને જ્યારે આંતર મનઉપર પડેલા સંસ્કારમાં ઉંડી લાગણી અથવા ખરી ખાતરી એ બેમાંથી કોઇ પણ વિદ્યમાન હોય છે ત્યારે આંતર મન પડેલા સંસ્કારપ્રમાણે વર્તન કરે છે.

આંતર મનને આજ્ઞા કરવાની કે તેની પાસે કશું માગવાની જરૂર નથી. માત્ર આંતર મનઉપર વૃત્તિને એકાગ્ર કરો, અને આંતર મનપાસે જે કરાવવાની તમારી ઇચ્છા હોય તે ઇચ્છા ઉંડી લાગણીપૂર્વક કરો. પછી શ્રદ્ધા રાખો, અને પરિણામની ચિંતા છોડી દો. જે તમે ઇચ્છા કરી હશે તે તમને મળશે. આંતર મનઉપર જે કામ કરવાની ઉંડી છાપ પાડવામાં આવી હોય છે, તે કામ તે અવશ્ય કરે છે.

પ્રશ્ન—કોઇ સભામાં ઉભા થઇને મારે બોલવું હોય છે, અથવા કોઇ મોટા માણસની સાથે મારે વાત કરવી હોય છે તો મને ક્ષોભ થઇ આવે છે. આનું કારણ શું તથા તે ટાળવા માટે શું કરવું ?

ઉત્તર—જ્યારે કોઇ સભામાં તમે બોલવા ઉભા થાઓ છો, ત્યારે તમને તમારૂં પોતાનું વિસ્મરણ હોતું નથી. હું કેવો દેખાતો હોઇશ, મારો સ્વર કેવો નીકળશે, મારાં વાક્યો કેવાં આવશે, વગેરે તમારા પોતાના જ વિચારોમાં તમારી વૃત્તિ આવીને ઠરે છે. એથી ઉલટું જ્યારે તમારા મિત્રોમાં તમે બેઠા હો છો, અને વાતો કરો છો ત્યારે તમને પોતાને તમે ભૂલી જાઓ છો; તમારી વૃત્તિ તમારા પોતાનામાં આવીને ઠરતી નથી, અને તેથી તમે નિઃશંકપણે બોલી શકો છો.

તમને પોતાને ભૂલી જવાને માટે તમારા શરીરમાં જે વિશાળ મન વ્યાપી રહ્યું છે, અને જેને આપણે આંતર મન કહીએ છીએ તેના ઉપર વૃત્તિને એકાગ્ર કરો. તમારામાં જે અમર્યાદ સામર્થ્ય રહેલું છે, તેનો જ માત્ર વિચાર કરો, અને આ સામર્થ્યને સ્વતંત્રપણે અને પૂરેપૂરું બહાર નીકળવામાં કશો પણ પ્રતિબંધ ન નાંખો. આ મહત્તાના વિચારમાં જ મનને રમાડ્યા કરો, અને બહારનું તમારૂં ક્ષુદ્ર પોતાપણું તમે વિસરી જશો. આમ થતાં જે આંતર મનને તમે જાગ્રત્ કર્યું છે, તેમાં રહેલી મહત્તા બહાર નીકળવા માંડશે, અને તમે પૂર્વે કદી પણ નહિ બોલ્યા હો, એવું ભાષણ કરશો.

( અપૂર્ણ. )



# श्रीसिद्धेश्वर.

मनुष्य प्रयत्नथी पोताने जेवो धारे छे, तेवो ज करी शके छे.



## ॥ ॐ श्री ॥
## मूल्यवान् विचारो.

* * तमने गमता न होय एवा प्रसंगो बने त्यारे ते प्रसंगोने निवारवानो प्रयत्न न करो; तेमने टाळवामां तमारा बळने न योजो; परंतु ज्यां तमे हो त्यां तमारा पोतानामां सुधारो करवानो प्रयत्न करो. तमारा अंतःकरणनी वर्तमान स्थितिने बदलीने तेने उच्च करवामां तमारा बळने योजो. आम छतां, प्रतिकूळ प्रसंगो तमने त्यजीने न जाय तो खेदने करता ना. जो तमे वधारे सारानी अखंड इच्छा कर्या करशो तो ए ज प्रतिकूळ प्रसंगो, वधारे सारी स्थितिना खुल्ला द्वाररूप थयेला तमने अनुभवमां आवशे. आथी जे नवो प्रसंग तमने प्राप्त थयो होय तेथी डरभडी जनारा न थाओ, परंतु सुखना तमे बांधेला उच्च मनोरथोने पूर्ण करनार ते साधन छे, ए प्रकारे तेने गणता थाओ.

* * जेना उपर आपणे निरंतर अभाव दर्शाव्या करीए छीए, तेनुं मानस चित्र आपणे आपणा मनमां रचीए छीए; अने जेनुं मानस चित्र आपणे आपणा मनमां रचीए छीए, तेने आपणे आपणा पोतानामां प्रकटावीए छीए.

* * मनने विशाळ राखवुं, एनो अर्थ एवो नथी के जे ते प्रत्येक वातने मानवी, परंतु तेनो अर्थ एवो छे के प्रत्येक वातमां सत्यने, शुभने, अने वास्तविकने जोवानुं सामर्थ्य मनमां होवुं; अर्थात् प्रत्येक विषयमांथी घउंने अने कांकराने छूटा पाडवानुं सामर्थ्य होवुं. विशाळ मन प्रत्येक विषयमां जे सर्वोत्तम अने सुंदर होय छे, तेना प्रति पोतानी दृष्टि उघाडी राखे छे. आथी, जे निकृष्ट होय छे तेने ते जाणतुं नथी, एम समजवानुं नथी; निकृष्टने पण ते जाणे छे, अने तेनो ते अवश्य त्याग पण करे छे, परंतु ते त्याग ते क्षमानी बुद्धिथी करे छे.

* * बीजा मनुष्योए तमारे माटे बांधेला खोटा अभिप्रायने फेरववानो प्रयत्न करवामां जेम बने तेम ओछो समय गाळो, परंतु तमारा पोताना जीवनने उत्कृष्ट अने पूर्ण करवामां जेम बने तेम अधिक समय गाळो.

* * जेने आपणे आनंदथी भोगवीए छीए, ते आपणा अंशरूप थाय छे. आथी जे सत्य छे, शुभ छे, अने सुंदर छे, तेमांथी ज मात्र आनंद लेवानो आपणे प्रयत्न करवो जोईए.

# बालकोनुं विधिपूर्वक विनयन.

પ્રત્યેક મનુષ્યના મનના ઉંડા ભાગમાં અર્થાત્ તેના આંતર મનમાં પ્રતિભાશક્તિ રહેલી છે, એવું જે વચન વારંવાર કહેવામાં આવે છે, તે કેવળ સત્ય છે. પ્રત્યેક બાળક જ્યારથી જન્મે છે ત્યારથી જ તેના મનના આંતર ભાગમાં કોઇ એવું અગમ્ય સામર્થ્ય રહેલું હોય છે કે તેને જ્યારે કેળવવામાં આવે છે ત્યારે તે અસાધારણ બુદ્ધિને તથા દુર્લભ અને આશ્ચર્યકારક માનસિક શક્તિઓને પ્રકટાવે છે. આથી બાળકમાં રહેલું ગુપ્ત સામર્થ્ય તથા શક્તિઓ વિકાસને પામે, એ પ્રકારે તેને કેળવવાની અત્યંત અગત્ય છે, કારણ કે પ્રત્યેક મનુષ્યને આ જગતમાં તે જેટલો ઉત્કૃષ્ટ થઈ શકે તેમ હોય તેટલો ઉત્કૃષ્ટ થવાનો, તથા જેટલાં ઉત્તમ કાર્યો તે કરી શકે તેમ હોય તેટલાં ઉત્તમ કાર્યો કરવાનો તેને પ્રસંગ રચી આપવો જોઇએ.

ભૂતકાળમાં ગનુષ્યોનું એવું માનવું હતું કે જે બાળકમાં જન્મથી ઉત્તમ પ્રકારની બુદ્ધિ નથી, તેને ગમે તેવું ઉત્તમ પ્રકારનું શિક્ષણ આપવામાં આવ્યું હોય તોપણ તે બુદ્ધિમાન્ થતો નથી. મનુષ્યો કોઈ જડ જેવા દેખાતા બાળકને જોઇને ડોકું ધૂણાવતા અને કહેતા કે તેનામાં બે દાણા પણ અક્કલ નથી, અને તેથી તેને કેળવવાની સઘળી મહેનત ફોકટ જવાની. આવા બાળકમાં ઉપરની સપાટીઉપર બુદ્ધિનું કશું જ ચિહ્ન ન જણાવાથી તેઓ એવો નિર્ણય કરતા કે મરણસુધી આ બાળક જડમતિ જ રહેવાનો, અને સંસારમાં તે કશું ઉકાળવાનો નહિ. પરંતુ માનસ શાસ્ત્રનાં સત્યો વિશેષ પ્રકાશમાં આવતાં હવે મનુષ્યોનો આ નિશ્ચય ફર્યો છે, અને હવે આપણે નિશ્ચયપૂર્વક કહી શકીએ છીએ કે કોઈ પણ બાળકમાં સપાટીઉપર કશું પણ જણાઓ અથવા ન જણાઓ, તો પણ જન્મકાળથી જ તેનામાં કંઇક અગમ્ય સામર્થ્ય રહેલું છે, અને યોગ્ય પ્રકારના શિક્ષણથી ભીતરમાં રહેલા તે સામર્થ્યને બહાર સપાટીઉપર આણી શકાય છે.

આ નિશ્ચય સિદ્ધાંતરૂપ હોવાથી, કોઇ બાળક આરંભમાં આશ્ચર્યકારક બુદ્ધિ ન દર્શાવે તેટલા ઉપરથી જ તેને જડબુદ્ધિ ગણી તેની ઉપેક્ષા કરવી યોગ્ય નથી. તેજસ્વી બુદ્ધિવાળા બાળકમાં જેટલી પ્રતિભા, અને જેટલી કાર્ય કરવાની શક્તિ હોય છે, તેટલી જ જડ જેવા જણાતા બાળકમાં પણ હોય છે. બન્નેમાં ફેર એટલો જ છે કે તેજસ્વી બુદ્ધિવાળા બાળકમાં પ્રતિભા જાગ્રત્ થયેલી હોય છે, અને જડ જેવા જણાતા બાળકમાં તે હજી અનુદ્બુદ્ધ અથવા સુતેલી સ્થિતિમાં હોય છે; પરંતુ તેને પોતાનું સઘળું સામર્થ્ય દર્શાવે એ રીતે પૂરેપૂરી જાગ્રત્ કરી શકાય છે.

બાળકને કેળવનાર પ્રત્યેક માબાપે, વડિલે અથવા શિક્ષકે આ નિશ્ચય સર્વદા સ્મરણમાં રાખવાનો છે કે પ્રત્યેક બાળકના મનના ઉંડા ભાગમાં અસાધારણ પ્રતિભાશક્તિ તથા કાર્ય કરવાની કુશળતા રહેલી છે, અને મનના ઉંડા ભાગમાં જે કંઇ રહેલું હોય છે, તેનો વિકાસ કરી શકાય છે, અને વ્યવહારમાં તેનો ઉપયોગ કરી શકાય એ પ્રકારે તેને મનના ઉંડા ભાગમાંથી બહાર કાઢી શકાય છે. માત્ર આ શાથીને થઇ શકે છે, એ જ જાણવાનું તેમને પછી બાકી રહે છે.

બાળકને કેળવવાનું કાર્ય, તેની ૭, આઠ અથવા દશ વર્ષની ઉમર થતા સુધી મુલતવી રાખવું જોઇએ, એ પ્રકારનું લોકોનું જે માનવું છે, તે પણ વિકાસના સ્વાભાવિક નિયમપ્રતિ લક્ષ કરીએ છીએ તો ખરું લાગતું નથી. હાલની બાળકોને કેળવવાની રીતથી વારંવાર

તેમને જે હાનિ થાય છે, તેને લીધે જ તેમનો આવો નિશ્ચય બધાયો હોય, એમ જણાય છે, અને તેમ થાય એ સ્વાભાવિક જ છે, કારણ કે હાલની શિક્ષણપદ્ધતિ મનની સપાટીને અર્થાત્ બાહ્ય મનને વિવિધ બાબતોથી ઠાંસી ઠાંસીને ભરી કાઢે છે. આથી બાળકના મનની સપાટીઉપર કામ કરનારી જે કંઈ બુદ્ધિ વગેરે શક્તિઓ હોય છે, તે આ વિવિધ બાબતોના બોજાતળે છુંદાઇ જાય છે, અને મૂર્છિત થાય છે. બાળકના મનના ઉંડા ભાગમાં *અગાધ સામર્થ્ય ગુપ્તપણે રહેલું છે, એ વાત હાલની શિક્ષણપદ્ધતિના જાણવામાં ન હોવાથી* તેને બહાર કાઢવાનો તે પ્રયત્ન કરતી નથી.

બાળકની માનસિક શક્તિઓને વિકાસ કરવાનો આરંભ જેમ બને તેમ વહેલો કરવો જોઇએ. અમુક ઉમરે તેમ કરવાનો કરેલો આરંભ ઘણો વહેલો ગણાશે, એવું છે જ નહિ. જ્યારે વિકાસ કરવાનો પ્રયત્ન વિધિપૂર્વક કરવામાં આવે છે ત્યારે તે પ્રયત્નથી બાળકનું શારીરિક તથા માનસિક સામર્થ્ય પ્રતિદિન વૃદ્ધિને પામ્યા જ કરે છે.

હમણા જે થઇ શકે એવું હોય તેને હમણા જ કરવું જોઇએ. જો તે હમણા કરવામાં નથી આવતું તો પછીથી તે કરવું પડે છે. જરા પણ સમયને ગુમાવવો નહિ જોઈએ, તેમ જ જરા પણ બળને નકામું વહી જવા દેવું ન જોઈએ. પ્રત્યેક વસ્તુનો આપણે લાભ લેવો જોઇએ, કારણ કે જે વસ્તુનો આપણે લાભ લેતા નથી તે આપણાથી પ્રતિકૂળ રહે છે.

પ્રત્યેક બાળકમાં અસાધારણ પુરુષ થવાનું ગુપ્ત સામર્થ્ય હોય છે. જે બાળક સાધારણ પ્રકારનું રહે છે, તે તેવું રહે છે, તેનું કારણ એ કે તેને કેળવવાની કોઇએ દરકાર કરી હોતી નથી. પોતાનામાં જે સામર્થ્ય, જે મહત્તા, અને જે બુદ્ધિ રહેલી છે, તેને બહાર કેવી રીતે કાઢવાં, તે તેને શીખવવામાં આવ્યું હોતું નથી. પરંતુ જો આપણે વ્યક્તિનું તેમ જ આખી પ્રજાનું કલ્યાણ કરવા ધારતા હોઇએ, તો એક પણ બાળકની ઉપેક્ષા કરવી, આપણને ઘટતી નથી. તેમ કરવું, એ આપણને તેમ જ દેશને હાનિ કરનાર છે.

પ્રત્યેક બાળકમાં મહાન્ થવાની યોગ્યતા જન્મથી જ રહેલી હોય છે, એ સિદ્ધાંતનો સ્વીકાર કર્યા પછી આપણે જે બીજું પગલું ભરવાનું છે તે એ છે કે બાળકને આપણે એવી રીતે કેળવવું કે જે કંઇ કામ તે કરે, તે કામ તેનામાં રહેલી અસાધારણ બુદ્ધિને તથા યોગ્યતાને બહાર નીકળવામાં મદદ કરે. અન્ય શબ્દોમાં કહીએ તો તે બાળકને એવી રીતે પોતાનું જીવન ગાળતાં શીખવવું જોઇએ કે જે જે કૃત્યો તે કરે તે સર્વ કૃત્યો આ એક જ મહાન્ ઉદ્દેશની સિદ્ધિ કરે અર્થાત્ તેનામાં રહેલી મહત્તાને જે તે પ્રકારે વ્યાવહારિક ઉપયોગમાં આણે. અને પ્રત્યેક બાળકમાં અસાધારણ મહાન્ થવાની યોગ્યતા રહેલી જ છે. પરમાત્માતરફથી આપણને જે અનેક ગુણો મળેલા છે, તેમાંનો આ એક ગુણ છે. પ્રાચીન તથા અર્વાચીન તત્ત્વજ્ઞોએ વિવિધ પ્રયોગોવડે તે નિર્વિવાદ રીતે સિદ્ધ કર્યું છે. આથી બાળકનામાં રહેલી આ મહત્તાને કશા પણ સંશયવિના બહાર કાઢવા આપણે પ્રયત્નશીલ થવું જોઇએ, અને તેને મહાન્ થવાની અનુકૂળતા રચી આપવી જોઇએ.

પોતાનામાં રહેલા સર્વોત્તમ સામર્થ્યને બહાર કાઢવાનો અને તેનો વિકાસ કરવાનો બાળકને અભ્યાસ પાડવા માટે પ્રથમ આપણે બાળકને, તેનામાં જે શક્તિઓ, સામર્થ્યો અને ગુણો હાલ પ્રકટ જણાય છે, તેનો યોગ્ય ઉપયોગ કરતાં શીખવવું જોઇએ. આથી પ્રકટ થયેલાં સર્વ સામર્થ્યો વર્તમાન કાળમાં ઉપયોગી થઇ પડશે એટલું જ નહિ પણ પ્રતિભા શક્તિને બહાર

કાઢવાનો અને તેનો વિકાસ કરવાનો જ્યારે આપણે આરંભ કરીશું ત્યારે તે શક્તિને પોતાનું સામર્થ્ય વધારે સારી અને પૂર્ણ રીતે દર્શાવવાનું દ્વાર, બાળકના બાહ્ય મનને તે સામર્થ્યો કરશે.

બાળકના શરીરમાં પુષ્કળ બળ નિત્ય ઉત્પન્ન થાય છે, પરંતુ તે બળનો કેવી રીતે ઉપયોગ કરવો, તે તેને શીખવવામાં ન આવવાથી તે તેનો ઘણી વખત પોતાને તથા બીજાઓને હાનિ થાય એવી રીતે બેદરકારીથી, તોફાન કરીને, જંગલીપણે ક્ષય કરી નાંખે છે. અમુક કામ કરવાને માટે, અને અમુક કામ બતાવ્યા કરતાં જૂદી રીતે કરવાને માટે તેને નિરંતર ધમકાવવામાં અને શિક્ષા કરવામાં આવે છે. ક્રિયા કરવાનું તેના શરીરમાં બળ ભરેલું છે, અને તે બળને કોઇ પણ માર્ગે શરીરમાંથી બહાર કાઢ્યાવિના તેને જરાપણ જંપ વળતો નથી. આ બળને કેવી રીતે વ્યવસ્થાથી અને લાભ થાય એવી રીતે વાપરવું એ જ્યાંસુધી તેને શીખવવામાં આવતું નથી ત્યાં સુધી તેનામાં રહેલા મૂળ વેગપ્રમાણે તે વર્તે છે, અને તે બળને, હાનિ થાય એવી રીતે અવ્યવસ્થપણે ખરચી નાંખે છે.

બાળકોને માબાપ અથવા વડિલોતરફથી જે શિક્ષા કરવામાં આવે છે, તે હંમેશાં ગેરવાજબી જ હોય છે. વાજબી રીતે બાળકને શિક્ષા કરવાનો એક પણ દૃષ્ટાંત તમને મળી આવશે નહિ. કારણ કે પોતાના શરીરમાં રહેલું વધારાનું બળ કેવી રીતે યોગ્ય પ્રકારે ઠેકાણે પાડવું, તે જ્યાં સુધી વડિલોતરફથી બાળકને શીખવવામાં આવતું નથી ત્યાં સુધી તે બળને અવિચારથી અર્થાત્ હાનિ થાય એવી રીતે વાપરવાને માટે બાળક ઠપકાને પાત્ર નથી. અને બાળકોનાં સઘળાં તોફાનનું ખરૂં કારણ શોધીએ તો એક જ છે, અને તે એ કે પોતાના શરીરમાં ઉભરાઇ જતું બળ, પણ તેનો કેવી રીતે સદુપયોગ કરવો તેનું અજ્ઞાન. આથી તોફાની બાળકને સોટીની જરૂર નથી પણ આચારમાં મૂકી શકાય એવા બોધની જરૂર છે.

સોટીથી કોઇને કદી જ્ઞાન થયું નથી અને થશે નહિ; અને સારો માર્ગ જાણ્યા વિના ખોટો માર્ગ છોડવાની કોઇએ આશા રાખવી, એ નકામી છે. શિક્ષાથી વૃત્તિનાં ખોટાં વલણો પ્રસંગે દબે છે, પરંતુ તેથી સારાં વલણો કદી પણ ઉત્પન્ન થતાં નથી. અને ખાસ ધ્યાનમાં રાખવા યોગ્ય વાત તો એ છે કે ગમે તે પ્રકારના દબાણથી અથવા ધમકીથી સ્થાયી લાભ કદી પણ થતો નથી. જે શુભ છે, વાસ્તવિક છે, અને યોગ્યતાવાળું છે, તે મનુષ્યનામાં મારથી કે ધમકીથી આવતું નથી, પણ યોગ્ય દિશા દર્શાવવાથી આવે છે.

બાળકના શરીરમાં ઉભરાઇ જતા બળને કદી પણ દાબી દેવું નહિ જોઇએ. દાબી દેવામાં આવતું બળ નકામું જાય છે; અને બળ એટલું બધું કિંમતી છે કે તેને નકામું વહી જવા દેવું, એ મૂર્ખતા છે. મહત્તાવાળું જીવન રચવામાં બળનો કેવી રીતે ઉપયોગ કરવો તે જ્યારે આપણે જાણીએછીએ ત્યારે શરીરમાં ગમે તેટલું બળ ઉત્પન્ન થાય તોપણ તે આપણને ઓછું જ લાગે છે; અને બાળક જરાક સમજણું થાય ત્યારથી જ તેને આ બાબતનું જ્ઞાન આપવું જોઇએ.

'છોકરાં તો બધાં એવાં જ હોય ' એ પ્રકારનો બાળકોના સંબંધમાં જે ભાવ આપણને દૃઢ થઇ ગયો છે, તે ભાવને લઇને બાળકને તેની નજરમાં આવે તેવું સ્વચ્છંદાચરણ અને તોફાન કરવા દઇને તેના અધિક બળનો આપણે તેને ક્ષય કરી નાંખવા ન દેવો જોઇએ. બાળકોને 'એવાં જ હોવાનું ' કશું જ કારણ નથી. તોફાન કરવું અથવા અવિનયીપણું કરવું, એ કંઈ બાળકનું સ્વભાવલક્ષણ નથી. બાળકે નાનપણમાં જંગલી પશુની સ્થિતિમાં રહેવું, અને મોટપણે માણસની ઓળમાં આવવું, એવો કોઇ નિયમ નથી.

'બાળકો તો એવાં જ હોય' એ પ્રકારનો નિશ્ચય અજ્ઞાનનો પરિણામ છે; અને આજ સુધી મનુષ્યો અજ્ઞાન રહેલા હોવાથી આવા બેવકુફીભરેલા નિશ્ચયો માનવાની તેમને ટેવ પડી ગઇ છે. પરંતુ આપણાં બાળકોને જો આપણે, તેઓ જેવાં થવાની યોગ્યતાવાળાં છે, તેવાં જ સર્વ પ્રકારે કરવાં હોય તો આવા ખોટા નિશ્ચયોને આપણા મનમાંથી સમૂળ કાઢી નાંખવા જોઇએ. આમ છતાં, આપણે કુદીને છેક સામે પાટલે જઇને પણ બેસવાનું નથી, અને કેટલાક અતિશય આધ્યાત્મિક હોવાનો ખોટો દાવો કરનાર, અવિકસિત મનવાળા મનુષ્યો જેમ માને છે, તેમ બાળકોને ઉત્તમ પ્રકારનાં કરવાને માટે સકંજાજેવી ઘણા કઠિન નિયમોવાળી કોઈ સંસ્થામાં ગોંધીને જકડવાનાં નથી.

એક જગાએ હાથપગ જોડીને બેશી રહેવાથી અને ઇંદ્રિયોને કશી ક્રિયા ન કરવા દઇને મડાના જેવા જીવનવિનાના થઇને શાંત પડી રહેવાથી સાધુતા આવતી નથી, પણ અસાધારણ પ્રમાણમાં જીવનનો અને બળનો સદુપયોગ કરવાથી અર્થાત્ જેમ બને તેમ વધારે ઉંચા પ્રકારની સત્પ્રવૃત્તિ કરવાથી મહત્તા પ્રાપ્ત થાય છે.

જે બાળકનામાં જીવનતત્ત્વ વધારે હોય છે, તે અવશ્ય કરીને પુષ્કળ કોલાહલ કરનારૂં હોય છે. તેનાથી મોં શીવી લઇને શાંત બેશી રહેવાતું નથી; પણ તે જ પ્રમાણે કોઇ મકાનને છટ્ઠો કે સાતમો માળ કરનારા કારીગરો પણ કોલાહલ મચવી મૂકે છે; પણ અવાજ અથવા કોલાહલ એ વસ્તુઓને–કેટલીક વસ્તુઓને–બનાવવામાં થયા વિના રહેતો જ નથી, એ જ્યારે આપણે જાણીએ છીએ ત્યારે કોલાહલ કરનારાં બાળકોથી આપણે આકુળ વ્યાકુળ થતા નથી

જે પિતા પોતાની વિદ્યમાનતામાં પોતાનાં બાળકોને મોં શીવી લઇને તથા હાથપગ જોડીને શાંત બેશી રહેવાની ફરજ પાડે છે, તે પિતા પોતાના આ પ્રકારના વર્તનથી પોતાનાં બાળકોના ભવિષ્યના કલ્યાણમાં ભારેમાં ભારે હાનિને કરનાર થાય છે; કારણ કે બળને દાબી દેવાથી બળનો નકામો ક્ષય થાય છે એટલું જ નહિ પણ નિરંતર આપ્રમાણે બળને દાબેલું રાખ્યા કરવાથી, થોડા સમયપછી શરીરમાં બળને ઉત્પન થવાનું પ્રમાણ ઘટી જાય છે; અને શરીરમાં જેમ ઓછા પ્રમાણમાં બળ ઉત્પન્ન થાય છે તેમ મનુષ્ય વધારે ઓછાં કાર્યો સાધી શકે છે.

શરીરમાં ઉભરાઇ જતા બળનો, પોતાને લાભ થાય એવી રીતે બાળક ઉપયોગ કરે, એટલા માટે કેટલીક રીતો શોધી કાઢવામાં આવી છે, અને આ રીતોનો ઉપયોગ કરવાથી ઘણો સંતોષકારક પરિણામ આવ્યો છે.

પ્રથમ રીત એ છે કે બાળકનામાં કયું કામ કરવાની સ્વાભાવિક માનસિક શક્તિ અથવા યોગ્યતા છે, તે શોધી કાઢવું, અને પછી આ શક્તિઓને પ્રયત્નમાં જોડે એવું કામ તેને થોડી વારને આંતરે આંતરે કરવાને આપ્યા કરવું. આમ કરતાં બાળકની સ્વાભાવિક માનસિક શક્તિઓનો વિકાસ થશે અને તેની સાથે તેની વૃત્તિ ગમે તેવું વર્તન કરવાના અને તોફાન કરવાના સ્વભાવથી વધારે અને વધારે દૂર જતી જશે.

પરંતુ બાળકોમાં નાનપણમાં જે શક્તિઓ દેખાય છે,તે શક્તિઓ માબાપ જેને પોતે અનુકૂળ ગણે છે તેવી નથી હોતી, અથવા જે ધંધામાં બાળકને તેમણે નાંખવા ધાર્યો હોય છે, તે ધંધામાં ઉપયોગમાં આવે એવી નથી હોતી તો તેમનો વિકાસ કરવાની તેઓ જરા પણ કાળજી કરતાં નથી. બાળકમાં યાંત્રિક શક્તિ દેખાતી હોય પણ માબાપને તેને વકીલ બનાવવો હોય; બાળકમાં કવિત્વ શક્તિ જણાતી હોય પણ માબાપને તેને ડોક્ટર બનાવવો હોય;

બાળકમાં દેશે દેશ ફરવાની અને મોટા વ્યાપારી થવાની શક્તિ જણાતી હોય, અને માબાપને તેને અધ્યાત્મવિદ્યામાં કુશળ તત્ત્વજ્ઞાની અથવા યોગમાં કુશળ યોગી કરવો હોય તો તેઓ તેની સ્વાભાવિક શક્તિને જરા પણ ઉત્તેજન આપતાં નથી; ઉલટાં તેને દાબી દેવાનો જે તે રીતે પ્રયત્ન કરે છે. પરંતુ આ તેમની ભૂલ છે. સર્વોત્તમ પરિણામને પ્રકટાવવાને માટે બાળકનામાં જે વિષયની સ્વાભાવિક રુચિ હોય, તે વિષયમાટેની તેની માનસિક શક્તિઓનો વિકાસ કરવાની માબાપે અનુકૂળતા રચી આપવી જોઇએ, અને પોતાના તરંગને વશ થઇને ગમે તે વિષયઉપર તેમને બળકારથી નહિ ચઢાવી દેવાં જોઇએ; પરંતુ હજારમાં કોઇક જ માબાપ આ ઉપયોગી વિષયઉપર ધ્યાન આપતાં હશે.

બાળકોએ કશું કામ કરવું નહિ જોઇએ, પણ માત્ર રમ્યા જ કરવું જોઇએ એવું જે ઘણાનું માનવું છે, તે પણ ભૂલભરેલું છે. બાળકનો સર્વોત્તમ વિકાસ કરવાને માટે અમુક પ્રમાણનું કામ તેણે કરવું આવશ્યક છે, કારણકે ઉપયોગી કામ કરવામાં જેટલું બળ યોજવામાં આવે છે, તે સઘળું બળ મનુષ્યની ઉન્નતિ સાધનાર સાધનરૂપ થાય છે, અને મનુષ્યની ઉન્નતિ કરનાર સ્વભાવને શરીરમાં ઉત્પન્ન કરે છે. આ સ્વભાવ કોઇ મનુષ્યમાં જેમ અધિક બળવાન્ થયો હોય છે, તેમ જો તે મનુષ્યને પોતાનો વિકાસ કરવાની ઇચ્છા હોય છે તો તેની જૂદી જૂદી માનસિક શક્તિઓનો અધિક સત્વર વિકાસ કરે છે; અને જે સ્વભાવ બાળપણમાં મનુષ્યનામાં અત્યંત દૃઢ થઇ ગયો હોય છે, તે પછી તેના આખા જીવનમાં સઉથી બળવાન્ રહે છે. આથી બાળકના મનને, કોઇ ઉપયોગી કામ કરવાનો અભ્યાસ પાડવો, એ અત્યંત અગત્યનું છે.

બાળકને ગમતું કામ જ્યારે તેને સોંપવામાં આવે છે ત્યારે ઉપર વર્ણવેલા નિયમની સત્યતા ખાસ કરીને અનુભવમાં આવે છે. આમ છતાં આપણે આ વિષયનાસંબંધમાં સ્મરણમાં રાખવું જરૂરનું છે કે બાળકને ગમતું કાર્ય પણ જ્યારે તેને હદઉપરાંત કરવાનો બળાત્કાર કરવામાં આવે છે ત્યારે તે કામ તેને વૈતરું જણાય છે, અને તેથી તેની તેના મનઉપર હાનિકારક અસર થાય છે.

કયું કામ કરવું, અને દરરોજ તે કેટલા વખતસુધી કરવું તે બાળકને પોતાને જ પસંદ કરવા દેવું જોઇએ, અને માબાપતરફથી જો યોગ્ય સલાહ આપવામાં આવે છે, તથા બાળકનો વિશ્વાસ રાખવામાં આવે છે તો તે કામ તે બાળક ડહાપણભરેલી રીતે કરે છે.

તમારાં બાળકોમાં વિશ્વાસ રાખો; તમારી આપેલી સલાહપ્રમાણે વર્તવાનું તેમનામાં સામર્થ્ય છે, અને તે સલાહપ્રમાણે તેઓ બરાબર વર્તશે જ, એવી તેમનામાં નિરંતર શ્રદ્ધા રાખો અને તેઓ તમને કદી પણ નિરાશ નહિ કરે.

બાળકોને કામ કરવું ગમતું નથી, એ કહેવું સાચું નથી. બળાત્કાર કરવામાં ન આવે તો ભાગ્યે જ એવો કોઇ છોકરો મળી આવશે કે જેને કોઇ ઉપયોગી કામ કરવું ન ગમે. ચાર વર્ષની છોકરીને પણ પોતાની માને જૂદાં જૂદાં કામોમાં જો મદદ કરવા દેવામાં આવે છે તો તેમ કરતાં ઘણો જ આનંદ થાય છે. પોતાની છોકરીનું કરેલું કામ માને ફરી પાછું કરવું પડતું હોય તોપણ માએ પોતાના કામમાં પોતાને મદદ કરતી પોતાની પુત્રીને રોકવી ન જોઇએ. જો તેને ધીરે ધીરે શીખવવામાં આવે છે, અને તેના કરેલા કામની ખરેખરી કદર કરવામાં આવે છે, એવું જો તેને ભાન કરાવવામાં આવે છે તો થોડા વખતમાં તે

પુરી પોતાની માતાના કામનો પુષ્કળ બોજો ઉપાડી લેનાર થાય છે; અને તે સાથે વળી તેના મનની ઉપયોગી શક્તિઓ કેળવાય છે.

ગાળે ગાળે વારંવાર બાળકોને કોઇ ઉપયોગી કામ આપ્યા કરવાથી પ્રથમ તો તેમનું બળ ઉપયોગી કામ કરવામાં યોજાય છે, અને બીજું કામ કરવાની તેમનામાં આવડત આવે છે. ઉપયોગી કામ કરનાર મનુષ્યની જ આ જગતમાં કંઇ કિંમત અંકાય છે, અને જ્યારે નાનપણથી જ મનુષ્યમાં કામ કરવાની આવડત આવે છે ત્યારે મોટપણે ગમે તે કામની આવડત સિદ્ધ કરવી તેને કઠણ જણાતી નથી. ઘણા બુદ્ધિમાન્ મનુષ્યોમાં પણ કશું ઉપયોગી કામ કરવાની આવડત ન હોવાથી તેઓ આ જગતમાં કશું જ ઉપયોગી સાધી શકતા નથી, એ વાતઉપર જ્યારે આપણે દૃષ્ટિ નાંખીએ છીએ ત્યારે આ બાબત કેટલી બધી અગત્યની છે, તે આપણને સ્પષ્ટ થયા વિના રહેતું નથી.

આમ છતાં, બાળકો આપણને ઉપયોગી થઇ પડશે. એવા વિચાર માત્રથી ગમે તે કામમાં અથવા પ્રત્યેક કામમાં તેમને જોડ્યા કરવાથી કશો લાભ થતો નથી, પણ ઉલટી ઘણે પ્રસંગે તેમને હાનિ થાય છે.

જેમાં બાળકને સ્વાભાવિક અભિરુચિ જણાતી હોય તેવું કામ તેને સોંપો. તેવું કામ પસંદ કરવામાં તેને મદદ કરો, અને તે કામ કરવામાં તેની બુદ્ધિને તેમાં સર્વોત્તમ રીતે વાળતાં તેને શીખવો, આપ્રમાણે કરવાથી સ્વાભાવિક દિશામાં તેની શક્તિઓનો વિકાસ થશે, એટલું જ નહિ પરંતુ પૂર્વે નકામા વહી જતા પુષ્કળ બળનો ઉપપયોગી કામમાં ઉપયોગ થશે.

વડોદરાની કળાભવનજેવી શાળાઓમાં થોડાં વર્ષો થયાં બુદ્ધિની કેળવણીની સાથે ઔદ્યોગિક કેળવણી આપવાનો જે પ્રયત્ન કરવામાં આવે છે તે યોગ્ય દિશામાં યોગ્ય પગલું ભરવામાં આવેલું છે; આમ છતાં, પ્રત્યેક બાળકને જ્યાં સુધી તે જેને માટે સ્વભાવથી લાયક છે, તેવું ઉપયોગી શિક્ષણ આપવામાં નહિ આવે ત્યાં સુધી શિક્ષણ આપવાનો હેતુ પૂર્ણાંશે સફળ થશે નહિ. પ્રત્યેક બાળકની જરૂરીયાતપ્રમાણે તેને શિક્ષણ મળે, એવી શિક્ષણ-પદ્ધતિ આપણે દાખલ કરવી જોઇએ; આજની શિક્ષણપદ્ધતિ મોટે ભાગે, બાળકની રુચિ હોય કે ન હોય તોપણ તેના મોંમાં વેલણ ઘાલી, આપણી રુચિના પદાર્થો તેના જઠરમાં બળાત્કારથી ભરવાનો પ્રયત્ન કરવાતુલ્ય છે.

બાળકોના ઉભરાઇ જતા બળને ઉપયોગમાં લેવાનો બીજો ઉપાય એ છે કે જેમાં શારીરિક શ્રમની સાથે માનસિક શ્રમ પણ તેમને સારી રીતે થાય, એવી રમતોમાં તેમને જોડવાં. આથી તેમની શારીરિક પ્રવૃત્તિ કંઇક ઓછી થશે; તેઓ ઓછો ઘોંઘાટ કરશે, અને વધારે વ્યવસ્થાથી વર્તશે; તેમને રસ વધારે પડશે, આનંદ અધિક જણાશે, અને કેટલુંક બળ મનના પ્રદેશ ભણી જશે, જેથી તેમની માનસિક શક્તિઓનું સામર્થ્ય વૃદ્ધિને પામશે.

આમ છતાં શરીરના ભોગે આપણે મનને પોષવાનું નથી. આમ કરવું આપણને પાલવે તેમ નથી, કારણ કે બળવાન, દૃઢ શરીર હોય છે તો જ મન પણ બળવાન્ હોય છે. આથી, શરીરને પોતાના ઉપયોગમાં લેતાં, વધારાનું જે બળ હોય તે જ આપણે મનને પોષવાપાછળ વાળવું જોઇએ. અને આવું વધારાનું બળ પ્રત્યેક બાળકના શરીરમાં સામાન્ય રીતે હોય છે. આ બળને નકામું વહી જવા દેવું ન જોઇએ, અને મનને પોષવામાં

આ બળને વાળવાનો એક ઉપાય એ છે કે જેમાં કંઇક વિચાર કરવાની જરૂર પડે, એવી રમતોમાં બાળકો ઉત્સાહથી જોડાય એમ કરવું.

આવી રમતો હંમેશાં પુષ્કળ આનંદ આપે છે. આથી બાળકોને તેમાં ભાગ લેતાં કરવાં, એ કાર્ય જરા પણ કઠિન નથી.

---

## તમે બીજાઓને દુઃખમાંથી બહાર કાઢનાર છો કે તેમને વધારે દુઃખમાં લેઇ જનાર છો?

મધમાખીઓની ટેવોનો અભ્યાસ કરનાર વિદ્વાનો કહે છે કે જો કોઇ મધમાખી જરા પણ મધ લીધા વિના મધપુડામાં પાછી આવે છે તો બીજી મધમાખીઓ તરત જ તેના ઉપર તુટી પડે છે, અને તેને ડંખ દઇ દઇને મારી નાંખે છે.

મધ ન લાવનાર દુર્ભાગી મધમાખીની આ સ્થિતિથી આપણું હૃદય દયાર્દ્ર થાય છે, અને તોપણ પોતાના જાતિબંધુને કોઇ પણ રીતે મદદ ન કરનારં મનુષ્યની સ્થિતિ કરતાં આ દુર્ભાગી મધમાખીની સ્થિતિ કંઇ વધારે દયાજનક નથી. આવા મનુષ્યને તેનાં જાતિબંધુઓ મધમાખીઓની પેઠે મારી નાંખતા નથી, એ ખરૂં છે, તોપણ પેલી દુર્ભાગી મધમાખીની પેઠે તેનું મૃત્યુ તો થાય જ છે. તેનું શરીર મરતું નથી, પણ તેનું હૃદય તો મરે જ છે; તેનામાં રહેલી ઉચ્ચાભિલાષાનું તો મૃત્યુ થાય છે; અને તેના આત્માઉપર અંધકાર ફરી વળવાથી તેનું પણ મૃત્યુ જ થાય છે.

કારણ કે પોતાના જાતિબંધુને દુઃખના ખાડામાંથી બહાર કાઢવાનો પ્રયત્ન ન કરનાર તેને તે ખાડામાં વધારે ઉંડો ધસડી જાય છે, અને દુઃખના ખાડામાં વધારે ઉંડે ધસડી જનારને વિશ્વમાં પ્રવર્તી રહેલી ન્યાયી સત્તાના હાથથી શિક્ષા થયા વિના રહેતી નથી.

આ સંસારમાં બીજાઓનો દુઃખથી ઉદ્ધાર કરવા માટે આપણું આગમન છે. આપણી ચારે બાજુએ મનુષ્યો દુઃખમાં કળેલા જોવામાં આવે છે. કોઇની આશાઓ ભંગ થઇ ગઇ હોય છે; કોઇના બાંધેલા મનોરથોની ઇમારતો ગગડીને હેઠી પડી હોય છે; મનોવિકારોનાં તોફાનોથી કેટલાક અસ્તવ્યસ્ત થઇ ગયા હોય છે. તમે પણ આવી સ્થિતિનો અનુભવ શું નથી કર્યો? તમારો હસ્ત લંબાવો, અને તમારા બંધુને તે જે વિપત્તિના ખાડામાં કળેલો છે, તેમાંથી બહાર કાઢો. આમ કરવાથી જ આપણે બળવાન થઇએ છીએ. બીજાને બહાર કાઢવાને જેમ વધારે ભારે તમે પરિશ્રમ કરો છો તેમ તમે વધારે બળવાન્ થાઓ છો. જીવનનો આ નિયમ છે. ભારે પરિશ્રમ કરવાથી આપણને હદઉપરાંત શ્રમ થશે, અને તેથી આપણને હાનિ થશે, એવો ભય ધરવાનું કશું કારણ નથી. જેમ વધારે ભારે પરિશ્રમ તેમ વધારે મજબુત સ્નાયુ થવાના.

તમે કેવી કૃતિ કરો છો? બીજાઓને દુઃખના ખાડામાંથી બહાર કાઢો છો કે તેમને વધારે ઉંડા ધસડી જાઓ છો? પરમેશ્વર આપણ સર્વને બીજાઓને તેમનાં દુઃખોમાંથી ઉદ્ધાર કરનારા કરો.

---

**'સાધનસમારંભ' ફંડમાં દ્રવ્ય અર્પનાર સજ્જનોની નામાવલિ.**

| | | |
|---|---|---|
| રા૦ રા૦ મણિનાથ વાડીલાલ વકીલ | ગોધરા | રૂ. ૧૦—૦—૦ |
| રા૦ રા૦ ગીરધરલાલ શંભુલાલ (પોતાના ભાઇ પુરુષોત્તમના લગ્નનિમિત્તે) | બોરડી | રૂ. ૧—૮—૦ |
| રા૦ રા૦ પંડ્યા ત્રીકમલાલ દયારામ (પોતાની પુત્રી સૌ૦ બહેન નર્મદાની સદ્ગતિ નિમિત્તે) | ગાબટ | રૂ. ૨—૮—૦ |

---

# प्रभानुक्रमणिका.



---

## अगत्यनी सूचना.

મહાકાલ પ્રત્યેક માસની વદિ ૧૪ ઉપર પ્રકટ થાય છે; અને તેથી ગ્રાહકોને તે બીજા માસની શુદિ દશમસુધીમાં મળે છે. આથી જે ગ્રાહકોને એ અરસામા અંક ન મળે તેમણે થોડા દિવસ વાટ જોઇ અત્ર જણાવવું. ઠેકાણું બદલનારે પોતાનુ પ્રથમનું ઠેકાણું જણાવવા કૃપા કરવી તેમ નહિ કરનારના પત્રઉપર ધ્યાન આપવામાં આવતુ નથી

વ્યવસ્થાપક, મહાકાલ, વડોદરા.

---


તંત્રી—છોટાલાલ જીવનલાલ, શ્રીનૃસિંહાશ્રમ—વડોદરા



# श्रीमहाकाल.

रूप ( पुस्तक ) २३--चैत्र कृष्ण० १४, सवत् १९६७ दर्शन ( अक.) ६

॥ ॐ श्रीं ॥

## ध्यानमां ईशशशिनी सहज प्रतीतिसमये ईशना अनुग्रहनुं अनुमान करनार वृत्तिना उद्गार.

પદ. ( જમુનાને તીરે જાદુવાળે, એ લય )

હૃદયઘનમાથી ચદ્ર મારા સામુ છુપુ ડોકીયુ કરે છે,
એના મામી ઉભેલી મને જોઇને એતી આખડી ઠરે છે.
કેરી નિશાની ઠાની, બોલાવે મને હા હા
એ તો અતરથી હુ પર મરે છે[1]—
ત્રિલોકમા એને નથી, મુજ સમપ્રીતિપાત્ર,
નિજ રશ્મિથી ભિજાવતો, તેથી મારા ગાત્ર.
મુજને જાણીને એના અભિમુખ, ઘનથી બહાર નિસરે છે,
આભારૂપે[2] આવીને મારી આસપાસ, જ્યા ત્યા પ્રસરે છે
જે તે રીતે મારા અગકેરા સગને સેવે,
મુજવિણ આકાશે એકલો ઝુરે છે,--
કુમુદિની આ આતુર છે, શશિને મળવાકાજ,
એ મુજ છાની વાતને, શશિએ જાણી આજ            હૃદય०
રાખીશ શરમ ન વાલમા ! મુજને મળવા માહિ,

૧ અતઃકરણથી તે મારાઉપર પ્રીતિ રાખે છે ૨ પ્રકાશરૂપે

આપણુ ઉભયની એકતા, અનાદિથી જ ગણાઈ,
તારી રૂપેરી શાંત છાયામાંહિ રમવા આતુર તનડું છે,
તારી અમૃતની દૃષ્ટિમાંહિ પ્રેમી બનવા આતુર મનડું છે.
હું તો ઇચ્છું મળવા; પણ પહેલી હામને ધરતાં,
અંતર મારૂં સંકોચને ધરે છે;
એ પણ લ્હાવો એક છે, દૂર કરવો સંકોચ,
માટે નિકટે આવજે, લેવા મુજને ટોચ; હૃદય૦

---

# ब्रह्मसूत्र अथवा ब्रह्ममीमांसा.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૧૬૭ થી. )

વળી ઘટજ્ઞાન, પટજ્ઞાન, કુડ્યજ્ઞાન એ વગેરે જ્ઞાનોમાં માત્ર ઘટ, પટ આદિ વિશેષણોનો ભેદ છે. એ વિશેષણો ભિન્નભિન્ન છે અને જ્ઞાનની એકરૂપતા છે. જ્ઞાન એ સર્વમાં એકાકારરૂપે પ્રતીત થાય છે તેથી જ્ઞાનનું ઐક્ય છે એ નિશ્ચય થાય છે. જ્ઞાનની એ સર્વ ભિન્ન ભિન્ન વ્યક્તિઓ છે એ પ્રકારનું સિદ્ધ થયું નથી ત્યાં સુધી આ એકાકારપ્રતીતિ તે જ્ઞાનત્વરૂપ જાતિની છે એમ કહી શકાય તેમ નથી. તેથી એકાકારપ્રતીતિથી જ્ઞાનનું ઐક્ય છે એ નિશ્ચય થાય છે. શુક્લ ગોવ્યક્તિ, કૃષ્ણ ગોવ્યક્તિ ઇત્યાદિમાં જેમ શુક્લત્વ અને કૃષ્ણત્વરૂપ વિશેષણાંશનો ભેદ છે, એ બે છે અને ગોવ્યક્તિ તે એક છે તે જ પ્રમાણે ઘટજ્ઞાન, પટજ્ઞાન ઇત્યાદિમાં ઘટપટાદિ વિશેષણો ભિન્ન છે અને જ્ઞાન એક છે. ત્યાં જે એક છે તે જે બે છે તેનાથી ભિન્ન છે. એ નિયમપ્રમાણે એકરૂપ જ્ઞાન તે ઘટપટરૂપ બે વિષયોથી ભિન્ન છે. તેથી આ રીતે જ્ઞાન અને જ્ઞેયનો ભેદ સિદ્ધ થાય છે અર્થાત્ જ્ઞાનથી અતિરિક્ત વસ્તુની સિદ્ધિ થાય છે. માટે પૂર્વપક્ષીએ આપેલા અનુમાનનું આ પ્રતિપક્ષી અનુમાન છે. આ રીતે ચૈતન્યરૂપ એકાકાર જ્ઞાનથી ઘટાદિ તદ્‌ભાસ્યનો ભેદ છે એટલું જ નહિ પણ વૃત્તિજ્ઞાનથી-વિજ્ઞાનથી પણ ઘટાદિનો ભેદ આ જ રીતે સિદ્ધ થાય છે. જેમ ક્ષીરગંધ, ક્ષીરરસ એ બેમાં ક્ષીરરૂપ વિશેષણનું ઐક્ય છે અને ગંધ તથા રસરૂપ વિશેષ્ય ભિન્નભિન્ન છે અને તેથી ક્ષીરથી ગંધ તથા રસનો ભેદ સિદ્ધ થાય છે તે જ પ્રમાણે ઘટદર્શન, ઘટસ્મરણ એ બે સ્થલે ઘટરૂપ વિશેષણનું ઐક્ય છે અને દર્શન તથા સ્મરણરૂપ વિજ્ઞાનોનો ભેદ છે તેથી અહિં પણ એકરૂપ ઘટનો દ્વિત્વવાળા વિજ્ઞાનથી ભેદ છે એ સિદ્ધ થાય છે. તેથી વિજ્ઞાનથી અતિરિક્ત તેના વિષયો છે એ આ અનુમાનથી સિદ્ધ થાય છે.

આટલું જ નહિ પણ પૂર્વપક્ષીના મતપ્રમાણે પૂર્વકાલીન વિજ્ઞાન અને ઉત્તરકાલીન વિજ્ઞાન બંને ભિન્ન ભિન્ન છે, બંને ક્રમિક છે, બંને સ્વપ્રકાશ છે અને બંને ક્ષણિક છે અર્થાત્ સ્વસંવેદન થતાં તે જ ક્ષણે નષ્ટ થઇ જાય છે. આ રીતે જ્યારે માનવામાં આવે છે ત્યારે એ વિજ્ઞાનોમાં એક બીજાનું ગ્રહણ થાય છે, અને બીજું પ્રથમનું ગ્રાહક થાય છે એ અસંભવ છે કેમકે ઉભય વિજ્ઞાન ક્ષણિક છે એટલે દ્વિતીય વિજ્ઞાન જે ક્ષણે ઉત્પન્ન થાય

છે ત્યારે પ્રથમનું વિજ્ઞાન તો નષ્ટ થઇ ગયેલું હોય છે તેથી દ્વિતીય વિજ્ઞાનના સમયે પ્રથમનું અસ્તિત્વ જ હોતું નથી તો દ્વિતીય વિજ્ઞાન કોનું ગ્રહણ કરે ? વળી દ્વિતીય વિજ્ઞાન સ્વવેદનમાં જ ઉપક્ષીણ થઇ જનાર છે તેથી પોતાની ઉત્પત્તિ થયા પછી પ્રથમના વિજ્ઞાનને ગ્રહણ કરવાનો સમય જ એને રહેતો નથી. તેથી કોઇ પણ રીતે એ વિજ્ઞાનોમાં પરસ્પર ગ્રાહ્યગ્રાહકભાવ હોવો ઘટી શકે તેમ નથી. આ પ્રમાણે હોવાથી પૂર્વપક્ષીએ કરેલી વિવિધ પ્રતિજ્ઞાઓ ઉપપત્તિરહિત થઇ જાય છે. પૂર્વપક્ષી માને છે કે વિજ્ઞાનોમાં ભેદ હોયછે, વિજ્ઞાનો ભિન્ન ભિન્ન હોય છે. આ વિજ્ઞાનભેદની પ્રતિજ્ઞા એમના મતપ્રમાણે અસંગત થાય છે. કેમકે ભેદ જેમની વચ્ચે હોય તે બેનું પરસ્પરવડે અથવા અન્ય કોઇવડે ગ્રહણ ન થાય તો ભેદનું ગ્રહણ થઇ શકે તેમ નથી અને વિજ્ઞાનનું પરસ્પર ગ્રહણ થઇ શકે તેમ નથી તેમ જ અન્ય કોઇ જ્ઞાતા વિજ્ઞાનવાદી સ્વીકારતો નથી. આ જ પ્રમાણે વિજ્ઞાન ક્ષણિક એ પ્રતિજ્ઞા પણ સિદ્ધ થાય તેમ નથી. બૌદ્ધ મત જણાવે છે કે જે વ્યાવૃત્ત છે, વ્યક્તિમાત્ર છે તે સ્વલક્ષણ છે અને જે અનેકમાં અનુગત છે અને અતદ્ વ્યાવૃત્તિરૂપ છે તે સામાન્ય છે, ઉત્તર કાલીન નીલાદિજ્ઞાન તે વાસ્ય છે અને પૂર્વકાલીન નીલાદિજ્ઞાન તે વાસક છે, આ આદિ પ્રતિજ્ઞાનો પણ ઉપરોધ થઇ જાય છે. કારણ કે સર્વ જ્ઞાનરૂપ છે અને જ્ઞાન ક્ષણિક છે તથા તેમાં ગ્રાહ્યગ્રાહકભાવ સંભવતો નથી તથા એનાથી અતિરિક્ત સ્થાયી આત્મા વિજ્ઞાનવાદી સ્વીકારતા નથી. વળી બૌદ્ધો કહે છે કે અવિદ્યાનો સંસર્ગ તે અવિદ્યોપપ્લવ કહેવાય છે, એ સંસર્ગને લીધે નીલ એ સદ્ધર્મ (એમની પારિભાષિક સંજ્ઞામાં) છે, નરવિષાણુ એ અસદ્ ધર્મ, છે અને અમૂર્ત એ સદસદ્ ધર્મ છે કેમકે સતરૂપ વિજ્ઞાનનો તથા અસતરૂપ નરવિષાણુનો પણ એ ધર્મ છે. આ પ્રતિજ્ઞા પણ દુર્લભ છે કારણ કે અનેક પદાર્થના જ્ઞાનનું ગ્રહણ થવું એ આ પ્રતિજ્ઞામાં અપેક્ષિત છે. અજ્ઞાનવડે બંધ થાય છે અને જ્ઞાનવડે મોક્ષ થાય છે એ પ્રતિજ્ઞા પણ અનેક પદાર્થના જ્ઞાનવડે સાધ્ય થતી હોવાથી આ જ રીતે અસંગત છે. જે પદાર્થ સર્વનો સામાન્યરૂપે ઇષ્ટ છે તે ગ્રાહ્ય કહેવાય છે, જે સામાન્યરૂપે અનિષ્ટ ગણાય છે તે ત્યાજ્ય કહેવાય છે આ આદિ શિષ્યના હિતનો ઉપદેશ પણ અનેક જ્ઞાનસાધ્ય હોવાથી અસંગત ઠરે છે. તેથી આ આદિ વિવિધ એમની પોતાની પ્રતિજ્ઞા જ અસંગત ઠરે છે. માટે પ્રતિજ્ઞાદિની વ્યવહારની સિદ્ધિમાટે ગ્રાહકનો ભેદ અવશ્ય સ્વીકારવો ઘટે છે.

વિજ્ઞાનવાદી વિજ્ઞાન્ વિજ્ઞાન માને છે, તો સ્તંભ, કુડ્ય આદિ બાહ્ય ન માનવામાં એમને શું કારણ છે ? વિજ્ઞાનનો અનુભવ થાય છે એમ જો કહેવામાં આવે તો બાહ્ય અર્થનો પણ અનુભવ થાય જ છે. વિજ્ઞાન પ્રકાશરૂપ છે અને તેથી દીપકની માફક પોતે પોતાનો અનુભવ કરે છે માટે વિજ્ઞાન સ્વીકારીએ છીએ અને બાહ્ય અર્થ પ્રકાશરૂપ નહિ હોવાથી પોતે પોતાનો અનુભવ કરી શકતો નથી માટે તેને અમે સ્વીકારતા નથી એમ કહેવું બુદ્ધિની મંદતાનું સૂચક છે. કારણ કે પોતામાં અત્યંત વિરુદ્ધ એવી ક્રિયાનો સ્વીકાર કરોછો અને અર્થથી વ્યતિરિક્ત વિજ્ઞાનવડે બાહ્ય અર્થનો અનુભવ થાય છે એ મત કે જેમાં કોઇ વિરોધ નથી તથા જે લોકપ્રસિદ્ધ છે તે સ્વીકારતા નથી. જેમ અગ્નિ પોતાનો દાહ કરે છે એ સંભવતું નથી કેમકે પોતામાં ક્રિયા થઇ શકતી નથી તેમ જ વિજ્ઞાન પોતે પોતાનો અનુભવ કરે છે એ પણ અસંગત છે. ક્રિયાનો જે કર્તા હોય છે તે ક્રિયાપ્રતિ ગૌણ છે અને એ ક્રિયાપ્રતિ જેની પ્રધાનતા છે તે કર્મ કહેવાય છે. દેવદત્ત અન્ન ખાય છે એમાં ખાવાની ક્રિયાપ્રતિ ગૌણ

હોવાથી દેવદત્ત કર્તા છે, અને પ્રધાન હોવાથી અન્ન કર્મ છે. અગ્નિ કાષ્ટને બાળેછે એમાં બાળવારૂપ ક્રિયાપ્રતિ ગૌણ હોવાથી અગ્નિ કર્તા છે અને પ્રધાન હોવાથી કાષ્ટ કર્મ છે. કર્તા તથા કર્મમાં આ જ ભેદ છે. ક્રિયાપ્રતિ જેની ગૌણતા તે કર્તા અને જેની પ્રધાનતા હોય તે કર્મ. આમ હોવાથી અગ્નિ પોતાને બાળે એમ થઇ શકતું નથી કેમકે એક જ ક્રિયાપ્રતિ પોતાનું ગૌણત્વ અને પ્રધાનત્વ-કર્તૃત્વ અને કર્મત્વ અસંભવિત છે. આ જ નિયમપ્રમાણે વિજ્ઞાન પોતાનું વેદ્ય થાય એ અસંભવ છે કેમકે જાણવારૂપ ક્રિયામાં પોતાની પ્રધાનતા અને પોતાની ગૌણતા બે સાથે હોઇ શકે તેમ નથી. તેથી વિજ્ઞાન પોતાનો અનુભવ કરે છે એ માનવામાં અત્યંત વિરોધ છે. અર્થથી અતિરિક્ત વિજ્ઞાન લેવામાં આવે તોપણ વિજ્ઞાન સ્વપ્રકાશ હોવાથી પોતેપોતાને જાણે છે એમ માનવું પડશે એમ પૂર્વપક્ષી કહે તો તે પણ આ જ કારણથી અયુક્ત છે.

અહિં પૂર્વપક્ષી કહેશે કે જ્યારે વિજ્ઞાન પોતે પોતાને ન અનુભવે તો વિજ્ઞાનનો જ્ઞાતા, અનુભવ કરનાર, ગ્રહણ કરનાર, ગ્રાહક કોઇ અન્ય સ્વીકારવો જોઇએ. તો તેનું ગ્રહણ કરનાર પણ તેનાથી અન્ય આ જ રીતે હોવો જોઇએ, તેનું ગ્રહણ કરનાર પુનઃ તેનાથી અન્ય હોવો જોઇએ અને તેમ થતાં અનવસ્થા આવે છે. તેથી વિરોધ દેખાય છે છતાં વિજ્ઞાન પોતે પોતાને જાણે છે એમ આ અનવસ્થા દૂર કરવા અવસ્ય માનવું જોઇએ. આટલું જ નહિ પણ એક વિજ્ઞાનને ગ્રહણ કરનાર અન્ય વિજ્ઞાન હોય તો એ વિજ્ઞાન અને આ ગ્રાહ્ય થતું વિજ્ઞાન બંને પ્રદીપવત્ અવભાસસ્વરૂપ હોવાથી સમાન છે તો તેમાં અમુક અવભાસક છે અને અમુક અવભાસ્ય છે એ પ્રકારની વ્યવસ્થા કદાપિ કરી શકાય તેમ રહેતું નથી તેથી પણ ગ્રાહક વિજ્ઞાનની કલ્પના નિરર્થક ઠરે છે. માટે આ રીતે પણ વિજ્ઞાન પોતેપોતાને અનુભવે એમ લેવું જોઇએ. આપ્રમાણે પૂર્વપક્ષી કહે તો એ કથન અયોગ્ય છે. કારણ કે વિજ્ઞાનનું ગ્રાહક અન્ય વિજ્ઞાન લેવામાં આવે તો એ પ્રકારે દોષાપત્તિ આવવાનો સંભવ રહે છે. વિજ્ઞાન એ અનિત્ય જ્ઞાનરૂપ છે અને એની ઉત્પત્તિવગેરે હોય છે અને તેથી કરીને એ ઘટાદિની માફક જડ છે અને તેથી પોતાને પોતાના જન્માદિનું ગ્રહણ થવાનો સંભવ નહિ હોવાથી એ વિજ્ઞાનનું અન્ય કોઇ ગ્રાહક હોવું જોઇએ એવી ગ્રાહકાકાંક્ષા થાય છે. એ ગ્રાહક તે વિજ્ઞાનનો સાક્ષી છે. એ સાક્ષી વિજ્ઞાનની માફક જડ નથી તેમ જ અનિત્ય પણ નથી અને તેથી એની સત્તા તથા સ્ફૂર્તિમાં એ અન્યની અપેક્ષા રાખતો નથી. આમ હોવાથી અનવસ્થા દોષ આવતો નથી અને વિજ્ઞાન તથા વિજ્ઞાનસાક્ષીના સ્વરૂપનો ભેદ હોવાથી એ બંનેની વચ્ચે સામ્ય પણ નથી. તેથી પૂર્વપક્ષીએ આપેલા બંનેમાંથી કોઇ પણ દોષની પ્રાપ્તિ થતી નથી. તાત્પર્ય કે જડરૂપ વિજ્ઞાનના ગ્રહણમાં વિજ્ઞાનના સાક્ષીના ગ્રહણની આકાંક્ષા રહેતી નથી તેથી અનવસ્થાની શંકાને અવકાશ નથી અને સાક્ષી તથા વિજ્ઞાનના સ્વભાવમાં ચિતજડત્વરૂપ વિષમતા હોવાથી સામ્ય નથી અને તેથી એક ઉપલબ્ધ અને બીજું ઉપલભ્ય થઇ શકે છે. વળી આ પ્રકારનો સાક્ષી આત્મા તે સ્વયંસિદ્ધ જે અને તેથી એવો સાક્ષી ક્યાં છે, એવો સાક્ષી નથી ઇત્યાદિ પ્રકારે શંકા કે નિષેધને અવકાશ પ્રાપ્ત થતો નથી. સાક્ષીનો સ્વીકાર નહિ કરવામાં આવે તો અનિત્ય વિજ્ઞાનોનો ભેદ જ સિદ્ધ થઇ શકે તેમ નથી. તેથી એ ભેદની સિદ્ધિમાટે સાક્ષીનો સ્વીકાર અવશ્ય કરવો પ્રાપ્ત થાય છે.

વિજ્ઞાનવાદી કહે છે કે જેમ દીપક અન્ય દીપકની અપેક્ષાવિના જ પ્રકાશતો સ્થિત

થાય છે તે પ્રમાણે એક વિજ્ઞાન અન્ય વિજ્ઞાનરૂપ અવભાસકની અપેક્ષાવિના પોતે જ પ્રકાશતું સ્થિત થાય છે. આમ કહેવામાં સ્પષ્ટ થાય છે કે વિજ્ઞાનનો જ્ઞાતા કોઇ નથી અને વિજ્ઞાન અપ્રામાણિક છે. " અન્ય વિજ્ઞાનની અપેક્ષાવિના " એમ કહેવાથી એ વિજ્ઞાન પ્રમાણનો વિષય નથી ( અપ્રમાણિક છે ) એ અર્થ નીકળે છે અને " પોતે જ પ્રકાશતું સ્થિત થાય છે" એમ કહેવાથી એનો જ્ઞાતા કોઇ નથી એવો અર્થ નીકળે છે. તો જો વિજ્ઞાન આવું હોય તો એ શિલામાં રહેલા દીપના જેવું જ થઇ રહે છે. જેમ શિલાઓમાં રહેલો દીપ કોઇને જણાતો નથી તેથી પ્રમાણના વિષયરૂપ થતો નથી અને એનો કોઇ જ્ઞાતા નથી તે પ્રમાણે આ વિજ્ઞાન પણ જ્ઞાતા અને જ્ઞાનથી શૂન્ય છે અને તેથી એ વિજ્ઞાન તે અસત્ છે, એમ જ ઠરે છે. અહિં વિજ્ઞાનવાદી એવું કહે કે વિજ્ઞાન જ્ઞાતારહિત ઠરે છે, અને અન્યજ્ઞાન વિનાનું ઠરે છે એ પ્રકારે જે આપત્તિ તમે આપી તે અમે સ્વીકારીએ જ છીએ તેથી ઇષ્ટાપત્તિરૂપ છે, અને એટલાથી વિજ્ઞાન અસત્ છે એવું જે તમે કહ્યું તે અયોગ્ય છે કેમકે વિજ્ઞાન પોતે જ જ્ઞાતારૂપ છે. આમ જો કહેવામાં આવે તો એ પણ અયુક્ત છે, કેમકે પ્રદીપાદિ સ્થળે આપણે સ્પષ્ટ જોઇએ છીએ કે પ્રદીપથી અતિરિક્ત, ચક્ષુરાદિ સાધનસંપન્ન પુરુષ તેનો જ્ઞાતા થાય છે; પ્રદીપ પોતે પોતાનો જ્ઞાતા થતો નથી; જ્યાં અભેદ હોય છે ત્યાં જ્ઞાતૃજ્ઞેયભાવ કદાપિ હોતો નથી, તેથી વિજ્ઞાન પોતે પોતાનું જાણનાર થાય એ અંસભવિત છે માટે વિજ્ઞાનથી અતિરિક્ત એનો જ્ઞાતા અવશ્ય સ્વીકારવો જોઇએ. અને એ જ્ઞાતા તે સ્વયંસિદ્ધ સાક્ષી છે. જો અહિં પૂર્વપક્ષી એવું કહે કે સ્વયંસિદ્ધ સાક્ષીને વિજ્ઞાનનો જ્ઞાતા તમે સ્વીકારો છો અને અમે સ્વયંપ્રકાશ, સ્વયંસિદ્ધ વિજ્ઞાનને વિજ્ઞાનના જ્ઞાતારૂપે સ્વીકારીએ છીએ તો એમાં શો ભેદ છે ? તમે સાક્ષીરૂપ અન્ય નામ આપી " વિજ્ઞાન પોતે પોતાને જાણે છે " એ અમારા જ સિદ્ધાન્તને અન્ય શબ્દોમાં પ્રતિપાદન કરો છો. તો એ ઉચિત નથી કેમ કે વિજ્ઞાન અને સાક્ષીના સ્વરૂપમાં ભેદ છે. વિજ્ઞાન એ ઉત્પત્તિવાળું છે, નાશ પામનાર છે અને તેથી ઘટાદિની માફક જડરૂપ છે અને સાક્ષી એ સર્વથી રહિત છે. આમ હોવાથી જ પ્રદીપની માફક વિજ્ઞાન પણ સ્વાતિરિક્ત પદાર્થનું જ્ઞેય છે એ અમે સ્થાપન કર્યું છે.

આપ્રમાણે ઉપલબ્ધિરૂપ હેતુવશાત્ બાહ્ય પદાર્થનું અસ્તિત્વ સ્થાપન કરી વિજ્ઞાનમાત્રનું અસ્તિત્વ સ્વીકારનાર વિજ્ઞાનવાદીના એ સિદ્ધાન્તનું આ સૂત્રથી ખંડન કર્યું છે. હવે પૂર્વપક્ષીએ જણાવ્યું હતું કે સ્વપ્નાદિ પ્રત્યયો જેમ બાહ્ય અર્થ વિના જ ઉત્પન્ન થાય છે તેમ જાગ્રત્ દશાના સ્તંભાદિ વિજ્ઞાનો પણ પ્રત્યયરૂપ હોવાથી, વિજ્ઞાનરૂપ હોવાથી, બાહ્ય અર્થ વિના જ થઇ શકે. આ પૂર્વપક્ષીનાં અનુમાન હવે શ્રી સૂત્રકાર ખંડન કરે છે.

**वैधर्म्याच्च न स्वप्नादिवत् ॥ २९ ॥**

**સૂત્રાર્થ:**—જાગ્રત્ પ્રત્યયો સ્વપ્નપ્રત્યયના જેવા નથી કેમકે બંનેમાં વિલક્ષણતા છે.

આ સૂત્રથી એ જણાવવામાં આવ્યું કે પૂર્વપક્ષીએ જે કહ્યું હતું કે "જાગ્રતનું વિજ્ઞાન સ્વપ્નાદિ વિજ્ઞાનની માફક બાહ્ય આલંબનવિનાનું જ છે" તે ખોટું અનુમાન છે. કારણકે અહિં આ અનુમાનથી પૂર્વપક્ષી શું સિદ્ધ કરવા માગેછે ! અહિં સાધ્ય શું છે ? જાગ્રત્ આદિ વિજ્ઞાનનો કોઇ વિષય નથી અર્થાત્ એ નિર્વિષય છે એ સાધ્ય છે, કે એનો વિષય પારમર્થિક

નથી એ સાધ્ય છે, કે એ વિષય વ્યાવહારિક નથી એ સાધ્ય છે? અહિં જો નિર્વિષયત્વ સાધ્ય લેવામાં આવે તો પૂર્વપક્ષીના અનુમાનમાં દૃષ્ટાન્ત નહિ રહેવાથી વ્યાપ્તિ જ થઇ શકતી નથી કેમકે સ્વપ્નનાં વિજ્ઞાનમાં પણ સાચો નહિ તો મિથ્યા પણ વિષય હોય છે. એ વિજ્ઞાનો પણ નિર્વિષય હોતાં નથી. પારમર્થિક વિષય હોતો નથી એ જો સાધ્ય હોય તો સિદ્ધસાધનતા દોષ આવે છે કેમકે વેદાન્ત પણ બાહ્ય અર્થને પારમાર્થિક સત્તાવાળા સ્વીકારતું નથી. હવે જો વ્યાવહારિક વિષય હોતો નથી એ સાધ્ય છે એ કહો તો ત્યાં સ્વપ્ન અને જાગ્રત્ એ બે દશાનાં વિજ્ઞાનોમાં, શ્રીસૂત્રકાર કહે છે કે, મોટું વૈલક્ષણ્યં છે. એ વૈલક્ષણ્ય તે બાધ અને અબાધ છે. સ્વપ્નમાંથી જાગ્રત્ થતા પુરુષને જણાય છે કે સ્વપ્નમાં મેં જે મહાજનનો સમાગમ અનુભવ્યો હતો તે મિથ્યા હતો, ખરો સમાગમ મને થયો નથી. મારૂં મન નિદ્રાથી ગ્લાનિવાળું થયેલું હતું અને તેથી આ ભ્રાન્તિનો ઉદય થયો હતો, અને એ જાગ્રતના વિજ્ઞાનથી સ્વપ્નમાં ઉપલબ્ધ થયેલી વસ્તુનો બાધ થાય છે, એ વસ્તુ મિથ્યા હતી એવી પ્રતીતિ થાય છે. આ જ પ્રમાણે માયાવીની માયાવશાત્ પ્રતીત થતી વસ્તુઓનો પણ ઉત્તર કાલે પૂર્ણ જાગ્રતમાં બાધ થાય છે. પણ જાગ્રતમાં અનુભવાતા પદાર્થોનો, જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણમાંથી કોઇ પણ વ્યાવહારિક દશામાં બાધ થતો નથી. એ ત્રણમાંથી કોઈ પણ અવસ્થામાં એવું જણાતું નથી કે જાગ્રતમાં અનુભવેલી વસ્તુઓ મિથ્યા પ્રતીત થઇ હતી. તેથી જાગ્રત્ અને સ્વપ્નમાં આ એક મોટું વૈલક્ષણ્ય છે. વળી સ્વપ્નદર્શન છે તે સ્મૃતિમાત્ર છે અને જાગ્રત્ દર્શન છે તે અનુભવરૂપ છે, અને સ્મૃતિ અને અનુભવનું અન્તર પ્રત્યક્ષ અનુભવાય છે. સ્મૃતિનો વિષય વિપ્રકૃષ્ટ હોય છે અને અનુભવનો વિષય સંનિકૃષ્ટ હોય છે. " મારા ઇષ્ટ પુત્રનું મને સ્મરણ થાય છે, હું તેને પ્રત્યક્ષ જોતો નથી " એવો ભેદ સર્વને સ્વયં જ્ઞાત છે. આ રીતે સ્વપ્નદર્શન અને જાગ્રતદર્શનમાં વૈધર્મ્ય છે અને તેથી જાગ્રત્ જ્ઞાન જ્ઞાન હોવાથી સ્વજ્ઞાનવત્ મિથ્યા છે, આલંબનરહિત છે એવું અનુમાન અસદનુમાન છે કેમકે એમાં અપ્રમાણજન્યત્વ ઉપાધિ છે. તેથી એ બેનો ભેદ પોતે સાક્ષાત્ અનુભવ કરવા છતાં એકના સાદૃશ્યથી બીજાને મિથ્યા ગણવું અયુક્ત છે. વિવેકીએ પોતાના અનુભવનો અપલાપ કરવો કેવલ અનુચિત છે. વળી જાગ્રત્પ્રત્યયોને નિરાલંબન કહીશ તો અનુભવનો વિરોધ આવશે એ ભયથી એ પ્રત્યયોને સાક્ષાત્ નિરાલંબન કહેવાની હામ ભીડાતી નહિ હોવાથી જ, પૂર્વપક્ષી એને સ્વપ્નપ્રત્યયના સાદૃશ્યથી નિરાલંબન ઠેરવવા પ્રયત્ન કરે છે. પણ જે ધર્મ જે વસ્તુમાં નથી તેમાં તે ધર્મ, તે વસ્તુ અન્યને સમાન છે એટલા માત્રથી પ્રાપ્ત થઇ શકતો નથી. અગ્નિ ઉષ્ણ છે એ પ્રકારનો સાક્ષાત્ અનુભવ થાય છે તો પછી જલની માફક અગ્નિ દ્રવ્ય છે એ રીતના સાદૃશ્યથી અગ્નિ શીત ઠેરવી શકાતો નથી. આ જ પ્રમાણે સ્વપ્ન અને જાગ્રતનું સાદૃશ્ય હોય તોપણ તેટલા ઉપરથી જાગ્રત્ પ્રત્યયોનું પ્રામાણ્ય જે અનુભવાય છે તેનું મિથ્યાત્વ સ્વપ્નસાદૃશ્યથી સિદ્ધ થાય તેમ નથી. અને એ બેનું વૈધર્મ્ય છે એ તો ઉપર દર્શાવી ગયા છીએ તેથી પૂર્વપક્ષીનું એ અનુમાન કેવલ અસત્ય છે.

( અપૂર્ણ. )

---

# જે પ્રકારની જેની દૃષ્ટિ હોય છે. તે પ્રકારનું તેને આ જગત્ ભાસે છે.

પદ. ( નાથ હુંથી વિયોગ કેમ વેઠી શકાય, એ લય. )

એક મનુષ્યને કૃષ્ણ તો, ત્રિભુવનનાથ જણાય,
કામી પ્રપંચી અન્યને, તે જ કૃષ્ણ દેખાય;
દૃષ્ટિ જેની જેવી તેને તેવું ભળાય,
રાત્રિ ઘુડને દિવસ, દિન રાત્રિ સમજાય, દૃષ્ટિ જેની૦
પ્રજ્ઞાવાન્ ના મુંઝાય, છોને લોકસમુદાય,—
નિંદે અથવા સ્તુતિ ગાય, ધિક્કારે કે પૂજે પાય, રાત્રિ ઘુડને.
મહેશસમ ગુરુભક્તને, ભાસે નિજ ગુરુરાય,
નુગરા નિજસમ મનુષ્ય લહી, અધોગતિએ જાય, દૃષ્ટિ જેની૦
અજ્ઞાની દૃષ્ટિથી જે જગત્, દુઃખપૂરે છલકાય,
તે જ જગત્‌ને હરિ લહી, જ્ઞાની અતિ મલકાય, દૃષ્ટિ જેની૦
અંતર કાળાં જેમનાં, (તેઓ) જ્યાં ત્યાં જુએ અપાય,
સાધુ ન [1]કુરુપતિએ દીઠો, કોઈ, સભાની માંહ્ય, દૃષ્ટિ જેની૦
ઉત્તમ નિજ દૃષ્ટિ કરે, જેને નરહરિ છાય,
[2]કુદૃષ્ટિકર્દમમાં બીજા, બહિરંતર ખરડાય, રાત્રિ ઘુડને.

---

## सामर्थ्यवाळुं जीवन.

### (૧)

### બે પ્રકારના મનુષ્યો.

જગતમાં બે પ્રકારના મનુષ્યો હોય છે. એક પ્રકારના મનુષ્યો એવા હોય છે કે જેમની જગતમાં કંઇક ગણના હોય છે, અને બીજા પ્રકારના મનુષ્યો એવા હોય છે કે જેમની જગતમાં કશી જ ગણના હોતી નથી. જગતમાં ઘણા મોટા ભાગનાં મનુષ્યો દ્વિતીય પ્રકારનાં હોય છે. તેઓ જન્મે છે, ઉછરીને મોટાં થાય છે, ખાય છે, પીએ છે, ઉંઘે છે, અને કામ કરે છે; તેઓ લગ્ન કરે છે, અને ઘર માંડીને રહે છે; તેઓ હસે છે, અને સુખનું ભાન કરે છે, અને તે જ પ્રમાણે તેઓ રડે છે, માંદાં પડે છે, અને દુઃખનું ભાન કરે છે; વર્ષો વીતતાં મોડાંવહેલાં તેઓ મરે છે, અને પોતાના જેવી જ પ્રવૃત્તિ કરવાને પોતાની પાછળ છોકરાંને મૂકી જતાં ન હોય તો તેઓનું જગતમાં જીવવું, તે કેવળ ન જીવ્યાની બરાબર જ હોય છે. તેઓ પ્રારબ્ધરૂપી સૂત્રધારનાં પુતળાં હોય છે, તે તેમને જેમ નચવે છે તેમ નાચે

---

૧ દુર્યોધન ૨ કુદૃષ્ટિરૂપી કાદવ.

છે. પોતાને પ્રાપ્ત આજુબાજુની સ્થિતિના હાથમાં તેઓ રમવાના દડાજેવા હોય છે, તે તેમને જેમ ઉછાળે છે, તેમ તેઓ ઉછળે છે. તેઓના જીવનનો નિયામક હેતુ લોકરૂઢિ અને રિવાજો હોય છે, અર્થાત્ લોકોમાં જેવી રૂઢિ અને રિવાજો ચાલતા હોય છે, તે પ્રમાણેનાં તેઓનાં જીવન હોય છે. જેમના સહવાસમાં અને સંબંધમાં તેઓ પ્રારબ્ધવશાત્ આવે છે, તેમના જેવા જ વિચારો તેઓ કરે છે; તેઓ જેવી કૃતિ કરે છે, તેવી જ કૃતિ તેઓ કરે છે. દૃષ્ટાંતતરીકે ચોટલી રાખવાથી સ્વર્ગ મળે છે, અને કાછડીની પાટલી ન વાળવાથી મોટું પાપ લાગે છે, એવું જો તેમના સંબંધના અને સહવાસના મનુષ્યો માનતા હોય છે, તો તેઓ પણ તેમ જ માને છે, અને આખા માથામાં વાળ ન રાખતાં ગાયની ખરીજેવડી ચોટલી રાખે છે, તથા પાટલી વાળ્યાવિના કાછડી ન ઘાલવાની અત્યંત સાવધાનતા સેવે છે. તેઓના જાતિબંધુઓમાં જે સામર્થ્ય હોય છે, તેના કરતાં જરાપણ અધિક સામર્થ્ય તેમનામાં હોતું નથી. અથવા ખરું કહીએ તો તેના કરતાં જરા પણ અધિક સામર્થ્ય પોતાનામાંથી બહાર કાઢીને તેનો ઉપયોગ કરવાને તેઓ પ્રવૃત્ત થતા નથી. તેઓ જન્મે છે તેવા જ, કાળની રેતીઉપર કશાં પણ પગલાં મૂકી ગયાવિના મરી જાય છે. તેઓ જગત્‌માં થયા હતા કે કેમ, તે કોઇ જાણતું નથી. જ્યારે વસ્તીપત્રક કરવામાં આવે છે ત્યારે તેઓની પણ ગણત્રી કરવામાં આવે છે, પરંતુ વાસ્તવિક ગણના કરવાયોગ્ય પુરુષોની કોઇ ગણત્રી કરે તો તેઓની કશી ગણના થતી નથી. વસ્તીની સંખ્યાનો આંકડો મોટો કરવામાં તેઓ ઉપયોગી થાય છે ખરા, પરંતુ જેમ લાખ કે દશ લાખ દોરામાં પ્રત્યેક દોરમાં તેને પૃથક્ મહત્તાવાળી વ્યક્તિરૂપે દર્શાવનાર કશું ચિહ્ન હોતું નથી, તેમ આ મનુષ્યોમાં બીજાથી તેમની પૃથક્ મહત્તા દર્શાવનાર કશું ચિહ્ન હોતું નથી. તેઓ થોડા અથવા વધારે સુખી, થોડા અથવા વધારે ઉપયોગી અને થોડા અથવા વધારે વિજયી ભલે હોય; પરંતુ સંપત્તિ મેળવતાં છતાં પણ તેઓની જગત્‌માં ગણના થતી નથી, કારણ કે સંપત્તિ મનુષ્યને પૃથક્ વ્યક્તિત્વ ( distinct personality ) આપતી નથી.

ઉપર વર્ણવેલા સામર્થ્યહીન મનુષ્યોની સંખ્યા જ્યારે લાખ્ખો અથવા કરોડોની છે, ત્યારે પ્રથમ પ્રકારના સામર્થ્યયુક્ત જીવન ગાળનારા મનુષ્યો બહુ જ અલ્પ સંખ્યાવાળા હોય છે. જગતને વસ્તુતઃ હલાવનારા આ મનુષ્યો છે. તેઓને સર્વ ઓળખે છે, અને તેમના સામર્થ્યનું સર્વને ભાન થાય છે. વિદ્યામાં અથવા બુદ્ધિમાં તેઓ બીજાના કરતાં ચઢીયાતા હોય છે માટે તેમનામાં સામર્થ્ય હોય છે એમ કંઇ નથી, કારણકે બંનેમાં તેઓ ચઢીયાતા હોતા નથી; જગત્‌માં થઇ ગયેલા કેટલાક સર્વથી અધિક સામર્થ્યવાળા મનુષ્યોએ જરા પણ અસાધારણ બુદ્ધિ બતાવી નથી, તેમ જ લોકો જેને કેળવણી કહે છે, તેવી કેળવણી પણ તેમણે લીધી ન હતી; છતાં તેમનાં જીવન સામર્થ્યમય સિદ્ધ થયાં છે, અને કેટલાક કેળવાયલા મનુષ્યોનાં જીવન નિષ્ફળ સિદ્ધ થયાં છે. જે સામર્થ્ય મનુષ્યની લોકોમાં ગણના કરાવે છે, તે સામર્થ્ય શારીરિક અથવા માનસિક એ બેમાંનું એકે નથી; શરીરના અથવા મનના બળઉપર તેનો આધાર નથી. તે ખાસ ઇશ્વરી બક્ષિસ નથી; સામર્થ્યમય જીવનવાળા પુરુષોનાં જીવન તેવાં થવાનું કારણ બીજાઓમાં જે સામર્થ્ય નથી તે સામર્થ્યને તેઓ વાપરે છે, એ નથી, પરંતુ જે સામર્થ્ય બીજાઓમાં પણ છે, પરંતુ જેને તેઓ વાપરતા નથી, તેને તેઓ વાપરે છે, એ છે.

બુદ્ધ, શંકર, ગૌરાંગ, કબીર, વગેરે મહાપુરુષોમાં અસાધારણ સામર્થ્ય હતું, એવું કહેવાય છે. તેમનો એક જ શબ્દ, તેમનો એક જ કટાક્ષ મનુષ્યોનાં અને પ્રજાઓનાં હૃદયને

હચમચાવવાને પૂર્ણ હતો. તેમને જોવામાત્રથી જ પાપીઓ પોતાની પાપમતિ ત્યજી દેતા, અને અભક્ત ભક્ત બની જાય, તેમના શિષ્ય અને દાસ બની જતા. એવું કહેવાય છે કે ઈસુના શબ્દમાં અપૂર્વ સામર્થ્ય રહેલું હતું, અને તેના શરીરમાંથી સામર્થ્યનો પ્રવાહ વહેતો. તે એક અપ્રસિદ્ધ સુનારનો છોકરો હતો અને એક અજાણ્યા ગામડામાં જન્મ્યો હતો. તેને કોઈ ઓળખતું ન હતું. તે સત્તાધીશ ન હતો, તેમ જ તેને કોઈ સત્તાધારી મનુષ્યોનો વસીલો ન હતો. ઉમરે પણ તે વૃદ્ધ ન હતો, પણ જુવાનીયો હતો, તોપણ તે જે શબ્દો બોલતો, તેનાથી તે સમયની સમગ્ર સામાજિક તથા ધાર્મિક સંસ્થાઓ પાયામાંથી હચમચી જતી; અને આટલું છતાં તે વસ્તુતઃ કશું જ નવું શીખવતો ન હતો. જેનો તે ઉપદેશ આપતો તે સર્વનો પૂર્વે ઉપદેશ અપાઈ ચુક્યો હતો. જેરૂસાલેમ તેના ઉપદેશથી-તેના વિચારોથી—ખળભળી ઉઠ્યું ન હતું, પરંતુ તેની પ્રતાપમય વ્યક્તિથી ખળભળી ઉઠ્યું હતું. માત્ર બાર વર્ષઉપર જ થઈ ગયેલા આ વર્ગના સંસ્થાપક અને આચાર્ય **શ્રીમન્નૃસિંહાચાર્યજી**માં પણ બીજું શું હતું ? તેઓશ્રી એક અપ્રસિદ્ધ નાના ગામડામાં જન્મ્યા હતા. તેમના પિતાને કોઈ ઓળખતું પણ ન હતું. તેઓ સત્તાધીશ ન હતા, તેમ સત્તાધીશોનો તેમને વસીલો પણ ન હતો. તેઓએ શાળામાં, મહાશાળામાં કે પાઠશાળામાં અભ્યાસ કર્યો ન હતો. તેઓશ્રી જે ઉપદેશ આપતા હતા, તેમાં પણ વસ્તુતઃ નવીનતા જેવું કશું જ ન હતું. તેઓશ્રી જે કહેતા તે જ પૂર્વના અનેક ઋષિમુનિઓ તથા મહાપુરુષો હજારો વર્ષપૂર્વે કહી ગયા છે. તેઓશ્રીએ ઉપદેશ આપવાનો આરંભ કર્યો, તે સમયે તેમનું વય ભાગ્યે જ વિશ વર્ષનું પણ હશે. જગતના કશા પણ અનુભવવિનાના એક તરણ છોકરાજેવા તેઓ ગણી શકાય; અને તોપણ તેમની વ્યક્તિ એટલી તો પ્રતાપમય હતી કે તેમના સમીપ આવનાર પ્રખર પંડિતો, શાસ્ત્રીઓ અને વિદ્વાનો પણ તેમના શબ્દ-સામર્થ્યથી સ્તબ્ધ અને ચકિત થઈ જતા, અને મૂછનો દોરો પણ પૂરેપૂરો નહિ ફુટેલા આ યુવકને ચરણે પોતાનું મસ્તક મૂકતા; અને અધિક આશ્ચર્યજેવું તો એ હતું કે શાસ્ત્રોને કે કશાને નહિ માનનારો નવો કેળવાયલો નાસ્તિક વર્ગ, તેમના શબ્દસામર્થ્યથી પરાભવને પામીને તેમના દાસત્વને અથવા શિષ્યત્વને સ્વીકારવામાં પોતાને ભાગ્યશાળી માનતો. આ સર્વમાં એક જ કારણ હતું, અને તે તેઓશ્રીની અપૂર્વ પ્રતાપમય વ્યક્તિ અથવા સામર્થ્યમય જીવન હતું.

ન્યૂનાધિક પ્રમાણમાં આવાં ઉદાહરણો આ વ્યવહારમાં પણ નિત્ય બનતાં આપણે જોઈએ છીએ. એક મનુષ્ય એક વાત કહે છે, અને વળી તે બહુ ઉત્તમ પ્રકારે કહે છે, પરંતુ જગત્ તેના ઉપર કશું જ ધ્યાન આપતું નથી. બીજો મનુષ્ય તેની તે જ વાત જયસ્વયર વાણીમાં અને વિચિત્ર શબ્દોમાં કહે છે, અને સઘળા મનુષ્યો ઉભા રહે છે, અને દમ ઘુંટીને તેની વાતને સાંભળે છે, કારણ કે તે સામર્થ્યસહિત બોલે છે. એક મનુષ્ય કોઈ સિદ્ધાંતનો-સત્ય વાતનો-ગ્રંથ લખે છે; તે શબ્દશુદ્ધિમાં, ભાષામાં, અને સંકલનામાં નિર્દોષ હોય છે, છતાં જગત્ તેના ઉપર દૃષ્ટિ નાંખતું નથી, અથવા નાંખે છે તો ઉપર ઉપરથી તેનાં થોડાં પાનાં ઉથલાવી જઈને, પછી તે પુસ્તક ' ઘણું સારૂં છે ' એમ બોલી, તેને છાજલીમાં બીજાં પુસ્તકો ભેગું ખડકી દે છે. બીજો માણસ તેની તે જ વાતને ઘણી જ ઓછી વિદ્વત્તાથી લખે છે; અને તોપણ તેનું પુસ્તક દૈવતવાળું ગણાઈ જ્યાં ત્યાં મનુષ્યો

તેની એકસ્વરે સ્તુતિ કરે છે, કારણ કે પ્રત્યેક વાચકનું હૃદય તેમાં રહેલા સામર્થ્યથી ભેદાઇ જાય છે.

બે પુરુષો કોઇ નવા સ્થળમાં જઇને સ્થિતિ કરે છે. આમાંનો એક પુરુષ વિદ્વાન્ અને બુદ્ધિમાન્ છે. તે સ્થળમાં તેના આવવા પૂર્વે જ તેની વિદ્વત્તાનાં અને બુદ્ધિનાં વર્તમાનપત્રો રણશીંગાં ફુંકે છે. પરંતુ થોડા જ વખતમાં લોકોની તેના ઉપરથી દૃષ્ટિ ઉઠી જાય છે. બીજા મનુષ્યોના જેવો જ તે પણ એક સામાન્ય મનુષ્ય થઇ ગયેલો જણાય છે. તેની ચમત્કારિક બુદ્ધિ અને વિદ્વત્તા છતાં લોકોઉપર તેની વ્યક્તિની છાપ પડતી નથી; તેનો પ્રતાપ પડતો નથી; તેનું સામર્થ્ય જણાતું નથી. બીજો પુરુષ તે સ્થળમાં આવ્યા પૂર્વે કેવળ અપ્રસિદ્ધ અને કદાચ નિર્ધન પણ હોય છે. તે બહુ વિદ્વાન્ હોતો નથી. પરંતુ થોડા માસ વીતતાં તે સ્થળનાં પ્રત્યેક મનુષ્યોમાં તે પ્રસિદ્ધ થઇ જાય છે. લોકો તેને મોટો માણસ માને છે, અને સર્વઉપર તેનો પ્રતાપ પડે છે. પ્રત્યેક મનુષ્ય તેનો પડ્યો બોલ ઝીલે છે, અને તેનું કામ કરવામાં પોતાને માન મળેલું સમજે છે. આ લેખમાં જેનું વર્ણન કરવાનો પ્રયત્ન કરવામાં આવે છે, તેવું અવર્ણનીય, સૂક્ષ્મ, અને લગભગ અગમ્ય કંઇક તેનામાં રહેલું છે; અને તેને લીધે જ તેનો શબ્દ સામર્થ્યયુક્ત હોય છે.

સામર્થ્યનો આધાર અમુક માનસિક કે આધ્યાત્મિક સદ્ગુણો છે કે સદાચાર છે, એમ પણ નથી. ઘણા ઉત્તમ માનસિક શક્તિવાળા મનુષ્યોનો કોઇ સ્થળે કશો પણ પ્રતાપ પડતો નથી, અને પોતાની સહી પણ બરાબર કરી ન જાણે એવાં મનુષ્યોની હથેળીમાં મોટા મોટા રાજાઓ પણ નૃત્ય કરે છે. ઘણા આધ્યાત્મિક સદ્ગુણોવાળા અને સદાચારી મનુષ્યો જગતમાં ભગતડાંરૂપે હસી કાઢવામાં આવે છે, ગાંડાં ગણાય છે, ઘણીવાર હાસ્યનાં પાત્ર થાય છે, અને તેમના સામર્થ્યનો કોઇના ઉપર પણ પ્રતાપ પડતો નથી. એથી ઉલટું, નીતિને અને સદાચારને નેવે મૂકનારા, અને ભક્તિને અને ઈશ્વરને ઘોળીને પી જનારા મનુષ્યો પોતાના ભારે પ્રતાપવડે જગતને થરકાવી નાંખનારા હોય છે. લુચ્ચા, ચોટ્ટા, જુગારી અને દારૂડીયા મનુષ્યો પણ ઘણી વાર ભારે પ્રતાપવાળા જગતમાં જોવામાં આવે છે, એ જ દર્શાવી આપે છે કે પ્રતાપને અને નીતિને કશો જ સંબંધ નથી. જ્યારે એક સાધુચરિત અને નીતિમાન્ મનુષ્યનો કોઇ ભાવ પૂછતું નથી ત્યારે આવા મનુષ્યો, મ્યુનિસિપાલિટીમાં મેંબરો, ગવર્નરની કાઉન્સિલમાં સભાસદો, વિવિધ મંડળોમાં અગ્રગણ્યો, કોઇ સ્થળે એક પદવી તો કોઇ સ્થળે બીજી પદવી, એમ પાંચ પચાસ પદવીઓ પોતાના પ્રતાપથી ભોગવનારા હોય છે. આવા મનુષ્યોમાં કશું જ સારૂં હોતું નથી, એમ કહેવાનું તાત્પર્ય નથી; તેમનામાં સારા ગુણો અથવા લક્ષણો તો હોય જ છે, પરંતુ તેમના અવગુણોએ અને અપકૃત્યોએ તે ઢંકાઇ ગયા હોય છે; અને તોપણ તેઓ પ્રતાપી હોય છે. તેઓના નેત્રના તીક્ષ્ણ અવલોકનમાં, બોલવાની ધાટીમાં, ઉભા રહેવાની અથવા ચાલવાની રીતમાં, વિવિધ હાવભાવોમાં, ટુંકામાં આખા શરીરમાંથી જાણે સામર્થ્યનાં અથવા પ્રતાપનાં કિરણો નીકળતાં હોય, એમ ભાન થાય છે. તેઓ વગરબોલ્યે છાનામાના આપણી પાછળ આવીને ઉભા રહે, તોપણ તેમની સમીપતાનું આપણને ભાન થાય છે. તેમના શરીરમાંથી નીકળતો સામર્થ્યનો પ્રવાહ જ આપણને તેમની સમીપતાનું ભાન કરાવે છે.

પ્રતાપ નીતિને અવલંબીને રહેલો નથી, એનું નેપોલીયનની કારકીર્દી એ એક જ્વલંત ઉદાહરણ છે. તેણે આ જગતની રંગભૂમિઉપર જે વેશ ભજવ્યો છે, તે કેટલો ચમત્કારિક

હતો. આરંભમાં લશ્કરમાં એક સામાન્ય નિર્ધન સુબેદાર, પછી સેનાઓનો અધિપતિ, પછી ફ્રાન્સનો મહારાજા, પછી આખા યુરોપનો સ્વામિ, ચાહે તેને ગાદીએ બેસાડે અને ચાહે તેને ગાદીએથી ઉઠાડી મૂકે, એવો સામર્થ્યવાળો ! અને આવા અસાધારણ સામર્થ્યવાળો છતાં પણ તે અત્યંત સ્વાર્થી હતો. ઘણીવાર હદઉપરાંત નિર્દયતા દર્શાવતો, અને પોતાનો સ્વાર્થ સાધવામાં જરા પણ આઘુંપાછું ન જોનાર હતો. પણ તેના શબ્દમાં ભારે સામર્થ્ય હતું.

અનીતિમાન્ મનુષ્યો સામર્થ્યવાળા હોય છે, એમ વર્ણી નીતિમાન્ પુરુષો સામર્થ્યવાળા નથી હોતા, એમ કહેવાનું તાત્પર્ય નથી. નીતિમાન્ પુરુષો પણ સામર્થ્યવાળા હોય છે, પરંતુ સામર્થ્યવાળા અનીતિમાન્ મનુષ્યોનાં ઉદાહરણથી એટલું જ સૂચવવાનું છે કે નીતિમાન્ જ સામર્થ્યયુક્ત હોઇ શકે એવું કાંઇ નથી, તેમ અનીતિમાન્ સામર્થ્યયુક્ત ન હોઇ શકે એવું પણ કંઈ નથી. શંકર, બુદ્ધ, મહાવીર, જરતુસ્ત, જિસસ વગેરે મહાપુરુષો અત્યંત નીતિમાન્ અને પવિત્ર હતા. પરંતુ એકલી જ નીતિ અથવા એકલી જ પવિત્રતા સામર્થ્યને અર્પે છે, એમ કંઈ નથી, એટલું જ કહેવાનું તાત્પર્ય છે.

મૂડી નામના ઉપદેશકનો દૃષ્ટાંત લઈએ. તેનામાં સામાને આંજી નાંખે એવું કશું જ ન હતું. તેનામાં વક્તૃત્વ પણ જરાયે ન હતું. સામાન્ય સરળ શૈલિથી પોતાના પુષ્કળ શ્રોતાઓઆગળ તે માત્ર વાત જ કરતો, અને તોપણ લોકોનાં ટોળેટોળાંઉપર તેની સત્તા પ્રવર્તતી, અને હજારો મનુષ્યો તેના ઉપદેશથી પોતાના મતનો ત્યાગ કરી તેના મતમાં ભળતા. તેના શબ્દમાં જ અલૌકિક સામર્થ્ય રહ્યું હતું. સામર્થ્યનો પ્રવાહ તેના શરીરમાંથી નીકળતો, અને તેને સાંભળનારાઓનાં હૃદયપર્યંત આવીને તેમને દ્રવીભૂત કરતો. તેના શબ્દોમાં આવું સામર્થ્ય હતું, એમ નહિ, પણ તે શબ્દો જ્યાંથી ઉઠતા હતા, તે મનુષ્યનામાં તે સામર્થ્ય હતું. બોલનાર કોણ છે, નીતિમાન્ છે કે અનીતિમાન્ છે, એ વગેરે કશું ન જાણતાં છતાં, પણ તેના વ્યાખ્યાનથી શ્રોતાઓનાં નેત્રમાં ચોધાર આંસુ વહ્યાનાં ઉદાહરણો નોંધાયલાં છે. તેનામાં રહેલા સામર્થ્યથી આ સર્વ થતું હતું.

ખ્રિસ્તીઓના ધર્મપુસ્તકમાં સેમ્સન નામના એક અત્યંત બળવાન્ મનુષ્યની કથા છે. આ લેખમાં જે વાત સ્પષ્ટ કરવાનો પ્રયત્ન કરવામાં આવે છે, તેનું સેમ્સન ઉત્તમ ઉદાહરણ છે. સેમ્સનનું અસાધારણ બળ તેના બાહુમાં ન હતું. કારણ કે જ્યારે તેના વાળ કાપી નાંખવામાં આવતા હતા, ત્યારે તે બળ તેનામાંથી જતું રહેતું હતું; અને આમ છતાં તે બળ તેના વાળમાં ન હતું. સેમ્સન ઈશ્વરને સમર્પિત થયેલો મનુષ્ય છે, એવી જે સ્થિતિ તેના વગરકાતરેલા વાળથી સૂચવાતી હતી, તેમાં તે બળ રહ્યું હતું. માત્ર હાડકાં અને માંસમાં જેટલું બળ હોવાનો સંભવ છે, તેના કરતાં વધારે મહત્તાવાળું તે કંઇક હતું. ચારે બાજુ કોટવાળા નગરના દરવાજાને જ્યારે તે હાથવડે પકડીને ખેંચતો ત્યારે જાણે તે પાતળી કરાંઠીઓનો અથવા ઘાસના સાંઠાનો બનાવ્યો હોય તેમ તેના તુટીને કકડે કકડા થઇ જતા. શરીરના સ્નાયુઓમાં આવું કરવાનું બળ હોતું નથી. સ્નાયુઓ આવું કરી શકતા નથી. તે સામર્થ્ય હતું. સેમ્સનની વાત કે એવી જ કોઇ બીજી પૌરાણિક વાત તમને ગપજેવી ભાસે તો કોઈ મોટા ' ઇલેક્ટ્રો મેગ્નેટ ' ને (electro magnet વિદ્યુન્મય લોહચુંબક) જઇને જુઓ. તાંબાનો તાર વીંટાળેલા એક મોટા વાંકા લોખંડના જડ અને સામર્થ્યવિનાના સળીયાને તમે જોશો, પણ બને છેડા જોડી દો, અને તારમાં થઈને વીજળીના પ્રવાહને ચાલતો કરો,

અને તે લોહચુંબક છપ્પન મણ વજનને ઉંચકશે ! એક લોખંડના કકડામાં આવું અગાધ સામર્થ્ય રહેલું છે, એવી તે કકડાને માત્ર જોઇને કોને કલ્પનાસરખી પણ થવી સંભવે છે ! તેનામાં આવું સામર્થ્ય રહેલું છે, એવો આપણે પ્રત્યક્ષ અનુભવ ન કરીએ તો આપણે એ વાત માનીએ પણ નહિ. એક લોહચુંબકનો કકડો છપ્પન-મણ વજન ઉંચકે છે તેમાં જેમ આશ્ચર્યજેવું કશું જ નથી, તેમ ગુંથેલા વાળવાળો એક મનુષ્ય નગરના બંધ કરેલા મજબૂત દરવાજા તોડી પાડે અથવા મોટા પાટડાઓને તણખલાની પેઠે ઉંચકીને ફેંકી દે તેમાં આશ્ચર્યજેવું કંઇ જ નથી.

ઉદાહરણની સુગમતાને માટે સેમ્સનની વાત અક્ષરશઃ સાચી છે, અને જેમ લોહચુંબકદ્વારા શક્તિને ઉપયોગમાં લેવામાં આવી હતી તેમ જ કોઇ રીતે તેના દ્વારા શક્તિને ઉપયોગમાં લેવામાં આવી હતી, એમ આપણે માની લઇએ છીએ. પરંતુ સેમ્સન સામર્થ્યને બુદ્ધિપૂર્વક વાપરતો હતો. તેની ઇચ્છા થતી તે વસ્તુપ્રતિ તે સામર્થ્યને-તે વાળતો, અને તેને ગતિમાં મૂકતો, અને જેને અડવાની તેને ઇચ્છા થતી ન હતી તેને તે તેમ ને તેમ પડી રહેવા દેતો. આગળ ઉપર દર્શાવવામાં આવશે તેમ લોહચુંબકમાં જે બળ છે, તે જ પ્રકારનું બળ તેનામાં હતું; કારણ કે સામર્થ્ય એક જ છે. એ જ બળથી મહાપુરુષો રોગીઓના વ્યાધિ નિવારતા અને નિવારે છે, એ જ બળથી અનેક યોગીઓ અનેક ચમત્કારો કરતા અને આજે કરે છે, અને એ જ બળથી શ્રીકૃષ્ણે યમુનાના જળને હુંકાર માત્રથી સ્તંભાવ્યું હતું. એ જ બળથી જો આપણે બાઇબલને ખરૂં માનીએ તો જિસસે અનેક મનુષ્યોને થોડા ભોજનથી સંતોષ્યાં હતાં, અને સમુદ્રના તોફાનને શમાવ્યું હતું. નેપોલીયને એ જ બળનો ઉપયોગ કરીને યુરોપને ધ્રુજાવ્યું હતું, અને બૂદ્ધે એ જ બળનો ઉપયોગ કરીને પરપક્ષના હજારો મનુષ્યોને પોતાના પક્ષમાં આણ્યા હતા. માત્ર નેપોલીયને પોતાના સ્વાર્થયુક્ત લોભને સિદ્ધ કરવામાં એ બળનો ઉપયોગ કર્યો હતો, અને બૂદ્ધે મનુષ્યોને સન્માર્ગમાં વાળવામાં તેનો ઉપયોગ કર્યો હતો. પણ સર્વ સ્થળમાં એક જ બળનો ઉપયોગ થયો છે, અને તે ગમે તે મનુષ્યની સેવામાં રજુ થવાને માટે જેમ પૂર્વે તૈયાર હતું, તેમ આજે પણ તૈયાર છે. તેને પોતાના સ્વાધીનમાં લેનાર અને ઉપયોગ કરનાર મનુષ્યોના જ ટોટા છે. જેમ અગ્નિના બળવડે તમે અનેક પ્રકારનાં યંત્રો ચલાવી તમારી અને દેશની સંપત્તિ વધારો, અથવા નગરોને અને ગામોને ફુંકી મૂકી પ્રજાની પાયમાલી કરો, તોપણ અગ્નિ તમારો હુકમ ઉઠાવવાને તત્પર છે, તેમ મનુષ્યોનો ઉદ્ધાર કરવામાં તે બળનો તમે ઉપયોગ કરો કે તેમનો વિનાશ કરવામાં તેનો ઉપયોગ કરો, પ્રેમનાં કાર્યો કરવામાં તેનો ઉપયોગ કરો કે મનુષ્યોને સંતાપ ઉપજાવવામાં તેનો ઉપયોગ કરો, પોતાના કે પરના વ્યાધિ નિવારવામાં તેનો ઉપયોગ કરો કે તમારી સ્વાર્થથી ભરેલી વિવિધ મનસાઓ સાધી લેવામાં તેનો ઉપયોગ કરો—ગમે તે સિદ્ધ કરવામાં તેનો ઉપયોગ કરો—તોપણ તે તમારી સેવા ઉઠાવવા તત્પર છે. પરંતુ સ્મરણમાં રાખજો કે એ બળનો જેઓ સદુપયોગ કરતા નથી, અને બીજાને કનડવામાં કે હાનિ કરવામાં તેને યોજે છે, તેના ઉપર પરિણામે તે મહા વિપત્તિ આણ્યાવિના રહ્યું નથી. સેમ્સનની પણ તેણે અતિ દુર્દશા કરી છે, નેપોલીયનની પણ કરી છે, અને બીજા જેમણે જેમણે તેનો સદુપયોગ નથી કર્યો તેમની તેણે તેવી જ દુર્દશા કરી છે. આથી આ બળનો સદુપયોગ કરવાનુ સ્મરણમાં રાખજો. અને તેમ કરવાનાં સબળ કારણો છે, અને જેમ જેમ આ લેખ

આગળ ચાલતો જશે તેમ તેમ તે કારણો તમારા જાણવામાં આવતાં જશે. હાલ તો એટલું જ સ્મરણમાં રાખવાનું છે કે ગમે તે પુરુષ અથવા સ્ત્રી સામર્થ્યનો ઉપયોગ કરવા, પોતાની પ્રતાપમય વ્યક્તિ કરવા અને જે કામ હાથમાં લીધું હોય તે કામ પાર પાડવા સમર્થ છે; અને સામર્થ્યનો સદુપયોગ જ્યારે શાંતિ તથા સુખને આપે છે ત્યારે તેનો દુરુપયોગ ભયંકર શિક્ષાનો ભોગ કરે છે. આગળઉપર આ વિષયને પુનઃ ચર્ચવાનો આપણને પ્રસંગ પ્રાપ્ત થશે. આ પ્રકરણનો ઉદ્દેશ માત્ર ગમે તે મનુષ્ય પોતાનું જીવન સામર્થ્યવાળું કરી શકે છે, એ દૃષ્ટાંત અને દલીલોથી સિદ્ધ કરવાનો હતો; અને તે સિદ્ધ થવાથી તેને સમાપ્ત કરીએ છીએ.

( અપૂર્ણ )

---

# પ્રકીર્ણ સદ્વિચારો.

ન્યાયવડે નરક બદલાઇને સ્વર્ગ થતું નથી, પણ પ્રેમવડે થાય છે.

અપરાધીનો ન્યાય કરો, અને તેના અપરાધપ્રમાણે તેને પાંચ અથવા દશ વર્ષની સખ્ત મજુરીની શિક્ષા કરો, તેથી તેનું દોષવાળું અંતઃકરણ નિર્દોષ થશે નહિ. આજસુધીના અનુભવે તે સિદ્ધ કર્યું નથી. ન્યાયમંદિરોથી અને પોલિસવગેરે ખાતાંથી અપરાધ ઓછા થતા નથી, જગતમાં નીતિનું બળ વધતું નથી, મનુષ્યોનાં સદોષ અંતઃકરણો ઉજળાં થતાં નથી, નરક સ્વર્ગ થતું નથી, પણ બુદ્ધિપૂર્વક યોજેલા પ્રેમવડે જ અપરાધ ઓછા થાય છે, નીતિબળ વધે છે, અંતઃકરણ ઉજ્જ્વળ થાય છે, અને નરક સ્વર્ગ થાય છે.

જેને માટે જે લાયક હોય તેને તે આપવું, એ જ ન્યાયનો ખરો અર્થ છે. પણ અપરાધ કરનાર શું શિક્ષાને લાયક છે ? અજ્ઞાનને લીધે તેણે અપરાધ કર્યો છે, માટે તેનું અજ્ઞાન ટળે, એવા જે ઉપાયો હોય તેને માટે તે લાયક છે. અને અજ્ઞાનને ટાળવાનો ઉપાય શિક્ષા નથી, પણ શિક્ષણ છે. આથી અપરાધીને શિક્ષા નહિ પણ શિક્ષણ આપવું એ જ ન્યાય છે. શિક્ષામાં પણ વસ્તુતઃ શિક્ષણનો અર્થ જ રહેલો છે. પરંતુ આજની શિક્ષામાં શિક્ષણ આપવામાં ન આવતાં માત્ર વૈર જ લેવામાં આવે છે.

ભૂલનું ફળ જે દુઃખ તે કુદરતના નિયમપ્રમાણે મળ્યાવિના રહેતું જ નથી, તો પછી મનુષ્યે ભૂલ કરનારને તેની ભૂલનું ફળ બીજી વાર આપવાનો શા માટે પ્રયત્ન કરવો જોઇએ ? બારીએથી પડીને એક પગ ભાગનારનો, તેની ભૂલની શિક્ષાતરીકે, બીજો પગ ભાગી નાંખવો, એ શું ન્યાય ગણાશે ? અને તોપણ આવી જ કૃતિને આજે જગતમાં ન્યાય ગણવામાં આવે છે. અજ્ઞાનથી એક મનુષ્ય બીજાનું ડોકું કાપી નાંખે છે, તો ન્યાયને ઝંખનારા, તે કાપનારનું ડોકું, બુદ્ધિપૂર્વક કાપે છે, ત્યારે જ ન્યાય થયેલો સમજે છે.

વસ્તુતઃ મનુષ્યોથી અપાતો ન્યાય આંધળો છે. અમુક દોષવાળી ક્રિયાનું અમુક ફળ આપવામાં આવે તો તે સંપૂર્ણ ન્યાયવાળું ગણાય, એમ કોઇ પણ મનુષ્ય કહી શકે તેમ નથી. નિશાળમાં કાપી કરનાર વિદ્યાર્થીનો આઠ આના દંડ અથવા બે સોટીની શિક્ષા, એ યથાર્થ ન્યાયરૂપ છે, એવું શી રીતે કહી શકાય ? કાં તો તે શિક્ષા ઓછી હોય છે, અથવા કાં તો વધારે હોય છે. સર્વજ્ઞ ઈશ્વર જ કયી ક્રિયાનું કયું અને કેટલું ફળ આપવું, તે જાણે

છે, અને તે જ પ્રત્યેક ક્રિયાનું યથાર્થ ન્યાયવાળું ફળ આપે છે. શા માટે મનુષ્યોએ ત્યારે ન્યાય આપવાનો વ્યર્થ પ્રયત્ન કરવો જોઇએ ?

જેઓ ન્યાયને અત્યંત વળગી રહેનાર છે, તેઓ જગતમાં સઉથી વધારે અન્યાયી મનુષ્યો હોય છે.

ન્યાયવગેરે ખાતાંઓનું શિક્ષણ શાળાઓમાં, મનુષ્યોનું જ્ઞાન વધારનારાં ખાતામાં, મનુષ્યોની મતિ નિર્મળ કરે એવી સંસ્થાઓમાં રૂપાંતર પમાડવું જોઇએ.

ગુના કરે એવી અજ્ઞાત પ્રજા રાખીને, પછી પ્રજાના જાનમાલનું રક્ષણ કરવા પોલીસ, સેના વગેરે રાખવાં, અને તેમની પાછળ ખર્ચ કરવો, એ કારણને જીવતું રાખીને કાર્યના ઉપર મલમપટા કરવાતુલ્ય છે. પ્રજાના અજ્ઞાનને ટાળવું. એ ગુનાના મૂળને ડામવા બરાબર છે. ન્યાય આપવો, એ પખાલીને રોગ અને પાડાને ડામ દેવાજેવું છે.

જગતમાં જેટલાં જેટલાં વૃત્તિને અણગમો ઉપજાવનાર કાર્યો છે, તે સિદ્ધ કરે છે કે આપણે ખોટા માર્ગમાં વહન કરીએ છીએ. ખોટા માર્ગમાંથી નીકળી જાઓ, અને નવો માર્ગ ગ્રહણ કરો.

પ્રેમમાં શ્રદ્ધા રાખો, પ્રેમ સઘળાં પાપોને અને સઘળા અન્યાયને ધોઈ નાંખે છે. કોઇ પણ મનુષ્ય આ જગતમાં ન્યાયી જીવન ગાળી શકતો નથી, કારણ કે યથાર્થ ન્યાય શું છે, એ કોઇ પણ મનુષ્ય જાણવા સામર્થ્ય નથી. જ્યાં સુધી પ્રેમનું આપણા અંતઃકરણમાં સામ્રાજ્ય પ્રવર્તતું નથી ત્યાં સુધી આપણે નિર્દોષ થતા નથી, અને અન્યને નિર્દોષ કરી શકતા નથી; ત્યાં સુધી આપણાં દુઃખ ટળતાં નથી અને આપણે અન્યનાં દુઃખો ટાળી શકતાં નથી.

પ્રેમને પ્રવર્તાવો. દોષવાનના દોષની હજાર વાર, અને જરૂર પડે તો એક હજાર એકવાર ક્ષમા આપો. તમને શિક્ષા ગમતી નથી, પણ ક્ષમા ગમે છે; તો બીજાને પણ તે આપો. તમને પ્રેમવાળો બોધ ગમે છે; તો અન્યને પણ પ્રેમથી જ બોધ આપો. સ્મરણમાં રાખો કે ન્યાય આપવો, એ વૈરબુદ્ધિને સૂચવે છે. પ્રેમ કરવો, અને પ્રેમવડે તેને સુધારવો એ જ અપરાધીનો ખરો ન્યાય છે.

* * *

બીજા મનુષ્યો તમને ઠગે છે, અથવા તમારી સાથે પ્રપંચ રમે છે, તેનું કારણ શું છે, તે તમે જાણો છો ? તેઓ તમારી સાથે જે ઠગાઈ અથવા પ્રપંચ રમે છે, તેનું કારણ તેઓ તેવા દુષ્ટ સ્વભાવના છે, એ નથી, પણ તેનું કારણ તમે પોતે છો. તમે પોતે તેમને તમને ઠગવાનું આમંત્રણ કર્યું છે. જાણતાં અથવા અજાણતાં, **વિચારનાં જે ગૂઢ આંદોલનો તમે ગાતમાં મૂકયાં છે,** તેમને જ માત્ર તેઓ અનુસરે છે.

અન્ય શબ્દોમાં કહીએ તો લોકોને જે રીતે તમારી સાથે વર્તવાનું તમે આમંત્રણ કરો છો તે રીતે જ બરાબર તેઓ તમારી સાથે વર્તે છે.

આપણા મનમાં જેટલી જેટલી માનસિક ક્રિયાઓ ચાલે છે, તેમાંની પાંચ ટકા જેટલી જ ક્રિયાઓ આપણા બાહ્ય મનમાં ચાલે છે, અને પંચાણું ટકા આંતર મનમાં ચાલે છે, એ વાતનો જો આપણે ક્ષણવાર અટકીને વિચાર કરીશું, તો આ વિષયને આપણે વધારે સારી રીતે સમજીશું. તમને ઠગવાને જે મનુષ્યો તમારી પાસે આવે છે, તે મનુષ્યોને તમારી પાસે આણનાર કારણ તમારા આંતર મનમાં જ કોઇ સ્થળે રહેલું છે.

અમુક મનુષ્યો મને ઠગે છે, અને મારી સાથે પ્રપંચ રમે છે, અથવા અમુક મનુષ્યો અપ્રમાણિક અને નીચ વૃત્તિવાળા છે, એવું જ્યારે જ્યારે તમે બોલો છો અથવા મનમાં વિચાર કરો છો ત્યારે ત્યારે પ્રત્યેક પ્રસંગે **તેવી જાતનો અનુભવ કરાવનાર જે કારણ તમારા આંતર મનમાં રહ્યું છે, તે કારણને તમે પોષો છો.** તમને ઠગનાર અને તમારી સાથે અપ્રમાણિકપણે વર્તનાર મનુષ્યોને આકર્ષનાર વિદ્યુન્મય સામર્થ્યની તમે તમારામાં વૃદ્ધિ કરો છો.

તમારો મિત્ર શું ધારે છે કે તેણે તમને ઠગ્યા છે ? નિશ્ચય માનજો કે તે તેવું ધારતો નથી. તે એવું જ ધારે છે કે તેણે તમારી સાથે બહુ ન્યાયવાળું અને યોગ્ય વર્તન ચલાવ્યું છે, અને પ્રસ્તુત પ્રસંગમાં તેનાથી વધારે સારૂં વર્તન તે ચલાવી શકે એમ છે જ નહિ.

વળી આ વાત પણ નિશ્ચયપૂર્વક માનજો કે તેના હેતુઓ અને વિચારો ગમે તેવા હશે તોપણ જે **વસ્તુતઃ તમારા સ્વકતૃત્વનું છે,** તેને તે કોઈ ઉપાયે તમારી પાસેથી છીનવી શકે એમ છે જ નહિ.

દુઃખદ અથવા પ્રતિકૂળ અથવા અપ્રિય પ્રસંગોને માટે બીજાઓને માથે દોષનો પોટલો જ્યારે જ્યારે તમે ચડાવો ત્યારે ત્યારે એક ક્ષણવાર પણ એવું અનુમાન કરતા નહિ કે તમે તમારી ઉન્નતિના માર્ગમાં આગળ વધો છો. એમ કરવાથી તમે તમારી ઉન્નતિને માત્ર મુલતવી રાખો છો; તમે તેવા ને તેવા જ બીજા દુઃખદ પ્રસંગોનો તમને અધિક અનુભવ થાય એવાં કારણોને જ માત્ર રચો છો.

સંસારરૂપી દીર્ઘ રોગનું ઔષધ સદ્વિચાર છે, એવું સત્શાસ્ત્રો કહે છે. તેને સેવીને દુઃખ માત્રથી મુક્ત થાઓ.

સદ્વિચાર એટલે શું ? સત્ જે પરમાત્મા તેનો વિચાર. આ વિચાર જ સર્વ દુઃખોને ટાળનાર છે. ત્યારે કયા કારણથી લોકો તમારી સાથે પ્રતિકૂળ વર્તન કરે છે, તે જાણવાની તમારે કશી જ જરૂર નથી. તમારે જે કરવાનું છે, તે માત્ર સદ્વિચાર કરવાનો છે, અને તેનો અર્થ એ કે પરમાત્મામાં સઘળા મનથી સંપૂર્ણ શ્રદ્ધા રાખવી; પરમાત્માને જ પોતાના સઘળા વ્યવહારના ચલાવનારા માનવા; તે જે કંઈ આપણને આપે છે તે આપણા હિતનું જ હોય છે, એમ સંશયમાત્રના ત્યાગપૂર્વક માનવું; બીજા મનુષ્યોના વ્યવહારના ચલાવનારા પણ પરમાત્મા જ છે, એમ જાણીને તથા માનીને તેમની પ્રવૃત્તિમાં પ્રકટતા પ્રતિકૂલ ભાવનો ત્યાગ કરવો, અને ધીરે ધીરે તમને સમજાશે કે જે પ્રતિકૂળતાઓનો, અને જે દુઃખોનો, પૂર્વે તમને વારંવાર સંબંધ થતો હતો, તે તમારા તરફ આવતાં ઓછાં થવા માંડ્યાં છે, અને જેમ જેમ તમારા સદ્વિચારનું બળ વધતું જાય છે, તેમ તેમ તે કેવળ ઘટી જાય છે. જેઓ સદ્વિચારને અર્થાત્ પરમાત્માના વિચારને અખંડ સેવે છે, અથવા જેઓ સર્વત્ર **શુભને** જ જુએ છે, અને **શુભમાં** જ શ્રદ્ધાને ધરે છે, તેઓનું જીવન દુઃખરહિત થઈ કેવળ આનંદમય બની જાય છે.

* * * *

લોકો દુષ્ટ વૃત્તિવાળા છે માટે તમને ઠગે છે અથવા તમારી સાથે પ્રપંચ રમે છે, એમ કંઈ નથી, પરંતુ જેને તેઓ પોતાનું હિત સમજે છે, તે પ્રાપ્ત કરવાનો તેમને બીજો કોઈ માર્ગ જાણવામાં ન હોવાથી તેઓ તેમ કરે છે.

જેટલું સદાચરણી થતાં આપણને આવડે છે, તેટલા સદાચરણી આપણે સર્વ હોઇએ જ છીએ.

બે અયોગ્ય કૃતિમાંથી જે વધારે ઓછી અયોગ્ય કૃતિ આપણી માનસ દૃષ્ટિને જણાય છે, તેને જ આપણે સર્વ પસંદ કરીએ છીએ.

આપણું હૃદય દુષ્ટ છે, માટે આપણે દુષ્કૃતિ કરીએ છીએ, એમ નથી, પણ આપણી બુદ્ધિ ઓછી હોવાને લીધે જ આપણે દુષ્કૃતિ કરીએ છીએ.

પ્રત્યેક મનુષ્યનું હૃદય સદાચારતરફ જ વળેલું હોય છે, બીજા કશા તરફ નહિ. પણ આપણું મગજ અથવા મન અશિક્ષિત હોવાથી અંધકારવાળું છે, અને તેથી આપણે અખડાઇ પડીએ છીએ.

આપણા દુરાચાર અથવા ભૂલોની અન્ય સર્વ ક્ષમા આપે એવી આપણને સર્વને ઇચ્છા હોવાથી જ્યાં જ્યાં ભૂલ અથવા દુરાચાર જોવામાં આવે ત્યાં ત્યાં ક્ષમા આપનારા થાઓ.

આપણને સર્વ ક્ષમા આપે અને આપણાઉપર સર્વ પ્રેમ કરે, એવું આપણને ગમતું હોવાથી સર્વને ક્ષમા આપો, અને સર્વઉપર પ્રેમ કરો. તમારો મિત્ર તમને ઠગીને તમારા પૈસા લઇ ગયો, તેથી તેના ઉપરનો તમારો પ્રેમ તમારે ઉઠાવી લેવાનું કશું જ કારણ નથી.

સઘળા ધૂર્ત મનુષ્યો બીજાને ઠગતા નથી, પણ વસ્તુતઃ પોતાને જ ઠગે છે.

જેમ તમારા આશય શુદ્ધ હોય છે, તેમ બીજાના પણ શુદ્ધ જ હોય છે, એમ માનો. બહારનો દેખાવ ન જુઓ, પણ જેમ તમારા હૃદયના મધ્યબિંદુમાં તમે શુદ્ધ હો છો, તેમ અંતરમાં સર્વ શુદ્ધ હોય છે, એ સિદ્ધાંતને સ્મરણમાં રાખો.

પ્રિયતમ ! તમારા પિતામાટે, માતામાટે, બંધુમાટે, પત્નીમાટે, મિત્રમાટે, સંબંધીમાટે કે કોઇ પણ મનુષ્યને માટે તમારી મતિમાં જ્યાં સુધી પ્રતિકૂળ ભાવ હશે ત્યાં સુધી તમે કદી પણ સંપૂર્ણ સુખી, સંપૂર્ણ વિજયી, અને સંપૂર્ણ આરોગ્યને ભોગવનારા થઈ શકશો નહિ.

* * * *

સઘળાં શુભ ભવિષ્યકથનો ખરાં પડ્યાવિના રહેતાં નથી.

કેટલાંક વર્ષોઉપર એવું ભવિષ્ય કહેવામાં આવ્યું હતું કે મનુષ્યના મનમાં કેવા વિચારો ચાલે છે, તે જણાવનારાં યંત્રો પણ શોધી કાઢવામાં આવશે. આ ભવિષ્યકથન ખરું પડવાનો સમય બહુ પાસે આવતો જાય છે.

આપણા મુખને, આપણા હાથને અને આપણા આખા શરીરને જોઇને આપણા વિચારોને વાંચનાર મનુષ્યોની સંખ્યા પ્રતિદિન વધતી જાય છે, એ વાર્તા સુપ્રસિદ્ધ છે. પરંતુ યંત્રો શોધાતાં ગમે તે મનુષ્ય ગમે તેના વિચારોને વાંચવા સમર્થ થશે, એ નિસ્સંશય છે.

ગમે તે મનુષ્ય આપણા વિચારો ગમે ત્યારે વાંચે અને તોપણ આપણને તેથી શરમ ન ઉપજે, એવા આપણા અંતઃકરણને કરવાને આજથી જ આપણે તૈયારી કરી લેઇએ.

કોના અંતઃકરણમાં દિવસમાં સેંકડો વાર એવા વિચારો નથી ચાલતા કે જેમને જો બીજાઓ જાણે તો તેમને શરમાઇને નીચું જોવું પડે.

સ્વચ્છ અને સુંદર વસ્ત્રો પહેરીને મનુષ્યોના સમૂહમાં ફરતાં જેમ આપણને શરમ ઉપજતી નથી, તેમ બીજાઓ આપણા અંતઃકરણનાં સામું જુએ તોપણ આપણને શરમાઇ મરવું ન પડે, પણ છાતી કાઢીને તેમના સન્મુખ ઉભા રહી શકાય, એવી આપણા અંતઃકરણની નિર્મળ સ્થિતિ આજથી જ આપણે કરવા માંડવી જોઇએ.

પ્રતિદિવસ અને પ્રતિક્ષણ એવી રીતે આપણે જીવન ગાળવું જોઇએ કે આપણા શરીરની સુંદર છબી કોઇ પાડે, અને તેને ભરબજારમાં ખુલ્લી મૂકે તોપણ આપણને જેમ ભય તથા ચિંતા થતાં નથી તેમ આપણા અંતઃકરણની કોઇ છબી પાડી તેને ભરબજારમાં ખુલ્લી મૂકે તોપણ આપણને ભય કે ચિંતા ન થાય.

તમારે ત્યાં કોઇ સારા પરોણા આવે છે ત્યારે જેમ તેમના દેખતાં તમે શરીરની તથા વાણીની એવી ક્રિયા કરો છો કે જેથી તેઓ તમારે માટે ઘણો જ ઉત્તમ અભિપ્રાય બાંધે, તેમ તમારા મનના વ્યાપારોને કોઇ અદૃષ્ટ પરોણા જાણે નિરંતર જોયા જ કરે છે, એમ ધારીને પ્રત્યેક વિચાર કરો. આમ કરવું, એ આરંભમાં કઠિન જણાશે, અને દિવસમાં સેંકડો વાર તમારા વિચારો અને કૃત્યોમાટે તમને શરમ ઉપજશે, પણ અભ્યાસથી પછી તમે ગમે તે મનુષ્ય તમારા વિચારો જાણે તોપણ તમને શરમ ન ઉપજે, એવા વિચારો કરી શકશો.

આપણને અંતર અને બહાર લોકો જુએ છે, એ વિચાર બે ધારવાળી તરવાર જેવો છે, જે આપણા અયોગ્ય વિચારોને એક ધારથી કાપી નાંખે છે, અને આપણા મિથ્યાભિમાનને અને દંભને બીજી ધારથી કાપી નાંખે છે.

* * * *

લોકો તમને વખાણે તેથી પ્રસન્ન થશો નહિ, અથવા વખોડે તેથી ખિન્ન થશો નહિ. બહારના દેખાવથી જ લોકો સ્તુતિ અથવા નિંદા કરવા દોરાઇ જાય છે. તમારૂં અંતર જોવાનું તેમનામાં સામર્થ્ય નથી, અને સામર્થ્ય હોય છે, તો ધૈર્ય નથી. તમારૂં અંતઃકરણ તમને વખાણે તો જ પ્રસન્ન થજો; તમારૂં અંતઃકરણ તમને વખોડે તો જ ખિન્ન થજો. અંતઃકરણનો સંતોષ એ જ પ્રસન્નતાનું ખરૂં કારણ છે; અંતઃકરણનો દંશ, એ જ ખેદનો ખરો હેતુ છે.

લોકોની પ્રતિષ્ઠા મેળવવા જતા પહેલાં તમારા અંતઃકરણની જ પ્રતિષ્ઠા મેળવો. વાહવાહ કહેવડાવવાનાં બહારનાં ચિહ્નો રચવા પહેલાં તમારા અંતરને જ અત્યંત શોભાવો.

હજારો મનુષ્યો એવા વિચારના હોય છે કે લોકોએ આપણને ચોર કહ્યા એટલે આપણે ચોર થઇ ગયા, લોકોએ આપણને અપ્રતિષ્ઠિત કહ્યા, એટલે આપણે અપ્રતિષ્ઠિત થઇ ગયા, અને લોકોએ આપણને દુરાચારી કહ્યા, એટલે આપણે દુરાચારી થઇ ગયા!

તમારી તીજોરીમાં કરોડ રૂપૈયા હોય અને લોકોમાં તમે ભિખારી છો, એવું કહેવાય તેથી તમારી તીજોરીમાં રહેલું સુવર્ણ કે હીરામાણિક્ય શું માટી કે કોયલા થઇ જાય છે?

તમારા અંતઃકરણમાં જો સદ્‌ગુણો ભરેલા છે, તો પછી લોકોએ તમને દુર્ગુણી કહ્યા, તેથી તમે દુર્ગુણી શી રીતે થયા?

ઘરમાં હાલ્લાં કુસ્તી કરતાં હોય, અને યુક્તિપ્રયુક્તિ યોજી કોઇ મનુષ્ય જગતમાં બે

ઘોડાની બગીમાં ફરતો હોય તેને જોઇને લોકો તેને મોટો શ્રીમાન્ માને, તેથી શું તેના ઘરનાં છોકરાનાં હાલ્લાં સુવર્ણનાં થઇ જાય છે?

આપણું અંતઃકરણ દોષોથી ભરેલું હોય, પરંતુ લોકોમાં આપણી મોટા મહાત્મારૂપે પ્રસિદ્ધિ હોવાથી જેમ આપણામાં સાચું મહાત્માપણું આવતું નથી, તેમ આપણે ખરા મહાત્મા હોઇએ, પરંતુ લોકોમાં આપણી ભારે અપ્રતિષ્ઠા થતી હોય તેથી કંઈ આપણું સાચું મહાત્માપણું નષ્ટ થતું નથી.

લોકો બહારનું જ જુએ છે, અને તદનુસાર અભિપ્રાય બાંધે છે. લોકોના અભિપ્રાય ઉપર જે પોતાના સુખનો અને દુઃખનો આધાર રાખે છે, તે સાચા સુખને કદી પામી શકતો નથી.

લોકો તમારે માટે શું કહે છે, તેના ઉપર દૃષ્ટિ કરવાનું તમારે લેશ પણ કારણ નથી. તમારૂં પોતાનું અંતઃકરણ તમારે માટે શું કહે છે, તે ઉપર જ ધ્યાન આપ્યા કરો, અને તેના જ ઉચ્ચ અભિપ્રાયને મેળવો. પ્રતિષ્ઠાને મહાજનોએ ભુંડની વિષ્ઠાસમાન અત્યંત તુચ્છ ગણી છે, એ વાતનું વિસ્મરણ કદી કરશો નહિ.

---

# जीवकृषिवलने आंतर भूमिमां सद्विचाररूपी बीजको वाववा सदुपदेश.

પદ. ( અંતર્યામી, જય સુંદર નટવર સુખકર ભયહારી, એ લય. )

અંતરમાંહી, હે જીવકૃષિવલ[1]! રોપજે બીજ બહુ વિચારી.
કંઈ બીજ જો! ઉગાડે બાવળીયા, કંઇ ફળમાં દે અતિશય ઠળીયા;
કંઈ ઉગાડતાં તરુવર [2]સળીઆં, તરુવર સળીયાં, અંતર૦
કંઇ બીજક વિષફળ ઉપજાવે, કંઇ રોગજનક ફળ પ્રકટાવે,
કંઈ અસુહર[3] તરુને દર્શાવે, તરુ દર્શાવે, અંતર૦
તું વિચાર જે જે નિત્ય કરતો, આંતર ભૂમિમાં તે બીજ ધરતો,
ફળ વિચારની જાતિનું લણતો; જાતિનું લણતો, અંતર૦
ભયશોકના વિચાર કરવાથી, ભયશોકની તરુરાજિ[4] થાતી,
ભયશોકથી તુજ તપવે છાતી, તપવે છાતી, અંતર૦
એકગુણ તુજ વિચાર સહસ્રગણો, દે પાક નિયમ એ સુફળતણો,
થજે સાવધ તેથી વિચારે ઘણો, વિચારે ઘણો, અંતર૦
વેગો મનમાં જે આજ ઉઠે, પૂર્વે રોપેલાં એ બીજ ફુટે,
આજ રોપીશ તે ભવિષ્યે પ્રકટે, ભવિષ્યે પ્રકટે, અંતર૦
છે તુજ હસ્તમાં તારૂં ભાવી, તુજ વિચાર તુજ ભાવીની ચાવી,

---

૧ ખેડૂત. ૨ સળેલાં. ૩ જીવનનો નાશ કરનારાં. ૪ વૃક્ષોની હાર.

સુખી કર કે દે દુઃખે ડુબાવી, દુઃખે ડુબાવી, અંતર૦
જે તે કચરો નહિ ચિંતવતો, જે તે કચરો નહિ સાંભળતો,
જે તે કચરો ન મુખે વદતો, ન મુખે વદતો. અંતર૦
શાસ્ત્રો જેને હિતતમ કહેતાં, સત્પુરુષો પણ અનુમતિ દેતા,
તે વિચારમાં રહેવું વહેતા, રહેવું વહેતા, અંતર૦
[1]કૃષિ ઉત્તમ આ વિધિની કરીને, ધનધાન્યે ભંડારો ભરીને,
કર પ્રસન્ન ઝટ પ્રભુ નરહરિને, પ્રભુ નરહરિને, અંતર૦

---

# શ્રીશ્રેયઃસાધકઅધિકારિવર્ગના મહોત્સવો.

આ વર્ગનો **સાધનસમારંભ** નામનો બારમો તથા ઉત્સવોના ક્રમાનુસાર ૮૬ મો મહોત્સવ ગયા માસની પૂર્ણિમાથી સાત દિવસસુધી અમદાવાદમાં સાબ્રમતી નદીના પુણ્ય તટઉપર, **શ્રીખડ્ગધારેશ્વર** મહાદેવનિકટ શેઠ. શ્રી. શંભુપ્રસાદ બહેચરદાસના ક્ષેત્રમાં પ્રશસ્ય પ્રકારે પાલન કરવામાં આવ્યો હતો. સાધકરત્ન રાવબહાદુર શ્રીયુત કૃષ્ણલાલ મોરછવરામે તથા તેમના પરમ મિત્ર ડૉકટર **શ્રીયુત** જગન્નાથ ભટ્ટે તેમ જ સાધકરત્ન શ્રીયુત ઈશ્વરભાઈ છવા-ભાઈએ અત્યંત પરિશ્રમ લેઈ સર્વ પ્રકારની ઉચ્ચ વ્યવસ્થા કરી હતી. સમારંભમાં ભાગ લે-નાર સજ્જનોના નિવાસઅર્થે ધ્વજાપતાકાથી શોભતા અનેક તંબુઓ ઉક્ત ક્ષેત્રમાં સુરમ્ય પ્રકારે નાંખવામાં આવ્યા હતા. વર્ગના આચાર્ય તથા સદ્ગુરુ **શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાન્‌ને** અર્થે કેટલાક તંબુઓ સમીપના અન્ય ક્ષેત્રમાં નાંખવામાં આવ્યા હતા. કેટલાક પ્રતિષ્ઠિત સજ્જનોને અર્થે બે બંગલાની વ્યવસ્થા પણ રાખવામાં આવી હતી. વર્ણવ્યવસ્થા સચવાય એવી રીતે હજાર મનુષ્યો ભોજન કરવા બેશી શકે, એવી એક વિશાળ ભોજનશાળા; નદીનો વહેતો પ્રવાહ દૃષ્ટિએ પડે એવા શાંત એકાંત સ્થળમાં પાંચસેં સાધકો સુખપૂર્વક બેશી શકે એવી એક રમ્ય સંયમશાળા; લગભગ ત્રણ હજાર મનુષ્યો શ્રવણ કરી શકે, એવો વિશાળ વ્યાખ્યાનમંડપ વગેરે સ્થાનો, સમારંભના સ્થળનું સૌષ્ઠવ તથા ભવ્યતા વધારે એ પ્રકારે બુદ્ધિપૂર્વક બાંધવામાં આવ્યાં હતાં. સ્વલ્પમાં સર્વ વ્યવસ્થા એટલી તો ઉત્તમ પ્રકારે કરવામાં આવી હતી, તથા સમારંભનો દેખાવ તેના વિસ્તારવડે, શોભાવડે તથા શાંતિવડે એવો તો પ્રતાપમય ભાસતો હતો કે કાંપતરફ ફરવા આવનાર અનેક દેશી તથા યુરોપીયન ગૃહસ્થો ત્યાં આકર્ષાઇને આવતા, તથા સમગ્ર વ્યવસ્થા જોઇને અત્યંત પ્રસન્ન થતા.

વિવિધ સ્થળોએથી ચારસેં ઉપર સાધકોએ આ ઉત્સવમાં પરમ ઉલ્લાસપૂર્વક ભાગ લીધો હતો. પ્રતિવર્ષના નિયમાનુસાર પ્રાતઃકાળમાં સવા પ્રહર સંયમની ક્રિયાઓ કરવામાં આવતી હતી, તથા સાયંકાળે વ્યાખ્યાનો તથા કીર્તનો થતાં. વ્યાખ્યાનો તથા કીર્તનોને શ્રવણ કરવાને નગરમાંથી હજારો મનુષ્યો-સ્ત્રીઓ તથા પુરુષો-આવતાં અને ચાર અથવા પાંચ માઇલનો માર્ગ ચાલતા કાપીને ઘેર જવાય એમ હોવા છતાં, રાત્રે લગભગ દશ વાગતાસુધી સર્વ

---

૧ ખેતી.

વ્યાખ્યાનમંડપમાં બેશી રહેતા. શ્રોતૃવર્ગની સંખ્યા નિત્ય બેથી ત્રણ હજારસુધીની થતી, અને છેલ્લે દિવસે **શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાન્**ના વ્યાખ્યાનસમયે તો તે સંખ્યા ત્રણ હજાર ઉપરની થઇ હતી. સ્ત્રીઓને માટે બેસવાની પૃથક્ વ્યવસ્થા કરેલી હોવાથી તેમની સંખ્યા પણ છેવટના દિવસે.માં પાંચસેં સુધીની થઇ હતી. નગરશેઠથી આરંભીને નગરના સમગ્ર શ્રીમંત વર્ગનો, અધિકારિવર્ગનો તથા વિદ્વાનવર્ગનો મોટો ભાગ સમારંભના આનંદમાં ભાગ લેવા પધાર્યો હતો. ઘણાને સમાપ્તિપછી ઉત્સવની ખબર પડવાથી તેઓ પોતાનું દુર્ભાગ્ય દર્શાવી શોકોદ્ગાર કાઢતા હતા.

આરંભક વ્યાખ્યાન તેમ જ અંતિમ વ્યાખ્યાન **શ્રીમદ્ઉપેન્દ્ર ભગવાને** આપ્યાં હતાં. પ્રથમના વ્યાખ્યાનમાં તેઓશ્રીએ ઉત્સવોની પ્રતિવર્ષ થતી જતી ઉચ્ચ કળાઆદિપ્રતિ સાધકોનું લક્ષ ખેંચી પ્રસ્તુત સમારંભમાં પોતપોતાને પ્રાપ્ત સંયમની ક્રિયાઓ અપ્રમાદયુક્ત ધૈર્યથી સાધવા સર્વને પ્રોત્સાહનનાં અનેક હૃદયંગમ વચનો કહ્યાં હતાં. અંતિમ વ્યાખ્યાનમાં તેઓશ્રીએ આંતર પરિવેષ્ટન અને બાહ્ય પરિવેષ્ટન એ જ સુખદુઃખનું કારણ હોવાથી તે ઉભયને સર્વોત્તમ કરવાનો પરમહિતકર બોધ પોતાના અસ્ખલિત વક્તૃત્વ તથા મંજુલ વાણીમાં આપ્યો હતો, તથા આ સમારંભમાં સર્વ સાધકોએ સંયમમાં જે વૃદ્ધિ કરી હતી તે પ્રતિ પોતાનો પરમસંતોષ પ્રદર્શિત કર્યો હતો.

દ્વિતીય તથા તૃતીય વ્યાખ્યાન આ માસિકના વ્યવસ્થાપકે સંયમનું પ્રથમ અંગ જે 'ધારણા' તે ઉપર આપ્યું હતું. બંને વ્યાખ્યાનોમાં સાધકોને ઉપયોગી થઇ પડે તેવી અનેક યુક્તિઓને તેમ જ ઉદાસીન સજ્જનોને ઘણું જ્ઞાન મળે, એવા અનેક વિચારોને વ્યાખ્યાનકારે પોતાની સરળ પણ ગંભીર શૈલિમાં વર્ણી બતાવ્યાં હતાં.

ચતુર્થ વ્યાખ્યાન ભાવનગર કૉલેજના સંસ્કૃત પ્રોફેસર સાધકભૂષણ વિદ્દ્વર શ્રીયુત જેકીસનદાસ જેઠાભાઇ કણીયા બી. એ. એમણે 'તત્ત્વજ્ઞાનનું માહાત્મ્ય' એ વિષયઉપર આપ્યું હતું. આ વ્યાખ્યાનમાં તેમણે તત્ત્વજ્ઞાનને પ્રતિપાદન કરનાર વેદાંત શાસ્ત્ર સર્વ દુઃખની નિવૃત્તિ કરનાર તથા નિરતિશય આનંદની પ્રાપ્તિ કરાવનાર હોવાથી સર્વોત્કૃષ્ટ છે, એ શાસ્ત્ર, યુક્તિ તથા અનુભવાદિ પ્રમાણોથી બહુ ઉત્તમ પ્રકારે સિદ્ધ કરી બતાવ્યું હતું.

પંચમ વ્યાખ્યાન રાજકોટ હાઇસ્કુલના હેડ માસ્તર સાધકલલામ વિદ્દ્વર શ્રીયુત કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા બી. એ. એમણે 'જ્ઞાનશક્તિના વિવિધ વિલાસો' એ વિષયઉપર આપ્યું હતું. આ વ્યાખ્યાન જેમ વિજ્ઞાનવિદોના તથા અન્ય વિદ્વાનોના ચિત્તનું અત્યંત આકર્ષણ કરનાર હતું, તેમ વિવિધ પ્રચલિત દષ્ટાંતોવડે સામાન્ય મનુષ્યોનાં ચિત્તને પણ મનોરમ થઇ પડ્યું હતું.

પ્રતિદિન વ્યાખ્યાનના અંતમાં સમારંભનિમિત્ત ખાસ રચવામાં આવેલાં નવાં પદ્યો તાલવાદ્યસહિત હૃદયંગમ રીતે સંગીતમંડળતરફથી ગાવામાં આવતાં હતાં. નગરમાંથી આવનાર ઉદાસીન સજ્જનો પદ્યોથી અત્યંત પ્રસન્નતા દર્શાવતા હતા, અને ઘણા ગુણજ્ઞ સજ્જનોએ એવા ઉદ્ગાર કાઢ્યા હતા કે આવાં સુરમ્ય પદ્યો ગુજરાતી ભાષામાં પૂર્વે અમે કદી પણ શ્રવણ કર્યાં ન હતાં. આ પદ્યોનાં છૂટાં છપાયલાં લઘુ પુસ્તકો સેંકડો સજ્જનો મૂલ્ય આપીને લેઇ જતા હતા.

સમારંભમાં એક જ વાર ભોજનનો નિયમ રાખેલો હોવાથી પ્રબળ જઠરાગ્નિવાળા

તેમ જ બે વાર ભોજન ગ્રહણ કરવાના અભ્યાસવાળા સાધકોને ક્ષુધાનું કષ્ટ સહન કરવું પડતું હોવાથી સંયમાદિ કાર્યોમાં તેમની વૃત્તિ જેવી પ્રસન્નતાથી જોડાવી જોઇએ તેવી પ્રસન્નતાથી જોડાતી ન જોવાનો ઘણા ઉત્સવોમાં અનુભવ થવાથી, તેમ જ પ્રાતઃકાળે ચાહ, કોફી કે દુધ પીનારા કેટલાક ઉદાસીન સજ્જનો પણ તે પદાર્થોવિના સમારંભનો યથેચ્છ લાભ લેઇ શકતા ન હોવાથી ' શાકરની લાલચ દર્શાવીને પણ બાળકને કટુ ઔષધ આપી બુદ્ધિમાન્ વૈદ્ય તેનો વ્યાધિ હરવો ' એ નીતિસૂત્રને અનુસરીને આ વર્ષના આ સમારંભમાં ' તૃપ્તિસદન ' નામનું એક ઉપાહારગૃહ પવિત્ર બ્રાહ્મણોના હસ્તથી ઉઘાડવાની વ્યવસ્થા કરવામાં આવી હતી. આ ' તૃપ્તિસદન ' ઉઘડવાથી અનેક સાધકો તથા સજ્જનોએ સંતોષ દર્શાવ્યો હતો, તથા ભવિષ્યમાં સમારંભમાં અધિક દિવસો ગાળવાનું આથી તેમને સુલભ થયું હતું એવો ભાવ સૂચવ્યો હતો.

સમારંભની વ્યવસ્થાને માટે પ્રત્યેક મનુષ્યપાસેથી નિત્યના જે આઠ આના લેવામાં આવે છે, તેથી તેમનો ભોજનનો ખર્ચ પણ પૂર્ણ નીકળી શકતો ન હોવાથી, બીજી બાબતોમાં થતા ખર્ચને માટે અન્ય નિમિત્તોઉપર આધાર રાખવો પડે છે. આવો આધાર ભવિષ્યમાં જેમ બને તેમ ઓછો રાખવો પડે તે માટે સમારંભના વ્યવસ્થાપકોએ નિત્યના આઠ આનાને બદલે બાર આના લેવાનો નિયમ, આવતા વર્ષથી રાખ્યો છે.

અમદાવાદના ફોટોગ્રાફર મિ. કત્રકે સમારંભના સ્થળની, સાધકસમુદાયની તેમ જ શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાનની, એમ ત્રણ છબીઓ મોટા કદની ઉત્સવપ્રસંગે લીધી હતી. ( સિલ્વર પ્લેટની આ છબીઓ પ્રત્યેક દોઢ રૂપૈયે તેમની પાસેથી જેમણે જોઇએ તેમણે પાંચકૂવાબહાર પોલિસ ચોકીની સામે તેમને પત્ર લખી મંગાવી લેવી. )

સાતમે દિવસે પરગામથી આવેલા ઘણા સાધકોને બપોર પછી જવાનું હોવાથી ત્રીજે પ્રહરે ઉત્સવની સમાપ્તિ કરવામાં આવી હતી.

---

## દુધના લાભ.

કેવળ દુધના આહારઉપર રહેવાથી થતા લાભવિષે આ માસિકમાં પૂર્વે વિસ્તારથી લખવામાં આવ્યું છે. સુપ્રસિદ્ધ બર્નાર મેક્ફેડન એ સંબંધમાં લખે છે કેઃ—

' વિવિધ વ્યાધિઓમાં કેવળ દુધઉપર રહેવાથી તેમ જ શરીરને પુષ્ટ કરવા માટે પણ એકલા દુધનો જ આહાર ગ્રહણ કરવાથી જે આશ્ચર્યકારક પરિણામ આવે છે, તે સંબંધમાં બહુ જ થોડા મનુષ્યો જાણતા હોય છે. ગમે તેટલા સમયસુધી મનુષ્ય એકલા દુધઉપર નિર્વાહ કરી શકે છે, તથા ઉત્તમ પ્રકારનું આરોગ્ય ભોગવી શકે છે. તે દેખીતી રીતે શરીરના પ્રત્યેક અવયવને પોષનાર આહાર છે. પૂર્વે ઘણી વાર દુધના લાભવિષે મેં લખ્યું છે, પરંતુ હવે મારી ખાતરી થઇ છે કે તેના ખરા ગુણનું જેટલો ભાર દઇને વર્ણન કરવું જોઇએ તેટલું મેં કર્યું નથી. શરીર દુર્બળ પડી જતું હોય અથવા કોઈ પણ પ્રકારનો રોગ હોય ત્યારે તે મટાડવાને માટે દુધથી વધારે સારો ખોરાક બીજો કોઇ ભાગ્યે જ મળશે. શરીરનું વજન વધારવામાટે તો દુધ એ એક ખરેખર ચમત્કારિક આહારનો પદાર્થ છે, એમ કહ્યા વિના ચાલતું નથી. દષ્ટાંત તરીકે, કેવળ દુધના આહારઉપર ઘણા મનુષ્યોનું વજન નિત્યનું એક

તમારા મનમાં બીજાઓના સંબંધમાં પ્રતિકૂળ વિચારો અથવા લાગણીઓ ઉઠ્યા કરતી હોય તો તમારા મનમાં જ તેમને રાખી મૂકો. અંતઃકરણમાં તે દબાયલી ન રહે તો ખુલ્લા મેદાનમાં જ્યાં કોઇ મનુષ્ય ન હોય એવા ખુલ્લા મેદાનમાં જાઓ, અને પવનમાં તેના ઉભરા કાઢી નાંખો, પણ બીજા મનુષ્યોના કાનમાં તો તમારી આસુરી વાણીનું ઝેર ન રેડો. પવન તમારી વાતોને સાંભળશે નહિ, અને તમારા શબ્દો ચારે દિશામાં ઉડી જશે. અથવા તમારે બીજાઓને જે કંઇ સંભળાવવું હોય તે એક કાગળમાં લખી કાઢો, અને પછી તે કાગળને દેવતામાં ફુંકી મૂકી, તે વાતનું વિસ્મરણ કરો.

મિત્રોમાં બેસો ઉઠો ત્યારે બીજાઓનું સર્વદા સારૂં જ બોલો. જો તમને બીજાઓમાં કશું જ સારૂં ન જણાય તો તેમના સંબંધમાં મૌનને સેવો, પણ જગતના તથા તમારા હિતને ખાતર તેમના ખરા કે કલ્પી લીધેલા દોષોની ચર્ચા તો ન જ કરો. બીજાઓનું હિત કરવાનું જેનામાં સામર્થ્ય નથી, તેણે ભલે તેનું હિત ન કરવું, પણ તેનું અહિત તો ન જ કરવું. આ પ્રકારનું વર્તન એ ડહાપણ છે, અને તેની ઉન્નતિને સાધનાર છે.

અમુકે તમારૂં બગાડ્યું છે, એવું તમને જણાય, અથવા અમુકમાં અમુક દોષ છે, અને તે કહેવાની તેને જરૂર છે, એવું જો તમને જણાય તો તત્કાળ તેની પાસે જાઓ, અને ખુલ્લા હૃદયથી કર્કશ વાણીનો ઉપયોગ કર્યાવિના તે તેને કહી દો. ઘણે પ્રસંગે તમને તમારી જ ભુલ જણાશે; તમારી અને તેની વચ્ચે કંઇક ગેરસમજ થઇ છે, એવું જ તમને જણાશે.

બીજાઓની કુથલી ન કરવાનું એક બીજું કારણ છે, અને તે સુખેચ્છકે વિસરી જવું જોઇતું નથી. જ્યારે જ્યારે મનુષ્ય આસુરી વાણી ઉચ્ચરે છે, ત્યારે ત્યારે તેના શરીરમાં પ્રાણઘાતક વિષ ઉત્પન્ન થાય છે, અને તે વિષ મોડુંવહેલું શરીરમાં વ્યાધિ કર્યાં વિના રહેતું નથી. ક્રોધના અથવા દ્વેષના અથવા ભયના આવેશમાં મુખમાં પાછળથી કેવો કડવો સ્વાદ જણાય છે, તે તમે કદી અવલોક્યું છે? આ ઝેર છે, અને તે જો પુષ્કળ પ્રમાણમાં ઉત્પન્ન થાય તો મનુષ્યનું મૃત્યુ થાય છે. ક્રોધાવેશવાળી અથવા ભયાકુલ માતાનું દુધ પીવાથી ઘણાં બાળકોને આંકડી, તાવ અને એવા જ પ્રકારના બીજા મંદવાડ થયેલા પ્રસિદ્ધ છે. આથી આરોગ્યના સંરક્ષણને માટે પણ તમારે આસુરી વાણી વદવાનો તેમ જ તે સાંભળવાનો પણ ત્યાગ કરવો જોઇએ.

પરંતુ આસુરી વાણી આટલી જ હાનિ કરીને અટકતી નથી. નિત્ય આવી વાણી બોલવાનો અભ્યાસ પડતાં તેના સંસ્કાર આંતર મનમાં એટલા તો દૃઢ થઇ જાય છે કે પછી જ્યારે જ્યારે આપણે બીજા મનુષ્યોને મળીએ છીએ, ત્યારે આપણા મુખમાંથી આસુરી વાણીવિના બીજું કશું જ નીકળતું નથી. બીજાઓના રજજેવડા દોષોને ગજજેવડા જોઇને જ્યાં ત્યાં તેમનું કથન કરવાનો આપણો સ્વભાવ જ બંધાઇ જાય છે. આપણે ગમે ત્યાંથી પણ ખોટીખરી વાતો લેઇ આવીએ છીએ, અને તેમને ઘણા જ મોટા રૂપમાં માની લેઇને જ્યાં ત્યાં પ્રવર્તાવીએ છીએ. આપણો આ સ્વભાવ ક્રમે ક્રમે એટલો તો પ્રબળ થાય છે કે તેમાં દોષરૂપતા જણાયા છતાં અને તેને ટાળવાનો ગમે તેટલો પ્રયત્ન કરતાં છતાં પણ તે સહજ પણ છૂટતો નથી.

આંતર મનમાં પડેલા સંસ્કારોથી બંધાઇ ગયેલા દઢ સ્વભાવઆગળ નિશ્ચયનું કે પ્રયત્નનું કશું જ ચાલતું નથી, એ સિદ્ધ કરવાને એક વિદ્વાન (De maupassant) નીચેની વાર્તા લખે છેઃ—

'એક બાજીગર પોતાથી સ્ત્રીસાથે વિવિધ નાનામોટાં નગરોમાં પોતાના ખેલો કરતો ફરતો હતો. પોતાની સ્ત્રી દુરાચારિણી છે, એવી આ મનુષ્યને ઘણાં વર્ષોથી વિવિધ પ્રમાણોથી ખાતરી થઈ હતી. આથી ઘણાં વર્ષો થયાં તે તેનો અંતરથી ધિક્કાર કરતો હતો. ધીરેધીરે તેના પ્રતિનો તેનો દ્વેષ એટલો બધો વધી ગયો હતો કે તેને લાગ સાધી મારી નાંખવાની તેણે મનમાં ગાંઠ વાળી હતી.

દરરોજ એક ખેલમાં તેઓને બંનેને સાથે આવવાનું થતું હતું. તેમાં બાર તીક્ષ્ણ લાંબી છરીઓને તે બાજીગર આશ્ચર્યકારક ચાતુર્યથી પોતાની સ્ત્રીની મદદથી ફેરવતો હતો. ખેલની સમાપ્તિએ તે સ્ત્રી એક પાટીયાની ભીંતને પોતાનો વાંસો અડાડીને ઉભી રહેતી, અને તેનો પતિ જરા દૂરથી પેલી છરીઓ એક પછી એક તેના માથાભણી ફેંકતો. પ્રત્યેક છરી તે સ્ત્રીના માથાથી માત્ર પા ઇંચ છેટી તે પાટીઆની ભીંતમાં ઊંડી ખોસાતી.

ઘણાં વર્ષના અભ્યાસથી તે બાજીગર આ છરીઓ ફેંકવાના કાર્યમાં એટલો તો કુશળ થયો હતો કે મુકરર કરેલા સ્થાનથી એક વાળપૂર પણ દૂર તેની છરી જતી નહિ. કોઇ દિવસ તેના ફેંકવાથી તેની સ્ત્રીને જરા સરખું પણ વાગ્યું ન હતું. છરીઓ ફેંકવાનો અભ્યાસ તેને સ્વભાવસિદ્ધ થઈ ગયો હતો.

પોતાની સ્ત્રીઉપરનો દ્વેષ દિવસે દિવસે વૃદ્ધિને પામતો જતો હોવાથી એક દિવસે તેણે નિશ્ચય કર્યો કે છરી જાણી જોઇને એવી રીતે જરા વાંકી નાંખવી કે તેની સ્ત્રીને તે વાગે અને તે મરી જાય, અને તોપણ બહાર એવું જણાય કે દૈવયોગે છરી ફેંકવામાં ભૂલ થઇ ગઇ છે. તે દિવસે તેણે છરી વાંકી નાંખવાનો પ્રયત્ન કર્યો. પણ તેનો હાથ એટલો બધો પૂર્ણ રીતે કેળવાયલો હતો, અને તેના આંતર મનમાં મુકરર કરેલા નિશાનઉપર જ છરી નાંખવાના સંસ્કારો એટલા બધા તો દઢ થઇ ગયા હતા કે સ્ત્રીના માથાને સહજ પણ વાગે એ રીતે એક પછી એક છરી નાંખવાનો બાર વાર તેણે પ્રબળ સંકલ્પપૂર્વક પ્રયત્ન કર્યો તોપણ તે તેમાં સફળ થયો નહિ, અને બારેવાર છરીઓ મુકરર કરેલે સ્થળે જ વાગી.'

અભ્યાસનું બળ આ પ્રકારનું હોવાથી આસુરી વાણીનું નિત્ય સેવન કરવાનો અભ્યાસ પાડતાં આપણે અત્યંત સાવધ રહેવાનું છે.

દૈવી વાણીનો નિરંતર ઉચ્ચાર કરો, અને તેનાં દૈવી ફળ તમને પ્રાપ્ત થશે. બીજાઓના ગુણોનું જ કથન કરો, અને તમે જ્યાં ત્યાં પ્રેમના અને માયાના જ શબ્દો શ્રવણ કરશો એટલું જ નહિ પણ તમારી શારીરિક, માનસિક તથા આધ્યાત્મિક ત્રિવિધ ઉન્નતિ થશે.

---

# आंतर मनना अद्भुत चमत्कारो तथा तेमां प्रवर्तता नियमो.

( અનુસંધાન ચાલુ વર્ષના તૃતીય અંકના પૃષ્ઠ ૯૧ થી. )

આપણાં આર્યશાસ્ત્રોપ્રતિ દૃષ્ટિ નાંખતાં કર્મ, ઉપાસના અને જ્ઞાન એ ત્રિવિધ માર્ગની શ્રેણી શાસ્ત્રકારોએ ગોઠવીને આ ચર્ચાતા સિદ્ધાન્તને અનુમોદન આપેલું જણાય છે, એ સિ-

દ્ધાન્ત જ લક્ષમાં રાખી એ શ્રેણી ગોઠવેલી જણાય છે. કર્મીકરતાં ઉપાસક ઉચ્ચ ભૂમિ-વાળો છે અને ઉપાસકકરતાં જ્ઞાની અધિક ઉચ્ચ ભૂમિવાળો છે. શામાટે, એ પ્રશ્નનો વિચાર કરતાં આ સિદ્ધાન્ત જ આગળ આવી ઉભો રહે છે. જે કેવલ કર્મી છે તે અગ્નિહોત્રાદિ ક્રિયાઓ કરે છે, ચાતુર્માસ્ય યાગઆદિ કર્મોમાં પ્રવૃત્ત થાય છે. આ સર્વ ક્રિયાઓ કરવામાં બાહ્ય મનના વ્યાયામની અપેક્ષા રહે છે. એ કર્મો ગમે તેમ કરવામાં આવતાં નથી પણ યથા-વિધિ કરવામાં આવે છે, અને તેમ થાય છે ત્યારે જ પોતાના ફલને એ પ્રકટાવે છે. યથાવિ-ધિ કરવા માટે તે તે વિધિનું સ્મરણ રાખવું પડે છે, તે પ્રમાણે અંગો તથા ઉપાંગોનું અનુ-ષ્ઠાન થયું છે કે નહિ તે જોવાનું હોય છે, તેમાં કોઈ સ્ખલન થયું હોય છે તો પુનઃ સાંગતાની સંપત્તિઅર્થે વિહિત પ્રાયશ્ચિત્ત કરવું પડે છે—આ આદિ અનેક પ્રકારે એમાં વિચારની અપે-ક્ષા રહે છે અને એ વિચાર કરનાર મન તે બાહ્ય મન છે, તેથી એ વિચાર કરવામાં બાહ્ય મન કેળવાય છે. પણ એ કેળવણી તે ઘણી જ ન્યૂન હોય છે. બાહ્ય મનની વિવિધ શક્તિ-ઓને એ કેળવણી અવલંબન કરતી નથી પણ માત્ર થોડી જ શક્તિઓનો ઉપયોગ એમાં થાય છે અને તેથી બાહ્ય મનની એકદેશી કેળવણી એમાં થાય છે. આમ થ-વાને લીધે જ કેટલાક મનુષ્યો કેવલ કર્મમાર્ગમાં રમણ કરનાર થઇ રહે છે તો તે કર્મઠ થાય છે, કર્મજડ બની રહે છે. કર્મઠપણું પ્રાપ્ત થવાનું મુખ્ય કારણ એકદેશી કેળવણી જ છે. શરીરના સંબંધમાં આપણે જોઇએ છીએ કે લુહાર, સુથાર આદિ કારીગરો અમુક શરીરાવ્ય-વનો જ પોતાના કામમાં ઉપયોગ કરે છે અને તેથી તેમનો તે અવયવ દૃઢ થાય છે, પણ એ દૃઢતા તે બીજા અવયવોના બલના જોખમે થાય છે. બીજા અવયવોનો એ વર્ગ ઉપયોગ કરતા નથી તેથી રુધિરમાંનું સત્ત્વપ્રદ તત્ત્વ તે વપરાતો અવયવ ચુસી લે છે અને તેથી નિર્મા-લ્ય થયેલા રુધિરમાંથી જ બીજા અવયવો પોતાના પોષણને પ્રાપ્ત કરતા રહે છે. આથી ન્યૂન સત્ત્વવાળું પોષક દ્રવ્ય એ બીજા અવયવોને મળે છે તેથી એ અવયવો દુર્બલ થાય છે અને તે તે હસ્તપાદાદિ વપરાતો અવયવ તેના પ્રમાણમાં અતિશય દૃઢ થાય છે. આ વર્ગ આ રીતે અપ્રમાણતા થવાથી દીર્ઘઆયુષ્યને ભોગવતો નથી અને સર્વાંગવ્યાપી નીરોગતાનો ભોક્તા થતો નથી. વ્યાયામકલામાં નિષ્ણાત પુરુષો આવો પરિણામ અટકાવવાના આશયથી જ એક બે અવયવોની કસરત કરવાનું નહિ કહેતાં શરીરના બધા અવયવોની જ કસરત કરવાનું કહે છે, એટલું જ નહિ પણ શારીર કસરત કરતી વખતે શરીરમાત્ર વ્યાયામને સેવન કરે અને મન ભ્રમણ કરતું રહે એમ ન થાય તેમાટે તે તે કસરતમાં મનને પરોવવાની ખાસ ભલામણ કરે છે. આ જ નિયમ માનસ વ્યાયામમાં પણ લાગે છે. બાહ્ય મનની અમુક શક્તિઓને જ કસરત આપવામાં આવે છે, એટલી જ શક્તિઓનો ઉપયોગ કરવામાં આવે છે તો ઓજસ્-રૂપ પોષક દ્રવ્ય એ શક્તિઓનાં કેન્દ્રને પોષણ કરવામાં ક્ષીણ થઇ જાય છે તેથી અન્ય કેન્દ્રો જે વ્યાપારવિનાનાં રાખવામાં આવે છે તેમને યથેષ્ટ પોષણ મળતું નથી અને જે મળે છે તે નિઃસત્ત્વ થયેલું, ઉચ્છિષ્ટ હોય છે. આથી અમુક કેન્દ્ર જ બળવાન્ થઇ રહે છે, અને બી-જાં કેવલ દુર્બલ થઇ જાય છે અને તેથી કર્મજડતા આ નિયમથી જણાય છે. આમ હોવાથી જ કેવલ કર્મમાં રચી પચી રહેવાનું શાસ્ત્ર પસંદ ન કરતાં **यदेव विद्यया०** ઇત્યાદિ વચનોથી સ્પષ્ટપણે જણાવે છે કે જે જ્ઞાનપૂર્વક, બુદ્ધિના ઉપયોગપૂર્વક કરવામાં આવે છે તે કર્મ જ વીર્યવત્તર થઇ રહે છે, અધિક ફલપ્રદ થઈ રહે છે અર્થાત્ કેવલ કર્મમાં રમણ કરનારકરતાં વિદ્યાસહિત કર્મ કરનાર પુરુષ ઉચ્ચ ભૂમિકાવાળો શાસ્ત્ર સ્થાપે છે. કર્મ કરવાથી અંતરની

શુદ્ધિ થાય છે એ સિદ્ધાન્ત સ્થાપી શાસ્ત્ર એ જ જણાવે છે કે કર્મ કરવાથી અંતઃકરણની યોગ્યતા વધે છે, અંતઃકરણ વિકાસને પામતું નથી પણ વિકાસને પામવાની યોગ્યતાવાળું થઇ રહે છે. આ રીતે યોગ્યતાની સંપત્તિ થયે મનુષ્યે ઉપાસનામાં જોડાવું એ શાસ્ત્ર વિધાન કરે છે. વિવિધ પ્રકારની શ્રૌત ઉપાસના હાલ જે રૂપમાં સમજવામાં આવે છે તે રૂપમાં તેમને લઇએ તોપણ તે આંતર મનમાં પ્રવેશવાનો માર્ગ છે એ ખુલ્લું છે. આંતર મનની મર્યાદામાં પ્રવેશ જેવી રીતે ઉપાસનાથી સાધી શકાય છે તેવી રીતે અન્ય કોઈ સાધનથી સાધી શકાતો નથી. એ ઉપાસનાઓ સાધનાર મનુષ્ય આંતર મનના બલવાળો થાય છે પણ એટલાથી કૃતકૃત્યતાને પામતો નથી. એ માટે એણે જ્ઞાનમાર્ગનું અવલંબન કરવાનું રહે છે. જ્ઞાનમાર્ગ વિચારવાળો માર્ગ હોવાથી અને તે પણ સર્વદેશી વિચારની અપેક્ષા રાખતો હોવાથી એ માર્ગ બાહ્ય મનની સંપૂર્ણ અંશે ઉન્નતિને સાધે છે. આ રીતે આ ત્રિવિધ ક્રમની સિદ્ધિ કરનાર સાધક, સ્પષ્ટ છે કે બાહ્ય મન તથા આંતર મનના પૂર્ણ વિકાસવાળો થઇ રહે છે અને એમ થાય છે ત્યારે જ શાસ્ત્ર તેને પરમપદને પ્રાપ્ત થયેલો ગણે છે. આંતર મનના વ્યાયામના ઉપરિપદે જ્ઞાનમાર્ગ સ્થાપન કરી શાસ્ત્ર એ રહસ્ય ખુલ્લું કરે છે કે આંતર મનના ઉપર બાહ્ય મને નિયમન રાખવાની જરૂર છે. તેથી જેમ જેમ આ ત્રિવિધ સાધનોનાં સ્વરૂપો, એમની કક્ષા એ આદિનો વિચાર કરવામાં આવે છે તેમ તેમ આપણને સ્પષ્ટ થાય છે કે એ સાધનશ્રેણી આ અગાધ સિદ્ધાન્તઉપર જ રચાયેલી છે.

ઇતર સર્વ શાસ્ત્રોની અપેક્ષાથી વેદાન્તશાસ્ત્રને કેસરિ કહેવામાં આવે છે તેનું કારણ જો વિચારવામાં આવશે તો સ્પષ્ટ રીતે આ જ જણાશે. જે જે શાસ્ત્ર એક ઇશ્વરને માને છે અને તેને નિમિત્ત કારણરૂપે સ્વીકારી ઉપાસ્ય માત્રરૂપે સ્થાપે છે, અને જીવ તથા ઇશ્વરનો ભેદ જ સ્વીકારે છે તે શાસ્ત્રો બહુ કરી ભક્તિને ઉત્તેજન આપે છે પણ આ દ્વૈતને સ્વીકારનાર શાસ્ત્રની પ્રક્રિયા ઘણી સરલ હોય છે, જે સામાન્ય મતિમાં ઉતરી શકે તેનો જ એ શાસ્ત્રો બોધ કરતા હોય છે. તેથી આ શાસ્ત્રો ભક્તિદ્વારા આંતર મનનો વિકાસ સારી રીતે સાધે છે પણ તેટલો વિકાસ બાહ્ય મનનો કરતાં નથી. એમની પ્રક્રિયાઓ સામાન્ય મતિમાં સરલતાથી પ્રવેશી શકે તેવી હોવાથી એને બુદ્ધિમાં આરૂઢ કરવા ખાસ પ્રયત્નની અપેક્ષા રહેતી નથી અને પ્રયત્નના અભાવે બાહ્ય મનનો વિકાસ થતો નથી. બાહ્ય મનને વ્યાયામ આપવામાં આવે છે તે પ્રમાણે જ તેનો વિકાસ થતો રહે છે. ઘણા મનુષ્યો એવું કહેતા જણાય છે કે અમુક કેવું સરલ છે, અમુક સરલ છે માટે જ સત્ય છે, સત્ય સરલતામાં રહ્યું છે માટે ગહન હોય તે ભાગ્યે જ સત્ય હોય છે વગેરે, પણ એ કહેનારા ભૂલી જાય છે કે સરલતા એ સાપેક્ષ ધર્મ છે. જે વસ્તુ ચૈત્રની કેળવાયેલી બુદ્ધિને સરલ લાગે છે તે જ વસ્તુ અશિક્ષિત મૈત્રની બુદ્ધિને ગહન લાગે છે. સત્ય એ વસ્તુને અધીન ધર્મ છે, એ પુરુષને અધીન નથી ત્યારે સરલતા એ પુરુષ સાપેક્ષ છે અને આથી કરીને સરલતા એ સત્યનું સદા જ્ઞાપક ચિહ્ન હોતું નથી. સદા ગણિતના સિદ્ધાન્તો ઘણા ખરાને સરલ લાગે છે અને કૅલ્ક્યુલસના સિદ્ધાન્તો ઘણા ખરાની બુદ્ધિમાં તત્કાલ પ્રવેશે તેમ નથી, તેટલા ઉપરથી અંકગણિતના સિદ્ધાન્તો સત્ય છે અને કૅલ્ક્યુલસના સિદ્ધાન્તો અસત્ય છે એમ કહેનાર પોતાનું હાસ્યમાત્ર કરાવે છે. એક પેટીની રચના સાદી હોય છે અને તેથી બુદ્ધિમાં તરત સમજાઈ જાય છે ત્યારે શુક્રશોણિતના સંનિપાતથી રચાતું બાલક જોતાં તેમાં મનવડે ચિંતન પણ ન થઇ શકે તેવી

રચના દૃષ્ટિઆગળ આવી ખડી થાય છે. પણ તેટલા ઉપરથી એક સત્ય અને બીજું અસત્ય ઠરતું નથી. સાદા નાના પદાર્થોનું રચાણું આપણને સરલ સમન્વય છે અને સૂર્ય, તારા, ગ્રહો આદિની રચનાનો ખ્યાલસરખો પણ ઘણાને આવી શકતો નથી પણ તેટલા ઉપરથી એક રચના સત્ય છે અને અન્ય સત્ય નથી એમ કહેનારનું વચન શ્રદ્ધેય ગણાતું નથી. વિકાસનો તો એ નિયમ જ છે કે જે સાદું અને સરૂપ હોય છે તે અટપટું અને વિરૂપ થતું જાય છે. તેથી સાદાપણું, સરલતા અને સારૂપ્ય એ વિકાસની નીચેની ભૂમિકા છે અને એથી વિપરીતપણું ઉંચેની ભૂમિકા છે. વળી જે વસ્તુ, રચના આદિ સરલ છે, સામાન્ય મતિના મનુષ્યોની બુદ્ધિથી ગોચર થનારી છે તે વસ્તુ, રચના આદિને જણાવવા શાસ્ત્રજેવા અપૂર્વ પ્રમાણની અપેક્ષા જ રહેતી નથી. એ પદાર્થો ઇતર પ્રમાણોથી ગમ્ય થનાર હોવાથી એનો બોધ કરવામાં શાસ્ત્રનું શાસ્ત્રપણું નથી. શાસ્ત્રની ખાસ અપેક્ષા ક્યાં રહે છે કે જ્યાં વિષય ઇતર પ્રમાણોથી ગમ્ય થઇ શકતો નથી. આને જ અપૂર્વતારૂપ અંગ કરી શાસ્ત્ર વર્ણ્યું છે. અને એવા ગહન વિષયોને શાસ્ત્રપ્રમાણથી જાણી તેને બુદ્ધિમાં આરૂઢ કરવાનો પ્રયત્ન કરવો એમાં જ બાહ્ય મનની ખરી કસરત રહે છે. તેથી દ્વૈતને અવલંબન કરી પોતાની પ્રક્રિયાની પ્રવૃત્તિ કરનારાં શાસ્ત્રો ગમે તેટલાં સરલ જણાય તોપણ તે બાહ્ય મનની સૂક્ષ્મતાને અતિ ગહન વિષયના પ્રતિપાદનજેટલાં સાધતાં નથી. જગત્‌માં દૃષ્ટિ નાંખતાં આ ઘણે અંશે સત્ય જણાય છે. ભક્તિમાર્ગનું જ બહાર ડોળરૂપે નહિ પણ ખરા અંતઃકરણથી જેઓ અવલંબન કરે છે તેઓ ઘણે ભાગે આંતર મનની મર્યાદામાં રહે છે અને તેઓ શાન્ત, ખિન્ન, એકમાર્ગી જણાય છે. તેમના વિષયથી ઇતર વિષય તેમના આગળ ધરવામાં આવે છે તો તેઓ ત્રાસી જાય છે, ભગવાનની મરજી હોય તે થશે, આપણું ધાર્યું થવાનું નથી, પ્રારબ્ધપ્રમાણે સર્વ ખેલો થયા કરે છે ઇત્યાદિ ઉદ્‌ગારો ઘણે પ્રસંગે તેઓ કાઢે છે. આથી ઉલટું જેઓ જ્ઞાનમાર્ગને સ્વીકારે છે તેઓ એના વિષયની ગહનતાને લીધે બાહ્ય મનની અધિક કસરતવાળા હોય છે, તેમનું બાહ્ય મન વિવિધ પ્રકારે ખેડાયેલું હોય છે અને તેથી તેઓ એ વિષયથી ઇતર વિષયમાં પોતાનું મન પરોવે છે તો તે વિષયના રહસ્યને ભેદીને તેમની મતિ પાર ઉતરી શકે છે. ભગવાનની મરજી હોય તેમ થાય છે, પ્રારબ્ધનો ખેલ સર્વત્ર છે ઇત્યાદિ *વાતો તેમના જાણવામાં તથા માનવામાં છે, છતાં તે ઉપરાંત તેઓ જાણે છે કે આમ છતાં* મનુષ્યે વિવેકપૂર્વક પ્રવૃત્તિ કરવી એ તેની ફરજ છે. તેથી ગમે તે કર્તવ્ય ઉપસ્થિત થતાં ગમે તે માર્ગે તેઓ દોરવાઇ જતા નથી, પણ શાન્તિપુરઃસર તેઓ સાધક બાધક પ્રમાણોને જુએ છે, તેમનાં બલાબલની તુલના કરે છે અને પછી શાસ્ત્ર, અનુભવ ઇત્યાદિથી જે વિવેકીને શોભે તેવું હોય છે તેમ જ કરવા પ્રયત્ન ધરવા આગ્રહવાળા થાય છે. આ સાથે વેદાન્તના ગહન સિદ્ધાન્તોના મનન પછી કરાતા નિદિધ્યાસનમાં એમણે આંતર મનની મર્યાદામાં પ્રવેશવાનું થયા કરે છે, વેદાન્તને બુદ્ધિમાં આરૂઢ કરવા સમાધાન સંપત્તિની સિદ્ધિ કરવી પડે છે અને તે માટે પણ બાહ્ય મનના વિવિધ વ્યાપારોને નિરોધવા પડે છે, અને તેટલે અંશે આંતર મનનો આશ્રય કરવો પડે છે; તેથી આ મનુષ્યો આંતર મનના વ્યાયામવિનાના પણ હોતા નથી, આંતર મનની કેળવણી પણ એમને પ્રાપ્ત હોય છે. આપ્રમાણે ઉભય મનની કસરતને વેદાન્તશાસ્ત્ર કરાવે છે અને એથી ઇતર શાસ્ત્રો જે કર્મ અથવા ઉપાસનાનું જ પ્રતિપાદન કરનાર હોય છે તે એમાંથી ગમે તે એકને ત્યજી દે છે, ઉપેક્ષે છે. આમ હોવાથી આ વેદાન્તની અપેક્ષાએ એ ઉતરતી પંક્તિ ભોગવે છે અર્થાત્ એ શાસ્ત્રોની અપેક્ષાએ વેદાન્ત

સમ્રાટ્પદે સ્થિત થાય છે. આટલું જ નહિ પણ કયી દશામાં, ક્યારે બાહ્ય મનને પ્રધાન સ્થાપવું અને ક્યારે આંતર મનને પ્રધાનપદે સ્થાપવું, એ બોધ વેદાન્ત સ્પષ્ટ રીતે કરે છે. વેદાન્ત જ્ઞાનની સાત ભૂમિકા સ્વીકારે છે અથવા બીજા શબ્દોમાં કહીએ તો જીવન્મુક્તિ અને આરૂઢ જીવન્મુક્તિ સ્વીકારે છે તથા એથી જણાવે છે કે જ્યાંસુધી વ્યવહારમાં રહેવાનું હોય છે ત્યાંસુધી જીવન્મુક્તિની દશા થઈ રહે છે અને આરૂઢ જીવન્મુક્તિમાં પ્રવેશતાં વ્યવહારનો ઉપરમ થાય છે અર્થાત્ વ્યવહારથી ઉપરમ પામનાર મનુષ્યે જ આરૂઢ જીવન્મુક્તિમાં પ્રવેશવાનું એ શાસ્ત્ર કહે છે. જ્યાંસુધી વ્યુત્થાનદશાને સેવવાની હોય છે, જ્યાંસુધી વ્યવહાર કરવાનો હોય છે ત્યાંસુધી બાહ્ય મનની પ્રધાનપણે અપેક્ષા રહે છે. આંતર મનના ન્યૂન વિકાસવાળો અને બાહ્ય મનના અધિક વિકાસવાળો મનુષ્ય વ્યવહારને સાધી શકે છે. પણ એથી વિપર્યય થઇ શકતો નથી, આ જ રહસ્ય વેદાન્ત સૂચવે છે. જીવન્મુક્તિ એ વ્યુત્થિત મહાત્માઓની દશા છે અને તેથી એ દશામાં બાહ્ય મનનું નિયમન એ મહાત્માઓને કાયમ રહે છે. જ્યારે એ નિયમન ત્યજી દેવામાં આવે છે ત્યારે આંતર મનનું સામ્રાજ્ય થાય છે પણ ત્યારે વેદાન્ત જણાવે છે કે એ મહાત્મા આરૂઢ જીવન્મુક્તિમાં પ્રવેશે છે, અર્થાત્ જીવન્મુક્તિની સિદ્ધિ થયા પછી આરૂઢ જીવન્મુક્તિ પ્રાપ્ત કરવી હોય ત્યારે આરૂઢ જીવન્મુક્તિને અનુરૂપ વય, બાહ્ય સ્થિતિઆદિ થાય ત્યારે અર્થાત્ વ્યવહારથી સારૂ ઉપરામ પામવું હોય ત્યારે જ બાહ્ય મનને નિયામક પદથી ખસેડવું અને આંતર મનને સમ્રાટ્પદે સ્થાપન કરવું. ઇતર શાસ્ત્રો બહુધા આ વિવેક કરતાં નથી એ પણ વેદાન્તને કેસરિપદે સ્થાપન કરવામાં એક હેતુ છે.

આ રીતે જોતાં આપણાં શાસ્ત્રકારોએ અત્ર ચર્ચાતા સિદ્ધાન્તને પૂર્ણ અનુમોદન આપ્યું જણાય છે. એમણે સ્થાપન કરેલી કર્મ, ઉપાસના અને જ્ઞાનની શ્રેણી ઉભય મનની કેળવણીને સાધવાનું સૂચવે છે, તથા વેદપ્રતિપાદ્ય તત્ત્વવિદ્યા બાહ્ય મનને રાજ્યઉપરથી ન ખસેડતાં વ્યુત્થાનના સઘળા સમયે બાહ્ય મનના હસ્તમાં જ નિયમન કરવાની લગામ આપવાનો બોધ કરે છે. આ રીતે ઉભય મનની કેળવણી થાય છે, ઉભય મન પોતપોતાની મર્યાદામાં રહી કામ કરતાં રહે છે અને એકબીજાના પ્રદેશમાં પગપેસારો કરતાં નથી. ઉભય મન વિકાસને પામતાં જાય છે અને બાહ્ય મન નિયન્તારૂપે સ્થિત થાય છે ત્યારે જ પ્રાપ્ત થઇ શકે તેવી સઘળી પૂર્ણતા પ્રાપ્ત થાય છે, અને ગાંડપણ, તરંગીપણું, ઉચ્છૃંખલપણું ઇત્યાદિને જેમ સ્થાન મળતું નથી, તેમ કલ્પનારહિતપણું, પ્રતિભાશૂન્યપણું, શંકાશીલપણું, અશાન્તિ ઇત્યાદિને પણ સ્થાન મળતું નથી. પણ સર્વ શુભ ગુણો પરસ્પરની સાથે સંવાદ રાખી રહે છે અને તેથી યથાર્થ મહાત્માપદની સિદ્ધિ થાય છે. ( સંપૂર્ણ. )

---

# અનુભવસંબંધમાં કેટલાક વિચારો.

જીવવાનો અર્થ આગળ વધવું, અથવા ઉન્નતિને પામવું, એ છે. જ્યાં સુધી વૃક્ષ વૃદ્ધિને પામે છે, ત્યાંસુધી જ તે જીવે છે, એમ કહેવાય છે. મનુષ્યનું આગળ વધવાનું જ્યારે અટકે છે ત્યારે તેનું જીવન અટકી જાય છે, અને મૃત્યુ થાય છે. પરંતુ મનુષ્ય જ્યાં સુધી નવા નવા અનુભવો કરતો નથી ત્યાંસુધી તે કદી પણ આગળ વધતો નથી. આથી સર્વપ્રકારની આગળ યતી વૃદ્ધિમાં, સર્વ પ્રકારની ઉન્નતિમાં, સર્વ પ્રકારની સિદ્ધિમાં, સર્વ પ્રકારની સંપ્રાપ્તિમાં, અને સાક્ષાત્ જીવવામાં પણ અનુભવની અનિવાર્ય અગત્ય છે.

આગળ વધવામાં તેમ જ જીવનનું કલ્યાણ અને ઉત્કૃષ્ટતા કરવામાં અનુભવ અગત્યનો હોવાથી પ્રત્યેક મનુષ્યની માનસિક સૃષ્ટિમાં તે સર્વદા તેના ઉદયનો મુખ્ય અને અગત્યનો હેતુ હોય જ છે; અને જેવો અનુભવ હોય છે, અને જે પ્રકારનો અનુભવ હોય છે, તે જ પ્રકારનાં ઉંચાં અથવા નીચાં, અને ઘણાં અથવા થોડાં ફળ ઉત્પન્ન થતાં હોવાથી, અનુભવ કરવામાં મનુષ્યે ભારેમાં ભારે સાવધાનતા અને બુદ્ધિનો ઉપયોગ કરવો જોઇએ.

તમે તમારાં નેત્રવડે બે મનુષ્યોને લડતા જુઓ છો, તથા કર્ણવડે તેમને એકબીજાને ગાળો દેતા સાંભળો છો. તમને એક પ્રકારનો અનુભવ થાય છે, પણ તે અનુભવ ઉંચો નથી. લડાઈના તમારા અંતઃકરણમાં પડેલા સંસ્કારો ભવિષ્યમાં ભાગ્યે જ ઉંચું ફળ ઉત્પન્ન કરવાને સમર્થ થાય છે. તમારા આ અનુભવનું ફળ તમને ઘણું અથવા થોડું, નિકૃષ્ટ પ્રકારનું મળે છે.

એથી ઉલટું તમે નેત્રવડે કોઇ મહાપુરુષનાં દર્શન કરો છો, અને કર્ણવડે તેમના તત્ત્વજ્ઞાનથી ભરેલા બોધને શ્રવણ કરો છો. તમને બીજા પ્રકારનો અનુભવ થાય છે, પણ તે અનુભવ ઉંચી જાતનો છે. મહાપુરુષના સમાગમના તમારા અંતઃકરણમાં પડેલા સંસ્કારો ભવિષ્યમાં તમને થોડા અથવા ઘણા પ્રમાણમાં ઉત્કૃષ્ટ પ્રકારનું ફળ આપનાર થાય છે.

આ ઉદાહરણોથી આપણને સહજ સ્પષ્ટ થાય છે કે આપણે ગમે તેવો અનુભવ કરવાનો નથી, પણ જે અનુભવ આપણું ઉત્તરોત્તર અધિક અને અધિક હિત સાધનાર હોય, તેવા જ પ્રસંગને પ્રયત્નપૂર્વક શોધી કાઢીને તેનો અનુભવ કરવો જોઇએ.

વળી અનુભવના પ્રસંગો પુષ્કળ મોટા પ્રમાણમાં પ્રાપ્ત કરવાની અગત્ય છે; કારણ કે જ્યાંસુધી અનુભવના પ્રસંગો ઉંચી જાતિના હોય છે, ત્યાં સુધી ગમે તેટલી મોટી સંખ્યામાં તેમને પ્રાપ્ત કર્યા હોય તોપણ તે હદઉપરાંત થઈ ગયા, એમ ગણાતું નથી.

ઘરમાં કુકડીની પેઠે ભરાઈ રહેનાર, તથા જેમ બને તેમ ઓછા પ્રસંગોનો અનુભવ કરનાર કેટલો અકુશળ હોય છે, તથા દેશે દેશ ફરી ઘાટ ઘાટનાં પાણી પીનાર કેટલો કુશળ હોય છે, તે કોણ નથી જાણતું ? પુષ્કળ પ્રવાસ કરનારમાં કુશળતા આવવાનું કારણ, અનેક પ્રસંગોનો અનુભવ, એ જ છે.

મનુષ્યનું ચારિત્ર્ય અને ચાતુરી અથવા બુદ્ધિની શ્રેષ્ઠતા, જે સામગ્રીમાંથી રચાય છે, તે સામગ્રી અનુભવ છે. આથી કરીને અનુભવ જેમ વધારે ઉંચો, અને જેમ વધારે વિશાળ હોય છે, તેમ ચારિત્ર્ય અને ચાતુરી વધારે પૂર્ણતાવાળાં અને વધારે વીર્યવાળાં હોય છે.

પ્રત્યેક વસ્તુના અસ્તિત્વમાં હેતુ હોય છે, અને અનુભવનો વાસ્તવિક હેતુ નવાં સામર્થ્ય, નવી અવસ્થાઓ, અને જ્ઞપ્તિની અથવા વિજ્ઞાન ( consciousness ) ની નવી કળાઓ, જાગ્રત્ કરવાનો હોય છે, અને શરીરના વિવિધ ભાગમાં નવા વ્યાપારો ઉત્પન્ન કરવાનો હોય છે.

આપણામાં જે કંઇ અપ્રકટ અથવા અનુદ્ભૂત અવસ્થામાં રહ્યું છે, તેને બહાર કાઢવું અને તેનો વિકાસ કરવો, એ અનુભવનો મુખ્ય હેતુ છે, અને તેથી કરીને આપણામાં રહેલો કોઇપણ ગુપ્ત ગુણ અથવા સામર્થ્ય અનુભવ વિના કદી પણ બહાર નીકળતો નથી, એ સિદ્ધાંતને આપણે સર્વદા સ્મરણમાં રાખવો જોઇએ.

જે ગુપ્ત છે, તેને બહાર કાઢવાનું અને નવીનને ઉત્પન્ન કરવાનું અનુભવમાં રહેલું સામર્થ્ય સુખને તથા આનંદને તેમ જ વૃદ્ધિને કરે છે; અને અનુભવ એ જ માત્ર સુખોપભોગનું એક જ કારણ હોવાથી, મનુષ્ય પોતાના જીવનમાં કેવા સુખનો ઉપભોગ કરશે, તેનો આધાર તે મનુષ્ય જે પ્રકારનો અનુભવ પોતાને થવાના પ્રસંગો પસંદ કરે છે, તેના ઉપર રહેલો છે.

મનુષ્યોનો મોટો ભાગ સુખને પ્રકટાવે, એવા ઉચ્ચ અનુભવના પ્રસંગો પસંદ કરવાનો કંઈ પ્રયત્ન કરતો નથી. આથી અનુભવનો જે વાસ્તવિક હેતુ છે, તેની સિદ્ધિ તે કરી શકતો નથી; અને આ સિદ્ધિ ન કરી શકવાથી જે વસ્તુઓ સઉથી અધિક ઇચ્છવા યોગ્ય અનુભવને પ્રકટાવે છે, તે વસ્તુઓને પણ તે પોતાનામાં જાગ્રત્ કરી શકતો નથી, તથા તેમનો વિકાસ કરી શકતો નથી. આ સઉથી અધિક ઇચ્છવાયોગ્ય અનુભવ તે બીજો કોઇ નથી પણ આપણા જીવનમાં જે કંઇ સત્ય છે, તેની અખંડ થતી વૃદ્ધિનું ભાન રહેવું તે.

જેમ આપણને વધારે અનુભવ થાય છે, તેમ આપણને વધારે લાભ થાય છે; પરંતુ આ અનુભવ ઉંચો તથા આપણા હિતનો અને સુખનો સાધક હોવો જોઇએ. આમ છતાં માત્ર અનુભવ કરવાને ખાતર જ અનુભવ થવાના પ્રસંગો શોધવાનો કોઇએ પ્રયત્ન કરવો ન જોઇએ.

જીવનને રચનાર જ અનુભવ પોતે છે, એવો જે કેટલાકનો નિશ્ચય હોય છે; તે ખરો નથી; તે જ પ્રમાણે સઘળા પ્રકારના સારા અને ખોટા અનુભવ, જીવનનો પૂર્ણ વિકાસ કરવાને માટે અગત્યના છે, એ મતમાં પણ કશું સત્ય રહ્યું નથી. અમુક પ્રકારનો અનુભવ જ માત્ર મનુષ્યના કલ્યાણમાં વૃદ્ધિ કરે છે, અને તેના જીવનના ઉદ્દેશની સિદ્ધિ કરે છે. આથી અનુભવના સંબંધના આ લેખમાં લખવામાં આવનાર વિચારોને સમજવાની અત્યંત અગત્ય છે.

પોતાનું ચારિત્ર્ય બાંધવામાં બને તેટલી સર્વોત્તમ સામગ્રી મળે તેટલા માટે જેમ બને તેમ સર્વોત્તમ અનુભવ થાય તેવા પ્રસંગો પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવો, એ પ્રત્યેક મનુષ્યનું નિત્યનું કર્તવ્ય છે.

જગતમાં જે જે સર્વોત્તમ પ્રવૃત્તિઓ ચાલતી હોય તેમના સંબંધમાં નિત્ય આવ્યા કરો, અને જેમ અધિક આવી પ્રવૃત્તિઓના સંબંધમાં અવાય તેમ વધારે સારૂં; આવો અભ્યાસ રાખવાથી તમારા મનનો વિકાસ થશે, તમારૂં ચારિત્ર્ય વધારે પૂર્ણતાવાળું થતું જશે, તમારી વ્યક્તિ વધારે શિષ્ટ અને વધારે સુઘડ થશે, અને તમારા શરીરનું આરોગ્ય, બળ, અને નિર્દોષતા અખંડ વૃદ્ધિને પામતાં જશે. વળી તેથી તમારૂં આયુષ્ સુખી અને દીર્ઘ થશે.

પોતાના અસ્તિત્વની મર્યાદામાં જ્યાં જ્યાં ઉત્કૃષ્ટ વ્યાપાર થતા હોય તેપ્રતિ મનુષ્યે પોતાના મનને સંપૂર્ણ અભિમુખ રાખવું જોઇએ, અને તે વ્યાપારના સંબંધમાં આવીને બને તેટલો સર્વોત્તમ અનુભવ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવો જોઇએ.

જગતમાં જે સર્વોત્તમ પ્રવૃત્તિ ચાલતી હોય તેની સાથે માનસિક સંબંધ બાંધવાથી આપણી પોતાની માનસ ભૂમિમાં તેવી જ પ્રવૃત્તિનાં મૂળ નંખાય છે. આમ થતાં આપણા મનના વધારે ઉંડા પ્રદેશમાં જે શ્રેષ્ઠ સામર્થ્યો અપ્રકટ રહેલાં હોય છે, તે જાગ્રત્ થાય છે, અને ઘણો સમય વીતવા પહેલાં આપણું માનસ જીવન ઉત્તમ પ્રકારનું થયેલું આપણને જણાય છે.

જગતમાં ચાલતી સર્વોત્તમ વાતોની સાથે સંબંધમાં આવીને આપણું મન જેમ અધિક અનુભવ સંપાદન કરે છે, તેમ તે વધારે મહાન, વધારે વિશાળ, અને વધારે પૂર્ણ થાય છે. આથી સ્પષ્ટ થાય છે કે સંસારથી કેસરપપ્પુની પેઠે ભાગનારા સાધુઓ, વસ્તીમાં રહેતા હોય કે વસ્તીથી વેગળા રહેતા હોય તોપણ તેઓનું મન અવશ્ય કરીને ઘણું નાનું હોય છે.

એક કોટડીમાં અથવા એક ગુહામાં ભરાઈ રહીને એકાંતવાસવાળું જીવન ગાળવાથી અનુભવની મર્યાદા બહુ જ સાંકડામાં સાંકડી થઈ જાય છે. આમ થતાં મન એટલું બધું નાનું થઇ જાય છે કે તેના સામર્થ્યનો અને બુદ્ધિનો માત્ર નાનોસરખો અંશ જ ભાનપૂર્વક વ્યાપાર કરે છે. આવો મનુષ્ય કોઈ પણ વાતમાં સર્વોત્તમ સામર્થ્ય દર્શાવી શકતો નથી. તેની એકંદ માનસિક શક્તિ પણ તેજસ્વી થયેલી હોતી નથી, અને જીવનસંબંધી તેના વિચારોમાં, એકંદર રીતે, ઉપયોગી થઇ પડે એવું કશું જ હોતું નથી.

એકાંતવાસ સેવનાર ત્યાગીનું તત્ત્વજ્ઞાન વ્યવહારમાં નકામું છે. તે જ પ્રમાણે એકાંતમાં રહેનાર મનુષ્યોએ નીતિસંબંધી અથવા ધર્મસંબંધી જે વિચારો ગોઠવી કાઢયા હોય છે, તે વ્યવહારમાં નિરુપયોગી છે. અક્રિયારૂપે આવા વિચારો ભલે સુંદર દેખાય, અને લાખો મનુષ્યો ભલે તેમનો સ્વીકાર કરતા હોય તોપણ માત્ર બુદ્ધિને સંતોષ આપવા વિના તેઓ બીજો કશો જ લાભ કરતા નથી.

પરંતુ શારીરિક, માનસિક અને નીતિની વૃદ્ધિ, જો બુદ્ધિના આનંદની સાથે ભળેલાં નથી હોતાં તો તેથી હાનિ જ થાય છે. પોતાની અખંડ વૃદ્ધિ થયા કરવાનું જે બુદ્ધિના આનંદની સાથે ભાન થયા કરે છે, તે જ બુદ્ધિનો આનંદ યોગ્ય છે, અને લાભકારક છે. આ વિનાનો સંતોષ માનસિક જડતાને સૂચવે છે, અને માનસિક જડતા, માત્ર બુદ્ધિનું જ અવશ્ય મૃત્યુ કરે છે, એટલું જ નહિ, પણ શરીરનું, મનનું અને ચારિત્ર્યનું પણ મૃત્યુ કરે છે,

જેઓ સંસારમાં રહે છે, અને જેમને નિત્ય સંસારની ગુંચવણો ઉકેલવાના પ્રસંગો પ્રાપ્ત થાય છે, તેમણે જરૂર પડે ત્યારે સંસારનો અનુભવ મેળવેલા ઉત્કૃષ્ટ મનવાળા પુરુષોની જ સલાહ લેવી જોઇએ. જેઓએ સંસારનો ત્યાગ કરેલો છે, અને તેનાથી દૂર રહે છે, તેમને સંસારની અમુક પ્રસંગે સ્થિતિ કેવા પ્રકારની હોય છે, તેનું ભાન હોતું નથી. તે સ્થિતિઓના વાસ્તવ સ્વરૂપનો તેમને અનુભવ હોતો નથી. તેથી આપણી ગુંચવણોના જે તોડ તેઓ આપણાને દર્શાવે છે, તેમાં કશો માલ હોતો નથી.

જો કે અનુભવમાં સંપૂર્ણ જ્ઞાનનો સમાવેશ થતો નથી, તોપણ અનુભવીને જ માત્ર ખરેખરું જ્ઞાન હોય છે. તે જ્ઞાન અંશરૂપ હોય છે, પણ તે અનિવાર્ય હોય છે.

વળી જે મનુષ્યો પોતાને જ માટે અથવા પોતાના થોડા પ્રીતિપાત્ર મનુષ્યોને માટે જ જીવે છે, તેઓનાં મન પણ સાંકડાં થઈ જાય છે, અને તેઓનું ચારિત્ર્ય સંકુચિત થઈ જાય છે. આવું જીવન ગાળવાનો પરિણામ અવનતિમાં જ આવે છે, કારણ કે અનુભવવિના જીવનનાં શારીરિક તથા માનસિક અનેક તત્ત્વોને જડ થઇ જવાની ફરજ પડે છે.

સમગ્ર મનને અને સમગ્ર શરીરને ઉત્તમ પ્રકારના વ્યાપારવાળું રાખવું જોઇએ; અને આવા વ્યાપારની વૃદ્ધિ કરવાને માટે મનુષ્યે પોતાના સમગ્ર જીવનને ઉચ્ચ, હિતકર અને આનંદપ્રદ અનુભવથી ભરી કાઢવું જોઇએ. જ્યાં સુધી તમારું જીવન ટકે ત્યાં સુધી તમારું જગતમાં અસ્તિત્વ માત્ર છે. એવું ભાન ન કરાવો, પણ વસ્તુતઃ તમે જીવો છો, એવું ભાન કરાવો.

( અપૂર્ણ. )

—



# श्रीसिद्धेश्वर.

---

मनुष्य प्रयत्नथी पोताने जेवो धारे छे, तेवो ज करी शके छे.



## ॥ ॐ श्रीं ॥

## वास्तविक विजयनो राजमार्ग.

આ જગતમાં પ્રત્યેક મનુષ્ય પોતાના વિજયને-પોતાનાં ધારેલા કાર્યો સિદ્ધ કરવાને ઇચ્છે છે: પરંતુ કેટલાં થોડાં મનુષ્યો પોતના ધારેલાં કાર્યો સિદ્ધ કરવાને જેવો, જેટલો અને જે પ્રકારનો પ્રયત્ન કરવો જોઇએ, તેટલો કરે છે. મોટો ભાગ તો પ્રયત્ન કર્યા વિના જ વિજયને ઇચ્છનારો હોય છે. તેઓ ભવિષ્યમાં સારા દિવસો આવવાની આશામાં ને આશામાં પ્રયત્નવિના અમૂલ્ય કાળ ગાળ્યા કરે છે, અને કોઈ જોશી સારો દિવસ આવવાનું કહી દે તો નિશ્ચિંત થવાય, એવી લાલચમાં જેને તેને પોતાના ગ્રહો તથા હાથ બતાવે છે. વગરપ્રયત્ને કોઇને મોટો વારસો મળ્યાનાં અથવા કોઇને ડરબીની લોટરીજેવી કોઇ લોટરીનું મોટું ઇનામ મળ્યાનાં ઉદાહરણો તેઓ દષ્ટિસમીપ તરતાં રાખે છે, અને પોતાને પણ આમ જ થઇ જશે, એ આશામાં ને આશામાં, વિજય પ્રાપ્ત કરવાના જે ખરા માર્ગે વહેવું જોઇએ તે માર્ગે ન વહેતાં, આળસમાં આયુષ્ પૂરું કરે છે. પરંતુ આવા મનુષ્યોએ ભૂલી જવું જોઇતું નથી કે લાખમાં કોઈ વિરલને જ જ્યારે મોટો વારસો અથવા મોટું ઇનામ મળી જાય છે, ત્યારે બાકીના નવ્વાણુ હજાર નવસેં નવ્વાણુ મનુષ્યોને તો હાથપગ હલાવ્યાવિના એક પાઇસરખી પણ મળતી નથી; અને જે વિરલને મોટો વારસો મળ્યો હોય છે તેમાં આપણુને જો કે કોઇ દષ્ટ પ્રયત્ન જોવામાં આવતો નથી તોપણ તેમાં અદષ્ટ પ્રયત્ન અર્થાત્ તે મનુષ્યે કરેલો પૂર્વકૃત પ્રયત્ન તો હોય જ છે. આથી વિજયને માટે પ્રયત્નના જ સાચા માર્ગને જાણવો, અને તેને તનમનથી અનુસરવો એને જ બુદ્ધિમાન પોતાનું કર્તવ્ય નક્કી કરી, પ્રયત્નવિના બીજાં વ્યર્થ ફાંફાંનો સત્વર ત્યાગ કરવો જોઇએ.

પ્રયત્ન કરનારને પ્રયત્ન કરવામાં મદદગાર થઇ પડે, એટલા માટે આ લેખમાં વિજયના કેટલાક નિયમો વર્ણવવા યોગ્ય ગણ્યું છે.

૧ જગત્ જેને માટે તલસ્યા કરતું હોય,–જગતને જે આપવા લાયક હોય તેવી કંઈક વસ્તુ જગતને **આપવા માટે સંપાદન કરો.** તમારો વિજય તમારા પોતાના પ્રયત્ન-ઉપર આધાર રાખે છે, એટલું જ નહિ પરંતુ બીજાઓ તે પ્રયત્નની જે પ્રમાણમાં કદર કરે છે, તે ઉપર પણ આધાર રાખે છે. તમારૂં કામ ગમે તેટલું ઉત્તમ હોય, પરંતુ જગત્માં જો કોઇ તેની કદર કરતું નથી, તો તમને વિજય પ્રાપ્ત થતો નથી; તે કામમાં તમારો સમય તમે વ્યર્થ જ ગુમાવો છો; તમે તમને પોતાને કે કોઇને લાભ કરતા નથી.

બીજા તમારા કામની કદર કરે એટલા માટે જગતે જેની પ્રાપ્તિ કરવી જ જોઇએ, એવું તમે માનતા હો, તે વસ્તુ તેને આપવાનો તમારો ઉદ્દેશ ન હોવો જોઇએ,પણ જગત્ જેની ઇચ્છા કરે છે, અથવા જગતને જેની તંગી છે, એવું તમે જાણો છો તે વસ્તુ તેને આપવાનો તમારો ઉદ્દેશ હોવો જોઇએ. બીજાઓને પ્રસન્ન કરો, અને તમે તમને પોતાને પણ પ્રસન્ન કરશો.

હજારો બુદ્ધિમાન્ મનુષ્યો જગતમાં વિજયને પ્રાપ્ત કરતા નથી, તેનું કારણ એ કે તેઓ એવું ધારે છે કે જગતને જે જોઇએ છે તે આપવા જો અમે પ્રયત્ન કરીશું તો અમારી ઉંચી બુદ્ધિ નીચા કામમાં પ્રવેશેલી ગણાશે, પરંતુ આપણી બુદ્ધિ ગમે તેટલી શ્રેષ્ઠ હોય તોપણ જ્યાં સુધી તેને કોઇના પણ–પછી આ કોઇ ભલેને ગમે તેવો હલકો અને અશિક્ષિત મનુષ્ય હોય–કલ્યાણમાં યોજવામાં આવે છે ત્યાં સુધી તે કદી પણ નીચા કામમાં પ્રવેશેલી ગણાતી નથી.

તમારી બુદ્ધિનો અને શક્તિનો જેમને તેમની જરૂર હોય તેમના હિતમાં ઉપયોગ કરો, અને તમારા પ્રયત્નને એવો તો સારો કરો કે તમે જે કંઇ કરો તેની જગતમાં ઘણામાં ઘણા મનુષ્યો કદર કરે. તમારામાં લખવાનું સામર્થ્ય હોય તો પાંચ જ મનુષ્યો તેનો લાભ લે, એવું ન લખો, પણ પચાસ હજાર, અથવા પાંચ લાખ મનુષ્યો તેનો લાભ લે એવું લખો. ઘણામાં ઘણા મનુષ્યોને, જેની તેમને જરૂર હોય અને જેને તેઓ ઇચ્છતા હોય તેવું કંઇક આપો, અને તે કંઇકને એવું તો ઉત્તમ કરવાનો ઉદ્દેશ રાખો કે તેનો લાભ લેવાનો કોઇને આગ્રહ કર્યાવિના પ્રત્યેક મનુષ્ય તેનો લાભ લેવા ઇચ્છા કરે.

૨ જગતનું પૂર્વે કોઇએ હિત કર્યું હોય તેના કરતાં વધારે સારૂં હિત કરવાનો **નિશ્ચય કરો.** નિશ્ચયપૂર્વક જાણજો કે જે કંઇ તમે કરો છો તેના કરતાં તે કામ વધારે સારૂં થઇ શકે એમ છે; અને એ વાત પણ નિશ્ચયપૂર્વક માનજો કે તે કામ તમારા પોતાનાથી વધારે સારૂં થઇ શકે એમ છે. અમુક કરવામાં બીજા નિષ્ફળ ગયા છે એ વાતની તમારા મનઉપર કે તમારા વર્તનઉપર લેશ પણ અસર થવી ન જોઇએ. ભૂતકાળમાં બીજાઓએ કરેલી ભૂલોથી આપણે આપણા હાથપગને અર્થાત્ પ્રયત્નની શક્તિઓને બેડીથી જકડી લેવી નહિ જોઇએ. જે કામ કરવાનો આપણે દૃઢ નિશ્ચય કરીએ છીએ, તે કામ આપણે કરી શકીએ જ છીએ, કારણ કે આપણામાં તે કરવાનું સામર્થ્ય છે.

વધારે સારૂં અને વધારે મોટું કામ કરવાની આપણી શક્તિ અખંડ વૃદ્ધિને પામ્યા કરે, એનાથી વધારે ચઢીયાતો બીજો કોઇ પણ વિજય નથી; અને આવા વિજયકરતાં વધારે આનંદ અને સંતોષ બીજા કશાથી ઉપજતો નથી. પોતાના ઉદ્દેશને વધારે ચઢીયાતો કરવો, અને આપણા શરીરનાં સઘળાં સામર્થ્યોને તે ઉદ્દેશને સિદ્ધ કરવામાટે યોજી દેવાં, એ વાસ્ત-

વિક વિજયના માર્ગમાં પ્રવેશવું છે—આ પ્રકારનો પ્રયત્ન એ જ વાસ્તવિક વિજય છે, અને આવો પ્રયત્ન જ વધારે અને વધારે ચઢીયાતા વિજયરૂપ થાય છે.

પૂર્વે જગતનું જેટલું હિત થયું હોય છે, તેના કરતાં વધારે ચઢીયાતું હિત કરવાનો નિશ્ચય કરનાર મનુષ્ય પોતે સુધરે છે, અને પોતે જે ઉદ્યોગ કરતો હોય છે, તેને સુધારે છે. લાંબો સમય નથી જતો એટલામાં તો તેનો આ નિશ્ચય વધારે ચઢીયાતા ઉદ્યોગનો માર્ગ તેને માટે ઉઘાડે છે; કારણ કે સર્વોત્તમ કરવાનો જે દૃઢ નિશ્ચય કરે છે, તેને સર્વોત્તમ કરવાના પ્રસંગ અવસ્ય કરીને મળે છે.

૩ નિશ્ચયપૂર્વક માનો કે જે કામ કરવાની તમને અંતરથી ઇચ્છા પ્રકટે છે, **તે કામ કરવાનું તમારામાં સામર્થ્ય છે;** કારણ કે તમારામાં રહેલા ગુપ્ત સામર્થ્યનો અવધિ નથી.

વધારે ઉંચાં અને વધારે મહત્ત્વવાળાં કાર્યો કરવામાં મનુષ્યોને જે મોટી આડખીલી નડે છે, તે એ છે કે તેઓ એવું માનતા હોય છે કે અમારામાં અમુક કરવાનું સામર્થ્ય નથી, અથવા છે તો તે ઘણું જ થોડું છે, અને અમે અમારી બુદ્ધિને જેટલી કેળવી છે, તેથી વધારે હવે તે કેળવાઇ શકે, એમ છે જ નહિ. આ આડખીલીને આપણે દૂર કરવી જોઇએ, અને સત્યને સમજવાથી તે દૂર કરી શકાય છે.

સત્ય વાર્તા તો એ છે કે પ્રત્યેક જાતની માનસિક શક્તિ અમર્યાદપણે કેળવી શકાય છે, અને આત્માનાં સામર્થ્યો અખુટ છે. આ સત્ય વાર્તાને સાચી છે, એમ દૃઢપણે માનવાથી, આપણા અણુઅણુમાં તેને ઉંડી કોતરી કાઢવાથી, અને પ્રત્યેક પ્રયત્નના સમયમાં આપણી ઇચ્છાને અને વિચારોને તે સત્ય વાર્તાના રંગથી રંગેલાં રાખવાથી, હાલ આપણામાં જે સામર્થ્ય હોય છે, અને જે બુદ્ધિ હોય છે, તે વૃદ્ધિને અને વિકાસને અખંડિતપણે પામ્યા કરે છે.

જે કરવાની આપણી ઇચ્છા છે, તે કરવાનું આપણામાં સામર્થ્ય છે, એવું **અંતરથી જાણવાથી** આપણા ધારેલા કામને કરવાનું આપણામાં સામર્થ્ય છે, એવું આપણને ભાન થાય છે, અને આ પ્રકારનું ભાન ક્રમે ક્રમે વૃદ્ધિને પામીને આપણને સામર્થ્યનો વસ્તુતઃ અનુભવ કરાવે છે.

૪ જ્યાં સુધી તમે તમારા મનને નીચું ઉતરવા નહિ દો ત્યાં સુધી **તમે નીચા નહિ ઉતરો,** અર્થાત્ વિપત્તિની તમારા ઉપર સત્તા નહિ ચાલે. વિજયની એક મોટામાં મોટી કુંચી એ છે કે જ્યારે બીજું બધું વાંકુ થતું જણાય—સઘળું જ આપણને દુઃખના ખાડામાં ડુબાડતું જણાય—ત્યારે મનને ઉપરનું ઉપર રાખવું; મનને દુઃખના ભારતળે દબાવા દેવું નહિ. જો મન આગ્રહથી ઉપરનું ઉપર રહે છે, અને દુઃખના ભારતળે દબાઇને છુંદાઇ જતું નથી તો વાંકા દિવસો તરત જ બદલાય છે, અને સારા દિવસો પાછા આવવા માંડે છે. આ કુદરતનો સિદ્ધ નિયમ છે; તે કદી નિષ્ફળ જતો નથી, અને જો મનુષ્ય પ્રત્યેક પ્રસંગમાં આ નિયમનું પૂર્ણપણે પાલન કરે તો પોતાના ઉપર આવતી પ્રત્યેક વિપત્તિને, અને પોતાને પ્રાપ્ત થતી પ્રત્યેક નિષ્ફળતાને તે અટકાવી શકે.

મનનું સર્વઉપર અધિપતિપણું છે; પણ ક્યારે ? તે અધિપતિપણાનો તે ઉપયોગ કરે ત્યારે; અને જે દિશામાં મન જાય છે, તે દિશામાં બીજું સર્વ જાય છે. આમ હોવાથી જો મન

પોતાના ઉચ્ચ નિશાનને દઢપણે વળગી રહે છે, અને જરા પણ દુર્બળ બનીને પાછું હઠતું નથી તો સઘળું, એકદમ કદાચ નહિ, તોપણ થોડા સમયમાં અનુકૂળ થઇ જ જાય છે. જે મન નિરંતર પ્રકાશમાં જ રમણ કરે છે, તે અલ્પ સમયમાં વિપત્તિરૂપ અંધકારને આપણી પાસેથી દૂર થવાની ફરજ પાડે છે, અને તે આપણી આજુબાજુ પ્રકાશને ઉત્પન્ન કરવા માંડે છે. જે મન વધારે ઉંચાં લક્ષણોને, અને વધારે ઉંચા વિભવોને પ્રાપ્ત કરવાનો અખંડ ઉદ્દેશ રાખે છે, તે તેવાં લક્ષણોને અને તેવા વિભવોને આપણને મેળવી આપવાની સઘળી વસ્તુઓને ફરજ પાડે છે. જો કે બહારનાં સઘળાં ચિહ્નો નિષ્ફળતાનું ચોકસપણે સૂચન કરતાં હોય તોપણ જે મન પૂર્ણ શ્રદ્ધામાં અખંડ સ્થિર રહે છે, તે મન સઘળી વસ્તુઓને તેઓની દિશા બદલવાની, નિષ્ફળતાને માટે પ્રયત્ન કરતા બંધ પડવાની, અને જે વસ્તુ અવશ્ય પ્રાપ્ત થશે, એવું શ્રદ્ધાથી તેણે માન્યું હોય છે, તે જ વસ્તુઓને ઉત્પન્ન કરવાની ફરજ પાડે છે.

કોઇ પણ વસ્તુને તમારા મનને નીચું ઉતારી પાડવા ન દો, કારણ કે જો તમારૂં મન આગ્રહથી ઉંચે અને ઉંચે રહેશે તો દિવસો અવશ્ય ફરવા માંડશે અને દેખાતી ભયંકર નિષ્ફળતાના પરિણામમાં તમે યશસ્વી વિજયને પ્રકટેલો જોશો.

**૫ નિશ્ચયપૂર્વક જાણો કે તમારા પોતાના જીવનના તમે પોતે સ્વામિ છો,** અને તેથી તે વડે જે કંઇ તમે કરવા ધાર્યું હોય તે કરવાને તમે પૂર્ણ સ્વતંત્ર છો. આપણામાં જે કંઇ સામર્થ્ય જણાય છે, તે જીવનને લીધે જ જણાય છે, અને જ્યારે આપણે જીવનના સ્વામિ થઇએ છીએ ત્યારે આપણે ગમે તે પ્રમાણમાં સામર્થ્યને વધારી શકીએ છીએ.

જ્યારે આપણે જાણીએ છીએ કે આપણું જીવન આપણા સ્વાધીનમાં છે ત્યારે જે રીતે આપણે આપણું જીવન ગાળવું હોય છે તે રીતે આપણે ગાળવા માંડીએ છીએ. આમ થતાં આપણાં સર્વ સામર્થ્યો જે સિદ્ધ કરવાની આપણી ધારણા હોય છે, તેની સિદ્ધિ કરવા માટે જ પ્રવૃત્ત થાય છે. સામર્થ્યોનું આડુંઅવળું વહી જવું, અથવા દુરુપયોગ અટકે છે, અને આપણા ઉદ્દેશને જ સિદ્ધ કરવાપ્રતિ તે સર્વની ગતિ થય છે.

જ્યાં સુધી આપણું જીવન આપણા સ્વાધીનમાં નથી ત્યાં સુધી તે થોડું અથવા ઘણું આપણા પરિવેષ્ટનના સ્વાધીનમાં હોય છે. આપણું શરીર, સગાંસંબંધી, મિત્રો, ઘર વગેરે આપણું પરિવેષ્ટન કહેવાય છે. હજારો મનુષ્યોનું જીવન થોડા અથવા ઘણા પ્રમાણમાં આ પરિવેષ્ટનના સ્વાધીનમાં હોય છે. તમે તમારા ઘરમાં તમારો કોઈ ઉદ્દેશ સાધતા બેઠા હો છો, એટલામાં તમારા ચાર મિત્રો આવે છે. તમે તમારૂં કામ છોડી દઈ તેમની સાથે વાતો કરતા બેસો છો. વાતોના તડાકામાં ચાર પાંચ કલાક નકામા વહી જાય છે. આ ચાર પાંચ કલાકમાં તમારૂં પુષ્કળ સામર્થ્ય કશું પણ ઉપયોગી કાર્ય સિદ્ધ ન કરતાં આડુંઅવળું નકામું વહી જાય છે. જેમાંથી આ સામર્થ્ય ઉત્પન્ન થાય છે, એવું જીવન તમારૂં પોતાનું છતાં તમે તેનો સ્વામિ નથી. તમારૂં પરિવેષ્ટન અર્થાત્ તમારા મિત્રો તેના સ્વામિ છે. તમે ચાર પાંચ કલાક તમારા પોતાના કલ્યાણને માટે કે તમારી પોતાની વૃદ્ધિને માટે જીવ્યા નથી. તેમ જ કોઇના કલ્યાણને માટે કે બીજા કોઇની વૃદ્ધિને માટે જીવ્યા નથી, પણ નકામી ગમત

કરવાના તમારા મિત્રોના નિર્માલ્ય વિચારને પ્રસન્ન કરવાને માટે જ જીવ્યા છો. આવા માલ-વિનાના પ્રસંગોને માટે આ જગત્‌માં હજારો મનુષ્યો જીવે છે. તેમના પરિવેષ્ટનમાં દૈવયોગે જે કોઇ પ્રસંગ આવી ચડે છે, તેના પ્રવાહમાં તેઓ તણાય છે, અને તેને જ તેટલો સમય પોતાનું જીવન સમર્પી દે છે. હવે આવું જીવન ગાળનારને વાસ્તવિક વિજય મળવો અશક્ય છે, કારણ કે કોઈ પણ કાર્યમાં વિજય મેળવનારે પોતાનું જીવન તેમાં અર્પવું પડે છે; પરંતુ કોઇ પણ કાર્યમાં આપણું જીવન નાંખ્યા પહેલાં આપણું જીવન સર્વાંશે આપણા સ્વાધીનમાં છે, એવું આપણે ભાન કરવું જોઇએ, અને પછી જીવનઉપરના આપણા સ્વામિત્વનો આપણે ઉપયોગ કરવો જોઇએ.

આપણું જીવન આપણા સ્વાધીનમાં નથી, એમ નથી, સ્વાધીનમાં તો તે છે જ; પરંતુ ગમે તે તરંગને વશ થઇ જ્યાં સુધી આપણે તેનો દુરુપયોગ થવા દઇએ છીએ ત્યાં સુધી તે આપણા સ્વાધીનમાં નથી જ. આમ થવા ન દેવું, એનું નામ જીવનઉપર આપણું સ્વામિત્વ સ્થાપવું, એ છે. આપણું જીવન આપણું પોતાનું છે. તેનો સદુપયોગ કરવાને માટે જ તે આપણને આપવામાં આવેલું છે.

જ્યારે તમારાં સામર્થ્યોને તમે આડાંઅવળાં કામોમાં ખરચી નાંખો છો, ત્યારે તે વડે જે ઉદ્દેશ તમારે સિદ્ધ કરવાનો હોય છે, તે તમે કરી શકતા નથી અને ઉદ્દેશની સિદ્ધિ ન થવી, એનું જ નામ નિષ્ફળતા છે. આથી જીવનના ઉપર જેનું સ્વામિત્વ નથી, તે વિજયને સિદ્ધ કરી શકતો નથી, એ સ્પષ્ટ થાય છે.

જીવનઉપર તમારૂં સ્વામિત્વ છે, એમ જાણો, અને પછી તેનાં સઘળાં સામર્થ્યોને તમે ધારેલા ઉદ્દેશને જ સિદ્ધ કરવામાં વાળો. અલ્પ સમયમાં તમે તમારા ઉદ્દેશની સિદ્ધિ થયેલી અનુભવશો.

૬ **જે સ્થિતિમા હાલ તમે હો, તે સ્થિતિમાંથી જ આરંભ કરો.** જે તમે હાલ કરતા હો તેને સર્વોત્તમ પ્રકારે કરો, પરંતુ વધારે મોટાં સામર્થ્યોને માટે અને વધારે મોટા પ્રસંગોને માટે તમારા મનના દ્વારને નિરંતર ઉઘાડું રાખો. ભવિષ્ય કાળનાં સ્વપ્નોમાં રમ્યા કરવાથી વર્તમાન કાળની ઉપેક્ષા થાય છે; વધારે ઉચ્ચની આતુરતાથી ઇચ્છા કરવાના સમયમાં વર્તમાન કાળમાં કરવાના હલકા કામની બેદરકારી કરીએ તો વધારે હલ-કાં કામો કરનારૂં જ આપણું જીવન રહેવાનું. આપણું જીવન ઉચ્ચ થવાનું જ નહિ.

ઉચ્ચાભિલાષી થાઓ—મહત્ત્વાકાંક્ષી થાઓ. ઉંચે ચડવાના દૃઢ નિશ્ચયવાળા થાઓ, પણ તે નિશ્ચયમાં રહેલા સઘળા બળને વર્તમાન કાળની સ્થિતિને પૂર્ણતાવાળી અને વિસ્તા-રવાળી કરવામાં યોજો. વર્તમાન કાળના કામમાં તમારા સઘળા બળને વાપરીને, વર્તમાન કાળને એક એવું કારણ બનાવો કે જેમાંથી ભવિષ્યમાં તમારા મહાન્ વિજયરૂપ કાર્યની ઉત્પત્તિ થાય.

પ્રત્યેક ધંધામાં, પ્રત્યેક પરિવેષ્ટનમાં અને પ્રત્યેક સ્થિતિમાં, આપણી કલ્પનામાં પણ ન આવે એવા સંભવો રહેલા છે. ભવિષ્ય કાળમાં આ મહાન્ સંભવોને પ્રકટાવવાને માટે વર્તમાન કાળ જ યોગ્ય સમય છે. પણ જ્યાં સુધી આપણે ભવિષ્યકાળઉપર જ આપણું સંપૂર્ણ ધ્યાન આપીએ છીએ, અને વર્તમાન કાળનાં કર્તવ્યોઉપર ઉપરચોટીયું લક્ષ

આપીએ છીએ ત્યાં સુધી આ અપ્રકટ સંભવોને આપણા જીવનમાં પ્રકટ કરવાને આપણે કદી પણ સમર્થ થતા નથી.

પ્રયત્નનો, આરંભ કરવાનું માત્ર એક જ સ્થાન છે, અને તે સ્થાન તે જ્યાં હાલ આપણે છીએ તે છે. આથી વર્તમાન કાળનાં કર્તવ્યોને આક્ષણથી જ ઉત્તમ પ્રકારે કરવાનો આરંભ કરો.

( અપૂર્ણ )

---

## ભાવનાને ફડાકા ગણનાર એક સજ્જનના પ્રશ્નનું ઉત્તર.

મહાકાલના લેખો વિચારપૂર્વક ન અવલોકનાર એક સજ્જન નીચે પ્રમાણે લખે છેઃ—

'હું ઇશ્વર છું, હું ઇશ્વર છું' એવા ફડાકા મારવાથી શું વળ્યું ? એમ ઇશ્વરત્વ આપણામાં આવતું હોય તો જોઇએ છે શું ? લોકોને આવે આડે માર્ગે દોરવાના કરતાં તેઓ જેવા હોય તેવું જ તેમનું સ્પષ્ટ સ્વરૂપ જોવાનું તેમને કહો; જે તેઓ નથી, તેવા તેઓ છે, એમ તેમને કહેવાને બદલે, તેમને જેવા તેઓ છે, તેવા જ થવાનું કહો. જેવા તમે નથી, તેવા થવાનો ઢોંગ અથવા દંભ ન કરો. દંભી ન થતાં સરળ થાઓ, સ્વાભાવિક થાઓ, તમને કુદરતે જેવા કર્યા છે, તેવા જ રહો.'

ઉપરના વિચારો, ઉપર ઉપરથી વાંચી જતાં જાણે સત્યથી ભરેલા હોય, એમ જણાય છે, પણ વસ્તુતઃ તેમ નથી. તેમાં સત્યનો જરા સરખો પણ અંશ નથી. આ વિચારપ્રમાણે જો સર્વ મનુષ્યો ચાલ્યા હોત તો હજી પણ તેઓ જમીનમાં ખાડા ખોદીને રહેતા હોત, અને પશુનું જીવન ભોગવતા હોત.

જેવા આપણે હાલ જણાતા નથી, તેવા આપણે થવાનો પ્રયત્ન કરવાથી, અથવા જે આપણને હાલ પ્રાપ્ત નથી, તે પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવાથી જ વૃદ્ધિ અથવા ઉન્નતિ થાય છે; બાહ્ય જેની આપણને પ્રતીતિ નથી, તેની પ્રતીતિ કરવાના પ્રયત્નમાં જ ઉદય રહેલો છે.

જેવા થવાની મનુષ્યને દરકાર નથી તેવા હોવાનો જ્યારે કોઈ ઢોંગ કરે છે, ત્યારે તે મનુષ્યને આપણે ઢોંગી અથવા દંભી કહીએ છીએ. તે ફળની અથવા પરિણામની નકલ કરે છે, પણ ફળ અથવા પરિણામ જે પ્રકારના પ્રયત્નથી પ્રકટે છે, તેને માટે તે કશો પ્રયત્ન કરતો નથી. તે પોતાનામાં ફેરફાર કરવાનો, પોતાનો સુધારો કરવાનો જરા પણ યત્ન કરતો નથી; તે માત્ર લોકોનો પોતાના સંબંધનો અભિપ્રાય બદલવાનો પ્રયત્ન કરે છે; લોકો તેને અમુક પ્રકારનો ગણે, એટલું જ કરવાનો તેનો પ્રયત્ન હોય છે.

કુદરતે આપણને જેવા કર્યા છે, તેવા જ જો આપણે સર્વ થઇએ, તો હજી પણ આપણે જંગલમાં નગ્ન ફરતા હોત, અને વાંદરાની સ્થિતિથી જરા પણ આગળ વધ્યા ન હોત. કુદરતે આપણને જે અપક્વ અને પશુજેવી સ્થિતિમાં આરંભમાં મૂક્યા હતા, તે સ્થિતિમાંથી જૂદા પ્રકારના થવાનો પ્રયત્ન કરવાથી જ આજે આપણે આટલા આગળ વધ્યા છીએ.

કુદરતમાં સર્વ રહેલું છે, પરંતુ મનુષ્ય જ્યાં સુધી કુદરતને પોતાના હાથમાં લેતો નથી,

અને તેનામાં રહેલા ચમત્કારિક સંભવોને બહાર પ્રકટાવવાનો પ્રયત્ન કરતો નથી, ત્યાં સુધી તે સર્વ, તેનામાં અપ્રકટ રૂપે જ પડ્યું રહે છે.

કેરીને તેની કુદરતી હાલતમાં જો રહેવા દીધી હોત તો આજે આપણે સ્વાદિષ્ટ કલમની કેરી ક્યાંથી ખાત ?

અને મનુષ્યપ્રજા જેમનાં સુખો લે છે એવી સંગીતકળા, ચિત્રકળા, સાહિત્ય શાસ્ત્ર, અને બીજા હજારો ઉપયોગી નવા શોધો આજે ક્યાં હોત ? પ્રત્યેક વસ્તુને તે જેવી હતી તેવી જ આપણે રહેવા દીધી હોત તો શું આ બધી વસ્તુઓનો આજે આપણે ઉપભોગ કરી શક્ત ?

સ્વલ્પમાં, કુદરતને તે હતી તેના કરતાં ભિન્ન પ્રકારની કરવા જો આપણે પ્રયત્ન કર્યો ન હોત તો આજે આપણી પાસે એક પણ સાચો ઉપયોગી પદાર્થ ન હોત.

પાશ્ચાત્ય પ્રજાએ પુષ્પમાં, ફળમાં, અનાજમાં, શાકમાં, ટુંકામાં સમગ્ર કૃષિવિદ્યામાં કેટલો અસાધારણ સુધારો કર્યો છે, તે જુઓ, અને પછી મનુષ્યોને તેઓ જેવા છે, તેવા રહેવાનો બોધ કરો.

કૃષિવિદ્યામાં મનુષ્યે જેવો સુધારો કર્યો છે, તેવો જ અને તેથી અનેકગણુ ચઢીઆતો પોતાનો સુધારો, મનુષ્ય પોતાના મનનું ખેડાણ કરીને કરવા સમર્થ છે.

કેવળ ફડાકા મારવાથી ઈશ્વિરત્વ આવતું નથી, એ વાર્તા સાચી છે, પણ હું ઈશ્વર છું, એવું માનીને તે ઈશ્વિરત્વને પોતાનામાં પ્રકટાવવાનો પ્રયત્ન કરવાથી ઈશ્વરત્વ આવે જ છે. પ્રયત્ન ન કરવો, અને ફડાકા મારવા, એવો બોધ મહાકાળે કોઈ સમયે કર્યો નથી, એ તેના લેખો લક્ષપૂર્વક અવલોકવાથી જણાયાવિના ભાગ્યે જ રહેશે.

'હું ઈશ્વર છું, હું ઈશ્વર છું ' એવી ભાવના કરનારે માત્ર બોલીને જ બેશી રહેવાનું નથી. તેમ પોતે જે નથી, તેનો ઢોંગ કરવાનો નથી. પણ પ્રયત્ન કરીને પોતાનામાં ઈશ્વરત્વને કેળવવાનું છે, અને આ પ્રકારના પ્રયત્નથી પોતે વસ્તુતઃ જે છે તેનો પોતાનામાં અનુભવ કરવાનો છે.

આપણે જેવા છીએ તેવા જ રહેવાની ટેવનો જ્યારે આપણે નાશ કરીશું, અને જેવા આપણે નથી તેવા થવાનો જ્યારે આપણે પ્રયત્ન કરીશું ત્યારે આ જગત્ નરક મટીને સ્વર્ગ થશે, ઘેરેઘેર સીતા અને દમયંતીજેવી સ્વરૂપવાન્ અને પતિવ્રતા સ્ત્રીઓ થશે, રામ અને નળજેવા વીર્યવાન્ અને ધર્મજ્ઞ પુરુષો થશે, અદ્ભુત પ્રતિભાસંપન્ન કવિઓ, લેખકો, કલાભિજ્ઞો, અને શોધકો થશે, તથા સાધુચરિત્ર પુરુષોનાં વૃદ્ધિથી જગત્ ઉભરાઇ જશે,

લોકોના વિચાર પ્રમાણે તમે ઘણા હલકા અને ખરાબ હશો, પણ તેથી શું તમારે તેવા જ રહ્યા કરવું, અને જે તમે નથી, તે થવાનો કદી પણ પ્રયત્ન ન કરવો ? તમારી જન્મસ્થ પ્રકૃતિ ઘણી જ નિકૃષ્ટ હોય તેથી શું તમારે નિકૃષ્ટ પ્રકૃતિવાળા જ સદા રહેવું ? ભિખારીએ શું સદા ભિખારી જ રહેવું ? માંદાએ શું સદા માંદા જ રહેવું ? સેવકે શું સદા સેવક જ રહેવું ? જીવે શું સદા જીવની જ દશામાં રહેવું ?

ભિખારી શ્રીમાન્ થવાનો યત્ન કરે છે, એમાં શું ખોટું કરે છે ? માંદો આરોગ્યવાળો થવાનો યત્ન કરે છે, એમાં શું પાપ કરે છે ? સેવક સ્વામિ થવાનો યત્ન કરે છે, એમાં શી ભૂલ કરે છે ! જીવ ઈશ્વર થવા પ્રયત્ન સેવે છે, એમાં શો અનાચાર કરે છે !

પ્રાપ્ત સ્થિતિમાંથી વધારે ઉંચી સ્થિતિમાં ન આવી શકે, એવું જગતમાં કશું જ નથી. એથી આપણે છીએ, ત્યાંના ત્યાં પડ્યા રહેવું, એ વૃદ્ધિને અટકાવનાર છે; એ વહેતા પાણીને સ્થિર રાખનાર અને તેને ગંધાતું કરી મૂકનાર છે.

વૃક્ષે આગળ વધીને જંતુ થવું જ જોઇએ; જંતુએ આગળ વધીને પશુ થવું જ જોઇએ; પશુએ આગળ વધીને મનુષ્ય થવું જ જોઇએ; અને મનુષ્યે આગળ વધીને દેવ, ઇશ અને બ્રહ્મ થવું જ જોઇએ. જે જંતુને જંતુની અવસ્થામાં પડી રહેવાનો બોધ કરે, તેની બુદ્ધિને માટે તમે કેવો અભિપ્રાય આપશો ?

તમે જે નથી, તે થવાનો પ્રયત્ન કરો, અને ખરા મનથી પ્રયત્ન કરો. તમારામાં જે કંઇ ઉતરતા પ્રકારનું હશે તે ક્રમે ક્રમે નાશ પામતું જશે, અને તેને સ્થાને ઉંચા પ્રકારનું આવતું જશે.

જ્યારે સત્શાસ્ત્રો પોકારીને કહે છે, કે તમે અંતરમાં વસ્તુતઃ ઈશ્વરસ્વરૂપ છો ત્યારે આજે-આ ક્ષણે-તમને તમારી ઇચ્છામાં આવે તેવા ક્રિયા કલ્પવાનો અને થવાનો પૂર્ણ હક છે. કાર્યસ્વરૂપે જે આપણે બહાર પ્રકટાવવા ઇચ્છીએ છીએ, તે કારણસ્વરૂપે વસ્તુતઃ આપણે છીએ જ; અને જે આપણે વસ્તુતઃ છીએ તેનું ભાન કરવા-તેનો અનુભવ કરવા આપણે પ્રયત્ન કરવો જ જોઇએ.

જેની તમે ભાવના કરો છો તેવા થવાનો જો તમે ખરા મનથી પ્રયત્ન સેવો છો તો ભાવના કરવામાં તમે કશું જ પાપ કરતા નથી. એવી ભાવના એ ફડાકા નથી, પણ પ્રાપ્ય-ને પ્રાપ્ત કરાવી આપનાર વાસ્તવ પ્રયત્નનું એક અંગ છે. ઉન્નતિને સાધનાર જેટલા જેટલા પ્રયત્નો છે, તેમાં આરંભમાં થોડા અથવા ઘણા અંશમાં ભાવના ન આવતી હોય એવું બનતું જ નથી; પણ ભાવના સાચા દિલની હોય છે, અર્થાત્ ભાવનાનુસાર પ્રયત્ન હોય છે, તો જ ભાવનાપ્રમાણે સિદ્ધિ થાય છે

જીવની દશામાં આળસુ રહી પડ્યા રહેવું, અર્થાત્ આપણે જેવા છીએ તેવી જ સ્થિતિમાં સંતોષથી આયુષ્ પૂરું કરવું, એ સઉથી મોટામાં મોટું પાપ છે; અને મનુષ્યોને જે વિવિધ પ્રકારનાં દુઃખો પડે છે, તેનું કારણ જો આપણે શોધીશું તો તેઓ થોડાઘણા પ્રમાણમાં આ મોટું પાપ કરે છે એ જ છે, એમ સ્પષ્ટ થશે.

સ્વરૂપે આપણે કેટલા મહાન્ છીએ, એ આપણે સત્પુરુષો તથા સત્શાસ્ત્રોદ્વારા જ્યારે જાણીએ છીએ, અને તે જ્ઞાનને નિરંતર સ્મરણમાં રાખી તેવા થવાનો આપણે આપણાથી બનતો પ્રયત્ન કરીએ છીએ, ત્યારે આપણામાં જે જીવત્વના દોષો રહેલા હોય છે, તે એક પછી એક છૂટતા જાય છે, અને પરિણામે હું ઈશ્વર છું, એવો આપણને અનુભવ થાય છે એટલું જ નહિ, પરંતુ ઈશ્વરનો પણ જેમાંથી આવિર્ભાવ થાય છે, તે બ્રહ્મ જ હું છું (**अहं ब्रह्मास्मि**) એવો અનુભવ થાય છે.

વસ્તુતઃ આપણે કેવા છીએ, એ જ્યારે આપણે જાણીએ છીએ; અને ભાવનાવડે જ્યારે તે આપણને દૃઢ થાય છે ત્યારે અંતરમાં આપણે જે છીએ તેવા બહાર પણ દેખાવાનો આપણે પ્રયત્ન કરીએ છીએ; અને આપણે કદી પણ નિષ્ફળ જતા નથી. ઈશ્વરત્વના અનુભવરૂપ મહાલયનો ભાવના એ પથરનો મજબુત પાયો છે, તેની મનન એ બાલ્યાવસ્થા છે, નિદિધ્યાસન એ યુવાવસ્થા છે, અને તેને ન ચણનાર મનુષ્ય અનુભવના મહાલયમાં રહેવાને કદી પણ સમર્થ થતો નથી.

---

## ‘ સાધનસમારંભ ’ ફંડમાં દ્રવ્ય અર્પનાર સજ્જનોની નામાવલિ.

રા. રા. મોતીરામ નરભેરામ ( અમૃતલાલની સદ્‌ગતિનિમિત્ત )  તડકેશ્વર  રૂ ૧–૮–૮

રા રા ચુનીલાલ વિઠ્ઠલ ( પોતાના ધર્મપત્ની ઇચ્છાબાઇની સદ્‌ગતિનિમિત્ત )

મુબઇ  રૂ ૫–૦–૮

---





---

## श्रीसुधास्रोतस्विनी—द्वितीय कल्लोल.

(રચનાર છોટાલાલ જીવનલાલ, તંત્રી, મહાકાલ.)

સદુપદેશશ્રેણીના પ્રથમથી ચોવીશ વિભાગોમાં, સાધનસમારંભના ઉત્સવોમાં, ચિત્રિશ્રી-પ્રદીપોત્સવોમાં તેમ જ મહાકાલ વગેરેમાં મહાકાલના તંત્રીનાં જે જે પદ્યો આવેલાં છે, તે સર્વનો આ પુસ્તકમાં સમાવેશ કરવામાં આવ્યો છે. પાકા પુઠાથી, સોનેરી અક્ષરોથી તથા ચકતાંની છબીથી ગ્રંથને શોભાવવામાં આવ્યો છે મૂલ્ય રૂ. ૧-૮-૦, પોસ્ટેજ ૦-૨-૦

---

## श्रीउपेन्द्रगिरामृत—प्रथम परिवाह.

સદુપદેશ શ્રેણીના પ્રથમથી ચોવીશ વિભાગોમાં, સાધનસમારંભના ઉત્સવોમાં, ચિત્રિશ્રી-પ્રદીપોત્સવોમાં, તેમ જ મહાકાલ, સૂતગ, પ્રમદા, ભક્ત તથા ધર્માત્મા વગેરેમાં શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાનના જે જે પદ્યો આવેલાં છે, તે સર્વનો આ પુસ્તકમાં સમાવેશ કરવામાં આવ્યો છે. આ ગ્રંથને પણ પાકા પુઠાથી તથા સોનેરી અક્ષરોથી શોભાવવામાં આવ્યો છે. મૂલ્ય રૂ. ૧-૮-૦, પોસ્ટેજ ૦-૨-૦.

Registered N. B. 185




रूप (पुस्तक) २३ वैशाख कृष्ण० १५ संवत् १९६७. दर्शन (अंक) ७

श्लोक ।

कदली कमल न वा हिमं
मलयोत्थं यमपोहितुं क्षमम् ।
भवदंघ्रिवियोगपावको
हृ..मा स कुतस्त्वनेष्यताम् ॥

**अर्थ:**—हे भगवन्! आपना चरणना वियोगरूप ज्वराग्नि जेने टाळवा केळ कमळ बरफ के चंदन शुं समर्थ थशे ते अमारा हृदयमां म्हापि..गणगणी न्हो मा!

---

प्रसिद्ध करनार

## श्रेयस्साधकअधिकारिवर्ग—वडोदरा.

तरफथी

अमदावाद—श्री "सत्यविजय" प्रिन्टिंग प्रेसमां शा. सांकळचंद हरिलाले छापी प्रसिद्ध कर्युं

---

वार्षिक लवाजम पोस्टेजसाथे रू. २-०-० वर्षना आरंभमां ज.

# प्रभानुक्रमणिका.



---

# अगत्यनी सूचना.

મહાકાલ પ્રત્યેક માસની વદિ ૧૪ ઉપર પ્રકટ થાય છે, અને તેથી ગ્રાહકોને તે બીજા માસની શુદિ દશમસુધીમાં મળે છે. આથી જે ગ્રાહકોને એ અરસામાં અંક ન મળે તેમણે થોડા દિવસ વાટ જોઇ અત્ર જણાવવું. ઠેકાણું બદલનારે પોતાનું પ્રથમનું ઠેકાણું જણાવવા કૃપા કરવી. તેમ નહિ કરનારના પત્રઉપર ધ્યાન આપવામાં આવતું નથી

વ્યવસ્થાપક, મહાકાલ, વડોદરા.

તંત્રી—છોટાલાલ જીવનલાલ, શ્રીનૃસિંહાશ્રમ—વડોદરા




रूप ( पुस्तक ) २३—वैशाख कृष्ण० १४, संवत् १९६७. दर्शन ( अंक ) ७.

॥ ॐ श्रीँ ॥

## अभय भावना.

પદ. ( અબ તો લાજ તેરે હાથ, એ લય. )

અભય આણુ વર્તે આજ વિશ્વમાંહિ જ્યાં ત્યાં.
અભય ડંકા શુણીએ કાન, અભયનાં ચઢયાં નિશાન,
અભયનાં ગવાય ગાન, રાજ્ય ને પ્રજામાં;—
અભયનાં દેવાય દાન, અભયનું અપાય જ્ઞાન,
અભયનું ધરાય ધ્યાન, હૃદય સુમૂર્ધામાં;—
અભય આણ વર્તી જતાં, પ્રતિકૂલરૂપે જે હતાં,
અનુકૂળ રૂપે જ થતાં, જોઇએ બધાંમાં;—
અમર રૂપે થયું છતું, મર્ત્યરૂપે (જે) પૂર્વે હતું,
અભય સર્વને રક્ષતું, વ્યાપ્યું સઉ જગામાં;—
અભયથી આરોગ્ય મળ્યું, અભયથકી દ્રવ્ય રળ્યું,
અભયથી ઇપ્સિત ફળ્યું, ટળ્યા સઉ ઉધામા;—
અભય સર્વમાં ગ્રહીએ, અભયવિણ ન અન્ય કહીએ,
અખંડ આનંદે રહીએ, અભયની સત્તામાં;—

# ब्रह्मसूत्र अथवा ब्रह्ममीमांसा.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૨૦૬ થી. )

હવે પૂર્વપક્ષીએ આપેલી અન્ય યુક્તિનું શ્રીસૂત્રકાર ખંડન કરે છે.

**न भावोऽनुपलब्धेः ॥ ३० ॥**

**સૂત્રાર્થઃ**—વાસનાનો સદ્દભાવ અનુપપન્ન છે; કેમકે તમારા પક્ષમાં બાહ્ય અર્થની ઉપલબ્ધિ થતી નથી.

પૂર્વપક્ષીએ જણાવ્યું હતું કે બાહ્ય અર્થ ન માનીએ તોપણ વિજ્ઞાનનું વૈચિત્ર્ય જે દેખાય છે તેની ઉપપત્તિ વાસનાનું વૈચિત્ર્ય હોવાથી થઇ શકે છે. આનું ખંડન કરતાં આ સૂત્રથી કહેવામાં આવ્યું છે કે વિજ્ઞાનવાદીના મતપ્રમાણે બાહ્ય અર્થ છે જ નહિ તો વાસનાનું વૈચિત્ર્ય થવાનો સંભવ જ કયાં રહે છે ? અને તે નથી રહેતો તો તેના વડે વિજ્ઞાનના વૈચિત્ર્યની ઉપપત્તિ કેવી રીતે થઇ શકે ? વાસના એ સંસ્કાર છે, સંસ્કાર અનુભવથી પડે છે અને અનુભવમાં ભેદ તે અર્થમાં ભેદ હોય–વિષયમાં ભેદ હોય તો થાય છે. અનુભવના વિષયરૂપ ઘટપટાદિ પદાર્થો ભિન્ન ભિન્ન હોય ત્યારે એક વિષયનો અનુભવ એક પ્રકારનો અને બીજા વિષયનો અનુભવ બીજા પ્રકારનો હોય છે. અને આ રીતે અનુભવનો ભેદ થાય છે ત્યારે પ્રત્યેક અનુભવથી પડતા સંસ્કારરૂપ વાસનામાં ભેદ પડે છે. તેથી અર્થની ઉપલબ્ધિ હોય તો વાસનાનું વૈચિત્ર્ય હોઇ શકે છે, પણ વિજ્ઞાનથી અતિરિક્ત અર્થની ઉપલબ્ધિ જ નહિ હોય તો વાસનામાં ભેદ થવામાં નિમિત્ત રહેતું નથી. આની સામે એવું કહેવામાં આવે કે આ સમયની વાસનાના ભેદ પૂર્વવાસનાના ભેદને લીધે છે, પૂર્વવાસનાનો ભેદ તેની પૂર્વની વાસનાના ભેદને લીધે છે, અને એ પ્રકારે બીજાંકુરવત્ અનાદિ ભેદ ચાલ્યો આવે છે તો એ અંધપરંપરામાત્ર છે. બીજથી અંકુર ઉત્પન્ન થતો દષ્ટ છે અને તેથી અન્ય બીજમાંથી પણ અંકુરની ઉત્પત્તિ થાય છે એવી કલ્પના થઇ શકે છે પણ અહિં તો અર્થના અનુભવવિના કદાપિ વાસના ઉત્પન્ન થતી દષ્ટ નથી, છતાં તેની કલ્પના કરવાની રહે છે. તેથી આ કલ્પના તે અંધપરંપરારૂપ છે અને અહિં વ્યવહારમાત્રને વિલોપ કરનારી પ્રતિષ્ઠાશૂન્ય અનવસ્થા પ્રાપ્ત થાય છે, અને પૂર્વપક્ષીના અભિપ્રાયની સિદ્ધિ થતી નથી. આની સામે પૂર્વપક્ષી એવું કહે કે સ્વપ્નમાં અનુભવથી નિરપેક્ષ વાસના હોવાથી જ્ઞાનવૈચિત્ર્ય થાય છે એ દષ્ટ છે તેથી આ અનવસ્થા પ્રાપ્ત થાય તોપણ તે સમૂલ હોવાથી પ્રામાણિકી છે. તો એ કથન અયોગ્ય છે. કારણ કે બાહ્યાર્થાનુભવના કાર્યરૂપ વાસના છે અને તેથી કારણવિના કદાપિ કાર્ય થતું નથી અને તેથી વાસનાને બાહ્યાર્થાનુભવની અપેક્ષા નથી એવું પૂર્વપક્ષીએ પણ કદિ જોયું નથી. તેથી આ સંબંધમાં પૂર્વપક્ષીએ જે અન્વય અને વ્યતિરેક પૂર્વે આપ્યા છે તેનું પણ આથી ખંડન થઇ જાય છે, કેમકે અર્થોપલબ્ધિવિના વાસનાની ઉત્પત્તિ નથી જ. એટલું જ નહિ પણ વાસનાવિના અર્થોપલબ્ધિ થાય છે એવું સર્વ માને છે અને અર્થોપલબ્ધિવિના વાસનાની ઉત્પત્તિ થતી નથી એ સિદ્ધ છે તેથી આ અન્વય અને વ્યતિરેક બાહ્યાર્થના સદ્ભાવને જ સ્થાપે છે.

ઉપર જણાવ્યું તેમ વાસના શું છે ? વાસના સંસ્કાર છે. વેગઆદિ સંસ્કારોના સંબંધમાં આપણે સ્પષ્ટ જોઇએ છીએ કે જ્યારે પૃથ્વીઆદિ કોઇ તેનો આશ્રય હોય છે ત્યારે જ તેમાં એ સંસ્કાર રહે છે. સંસ્કારો આશ્રયવિના કદાપિ રહેતા નથી એવું લોકમાં સર્વત્ર

દૃષ્ટ છે. તેથી વાસના પણ ક્યારે રહે કે જ્યારે એનો કોઈ આશ્રય હોય ત્યારે. પણ પૂર્વ પક્ષીના મતમાં તો "પ્રમાણથી સિદ્ધ નહિ થતો હોવાથી વાસનાનો આશ્રય કોઈ નથી" એવું સ્વીકારવામાં આવે છે. તેથી આ રીતે પણ વાસનાનો પૂર્વપક્ષીના મતપ્રમાણે અભાવ છે.

અહિં પૂર્વપક્ષીએ વાસનાના આશ્રયરૂપે આલયવિજ્ઞાનની કલ્પના કરી છે. પણ એ વાસનાનો આશ્રય થઈ શકે તેમ નથી. તેનું કારણ શ્રીસૂત્રકાર કહે છે.

क्षणिकत्वाच्च ॥ ૩૧ ॥

સૂત્રાર્થઃ—આલયવિજ્ઞાન વાસનાનો આશ્રય થઈ શકે તેમ નથી કેમકે એ વિજ્ઞાન ક્ષણિક માનવામાં આવ્યું છે.

આ સૂત્રથી એ જણાવ્યું કે પ્રવૃત્તિવિજ્ઞાન જેમ ક્ષણિક છે અને તેથી એનું નિયત, સ્થાયી રૂપ રૂપ નથી તેમ આલયવિજ્ઞાન પણ ક્ષણિક લેવામાં આવ્યું છે અને તેથી એ પણ અનિયત રૂપવાળું છે અને તેથી વાસનાનો આશ્રય પ્રવૃત્તિવિજ્ઞાનની માફક થઈ શકે તેમ નથી. જ્યાં સુધી ત્રણે કાલસાથે સંબંધ કરી રહેનાર એક અન્વયી પદાર્થને સ્વીકારવામાં નથી આવતો, અથવા સર્વ પદાર્થના દ્રષ્ટારૂપ કોઈ કૂટસ્થ પદાર્થને સ્વીકારવામાં નથી આવતો ત્યાં સુધી દેશ, કાલ અને નિમિત્તની અપેક્ષા રાખનાર વાસનાનું આધાન, સ્મૃતિ, પ્રત્યભિજ્ઞા આદિ વ્યવહારનો સંભવ થઈ શકતો નથી. આ માટે જો આલયવિજ્ઞાનને સ્થિર સ્વરૂપવાળું માનવામાં આવે તો પૂર્વપક્ષીના સિદ્ધાન્તની હાનિ થાય છે. તેથી એમના ક્ષણિકત્વરૂપ સિદ્ધાન્તપ્રમાણે આલયવિજ્ઞાન વાસનાનો આશ્રય થઈ શકતું નથી.

વિજ્ઞાનવાદમાં આ પ્રકારે નાનાવિધ દોષો આવે છે અને તે ઉપરાંત આ વાદમાં પણ સર્વનું ક્ષણિકત્વ સ્વીકારવામાં આવ્યું છે તેથી બાહ્યાર્થવાદી બૌદ્ધના ખંડનમાં ક્ષણિકત્વને લઈને જે જે દોષો દર્શાવ્યા છે તે સર્વ આ વાદમાં પણ લાગે છે.

આ રીતે બૌદ્ધ મતના બે પક્ષો—બાહ્યાર્થવાદીનો પક્ષ તથા વિજ્ઞાનવાદીનો પક્ષ–ખંડન કરવામાં આવ્યા છે. તૃતીય પક્ષ જે શેષ રહ્યો તે શૂન્યવાદીનો પક્ષ છે. એ પક્ષ સર્વ પ્રમાણથી વિપ્રતિષિદ્ધ છે અને તેનું આ સૂત્રોથી જ ખંડન થઈ જાય છે. શૂન્યવાદી કહે છે કે જ્ઞાન અને અર્થનો અભાવ છે પણ તે ખોટું છે કેમકે **नाभाव उपलब्धेः ।** જ્ઞાન અને અર્થનો અભાવ નથી કેમકે એ બંનેની ઉપલબ્ધિ થાય છે, એ બંને છે એ રૂપે એની ઉપલબ્ધિ થાય છે અને શશશૃંગાદિ જે શૂન્યરૂપ છે તેની ઉપલબ્ધિ થતી નથી. શૂન્યવાદી જો અહિં આવું અનુમાન આપે કે જાગ્રત્, સ્વપ્ન જ્ઞાનાર્થથી શૂન્ય છે કેમકે સુષુપ્તિની માફક એ અવસ્થારૂપ છે, તો એ અનુમાન ખોટું છે. કેમકે **वैधर्म्याच्च न स्वप्नादिवत्॥** સ્વપ્ન છે આદિ જેનું એવી સુષુપ્તિ તેની માફક ઇતર બે અવસ્થામાં શૂન્યત્વ નથી કારણ કે એમાં ભેદ છે. સુષુપ્તિમાં ઉપલબ્ધિ હોતી નથી અને સ્વપ્ન તથા જાગ્રતમાં ઉપલબ્ધિ હોય છે, એટલું જ નહિ પણ સુષુપ્તિમાં પણ આત્મજ્ઞાન હોય છે તેથી સાધ્યની સુષુપ્તિ રૂપ દૃષ્ટાન્તમાં સિદ્ધિ નથી અર્થાત્ પૂર્વપક્ષીના અનુમાનમાં સાધ્યવૈકલ્યરૂપ દોષ પણ છે. વળી જે જે નિષેધ કરવામાં આવે છે તેમાં કોઈ કોઈ પણ અધિષ્ઠાન લઈ તેમાં અમુક નથી એમ નિષેધ કરાય છે, નિરધિષ્ઠાન નિષેધ થઈ શકતો નથી અને શૂન્યવાદીના મતમાં તો કોઈ પણ અધિષ્ઠાન થનાર તત્ત્વ છે નહિ તેથી શૂન્ય છે એવો નિષેધ થઈ શકે તેમ

નથી. આ અર્થ नमावोऽनुपलब्धेः । એ સૂત્રથી કહ્યો છે. જે ભાસે છે તે સર્વ અસત્ નથી એવું સર્વપ્રમાણથી ઉત્સર્ગરૂપે સિદ્ધ થાય છે. અન્ય કોઈ તત્ત્વનો જ્યાં સુધી સ્વીકાર ન કરવામાં આવે ત્યાંસુધી સર્વપ્રમાણસિદ્ધ આ લોકવ્યવહારનો નિષેધ થઇ શકે તેમ નથી કેમકે અપવાદ ન થાય ત્યાંસુધી ઉત્સર્ગપ્રાપ્ત સિદ્ધિ રહે છે. તેથી શૂન્યવાદીના મતપ્રમાણે શૂન્યત્વનું સમર્થન થઇ શકે તેમ નથી. લૌકિક સર્વ વ્યવહાર સતરૂપે અને અસતરૂપે વિચારને સહન કરી શકતો નથી પણ તેટલાઉપરથી તે શૂન્ય છે એવું નીકળતું નથી કેમકે વેદાન્ત સ્વીકારે છે તેમ મિથ્યા હોય તોપણ આ રીતે વિચારાસહત્વ હોઈ શકે છે. આટલું જ નહિ પણ क्षणिकत्वाच्च ॥ આ શૂન્યવાદી પણ સર્વનું ક્ષણિકત્વ ઉપદેશે છે અને જ્યારે સર્વ શૂન્ય જ છે ત્યારે ક્ષણિકત્વનો ઉપદેશ તેનાથી વિરુદ્ધ છે. તેથી આ મત સર્વથા દૂષિત છે અને અત્ર વિજ્ઞાનવાદના ખંડનમાં આપેલાં સૂત્રોથી જ એનું પણ ખંડન થઇ જાય છે તેથી એના ખંડનમાટે શ્રીસૂત્રકારે પૃથક્ સૂત્ર રચવા આદર ધર્યો નથી.

આપ્રમાણે આ ત્રણે પક્ષ દોષગ્રસ્ત છે એ જણાવી, એ ત્રણે માટે સર્વસામાન્યપણે શ્રીસૂત્રકાર કહે છે કેઃ—

सर्वथानुपपत्तेश्च ॥ ३२ ॥

સૂત્રાર્થઃ—આ બૌદ્ધ મતમાં કોઇ પણ પ્રકારની ઉપપત્તિ નથી તેથી એ મત હેય છે.

આ સૂત્રથી એ જણાવ્યું કે અધિક શું ? ઉપપત્તિની શોધમાટે જેમ જેમ આ વૈનાશિક સિદ્ધાન્તનું નિરીક્ષણ કરવામાં આવે છે તેમ તેમ રેતીમાં કરેલા કૂવાની માફક એ ગમરી પડે છે અને એમાં કોઇ પણ જાતિની ઉપપત્તિ દેખાતી નથી. વળી બાહ્યાર્થ, વિજ્ઞાન અને શૂન્યતા એ પરસ્પર વિરુદ્ધ ત્રણ સિદ્ધાન્તોનો ઉપદેશ કરી બુદ્ધે પોતાની વિરુદ્ધતા સ્પષ્ટ કરી છે, પોતે અસંબદ્ધ પ્રલાપી છે એ જણાવ્યું છે, અથવા પ્રજાપ્રતિનો પોતાનો દ્વેષ જાહેર કર્યો છે. તેથી સર્વથા અનુપપન્ન હોવાથી શ્રેયસ્કામ મનુષ્યોવડે આ મત અનાદરણીય છે.

આપ્રમાણે બૌદ્ધ મતના ખંડનને સમાપ્ત કરી શ્રીસૂત્રકાર હવે આર્હતમત (જૈનમત)નું ખંડન આરંભે છે.

नैकस्मिन्नसंभवात् ॥ ३३ ॥ પૂર્વપક્ષી એનુ

સૂત્રાર્થઃ—એક જ પદાર્થરૂપ ધર્મીમાં [...] થાય છે એ દષ્ટ છે તેથી આ અ- એનો અસંભવ છે. [...]પ્રમાણિકી છે. તો એ કથન અયોગ્ય છે. કા-

આ સૂત્રથી જૈનસિદ્ધાન્ત[...] છે અને તેથી કારણવિના કદાપિ કાર્ય થતું નથી વસનસિદ્ધાન્ત, આર્હતસિદ્ધા[...] અપેક્ષા નથી એનું પૂર્વપક્ષીએ પણ કદિ જોયું નથી. ત્નપ્રમાણે સંપૂર્ણ વિશ્વનું અન્વય અને વ્યતિરેક પૂર્વે આપ્યા છે તેનું પણ આથી ષ્ટત્વ, અદૃષ્ટ, આસ્રવ, [...]વિના વાસનાની ઉત્પત્તિ નથી જ. એટલું જ નહિ અને અદૃષ્ટ કાયપત્તિ થાય છે એનું સર્વ માને છે અને અર્થોપલબ્ધિવિના વાસના- [...] નથી એ સિદ્ધ છે તેથી આ અન્વય અને વ્યતિરેક આચાર્યના સદ્ભા- [...] સ્થાપે છે.

ઉપર જણાવ્યું તેમ વાસના શું છે ? વાસના સંસ્કાર છે. વેગઆદિ સંસ્કારોના [...] માં આપણે સ્પષ્ટ જોઇએ છીએ કે જ્યારે કંઇઆદિ કોઇ તેનો આશ્રય હોય છે ત્યારે [...] એ સંસ્કાર રહે છે. સંસ્કાર આશ્રયવિના કદાપિ રહેતા નથી એવું લોકમાં સર્વ

પાંજરામાં પૂરાયેલો પક્ષી તેનું બંધન જતું રહે છે એટલે ઉંચે ઉંચે આકાશમાં ઉડે છે. તેમ કર્મરૂપ પાશનો નાશ થયે જીવરૂપ પક્ષીનું અલોકાકાશમાં સતત ઊર્ધ્વગમન થયા કરવું તેનું નામ મોક્ષ છે. આ પ્રકારે એ સાતનું સ્વરૂપ છે.

અન્ય રીતે જીવ અને અજીવનો વિસ્તાર કરી પાંચ અસ્તિકાયનું આ મત પ્રતિપાદન કરે છે. અસ્તિકાય શબ્દ આ મતનો પારિભાષિક શબ્દ છે અને એનો અર્થ પદાર્થ છે. જીવાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય, ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાય એ પાંચ અસ્તિકાય છે. ત્યાં જીવરૂપ અસ્તિકાય એટલે પદાર્થ તે ભોક્તા છે. જે પૂરાય છે અને ગળે છે તેવાં સર્વ શરીરો તે પુદ્ગલાસ્તિકાય છે, અર્થાત્ પરમાણુના સંઘરૂપ કાયા તે પુદ્ગલાસ્તિકાય છે. સારી પ્રવૃત્તિવડે અનુમાન થતો ધર્મરૂપ પદાર્થ તે ધર્માસ્તિકાય છે અને ઊર્ધ્વગમન કરવાના સ્વભાવવાળા જીવને દેહમાં સ્થિત કરી રાખનાર તે અધર્માસ્તિકાય છે તથા આવરણનો અભાવ તે આકાશાસ્તિકાય છે. આ રીતે આ પાંચ અસ્તિકાયોને સ્થાપી એના વિવિધ અવાન્તર ભેદોને આ મત કહે છે. જીવાસ્તિકાય ત્રણ પ્રકારના છે-નિત્યસિદ્ધ જેવા કે મુખ્ય અર્હત્, સાંપ્રતિક મુક્ત-ઉપાયના અનુષ્ઠાનવડે મોક્ષને પ્રાપ્ત કરેલા, અને બદ્ધ. પુદ્ગલાસ્તિકાય છ પ્રકારના છે-ચાર ભૂતો, સ્થાવર અને જંગમ. આકાશાસ્તિકાય પુનઃ બે પ્રકારના છે-લોકાકાશ અને અલોકાકાશ. સંસારી પ્રાણીઓ જેમાં રહે છે તે સાંસારિક આકાશ, તે લોકાકાશ છે અને મુક્તોના આશ્રયરૂપ આકાશ તે અલોકાકાશ છે. બંધરૂપ કર્મ અષ્ટ ભેદવાળું છે અને તેમાં ચાર ઘાતિકર્મ છે અને ચાર અઘાતિકર્મ છે. જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને આન્તર્ય એ ચાર ઘાતિકર્મ છે. ત્યાં તત્ત્વજ્ઞાનથી મોક્ષ થતો નથી એ પ્રકારનું જ્ઞાન તે જ્ઞાનાવરણીય કર્મ છે; આર્હતશાસ્ત્રના શ્રવણથી મોક્ષ થતો નથી એ પ્રકારનું જ્ઞાન તે દર્શનાવરણીય કર્મ છે; બહુ તીર્થંકરોએ દર્શાવેલા ભિન્ન ભિન્ન માર્ગોમાં વિશેષ નિશ્ચય ન થવો તે મોહનીય કર્મ છે અને મોક્ષમાર્ગમાં થતી પ્રવૃત્તિમાં વિઘ્ન કરનાર તે આન્તર્ય કર્મ છે. આ ચાર કર્મો શ્રેયસ્‌ને પ્રતિબંધ કરનાર છે તે ઘાતિકર્મ કહેવાય છે. અઘાતિકર્મમાં વેદનીય, નામિક, ગોત્રિક અને આયુષ્ક એ ચારનું ગ્રહણ થાય છે. મારે જ્ઞાતવ્ય તત્ત્વ છે એવું અભિમાન તે વેદનીય છે, હું અમુક નામવાળો છું એવું અભિમાન તે નામિક છે, હું અમુક અર્હતના શિષ્યવંશમાં પ્રવેશ્યો છું એ પ્રકારનું અભિમાન તે ગોત્રિક છે અને શરીરની સ્થિતિઅર્થે કરાતું કર્મ તે આયુષ્ક છે. આ રીતે આ ચારનાં સ્વરૂપ કહેવાય છે; અથવા શુક્રશોણિતવડે મિશ્રિત ગર્ભના બીજની દશા તે આયુષ્ક છે. એ બીજ તત્ત્વજ્ઞાનને અનુકૂળ દેહરૂપે પરિણામ પામે એવી એની શક્તિ તે ગોત્રિક છે. આવી શક્તિવાળા આ બીજની દ્રવીભાવરૂપ કલલરૂપ અવસ્થા તથા બુદ્બુદરૂપ અવસ્થાનો આરંભ કરનાર ક્રિયાવિશેષ તે નામિક છે તથા એ ક્રિયાવાળાની જઠરના અગ્નિ તથા વાયુવડે જરા ઘનીભાવ થવો તે વેદનીય છે. આ ચાર તત્ત્વજ્ઞાનને અનુકૂળ હોવાથી અઘાતિકર્મ કહેવાય છે આ આઠે પ્રકારનાં કર્મ તે આસવાદિદ્વારા બંધ કરનાર હોવાથી બંધ કહેવાય છે. આ ઉપરાંત પણ અન્ય અનેક પ્રકારના અવાન્તર ભેદ, લોકસિદ્ધ નહિ પણ કેવલ પોતાના શાસ્ત્રકલ્પિત આ મત પાડે છે.

જે જે સર્વત્ર આ પ્રકારના સપ્તભંગીન્યાયને આ મત સ્થાપે છે. સાત પ્રકારનો સમૂહ તે અમુક ી કહેવાય છે. તે સાત પ્રકાર આ છે: (૧) **સ્યાદસ્તિ** કોઈ રૂપે છે, (૨) **સ્યાન્ના-** મતમાં તે નાસ્તિ કોઈ રૂપે નથી, (૩) **સ્યાદસ્તિ ચ નાસ્તિ ચ** કોઈ રૂપે છે અને કોઈ રૂપે નથી, (૪)

પ્રાપ્ત કરે છે. આનું કારણ સામર્થ્યવાળું જીવન પ્રાપ્ત કરવું ઘણું કઠિન છે, એ કંઇ નથી, પરંતુ ઘણા તો સામર્થ્ય એ શું છે, તથા સામર્થ્યવાળું જીવન કેવી રીતે અનુભવવું, તેના યથેચ્છ જ્ઞાનવિનાના હોય છે. જિજ્ઞાસુઓને આ જ્ઞાન કંઇક અંશમાં સુલભ રીતે થાય, એ ઉદ્દેશથી આ લેખનો ઉપક્રમ કર્યો છે.

આ અસંખ્ય ભેદોવાળું ભાસતું જે જગત તે એક જ વસ્તુ છે, એ મહાન્ સત્યને સામર્થ્યવાળું જીવન ભોગવવા ઇચ્છનાર પ્રત્યેક મનુષ્યે પ્રથમ જાણવું જરૂરનું છે. સઘળી વસ્તુઓ એક જ **પદાર્થનાં** રૂપાંતરો છે; આ **પદાર્થ** જ્ઞાનવાન્ અને બુદ્ધિમાન્ છે, અને તે **ચૈતન્ય** અથવા **આત્મા** છે. આ એક જ પદાર્થને વિદ્વાનો બ્રહ્મ, ઇશ્વર, પરમતત્ત્વ, વગેરે વિવિધ નામોથી ઓળખે છે. આપણે તેને આ લેખમાં ચૈતન્ય અથવા આત્મા એ શબ્દથી ઓળખીશું. પ્રત્યેક વસ્તુ ચૈતન્ય છે, ચૈતન્યવિના બીજું કશું જ નથી, આ મહાન સત્યને પૂર્ણ રીતે સ્વીકારવા પૂર્વે તમારે તમારી ઇંદ્રિયોવડે સાચી જણાતી અનેક બાબતોને ખોટી માનતાં શીખવું પડશે, અને ઇંદ્રિયોવડે જે જે જ્ઞાન થાય છે, તે કેટલું ખોટું હોય છે, તે એકવાર જ્યારે તમારા લક્ષમાં આવશે ત્યારે આમ કરવું તમને સરળ થઇ પડશે. જડવાદને સ્વીકારનારને અથવા દેહાત્મવાદીને પ્રત્યેક વાતને માટે પોતાની ઇંદ્રિયો ઉપર આધાર રાખવો પડે છે. તે જેટલું નજરે જુએ છે, તેને ખરૂં માને છે, અને પોતાની આજુબાજુના બહારના દેખાવોનો ખરાતરીકે સ્વીકાર કરે છે; પણ વસ્તુતઃ તેમાં તે અત્યંત ઠગાય છે; તે અસત્ જગત્માં રહે છે; તેનું સમગ્ર જગત્ તેને જેવું જણાય છે, તેવું બિલકુલ હોતું નથી, પણ ભ્રાંતિરૂપ હોય છે.

આવા મનુષ્યે માનવું જ પડે છે કે ઘન આસમાની ઘુમટતળે આવેલી સપાટ પૃથ્વી ઉપર હું રહું છું; સૂર્ય અને ચંદ્ર મારા માથાઉપર ભ્રમણ કરે છે, પૃથ્વી સ્થિર છે, અને તારા એ તેજના નાના નાના બિંદુઓ છે. ઇંદ્રિયોવડે આ સ્થૂલ જગત્ આપણને આ પ્રકારનું જણાય છે, અને તેથી ઇંદ્રિયોથી થતા જ્ઞાનને જ સાચું માનનાર અશિક્ષિત મનુષ્ય તેનો સ્વીકાર કરે છે, પરંતુ કોઇ પણ વિદ્વાન્ મનુષ્ય આ વાત સાચી છે, એ હવે માનતો નથી. આપણે સર્વ હવે સારી રીતે જાણીએ છીએ કે પૃથ્વી ગોળ છે, આકાશ ઘન નથી. તારા આપણી પૃથ્વીકરતાં પણ ઘણા જ મોટા છે, અને સૂર્ય ફરતો નથી, પણ પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે. આ બાબતોના સંબંધમાં દૃષ્ટિએ જે જોવામાં આવે છે, તેને કોઇ પણ સુશિક્ષિત મનુષ્ય માનતો નથી; તે આ બહારના દેખાવોમાં થઇને અંદરની સત્ય વાતને જુએછે.

એક બીજો દૃષ્ટાંત લેઇએ. આપણને રંગના જેવું વધારે સાચું બીજું કશું જણાતું નથી. આપણી આજુબાજુ જે પદાર્થો જે રંગના દેખાય છે, તે પદાર્થો વસ્તુતઃ તેવા રંગના નથી, એ બાબતમાં ભાગ્યે જ કોઇ પણ મનુષ્યને સંશય થતો હશે. સર્વ માને છે અને કહે છે કે ઘાસ લીલું છે, કોયલો કાળો છે, દુધ ધોળું છે, અને કંકુ રાતું છે. પણ આપણા મનમાં રંગનું આપણને ભાન થાય છે, એ વિના તે તે પદાર્થોમાં રંગજેવું કશું જ નથી. જ્યારે કોઇ પદાર્થ આપણને લીલો, પીળો કે કાળો જણાય છે ત્યારે વસ્તુતઃ તે પદાર્થ તેવા રંગનો હોતો નથી. પ્રકાશના કિરણમાં જે રાતો રંગ હોય છે તે રંગને, આપણને "રાતો" ભાસતો પદાર્થ, ગ્રહણ કરતો અને ચુસી લેતો નથી, પણ તેનું પરાવર્તન કરે છે અર્થાત્

આપણાં નેત્રતરફ તેને પાછો ફેંકે છે. આમ હોવાથી જે રંગ તેનામાં છે, તે રંગને આપણે જોતા નથી પણ જે રંગને તે પાછો ફેંકે છે, તે રંગને આપણે જોઇએ છીએ. જ્યાં પરાવર્તનને ગ્રહણ કરનાર નેત્ર હોતાં નથી, ત્યાં રંગનું અસ્તિત્વ હોતું નથી. આથી જેટલું નેત્રથી જોવામાં આવે છે કે ઇંદ્રિયોથી જાણવામાં આવે છે,તે સર્વ સાચું જ હોય છે, એવો નિશ્ચય કરી બેસવો, તે યોગ્ય નથી. આપણે બહારના દેખાવોની અંદર થઇને જોવું જોઇએ, અને જે એક સાચી વસ્તુ છે, તેને જ જોવી જોઇએ; અને સઘળી વસ્તુઓમાં રહેલી આ એક જ સાચી વસ્તુ, તે આત્મા છે. સામર્થ્યવાળું જીવન ગાળવા ઇચ્છનારે જે પ્રથમ પગલું ભરવાનું છે તે એ છે કે બહારના દેખાવોથી ભ્રાંતિમાં પડતા અટકવું, અને સત્યને જોવું; જે હોય એવું દેખાય છે, તેને ખરી માનતા અટકવું, અને જે વસ્તુતઃ છે, તેમાં શ્રદ્ધા ધરવી. તેણે વસ્તુઓના ગર્ભભાગમાં દૃષ્ટિ નાંખવી જોઇએ, અને બહારના દેખાવો જોઇને તર્કદ્વારા સાચી વસ્તુને જાણવાનો પ્રયત્ન કરવાને બદલે, તેણે બહારના દેખાવોઉપર ધ્યાન ન આપીને, સાચી વસ્તુને જ સ્વીકારવી જોઇએ.

આત્મા એ જ જગત્ છે, અને જગત્ એ જ આત્મા છે; જેટલું જેટલું જગતમાં જડ દ્રવ્ય દેખાય છે, તે આત્મા છે, અને આત્મા જ આખા જગત્ના જડ દ્રવ્યરૂપ થયો છે. જે ક્ષણથી આપણે આત્મા અને જડ દ્રવ્ય એવા બે પદાર્થનો સ્વીકાર કરીએ છીએ તે ક્ષણથી જ આપણે કેવળ ભ્રાંતિના વમળમાં પડીએ છીએ. જો જડ દ્રવ્ય એ આત્માથી કોઈ નિરાળો પદાર્થ છે તો પછી તેનામાં પોતાના ગુણ અને સામર્થ્ય રહેલાં છે, અને તેઓ આપણને લાભ અથવા હાનિ કરવાનાં. શ્રુતિ પણ દ્વૈતથી ભયની ઉત્પત્તિ કહે છે. આપ્રમાણે જો આપણે આત્મા અને જડ દ્રવ્ય, એ બંનેનો સ્વીકાર કરીએ છીએ તો જેને આપણે જોઈ શકીએ છીએ એવા જડ દ્રવ્યસાથે આપણે વધારે અને વધારે બંધાતા જઇએ છીએ, અને જેને આપણે જોઇ શકતા નથી પણ જેનું આપણને માત્ર અનુભવજ્ઞાન જ થાય છે, તેમાં આપણે ઓછા અને ઓછા શ્રદ્ધાવાળા થતા જઇએ છીએ; અને આમ થતાં, સામર્થ્યવાળું જીવન આપણને પ્રાપ્ત કરવું અશક્યસરખું થઇ પડે છે. આત્મા એ જ જગતમાં પદાર્થ છે, અને તેના વિના જગતમાં બીજો કોઈ પદાર્થ જ નથી, એવું આપણે સમજવું જોઇએ. આત્માનું જ કેવળ અસ્તિત્વ છે, આત્માવિના બીજું કંઇ જ નથી.

આ પછી બીજું જે આપણે સમજવાનું છે તે એ છે કે આત્મા એ જ જીવન છે, અને જગતમાં જે કંઇ જીવન છે, તે સર્વ આત્મા જ છે. આત્માવિના બીજું કશું જ જીવતું નથી. મનુષ્યમાત્રમાં પ્રકટતા પ્રત્યેક વિચારો, પ્રાણિમાત્રમાં પ્રકટતી પ્રત્યેક ઇચ્છાઓ, અને પાંદડાનો અથવા મહોરનો વિકાસ આત્મા છે, અને તે હલનચલન કરતી વસ્તુમાં ક્રિયા કરે છે. આત્મા ઘાસમાં, પુષ્પમાં અને વૃક્ષોમાં; માંસમાં અને જીવજંતુઓમાં; પશુઓમાં અને મનુષ્યોમાં જીવનરૂપે રહે છે. આત્માના જીવનવિના બીજું કોઇ જીવન નથી. આત્મા જ સર્વને જીવન આપે છે. આત્મામાં જ આપણે રહીએ છીએ, હરીએ-ફરીએ છીએ, અને આપણા અસ્તિત્વનું ભાન કરીએ છીએ. કોઈ પણ વસ્તુમાં પોતાનું પૃથક્ જીવન નથી. સઘળામાં જે જીવન છે, તે આત્માનું જ જીવન છે.

ત્રીજું જે આપણે સમજવાનું છે તે એ છે કે સઘળું સામર્થ્ય આત્મારૂપ છે. પાંદ-

ડાના હાલવાજેવા અથવા મહા વેગથી જળના ધોધ પડવાજેવા કુદરતમાં થતા પ્રત્યેક વ્યાપારો અથવા કળાવડે કરાતા પ્રત્યેક વ્યાપારો આત્મા છે. પ્રત્યેક વ્યાપારમાં આત્મા પોતાનો કોઇ મહાન્ ઉદ્દેશ સિદ્ધ કરવાને બુદ્ધિપૂર્વક પ્રયત્ન કર્યો જ કરે છે. કુદરતમાં રહેલું સામર્થ્ય જે વ્યાપારો કરે છે, તેમાં બુદ્ધિ રહેલી છે, તે અનેક પ્રમાણોમાં અખંડતાના પ્રમાણથી સિદ્ધ થાય છે. પ્રત્યેક વસ્તુ ગઇ કાલ, આજે, અને હવે પછી સર્વદા, તેના તે જ નિયમોપ્રમાણે ક્રિયા કરે છે. એક દિવસ અગ્નિ બળે, અને બીજે દિવસ બરફજેવો ટાઢો લાગે, એક ચોમાસામાં આકાશમાંથી વરસાદ વરસે, અને બીજા ચોમાસામાં વાસેલો કે વેંગણ વરસે, આજે તમારૂં વજન સવાત્રણ મણ થાય, અને કાલે પાંચ શેર અથવા પચાસ મણ થાય, આજે સૂર્ય સવારે ૭ વાગે ઉગે, અને કાલે સાંજે ચાર વાગે ઉગે, ગુરૂત્વાકર્ષણના અને રસાયનના નિયમો પરસ્પરથી વિરુદ્ધ પ્રકારે વર્તે તો જગતમાં બે સામર્થ્યો વ્યાપારવાળાં છે, અથવા એક સામર્થ્ય બુદ્ધિવિનાનું છે, એવો આપણને સંશય ઉત્પન્ન થયા વિના રહે નહિ. પરંતુ આવું જગતમાં કશું જ બનતું નથી, અને પ્રત્યેક વ્યાપાર પોતપોતાના નિયમાનુસાર અખંડ ચાલ્યા કરે છે, તેથી વ્યાપારને કરનાર સામર્થ્ય બુદ્ધિવાળું છે, એવો આપણે સહજ નિર્ણય કરીએ છીએ.

બુદ્ધજેવું, અથવા શંકરજેવું અથવા ગૌરાંગજેવું સામર્થ્યવાળું જીવન જો આપણે અનુભવવાની ઇચ્છા હોય તો આ બુદ્ધિમાન્ સામર્થ્યમાંથી અધિક સામર્થ્ય પ્રાપ્ત કરવાની જ આપણે જરૂર છે. શ્રીમાન્ થવાની જ માત્ર આપણી ઇચ્છા હોય, અથવા જનમંડળમાં એક્કામાં ગણાવાની આપણી ઇચ્છા હોય, અથવા જગતનું હિત કરવાની આપણી ઇચ્છા હોય, અથવા નેપોલીયનજેવા થવાની ઇચ્છા હોય, ગમે તે થવાની આપણી ઇચ્છા હોય તોપણ આપણે એક જ વસ્તુની જરૂર છે, અને તે વસ્તુ તે સામર્થ્ય તથા તેનો કેમ ઉપયોગ કરવો તેની કુશળતા એ છે.

બુદ્ધિમાન્ ચૈતન્યના અમર્યાદ મહાસાગરમાં આપણે જીવીએ છીએ, હરીએફરીએ છીએ, અને આપણા અસ્તિત્વનો અનુભવ કરીએ છીએ. આ ચૈતન્યના મહાસાગરમાંથી આપણે આપણા જીવનને અને શારીરિક, માનસિક તથા આધ્યાત્મિક બળને પ્રાપ્ત કરીએ છીએ. સઘળું સામર્થ્ય આ ચૈતન્યમાં છે, અને આ ચૈતન્યસાથે આપણે એકી તો એકતાને પામતા શીખી શકીએ એમ છે કે વધારે અને વધારે સામર્થ્યના આપણે સ્વામિ થતા જઇએ. અન્ય શબ્દોમાં કહીએ તો જેટલા સામર્થ્યનો આપણે સદુપયોગ કરીએ છીએ તેટલું સઘળું સામર્થ્ય પરમાત્મા આપણને આપે છે. આમ છે તો આપણી ઇચ્છાનુસાર સામર્થ્યના પરમાત્મા આપણને અધિકારી ગણે એ જ હવે માત્ર આપણું કર્તવ્ય રહે છે.

( અપૂર્ણ. )

---

# ઇષ્ટાશ્રયમાં નિવસતા સાધકની નિર્ભયતાના ઇષ્ટની અભ્યર્થનાસહ ઉદ્ગાર.

પદ. ( આવો દિલબર પ્યારાજી, મેં તો તેરે વારીયાં, એ લય. )

પ્રભુ મુજ શિરપર ગાજો છો, જગજીવ ના તે જાણતા,
મુજ દુઃખથી ઉર દાઝો છો, મર્મ ન એહ પિછાનતા.
જાણે હું, અનાથ હોઉં એ રીતે,
ધનુષ્ઉપર [1]શર સાંધીને, મુજપ્રતિ હોંસે તાણતા.
કોમળ મુજ કાયા છતાં, વજ્ર ન ભેદે લેશ,
( કાં જે ) આપની રક્ષાનું [2]કવચ, રહે મુજ ઉપર હમેશ.
શરવૃષ્ટિ જાણું હું કોમળ [3]સુમનો, મુજ દુઃખથી૦
મુજ અરિ તે અરિ આપના, મુજ સ્નેહી જન જેહ,
આપ સ્નેહ તેમાં ધરો, અજ્ઞ ન સમજે એહ,
હાથેથી થાય ગ્રાસ મૃત્યુના મુખનો, મુજ દુઃખથી૦
નરહરિ પ્રભુ શમાવજો, નૃસિંહસ્વરૂપ કરાળ,
કરજો રક્ષા સર્વની, પોતાનાં ગણી બાળ,
બદલો ઉપકારથી, વાળો અપકારનો, મુજ દુઃખથી૦

---

# વિચારરત્નરાશિ.

ઘણી વાર જેને આપણે ભૂલો કહીએ છીએ, તે ભૂલો હોતી નથી; માત્ર આપણી તે સમયની દૃષ્ટિને જ તે ભૂલરૂપ જણાવાથી આપણે તેની ભૂલમાં ગણના કરીએ છીએ. એકને જે ભૂલરૂપ જણાય છે, તે બીજાને સાચું જણાય છે, અને એકને જે સાચું જણાય છે, તે બીજાને ભૂલરૂપ જણાય છે.

* * * *

કોઇપણ ક્રિયાનો પરિણામ જ્યાં સુધી હાનિકારક નથી આવ્યો, ત્યાં સુધી તે ક્રિયા કરવામાં તે મનુષ્યે ભૂલ કરી છે, એમ કહેવું, એ ડહાપણભરેલું નથી. આરંભમાં જે ભૂલ-

---

૧ તીર. ૨ બખતર. ૩ પુષ્પો.

જેવું જણાય છે, તે ઘણી વાર પરિણામ આવતાં, અત્યંત ખરામાં ખરૂં કાર્ય જણાયું છે. આથી બહારનું સ્વરૂપ જોઇને કોઇ વાતનો નિર્ણય બાંધી દેવો, એ ભુલાવામાં નાંખનાર છે.

* * * *

એક શતકની પ્રજાએ કરેલી ભૂલો કોઇ કોઇ વાર બીજા શતકની પ્રજાને ગુણકારક થઇ પડે છે, અને તે જ પ્રમાણે કોઇ શતકની પ્રજાએ વિચારપૂર્વક કરેલાં ઉત્તમ કામો, બીજા શતકની પ્રજાને મહાહાનિકારક થઇ પડે છે. આથી બીજાઓમાં તથા આપણામાં જે આપણને ભુલજેવું જણાતું હોય તે પ્રતિ ક્ષમા બુદ્ધિ રાખવી, અને તેનું વિસ્મરણ કરવું, એ લાભકારક છે. આ સાથે આપણાથી બનતું સર્વોત્તમ કરવું એ અધિક લાભકારક છે.

* * * *

આપણા પોતાના વિવિધ દૃષ્ટિબિંદુથી ખોટી જણાતી પ્રત્યેક વાત ખોટી હોતી નથી; માત્ર પ્રતિકૂળ પરિણામને પ્રકટાવનાર બાબત જ ખોટી હોઇ શકે છે; પરંતુ આપણે સ્મરણમાં રાખવું જોઇએ કે પ્રતિકૂળ પરિણામને પ્રકટાવનાર કંઇ ક્રિયા જ હમેશાં હોતી નથી; અનેક ઉદાહરણોમાં, ક્રિયા જ ખોટી હોય છે, માટે દુઃખો જણાય છે, એમ કંઇ હોતું નથી, પણ ક્રિયાના સંબંધમાં આપણે ખોટો વિચાર કર્યો હોય છે, તેથી દુઃખ જણાયું હોય છે. કોઇ મનુષ્ય યોગ્ય ક્રિયા કરતો હોય અને તોપણ જો તે ધારે કે હું અયોગ્ય ક્રિયા કરૂં છું તો તે ખોટા વિચારને કેટલાક પ્રમાણમાં ઉત્પન્ન કરે છે, અને તેના પરિણામમાં તેને દુઃખ આવે છે. ખરી ક્રિયા કરવા છતાં પણ તે વાત આપણે જાણતા નથી, અને આપણે ખોટું જ કર્યું છે એવું દૃઢપણે માન્યા કરવાથી આપણા જીવનમાં પૂરેપૂરાં પચીસ ટકાજેટલાં દુઃખો આપણે આપણા ઉપર આણીએ છીએ.

* * * *

પરંતુ આ ઉપરથી આપણે એવું અનુમાન બાંધવાનું નથી કે ખોટી ક્રિયાને ખરી ક્રિયા આપણે માનીશું તો તેનું ખોટું ફળ આપણને નહિ મળે. કોઇ પણ ક્રિયાના ફળમાં આપણા વિચારથી તિલમાત્રજેટલો પણ ફરક પડતો નથી; પણ આપણા વિચારો નવી ક્રિયાઓને પ્રકટાવે છે, અને આ ક્રિયાઓ તેઓ જે પ્રકારની હોય છે, તે પ્રકારનાં ફળને ઉત્પન્ન કરે છે. આથી કોઇ ક્રિયા ખરી છતાં પણ જ્યારે તે ખોટી છે, એવો આપણે વિચાર કરીએ છીએ, ત્યારે આપણે એક નવી ખોટી ક્રિયા ઉપજાવીએ છીએ; અને જે આપણને દુઃખ આવે છે, તે આ પાછળથી ઉપજાવેલી ખોટી ક્રિયાથી જ આવે છે. અને આ પાછલી માનસ ક્રિયા કોઇ કોઇ વાર એટલી તો બળવાન્ હોય છે કે સારી ક્રિયાથી પ્રકટનારા સારા ફળને તે સર્વ પ્રકારે તોડી નાંખે છે.

* * * *

કેવળ શુદ્ધ નિયમનો ભંગ થયો છે, એવી તમારી ખાતરી ન થાય ત્યાં સુધી કોઇ ભુલને, તે ભુલ છે, એવો તમારા મનને કદી પણ વિચાર કરવા ન દો; ભુતનું સંપૂર્ણ વિસ્મરણ કરી દેવું, અને આપણા મનને સંવાદતામાં અને તેને નિર્દોષ કરવામાં રાખીને

સંપૂર્ણ અંશે જોડી દેવી, એ જ યોગ્ય છે. દુઃખમાંથી બહાર નીકળવાનો ટુંકામાં ટુંકો રસ્તો એ છે કે ભૂલને ભૂલી જવી, અને ખરૂં કામ કરવામાં આપણા સઘળા બળને વાપરવું.

* * * *

ભૂલોના સંબંધમાં જ્યાં ત્યાં પારવિનાનો ઠપકો અને ઉપદેશ આપવામાં આવે છે, અને લગભગ સઘળા મનુષ્યો પોતાના જાણવાપ્રમાણે અને માનવાપ્રમાણે જે સહુથી સારૂં તેમને લાગે છે, તે જ કરે છે, તે ઉપર ઘણું જ થોડું ધ્યાન આપવામાં આવે છે. સઘળી બાબતોમાં એકમત થવાને માટે, આપણે સઘળી બાબતોને એક જ દૃષ્ટિબિંદુથી જોવી જોઇએ; પરંતુ પ્રજાના હાલના વિકાસમાં આમ થવું સંભવિત નથી. તોપણ આટલું તો દરેક મનુષ્ય જાણી શકે એમ છે જ કે પોતાના દૃષ્ટિબિંદુથી પોતે જે કંઇ કરે છે, તે કરવાનાં જેમ તેને કારણો હોય છે, તેવાં જ બીજાઓ પણ પોતાના દૃષ્ટિબિંદુથી જે કામો કરે છે, તે કરવાનાં તેમને પણ કારણો હોય છે. આથી-સ્પષ્ટ થાય છે કે વિચારની કોઇ પણ ખરી શ્રેણીમાં તો બીજાઓનાં કામોઉપર કોઇ પણ પ્રકારની ટીકાને વાસ્તવિક સ્થાન મળી શકે તેમ નથી.

* * * *

ભૂલોસંબંધી વાતો કરવાથી મનમાં ખોટા વિચારોના સંસ્કાર પડે છે. આ સંસ્કારનો પરિપાક થતાં તેઓ ભૂલો પ્રકટાવે છે. ભૂલોનો ભય ધરવાથી આપણે ભૂલો થવાના માર્ગમાં જ એકદમ ધસીએ છીએ, અને ભૂલો કરીએ છીએ; અને ખરી ભૂલો હોય, છતાં પણ જો ગંભીરપણે આપણે તેમનો વિચાર કરીએ છીએ, તો જે કારણથી ભૂલો થઈ હોય છે, તે કારણને આપણે સ્થિર કરીએ છીએ, એટલું જ નહિ પણ સુધારો કરવાના કુદરતના પ્રત્યેક પ્રયત્નને પાછો પાડીએ છીએ.

* * * *

ક્ષમા આપવી, એ આવેશથી પ્રકટતો મનોભાવ નથી. એ યથાર્થ શાસ્ત્રાનુકૂલ વિચાર છે–સાધન છે. ખરી અથવા ખોટી, પ્રત્યેક ભૂલને માટે પોતાને તેમ જ બીજા પ્રત્યેક મનુષ્યને તત્કાળ ક્ષમા આપવાનો અભ્યાસ, એના જેવાં વિશેષ લાભકારક આ જગતમાં બીજાં થોડાં જ સાધનો હશે. જે મનુષ્ય તત્કાળ ક્ષમા આપે છે, તે પ્રત્યેક પ્રતિકૂળ સ્થિતિમાંથી તત્કાળ મુક્ત થાય છે, કારણ કે ખોટા કામની ક્ષમા આપવી, એનો અર્થ જ એ છે કે મનમાંથી ખોટાનું સંપૂર્ણ અભાન કરવું. ક્ષમાના વ્રતનું સેવન એ શુદ્ધિ કરનાર ક્રિયા છે, અને તેની શરીર તથા મન ઉભયઉપર ઉત્તમ અસર થાય છે.

* * * *

તમારાથી બને તેટલું સર્વોત્તમ શુદ્ધ વર્તન કરો, અને જ્યારે તમને સમજાય કે કોઇ કાર્યમાં તમારી ભૂલ થઈ છે, ત્યારે વધારે સારૂં વર્તન કરવાનો પૂર્વના કરતાં પણ વધારે દૃઢ નિશ્ચય કરો. તમારાથી થોડી ભૂલો થશે, અને જ્યારે થશે ત્યારે તેઓ હાનિકારક ફળ ઉપજાવશે તે પહેલાં તેઓમાં સુધારો થશે. જેની આપણને ઇચ્છા હોય છે, તેના તરફ જ્યારે આ-

પણે સંપૂર્ણ તનમનથી આગળ વધીએ છીએ ત્યારે જેની આપણને ઇચ્છા નથી, તેનો આપણે સર્વદા આપણા જીવનમાંથી નાશ કરીએ છીએ.

* * * *

કશું પણ નકામું ગયું, એમ માનશો નહિ. જે દિવસે કોઈ પણ ઉપયોગી કાર્ય થયેલું આપણને જણાતું નથી, તે દિવસ પણ પ્રસંગે બીજા દિવસે પ્રાપ્ત થયેલી કોઇ મોટી કાર્યસિદ્ધિના હેતુભૂત હોય છે. આગલે દિવસે કશું જ કરવામાં ન આવેલું હોવાથી બીજે દિવસે મોટાં પરાક્રમો ઘડવાનાં અનેક ઉદાહરણો છે.

* * * *

ઉપરથી પ્રવૃત્તિરહિત દેખાતી સ્થિતિનો મોટો ભાગ, પ્રવૃત્તિરહિત હોતો નથી. જીવનની સપાટી શાંત જણાતી હોય, પણ અંદરના ઉંડાણના ભાગો કંઇ અસાધારણની તૈયારીઓ કરતા હોય છે. જેણે જીવનનો સદુપયોગ કરવાનો નિશ્ચય કર્યો હોય છે, અને તદનુસાર જે વર્તતો હોય છે, તેના જીવનમાં આ પ્રકારનું સર્વદા બન્યા કરતું જ હોય છે.

* * * *

વિકાસને પામતા મનવાળા પુરુષને ઘણી વાર એવી ક્ષણો આવતી જણાય છે કે જેમાં તેને પોતાનામાં રહેલા સામર્થ્યનું તથા પોતે પ્રાપ્ત કરેલા ગુણોનું ભાન જતું રહ્યું હોય એમ લાગે છે; આખા શરીરમાં શૂન્યતા ભાસે છે, અને હું જાણે કંઇ જ ન હોઉં, અને આ જગતમાં મારો કશો જ ઉપયોગ ન હોય, એવું તેને ભાન થાય છે. પરંતુ આ ભાન કેવળ ઉપરટપકેનું, અને ભ્રાંતિકારક હોય છે; અને બુદ્ધિમાને તેના ઉપર બિલકુલ ધ્યાન ન આપવું જોઇએ. આવી ક્ષણો સૂચવે છે કે કુદરતને સપાટીઉપરના જીવનને શાંત રાખવાની જરૂર પડી છે; **અંતરની ઉંડાણના અગાધ પ્રદેશમાં કંઇક થતું હોય છે.** અને જીવનનાં સઘળાં સામર્થ્યો, તે મહાન્ કાર્યમાં મદદ કરવાને ઉંડાં પ્રવેશી ગયાં હોય છે. આવા સમયમાં જો બાહ્ય મનને શાંત રાખવામાં આવે છે તો અંદરના ભાગમાં ચાલતા મહાન્ કામમાં ડખળ થતું નથી; અને જ્યારે તે કાર્ય સમાપ્ત થાય છે, ત્યારે પૂર્વના કરતાં પણ વધારે સામર્થ્ય બહાર પ્રકટ થયાનું ભાન થાય છે.

* * * *

આવી વિલક્ષણ ક્ષણો આવે છે ત્યારે ઘણા મનુષ્યો બળાત્કારથી કાર્ય કરવાનો પ્રયત્ન કરે છે, પણ આમ કરવું એ જે સામર્થ્યોની હાલ અંતરના પ્રદેશમાં અગત્ય છે, તેમને સપાટીઉપર આણવું એ છે. વૃદ્ધિના નિયમોથી જે સામર્થ્યો જ્યાં આકર્ષાઇને ગયાં છે, ત્યાં જ તેમને રહેવા દો, અને થોડા કલાકમાં પાછો પ્રત્યાઘાત થશે. નવા જીવનનું ભાન થશે, મન પૂર્વના કરતાં વધારે બળવાન્ અને વધારે તેજસ્વી થશે, અને જે કામ થોડા સમયઉપર આપણે કરી શક્યા ન હતા, તે કામ બળાત્કારથી તે સમયે કર્યું હોત અને જેવું થાત, તેના કરતાં અનેકગણું વધારે સારું થશે, એટલું જ નહિ, પણ પોતાની મેળે અનાયાસ થઇ જશે. આથી, હાનિ થતી નથી, પણ સર્વદા લાભ જ થાય છે.

*

કોઈ જાણવાજેવી ઉત્તમ વાત આપણા જાણવામાં આવે છે ત્યારે આપણને એમ થાય છે કે આ વાત થોડાં વર્ષ પૂર્વે જણાઇ હોત તો કેવું સારૂં ! જે હલકું હતું, તેને આટલા દિવસસુધી વ્યર્થ વળગી રહ્યા, અને આટલાં વર્ષ નકામાં પાણીમાં ગાળ્યાં ! પણ શું એ વર્ષો આપણે પાણીમાં ગાળ્યાં છે ? કદાચ એ વર્ષોમાં આપણે વધારે ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત કરી શક્યા હોત; આપણામાં વધારે ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત કરવાનું સર્વદા સામર્થ્ય છે, પરંતુ ભૂતકાળમાં આપણે જે અનુભવ કર્યો હોય છે, તે નકામો હોતો નથી. આપણા વિકાસમાં એ અનુભવની આપણને જરૂર જ હતી, અને તેથી એ વર્ષો પાણીમાં ગયાં નથી. ભૂતકાળમાં આપણને એ અનુભવ ન થયો હોત, ભૂતકાળમાં જે હલકા પ્રકારનું આપણે જાણ્યું હતું, તે જો આપણા જાણવામાં ન આવ્યું હોત, તો આજે જે ઉત્તમ વાત આપણા જાણવામાં આવી છે, તે સમજવાજેટલું તથા તેની કદર કરવાજેટલું પણ આજે આપણામાં સામર્થ્ય ન હોત. આથી કરીને પશ્ચાત્તાપની કશી જ જરૂર નથી; પહેલાં આમ જાણ્યું હોત તો કેવું સારૂં થાત, એવો ઉદ્વેગ કરવાનું પ્રયોજન નથી. પશ્ચાત્તાપ અને ઉદ્વેગ કરવાને બદલે આપણે પ્રત્યેક પ્રાપ્ત પ્રસંગને માટે પરમેશ્વરનો અખંડ ઉપકાર માનવો જોઇએ. પ્રત્યેક પ્રસંગમાં આપણું હિત કરવાનું સામર્થ્ય રહેલું છે; પ્રત્યેક પ્રસંગ આપણને ઉપયોગી થઈ પડવાને સજ્જ હોય છે, અને તેથી પ્રત્યેક પ્રસંગને માટે આભારી થવું એ જ આપણને ઉચિત છે.

* * * *

આપણે આપણાં વર્ષો પાણીમાં ગાળ્યાં, એ પ્રકારનો નિશ્ચય સેવ્યા કરવાથી આપણાં વર્ષો પાણીમાં ગાળવાની આપણને ટેવ પડે છે. જે આપણે કર્યું હોય છે, તેનો નિરંતર વિચાર કર્યા કરવાથી તેનું તે જ ફરીને કરવાનો મનમાં સ્વભાવ બંધાય છે. એથી ઉલટું, હાલની ઉચી સ્થિતિએ જે પ્રસંગોએ આપણને પહોંચાડ્યા છે, તે પ્રસંગોને માટે ઇશ્વરનો આભાર માનવાથી હાલ કરતાં પણ આપણને વધારે ઉચી સ્થિતિમાં લઇ જનાર પ્રસંગોનું આપણે દ્વાર ઉઘાડીએ છીએ.

* * * *

પ્રત્યેક વસ્તુને માટે આભાર માનવાથી, પ્રત્યેક વસ્તુ જેમાંથી ઉત્પન્ન થાય છે, તે મૂળની આપણે વધારે સમીપ આવીએ છીએ; અને પ્રત્યેક વસ્તુના મૂળની વધારે સમીપ આવવાથી પ્રત્યેક વસ્તુ આપણને અધિક અને અધિક પ્રમાણમાં મળવા માંડે છે.

* * * *

જગતના વિચારમાં અખંડ થતા ફેરફારથી જેઓ વધારે બીકણ છે, તેઓને નિરંતર ભય રહે છે કે રખેને આપણે આડે માર્ગે ચડી જઇશું. તેઓને કોઇના પણ નવા વિચારોને વાંચતાં શંકા થાય છે કે રખેને આ વાંચીશું તો આપણા આજ સુધીના સેવેલા કલ્યાણકારક નિશ્ચયો બદલાઇ જશે, અને આપણે ઉંધે રસ્તે દોરવાઇ જઇશું. આથી તેઓ પોતે નિશ્ચય કરેલા વિચારોવિના બીજું કશું જોતા કે વિચારતા નથી. વિશાળ જગતમાં કેવી કેવી નવી વિચારશ્રેણીઓ નીકળે છે, થોડાં વર્ષ ટકે છે, વળી બદલાય છે; વળી નવી નીકળે છે, તેના જ્ઞાનથી તેઓ કમનસીબ રહે છે. પણ આપણે જે માનીએ છીએ તેમાં

આમ છતાં, હજી સુધી આ સંબંધની શોધ બાલ્યાવસ્થામાં છે. રાંધ્યાવિનાનાં તાજાં ફળ અને શાક ચમત્કારિક રીતે આરોગ્યને સુધારનાર અને વધારનાર છે, એ ખરું છે, પણ તે કયા કારણથી છે, તે કોઇ જાણતું નથી. એવું કયું તત્ત્વ ફળમાં તથા શાકમાં રહ્યું છે કે જેનો આ પ્રકારનો ગુણ છે, તેનો ચોકસ ઉત્તર કોઇ આપી શકતું નથી. ઘણાં શાક તથા ફળ લગભગ પાણીનાં બનેલાં છે, અને તેમાં જરાસરખું પણ પોષણને આપનારૂં કોઇ તત્ત્વ હોતું નથી; અને તોપણ ભોજનના પદાર્થોમાં તેઓ અત્યંત અગત્યનાં છે, કારણ કે તેમના રસમાં વ્યાધિને હરનાર તથા આરોગ્યને વધારનાર ગુણો રહેલા હોય છે. આથી જે તત્ત્વોમાં આ ગુણો રહેલા છે, તે તત્ત્વોનો જો નિર્ણય થાય તો તેમનો આપણે જ્ઞાનપૂર્વક ઉપયોગ કરવાને સમર્થ થઇએ, માટે પૂર્વોક્ત વિદ્વાનોએ પોતાનો કલ્યાણકારક પ્રયત્ન આરંભ્યો છે.

ટમાટાના રસનું એક ઉદાહરણ લઇએ. આ રસ કેટલાંક તત્ત્વોના મિશ્રણનો બનેલો છે, પરંતુ તેમાં ભિન્નભિન્ન પ્રકારની ખાંડ અને કેટલાંક એસિડો આગળ પડતાં છે. આમાંનો કયો પદાર્થ આરોગ્યને વધારનાર અથવા રોગને નિવારનાર છે, તેનો જ્યારે નિર્ણય કરી કાઢવામાં આવશે ત્યારે કદાચ તેનાં ઉપયોગી તત્ત્વોને તેમાંથી છૂટાં પાડી શકાશે, અને શુદ્ધ રૂપમાં પૌષ્ટિક ઔષધતરીકે અથવા બીજી રીતે ઉપયોગમાં લેઇ શકાશે. આમ થતાં કેટલાંબધાં ઉપયોગી અને નિર્દોષ નવાં ઔષધોની વૃદ્ધિ થવાનો સંભવ આવશે.

ડુંગળીના રસમાં એવું શું રહ્યું છે કે જે કેટલાક ત્વચાના રોગો મટાડવામાં અને થતા અટકાવવામાં આવું ચમત્કારિક કામ કરે છે? સો વર્ષથી એ વાર્તા જાણવામાં આવી છે કે તાજાં શાક અને ફળનો રસ, અને તેમાં પણ ખાસ કરીને ડુંગળી અને લીંબુનો રસ (lime) રક્તપિત્ત (scurvy) ના રોગનો અત્યંત સમર્થ રામબાણ ઉપાય છે, અને તેથી કરીને આખી દુનિયાંનાં લડાઇનાં અને વ્યાપારનાં વહાણો, આ ભયંકર વ્યાધિના સામે અગમચેતીના ઉપાયતરીકે લીંબુના રસના જથાને પોતાની સાથે ભરી રાખે છે. લીંબુના રસમાં વ્યાધિને નિવારનાર કોઇ ચમત્કારિક તત્ત્વ રહ્યું હોવું જોઇએ, અને તે શું છે, તે આપણે જાણવું જોઇએ, અને તેને તેમાંથી છૂટું પાડવું જોઇએ. પૂર્વોક્ત હોસ્પીટલમાં વિવિધ ફળના તથા શાકના રસનું જૂદું જૂદું પૃથક્કરણ કરવાનું કામ હજી તો શરૂ કરવામાં જ આવ્યું છે. મૂળાક્ષરોના ક્રમથી આ કાર્યનો આરંભ કર્યો છે, અર્થાત્ પ્રથમ 'એ' અક્ષરથી શરૂ થતાં, જેટલાં શાક તથા ફળનાં નામ હોય તેમનું પૃથક્કરણ કરવું, પછી 'બી' અક્ષરના નામવાળાં શાક લેવા, પછી 'સી' નાં વગેરે. આ પ્રમાણે હાલ તેઓ કોબીજ (cabbage) સુધી આવ્યા છે. પરિણામે જ્યારે સઘળાં શાક તથા ફળના રસનું પૃથક્કરણ થઇ રહેશે ત્યારે સર્વને તેનો લાભ મળે માટે તે પ્રસિદ્ધ કરવામાં આવશે.

ઔષધતરીકે શાક તથા ફળના રસનો ઉપયોગ કરવામાં એક લાભ એ રહ્યો છે કે ગમે તે મનુષ્ય સહેલાઇથી અને જુજ ખર્ચથી તેને ઘેર પોતાને હાથે તૈયાર કરી શકે છે. ઔષધતરીકે રસનો ઉપયોગ કરનારે ફળ તથા શાક તાજાં લેવાં, અને તેમને ચોખ્ખા પાણીથી સારી પેઠે ધોઇ નાંખવાં. તેમની છાલ કાઢી નાંખવી નહિ. પછી તેમને કુટી કાઢીને, અથવા તે માટે આવતા સંચાવડે તેમનો રસ કાઢવો, અને તેને સ્વચ્છ કપડે ગાળી કાઢવો. બનેત્યાંસુધી

તાજો જ રસ કાઢવો; સવારનો કાઢેલો રસ સાંજે, અથવા સાંજનો કાઢેલો રસ સવારે ચાલશે નહિ. આ રસ જમ્યા પછી બે વાર પાંચ પાંચ તોલા રોગીને રોગ ટાળવાને માટે, તથા નીરોગ મનુષ્યે આરોગ્યને વધારવાને માટે લેવો. ક્ષયના વ્યાધિમાં આ પ્રકારનો રસ રોગીઓને આપવાથી અસાધારણ લાભ થયેલો જાણવામાં છે.

ફળના તથા શાકના રસમાં અમ્લ તત્ત્વ પ્રબળપણે રહેલું હોય છે, અને એવું ધારવામાં આવે છે કે આ અમ્લ તત્ત્વમાં જ ઔષધજેવા ગુણો રહેલા છે. સઘળા રસોમાં અનનાસ (Pine-apple) નો રસ પચનક્રિયાને બહુ જ લાભ કરે છે. આ રસમાં આહારનો કોઈ પદાર્થ કૃત્રિમ રીતે બહાર પચાવી શકાય છે.

જ્યાં સુધી કયા શાકના તથા ફળના રસમાં કયો ગુણ છે, તેનો ચોકસ નિર્ણય થયો નથી ત્યાં સુધી બુદ્ધિમાને પાંચ સાત શાક તથા ફળ ભેગાં કરી તેમનો રસ ઉપર લખ્યા પ્રમાણે ગ્રહણ કરી તેથી થનારા લાભનો અનુભવ કરવો. પ્રસંગે એક શાકનો તથા એક ફળનો રસ પોતાની પ્રકૃતિને અનુકૂળ ન આવે, તો બીજાં શાકનો તથા બીજાં ફળનો રસ કાઢીને પ્રયોગદ્વારા પોતાને શું અનુકૂળ છે, તે ખોળી કાઢવું, અને પરિણામે પોતાના વ્યાધિને નિવારીને ઉત્તમ આરોગ્યના ભોક્તા થવું.

---

## પ્રસિદ્ધ વિદ્વાનો પણ હવે કહે છે કે મૃત્યુ સ્વાભાવિક નથી.

મૃત્યુ એ સ્વાભાવિક છે, અને તેથી ગમે તેટલા ઉપાય કરો તોપણ તે આવ્યા વિના રહેવાનું જ નહિ, એવું જે લોકોમાં દૃઢ થઇ ગયું છે, તે ભૂલભરેલું છે, એ સિદ્ધાંત જે મહાકાલ કેટલાંક વર્ષોથી ચર્ચે છે, તે ખરો છે, એ હવે વિજ્ઞાનવિદો પણ પ્રકટપણે જણાવવા લાગ્યા છે. લંડનની ઝુઓલોજિકલ સોસાયટીના સેક્રેટરી ડૉ. ચામર્સ મિચેલ ( Dr. Chalmers Mitchell ) પોતાના એક વ્યાખ્યાનમાં જણાવે છે કે મનુષ્યસહિત સર્વ પ્રકારના પ્રાણિઓમાં એકનું પણ ખરેખરૂં સ્વાભાવિક મૃત્યુ થતું હશે કે કેમ, તે અત્યંત સંશયભરેલું છે.

શરીરમાં જે ઘડપણ આવે છે, તેનું કારણ બહારની આપત્તિઓ, વિવિધ રોગનાં ઝેરો, અથવા આરોગ્યને બગાડનાર બહારની સ્થિતિઓ છે, એવો જે ડૉ. મેચનીકોફ ( Dr. Metchnikoff ) નો મત છે, તેને ડૉ. મિચેલ ટેકો આપે છે.

તે કહે છે કે જો આ સઘળાં કારણોને દૂર કરવામાં આવે તો મનુષ્યો તથા પશુઓ હાલ જેટલું આયુષ્ ભોગવે છે, તેના કરતાં ઘણું જ વધારે લાંબુ આયુષ્ ભોગવે. આરોગ્યનું સંરક્ષણ કરે એવી બહારની સર્વ પ્રકારની સગવડવાળી સ્થિતિમાં જો કોઇ પશુને રાખવામાં આવ્યું હોય, અને સઘળા રોગોથી તેનું રક્ષણ કરવામાં આવ્યું હોય તો તેના શરીરમાં મળનો ધીમો ધીમો જે સંચય થાય, તે જ પરિણામે તેનું મૃત્યુ કરે. આ સંચયને જો કોઇ પણ ઉપાયથી થતો અટકાવવામાં આવે તો પછી તેનું મૃત્યુ કરનાર અથવા તેને વૃદ્ધ કરનાર કોઇ પણ કારણ અવશિષ્ટ રહેતું નથી.

ડૉ. મિચેલના અભિપ્રાયપ્રમાણે મનુષ્ય ઓછામાં ઓછો સો વર્ષ તો જીવવો જ જોઇએ; અને આટલાં વર્ષ જીવનારાં મનુષ્યો આજે ઘણે સ્થળે મળી પણ આવે છે. પ્રાણિઓમાં સો વર્ષ જીવનારાંની સંખ્યા સરખામણીમાં ઘણી ઓછી છે. સ્તનપાન કરનારાં પ્રાણિઓમાં મનુષ્ય, મગરમચ્છ અને હાથી માત્ર સો વર્ષ જીવે છે, અને પક્ષિઓમાં ગરૂડ અને પોપટ સો વર્ષ જીવે છે.

શરીરના કદને અને દીર્ઘાયુષ્યને કશો જ સંબંધ નથી. કેનરી નામનું એક નાના કદનું પક્ષી લગભગ શાહામૃગજેટલું જ જીવે છે, અને એક પોપટનું આયુષ્ શાહામૃગકરતાં પણ વધારે લાંબું હોય છે.

માછલીના લાંબા આયુષ્યની ઘણી દંતકથાઓ ચાલે છે. ફોન્ટેન્બ્લેન (Fontaineblean) માં ' કાર્પ ' ( Carp ) નામની એક માછલી એક વખત હતી, તેનું આયુષ્ ન માનવા જેટલું લાંબુ હતું, એમ વર્ણવેલું છે. વળી એ જ જાતની માછલીની બીજી એક એવી વાત છે કે તેને ઇ. સ. ૧૨૬૦ ની શાલમાં પકડવામાં આવી હતી. પછી તેને ડામ દઇને પાછી પાણીમાં છોડી દેવામાં આવી હતી. તેની તે જ માછલી ત્રણસેં વર્ષપછી પાછી દરિયામાંથી પકડાયલી જણાઇ હતી.

બરડાની કરોડવિનાનાં પ્રાણિઓનું આયુષ્ ટુકું હોય છે. તેઓનું આયુષ્ થોડાં અઠવાડીયાંનું અથવા ઘણામાં ઘણું બે ત્રણ અઠવાડીયાંનું હોય છે.

ગોકળગાય અને બીજાં સીપમાં થતાં પ્રાણિઓ ( Molluscs ) સો વર્ષસુધી જીવી શકે છે, એવું કહેવાય છે, પણ તેનો ખાતરીલાયક પુરાવો નથી.

રોગ, હવાના ફેરફાર, ભુખમરો અને દુશ્મનોના હુમલાને લીધે પશુઓ તથા પક્ષિઓ લાંબું આયુષ્ ભોગવી શકતાં નથી.

જૂદી જૂદી જાતનાં પ્રાણિઓ કેટલાં વર્ષનું આયુષ્ ભોગવવા સમર્થ હોય છે તે સંબંધમાં ડૉ. મિચેલ નીચે પ્રમાણે આંકડા ટાંકે છે.

| | | | |
|---|---|---|---|
| ઉરાંગ ઉટાંગ ... ... | ૬૦ થી ૭૦ | ચામાચીડીયાં ... ... | ૧૭ થી ૨૦ |
| હલકી જાતનાં વાંદરાં ... | ૨૫ થી ૩૦ | શાહામૃગ ... ... | ૩૫ થી ૪૦ |
| સિંહ, વાઘ, રીંછ ... | ૩૦ થી ૪૫ | ગરૂડ | ...૧૦૦ ( અથવા તેથી ઉપર) |
| નાનાં માંસાહારી પ્રાણિઓ ( બિલાડીસહિત ) | ૨૦ | ઘુડ ... ( ઘણામાં ઘણું ) | ૮૦ |
| હાથી ... ( ઘણામાં ઘણું ) | ૧૦૦ | બગલાં ... ... | ૪૦ થી ૫૦ |
| ગેંડા અને દરીયાઇ ઘોડો... | ૫૦ થી ૬૦ | બતક અને હંસ ( Goose ) | ૩૦ |
| ઘોડા ... ... | ૪૦ | પોપટ | ...૧૦૦ ( અથવા તેથી ઉપર) |
| હરણ ... ... | ૩૦ થી ૪૦ | કાગડા ... ... | ૭૦ |
| પાળેલાં ઢોર, મેંઢાં, મૃગ ( ઘણામાં ઘણું ) | ૨૦ | ગાતાં પક્ષી ... ... | ૨૦ |

# मननीय विचारो.

**ચારિત્ર્ય.** લોકોમાં આપણી જામેલી પ્રતિષ્ઠાને તોડી પાડવામાં આપણા શત્રુઓ કદાચ વિજયી થાય છે, પરંતુ આપણા સિદ્ધ કરેલા ચારિત્ર્યને અથવા સદ્વૃત્તિને તોડી પાડવામાં તેઓ કદી પણ વિજયી થઇ શકતા નથી. ઉલટું શત્રુના વિરોધી પ્રયત્નો ચારિત્ર્યને અધિક બળવાન્ કરે છે.

પ્રત્યેક મનુષ્યના ચારિત્ર્યમાં થોડાં અથવા ઘણાં દુર્બળ સ્થાનો હોય છે; અને સંસારના અનેક કડવા અનુભવો જ આ દુર્બળ સ્થાનોને બળવાન્ કરે છે. જ્યાંસુધી દુર્બળ સ્થાનો બળવાન્ થતાં નથી, ત્યાંસુધી બીજી બધી બાબતોમાં ચારિત્ર્ય ગમે તેવું બળવાન્ હોય તોપણ તે બળવાન્ ગણાતું નથી. ચારિત્ર્યનું બળ તેના દુર્બળ સ્થાનના બળજેટલું જ અંકાય છે. આથી ચારિત્ર્યને બળવાન્ કરનાર સંસારના કડવા અનુભવોનો, તેઓ જે સ્વરૂપમાં પ્રાપ્ત થાય, તે સ્વરૂપમાં, સઘળાએ સ્વીકાર કરવો જ જોઇએ.

જગત્માં જે કંઇ આવી પડે તેનો સ્વીકાર કરવો, અને તે સહેવું, એવો સત્પુરુષો ઉપદેશ આપે છે, પરંતુ આવા ઉપદેશવિના પણ સર્વ જ પોતાના માથાઉપર જે કંઇ આવી પડે છે, તેનો સ્વીકાર કરે છે. અને તેને સહે છે. પરંતુ પ્રશ્ન સ્વીકાર કરવાનો અને સહેવાનો નથી, પણ કેવી રીતે સ્વીકાર કરવો, અને કેવી રીતે સહેવું, તેનો છે. અને અહિં જ દુર્બળ અને બળવાન્ ચારિત્ર્યનો ભેદ પડે છે. જ્યારે દુર્બળ ચારિત્ર્યવાળો મનુષ્ય, આવી પડતા દુઃખથી પોતાને ભાગ્યહીન માને છે, અને રડીને તથા નિઃશ્વાસો મૂકીને તે દુઃખને સહે છે, ત્યારે સબળ ચારિત્ર્યવાળો મનુષ્ય આવી પડતા દુઃખને પોતાનું ચારિત્ર્ય બળવાન્ કરનાર પ્રસંગ જાણી પ્રસન્નતાપૂર્વક સ્વીકારે છે, અને તેના અનુભવવડે પોતાના ચારિત્ર્યને અધિક બળવાન્ કરતો આનંદને ભોગવે છે.

જગત્માં પ્રાપ્ત થતા સુખદુઃખના પ્રસંગો આપણી સદ્વૃત્તિને બળવાન્ કરવા અર્થે છે, એ નિશ્ચયનું વિચારવાન્ પુરુષે કદી વિસ્મરણ કરવું ન જોઇએ.

**ઇચ્છા અને પ્રયત્ન.** 'હું જેની ઇચ્છા કરું છું, તે જ હું છું' એ પ્રકારની ભાવના સઘળી સ્થૂલસૂક્ષ્મ ઇચ્છાઓની સિદ્ધિ કરે છે. તમારું ઇચ્છેલું તમને **હમણા** જ મળે છે, એવું માનો અને **તમને તે મળશે જ.**

અન્ય શબ્દોમાં કહીએ તો તમારી ઇચ્છેલી વસ્તુ તમને **હમણા** જ મળે છે, એવી જો તમે શ્રદ્ધા ધરો છો તો તમારી તે શ્રદ્ધા, તમારી ઇચ્છેલી વસ્તુને સ્થૂલ રૂપમાં તમારા આગળ આણનાર અદૃષ્ટ કારણોને ગતિમાં મૂકે છે.

પદાર્થોને પ્રાપ્ત કરવાનું રહસ્ય આ છેઃ—ઈશ્વરનો અને તમારો અભેદ જાણવો, શુદ્ધ પ્રેમ અથવા શુદ્ધ ઇચ્છા એ જ તમારો સ્વભાવ છે, એમ જાણવું, અને તમારી ભાવનાના શબ્દો, એ પદાર્થોને રચનાર હથિઆર છે, એમ જાણવું.

ઇચ્છેલી વસ્તુનું આબેહૂબ સ્વરૂપ કલ્પનામાં ખડું કરવું, અને તે રચેલી વસ્તુ તમને વર્તમાન કાળમાં પ્રાપ્ત થઇ છે, એવી પ્રસન્નતાપૂર્વક ભાવના કરવી, એ પદાર્થપ્રાપ્તિનો માર્ગ છે

પરંતુ ઇચ્છેલી વસ્તુ વર્તમાનકાળમાં પ્રત્યક્ષ નથી થતી માટે અધૈર્યથી અથવા નિરાશાથી જ્યારે જ્યારે તમે વ્યાકુળ થાઓ છો અને વૃત્તિને ઉંચીનીચી કરો છો ત્યારે તમે તે વસ્તુની પ્રાપ્તિના સંભવને વધારે વેગળો અને વેગળો કરતા જાઓ છો.

**પ્રયત્નવિના ઇચ્છા નકામી છે.**

એક સ્ત્રી એક નવ માળની હોટેલ (વીશી)ની વ્યવસ્થા રાખતી હતી. કામ કરવામાં તે એવી તો કુશળ હતી કે આવડી મોટી હોટેલની વ્યવસ્થા રાખવી એ તેને મન રમતજેવું થઇ પડ્યું હતું. કેટલાંક વર્ષથી તે ઇચ્છતી કે આથી પણ ઘણી જ મોટી હોટેલની વ્યવસ્થા કરવાનું મને મળે તો તે પણ હું કરી શકું; અને તે માનતી કે કોઇ દિવસ તે પણ મને મળશે.

તેના કશા પણ પ્રયત્નવિના એક દિવસ આખા જગતમાં સઉથી મેટામાં મોટી અને સઉથી ભભકામાં ભભકાદાર ગણાતી એક હોટેલમાંથી તેને તેની વ્યવસ્થા રાખવાનું કામ સ્વીકારવાનું આમંત્રણ આવ્યું.

આવી હોટેલનું તેણે પોતાના મનમાં આબેહુબ ચિત્ર રચ્યું હતું. તેની આ કાલ્પનિક હોટેલઆગળ પોતાની હોટેલનું કામ તેને બાળકની રમતજેવું જણાતું હતું, અને પોતે મનમાં કલ્પેલી હોટેલનું કામ કોઇ દિવસ તેને મળશે જ, એવી તેણે મનમાં ભાવના કર્યા કરી હતી.

આ સંધિમાં, જેને તે બાળકની રમતજેવું ગણતી હતી તે કામ તે અત્યંત ઉત્તમ પ્રકારે કરતી; કારણ કે 'કોઇ દિવસ' પ્રાપ્ત થનારા ચઢીયાતા કામને માટે લાયક કરનાર તે કામ છે, એમ તે જાણતી.

જ્યારે આ નવી જગા તેને આપવામાં આવી ત્યારે તે આશ્ચર્યથી બોલી ઉઠી, અરે ! આ લોકોને મારા કામની શી રીતે ખબર પડી ? હું આમાંના કોઇને કદી મળી નથી !

તેના ઉદ્‌ગાર સાંભળનાર પુરુષે ઉત્તર આપ્યો, તમારા સંબંધમાં સઘળું જ તેઓ જાણે છે. લાંબા સમયથી તેઓ તમારી કામ કરવાની વ્યવસ્થાને જોયા કરે છે; અને તમને ખબર નથી તોપણ જગત્ તો તમે કેવાં છો, તે જાણે જ છે.

હવે ધારો કે આ સ્ત્રીએ વધારે ચઢીયાતા કામને માટે પોતે લાયક છે એમ માનીને, પોતાને પ્રાપ્ત હલકું કામ ઉત્તમ પ્રકારે ન કર્યું હોત, અને વધારે ચઢીયાતા કામની ઇચ્છા જ માત્ર કર્યા કરી હોત તો શું આ ઉંચું કામ તેને મળત ?

વધારે ચઢીયાતા કામની ઝંખના કર્યા કરવામાં જ, અને તેના વિચારોના હવાઇ કિલ્લા બાંધવામાં જ પોતાના બળને તથા સમયને તેણે વાપર્યાં કર્યાં હોત તો વધારે ચઢીયાતું કામ કરવાને તે લાયક છે, એવું પેલી મોટી હોટેલના કોટ્યાધિપતિઓ શું નક્કી કરત ?

**વિઘ્ન.**

આપણામાંના ઘણાને આપણી ઇચ્છાઓની સિદ્ધિમાં જે વિઘ્ન નડે છે, તે આ સ્થળે જ છે. આપણને જે કામ પ્રાપ્ત હોય છે તેને તનમનથી સર્વોત્તમ પ્રકારે કરવામાં આપણા સઘળા બળને યોજવાને બદલે આપણે આપણી ઇચ્છાના વિષયોનું બળતા હૃદયે ચિંતન કરવામાં જ આપણા બળનો ક્ષય કરી નાંખીએ છીએ.

આપણી ઇચ્છાઓમાં અને આપણા ઉચ્ચ ઉદ્દેશોમાં શ્રદ્ધા કરીને પ્રસંગોપાત્ત આપણે તેમની ભાવના કરવાની છે, પણ આપણા મનનું અને તનનું સઘળું બળ, જે કામ આપણને વર્તમાન કાળમાં પ્રાપ્ત થયું હોય તેમાં જ સર્વાંશે વાળવાનું છે.

ઇચ્છેલી વસ્તુને પ્રાપ્ત કરવાની આપણામાં યોગ્યતા આવે માટે જે કામ ઉત્તમ પ્રકારે કરવાની આપણને જરૂર હોય છે, તેવું કામ વિશ્વવ્યવસ્થાપક સત્તાતરફથી આપણને બળાત્કારે આપવામાં આવેલું હોય છે; અને તે કામમાંથી ભાગી છુટવાનો જેમ વધારે આપણે પ્રયત્ન કરીએ છીએ તેમ વધારે બળથી અને વધારે વખત તે કામ આપણે માથે લાદવામાં આવે છે. આમ જ્યાં સુધી તે કામનો આપણે સ્વીકાર નથી કરતા, અને તેને સર્વોત્તમ પ્રકારે નથી કરતા ત્યાં સુધી કરવામાં આવે છે; અને પછી આપણને આપણી ઇચ્છાના માર્ગમાં આગળ વધવાની દિશા દર્શાવવામાં આવે છે.

આપણી ઇચ્છાઓનું જ કેવળ ચિંતન કર્યા કરવાથી અને તે ક્યારે સિદ્ધ થશે, ક્યારે સિદ્ધ થશે, એવી ચિંતા કર્યા કરવાથી તો ઉલટા આપણે ઇચ્છાઓની સિદ્ધિની પૂર્વ દિશા ત્યજીને પશ્ચિમમાં જઇએ છીએ.

ભાવના કરો, અને તે સિદ્ધ થશે, એવી શ્રદ્ધા ધરો, પણ તે સાથે તમને પ્રાપ્ત કામને તનમનથી સર્વોત્તમ પ્રકારે કરો.

**ઇચ્છાનો એક નિયમ.**

ઇચ્છા એ પણ બીજાં સામર્થ્યોજેવું એક સામર્થ્ય છે. જેમ વધારે પ્રદેશમાં તે વ્યાપે છે, તેમ તે વધારે છીછરી અને ઓછા બળવાળી થાય છે. સપાટ પ્રદેશઉપર પડેલું જળ જેમ પ્રસરી જાય છે, અને પ્રવાહરૂપ થતું નથી, તેમ ઘણા વિષયોમાં વહેંચાઇ ગયેલી ઇચ્છા બળવાળી થતી નથી.

થોડી પણ ઉપયોગી ઇચ્છાઓને રાખો, અને બાકીનીની ઉપેક્ષા કરો.

નિશાળમાં જેમ વિદ્યાર્થી પાંચ સાત વિષયોનો સાથે અભ્યાસ કરી શકે છે, તેમ પાંચ સાત ઇચ્છાઓને સાથે સેવતાં અડચણ નથી.

**શુભની આશા રાખો.**

પ્રત્યેક વસ્તુમાંથી અને પ્રસંગમાંથી શુભને પ્રાપ્ત કરવાની આશા રાખવાનો સ્વભાવ કેળવવાથી આપણી સઘળી ઇચ્છાઓ સિદ્ધ થવામાં મદદ મળે છે. સ્મરણમાં રાખો કે તમારી ઇચ્છાઓ તે પરમેશ્વરની જ ઇચ્છાઓ છે. તમારી ઇચ્છાઓને સિદ્ધ કરવાને પરમેશ્વર જ તમારામાં રહ્યા રહ્યા પ્રયત્ન કરી રહ્યા છે; તમારૂં મગજ અને હાથ એ પરમેશ્વરનું મગજ અને હાથ છે; તમારા હૃદયમાં ઉઠતી પ્રત્યેક શુભ વૃત્તિ પરમેશ્વરની જ વૃત્તિ છે; અને જે શુભને તમે ઇચ્છો છો તે શુભને સ્થૂળ રૂપમાં પ્રત્યક્ષ કરવાને માટે સ્થૂળ તથા સૂક્ષ્મ જગતની સઘળી વસ્તુઓ પ્રયત્ન કરી રહી છે. સ્વરૂપમાં તમે જે ઇચ્છો છો તે ઈશ્વર જ તમારામાં રહીને તમારા દ્વારા ઇચ્છે છે.

ઉપરનાં સત્યો જ્યાં સુધી તમારા અંતઃકરણમાં સ્વભાવસિદ્ધ થઇ જાય ત્યાં સુધી તેમનું રટણ કર્યાં કરો. તમને અલ્પ સમયમાં જોઇને આશ્ચર્ય થશે કે વસ્તુઓ તમારૂં શુભ

કરવા ખરેખર કેવો પ્રયત્ન કરે છે; તમને જોઇતી માહિતી અચિંત્ય સમયે અને અજાણ્યાં સ્થળોમાંથી કેવી આવે છે; તમે ઇચ્છેલા પ્રશ્નોનાં નિરાકરણો તમારા મનમાં કેવાં સ્ફુરે છે; તમને જોઇતાં પુસ્તકો કેવાં તમારી પાસે આવી પડે છે; તમારે જેમની જરૂર હોય છે એવા લોકો કેવાં તમારી પાસે આકર્ષાઈ આવે છે; અને તમારી ઇચ્છાના વિષયો વધારે સારી રીતે સિદ્ધ થઇ શકે એવાં સ્થળોમાં કેવા તમે આકર્ષાઇને જાઓ છો. દષ્ટ અને અદષ્ટ સઘળી દિશાઓમાંથી ઈશ્વરી જ્ઞાન તમારા તરફ કેવું વહ્યું આવે છે, તે જોઈ તમે ચકિત થઇ જશો.

**જ્ઞાન.** ધારો કે તમારે કોઇ અદ્વિતીય ચિત્રકાર થવું છે. તમારી ધારેલી ઇચ્છા સિદ્ધ કરવાને તમારે બે વસ્તુની જરૂર છે. તે બે વસ્તુમાં પહેલી વસ્તુ જ્ઞાન છે, અને બીજી વસ્તુ તે જ્ઞાનનો ઉપયોગ કરવાનું ડહાપણ અથવા બુદ્ધિ છે.

જ્ઞાન આપણને પાંચ જ્ઞાનેંદ્રિયદ્વારા તથા માનસ અને ભૌતિક વસ્તુઓને અવલોકન કરવાની શક્તિદ્વારા પ્રાપ્ત થાય છે. જેમ એક કોષમાં વિવિધ વિષયોના જ્ઞાનનો સંગ્રહ હોય છે, તેમ આપણા મગજમાં, આપણે આ જગતમાં જન્મ્યા છીએ ત્યારથી આપણે જે જ્ઞાન પ્રાપ્ત કર્યું છે, તેનો સંગ્રહ હોય છે.

આ જ્ઞાન આપણને પુસ્તકોમાંથી, અનુભવથી, શિક્ષકોની અને મિત્રોની વાતોને શ્રવણ કરવાથી, કામ કરવાથી અને તે કેવી રીતે કરવું તથા તેનાં કેવાં ફળ થાય છે, તે જાણવાથી પ્રાપ્ત થયું હોય છે. આપણે પાલણામાં હતા, ત્યારથી તે આજસુધીમાં આપણામાં જે જ્ઞાનવૃદ્ધિ થઇ છે, તે પાંચ ઇંદ્રિયોના માર્ગમાં જ્ઞાન પ્રાપ્ત કરતા આપણે પ્રવાસ કર્યા કર્યો છે, તેથી થઇ છે.

**અને ડાહાપણ.** પણ ડહાપણ અથવા બુદ્ધિ એ કેવળ જૂદી જ વસ્તુ છે. તે તો કેવળ ઈશ્વરતરફથી જ પ્રાપ્ત થાય છે, અને તે મહાન્ કાર્યોની સિદ્ધિમાં પ્રાપ્ત જ્ઞાનનો ઉપયોગ કરનાર એક ચમત્કારિક આધ્યાત્મિક શક્તિ છે.

આપણે પ્રાપ્ત કરેલું જ્ઞાન એ આપણાં હથિયારો છે.

આપણને ઈશ્વરતરફથી જે ડહાપણ અથવા બુદ્ધિ પ્રાપ્ત થાય છે, તે એ હાથિયારોનો ઉપયોગ કરનાર આધ્યાત્મિક શક્તિ છે.

આપણી ઇચ્છાઓ એ આપણને તૈયાર મળેલા નમુના છે. આ નમુનાપ્રમાણે આપણે આપણી બુદ્ધિ જે પ્રમાણે આપણને આપણા જ્ઞાનનો ઉપયોગ કરવાનું સૂચવે તે પ્રમાણે ઉપયોગ કરીને વસ્તુઓ ઘડવાની છે, અર્થાત્ નવી સરજવાની છે. બુદ્ધિ એ આધ્યાત્મિક દ્વાર છે, અને તેમાં થઇને જ્ઞાન 'નમુના' પ્રમાણે વધારે ઉચ્ચી આકૃતિ ધરીને નીકળે છે.

જે એક સામર્થ્યને આપણે ઈશ્વર અથવા ચૈતન્ય કહીએ છીએ તેની બુદ્ધિ અને ઇચ્છા એ બન્ને બાજુઓ છે. જ્યારે બુદ્ધિ અને ઇચ્છા સમતુલ્ય હોય છે ત્યારે પ્રેમરૂપે પ્રતીતિમાં આવે છે.

પ્રેમ એ જ ઈશ્વર છે, અને ઈશ્વર એ જ પ્રેમ છે.

ઇચ્છાનો આત્મા સંકલ્પ અથવા દૃઢ નિશ્ચય છે.

ઉચ્ચ મનોરથને અથવા ઉચ્ચ ઉદ્દેશને બુદ્ધિ રચી આપે છે.

બુદ્ધિનો અને સંકલ્પનો સંયોગ થતાં ઉચ્ચ ઉદ્દેશની સિદ્ધિ થાય છે.

જ્ઞાનને પ્રાપ્ત કરો, અને તેને પ્રાપ્ત કરતાં કરતાં, જ્ઞાનને સમજનાર અને તેને સન્માર્ગે વાળનાર બુદ્ધિની પરમેશ્વરપાસે યાચના કરો.

**ઈશ્વરને યાચો અને વિદ્યાભ્યાસ કરો.** અન્ય શબ્દોમાં કહીએ તો વિવિધ વિદ્યાઓનો અભ્યાસ કરી જ્ઞાનને વધારો, અને ડહાપણને માટે **પરમેશ્વર** ને યાચો.

નિશાળોમાં જે કંઇ શીખવાતું હોય તે તમને સંપૂર્ણ આવડે ત્યાં સુધી નિશાળોમાં જઇને જ્ઞાન પ્રાપ્ત કરો.

બને તો પાઠશાળાઓમાં જાઓ, અને ત્યાંથી જ્ઞાન પ્રાપ્ત કરો. ઉદ્યોગને અને કળાઓને શીખવનારી શાળાઓમાં જાઓ, અને ત્યાંથી જ્ઞાન પ્રાપ્ત કરો-વિદ્વાનો અને પંડિતો પાસે જાઓ, અને તેમની પાસેથી જ્ઞાન પ્રાપ્ત કરો.

પુસ્તકાલયોમાં જઈને ઉત્તમ પુસ્તકો વાંચો; જીવનશાસ્ત્ર, ખગોળવિદ્યા, રસાયનશાસ્ત્ર, માનવશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, ઇતિહાસ, વગેરેનું અધ્યયન કરો. અને તમારાથી બનતું જ્ઞાન પ્રાપ્ત કરો.

પૃથ્વીઉપર જે કંઇ જાણવાજેવી વિદ્યાઓ છે, તે સર્વનું કંઇ કંઇ શીખો; **અને જગત્‌માં કોઈ એક વિષયના સંબંધમાં તો તમારાથી જેટલું બને તેટલું શીખો.**

અને આ સઘળા અભ્યાસની સાથે તમે પ્રાપ્ત કરેલા જ્ઞાનનો તમારા તથા જગતના હિતમાં તમે ઉપયોગ કરી શકો એવી બુદ્ધિને **પરમેશ્વરપાસે** યાચો.

જ્ઞાનનો સદુપયોગ કરવાની જેનામાં બુદ્ધિ હોય છે, એવા મનુષ્યોવડે જ જગત આગળ વધે છે.

---

## હું સર્વશક્ત ઈશ્વર હોત તો શું કરત?

એક વિદ્વાન્ લખે છે કે હું જો સર્વશક્તિમાન્ ઈશ્વર હોત અને મનુષ્યજાતિના કલ્યાણને માટે મને જે સર્વોત્તમ ભાસતું હોય તે કરવા પ્રવૃત્તિ કરત તો નીચેની બાબતો હું અવશ્ય કરત. હું દરેક મનુષ્યને ધનવાન્ બનાવત નહિ, કારણ કે આપણામાંના દરેકની પાસે જો કરોડ કરોડ રૂપિયા હોત તોપણ હાલ આપણી જેવી સ્થિતિ છે. તેથી વધારે સુખવાળી સ્થિતિ આપણી ભાગ્યે જ હોત. હું જગત્‌ને કોઇ પણ પ્રકારના દોષવિનાની પૂર્ણ રાજ્યવ્યવસ્થા આપત નહિ, કારણ કે જે લોકો નઠારા હોય છે, તેઓ સર્વોત્તમ કાયદાઓનો સર્વદા દુરુપયોગ જ કરે છે. હું મંદવાડનો અને મૃત્યુનો જગતમાંથી નાશ કરત નહિ, કારણ કે જીવન કેટલું ઉપયોગી અને મૂલ્યવાન્ છે; એ સંબંધમાં આ બે બાબતો જેટલું આપણને શીખવે છે, તેટલું બીજું કોઇ શીખવતું નથી વિજ્ઞાનનાં જે સત્યો શોધવામાં સૈકાંનાં સૈકાં જાય, તે સઘળાં સત્યો એકદમ હું જગતને જણાવી દેત નહિ. કારણ કે જ્ઞાનની સર્વોત્તમતા તેને શોધવાના પ્રયત્નમાં જ રહેલી છે આવતા હજાર વર્ષમાં જે ઉપયોગી નવા શોધો થવાના છે, તે હું તરત જ જગતને જણાવી દેત નહિ, કારણ કે નવા શોધો પ્રાપ્ત કરવાં સુધી તેમને માટે લાયક થયેલી હોતી નથી ત્યાં સુધી જડતા નથી.

હું એક જ કામ કરત, અને તે આ છેઃ'હું એક અત્યંત પ્રજ્ઞ, સાધુચરિત, અને વીરત્વથી શોભતા મહાપુરુષને જગતમાં મોકલત, અને થોડા મનુષ્યોનો તેના ઉપર દૃઢ પ્રેમ થાત, અને તેની ઉત્તમ વૃત્તિના તેમના અંતઃકરણઉપર પ્રબળ સંસ્કાર પડત ત્યાં સુધી તેને પૃથ્વીઉપર રાખત. તેની કીર્તિ અનેક યુગોપર્યંત અવશ્ય ચાલ્યાં કરવાની; લોકો તેના ઉપર પ્રેમ કરવાના અને તેનામાં પૂજ્યભાવ ધરવાના, અને આ રીતે તેમનું ચરિત ધીરેધીરે તેના જેવું થયા જવાનું. આ રીતે મને લાગે છે કે હું જગતનું વધારેમાં વધારે હિત, અને ઓછામાં ઓછું અહિત કરત.

---

**નાટકના જેવો મનુષ્યોને બોધ આપનાર બીજો કોઈ પણ સમર્થ ઉપાય નથી.**

ઉપયોગી વસ્તુઓ પણ જ્યારે અશિક્ષિત અને ન્યૂન નીતિમાન્ મનુષ્યોથી જગતને આપવાનો પ્રયત્ન થાય છે ત્યારે તેની ઉપયોગિતા જગત્ જોતું બંધ થાય છે, એટલું જ નહિ પણ તેમનો નાશ કરવો જ યોગ્ય છે એવો અભિપ્રાય તે ઉચ્ચરે છે. નાટકોના સંબંધમાં પણ ઘણાનો મોટે ભાગે દિવસે દિવસે આવો અભિપ્રાય થતો જાય છે. નાટકો પ્રજાને બગાડનાર છે, અને તેથી તેમનો નાશ કરી નાંખવો જોઈએ, એવું તેઓ આવેશપૂર્વક જણાવે છે. પરંતુ વસ્તુતઃ નાટકોનો નાશ કરવાની જરૂર નથી, પણ તેમાં સુધારો કરવાની જરૂર છે. ટાંકાનું પાણી પીવાથી ઘરનાં મનુષ્યો માંદાં પડે તેથી ટાંકું પૂરાવી નાંખવાની જરૂર નથી, પણ તેનું ખરાબ પાણી કાઢી નંખાવી, ટાંકાને સ્વચ્છ કરી તેને શુદ્ધ જળથી ફરીને ભરવાની જરૂર છે. વિજળીજેવું ઉપયોગી બળ મનુષ્યોની તથા ઘરબારની ખુવારી કરે તેથી તેનાથી નાશી જવાની અને તેને ઉત્પન્ન કરવાનો પ્રયત્ન ન કરવાની જરૂર નથી, પણ એ બળનો મનુષ્યોને સઉથી અધિક લાભ કેવી રીતે થાય એ જ કરવાની જરૂર છે.

ઉપદેશકો ઉત્તમ દલિલોથી, ભાષાની શૈલિથી અને વાણીની છટાથી જે કામ નથી કરી શકતા, લેખકો તથા વિદ્વાનો પોતાના લેખો તથા ગ્રંથોમાં દર્શાવેલા અપૂર્વ કૌશલ્યથી જે અસર નથી કરી શકતા, અને કવિઓ પોતાની પ્રતિભાવાળી કવિતાથી પણ શ્રોતાના હૃદયનો જે દ્રવીભાવ નથી કરી શકતા, તે નાટક અનાયાસ કરે છે. નાટકના સંસ્કાર અંતઃકરણમાં અત્યંત ઉંડા પડી જાય છે, કારણ કે ગમે તેના સંસ્કાર અંતઃકરણમાં ઉંડા પડવામાં પ્રતિબંધ કરનાર જે બાહ્ય મન અથવા તર્ક કરનાર બુદ્ધિ છે, તે નાટક જોતી વખતે ઉંઘી ગયા જેવી થાય છે. આથી આંતર મનમાં સારી અથવા ખોટી ગમે તે વાતનો સંસ્કાર દૃઢ પડી જાય છે, અને બુદ્ધિને ખોટી જણાતી ઘણી વાતો નાટકને જોનારા તેટલો સમય તો ખરી જ માને છે. વળી નાટકમાં આપણને આનંદની સાથે જ્ઞાન મળે છે, અને જે જ્ઞાન આનંદની સાથે આપણને મળે છે, તેનાં અંતઃકરણમાં ઘણાં ઉંડાં મૂળ નંખાય છે. રસવિનાના લુખા શબ્દોદ્વારા પ્રયત્નપૂર્વક જે જ્ઞાન આપણે પ્રાપ્ત કરીએ છીએ, તેના આપણા અંતઃકરણમાં ઉંડા સંસ્કાર પડતા નથી. શ્રમવડે બુદ્ધિ અને હૃદય કેળવાતાં નથી, પણ રસવાળા જ આનંદથી ભરેલા પ્રયત્નથી કેળવાય છે. આથી જ લુખો બોધ આપવાકરતાં રસવાળી વાતોમાં બોધ આપવાનું વિદ્વાનો વધારે યોગ્ય ગણે છે. રામાયણ, મહાભારત, ભાગવત, પુરાણો વગેરે જ્ઞાતવ્ય, પ્રાપ્તવ્ય તથા કર્તવ્યનો બોધ રસવાળી વાતોવડે જ કરે છે, એ આપણે જાણીએ છીએ; પરંતુ રસવાળી વાતોકરતાં પણ નાટકો બોધ આપવામાં ઘણાં જ ચઢી જાય છે. વાતોમાં તો વાતના ચિત્રને વાંચનારે પોતાની કલ્પનાવડે માનસ દૃષ્ટિ-

આગળ ખડું કરવું પડે છે, અને તે ચિત્ર રચવામાં વાચકની કલ્પના જો દુર્બળ હોય છે, તો વાત યથાર્થ રસને ઉત્પન્ન કરી શકતી નથી. અને તેમ ન થતાં વાતનો જે બોધ આપવાનો ઉદ્દેશ હોય છે, તે સિદ્ધ થતો નથી. નાટકમાં જોનારને પોતાની કલ્પનાશક્તિને કશો જ શ્રમ આપવાનો હોતો નથી. વાતનાં પાત્રો તેના આગળ આબેહુબ જ ખડાં થઈ જાય છે. તેમનાં વચનો, તેમના હાવભાવ, વગેરે સર્વનો જોનારાની ઇંદ્રિયોને પ્રત્યક્ષ સંબંધ થાય છે. આથી તેની અસર કંઈ અલૌકિક જ થવાનો સંભવ આવે છે.

પેસ્ટાલોઝી ( Pestalozzi ) અને ફ્રોબલ ( Froebel ) જેવા ઉત્તમ શિક્ષણ-પદ્ધતિના અગ્રેસરો પણ આનંદની સાથે જ બાળકોને અભ્યાસ કરાવવાનો નિયમ સ્થાપે છે. બાળકોના સંબંધમાં જે નિયમ છે, તે જ નિયમ મોટી ઉમરના મનુષ્યોને માટે છે. મોટી ઉમરના મનુષ્યોની જ્ઞાનવૃદ્ધિ પણ આનંદની સાથે જ કરવી જોઇએ.

નાટકોનો સહુથી વધારે લાભ તે જીવનની વૃદ્ધિ કરે છે, એ છે. આનંદથી સર્વદા જીવનની વૃદ્ધિ થાય છે, અને નાટક આનંદને આપનાર હોવાથી તે જીવનની વૃદ્ધિ કરનાર છે, એ સ્પષ્ટ છે. ઉજાગરા કરવા છતાં તથા આરોગ્યના અનેક નિયમોનો ભંગ કરવા છતાં પણ ઘણા નાટક જોનારાનાં આરોગ્ય બગડતાં નથી, તેનું આ આનંદ એ એક મુખ્ય કારણ છે. પરંતુ નાટક જો આનંદને આપે છે, તો જ આ લાભ થાય છે.

સારાં નાટકો જોવાં એ પાપરૂપ નથી; એ નીતિથી ભ્રષ્ટ કરનાર નથી; તેમનાથી કશી હાનિ થતી નથી; ઉલટાં એ આ ભૂલોકમાં નિર્દોષ આનંદને આપનાર, નીતિની વૃદ્ધિ કરનાર, જીવનને વધારનાર અને મનુષ્યનો વિકાસ કરનાર એક ઉત્તમ ક્રિયા છે. મનુષ્યની ઉન્નતિ કરનાર એ કુદરતી અથવા ઇશ્વરી સાધન છે.

મનને કેળવવાના સાચા અને સચોટ ઉપાયો કયા છે, એનું ભવિષ્યમાં જ્યારે પ્રજાને યથાર્થ ભાન થશે, ત્યારે હાલ નિશાળો સ્થાપવામાં તે જેટલી કાળજી લે છે, તેના કરતાં અધિક કાળજી સ્થળે સ્થળે ઉત્તમ નાટકશાળાઓ સ્થાપવામાં લેશે, અને પ્રત્યેક ધાર્મિક સંસ્થા પોતાના અનુયાયીઓને પોતાના સિદ્ધાંતોનો દૃઢ બોધ કરવાને માટે પોતાના મંદિરને અંગે જ એક ઉત્તમ નાટકશાળા બાંધશે.

નાટકોને બંધ કરવાનું વિદ્વાનોનું કર્તવ્ય નથી, પણ મોટે ભાગે જે અજ્ઞાન અને અશિક્ષિત કંપનીઓ અને લેખકોના હાથમાં તે આવ્યાં છે, તેમના હાથમાંથી તેમને છોડવી, તેમનો ઉદ્ધાર કરવાનો છે; અને જે ઉત્તમ પદને તેઓ યોગ્ય છે, તે પદમાં તેમને સ્થાપવાનાં છે.

---

# आन्तर मनना अद्भुत चमत्कारो तथा तेमां प्रवर्तता नियमो.

( અનુસંધાન ૭મા અંકના પૃ૪ ૨૨૯ થી. )

આ સર્વ વિવેચનઉપરથી એ સ્પષ્ટ થાય છે કે આંતર મનના આપણે જાગ્રત્ દશામાં પણ હોય છે; આંતર મન તથા બાહ્ય મનની વચ્ચે અમુક પ્રકારનો સંબંધ એમના ધર્મો તથા વ્યાપાર જોતાં, નિયત થયેલો હોય છે, અને એ સંબંધનું પાલન કરવું એ સુખકર છે ત્યારે એ સંબંધનો તિરસ્કાર કર્યો અથવા એ સંબંધને વિપરીત બનાવી દીધો એ દુઃખનો

હેતુ છે. બાહ્ય મન આંતર મનના વ્યાપારોને નિયમન કરે છે તેથી બાહ્ય મનને ઉપરિ નિયામક પદે સ્થાપવું ઉચિત છે અને આંતર મનવિના બાહ્ય મન અંધ થઈ રહે છે. બાહ્ય મનને અંતરથી પ્રકાશ આપનાર આંતર મન છે તેથી બાહ્ય મનને બહેકાવી દેવું અને આંતર મનના રાજ્યમાં બાહ્ય મનને રાજ્યાભિષેક કરી દેવું, એ ઉન્નતિમાત્રને અટકાવનાર છે. આંતર મન તથા બાહ્ય મનના ઉપર જણાવ્યાપ્રમાણે વિષયો વિભક્ત છે તેથી પોતપોતાની મર્યાદામાં બંનેને સ્થાપવાં, બંનેને કામ કરવા દેવાં, એ જ ખરા સુખનું સાધન છે. આ આદિ અર્થ અત્યાર સુધીની ચર્ચાથી સ્પષ્ટ કરવામાં આવ્યો છે.

આંતર મન તથા બાહ્ય મન મળીને અંતઃકરણ થાય છે. અંતઃકરણના એ બંને અવયવરૂપ છે. તેથી એ બંનેનો વિકાસ થાય છે, એ બંને વિસંવાદીરૂપે નહિ પણ અવિસંવાદીરૂપે પોતપોતાનું કાર્ય કર્યાં જાય છે ત્યારે મનુષ્ય આંતર વિકાસની પૂર્ણતાઉપર અથવા શિખરપર પહોંચે છે. સ્થૂલ શરીરના સંબંધમાં આપણે જોઇએ છીએ કે એમાં વિવિધ અવયવો રહેલા હોય છે, વિવિધ અવયવોનું એ બનેલું છે. એ અવયવો જ્યારે સંવાદીરૂપે પોતપોતાનો વ્યાપાર કર્યાં જાય છે ત્યારે જ શરીરનું આરોગ્ય બનેલું રહે છે, અને જ્યારે પરસ્પરનો વિવાદ ચાલે છે ત્યારે શરીરનું આરોગ્ય બગડે છે. ફેફસાં તથા પ્લીહ એ બંને રુધિરની શુદ્ધિ કરે છે. પણ એ શુદ્ધિનો પ્રકાર એ બેની વચ્ચે વિભિન્ન થઈ ગયેલો છે, અર્થાત્ એ બંનેનો પોતપોતાનો પ્રકાર ભિન્ન ભિન્ન હોય છે. એ બંને સંવાદીપણે પોતાનું કાર્ય કર્યાં જાય છે ત્યાંસુધી રુધિરની શુદ્ધિ બરાબર રહે છે. એકનો પણ વ્યાપાર બંધ થાય છે ત્યારે રુધિર વિષમ થઈ રહે છે. શારદ જ્વર વગેરે હેતુથી પ્લીહ અવ્યવસ્થિત થઈ જાય છે ત્યારે ફેફસાં પોતાનું કાર્ય કરતાં છતાં રુધિરની અશુદ્ધિ થયેલી સ્પષ્ટ જણાય છે. ત્રિદોષ આદિ વ્યાધિમાં પ્લીહ બરાબર હોય છે તોપણ ફેફસાંના વ્યાપારમાં અવ્યવસ્થા થાય છે તેથી રુધિરની અશુદ્ધિ થઇ જાય છે. પચનક્રિયાનું કાર્ય કરવામાં જઠર, યકૃત્ આદિ વિવિધ અવયવો રોકાય છે. એ સર્વ પોતપોતાનું કાર્ય યથાનિયમ કરે છે ત્યાંસુધી જ પચનક્રિયા બરાબર થાય છે. જઠર જાઠર રસને નિયમિતપણે કાઢે, છતાં પિત્ત બરાબર વિશુદ્ધ અને ઉચિત પ્રમાણમાં નીકળતું નથી તો પચનમાં વાંધો આવે છે અને પિત્ત બરાબર નીકળતું હોય, છતાં જાઠર રસ બરાબર નહિ હોય તો ત્યાં પણ તે જ પ્રમાણે પચનક્રિયા બગડે છે. તેથી ઉભયનો સંવાદ, સહકાર્યકારિત્વ જ્યાં યથાર્થ રીતે થઇ રહે છે ત્યાં જ પચનક્રિયાની શુદ્ધિ હોય છે. આ જ નિયમ રાજ્યાદિના નિયમનમાં પણ ચાલતો દેખાય છે. ચારે વર્ણો પોતપોતાના સ્વભાવાદિને લીધે નિયત થયેલા વ્યાપારો યથાનિયમ કરતા રહે છે, ત્યાંસુધી તે સમાજની ઉન્નતિ થતી ચાલે છે, સર્વ પ્રજા કોઈ પણ રીતે તંગી વગેરેમાં નહિ આવતાં સર્વ કલાકૌશલ્યાદિના વિકાસદ્વારા સુખપ્રાપ્ત થઇ રહે છે. જ્યારે પોતાને અસ્વાભાવિક એવો પારકાનો વ્યાપાર કોઈ અંગીકાર કરે છે ત્યારે તેનાથી ઉભયને હાનિ થાય છે. બ્રાહ્મણ વર્ગ પોતાના સ્વધર્મરૂપ તપશ્ચરણને ત્યજે છે અને વ્યાપારાદિ વાણિજ્યનો સ્વીકાર કરે છે તથા વ્યાપાર જેના સ્વભાવરૂપ છે તેવી પ્રજા એ ઉદ્યમને છોડીને તપશ્ચરણમાં ઉદ્યત થાય છે ત્યારે જેમ જલથી બહાર આવેલું મીન તરફડીયા ખાય છે તેમ સ્થાનભ્રષ્ટ થયેલા, સ્વધર્મભ્રષ્ટ થયેલા આ ઉભય તરફડીયાં ખાતા જણાય છે. વ્યાપારવૃત્તિવાળાનું ચિત્ત અશાન્ત હોવાથી તે સાત્વિક ઉપાસનામાં જોડાતું નથી અને તેથી એને તપશ્ચરણની સિદ્ધિ થતી નથી અને શાન્ત સ્વભાવવાળો બ્રાહ્મણ વિવિધ પ્રકારે ચોકસી રાખી ગણત્રી કરી કરાના વ્યાપારમાં સ્ખ-

ક્ષન કરે છે તેથી હોય છે તે પણ ધનના નાશને અનુભવે છે. આ રીતે ઉભય પ્રજા પોતપોતાના નિજ વ્યાપારોથી ખસતાં હાનિને પામે છે એ સ્પષ્ટ જણાય છે, અને જ્યારે બને સ્વસ્વ વ્યાપારમાં ઉદ્યત રહે છે ત્યારે ઉભય પોતાના અભીપ્સિત અર્થની સિદ્ધિને સત્વર પામી તદાશ્રય સમાજની ઉન્નતિના સાધનરૂપ થઇ રહે છે. આ જ નિયમ અંતઃકરણના અવયવભૂત ઉભય મનના સંબંધમાં પ્રવર્તે છે. બંને મનો અવિસંવાદપણે પોતપોતાના નિજ વ્યાપારને કરતાં રહે છે ત્યારે તે વ્યક્તિ પૂર્ણ માનસ વિકાસને પામે છે અને એવી વ્યક્તિઓને જ લોક મહાત્મા, અસાધારણ બુદ્ધિવાળા મનુષ્ય ઇત્યાદિ નામોથી જણાવે છે. પાશ્ચાત્ય પ્રજામાં આવા અર્થને જ વહન કરનાર Genius શબ્દ છે. આ મહાપુરુષોને ઉભય મનની સર્વ શક્તિઓનો પૂર્ણ લાભ મળે છે. બાહ્ય મનની જે તર્કશક્તિ તે એમનામાં ઉત્તમ પ્રકારે વિકસિત થયેલી હોય છે અને તેની સાથે આંતર મનની પૂર્ણતાવાળી સ્મરણશક્તિ તથા નવા નવા અર્થ સ્ફુરાવવારૂપ સર્જનશક્તિ એ બંને સામેલ થાય છે. આ રીતે આંતર સર્વ શક્તિઓ એમના વશ હોવાથી તથા એમનામાં યથાનિયમ પ્રવર્તતી હોવાથી એમની ઉન્નતિ સર્વની નજરે પડે તેવી થઇ રહે છે. એમનું મહાપુરુષપણું તે આ રીતની સ્થિતિ જ છે. ઇતિહાસમાં પ્રસિદ્ધ નેપોલીઅન બોનાપાર્ટ, શેક્સપીયર, શ્રીવેદ વ્યાસ, શ્રીશંકરાચાર્યઆદિ મહાપુરુષોનાં જીવન તપાસવામાં આવશે તો તેમનામાં આ સ્થિતિના સર્વોત્તમ પ્રકારનું ભાન થયા વિના રહેશે નહિ. ગમે તે મનુષ્ય આ પ્રકારની સ્થિતિને પ્રયત્નવડે પામી શકે તેમ છે, છતાં એવો પ્રયત્ન કરી એ સ્થિતિને પામનાર વિરલ જ હોય છે, અને તેથી કરીને પૂર્ણકલાવાળી આ સ્થિતિનું દર્શન કરાવનાર મહાપુરુષો સ્થળે સ્થળે તથા કાલે કાલે દૃષ્ટિગોચર થતા નથી પણ ઘણે અંશે વિરલ જ હોય છે. એ સ્થિતિની અપૂર્ણકલા સ્થળે સ્થળે દૃષ્ટિગોચર થાય તેમ છે. ઉભય મનના વ્યાપારોનો સંવાદ જ્યારે રાખવામાં આવતો નથી અથવા કોઇ કારણથી રહેતો નથી ત્યારે એ મનુષ્યોમાં તરંગીપણાનું ભાન થાય છે. એક અથવા અધિક શક્તિનો અપૂર્વ વિકાસ હોય છે પણ તે પ્રમાણમાં અન્યનો વિકાસ થયેલો નહિ હોવાથી આ તરંગીપણું જન્મ પામે છે. જ્યારે એ તરંગીપણું પૂર્ણકલાને પ્રાપ્ત થાય છે ત્યારે એને જ લોક ગાંડપણ શબ્દથી વ્યવહરે છે.

આ વિશ્વમાં કેટલાક વ્યાવહારિક વર્ગના મનુષ્યો એવા હોય છે કે જેમનો માનસ વ્યાયામ તે આંતર મનના વ્યાપારોનો જ હોય છે. આ વર્ગમાં પ્રધાનપદ તે કવિઓનું અને કલાભિજ્ઞ પુરુષોનું છે. કવિઓનું જીવન તે કાવ્ય છે, કાવ્ય કરનાર તે કવિ કહેવાય છે, કવિઓનું કર્મ તે કાવ્ય છે. કાવ્યના સંબંધમાં પરાપૂર્વથી વિદ્વાનોના અભિપ્રાયો જોવામાં આવશે તો એને આંતર મનસાથે નિકટનો સંબંધ જણાશે. કાવ્યનો હેતુ શો છે તેનું નિરૂપણ કરતાં કાવ્યપ્રકાશમાં જણાવવામાં આવ્યું છે કે—

शक्तिर्निपुणता लोकशास्त्रकाव्याद्यवेक्षणात् ।
काव्यज्ञशिक्षयाभ्यास इति हेतुस्तदुद्भवे ॥

સ્થાવરજંગમાત્મક લોકના વૃત્તાન્તો, છંદ, વ્યાકરણ, અભિધાનકોશ આદિ શાસ્ત્રો, મહાકવિઓએ રચેલાં કાવ્યો, ઇતિહાસ આદિનું સારી રીતે કરેલું પરિશીલન, કાવ્ય રચી જાણનાર તથા કાવ્યને વિચારી જાણનાર સમર્થ પુરુષોના હાથ નીચે કરેલો અભ્યાસ અને એ ઉપરાંત કાવ્યશક્તિ એ ત્રણ કાવ્યના ઉદ્ભવમાં હેતુરૂપ છે. કારણો બે પ્રકારનાં હોય છે. કેટલાંક

કારણો પૃથક્ પૃથક્‌રૂપે રહી કાર્યને ઉત્પન્ન કરી શકે છે. તૃણ, મણિ, અરણિ આદિ વહ્નિનાં કારણો છે પણ વહ્નિને ઉત્પન્ન કરવામાટે એ ત્રણેની જરૂર હોતી નથી, એમાંથી ગમે તે એક હોય તોપણ ચાલે છે. અન્ય કારણો સમુદાયરૂપે કાર્યને કરી શકે છે. દંડ, ચક્ર, કુલાલ, મૃત્તિકા આદિ ઘટનાં કારણો કહેવાય છે. પણ એ સર્વ કારણોનું સંમેલન થાય ત્યારે જ ઘટરૂપ કાર્ય ઉત્પન્ન થઈ શકે છે. એમાંથી દંડ માત્ર હોય અને બીજાં નહિ હોય, મૃત્તિકામાત્ર હોય અને બીજાં કારણો નહિ હોય, અથવા કુલાલમાત્ર હોય અને બીજાં કારણો નહિ હોય તો ઘટરૂપ કાર્ય થઈ શકતું નથી. તેથી તૃણ, અરણિની માફક આ કારણો વ્યસ્તરૂપે કારણ નથી પણ સમુદિત રૂપે જ કારણ છે અર્થાત્ કાર્યની ઉત્પત્તિમાટે એ સર્વનું સમવધાન હોવાની જરૂર છે. આ નિયમપ્રમાણે પ્રસ્તુત શ્લોકમાં લોકશાસ્ત્રાદિનું પરિશીલન, અભ્યાસ અને શક્તિ એ ત્રણ કાવ્યનાં કારણો કહ્યાં છે તે સમુદિત રૂપે કારણો ગ્રંથકારને વિવક્ષિત છે, અને તેથી એ ત્રણ મળીને કાવ્યના હેતુ થાય છે એમ નહિ કહેતાં કાવ્યનો હેતુ થાય છે એમ કહ્યું છે. ત્યાં તૃતીય કારણ એ મુખ્ય કારણ છે એ એના સ્વરૂપથી જ સમજાય છે. કવિત્વના બીજરૂપ સંસ્કારવિશેષ તે શક્તિ છે. એ શક્તિ એવું કારણ છે કે એના વિના કાવ્ય કદાપિ થઇ શકતું નથી અને એ વિનાનો કોઈ મનુષ્ય પદ્યાત્મક લેખ લખે છે તો તે કાવ્ય નહિ થતાં ઉપહાસને પાત્ર જ કાવ્ય થઈ રહે છે. એ શક્તિનું નામ પ્રતિભા છે. જેનામાં પ્રતિભા હોય છે તે જ કોઈ કાલે પણ કવિ થાય છે અને જેનામાં એ પ્રતિભા શક્તિ નથી અથવા પ્રતિભાશક્તિનો વિકાસ નથી તે કદાપિ કવિ થઈ શકતો નથી. આ કારણથી યદ્યપિ પ્રતિભા શક્તિના ઉપરાંત અન્ય બે કારણો ગ્રંથકારે લીધાં છે પણ તે આ પ્રતિભાના અંગરૂપ કારણો છે અને પ્રતિભા શક્તિ એ જ મુખ્ય કારણ છે. પ્રતિભાનો વિકાસ બરાબર થવા માટે અને પ્રતિભા પોતાનું કાર્ય જે કાવ્ય તે સહેલથી ઉપજાવી શકે તેમાટે જ અભ્યાસ તથા શાસ્ત્રાદિના પરિશીલનની અપેક્ષા રહે છે. આમ હોવાથી જ પ્રતિભાશક્તિસંપન્ન મનુષ્ય ઇતર બે હેતુથી ઘણે અંશે રહિત હોય તોપણ સાધારણ રીતે સારું ગણાય એવું કાવ્ય કરી શકેલા જાણવામાં આવે છે અને એ બે ઇતર હેતુવાળું હોવા છતાં પ્રતિભાશક્તિવિનાના મનુષ્યે કરેલું કાવ્ય જોતાં તે કૃત્રિમ છે, અસ્વાભાવિક છે, નીરસ છે ઇત્યાદિ રસિક વાચકોને જણાય છે. આ વિચારીને જ જગન્નાથ પંડિતે રસગંગાધરમાં કહ્યું છે કે **तस्य च कारणं कविगता केवला प्रतिभा । सा च काव्य घटनानुकूलशब्दार्थोपस्थितिः ।** એ કાવ્યનું કારણ તે કવિમાં રહેલી પ્રતિભાશક્તિ માત્ર જ છે. કાવ્યરચનાને અનુકૂલ શબ્દ તથા અર્થની મનમાં 'ઉપસ્થિતિ થવી તેનું નામ પ્રતિભા છે. **तद्‌गताश्च हेतुः क्वचिद्‌ देवता महापुरुष प्रसादादि जन्यमदृष्टम् । क्वचिच्च विलक्षणव्युत्पत्तिकाव्यकरणाभ्यासौ ॥** એ પ્રતિભાની ઉત્પત્તિ કોઇ કોઇને દેવતા, મહાત્મા આદિના અનુગ્રહથી ઉત્પન્ન થયેલા અદૃષ્ટથી થાય છે તો કોઇ કોઇને વિલક્ષણ વ્યુત્પત્તિ અને કાવ્ય કરવાના અભ્યાસથી થાય છે. અહિં ખરૂં જોતાં સર્વ મનુષ્યોમાં સર્વ શક્તિઓ વિદ્યમાન રહેલી હોય છે. અંતઃકરણ અથવા ચિત્ત યોગશાસ્ત્ર જણાવે છે તેમ સર્વ અર્થને વિષય કરી શકવાના સામર્થ્યવાળું હોય છે. તેથી સર્વ મનુષ્યોમાં બીજી શક્તિઓ જેમ સ્વરૂપે રહેલી હોય છે, તે પ્રમાણે પ્રતિભાશક્તિ પણ સ્વરૂપે રહેલી હોય છે. છતાં સર્વ મનુષ્યોમાં એ એક સરખી વિકાસને પામેલી હોતી નથી. એના વિકાસમાં ભેદ હોય છે. કોઇમાં એનો વિકાસ

અધિક થયેલો હોય છે તો અન્યમાં એનો વિકાસ ઓછો થયેલો હોય છે. સારૂં રસપૂર્ણ કાવ્ય કરવામાં અમુક અંશે એ શક્તિનો વિકાસ અપેક્ષિત હોય છે. જેમ સર્વ જડ પદાર્થમાં વહ્નિ સ્વરૂપે રહેલો હોય છે, છતાં તેટલાથી એ પોતાના કાર્યરૂપ દાહ તથા પ્રકાશને સર્વમાં પ્રકટાવી શકતો નથી પણ એ કાર્ય પ્રકટાવવા એ વહ્નિનો અમુક કલામાં અથવા અમુક અંશમાં વિકાસ થવાની જરૂર હોય છે, તે જ પ્રમાણે કાવ્યરૂપ પોતાના કાર્યને પ્રકટાવવા આ પ્રતિભા શક્તિના અમુક અંશના વિકાસની અપેક્ષા રહે છે. એ વિકાસ દેવતાદિના અનુગ્રહથી અથવા શિક્ષણઅભ્યાસાદિકથી સિદ્ધ થાય છે. તેથી કાવ્યનું મુખ્ય કારણ તે પ્રતિભા છે અને એ પ્રતિભાના વિકાસના હેતુરૂપે ઇતર સર્વ કારણો છે અને તેથી એ ઇતર કારણો તે સહકારિ હેતુ માત્ર છે.

કવિનું કૃત્ય જોવામાં આવતાં તેથી પણ આ સિદ્ધાન્ત જ દૃઢ થાય છે. સામાન્ય મનુષ્યો જગતમાં જે અને જેટલું જુએ છે તેના કરતાં તેના તે જ પદાર્થમાં કવિનું ચક્ષુ અધિક જુએ છે. સામાન્ય મનુષ્યને જે વસ્તુ દેખાતી નથી તે વસ્તુ કવિની પ્રવેશક અથવા વેધક આંખ આગળ પોતાના સ્વરૂપને ખુલ્લું કરી રહે છે. અસંખ્ય મનુષ્યો સમુદ્રનાં મોજાને જુએ છે તથા તે શ્વેત વર્ણના ફીણવાળાં તેમને ઉછળતાં જણાય છે, અને એ મનુષ્યોને પૂછતાં મોજાંનું એમણે જોએલું સ્વરૂપ એ મનુષ્યો એ પ્રકારે જ વર્ણવે છે. પણ એ મોજાં અધિક અધિક શ્યામ થતાં છેક ધારઉપર શ્વેત વર્ણવાળાં થઈ રહેલાં છે એ નિરીક્ષણ કરવા સ્કોટ કવિની આંખ જ સમર્થ થઇ હતી અને તેથી એણે જ એ મોજાને વર્ણવતાં કહ્યું છે કે The blackening wave is edged with white. અને બાળકો, યુવાનો અને વૃદ્ધો મેઘધનુષ્યને કેટલોક કાળ થયાં જોતાં આવ્યાં છે, છતાં બાળક દશામાં એ ધનુષ્યને જોતાં થતા આનંદને વય વધતાં થતા આનંદસાથે સરખાવતાં “ બાળક તે વૃદ્ધનો પિતા છે. The child is father of the man ” એ પ્રકારનું મોટું રહસ્ય તો મેઘધનુષે વર્ડ્સવર્થની દૃષ્ટિઆગળ જ ખુલ્લું કર્યું છે. આપણી પ્રજાને હજારો વર્ષ થયાં ભાવનાનું સામર્થ્ય શાસ્ત્રકારોએ જણાવ્યું છે, શ્રીમદ્ભાગવતમાં વિવિધ લેખોદ્વારા એ સામર્થ્યને પ્રજાને જણાવવાનો કેટલાં વર્ષ થયાં યત્ન કરવામાં આવે છે, છતાં હજી પણ એ સામર્થ્યને આપણી પ્રજામાંના ઘણા ખરા મનુષ્યો જોઇ શક્યા નથી; પશ્ચિમમાં ૧૭ મા સૈકાસુધી એ સામર્થ્યના સુવાસને પ્રસરાવનાર વાયુ લેશ પણ વાતો નહોતો એ મોટી અતિશયોક્તિવિના કહેવામાં ઇતિહાસનો બાધ આવતો નથી—ત્યારે એ સમયે પણ એ સામર્થ્યને યથાર્થપણે શેક્સપીઅરની દૃષ્ટિએ જોયું હતું હતું એ આપણને એ કવિનાં વચનોથી સ્પષ્ટ થયાવિના રહેતું નથી. એ કવિ કહે છે કે—

......................... .....Can hold a fire in his hand
By thinking on the frosty Caucasus;
Or clog the hungry edge of appetite
By bare imagination of a feast;
Or wallow naked in December snow
By thinking on fantastic summer's heat.

---

અપૂર્ણ.

## રંગ અને તેથી થતી આરોગ્યઉપર લાભકારક તથા હાનિકારક અસર.

રંગની આપણા જીવનઉપર કેવી અસર થાય છે, તેનું આપણને થોડું જ જ્ઞાન હોય છે. આ વિષયના અજ્ઞાનથી ઘણીવાર આપણા આરોગ્યને આપણે ભારે હાનિ કરી બેસીએ

છીએ. એથી ઉલટું, આ વિષયનું યોગ્ય જ્ઞાન જો આપણે ધરાવતા હોઇએ છીએ તો આપણા બગડેલા આરોગ્યને સુધારવાને આપણે સમર્થ થઇએ છીએ.

રંગના સંબંધમાં કેટલુંક મિથ્યા જ્ઞાન પણ આપણને હોય છે. દષ્ટાંતતરીકે, વાદળાવિનાના સ્વચ્છ આકાશને આપણે આસ્માની રંગનું કહીએ છીએ, પરંતુ દૂરતાને લીધે તથા આકાશની સ્વચ્છતાને લીધે આ ભ્રાંતિ આપણને થાય છે, કારણ કે વસ્તુતઃ આકાશનો રંગ ધોળો છે, અને તેના ઉપર લીલા રંગની છાંટ હોય છે.

રંગની શરીરઉપર અસર થાય છે, એ વાર્તા જગતમાં થોડેઘણે અંશે પણ જાણીતી છે, પરંતુ ઔષધતરીકે તેનો નિયમિત ઉપયોગ તો રો. બેબિટે થોડાં વર્ષોઉપર વર્ણોપચારવિદ્યા (chromopathy) શોધી કાઢી ત્યારથી થવા માંડ્યો છે.

ચળકતા રાતા રંગના સંબંધમાં ગાંડા મનુષ્યોને લાંબો સમય રાખવાથી તેઓ વધારે ઉન્મત્ત થાય છે, એ વાર્તા પ્રયોગોવડે સારી રીતે સિદ્ધ થઇ ચુકી છે. વશમાં રહી શકતા ગાંડા મનુષ્યને અર્ધા કલાક લાલ રંગની ઓરડીમાં પૂરી રાખવાથી, તે તોફાન કરતો થઇ જાય છે, એવાં ઉદાહરણો જાણવામાં છે.

કેટલાંક પશુઓને અને તેમાં પણ મુખ્યત્વે કરીને આખલાને અને વાઘને લાલ રંગ ઉન્મત્ત કરી મૂકે છે. ઘણાં પક્ષિઓને પણ લાલરંગઉપર ભારે દ્વેષ હોય છે. કેનરી નામના એક પક્ષિના સામું લાલ રંગનું કપડું અખંડ ઉડાડ્યા કરવાથી તેને આંકડીઓ આવી હતી.

આથી, જે ઘરમાં આપણે અખંડ રહેતા હોઇએ તેને જે રંગ કરવો હોય તે કેવો કરવો જોઇએ, એ સંબંધમાં આપણે અત્યંત સાવધાનતા સેવવાની અગત્ય છે. કારણ કે જે ઘરમાં કોઇ મનુષ્ય તાઉ મિજાજનું હોય તે ઘરની ભીંતોને અંદરથી લાલરંગની રંગવી, અથવા ઘરમાં મનુષ્યોની અખંડ દૃષ્ટિ પડ્યા કરે, એવા લાલ પડદા બાંધેલા રાખ્યા કરવા, એ કેટલું જોખમભરેલું છે, તે કોઇને પણ સ્પષ્ટ થયાવિના નહિ જ રહે.

અથવા સુવાબેસવાનો ઓરડો લાલ રંગનો હોય તો આકળા સ્વભાવના પુરુષને અથવા આકળા સ્વભાવની સ્ત્રીને કલહ થવાના પ્રસંગો દિવસમાં કેટલી બધી વાર ઉભા થવાનો અજાણતાં સંભવ આવે, તેનો આપણે જ વિચાર કરી લેવો.

પણ એકલો લાલ રંગ જ મનુષ્યઉપર પ્રતિકૂળ અસર ઉપજાવે છે, એમ નથી. ખરું જોતાં આપણને હાનિ ન કરનાર એક જ રંગ માત્ર જણાય છે.

પીળા રંગના સંબંધમાં લાંબો સમય રહેવાથી શરીરમાં રોગનાં અત્યંત ત્રાસદાયક ચિહ્નો પ્રકટેલાં જાણવામાં આવ્યાં છે, અને આવાં ચિહ્નો જણાતાં છતાં પણ જો સંબંધ જારી રાખવામાં આવે છે તો અપસ્માર (Hysteria હિસ્ટિરિયા) નો રોગ શરીરમાં ઘર કરે છે. તે શારીરિક તેમ જ માનસિક ઉભય પ્રકારની ભારે દુર્બળતા ઉત્પન્ન કરે છે, એટલું જ નહિ પરંતુ તે પ્રસંગે નપુંસકત્વ પણ આણે છે. અનુભવી પુરુષો કહે છે કે સસલાઉપર અથવા ભુંડઉપર તેની એટલી તો અસર થાય છે કે તે પોતાને જ બચકાં ભરે છે, અને એવું તે બીકણ બની જાય છે કે એકાએક ચમકાવવાથી ભયનું માર્યું મરી જાય છે.

આસ્માની રંગ (blue) જોકે અત્યંત લોકપ્રિય છે, તોપણ તેમાં પણ કેટલાક દોષો છે. જો તેમાં જરા પણ રાતો રંગ નથી હોતો તો મગજઉપર તેની આરોગ્યવર્ધક અને ઉત્તેજક અસર થાય છે, પણ તેનું હદઉપરાંત સેવન જ્ઞાનતંતુઓઉપર બહુ દુઃખદ અસર કરે છે. કેટલાક અનુભવી વિદ્વાનો કહે છે કે મગજઉપર તેની ઔષધના જેવી જ મોટે ભાગે અસર થાય છે. એમાં તો કશો જ શક નથી કે તે કલ્પના શક્તિને ઉત્તેજે છે અને

ચિત્તને વ્યાકુળ કરનારાં નાટકોમાં જે જાતનું સંગીત તથા આવેશને પ્રકટાવનારા પ્રસંગો હોય છે, તેવા સંગીતની તથા પ્રસંગોની તૃષ્ણાને ઉત્પન્ન કરે છે.

પરંતુ નેત્રના આગળ જો જાંબુડીયો રંગ ( Purple ) અખંડ રાખવામાં આવે તો તેના જેવો અત્યંત ભયંકર રંગ બીજો એક નથી. શેક્સપીયર કહે છે કે 'ચિત્તભ્રમની એ માર્ગમાં સ્થિતિ છે.' આ રંગના સંબંધમાં એક અનુભવી વિદ્વાને થોડા સમયઉપર કહ્યું હતું કે તમારૂં મગજ ભલે ગમે તેવું બળવાન્ છોને રહ્યું, પણ એક માસસુધી કેવળ જાંબુડીયા રંગના પડદાવાળા ઓરડામાં જો તમે રહેશો તો તેની તમારા મગજઉપર એટલી બધી તો ખરાબ અસર થશે કે તમે ગાંડા થઇ ગયાવિના રહેવાના જ નહિ, અને પછી ઉપાયો કરતાં છતાં પણ તમારી બુદ્ધિ ઠેકાણે આવશે કે કેમ, તે સંશયભરેલું છે. થોડા સરખા પ્રમાણમાં પણ જો કોઇ બીજો રંગ ઓરડીમાં હશે તો આવી ખરાબ અસરથી તમે મુક્ત રહી શકશો, પરંતુ કેવળ જાંબુડીયો રંગ જો ઓરડીમાં અખંડ તમારી દૃષ્ટિએ આવ્યા કરે તો ખરાબ હવાથી ભરેલી ઓરડીમાં રહેવાથી જેમ તમારૂં અવશ્ય મૃત્યુ થાય છે, તેમ અવશ્ય મૃત્યુ થવાનું.

ધોળો રંગ જે વસ્તુતઃ કોઇ રંગ જ નથી તે જો એકલો અખંડ નેત્રો જોયા કરે તો તેથી તેમને અત્યંત હાનિ થાય છે. ઉત્તર મહાસાગરમાં સફર કરનારાઓને આખો દિવસ બરફનો અખંડ ધોળો રંગ જોવામાં આવે છે, તેથી તેમનાં નેત્રને એટલો બધો શ્રમ પડે છે કે રંગવાળા કાચનાં ચશ્માં જો તેઓ ન પહેરતા હોત તો ઉત્તર મહાસાગરનો પ્રવાસ તેમને અસહ્ય જ થઇ પડે. ઉત્તર ધ્રુવના પ્રદેશોમાં બરફને અખંડ જોયા કરવાથી આવનો અંધાપો, એ એક સામાન્ય રોગ ગણાય છે. કેવળ ધોળા રંગના સામું દૃષ્ટિ, બહુ બહુ તો માત્ર આઠ જ દિવસ જોયા કરે તો તેથી તેઓને અવશ્ય અંધાપો આવે, એ સિદ્ધ છે.

આમ છતાં, કશી પણ હાનિ ન કરે, એવો કંઇ નહિ, તો એકાદ પણ રંગ છે, એ જાણીને આપણને આનંદ થાય છે. તે રંગ તે લીલો રંગ છે. તે સર્વ રંગનો રાજા છે, અને તેના સામુ ગમે તેટલો સમય જોયા કરીએ તોપણ તેનાથી કશી હાનિ થતી નથી. આખા શરીરઉપર તેની શાંતિને ઉપજાવનારી તથા વિશ્રાંતિને આપનારી અસર થાય છે, અને તે નેત્રનું સંરક્ષણ કરવામાં મદદગાર થાય છે.

લીલો રંગ જ્ઞાનતંતુઓના ઉત્તાપને શમાવનો હોવાથી જ વિલાયતની હોસ્પીટલોને શણગારવામાં તે રંગનો મોટે ભાગે ઉપયોગ કરવામાં આવે છે. પરંતુ આ કથન જો કે લીલા રંગને લાગુ પડે છે તોપણ શુદ્ધ લીલા રંગની સાથે જરા રાખોડી રંગનું જો મિશ્રણ કરવામાં આવે તો તેવો લીલો રંગ ( sago green ) અત્યંત શાંતિને ઉપજાવનાર છે; અને ચળકતા, ધાતુના લીલા રંગ (bright metallic green) થી તો હાનિ થવાનો સંભવ છે.

આટલી ઉપરથી જણાશે કે ક્ષુદ્ર બાબતોમાં કેટલું મહત્ત્વ રહ્યું છે ને કેટલા થોડા મનુષ્યો જાણે છે ! અમુક રંગની સાથે અખંડ સંબંધઉપર પોતાના શારીરિક તથા માનસિક સુખનો કેટલો આધાર રહ્યો છે, તે કેટલા થોડા માને છે ?

રંગની આ વિદ્યા હજી બાલ્યાવસ્થામાં છે; પરંતુ ભવિષ્યમાં તે અત્યંત ખેડાવાનો પૂર્ણ સંભવ છે. જ્યારે તે સારી રીતે ખેડાશે ત્યારે વ્યાધિને નિવારવામાં અને આરોગ્યની વૃદ્ધિ કરવામાં મનુષ્યોના હાથમાં એક સમર્થ સાધન આવશે.

---



# श्रीसिद्धेश्वर.

मनुष्य प्रयत्नथी पोताने जेवो धारे छे, तेवो ज करी शके छे.



॥ ॐ श्रीँ ॥

## वास्तविक विजयनो राजमार्गः

( अनुसंधान गया अंकना पृष्ट २३८ थी )

૭ મહાન્ કાર્યોને સિદ્ધ કરવાના ઉદ્દેશોને ધરો, પણ તે ઉદ્દેશોને તમારા મનમાં જ ગુપ્ત રાખો. જે વાતોને કોઇને ન કહેવાજેવી અત્યંત ગુપ્ત આપણે માનીએ છીએ, તે વાતોને સિદ્ધ કરવામાં આપણે આપણું સઉથી વધારેમાં વધારે બળ વાપરીએ છીએ.

તમારા પોતાના વિશ્વાસપાત્ર મનુષ્યશિવાય, બીજા કોઇને તમે જે સિદ્ધ કરવા ધાર્યું હોય તે કદી કહેતા ના; અને તમારે ઉભયે પણ તે વાત એટલી તો ગુપ્ત રાખવાની સાવધાનતા સેવવી કે કોઇ ત્રીજા માણસને વહેમ પડે એવી રીતે તમે તે સંબંધમાં એકબીજાસાથે કદી વાતચીત પણ ન કરી બેસો.

જ્યારે મન સામાન્ય સ્થિતિમાં હોય છે, અર્થાત્ ઉપરટપકેના વિચારો કરતું હોય છે, તેવી સ્થિતિમાં આપણે સિદ્ધ કરવા ધારેલાં મહાન્ કાર્યોના સંબંધમાં વાતો કરવી, અથવા તેમનો વિચાર કરવો, એ તે કાર્યોને નિષ્ફળ કરનાર છે. આવી બાબતોના સંબંધમાં વિચાર કરતા પૂર્વે મનને બને તેટલી ઉંચામાં ઉંચી અને પવિત્રમાં પવિત્ર સ્થિતિમાં મૂકવું જોઇએ; કારણ કે મનની આવી ઉચી સ્થિતિમાં જ જે વિષયોનો આપણે વિચાર કરતા હોઇએ છીએ તે વિષયોને અસાધારણ બળ મળે છે.

આ નિયમ અત્યંત મહત્વનો છે, અને કોઇ પણ કાર્યમાં તેનો ઉપયોગ કરનાર મનુષ્ય આશ્ચર્યકારક ફળને પ્રાપ્ત કર્યા વિના રહેતો નથી.

મનની સાધારણ સ્થિતિમાં આપણા ઉદ્દેશો અને તેમને સિદ્ધ કરવાની યોજનાઓનો વિચાર કરવાથી, આપણે તેમના સંબંધમાં માત્ર સાધારણ વિચાર જ કરી શકીએ છીએ, અને સાધારણ વિચારકરતાં ચઢીઆતા વિચારવડે બળને ન પામેલું કોઇ પણ કાર્ય કદી પણ સફળ થતું નથી.

૯ કર્મનું અથવા પ્રયત્નનું ફળ અવશ્ય મળે છે, એવું નિશ્ચયપૂર્વક માનો; પ્રયત્નનું ફળ મળ્યાવિના રહેતું જ નથી, એ સિદ્ધાંતમાં અચલપણે સ્થિતિ કરો, અને જેને માટે તમે યોગ્ય હો છો તે તમને મળવાનું જ.

પ્રયત્નવગર અર્થાત્ મફત કાંઇ પણ પ્રાપ્ત કરવાની કદી પણ ઇચ્છા ન કરો; આવી ઇચ્છા તમારી પોતાની માનસ શક્તિઓને દુર્બળ કરશે, અને તેમનો વિકાસ થતો અટકાવશે. તમે કંઇ પણ વસ્તુ જ્યારે મફત મેળવવાની ઇચ્છા કરો છો ત્યારે બદલામાં કશું પણ ન આપવાની તમારી વૃત્તિ હોય છે. આમ થતાં તમારા સામર્થ્યનો કેટલોક ભાગ તમે ઉપયોગમાં લેતા નથી, અને આનો અર્થ વૃદ્ધિનો અટકાવ થવો એ છે.

કર્મના ફળમાં સંપૂર્ણ શ્રદ્ધા ધરો, અને સર્વ સ્થળેથી તમારા પ્રયત્નનું તમને ફળ મળવાનું જ. આ નિયમ કદી નિષ્ફળ જતો નથી.

૧૦ તમારા પ્રયત્નપ્રમાણે તમને પૂરેપૂરું ફળ મળ્યાવિના રહેવાનું જ નહિ, એ નિશ્ચયમાં જો તમે દઢપણે સ્થિત કરશો તો **તમારૂં પોતાનું તમને પ્રાપ્ત થયા વિના રહેવાનું જ નહિ**, અર્થાત્ જેને માટે તમે યોગ્ય છો, તે તમને આવી મળ્યાવિના રહેવાનું જ નહિ. પણ તમારૂં પોતાનું, જેવડા મહાન્ તમે થયા હશો તેટલું જ મહાન્ હોવાનું. આથી તમને પ્રાપ્ત થનારી વસ્તુઓ ઉંચી જાતની તથા પુષ્કળ પ્રમાણમાં પ્રાપ્ત કરવાની જો તમારી ઇચ્છા હોય તો તમારે પ્રથમ તમારી યોગ્યતા અને સામર્થ્યને વધારવાં જોઇએ.

તમે હાલ છો તેના કરતાં વધારે મોટા થવાથી, તમે જેટલું કરો છો, તેના કરતાં તમને વધારે મળશે; ઉત્તમ કાર્યો કરવાનું તમારૂં સામર્થ્ય જે પ્રમાણમાં વૃદ્ધિને પામતું જશે તે પ્રમાણમાં ઉત્તમ વસ્તુઓનો તમારા જીવનમાં સંચય થતો જશે; અર્થાત્ ઉત્તમ કાર્યો કરવાના તમારા સામર્થ્યનો જેમ વધારે પૂર્ણપણે અને અખંડ તમે ઉપયોગ કરશો તેમ તમને ઉત્તમ વસ્તુઓ અધિક મળતી જશે.

૧૧ આપણા પોતાનામાં સુધારો કરવો, અને જે જગતમાં આપણે રહેતા હોઇએ, તેમાં સુધારો કરવો, એનું નામ **વાસ્તવિક વિજય** છે. તેનો અર્થ મનુષ્યને તે છે તેવા કરતાં વધારે મહાન્ બનાવવો, અને તેની પાસે વધારે મોટાં કાર્યો કરાવવાં.

વાસ્તવિક વિજયનો અર્થ પુષ્કળ પદાર્થોનો આપણી પાસે સંચય હોવો, એ નથી, પણ આપણે પોતાનો એવો તો ભારે અને પ્રબળ વિકાસ કરવો કે મહાન્ વસ્તુઓ આપણી પાસે અવશ્ય ખેંચાઇ આવે, અને આપણા જીવનને જેમ બને તેમ વિપુલ કરવામ જેટલી વસ્તુઓની જરૂર હોય તે સર્વ આપણને પ્રાપ્ત થાય, એ છે.

વાસ્તવિક વિજયને પ્રાપ્ત કરવામાં બે મુખ્ય બાબતોઉપર આપણે ધ્યાન આપવાની જરૂર છે. આમાંની પ્રથમ બાબત એ છે કે આપણે હાલ છીએ તેના કરતાં આપણને વધારે મોટા કરવા; અને આ બાબતઉપર આપણે સર્વદા સહુથી પ્રથમ ધ્યાન આપવાનું છે. આપણા વિજયનું કારણ આપણે જ છીએ; અને તેથી કરીને જેમ આપણે વધારે મોટા થઇએ છીએ તેમ આપણને વધારે મોટો વિજય પ્રાપ્ત થાય છે, મોટું કારણ મોટા ફળને સર્વદા ઉપજાવે જ છે.

જે બીજી બાબતઉપર આપણે ધ્યાન આપવાનું છે તે વધારે ઉંચા ગુણો પ્રાપ્ત કરવાનો અને વધારે મોટાં કામો કરવાનો પ્રયત્ન કરવો, તે છે; અને વૃદ્ધિને પામતું મન જ્યાં ઉન્નતિસાધક વિચારોને નિરંતર સેવે છે, અને તે વિચારપ્રમાણે જ પ્રયત્નને સેવે છે ત્યાં આ બીજી બાબત સ્વભાવથી જ સિદ્ધ થાય છે.

ઘણા થાઓ, અને તમે ઘણું કરશો. જે મનુષ્ય ઘણું કરે છે, તેને ઘણું મળે છે, કારણ કે સજાતીય સજાતીયને આકર્ષે છે.

કારણ અને કાર્ય હંમેશાં સરખાં હોય છે, અને આ નિયમ બંને દિશામાં કામ કરે છે. જે નિયમથી વિપત્ત આવે છે, તે જ નિયમને જો ઉલટાવીએ છીએ તો આપણી ઈચ્છેલી સઘળી જ વસ્તુઓ તે આપણને મેળવી આપે છે.

**૧૨ હવાઈ કિલ્લા બાંધવા એ અગત્યના છે, પરંતુ આપણી પોતાની યોગ્યતારૂપ પાયાઉપર જ તેમને કેવળ બાંધવા જોઇએ.** પડી જનારા હવાઈ કિલ્લાઓ માત્ર તે જ હોય છે કે જેમના પાયા સ્વપ્નતુલ્ય વિચારોના જ હોય છે.

પોતે નિશ્ચય કરેલા ઉદ્દેશને સિદ્ધ કરવાના દૃઢ નિશ્ચયવાળો જે પુરૂષ હોય છે, અને તે ઉદ્દેશને સિદ્ધ કરવાને માટે જે પુરૂષ પોતાનું સમગ્ર જીવન અર્પે છે, એટલું જ નહિ પણ પોતાના જીવનમાં જે સર્વોત્તમ રહેલું છે, તે સર્વોત્તમને તે ઉદ્દેશ સિદ્ધ કરવા માટે જે પુરૂષ અર્પે છે, તે પુરૂષ પોતાની નજરમાં આવે તેટલા હવાઇ કિલ્લા બાંધે તોપણ તેને કશી જ અડચણ થતી નથી. તેના સઘળા કિલ્લાઓ ટકી રહેવાના, અને અલ્પ સમયમાં તેમાં વસ્તુતઃ રહેવાનો તેને આનંદ પ્રાપ્ત થવાનો. પોતાના ઉદ્દેશને સિદ્ધ કરવાના દૃઢ નિશ્ચયવાળો જે હોય છે, તેનામાં ગમે તે સિદ્ધ કરવાનું બળ થોડા સમયમાં આવે જ છે, આથી કરીને તે ગમે તેવી ઉચ્ચાભિલાષા બાંધે તોપણ તે અસાધ્ય હોતી નથી, તેમ જ તેના હવાઇ કિલ્લા ગંધર્વનગરના જેવા માત્ર જોવામાં જ રમણીય હોતા નથી. તેનાં સઘળાં સ્વપ્ન, અથવા મનોરાજ્ય અથવા હવાઇ કિલ્લા સિદ્ધ થાય છે, કારણ કે તે કલ્પિત સ્વપ્નસૃષ્ટિ રચીને જ બેસી રહેતો નથી, પણ તે સ્વપ્નસૃષ્ટિને ખરી કરવાના પ્રયત્નને સેવે છે.

તમારી ગાડીના ડબ્બાના આંકડાને તારાની સાથે ભલે જોડો, પણ તે આંકડો મજબુત છે કે કેમ, તેની પ્રથમ ચોકસી કરો. આંકડો મજબુત હશે તો તમે ગગનમાં પ્રયાણ કરશો, અને કદી પડશો નહિ.

૧૩ જે કંઈ તમે કરો છો તે સઘળાનું ફળ નીપજે છે, કશું અફળ જતું નથી. પણ લાભકારક અથવા હાનિકારક ફળને પ્રકટવાનો આધાર, જેને માટે તમે પ્રયત્ન કર્યો હોય છે, તેના ઉપર રહે છે. આમ છતાં ભૂતકાળમાં થયેલી ભૂલોમાં જે પ્રતિકૂળ સામર્થ્યો ગુપ્તપણે રહેલાં હોય છે તેમનું રૂપાંતર કરી શકાય છે, અને પૂર્વે જેમ તમારી વિરૂદ્ધ તેઓ વર્ત્યાં હતાં તેમ હવે તમારી અનુકૂળ તેઓ ઉત્તમ પ્રકારે વર્તે, એમ કરી શકાય છે.

પોતે કરેલા નિશ્ચયને પાર મૂકવાના દૃઢ નિશ્ચયવાળો જે પુરૂષ હોય છે, તે સઘળી બાબતોને પોતાને અનુકૂળ કરી લે છે, પરંતુ તેનો નિશ્ચય વાસ્તવિક શ્રદ્ધાથી પોષાયલો હોવો જોઇએ.

**૧૪ તમારી પોતાની સૃષ્ટિમાં વાસ્તવિક બળવાન્ મધ્યબિંદુ થાઓ, અને તે મધ્યબિંદુની યોગ્યતાને નિરંતર વધારતા જાઓ.**

સઘળા વાસ્તવિક વિજયનો પાયો આકર્ષણનો નિયમ છે, તેથી કરીને, આકર્ષણનું મધ્યબિંદુ જે તમે પોતે છો, તે જેમ વધારે મહાન્ થશો, તેમ વધારે મહાન્ વસ્તુઓ તમારી સૃષ્ટિમાં સ્વભાવથી જ આકર્ષાઇ આવીને પડશે.

બીજાના સ્વામિત્વની વસ્તુઓ તમે હરણ કરી શકો છો, પરંતુ આકર્ષણ તો તમે તે જ વસ્તુઓનું કરી શકો છો કે જે તમારી પોતાની હોય છે; અને તમે જે યોગ્યતાવાળા થયા હો છો તે યોગ્યતાના લાયકની જે વસ્તુઓ હોય છે, તથા તમે જે પ્રયત્ન કર્યો હોય છે તે પ્રયત્નના યથાર્થ ફળરૂપ જે વસ્તુઓ હોય છે, તે વસ્તુઓ જ માત્ર તમારી પોતાની થઇ શકે છે.

તમારી પોતાની સૃષ્ટિમાં સબળ મધ્યબિંદુ થવાને માટે, તમારા અંતરમાં જે શાંત તત્ત્વ વ્યાપી રહ્યું છે, તેનું અખંડ ભાન કરીને તમારા શરીરનાં સઘળાં તત્ત્વોને અને સામર્થ્યોને એકરાગવાળાં કરો. સ્વાસ્થ્યની અથવા પરમ શાંતિની અંતરમાં વૃદ્ધિ કરો, અને તમારા શરીરનાં અને મનનાં સઘળાં સામર્થ્યોને અંતરમાં રહેલા અમર્યાદ તત્ત્વપ્રતિ ગતિ કરતાં કરો. તમારી આજુબાજુ રહેલાં સઘળાં સામર્થ્યો તમે તમારા પોતાનામાં આકર્ષી શકો છો, એવું જાણો, અને તમારા આખા શરીરમાં આ સામર્થ્યોના અખંડ થતા સંચયનું ભાન કરો.

આ ક્રિયાનું સેવન કરવાથી તમે તમારા અંતરમાં રહેલી વધારે મહાન્ સત્તાને જાગ્રત્ કરો છો, અને બાહ્ય પ્રદેશમાં રહેલાં વધારે સૂક્ષ્મ સામર્થ્યોને તમે તમારાપ્રતિ આકર્ષો છો. આથી તમે સ્વાભાવિક રીતે મહાન્ બળના મધ્યબિંદુરૂપ થશો, અને ઘણું ઘણાને આકર્ષ્યાવિના રહેતું જ નથી.

**૧૫ થવું અને કરવું,** એ લક્ષ્યબિંદુઉપર તમારે દષ્ટિ સ્થાપવાની છે. ઉચ્ચ લક્ષણોની પ્રાપ્તિ કરતાં અને ઉચ્ચ પરાક્રમો કરતાં, ઉચ્ચ જીવન ગાળવું, એનું નામ વાસ્તવિક વિજય છે; અને વર્તમાન કાળમાં જે પ્રસંગ આપણને પ્રાપ્ત થાય તે પ્રત્યેક પ્રસંગનો, વિજયપ્રાપ્તિના નિયમાનુસાર, વર્તમાન્ કાળમાં જ ઉપયોગ કરવાથી, આવા વિજયનો આરંભ કરી શકાય છે.

વર્તમાન કાળમાં પ્રાપ્ત પ્રસંગનો જે મનુષ્ય સર્વોત્તમ ઉપયોગ કરે છે, તેને તેથી ચઢીયાતા પ્રસંગનો ઉપયોગ કરવાનો સમય અલ્પ સમયમાં જ આવે છે; અને આમ અખંડ ચાલ્યા કરવાથી વાસ્તવિક વિજયની મહત્તાનો કોઇ અવધિ નથી.

વાસ્તવિક વિજયના નિયમોમાં પાયારૂપ નિયમ એટલોજ છે કે મનુષ્યે પ્રતિદિન પોતાની મહત્તા અથવા યોગ્યતા વધારવાનો પ્રયત્ન કર્યા કરવો, અને તે વધેલી યોગ્યતા પ્રમાણેનાં ઉંચાં કાર્યો પોતાની સૃષ્ટિમાં કરીને તે સૃષ્ટિને શોભાવવી.

---

# केटलाक प्रश्नो तथा तेनां उत्तरो.

**प्रश्न**—નિત્ય આઠ કલાક સુવા છતાં સવારે જ્યારે હું ઉઠું છું ત્યારે મને કંઇ પણ વિશ્રાંતિ ન મળી હોય તેવું ભાસે છે, તથા અંતઃકરણમાં લેશ પણ ઉત્સાહ કે પ્રસન્નતા જણાતી નથી. આ પ્રકારની સ્થિતિ ટાળવા મારે શું કરવું ?

**उत्तर**—પ્રથમ તો તમારે તમારા જ્ઞાનતંતુઓની વ્યાકુળતાવાળી સ્થિતિ ટાળવાની અને તેમને પૂર્ણ આરામ કરવાની જરૂર છે. તમારા શરીરમાં બળનો જે ક્ષય થયો છે, તેનું પ્રાતઃ કાલે જ્યારે તમે ઉઠો છો ત્યારે તમને ભાન થાય છે. તેથી તમને અપ્રસન્નતા અને ગ્લાનિ ભાસે છે; અને તમારા અંતઃકરણની વ્યાકુળતાવાળી સ્થિતિને લીધે જ તમારા શરીરમાં ઉત્પન્ન થતું બળ તમારા શરીરમાં રહેતું નથી, પણ તેનો ક્ષય થઇ જાય છે.

નિદ્રાના કેટલાક લાભ થતા હોવાથી આપણે તેને ગ્રહણ કરીએ છીએ. તેનો એક લાભ એ છે કે તેનાથી આપણા શરીરમાં ગયેલું બળ પાછું ભરાય છે. બળનું ઉત્પત્તિસ્થાન જે આંતર મન છે, તેમાં નવું બળ લેવાને માટે આપણે નિદ્રાકાલે પ્રવેશીએ છીએ, અને તે બળને આપણે જાગ્રદવસ્થામાં બહાર લાવીએ છીએ. પરંતુ જાગ્રત્ થતાં જો આપણે વ્યગ્રતાવાળી સ્થિતિમાં હોઇએ છીએ તો આ નવા આણેલા બળનો મોટો ભાગ નાશને પામે છે, અને આ નાશને લીધે જ આપણને ઉદ્વેગ અને અપ્રસન્નતા ભાસે છે, તથા આઠ કલાક ઉંઘતાં છતાં પણ આપણને જરા પણ વિશ્રાંતિ ન મળી હોય એવું ભાન થાય છે.

રાત્રે સુવા જાઓ તે સમયે તમારા મનને પૂર્ણ સ્વસ્થ અને શાંત કરવાનો પ્રયત્ન કરો. સ્વસ્થતા અને શાંતિનું તમારાથી બને તેટલું ઉંચું સ્વરૂપ કલ્પીને તે સ્થિતિના મધ્યમાં જ તમે બેઠા છો, એવું એકાગ્રતાપૂર્વક ધારો. વળી પ્રસન્નતાને પણ મનમાં પ્રકટાવી સ્વસ્થતાપૂર્વક અને પ્રસન્નતાપૂર્વક ઉંઘી જાઓ. આમ કરવાથી તમારા આંતર મનઉપર પ્રસન્નતાના અને સ્વસ્થતાના ઉંડા સંસ્કાર પડશે. વળી દિવસે પણ પ્રત્યેક ક્ષણે તમારા મનને અત્યંત શાંત રાખવાનો પ્રયત્ન કરો, જેથી તમારા શરીરમાં ઉત્પન્ન થતા બળનો તમારા શરીરમાં જ સંચય થતો રહે. લાંબો સમય નહિ જાય તે પહેલાં, સવારમાં તમે ઉત્સાહ અને પ્રસન્નતાપૂર્વક જાગ્રત્ થશો, એટલું જ નહિ પણ તમારા શરીરને પૂર્ણ વિશ્રાંતિ મળ્યાનું તમને ભાન થશે !

**प्रश्न**—ભટકતા ચિત્તમાટે મારે શું કરવું ?

**उत्तर**—ભટકતા ચિત્તને ધારેલા કામમાં જોડવાના ઘણા ઉપાયો છે, પણ વ્યાવહારિક મનુષ્યોને માટે સહુથી સારો ઉપાય નીચે પ્રમાણે છે. તમારા જીવનમાં કોઇ પણ એક અમુક વાત સિદ્ધ કરવાનો ચોક્કસ ઉદ્દેશ બાંધો. અને તે ઉદ્દેશને સિદ્ધ કરવાપ્રતિ પ્રત્યેક વિચારને તથા ક્રિયાને વાળો. જે જે વસ્તુનો તમને સંબંધ થાય તે વસ્તુમાં તમને ખાસ આનંદને આપનાર શું છે, તેને શોધી કાઢો સ્વાદ્યને કેળવો. મનની સપાટીઉપર રહીને વિચાર કરવાને બદલે મનના મધ્યબિંદુમાંથી દૃષ્ટિ રાખીને વિચાર કરવાનો અભ્યાસ પાડો. એકલા મગજથી વિચાર કરવાને બદલે તમારા સમગ્ર સત્ત્વથી વિચાર કરવાને શીખો. અનંત વર્તમાન કાળમાં જીવો, અને ભૂતકાળ તથા ભવિષ્યકાળના સંબંધમાં કદી જ બહુ વિચાર ન કરો. વર્તમાન કાળનો જેમ બને તેમ સર્વોત્તમ અને પૂર્ણ ઉપયોગ કરવાનો પ્રયત્ન કરો.

**પ્રશ્ન**—આળસ અને સ્વાર્થવૃત્તિનો નાશ કરવા ઇચ્છનારને તમે શી સલાહ આપો છો?

**ઉત્તર**—પૂર્વે આળસુ વિદ્યાર્થીની આળસ ઉડાડવાને જ્યાં ત્યાં સોટી વાપરવામાં આવતી હતી, અને સ્વાર્થવૃત્તિના નાશનો ઉપાય ભુખમરો ગણાતો, પણ હાલના સમયમાં એ ઉપાયો વિદ્વાનોમાં હાસ્યને પાત્ર મનાય છે.

ઘણાં દૃષ્ટાંતોમાં આળસ, એ જ્ઞાનતંતુઓનો એક રોગ હોય છે; પરંતુ પ્રસંગોપાત્ત એ દોષ, મનમાં ઉત્પન્ન થતા બળનો કેવી રીતે ઉપયોગ કરવો તે મનુષ્યને જ્યારે આવડતું નથી, ત્યારે પ્રકટે છે. સામાન્ય મનુષ્યનું મગજ એટલું બધું તો ઓછું વૃદ્ધિને પામેલું હોય છે કે વધારે મોટી માનસિક શક્તિઓ તેના દ્વારા વ્યવસ્થાપૂર્વક બહાર પ્રકટ થઇ શકતી નથી. આનો પરિણામ એ આવે છે કે મગજના તે ભાગઉપર દબાણ થાય છે, અને તેમ થતાં મગજ જડતાનું અને સુસ્તીનું ભાન કરાવે છે.

આનો ઉપાય એટલો જ છે કે મનને પોતાની શક્તિઓને બહાર પ્રકટ કરવાનું યોગ્ય હથિયાર મળે એટલા માટે મગજની સારીરીતે વૃદ્ધિ થાય, એવા ઉપાયો કરવા. પ્રતિભા શક્તિનો વિકાસ કરવાનો જે વિષય આ વર્ગ તરફથી પ્રકટ થતી સદ્ઉપદેશ શ્રેણીમાં ગયાં બે ત્રણ વર્ષથી આવ્યા કરે છે, તેમાં તથા મહાકાલના પૂર્વના કોઇ કોઈ લેખોમાં મગજના અણુઓને શુદ્ધ કરવાના તથા તેમની વૃદ્ધિ કરવાના જે ઉપાયો લખવામાં આવ્યા છે, તે નિયમિત રીતે અને આગ્રહપુર્વક કરવા જોઇએ. આમ કરવાથી મનની સમગ્ર આળસ નાશ પામશે, અને મનમાંથી જ્યારે આળસ નાશ પામીને તે ચંચળ અને સ્ફુર્તિવાળું થાય છે, ત્યારે શરીરમાં કોઇ પણ પ્રકારની સુસ્તી રહેતી નથી.

જ્યારે જ્ઞાનતંતુઓ બરાબર કામ કરતા નથી ત્યારે પણ શરીરમાં તેવી જ સુસ્તી ઉત્પન્ન થાય છે, અને પછી તે ઘર કરીને રહે છે. આ સ્થિતિ ટાળવાને માટે સ્વાસ્થ્યને તથા પ્રયત્ન કરવાના વેગને કેળવવાં જોઇએ.

પ્રયત્ન કરવાનો વેગ કરોડરજ્જુના ઉપરના ભાગમાં રુધિરની ગતિને વધારવાથી ઉત્પન્ન કરી શકાય છે. જ્યારે તમને સુસ્તી જણાય અને કશાઉપર મન ન ચોટતું હોય, એવું ભાન થાય ત્યારે મગજના પાછલા ભાગમાં વૃત્તિને એકાગ્ર કરજો, અને કરોડરજ્જુના ઉપરના ભાગમાં રુધિર આકર્ષાઇને આવે, એવી ઇચ્છા કરજો. થોડી ક્ષણો જતાં શરીરનાં સઘળાં સામર્થ્યોમાં ફેરફાર થશે, અને તમને ચાલાક થવાનું અને ધમાધમ કરવાનું પ્રબળ મન થશે. આ ઉપાયનો જેણે જેણે ઉપયોગ કર્યો છે, તેને તેમાં લાભ જણાયાવિના રહ્યો નથી, અને કોઇ પણ મનુષ્ય જો તેનું બરાબર સેવન કરશે તો કામ કરવાની યોગ્યતાની અને ઇચ્છાની તે પોતાનામાં અખંડ વૃદ્ધિ કર્યા કરશે.

સ્વાર્થવૃત્તિને ટાળવાને માટે ઉપર લખેલો શ્રેણીનો વિષય વાંચો, અને તેમાં લખ્યા પ્રમાણે મનોભાવની તથા પ્રેમની શક્તિઓનો વિકાસ કરો.

**પ્રશ્ન**—બીજો મનુષ્ય વિચારવડે આપણને હાનિ કરી શકે ખરો? અર્થાત્ પોતાના ઘરમાં બેઠો બેઠો આપણા પ્રતિ ખરાબ વિચારનાં આંદોલનો તે મોકલ્યા કરે તો તેથી આપણને નુકસાન થાય ખરું? શાસ્ત્રીય રીતે કહીએ તો કોઇ મનુષ્ય આપણાઉપર મારણ પ્રયોગ કરે, અર્થાત્ લોકો જેને મુઠચોટ કહે છે, તેવું કંઇ આપણાઉપર કરે તો તેથી આપણને હાનિનો સંભવ ખરો?

ઉત્તર—મારણ, મોહન, સ્તંભન વગેરે મંત્રશાસ્ત્રના પ્રયોગો સાચા છે, એમ તે તે શાસ્ત્રના અનુસારી વિદ્વાનો વદે છે, તેમ જ વિચારનાં આંદોલનોથી મનુષ્યને લાભહાનિ થાય છે, તે પણ તેટલું જ ખરૂં છે, એમ પાશ્ચાત્ય માનસ શાસ્ત્રીઓ કહે છે; પરંતુ આવાં હાનિકારક વિચારનાં આંદોલનો, અથવા મારણ પ્રયોગો જેઓએ પોતાના મનઉપર અને વૃત્તિઓઉપર અંકુશ પ્રાપ્ત કર્યો હોતો નથી, તેમને જ હાનિ કરવા સમર્થ થાય છે. દારૂનાં પીઠાં મનુષ્યોને હાનિ કરે છે, પણ તે સર્વને નહિ; જેઓ દુર્બળ મનના છે, જેઓ લાલચને રોકવા અસમર્થ છે, અને જેઓ મનના નચવ્યા નાચે તેવા છે, તેવાને જ તે હાનિ કરે છે. જેઓનાં મન બળવાન્ છે, જેઓ લાલચના દાસ નથી, જેઓ મનના નચાવ્યા નાચતા નથી, પણ જેઓ મનને પોતાની ઇચ્છાનુસાર નચવે છે, તેમને તેઓ લેશ પણ હાનિ કરી શકતાં નથી.

સઘળા પ્રકારના મારણ પ્રયોગોમાં તથા વિચારનાં હાનિકારક આંદોલનોમાં આ જ નિયમ લાગુ પડે છે. જે મનુષ્ય સ્વતંત્રપણે વિચાર કરે છે, જેના ઉપર મનની કશી સત્તા ચાલતી નથી, જે વિચારો અને વિકારોથી દબાતો નથી, પણ જે વિચારો અને વિકારોને દાબે છે, અને જેના જીવનની લગામ તેના પોતાના જ હાથમાં હોય છે, તેવા મનુષ્યને પ્રયોગો તથા આંદોલનો કશું જ કરી શકતાં નથી.

તમારૂં ખરાબ ઇચ્છીને કોઇ પણ મનુષ્ય તમને હાનિ કરી શકતો નથી. તમે પોતે તમને હાનિ થાય એવું જીવન ગાળો છો, તો જ તમને હાનિ થાય છે. જે મનુષ્ય તમને હાનિ કરવા પ્રયત્ન કરે છે તે પોતાના હાનિકારક વિચારોવડે તેને પોતાને જ હાનિ કરે છે.

બીજાઓ દુષ્ટ સત્તાઓ પ્રેરીને આપણું બગાડે છે એવું કેટલાક માને છે, પણ આવી દુષ્ટ સત્તાઓનું અસ્તિત્વ, તેમને માનનારની કલ્પનામાં જ હોય છે. આવી બાબતોને માનતા અટકો, અને તમને કદી પણ હાનિ નહિ થાય.

બીજાઓના ઉપર વિચારનાં આંદોલનોને પ્રેરવાની વિદ્યા એ સાચી વિદ્યા છે, પરંતુ આ સંબંધમાં પુષ્કળ પ્રયોગો કરી જોનાર વિદ્વાનોને પરિણામે સ્પષ્ટ થયું છે કે નિર્દોષ મનવાળા પુરુષમાં જ વિચારને પ્રેરવાનું સામર્થ્ય આવે છે, અને નિર્દોષ મનવાળો પુરુષ બીજાનું બુંરૂં ઇચ્છતો નથી.

યથાર્થ વિચાર કરીને જોતાં તો તમને હાનિ કરવાને તમારા પોતાના વિના અન્ય કોઇ જ સમર્થ નથી. જ્યારે તમે નઠારી સત્તાઓનો ભય ધરો છો ત્યારે તમે તમારા પોતાના મનમાં નઠારી સત્તાઓને ઉત્પન્ન કરો છો, અને તમારા મનમાં તમે પોતે ઉત્પન્ન કરેલી આ નઠારી સત્તાઓ જ તમને હાનિ કરે છે.

શુદ્ધ અને હિતકર વિચાર સેવો, જેવા વિચારો સેવવા મહાકાલમાં વારંવાર વિસ્તારથી લખવામાં આવે છે, તેવા વિચારોને નિરંતર સેવો, અને કશાથી ડરો નહિ. પરમાત્મા તમારૂં સર્વદા હિત જ કરે છે, એવું નિશ્ચયપૂર્વક માની તેમના અમર્યાદ સામર્થ્યમાં શ્રદ્ધા ધરો, અને તેવી શ્રદ્ધામાં સ્થિર થઈને તમારા સર્વ વ્યવહાર કરો. આપ્રમાણે વર્તવા માંડતાં તમારાં સર્વ દુઃખો નાશ પામશે, અને તમારા જીવનમાં બનતા સર્વ પ્રસંગો તમારા હિતને સાધનારા જ થશે.

---

## 'સાધનરામારંભ' ફંડમાં દ્રવ્ય અર્પનાર સજ્જનોની નામાવલિ.

| | | |
|---|---|---|
| રા. રા નાથાલાલ નાનશા ( બેનીફીટ નાટકમાં લાભ થવાથી ) | મુંબઈ | રૂ. ૫-૦-૦ |
| રા. રા મગનલાલ કહાનજી ( " " " ) | " | રૂ. ૨-૦-૦ |
| રા. રા. માણેકલાલ છોટાલાલ દેશાઇ ( ભાઈ ચંદુલાલની સ્વર્ગસ્થ પુત્રી બહેન પ્રસન્નગૌરીના કલ્યાણનિમિત્ત ) | મુંબઇ | રૂ. ૧-૦-૦ |
| રા. રા શિવલાલ ઉત્તમરામ ( પોતાનાં બહેનની સદ્ગતિનિમિત્ત ) | નડીયાદ | રૂ. ૫-૦-૦ |
| રા. રા. ભુલાખીરામ મનસુખરામ | " | રૂ ૧-૦-૦ |
| રા. રા હરરાય ગોપાળરાય ( શુભેચ્છાનિમિત્ત ) | પલસાણા | રૂ. ૧-૦-૦ |
| રા. રા નંદલાલ શિવશંકર દવે ( સરસ્વતી પ્રસન્નનિમિત્ત ) | ધ્રાંગધ્રા | રૂ. ૧-૦-૦ |
| રા. રા અમૃતલાલ મહાશંકર દવે | ભરૂચ | રૂ. ૩-૦-૦ |
| રા. રા પંડ્યા જટાશંકર શિવશંકર (ભાણેજ દલપતરામની સદ્ગતિનિમિત્ત | (મોરબી) | રૂ. ૨-૦-૦ |
| રા. રા સખારામ ખંડેરાવ ( પિતાની ઉચ્ચ ગતિનિમિત્ત ) | વડોદરા | રૂ. ૧-૦-૦ |
| રા. રા ચુનીભાઇ કકલભાઈ ( ચિ. રમણિકના ઉપનયનનિમિત્ત ) | સાબરમતી | રૂ ૫-૦-૦ |
| રા. રા. ચુનીલાલ વિઠલ (પોતાના પિતાની પ્રકૃતિ સત્વર સુધરવાનિમિત્ત) | મુંબઇ | રૂ. ૫-૦-૦ |
| રા. રા વૃંદાવનદાસ મથુરાદાસ ( શ્રેયનિમિત્ત ) | મહેમદાવાદ | રૂ. ૧-૮-૦ |
| રા. રા કરમનજી દયાળજી | ભરૂચ | રૂ ૦-૮-૦ |
| રા. રા ગિરજાશંકર મહેશ્વરભાઈ વ્યાસ ( કુટુંબ કલ્યાણનિમિત્ત ) | અમદાવાદ | રૂ ૧-૦-૦ |




रूप ( पुस्तक ) २३--ज्येष्ठ कृष्ण० १४, संवत् १९६७. दर्शन ( अंक ) ८.

॥ ॐ श्रीँ ॥

# ईशदर्शननां फलने अनुभवती वृत्तिना उद्गार.

પદ. ( જુતું તો થયું રે દેવળ જુતું તો થયું, એ લય. )

ઉજળું થયું રે મનડું ઉજળું થયું,
માંહિ કૃષ્ણ કાળો તોએ મનડું ઉજળું થયું.
સંપત્તિના સ્વામી મારા કૃષ્ણ ને મારામાં,
જોતામાં પહેલું મેં તો ભગવું ગ્રહ્યું; માંહિ૦
જીવનરૂપ જોયા કૃષ્ણને ત્યારથી તો,
તળેટીઉપરનું મારૂં જીવતર ગયું; માંહિ૦
જ્ઞાનસ્વરૂપ મારા કૃષ્ણને જાણતાં તો,
મનમાં સમજીને મુખડું મૌન થઇ રહ્યું; માંહિ૦
કંઇ કંઇ કરવાની તૃષ્ણા શમી ગઇ મારી,
થાવાને લાગ્યું જ્યારે મારૂં ચહ્યું; માંહિ૦
કાર્યરૂપે થયેલા કૃષ્ણને જોતામાં,
સમજાયું સૃષ્ટિકેરૂં કારણ કયું; માંહિ૦
મારા એ કૃષ્ણકેરો સહજ વ્યાપાર જોતાં,
પ્રભુની લીલાનું સઘળું રહસ્ય લહ્યું; માંહિ૦
અટપટા આવા મારા કૃષ્ણસ્વરૂપને,
લેખે લખ્યું કે મુખે જાય ના કહ્યું; માંહિ૦
જોઉં મારા જડજેવા મનડાની માંહિ,
જીવંત કૃષ્ણતત્ત્વ અખંડ વહ્યું; માંહિ૦

શકે ? અમુક ઐકાન્તિક ફલ થનાર છે એવો નિશ્ચય થાય છે ત્યારે જ તેના સાધનમાં અનાકુળપણે સર્વ લોક પ્રવૃત્તિ કરી શકે છે; અને એમાં જેટલો સંશય થાય છે તેથી અશ્રદ્ધા થાય છે. તેથી અનિશ્ચિત અર્થવાળું શાસ્ત્ર અપ્રમાણુ જ થઈ રહે છે અને એવા શાસ્ત્રને રચનાર તીર્થંકરનાં વચનો તે મત્તનાં તથા ઉન્મતનાં વચનોની માફક ત્યાજ્ય છે અને ઉપાદેય નથી.

આ જ રીતે પાંચ અસ્તિકાય એ મત માને છે. ત્યાં અસ્તિકાયની પંચત્વ સંખ્યા છે કે નહિ એ સંશય થતાં કથંચિત્ છે અને કથંચિત્ નથી એવું આ ન્યાયથી થશે, તેથી એનાથી ન્યૂન અથવા અધિક સંખ્યા પણ છે એવું પ્રાપ્ત થશે. વળી આ સર્વ પદાર્થોનું અવક્તવ્યત્વ કહેવું એ વિરુદ્ધ છે કેમકે અવક્તવ્ય હોય તો એનું ઉચ્ચારણ નહિ થવું જોઈએ. ઉચ્ચારણ થાય અને એ અવક્તવ્ય છે એમ સાથે સાથે લેવું એ વદતોવ્યાઘાત છે. એનું પ્રતિપાદન થતાં એમનું સ્વરૂપ એવું જ છે અથવા એવું નથી–અવધારણના ફલરૂપ જે સમ્યગ્દર્શન–તત્ત્વજ્ઞાન તે પણ હોય અથવા ન હોય; એથી વિપરીત જે અતત્ત્વજ્ઞાન તે પણ હોય અથવા ન હોય–આ પ્રકારે કહેવું એ મત્તોન્મત્ત પક્ષમાં રહેનારને માટે શોભે છે પણ આપ્તવર્ગાન્તર્ગતમાટે ચાલે તેમ નથી. સ્વર્ગ અને અપવર્ગ પક્ષે છે અને પક્ષે નથી, પક્ષે નિત્ય છે અને પક્ષે અનિત્ય છે એ રીતે અવધારણ–અમુક ચોક્કસ જ છે એ પ્રકારનો નિશ્ચય ન થાય ત્યાંસુધી પ્રવૃત્તિ થવાનો અસંભવ છે. અનાદિસિદ્ધ જીવો વગેરે કે જેમના સ્વભાવાદિનું એમનાં શાસ્ત્રમાં પ્રતિપાદન કર્યું છે તેમના એ સ્વભાવાદિ પણ અનવધૃત–અનિશ્ચિત જ થઈ જાય છે. આ પ્રકારે જીવાદિ પદાર્થોમાં એક જ ધર્મીમાં સત્વ અને અસત્વરૂપ વિરુદ્ધ ધર્મોનો અસંભવ છે, સત્વરૂપ ધર્મ હોય તો અસત્વરૂપ અન્ય ધર્મ હોવાનો કેવલ અસંભવ છે અને અસત્વરૂપ ધર્મ હોય તો સત્વરૂપ અન્ય ધર્મ હોવાનો કેવલ અસંભવ છે તેથી આ આર્હત મત કેવલ અસંગત છે. આ જ પ્રમાણે એકત્વ અને અનેકત્વ, નિત્યત્વ અને અનિત્યત્વ, વ્યતિરિક્તત્વ અને અવ્યતિરિક્તત્વ ઇત્યાદિ અનેકાન્ત અભ્યુપગમો જે આ મતમાં લીધા છે તે સર્વનું પણ ખંડન થઈ જાય છે. પુદ્ગલ સંજ્ઞાવાળા વિવિધ પરમાણુઓમાંથી સંઘાત ઉત્પન્ન થાય છે એ એમનું મત્ત તે, પૂર્વે કરી ગયેલા અણુવાદના નિરાકરણથી, ખંડિત થઈ જાય છે અને તેથી એના નિરાકરણમાટે પૃથક્ પ્રયત્નની અપેક્ષા રહેતી નથી.

આ મતમાં જીવના સ્વરૂપસંબંધે જે દોષ પ્રાપ્ત થાય છે તે હવે શ્રીસૂત્રકાર કહે છે:

**एवं चात्माऽकार्त्स्न्यम् ॥ ३४ ॥**

**સૂત્રાર્થ:**—આપ્રમાણે જીવોનો મધ્યમ પરિમાણરૂપ દોષ આ મતમાં છે.

જેમ એક જ ધર્મીમાં વિરુદ્ધ નાના ધર્મોનો અસંભવ આવે છે એ એક દોષ પૂર્વ સૂત્રમાં કહ્યો છે તેમ આ સૂત્રથી એ કહ્યું કે એ મતમાં જીવોનું પરિમાણ દેહજેટલું લેવામાં આવ્યું છે તે બીજો દોષ છે. આર્હત મતને માનનાર માને છે કે જેટલું પરિમાણ શરીરનું છે તેટલું પરિમાણ તેમાં રહેનાર જીવનું છે. હવે જો આત્મા આ રીતે દેહપરિમાણવાળો હોય તો એ અસર્વગત છે, પરિચ્છિન્ન છે, અને તેમ થતાં ઘટાદિ પરિચ્છિન્ન પદાર્થની માફક અનિત્ય છે એ પ્રાપ્ત થાય છે. વળી શરીરોનું પરિમાણ એક નથી હોતું પણ ભિન્ન ભિન્ન હોય છે. તેથી મનુષ્યશરીરમાં રહેતો જીવ માનુષ શરીરના જેટલા પરિમાણવાળો છે. હવે કોઈ કર્મવિપાક થતાં એને હસ્તિજન્મ પ્રાપ્ત થાય તો હસ્તિશરીર મોટું છે તેથી એ શરી-

રમાં ઘણી જગા આત્માવિનાની રહી જશે. માનુષ શરીરના પરિમાણવાળો જીવ એમાં બધે વ્યાપી શકવાનો નહિ અને વળી એ જીવ કોઇ કર્મવિપાક થતાં કીડીના જન્મને પ્રાપ્ત કરે ત્યારે કીડીનું શરીર અત્યંત નાનું હોવાથી એ શરીરની બહાર આસપાસ લટકતો રહેશે, અને એ શરીરમાં એ શમાઇ નહિ શકે. આટલું જ નહિ પણ એક શરીરમાં પણ બાલ્ય, કૈમાર, યૌવન આદિ અવસ્થામાં શરીર નાનુંમોટું થાય છે તેથી બાલ્ય અવસ્થાવાળા દેહના પરિમાણવાળો બાલકનો જીવ જ્યારે એ બાલકકુમારાદિ અવસ્થાવાળું થાય ત્યારે તે તે અવસ્થાના શરીરમાં વ્યાપી નહિ રહે. તેથી એક જન્મમાં પણ આ પ્રસંગ સમાનપણે પ્રાપ્ત થાય છે.

આની સામે પૂર્વપક્ષી એવું કહે કે જીવના અનંત અવયવો હોય છે અને એના એ જ અવયવો અલ્પ શરીરમાં રહેવાનો પ્રસંગ આવતાં સંકોચાઇ જાય છે અને મોટા શરીરમાં રહેવાનો પ્રસંગ આવતાં વિકાસને પામે છે તેથી ઉપર દર્શાવેલો દોષ આવતો નથી; તો એ યોગ્ય નથી. કારણ કે જીવોના જે અવયવો માનવામાં આવ્યા છે તે એકબીજાનો પ્રતિઘાત કરી શકે છે કે નહિ? એક પ્રદેશમાં રહી શકે છે કે નહિ? જો એકબીજાનો પ્રતિઘાત કરનાર હોય તો એ અવયવો અનન્ત હોવાથી પરિચ્છિન્ન શરીરમાં કોઇ દિવસ એ શમાઇ રહે નહિ અને પ્રતિઘાત નહિ કરનાર હોય તો એક અવયવનો જે પ્રદેશ તેટલામાં જ સર્વ અવયવો રહી જાય તેથી પૃથુતા થવાનો સંભવ આવતો નથી અર્થાત્ જીવ અણુમાત્ર જ થઇ રહે છે. વળી શરીરમાત્ર પરિમાણવાળા જીવાવયવોની અનન્તતા અને નિત્યતા કદાપિ થઇ શકે તેમ નથી કેમકે જે જે પરિચ્છિન્ન છે તે સર્વ અન્તવાળું અને અનિત્ય જ છે.

અહિં પૂર્વપક્ષી એવું કહે કે જ્યારે મોટા શરીરની પ્રાપ્તિ થાય ત્યારે જીવમાં કેટલાક અવયવો વધે છે અને જ્યારે અલ્પ શરીરની પ્રાપ્તિ થાય ત્યારે તેમાંના કેટલાક અવયવો જતા રહે છે, તો ત્યાં શ્રીસૂત્રકાર જણાવે છે કે

**न च पर्यायादप्यविरोधो विकारादिभ्यः ॥ ३५ ॥**

**સૂત્રાર્થ:**—પર્યાયમાં (ક્રમવડે) જીવોના અવયવોની વૃદ્ધિ અને હ્રાસ લઇને જીવ દેહ પરિમાણવાળો છે એ અવિરુદ્ધપણે ઉપપાદન થઇ શકે તેમ નથી કેમકે તેમ થતાં વિકારાદિ દોષની પ્રાપ્તિ આવે છે.

આ સૂત્રથી એ જણાવ્યું કે એક સમયે જીવોના અવયવોની સંખ્યામાં વૃદ્ધિ થાય છે અને બીજે સમયે એ સંખ્યામાં ઘટાડો થાય છે એ પ્રકારે અવયવોનો ઉપગમ અને અપગમ લેવામાં આવે તોપણ તેટલાથી વિરોધમાત્રનો પરિહાર થતો નથી; અવિરુદ્ધપણે જીવસ્વરૂપનું સ્થાપન થઇ શકે તેમ નથી કેમકે જીવોમાં વિકારિત્વ આદિ દોષોની પ્રાપ્તિ આવે છે. જો જીવોમાં અનિશમ્ અવયવો ભરાતા હોય અને પૂર્વના અવયવો જતા રહેતા હોય તો જીવ વિક્રિયાવાળા છે એ અપરિહાર્ય છે અને વિક્રિયાવાળા હોય તો ચર્માદિવત્ અનિત્ય છે એ સહજ પ્રાપ્ત થાય છે તથા તેમ થતાં બંધ અને મોક્ષનો અભ્યુપગમ બાધ પામે છે. આર્હત મત કહે છે કે અષ્ટ પ્રકારનાં કર્મોથી વેષ્ટિત જીવો સંસારસાગરમાં નિમગ્ન થયેલા છે અને એના બંધનનો ઉચ્છેદ થયે એ સતત ઊર્ધ્વગામિ થાય છે એ જ એમનો મોક્ષ છે. આ રીતનો મોક્ષ થવાનો વારો જીવોને આવતો નથી કેમકે એ થતા પૂર્વે જ એમનો નાશ થવાનો યોગ આવી શકે છે. તેથી આ બંધમોક્ષનો અભ્યુપગમ બાધિત થાય છે. વળી જે અવયવો આગમાપાયી છે તે આગમાપાયી હોવાથી જ આત્મારૂપ નથી પણ અ-

નાત્મરૂપ છે કેમકે શરીરાદિ એ ધર્મવાળા હોતાં અનાત્મરૂપ જ છે. તેથી જે જતો નથી અને આવતો નથી પણ સદા રહે છે તેવો કોઇ અવયવ તે આત્મા છે એવું માનવું જોઇએ અને " તે આ છે " એ રૂપે એનું પૂર્વપક્ષી નિરૂપણ કરી શકે તેમ નથી. વળી આવનાર તથા જનાર અવયવો ક્યાંથી-શેમાંથી આવે છે અને ક્યાં-શેમાં-જાય છે એ કહેવું જોઇએ. ત્યાં પૃથિવ્યાદિ ભૂતોમાંથી એ અવયવો પ્રાદુર્ભાવને પામે અથવા એમાં વિલયને પામે એ સંભવતું નથી કેમકે જીવો અલૌકિક છે. તેમ જ સર્વ જીવોમાટે સાધારણ અથવા પ્રતિજીવમાટે અસાધારણ એવો કોઇ પણ અવયવોનો આધાર નિરૂપણ થઇ શકે તેમ નથી કેમકે તેમાં કોઈ પણ પ્રમાણ નથી. તેથી જીવોના અવયવો આવે છે અને વિલય પામે છે એ ઉપપત્તિ શૂન્ય છે. વળી આવનાર અને જનાર અવયવોમાં આટલા જ અવયવો આવે અને આટલા જ જતા રહે, આટલા જ આવનાર છે માટે આટલાએ જ જતા રહેવું એમાં કોઇ નિયામક નથી તેથી એ અવયવોનું પરિમાણ નિયત નહિ હોવાથી જીવનું સ્વરૂપ અનિશ્ચિત જ થઇ જાય છે. વળી જીવો અવયવથી આરંભાયેલા અવયવીરૂપ હોય તો અનિત્ય ઠરે છે, અવયવોના સમૂહરૂપ હોય તો સમૂહ અસત્ હોવાથી જીવો અસત્ ઠરે છે, આત્મત્વ સર્વ અવયવોમાં સમસ્તરૂપે રહેલું હોય તો કોઇપણ અવયવ જતો રહે તો તત્કાલ શરીર અચેતન થઈ રહેવું જોઇએ, ગોત્વની માફક પ્રત્યેક અવયવમાં પૂર્ણપણે આત્મત્વ રહેલું હોય તો એક જ શરીરમાં નાના અવયવો હોવાથી આત્મનાનાત્વ પ્રાપ્ત થાય છે ઇત્યાદિ વિવિધ દોષનો પ્રસંગ આવે છે માટે જીવ દેહપરિમાણવાળો નથી, સાવયવ નથી, અને પર્યાયે કરીને એના અવયવો આવેલા છે અને જતા રહે છે એ માનવું કેવલ જ ઉપપત્તિશૂન્ય છે.

આપ્રમાણે આ સૂત્રની એક વ્યાખ્યા થાય છે. અન્ય વ્યાખ્યા આપ્રમાણે થાય છે. પૂર્વ સૂત્રમાં એવું કહ્યું કે જીવ શરીરપરિમાણવાળો હોય તો નાનાં મોટાં શરીરોની પ્રાપ્તિ થતાં એ તેમાં શમાઈ નહિ રહે અથવા વ્યાપી નહિ રહે અને જીવો અનિત્ય ઠરે છે. આ પ્રકારનો દોષ જણાવાતાં પૂર્વપક્ષી એવું કહે કે જેમ જલ સદા બદલાતું રહે છે છતાં જલનો પ્રવાહ-સ્રોતઃસંતાન-સદા કાયમ રહે છે તેથી નિત્ય છે તે પ્રમાણે દેહભેદ થતાં જીવોનું પરિમાણ બદલાતું રહે છતાં સ્રોતઃસંતાનની માફક જીવ નિત્ય હોઇ શકે; જેમ બૌદ્ધ મતમાં વિજ્ઞાનની અવસ્થિતિ રહેતી નથી છતાં વિજ્ઞાનસંતાન નિત્ય રહે છે તેમ અહિં પણ હોઇ શકે. આ પ્રકારનો પરિહાર આપવામાં આવે તો આ સૂત્રથી એ જણાવવામાં આવ્યું કે એ પરિહાર યોગ્ય નથી કેમકે સંતાન કાં તો અવસ્તુરૂપ હોય અથવા વસ્તુરૂપ હોય. જો અવસ્તુરૂપ હોય તો એવો કોઇ પદાર્થ જ નથી તેથી જીવરૂપ પદાર્થ અવસ્તુ ઠરવાથી નૈરાત્મ્યવાદની-શૂન્યવાદની પ્રાપ્તિ આવે છે. અને સંતાન જો વસ્તુ છે એમ લો અને સંતાનિથી ભિન્ન લઇ તેને નિત્ય માનો તો કૂટસ્થાત્મવાદ માનવો પડશે, અને સંતાનિથી અભિન્ન લો તો સંતાનિ નિરંતર બદલાયા કરતા હોવાથી જીવોને વિકારિત્વાદિ દોષો લાગુ પડશે અર્થાત્ જીવો અનિત્ય ઠરશે. તેથી આ પક્ષ ઉપપત્તિરહિત છે.

આપ્રમાણે બન્ને રીતે આ પક્ષનું ખંડન કરી, હવે અન્ય દોષ શ્રીસૂત્રકાર બતાવે છે.

**अन्त्यावस्थितेश्चोभयनित्यत्वादविशेषः ॥ ३६ ॥**

**સૂત્રાર્થઃ**—અન્ત્ય પરિમાણ નિત્ય હોવાથી મધ્યમ અને પૂર્વ પરિમાણો પણ આત્મના પરિમાણરૂપ હોવાથી નિત્ય ઠરે છે, અને તેથી ત્રણે સરખાં ઠરે છે.

આ સૂત્રમાં એ જણાવ્યું કે અન્ત્ય દશામાં, મોક્ષ પામવાની દશામાં આત્માનું સ્વરૂપ અનુવૃત્તિ પામે છે તે સમયે આત્માને કોઇ પણ પરિમાણ હોવું જોઇએ. એ દશા પછી આત્માને અન્ય શરીરની પ્રાપ્તિ થતી નથી તેથી એ છેવટનું પરિમાણ બદલાતું નથી અર્થાત્ નિત્ય રહે છે. એટલું જ નહિ પણ જૈન એ પરિમાણને નિત્ય જ માને છે. તો એ અંત્ય શરીરનું પરિમાણ જેમ નિત્ય છે તેમ આદ્ય અને મધ્યમ દશાનાં પરિમાણ પણ આત્માનાં જ પરિમાણરૂપ છે તેથી નિત્ય હોવાં જોઇએ. આમ થતાં એ ત્રણે પરિમાણોનું સામ્ય થશે કેમકે ત્રણ ભિન્ન પરિમાણો જો ન્યૂનાધિક હોય તો તેમનો એક વ્યક્તિમાં સમાવેશ થઈ શકે નહિ. આમ થતાં ગમે તે એક શરીરનું પરિમાણ તે જ આત્માનું પરિમાણ ઠરે છે અને નાનાં મોટાં શરીરાન્તરની પ્રાપ્તિ થતી નથી. અહિં કહેવાનું તાત્પર્ય એ છે કે અન્ત્ય જે મોક્ષ દશા તેમાં આત્માનું સ્વરૂપ અનુવૃત્તિને પામે છે, આત્માનો નાશ થતો નથી. આત્મસ્વરૂપની અનુવૃત્તિ થતાં એનું જે છેવટનું પરિમાણ તે પણ અનુવૃત્ત થાય છે અને મોક્ષ દશા પછી અન્ય શરીરની પ્રાપ્તિ જીવને થતી નથી તેથી એ પરિમાણ નિત્ય રહે છે. આવું જૈન પોતે પણ માને છે. તો જેમ આત્માનું આ છેવટનું પરિમાણ નિત્ય છે તો એ જ દૃષ્ટાન્તથી પૂર્વ અને મધ્યમ પરિમાણ પણ નિત્ય ઠરે છે કેમકે તે પણ આત્માનાં જ પરિમાણો છે. આમ થવાથી આત્માનાં એ સર્વ પરિમાણો નિત્ય ઠર્યાં તો ત્યાં ઉત્તરોત્તર પરિમાણના સમયે પૂર્વ પૂર્વ પરિમાણની અનુવૃત્તિ થશે કેમકે એ પૂર્વ પૂર્વ પરિમાણ પણ નિત્ય છે. તેથી એક જ આત્મામાં પૂર્વ, મધ્યમ અને અંત્ય એમ ત્રણ પરિમાણો પ્રાપ્ત થયા. હવે જો એ ત્રણે પરિમાણો ભિન્ન ભિન્ન હોય તો એ ત્રણે એક જ આત્મામાં કેવી રીતે રહી શકે ? ન જ રહી શકે, માટે એ સર્વ પરિમાણો સમાન જ હોવાં જોઈએ, નાનાં મોટાં નહિ હોવાં જોઇએ, અર્થાત્ એક શરીરનું જે પરિમાણ તે જ પરિમાણ સદા જીવનું હોવું જોઇએ, તેથી આત્માનાં પરિમાણો તે તે દેહનાં પરિમાણજેટલાં થાય છે, અવયવોના આવવા જવાથી ન્યૂનાધિક થાય છે ઇત્યાદિ સર્વ અનુપપન્ન છે.

અન્ય રીતે આ સૂત્રની વ્યાખ્યા કરીએ તો જીવનું અંત્ય પરિમાણ જૈન નિત્ય માને છે. હવે ભાવ પદાર્થમાં એવો નિયમ છે કે જેનો પ્રાગભાવ હોતો નથી તેજ નિત્ય હોઇ શકે છે, તેથી એ પરિમાણ નિત્ય ક્યારે થાય કે જ્યારે એનો પ્રાગભાવ–પૂર્વે અભાવ–નહિ હોય ત્યારે. તેથી અન્ત્ય પરિમાણ તે શરીરમાં જ છે એમ નહિ પણ ત્યાર પૂર્વે પણ એ જ હોવું જોઇએ. હવે જો જીવમાં પૂર્વ શરીરમાં અન્ય પરિમાણ હોય તો આ પરિમાણ તેમાં શી રીતે રહી શકે ? ન જ રહી શકે. તેથી સર્વદા જીવ એક પરિમાણવાળો જ રહે છે એવું એમના મતપ્રમાણે જ પ્રાપ્ત થાય છે. તાત્પર્ય કે જીવ સદા સર્વદા કાં તો અણુ કે કાં તો મહાન્ હોય છે પણ શરીરપરિમાણવાળો હોતો નથી એવું એમણે અવશ્ય સ્વીકારવું જોઇએ. આપ્રમાણે વિવિધ દોષવાળો આ સિદ્ધાન્ત હોવાથી સૌગત મતનીમાફક આ આર્હત મત પણ ઉપેક્ષ્ય છે એ સિદ્ધ થાય છે.

આપ્રમાણે આર્હત મતનું ખંડન કરી શ્રીસૂત્રકારે જણાવ્યું કે એ મત ભ્રાન્તિમૂલક હોવાથી બ્રહ્મવાદને બાધ કરી શકે તેમ નથી. આર્હત મત તે લુંચિત કેશવાળાનું મત છે. હવે જટાધારી શૈવમતનું શ્રીસૂત્રકાર ખંડન કરે છે.

( અપૂર્ણ. )

# तत्त्वाभ्यासनिरत साधकना उद्गार.

પદ. ( મને કૃષ્ણવિના, કાંઇ ના ગમતું, એ લય. )

મને બ્રહ્મવિના બીજું ના દીસતું,
એ ચિન્મયે મુજ મન સ્થિર વસતું, મને બ્રહ્મ૦
નામ ને રૂપ ન નયને આવતાં,
અસ્તિ ભાતિ પ્રિય તે સ્થળ તો થતાં,
હુંપણું પણ મુજ થતું અછતું; મને બ્રહ્મ૦
ભ્રાંતિ જીવત્વની ના કદી ઉઠતી,
તન્મયતા તો પ્રતિક્ષણ વાધતી,
શબ્દાતીતે સઉ જઇ શમતું; મને બ્રહ્મ૦
દુધમાં દુધ ને [1]આજ્ય જ આજ્યમાં,—
ભિન્ન ન રહે, તેમ આ મહારાજ્યમાં,
ભેદ ટળી ચિતિરૂપ સઉ થતું, મને બ્રહ્મ૦

---

## मानस रसायन

अथवा

## यौवन प्राप्त करवानो अने स्थिर राखवानो मानस उपाय.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૭૧ થી )

( ૯ ).

**પ્રત્યેક વિચારવડે મન પ્રફુલ્લ થવું જોઇએ, અને શરીર બળવાન્ થવું જોઇએ.**

વિચારમાં જે બળ રહેલું છે તેમાં મનુષ્યના બહારના દેખાવઉપર અસર કરવાનું સામર્થ્ય રહેલું છે, એટલું જ નહિ, પરંતુ તેના શરીરનાં રાસાયણિક તત્ત્વોઉપર પણ અસર કરવાનું તેનામાં સામર્થ્ય રહેલું છે. આથી કરીને પોતાના યૌવનનું રક્ષણ કરવાને માટે મનુષ્યે જે વિચારોમાં યૌવનને ઉત્પન્ન કરવાનો ધર્મ રહેલો છે, તે જ વિચારોને કરવાનો અભ્યાસ પાડવો જોઇએ.

જુના વિચારો સેવવાથી તે વિચારો શરીરમાં ઘડપણનો દેખાવ ઉત્પન્ન કરે છે, અને વૃદ્ધિના અને પ્રગતિના ( આગળ વધવાના ) વિચારો, મનના જે વ્યાપારોમાં હોતા નથી, તે સઘળા વ્યાપારો જુના વિચારો ગણાય છે.

સ્થૂલ વિચારો સેવવાથી સમગ્ર જ્ઞાનતંતુનો સમૂહ દબાઇ જાય છે, અને આવો દબાઇ ગયેલો જ્ઞાનતંતુનો સમૂહ શરીરના પ્રત્યેક પુટમાં જડતા અને ઉદ્વેગને ઉત્પન્ન કરે છે. પુરોની

આ જડતા તથા ઉદ્વેગવાળી સ્થિતિમાં રાસાયણિક વજન હોવાથી તેઓ તે પુટોને કઠિન કરી નાંખે છે અને ચુનાથી ભરી નાંખે છે, અને તેમ થતાં પરિણામમાં શરીરમાં વૃદ્ધાવસ્થા આવે છે.

નવા વિચારો સેવવાથી તે વિચારો શરીરમાં યૌવનના દેખાવને ઉત્પન્ન કરે છે, અને મનની વૃદ્ધિ અને વિસ્તાર કરનાર સામર્થ્યવડે જે વિચારો ઉત્પન્ન થાય છે, તે સર્વ વિચારો નવા હોય છે.

નવા વિચારો સેવવાથી સઘળા માનસ વ્યાપારો અખંડ નવીકરણના નિયમાનુસાર ચાલે છે; જુના વિચારો સેવવાથી સઘળા માનસ વ્યાપારો આ નિયમથી વિરુદ્ધ વર્તન કરનારા થાય છે; આથી સ્પષ્ટ થાય છે કે જુના વિચારો ઘડપણને ઉત્પન્ન કરવામાં કેવા સાહાય્યભૂત થાય છે, તથા નવા વિચારો યૌવનને સ્થિર રાખવામાં કેવા સાહાય્યભૂત થાય છે.

નવા વિચારો સેવવાથી મનના સઘળા વ્યાપારો મનને પ્રફુલ્લ કરે છે, અને શરીરને બળવાન્ કરે છે. પણ નવા વિચાર એ કોઈ વિચારની બાંધેલી શ્રેણી નથી. **વૃદ્ધિને પામતા મનનો છેલ્લામાં છેલ્લો પરિણામ, તે નવા વિચાર છે.**

જ્યારે મન કોઇ વિચારની શ્રેણીનો સ્વીકાર કરે છે, અને તે વિચારોની મર્યાદામાં જ રહ્યા કરે છે, ત્યારે તે નવા વિચારો કરતું અટકે છે, અને જુના વિચારોને સેવવા માંડે છે. તેની આવી પ્રવૃત્તિના પરિણામમાં વૃદ્ધાવસ્થા અવશ્ય આવવાની જ.

સર્વ કાલ નવા વિચારો કરવાને માટે મને સર્વ સમય વૃદ્ધિને પામવું જોઇએ, અને પોતાનો વિકાસ કરવો જોઇએ. તેણે ઉપર ચઢવું જ જોઈએ, અને એક વાર નહિ પણ નિરંતર વિચારની બાંધેલી મર્યાદા તોડી તોડીને આગળ ચાલ્યા કરવું જ જોઇએ. વૃદ્ધિને પામતું મન જ નવા વિચારોને સેવે છે, અને નવા વિચારોને સેવનાર મનુષ્ય જ યૌવનને સ્થિર રાખી શકે છે.

નવા વિચાર સેવનારના સઘળા માનસ વ્યાપારો વ્યાપક અથવા વિસ્તારવાળા થવા જોઇએ. તેના પ્રત્યેક માનસ વ્યાપારનો ઉદ્દેશ ક્રિયાના અધિક વિસ્તારવાળા ક્ષેત્રમાં પ્રવેશવાનો હોવો જોઇએ. આમ થતાં તેનું મન અખંડ નવું થાય છે, અને વિસ્તારને પામતું જાય છે, અને તેને પોતાનામાં વધારે જીવન અને વધારે બળનો આવિર્ભાવ થવાનું ભાન થાય છે.

જીવનની અને બળની વૃદ્ધિનું પોતાનામાં ભાન થતાં મન પુનઃ પુનઃ પ્રફુલ્લ થાય છે, તથા શરીર પુનઃ પુનઃ બળવાન્ થાય છે; અને જ્યારે મન પુનઃ પુનઃ પ્રફુલ્લ થતું રહે છે, અને શરીર પુનઃ પુનઃ બળવાન્ થયા કરે છે, ત્યારે શરીરને ઘરડું કરનાર ક્રિયા શરીરમાં ચાલી શકતી જ નથી.

સામાન્ય મનુષ્યોને જુના વિચારોને સેવવાનો, અને સઘળા વિચારોને સ્થૂલ અને કઠોર અથવા દુઃખદ રાખવાનો સ્વભાવ પડી ગયો હોય છે. એક વાર સ્વીકારેલા વિચારને મરણપર્યંત ન ફેરવવો, અને તેને ને તેને જ આમ જુની પેઠે વળગી રહેવું, એ પ્રકારે જુના વિચારોને સેવવાનો તેમનો સ્વભાવ તેમનામાં અનાદિ કાળથી દઢ થઇ ગયેલો જણાય છે. આથી તેના તે જ વિચારોને તેઓ જન્મે છે ત્યારથી તે મરણપર્યંત, કોઈ ક્ષણે જરા પણ ફેરફાર કર્યા વિના સેવ્યા કરે છે.

જગતનો મોટો ભાગ આ પ્રકારે અપરિવર્તનીય (Stereotyped) વિચારોને સેવનારો છે. આ વિચારો જુના વિચારોને અર્થાત્ કદી પણ ન બદલાય એવા વિચારોને ઉત્પન્ન કરે છે; અને જુના વિચારો ઘડપણને ઉત્પન્ન કરે છે.

જુના વિચારો સેવવાના સ્વભાવને ટાળવાને માટે જે જે વિચારો સ્વીકારવામાં આવે તે તે વિચારોનો વિકાસ કરવાનો, તેમની વૃદ્ધિ કરવાનો અને તેમને પૂર્ણ કરવાનો આપણે ઉદ્દેશ રાખવો જોઇએ, અને પ્રત્યેક વિચારમાં અમર્યાદ સંભવો રહેલા છે, એવા દૃઢ નિશ્ચયપૂર્વક પ્રવૃત્તિ કરવી જોઇએ.

કઠિન અને સ્થૂલ વિચારોને સેવવાના સ્વભાવને નિર્મૂળ કરવાને માટે વિચાર કરવાની હાલ જે પદ્ધતિઓ ચાલે છે, તેને સ્થાને મનનો સ્વાભાવિક વિસ્તાર કરવામાં જે પદ્ધતિઓ અનુકૂળ હોય તેમને ગ્રહણ કરવી જોઇએ.

કઠિન અને સ્થૂલ વિચારોને સેવવાનું મુખ્યત્વે કરીને કારણ એ છે કે જીવનના કઠિન પ્રશ્નોના ખુલાસા આપણે વર્તમાન કાળની મનની મર્યાદાવાળી સ્થિતિમાંથી, વર્તમાન કાળની તેની અપૂર્ણતામાંથી અથવા વર્તમાન કાળની તેની અંધકારવાળી સ્થિતિમાંથી શોધી કાઢવાનો પ્રયત્ન કરીએ છીએ.

જ્યાં સુધી મન વર્તમાનકાળની મર્યાદાવાળી સ્થિતિમાં રહે છે ત્યાં સુધી તે વધારે વિસ્તારવાળી બાબતોને સમજી શકતું નથી. આવી સ્થિતિમાં તેમને સમજવાનો પ્રયત્ન કરવાનો પરિણામ કઠિન અને સ્થૂલ વિચારમાં આવે છે. આવો પ્રયત્ન મનને થકવી નાંખે છે, અને સઘળા પ્રકારનો માનસિક થાક અથવા ક્લાન્તિ આ રીતે જ ઉત્પન્ન થાય છે.

જ્યારે મન અભ્રાચ્છાદિત (વાદળાંથી ઘેરાયલું) હોય અર્થાત્ ઓછી બુદ્ધિવાળું હોય ત્યારે તેજસ્વી બુદ્ધિના પ્રકાશમાં સમજી શકાય એવી બાબતો અથવા કઠિન પ્રશ્નો સમજવાનો કશો પ્રયત્ન ન કરવો જોઇએ. આવો પ્રયત્ન કઠિન અને સ્થૂલ વિચારોને જ માત્ર ઉત્પન્ન કરશે એટલું જ નહિ પરંતુ તેવા પ્રયત્નથી મન પૂર્વના કરતાં પણ વધારે ભ્રાંતિવાળું અને અંધકારવાળું થશે.

યોગ્ય માર્ગ એ છે કે મનનું તેજસ્વીપણું વધવાનો ઉપાય કરવો; માનસિક જ્યોતિને વધારે બળવાન્ કરવી; જ્યારે આમ કરવામાં આવશે ત્યારે જે સમજવાની મનને ઇચ્છા હશે તે તત્કાળ સમજાશે.

જ્યારે બુદ્ધિ જોઇએ તેટલી તેજસ્વી કરવામાં આવે છે ત્યારે હાલની આપણી સ્થિતિમાં એવી એક બાબત વસ્તુતઃ નથી કે જે આપણું મન સમજી ન શકે; પરંતુ જ્યારે બુદ્ધિ જોઇએ તેટલી તેજસ્વી હોતી નથી ત્યારે આપણે ગમે તેટલો કઠિન તથા આગ્રહવાળો પ્રયત્ન કરીએ છીએ તોપણ આપણે સમજવા ધારેલી ગમે તે વાતને આપણે પૂર્ણપણે સમજી શકતા નથી.

જે વિષયને આપણે સમજવાને ઇચ્છતા હોઇએ, તે વિષયને સમજવાની ગુપ્ત કળા તે વિષયને બુદ્ધિની જે મર્યાદામાં પ્રવેશવાથી સમજવાને આપણે સમર્થ થઇએ, તે મર્યાદામાં મનને બળાત્કારથી આણવાનો પ્રયત્ન કરવો, એ નથી; ખરી રીતે તો કોઇ પણ બાબત સમજવાને માટે આપણે મગજને 'સખ્ત મહેનત' કદી પણ ન આપવી જોઇએ, પણ માત્ર આપણો માનસ પ્રકાશ વધારવાનો જ પ્રયત્ન કરવો જોઇએ.

માનસ પ્રકાશ, બુદ્ધિ અને તેજસ્વિતા વધારવાથી જરા પણ માનસિક શ્રમવિના પ્રાપ્ત વિષયને સમજવાનું મનમાં સામર્થ્ય આવે છે.

જીવનના નિયમો સમજવાની, જીવનનાં ગૂઢ સ્વરૂપોમાં બુદ્ધિને ઉતરવાનું બળ પ્રાપ્ત કરવાની અને જીવનના નિત્યના કઠિન પ્રશ્નોના ખુલાસા મેળવવાની ગુપ્ત કળા માત્ર એ જ છે કે મનને અધિક પ્રકાશિત કરવું.

જે ગૂઢ જણાય છે, તે ગૂઢ એટલા માટે જણાય છે કે તેને યથાર્થ જોવા જેટલો આપણી બુદ્ધિમાં પ્રકાશ નથી. ગૂઢતા અને અંધકાર હંમેશાં સાથેનાં સાથે રહે છે. અંધકારને દૂર કરો, અને ગૂઢતા રહેશે નહિ.

મનુષ્યનું મન એવી રીતે રચવામાં આવેલું છે કે જો તેનામાં જોઇતો પ્રકાશ હોય તો તેની મર્યાદામાં પ્રવેશનાર ગમે તે વિષયને તે સમજવાને સમર્થ હોય છે. આથી કરીને આવશ્યક માનસ પ્રકાશને વધારવાથી આપણે અજ્ઞાનને તથા ભૂલોને નિર્મૂળ કરીએ છીએ એટલું જ નહિ પણ કઠિન અને સ્થૂલ વિચારોને પણ નિર્મૂળ કરીએ છીએ.

(અપૂર્ણ.)

---

# चिद्रससिंधुमां तन्मय थवा मनने प्रबोध.

પદ. (મુજને માર ના સમશેર, વહાલા વીર તું, એ લય.)

દશ દિશ શાંતિ કેવી છવાઈ, જો ! મન વીર તું,
રોમેરોમ શી સુખદાઇ, અનુભવ વીર તું,
સચ્ચિતિ સુખવિના નથી કાંઈ,
ક્યાં પછી જગતરૂપ ભવાઇ, કહે મન વીર તું.
લય ચિંતનક્રમે જઈ માંહિં.[1]
ચિદ્રસસિંધુ માંહિ શમાઇ, રહે મન વીર તું.

---

# पूर्ण आरोग्ययुक्त सो वर्षनुं आयुष् भोगववानो उपाय.

(અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૭૫ થી.)

**આહારનું આરોગ્યની પ્રાપ્તિમાં સ્થાન અને મૂલ્ય.**

જે બળ આપણને પ્રાપ્ત છે, જે બળ નિદ્રાકાળે અને વિશ્રાંતિકાળે સર્વ વસ્તુઓના કારણમાંથી આપણે પ્રાપ્ત કર્યું હોય છે, તે બળને બહાર કાઢનારાં—તેને ખરચનારાં—આહાર, જળ, હવા, પ્રકાશ, ઉષ્ણતા વગેરે સર્વ સાધનો છે. તેઓ આરોગ્યની અને જીવનની સ્થિતિઓ છે; વ્યાધિને નિવારનારાં અને આરોગ્યને આપનારાં કારણો નથી.

પૂર્વે લખવામાં આવ્યું છે તે પ્રમાણે ખોરાકને પચવવામાં, અને શરીરમાં તેનો ધાતુરૂપે પરિણામ પામવામાં બળના ક્ષયની જરૂર હોય છે. ખોરાક લેવાથી અથવા બહારના બીજા કોઇ સાધનનો ઉપયોગ કરવાથી આપણને વાસ્તવિક બળ પ્રાપ્ત થતું નથી. તેઓનો ઉદ્દેશ બળને બહાર કાઢવાનો-બળને ખરચવાનો હોય છે. ખાધા પછી આપણને શરીરમાં જે બળ આવેલું જણાય છે, તે ખાધેલા ખોરાકથી આવેલું હોય છે, એમ નથી, પરંતુ તે બળ નિદ્રામાંથી પ્રાપ્ત કરેલા બળના સંચયમાંથી બહાર નીકળેલું હોય છે. આમ હોવાથી ખોરાક એ પણ બીજા માદક અને ઉત્તેજક પદાર્થોના જેવો જ એક પ્રકારનો કુદરતી ઉત્તેજક પદાર્થ છે, એમ કહીએ તો તે ખોટું નથી.

ખરૂં છે કે ખોરાકની મનુષ્યને ન ચાલે એવી જરૂર છે, પરંતુ રોગઉપર તેની સ્વતઃ કશી જ વાસ્તવિક સત્તા નથી, ઉલટું ખરી રીતે જોતાં, કુદરતનાં એ આરોગ્યને આપનાર સામર્થ્યોની સામે તે ભારે અંતરાયરૂપ છે. માંદા મનુષ્યને ખોરાક આપવો બિલકુલ બંધ કરો, અને તમે તે મનુષ્યને વધારે સત્વર સારો કરો છો, કારણ કે રોગને નિવારનાર સામર્થ્ય આહારને પચાવવામાં અને તેના રુધિર વગેરે ધાતુ કરવામાં વ્યર્થ ખરચાઇ જતું નથી.

'આરોગ્યની યથાર્થ વિદ્યા' ( The Exact science of Health )એ નામના પોતાના મહાન્ ગ્રંથમાં ડૉ. રોબર્ટ વૉલ્ટર ( Dr. Robert Walter ) ખોરાકનું ખરૂં મૂલ્ય કેટલું છે તે દર્શાવે છે. તે કહે છે કેઃ—

"ખોરાક એ શરીરને રચનાર સાધન છે. જેમ જેમ આપણે આગળ ચાલીશું તેમ તેમ આપણને સ્પષ્ટ થતું જશે કે જીવનનું અસ્તિત્વ તો પ્રથમથી જ હોય છે, અને તે જ શરીરના બંધારણનું કારણ હોય છે, પણ ખોરાક એ એક જરૂરની સ્થિતિ છે. બાંધવાની સામગ્રીવિના ઇમારત બાંધી શકાતી નથી, અને આ શરીરરૂપી ઇમારત કામ કરવાથી નિરંતર ભાગીતુટી જતી હોવાથી, તેને અખંડ આખી રાખવાને માટે તેમાં ખોરાકરૂપ સામગ્રી પુનઃ પુનઃ નાંખ્યા કરવાની અનિવાર્ય આવશ્યકતા સિદ્ધ થાય છે.

બીજુ, ખોરાક પચીને અને શરીરના ધાતુરૂપ થઇને કેટલાંક સ્થૂલ કાર્યો કરવાને શરીરને સ્થૂલ બલ આપે છે. જીવન એ સ્થૂલ જડ બળ નથી, પણ બુદ્ધિવાળું બળ છે, અને તે સઘળાં બળમાં સર્વથી શ્રેષ્ઠ બળ છે. શરીરનાં યાંત્રિક અને રાસાયનિક તત્ત્વોને તથા બળને પોતના ઉપયોગમાં લઇને એ જીવનતત્ત્વ પોતાનામાં બુદ્ધિ છે, એવું સિદ્ધ કરે છે, પણ આ રાસાયનિક તત્ત્વો તથા સામર્થ્યો તો હંમેશાં તેવાં ને તેવાં જ રહે છે. તેઓ શરીરમાં જીવનને ઉપજાવવાનું કામ કરી શકતાં નથી. તેઓનામાં જરા પણ બુદ્ધિ હોતી નથી. તેઓ પોતાની મેળે શરીરને રચી શકતાં નથી. તેઓ એક વિચારસરખો પણ કરી શકતાં નથી; તેઓ કોઇ જ્ઞાનતંતુને જીવનવાળો કરી શકતાં નથી, અથવા મગજને રચી શકતાં નથી. તેઓ એક ઘાને રૂઝવી શકતાં નથી, અથવા શરીરના કપાયલા કોઇ ભાગને સાંધી શકતાં નથી. તેઓ જીવનતત્ત્વના નોકરો છે, પણ તેના બરોબરીયા નથી.

ત્રીજું, ખોરાક એ શરીરને રચવાની સામગ્રી હોવાથી, શરીરમાં જ્યારે તેને ગ્રહણ કરવામાં આવે છે, ત્યારે તેની સંભાળ રાખવાને માટે, તેને પચવવાને માટે, અને તેને ધાતુરૂપ કરવાને માટે જીવનતત્ત્વે તેના ઉપર પોતાનું સ્વામિત્વ વાપરવાની જરૂર પડે છે, અને આમ

હોવાથી ખોરાક એ શરીરને જીવનબળ આપવાને બદલે ઉલટો તે કેટલાક જીવનબળને પૂર્વોક્ત કાર્યને માટે પોતાના ઉપયોગમાં લે છે. ખોરાકનો ઉપયોગ શરીરને નિરંતર કામ કરતું રાખે છે, અને આ કામ કરવામાં બળનો ક્ષય થાય છે. ખોરાકની-શરીરમાં ઉંઘના કરતાં વિરુદ્ધ અસર થાય છે. ઉંઘ શરીરમાં નવું બળ આણે છે, કારણ કે ઉંઘમાં શરીરને કશું જ કરવાનું હોતું નથી. એથી ઉલટું ખોરાક શરીરને કામ કરવાની ફરજ પાડે છે, અને તે બળને વાપરે છે, અને તેનો ક્ષય કરી નાંખે છે. વધારે ઉંઘવું અને ઓછું ખાવું, એ જ માંદાઓને સાજા થવાનો નિયમ છે, પણ ઘણું ખાવું, અને ઓછું ઉંઘવું, એ નિયમ નથી; એ તો ઉલટું મંદવાડને વધારનાર નિયમ છે. ખોરાક વધારે ખાવાથી, શરીરની મહેનતમાં વધારો થાય છે; ઉંઘ ઓછી આવે છે, અને રોગી થાકી જાય છે. જીવતાં મનુષ્યોને ખોરાક એ એક અત્યંત અગત્યની વસ્તુ છે, તેનું બીજું અગત્યનું કારણ એ છે કે પ્રવૃત્તિ એ સઘળાં જીવતાં પ્રાણિઓનું મુખ્ય લક્ષણ હોય છે, અને પૂર્વે આપણે સ્પષ્ટ કર્યું છે કે સામર્થ્ય સર્વદા અચંચળ સ્થિતિમાં રહેતું હોવાથી પ્રસંગો જ તેને ચંચળ કરનાર અથવા પ્રવૃત્તિમાં જોડનાર છે. ખોરાક આવો એક પ્રસંગ છે. અને પ્રવૃત્તિ એ જીવતાં પ્રાણિનો સહુથી મુખ્ય અને અગત્યનો ધર્મ હોવાથી પ્રવૃત્તિમાં જોડનાર પ્રસંગો જગતમાં સર્વત્ર હોવાની અગત્ય છે. હવા, અજવાળું, અને જમીન જે પૂર્વે અપ્રવૃત્ત રહેલા બળને વૃક્ષ ઉગાડવાને માટે પ્રવૃત્ત થવાની ફરજ પાડે છે, તે જો ન હોય તો વૃક્ષમાં રહેલું ગમે તેટલું જીવન વૃક્ષને ઉત્પન્ન કરવાનું નહિ. એ જ પ્રમાણે ગમે તેટલી હવા, અજવાળું અથવા જમીન હોય તોપણ વૃક્ષના જીવનરૂપ સામર્થ્ય વિદ્યમાન ન હોય તો તેઓ વૃક્ષને ઉગાડી શકે નહિ. આ પ્રમાણેનો નિયમ હોવાથી, બીજકમાં આરંભમાં રહેલું અપ્રવૃત્ત જીવનસામર્થ્ય ગમે તેટલું હોય તોપણ શરીરને બાંધવાનાં સાધનો, શરીરને રચવાને માટે તેમ જ તે સામર્થ્યને પ્રવૃત્ત કરવાને માટે આપવામાં ન આવ્યાં હોય તો તે સામર્થ્ય શરીરને કદી પણ રચવાનું નહિ. ખોરાક અને હવા તેમ જ પાણી એ આવાં સાધનો છે. શરીરના વિકાસને કરનારાં અને તે દ્વારા તેમાં ફેરફાર કરનારાં તેઓ કુદરતી સાધનો છે; શરીરમાં રહેલાં અપ્રવૃત્ત સામર્થ્યોને તેઓ પ્રવૃત્ત કરનાર સ્થિતિઓ છે. પણ તેઓ સામર્થ્યને આપનારાં નથી; તેઓ માત્ર સામર્થ્યને બહાર કાઢે છે; અને આ ઉપરથી આપણને બીજી એક અત્યંત અગત્યની એ વાતનું સૂચન થાય છે કે જેમ શરીરમાં તેઓ બળને આપી શકતાં નથી, તેમ શરીરમાં જે નથી હોતું તેને તેઓ તેમાંથી બહાર કાઢી શકતાં નથી. મરનાર અથવા મરેલા મનુષ્યને ગમે તેટલો હલકો ખોરાક આપવામાં આવે અથવા પીચકારીથી તેના શરીરમાં દાખલ કરવામાં આવે, તે જ પ્રમાણે ગમે તેટલી હવા તેના શરીરમાં દાખલ કરવામાં આવે તોપણ તેના હૃદયની અથવા ફેફસાંની ક્રિયાને તેઓ ટકાવી શકશે નહિ. શરીરમાં લોહીને દાખલ કરવાથી, અથવા સામાન્ય મીઠું અંદર પીચકારીથી દાખલ કરવાથી, અથવા બીજું ગમે તે તેમાં નાંખવાથી બહુ બહુ તો આપણે શરીરમાં જે સામર્થ્ય હોય છે, તેને જ જાગ્રત્ કરી શકવાના. મુડદામાં આપણે આ સામર્થ્યને જાગ્રત્ કરી શકતા નથી, કારણ કે તેનામાં તે સામર્થ્ય હોતું નથી. આથી સંપૂર્ણ રીતે સિદ્ધ થાય છે કે બહારનો કોઇ પણ ઉપાય શરીરમાં સામર્થ્યને પૂરું પાડી શકતો નથી. ખોરાક, જળ, હવા, ઉષ્ણતા, પ્રકાશ, વગેરે શરીરમાં જે બળ છે, તેને બહાર કાઢનાર સાધનો છે; તેઓ શરીરમાં જે સામર્થ્ય અપ્રવૃત્ત સ્થિતિમાં છે, તેને પ્રવૃત્તિમાં જોડનાર પ્રસંગો છે.”

## ખરી આહારવિદ્યા આ પ્રકારની છે.

" શું ખાવું યોગ્ય છે, અને શું ખાવું અયોગ્ય છે, તેનો કશો પણ વિચાર ન કરવો ક્ષેત્રોમાં ઉગતાં પુષ્પોનો વિચાર કરો. તેઓ કેવાં ઉગે છે. તેઓ શ્રમ કરતાં નથી, તેમ જ કાંતતાં નથી તોપણ ચક્રવર્તિ મહારાજાનાં વસ્ત્રો પણ તેમના જેવાં દમદમાવાળાં હોતાં નથી."

રોગઉપર ખોરાકનું કશું બળ ચાલતું ન હોવાથી, રોગનો ઉપાય કરવામાં ખોરાકસંબંધી વિચાર કરવાની જરૂર નથી.

સારા થવાને માટે મારે શું ખાવું, તે સંબંધમાં મનુષ્ય જેમ ઓછો વિચાર કરે છે તેમ તે વધારે સત્વર-સારો થાય છે. આહારના વિષયની ચિંતામાં મગજને કસવાથી શરીરનાં રોગનિવારક સામર્થ્યોનો વ્યર્થ ક્ષય થાય છે.

મારે શું ખાવું, અને કયે સમયે ખાવું, એ સંબંધી ભાંજગડમાં પડવાની મનુષ્યે કશી જ જરૂર નથી.

પૂર્વે આહારના સંબંધમાં જે કંઈ કહેવાયું છે, તેની સાથે સરખાવતાં ઉપરના વિચારોનો અત્યંત વિરોધ દેખાશે, પરંતુ વસ્તુતઃ તેમ નથી. પૂર્વે જે કહેવાયું છે, તે સત્ય છે, અને હમણાં કહેલું પણ સત્ય છે; બંને વિચારો શાથી સત્ય છે, તે સ્પષ્ટ કરવા બનતો પ્રયત્ન થશે.

રોગને નિવારનાર કારણ બળ અને જીવન છે, અને તે નિદ્રામાં તથા વિશ્રાંતિમાં પ્રાપ્ત થાય છે, તથા તેમની ઉત્પત્તિને ખોરાકની સાથે કશો જ સાક્ષાત્ સંબંધ નથી, તેથી આરોગ્ય મેળવવામાં ખોરાક એ એક સાધન છે, એ નિશ્ચયને મનુષ્યે પોતાના અંતઃકરણમાંથી કેવળ ભૂલી જવો, એ યોગ્ય છે; અને તોપણ આપણે સ્મરણમાં રાખવાનું છે કે આહારને પચન કરવામાં રોગનિવારક સામર્થ્યનો ઉપયોગ કરવાની જરૂર રહે છે, અને તેથી જો આપણે આરોગ્ય મેળવવું હોય તો કયી જાતનો ખોરાક આપણે ખાવો જોઇએ, ક્યારે ખાવો જોઇએ, અને કેવી રીતે ખાવો જોઇએ, તે ઉપર ધ્યાન આપવાની આપણે જરૂર છે. કારણ કે ગમે તે ખોરાક ખાવાથી, ગમે તે સમયે ખાવાથી, અને ગમે તે રીતે ખાવાથી આપણા બળનો નકામો ક્ષય થઈ જાય છે, એ પૂર્વે આપણે નિર્વિવાદ રીતે સિદ્ધ કર્યું છે.

ભોજન કરવાનો સમય ભુખઉપરથી નક્કી કરવો જોઇએ. **કંઠમાં અને મુખમાં ભુખ જણાય ત્યારે જ માત્ર ખાવું.** સવારમાં વહેલા ભુખ જણાય તો, પૂર્વે કહ્યા પ્રમાણે ત્રીજે પહોર થતાસુધી ધૈર્ય ધરવું.

આરોગ્યને પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળાઓએ દિવસમાં માત્ર એક જ વાર ખાવું જોઇએ, અને તે પણ સાંજે આશરે ચાર વાગતાં ખાવું જોઇએ.

મગજના સામર્થ્યનું વળી અધિક સંરક્ષણ કરવાને માટે **ખોરાકને સારી પેઠે ચાવીને** જેમ બને તેમ વધારે, આપણા ખોરાકને આપણા મુખમાં આપણે પચાવવો જોઇએ.

ફળ, મેવો, અનાજ, તથા કેટલાંક શાકજેવા જે પદાર્થો રાંધ્યા વિના તેમની સ્વાભાવિક સ્થિતિમાં આપણને સ્વાદિષ્ટ જણાય તેવા જ પદાર્થો માત્ર ખાવા જોઇએ.

આહારગ્રહણના સંબંધમાં સાચી વિદ્યા આટલી જ છે; અને રોગીને તથા નીરોગ મનુષ્યને આહારવિદ્યામાં જે જાણવું જરૂરનું છે, તે આટલું જ છે.

કયા કયા આહારનો સંયોગ મને લાભકારક છે, અને કયા કયા આહારનો સંયોગ મને હાનિકારક છે, એવી કડાકુટમાં પડવાની કોઇને કશી જ જરૂર નથી, કારણ કે રોગનિવારક સામર્થ્યનો ક્ષય કરવો, એ વિના ખોરાકની આપણા ઉપર બીજી કશી જ સત્તા નથી.

આ સંબંધમાં માત્ર એક જ નિયમ છે, અને તે એ કે એક જ ભોજનસમયે ત્રણ અથવા ચારથી વધારે વસ્તુઓ ન ખાવી. એકી વખતે પાંચ પચાસ વસ્તુઓ ખાવી, એ હાનિકારક છે. ત્રણ અથવા ચાર વસ્તુઓ એકી વખતે ખાવા કરતાં પણ એક અથવા બે જ વસ્તુઓ ખાવી, એ વધારે યોગ્ય છે.

અમુક અમુક વસ્તુઓનો સંયોગ હિતકર છે, એ પ્રકારના વિચારોમાં મનને ગુંચવવું, એ કુદરતનું અપમાન કરવાતુલ્ય છે.

કુદરતના સરજેલા ખોરાકોમાંથી તમને રુચે તે ખોરાક રાંધ્યાવિનાની સાદી સ્થિતિમાં ખાઓ.

## આરોગ્યના આવિર્ભાવને માટે રોગીએ કેવી રીતે તૈયાર થવું.

આરોગ્યને ઇચ્છનારે જે મુખ્ય હેતુ દષ્ટિમાં રાખવાનો છે તે એ કે મગજમાં ઉત્પન્ન થતા બળનો જેમ બને તેમ નકામો ઓછો ઉપયોગ કરવો. આ બળનો જેમ ઉગારો પાડવામાં આવે છે, તેમ આપણા રોગો મટવાનો વહેલો સંભવ આવે છે.

આમ હોવાથી ખોરાકના સંબંધમાં જે ધ્યાનમાં રાખવાનું છે તે એટલું જ છે કે બળનો નકામો ક્ષય થતો અટકાવવો. ભોજનના સમયો કાપી નાંખવાથી અર્થાત્ ત્રણ વાર અને બે વારને બદલે દિવસમાં એક જ વાર ભોજન લેવાથી અને તે પણ સાંજે ત્રીજે પ્રહરે લેવાથી બળનો નકામો થતો ક્ષય અટકાવી શકાય છે. આ એક વાર પેટ ભરીને કદાચ ખાવું હોય તોપણ ખાવાથી અડચણ થતી નથી. દિવસમાં એક વાર ખાવાથી જેનાથી ન રહેવાય તેણે સવારે દશેક વાગે કોઇ હલકો પદાર્થ સહેજસાજ ખાઇ લેવો.

ફળ, મેવો, અનાજ અને શાકને રાંધ્યાવિના તેમની સ્વાભાવિક સ્થિતિમાં ખાવાથી બળનો વિશેષ ઉગારો પાડી શકાય છે. વળી પ્રત્યેક ગ્રાસને પૂરેપૂરો ચાવવાથી પણ પાછો બળનો ઉગારો પડે છે.

આ સાદા નિયમોનું પાલન કરવાથી રોગને મટાડવાનો ખરો વિધિ જે **શાસ્ત્રીય વિશ્રાંતિ** છે તેને માટે રોગી યોગ્ય થાય છે.

### સાર.

ખરી ભુખ લાગે ત્યારે જ ખાવું. દિવસમાં માત્ર એક જ વાર ખાવું. ભોજનનો સમય થાય ત્યારે જો ભુખ ન લાગી હોય તો બીજા દિવસસુધી ભુખ લાગવાની વાટ જુઓ.

જેમ બને તેમ ખુલ્લામાં અથવા અગાસામાં વધારે રહો. સ્વચ્છ હવાવાળા સ્થાનમાં જેમ બને તેમ અધિક નિદ્રા લો.

( અપૂર્ણ. ).

નસકોરી ફુટવાનો નવો માનસ ઉપાય

મિ. લૉરેન્સ હૉજ્જસ ( Lawrence Hodges ) નસકોરી ફુટવાનો નીચે પ્રમાણેનો માનસ ઉપાય વર્ણવે છે. તે લખે છે કેઃ—

થોડાં વર્ષથી મેં કરેલા પુષ્કળ પ્રયોગોથી મને સિદ્ધ થઈ ચુક્યું છે કે શરીરનો કોઇ પણ ભાગમાં રુધિરના પ્રવાહને આણવાનું મનમાં આશ્ચર્યકારક સામર્થ્ય રહેલું છે. નીચેનો પ્રયોગ મેં દશ વાર અજમાવી જોયો છે, અને તેમાં એક વાર પણ મને નિષ્ફળતા મળી નથી.

જ્યાં નાકમાંથી લોહી વહેવા માંડે કે તરત જ કોઇ ઉભા ટેકરીઉપર કે એવી જ કોઈ ઉંચી જગાઉપર તમે સઘળા બળથી દોડતા ચઢો છો, એમ ધારો. તમારે શરીરવડે ખરેખરૂં કંઇ દોડવાનું નથી, પણ તમે શરીરવડે ખરેખર જ ખુબ ઝપાટાબંધ દોડો છો, એવું ખરા મનથી એકાગ્ર થઈ માનવાનું છે. વળી દોડતી વખતે તમારા બંને હાથમાં તમે કંઇ ભાર ઉંચક્યો છે, અને તમને દોડતાં ઘણો શ્રમ પડે છે, એમ પણ સાથે સાથે ધારજો. તમારા નાકમાંથી પડતું લોહી તત્કાળ બંધ થયેલું જોઇને તમને આશ્ચર્ય થશે.

આમ થવાનું કારણ એ છે કે શરીરવડે જ્યારે આપણે ખરેખરૂં દોડીએ છીએ ત્યારે આપણા પગમાં વધારે વેગથી લોહી વહેવા માંડે છે. આ વાર્તા સિદ્ધ થયેલી છે. મનમાં ચાલતા તેના તે જ વિચારો શરીરમાં લગભગ તેની જ અસર ઉત્પન્ન કરે છે, તેથી જો દોડવાનો જ આપણે વિચાર કરીએ છીએ તો આપણા મસ્તકમાંથી લોહી, આપણી ઇચ્છાપ્રમાણે આપણા પગમાં જોરથી વહેવા માંડે છે. આમ થતાં તે નાકભણી આવતું બંધ પડી જાય છે.

વિચારથી શરીરમાં વિવિધ રસને ઝરવાનો સર્વને સાધારણ રીતે અનુભવ હોય છે. લિંબુને કોઇ જુએ છે, અથવા તેના રસને હું ચુસું છું, એવું મનમાં ધારે છે તો ઘણાના મુખમાં તત્કાળ પાણી છૂટે છે, અને આ લીટીઓ વાંચનાર ઘણાના મુખમાં આ વખતે તે પ્રમાણે થયું પણ હશે જ. સ્વાદિષ્ટ ભોજનના વિચારથી ઘણાના જઠરમાં જાઠર રસ ઝરે છે, અને તેમને ભુખ લાગ્યાનું ભાન થાય છે; અર્થાત્ વિચારવડે શરીરમાં વિવિધ ફેરફાર થાય છે, એ સિદ્ધાંતમાં કોઇએ સંશય કરવાજેવું કશું જ નથી.

---

# मनोमंदिरने केवी रीते बांधवुं.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૮૧ થી. )

તમારી કલ્પના શક્તિએ તમારા મનોમંદિરને બાંધવાનો જે નમુનો રચ્યો હોય તે નમુનાને જ્યારે તમારી માનસ દૃષ્ટિથી તમે સ્પષ્ટ જોઇ શકો ત્યારે પછી જે તમારે કરવાનું છે તે એ કે મનોમંદિરને બાંધવા માંડવાનો આરંભ કરવો. તમારા મનમાં જે જે વિચાર તમે કરો છો તે પ્રત્યેક વિચારમાં બાંધવાની શક્તિ છે; તે જ પ્રમાણે તમારા મનમાં જે જે ઇચ્છા અથવા જે જે ભાવના તમે કરો છો તે તે ઇચ્છા અથવા ભાવનામાં બાંધવાની શક્તિ છે. આથી કરીને કશા પણ ધોરણવિનાના વિચારોને ન કરો. જ્યારે જ્યારે તમે વિચાર કરો ત્યારે ઉદ્દેશપૂર્વક વિચાર કરો, અને તમારા વિચારો, તે ઉદ્દેશને તમે સિદ્ધ કરી શકો એવા પ્રકારનું તમારા મનને બાંધશે. પરિણામના સંબંધમાં વિચાર કરો. જ્યારે જ્યારે

તમે વિચાર કરો ત્યારે ત્યારે તમે જે પરિણામની ઇચ્છા કરતા હો તે પરિણામનો વિચાર કરો; પરંતુ જે પરિણામ તમે ઇચ્છો તે પરિણામ તમારી કલ્પના શક્તિએ પ્રથમ રચી મૂકેલા નમુનાથી અવિરોધી હોવા જોઇએ.

સંગીત કલાની દુર્લભ શક્તિઓવાળા મનને રચવાનો તમે ઉદ્દેશ રાખ્યો હોય તો આવી શક્તિઓ સ્વાભાવિક રીતે જે પરિણામને પ્રકટાવે, તે પરિણામનો નિરંતર વિચાર કરજો, અને સંગીતની અસાધારણ શક્તિઓની તીવ્ર ઇચ્છા તમારા પ્રત્યેક વિચારમાં સ્ફુરાવ્યા કરજો. જો તમે તમારા મનને અત્યંત વ્યાપારકુશળ કરવા ધાર્યું હોય તો વ્યાપારના પરિણામોનો વિચાર કરજો; આ પરિણામોને જ તમારા પ્રત્યેક વિચારનો વિષય કરજો: અને વ્યાપારી વર્ગમાં અત્યંત સમર્થ વ્યાપારી થવાનો જે તમારો ઉદ્દેશ છે, તે એક જ ઉદ્દેશને નિરંતર તમારી દૃષ્ટિસમીપ રાખીને તેનો જ વિચાર કર્યા કરજો. મનને આડાઅવળો એક પણ વિચાર કદી કરવા દેતા નહિ. પ્રત્યેક વિચારમાં બળ હોય છે અને તમારા ઉદ્દેશને સિદ્ધ કરવામાં તે બળની તમારે જરૂર છે. પ્રત્યેક વિચાર મનને રચનાર છે; એક વિચારને આળસુ પડી રહેવા ન દો; અને કોઇ પણ વિચારના સમૂહને તેમને સોંપેલું કરવાનું કામ છોડીને ગમે ત્યાં ભટકવા ન દો. તમે બાંધવા માંડેલા મનોમંદિરમાં તે સર્વની પાસે કામ લેવાની તમારે જરૂર છે. સઘળા આમતેમ ફરતા વિચારોને એકઠા કરીને તેમને કામમાં જોડો, અને જો તમે યોગ્ય આગ્રહ રાખશો તો તેઓ સર્વ તમારી સેવા ઉઠાવશે.

તમે જે મનોમંદિર રચવા માંડ્યું છે, તેને પૂર્ણ કરવાસંબંધની જ તમારા મનમાં પ્રત્યેક ઇચ્છા તમારે કરવી જોઇએ. એથી વિરોધી અથવા જુદા પ્રકારની કોઇ પણ ઇચ્છા તમારા મનમાં ઉઠવા ન દો. જે પ્રકારનું તમારા મનનેતમે રચવા ધાર્યું હોય, તે જ જાતની ઇચ્છા કરો, અને તે ઇચ્છાને પ્રતિદિન વધારે બળવાન્ અને વધારે ઉંડી કર્યા કરો. તમારા મનનાં સામર્થ્યો તમારી ઇચ્છાના માર્ગને અનુસરે છે, એટલું જ નહિ પરંતુ જેની તમે ઇચ્છા કરો છો તે વસ્તુને માટે જ પ્રયત્નશીલ થાય છે, તેને જ રચે છે, અને તેનો જ વિકાસ કરે છે. તમારા મનની કોઇ શક્તિને તમે બમણા સામર્થ્યવાળી કરાવાની ઇચ્છા કરો છો, અને તે ઇચ્છાને જો તમે ઉંડી, બળવાન્ અને અખંડ કર્યા કરો છો. તો તમારા મનનાં સઘળાં સામર્થ્યો તે શક્તિને તમે ઇચ્છેલા સામર્થ્યવાળી કરવાને મચી પડે છે. તે શક્તિ એકદમ વધવા માંડે છે, અને જો તમારી ઇચ્છા યોગ્ય સમયસુધી કાયમ રહે છે તો તે શક્તિ બમણા સામર્થ્યવાળી થાય જ છે.

મનની ગમે તે શક્તિ વધારવામાં અથવા બુદ્ધિને અધિક તેજસ્વી કરવામાં આજ નિયમ લાગુ પડે છે. ગમે તે કાર્ય હોય તોપણ આગ્રહવાળી ઇચ્છા તેને સિદ્ધ કરવામાં મનનાં સામર્થ્યોને જોડી દે છે.

વિચારમાત્ર બુદ્ધિપૂર્વક થવા જોઇએ, અર્થાત્ મનના પ્રત્યેક વ્યાપારનો ઉદ્દેશ કોઇ ચોક્કસ યોજનાને સિદ્ધ કરવા તરફ હોવો જોઇએ, અને સઘળા વિચારો આપણી તે એક જ યોજનાને અનુકૂળ હોવા જોઇએ. જ્યારે તમારી યોજનાસંબંધી વિચાર કરવાની તમને વૃત્તિ ન હોય ત્યારે, તમારા મનને વિશ્રાંતિ આપો, અને તમારી યોજનાપ્રતિ મનના અનુકૂળ ભાવપૂર્વક મનને વિશ્રાંતિ આપો. જો મનનો અનુકૂળ ભાવ હોય છે, તો બાહ્ય મન જો કે

વિશ્રાંતિ લેતું હોય છે તોપણ મનોમંદિરને રચવાનું કાર્ય ચાલ્યા જ કરે છે. આમ છતાં નિદ્રાની પછી જેમ હંમેશાં જાગ્રદવસ્થા હોય જ છે, તેમ વિશ્રાંતિપછી તેટલો જ સમય પ્રવૃત્તિમાં પણ ગાળવો જ જોઇએ. પ્રવૃત્તિ બાહ્ય મનને રચે છે, અને તે રચવાનાં સાધનો આંતર મનમાં પૂરાં પાડે છે; અને નિદ્રામાં અને વિશ્રાંતિની અવસ્થામાં જ મનોમંદિરને રચવાનું કાર્ય આંતર મનમાં ચાલે છે.

મને હંમેશાં ઉંચી દષ્ટિ રાખવી જોઇએ. નવા બંધાતા મનોમંદિરતરફ મને હંમેશાં પોતાનું સુખ રાખવું જોઇએ, અને જે મહાન્ કાર્યો નવું મન સ્વાભાવિક રીતે ઉત્પન્ન કરનાર છે, તે મહાન્ કાર્યોતરફ તેણે સર્વદા ઉંચી દષ્ટિ રાખવી જોઇએ. ઉંચે જોવાનો સ્વભાવ જો મનની લાગણીઓમાં તેમ જ મનની પ્રવૃત્તિઓમાં કેળવવામાં આવે છે તો તેથી મનોમંદિરને રચવાની ક્રિયામાં મદદ મળે છે. તેથી કરીને ગમે તેમ થાય–ગમે તેવા દુઃખના પ્રસંગો આવે–તોપણ મને સર્વદા ઉંચી દષ્ટિ રાખવી જોઇએ, અને આગળ વધવાના અથવા ઉંચે ચઢવાના ભાવપૂર્વક જ પ્રત્યેક પ્રવૃત્તિ કરવી જોઇએ. જ્યારે મન દબાઇ જાય છે, અર્થાત્ ઉદ્વેગને સેવે છે,ત્યારે મનોમંદિરને રચવાની ક્રિયા શિથિલ પડી જાય છે, એટલું જ નહિ પરંતુ મનનાં સઘળાં સામર્થ્યો આપણા ધારેલા મહાન્ ઉદ્દેશથી વેગળાં જાય છે, અને આપ્રમાણે અસ્તવ્યસ્ત થઇ જાય છે. પરિણામ એ આવે છે કે મન એકંદર રીતે દુર્બળ પડી જાય છે, અને તેની કેટલીક શક્તિયો નિકૃષ્ટ પ્રકારની થઇ જાય છે. આવો માર્ગ ગ્રહણ કરવાથી સ્વાભાવિક રીતે જ આપણી પડતી થાય છે, પરંતુ વિપત્તિના મધ્યમાં જો મન ઉંચી દષ્ટિ રાખ્યા કરે છે, અને પોતાને ઉંચા પ્રકારનું બાંધે છે તો પરિણામે વિજય મળે છે. આ સિદ્ધાંત નિર્ભયપણે આપણે સ્થાપી શકીએ એમ છે કે કોઇ પણ મનુષ્ય, વિપત્તિમાં હોય કે સંપત્તિમાં હોય પરંતુ જો તેનું મન સર્વકાળ ઉંચી દષ્ટિ રાખ્યા કરે છે, અને પોતાને ઉંચા પ્રકારનું બાંધે છે તો કદી પણ નિષ્ફળતાને પામતું નથી.

જે મન ઉપર ચઢવાનો પ્રયત્ન કર્યાં જ કરે છે; તે પ્રત્યેક પ્રકારની વિપત્તિમાંથી બહાર નીકળે છે, અને દુઃખના સમયમાં જે મન લમણે હાથ દઇ હેઠું બેસે છે, તે વિપત્તિના ખાડામાં વધારે અને વધારે ઉંડું ઉતરતું જાય છે. પરંતુ જો મનને અખંડ ઉંચે ચઢવું જ હોય તો પૂર્વે કહ્યાપ્રમાણે તેણે પોતાને ઉંચા પ્રકારનું રચવાનો અખંડ પ્રયત્ન વિધિપૂર્વક કરવો જોઇએ. અને આ પ્રયત્ન ગમે તે મનુષ્ય કરી શકે એવો સરળ હોવાથી ગમે તે સ્થિતિમાં ગમે તે મનુષ્ય પોતાના મનને વધારે બળવાન્ અને વધારે યોગ્યતાવાળું કરી શકે એમ છે. આથી કોઇ પણ મનુષ્યે પોતાની સ્થિતિ બહારથી ગમે તેટલી ખરાબ હોય તોપણ તેવી સ્થિતિમાં સડ્યા કરવું, એ યોગ્ય નથી. વૃદ્ધિને પામતું જતું મન નિષ્ફળતામાંથી અધિક મોટા અને મોટા વિજયો પ્રાપ્ત કર્યે જવાનું; અને જ્યાં પૂર્વે ખંડેરો હોય છે, તે સ્થળમાં ભવ્ય મહાલયો રચવાનું.

ત્રીજું અગત્યનું જે આપણે કરવાનું છે તે એ છે કે સર્વોત્તમ માનસ સામગ્રીનો જ સ્વીકાર કરવો. સામાન્ય મનુષ્યનાં મનોમંદિરની ભીંતોમાં કેટલીક ઇંટો ઘણી સારી હોય છે, અને તોપણ લુણો લાગેલી અને ખવાઇ ગયેલી ઇંટો પણ પુષ્કળ હોય છે. તે મંદિરના કેટલાક પાટડા ઘણા મજબુત હોય છે, પરંતુ કેટલાક જરા વધારે વજન ઉપર આવે તો તત્કાળ

ને ઘણું જ ઉપયોગનું છે. આમ છતાં ઘોતનની સત્તાતળે ન આવવા માટે આપણે ઘોતનને સમજવાની અગત્ય છે, એવું કહેવાનું ઉપરના વચનનું તાત્પર્ય છે, એમ કોઇએ ગ્રહણ કરવાનું નથી, પરંતુ ઘોતનના બળનો આપણે સમજીને ઉપયોગ કરીએ માટે ઘોતનના સંબંધનું જ્ઞાન પ્રાપ્ત કરવાની આપણે અગત્ય છે, એટલું જ કહેવાનું તાત્પર્ય છે. ઘોતનમાં આશ્ચર્યકારક બળ છે, અને કોઈ પણ સમયે તેને વશ વર્ત્યાવિના તેમાં રહેલા બળનો આપણને ઉપયોગ કરતાં આવડે, એટલું જ જાણવાની આપણને જરૂર છે. જગતમાં રહેલા પ્રત્યેક જાતના સામર્થ્યનો ઉપયોગ કરવાનો આપણને અધિકાર છે, તેથી કરીને, જેમાં બળ રહ્યું હોય એવી કોઇ વસ્તુની આપણે ઉપેક્ષા કરવી જોઇતી નથી. સઘળી વસ્તુઓનો સર્વથી વધારે અને સર્વથી ઉત્તમ ઉપયોગ કરવો, એ જ આપણો ઉદ્દેશ છે.

* * * *

ઘોતનમાં જે સામર્થ્ય રહેલું છે તે એ છે કે તેના વડે આપણને જે કંઈ સૂચવવામાં આવે છે, તેને ઉત્પન્ન કરવાની આપણા મનની પ્રવૃત્તિ થાય છે. જે ઘોતન મનની પાસે આવી પ્રવૃત્તિ નથી કરાવતું તે ઘોતન નિષ્ફળ ગયેલું ગણાય છે. ઘોતનની સૂચનાપ્રમાણે મનની પ્રવૃત્તિ થવાનો અથવા ન થવાનો આધાર ઘોતનના સ્વરૂપઉપર અને ઘોતન કરતી વખતે મનની જે પ્રકારની સ્થિતિ હોય છે, તેઉપર રહેલો છે. ઘણી વાર ઘોતનથી જ મનની જે પ્રકારની સ્થિતિ થવી જરૂરની હોય છે, તે પ્રકારની થાય છે, અને આ પ્રકારનું ઘોતન પોતાનો ઉદ્દેશ સિદ્ધ કરવામાં કદી પણ નિષ્ફળ જતું નથી. આમ છતાં, સાધારણ રીતે વપરાતું ઘોતન મનની સ્થિતિઉપર કશી જ અસર કરતું નથી, અને તેથી કરીને તેનું બળ ઘણું જ થોડું હોય છે.

* * * *

મનમાં અથવા વિચારમાં ધારેલો ફેરફાર કરવાને માટે ધારેલી સ્થિતિને જ મનની પાસે ઉત્પન્ન કરાવવાની અગત્ય છે. મનને અથવા વિચારને ફેરવવાની ઇચ્છા કરવામાત્રથી જ આપણે મનને ફેરવી શકતા નથી; નવી સ્થિતિ ઉત્પન્ન કરવાનો સ્વાભાવિક વેગ આપણે મનમાં પ્રકટાવવો જોઇએ. નવી સ્થિતિ ઉત્પન્ન કર્યાવિના જુની સ્થિતિનો મનમાંથી નાશ થતો નથી, અને નવી સ્થિતિ ઉત્પન્ન કરવાને માટે, નવા માનસ વેગને ગતિમાં મૂકવો જ પડે છે. ઘોતનવડે આમ ઘણી વાર સિદ્ધ કરી શકાય છે; પરંતુ ઘોતનના સામાન્ય ઉપયોગથી આમ ઘણી વાર સિદ્ધ થતું નથી. આમ છતાં તે સિદ્ધ કરવાની વધારે સારી રીત છે અને તે કદી પણ નિષ્ફળ જતી નથી. આ રીતમાં ઘોતનમાં રહેલા સામર્થ્યનો ઉપયોગ થાય છે, પરંતુ તેમાં ઘોતનનો સાક્ષાત્ ઉપયોગ થતો નથી.

* * * *

ઘોતનના યોગ્ય ઉપયોગથી જે જે સ્થળે તેની અસર થાય છે, તે તે સ્થળે તેનાથી મનુષ્યનાં આરોગ્ય, બળ, બુદ્ધિ, સામર્થ્ય, તથા સદ્‌ગુણો વૃદ્ધિને પામે છે, એ હવે સંપૂર્ણ રીતે સિદ્ધ થઇ ચુક્યું છે; પરંતુ સામાન્ય પ્રકારના ઘોતનની અથવા સૂચનાની સર્વદા અસર થતી નથી; અને તેનું કારણ એ કે સામાન્ય ઘોતનો બુદ્ધિપૂર્વક કરાયલાં હોતાં

વસ્તુને મનમાં ઉત્પન્ન કરવી, એ છે; કોઇ પણ વસ્તુને તમે મનમાં સરજવાનો આરંભ ન કરો ત્યાં સુધી તમે તે વસ્તુનું ચિત્ર મનમાં રચી શકતા નથી; અને મનમાં કોઇ પણ વસ્તુનું ચિત્ર કલ્પવાનો પ્રયત્ન કરવો, એ તે વસ્તુને સરજવાના મનના સ્વભાવને જાગ્રત્ કરવો, એ છે. આ સ્વભાવને જાગ્રત્ કરવો, એ જ ઘોતનનો ઉદ્દેશ છે, પરંતુ તેમાં તેને સર્વદા વિજય મળતો નથી; પરંતુ આ નવી રીત તો કદી પણ નિષ્ફળ જતી નથી.

* * * *

હું આવો છું અથવા હું તેવો છું, એ પ્રકારનું ઘોતન તમને પોતાને કરવાને બદલે તમે તે પ્રકારના જ છો, એવું તમારૂં સ્વરૂપ મનથી તમે કલ્પો, અને હમણા જ તમે તેવા છો, એ પ્રકારનું મનથી ભાન કરવાનો પ્રયત્ન કરો. ઇચ્છેલા ગુણધર્મનું ભાન કરવાનો પ્રયત્ન કરવાથી તે ગુણધર્મને સરજવા માંડવાની મનને ફરજ પડશે; અને આ અભ્યાસમાં આગ્રહથી મચ્યા રહેવાથી અત્યંત અસાધારણ લાભને સંપાદન કરી શકાશે.

* * * *

જ્યારે તમે માંદા હો, ત્યારે ' હું માંદો નથી ' એ પ્રકારનાં ઘોતનો તમારા મનને કરતા ના; તેમ જ ' હું આરોગ્યસ્વરૂપ છું ' એ પ્રકારનાં ઘોતનને અથવા ભાવનાને પણ પુનઃ પુનઃ કરવાની જરૂર નથી. વૈખરીથી ( શબ્દથી ) તેમ જ મધ્યમાવાણીથી ( મનોમય શબ્દથી ) કશું જ ન બોલો; માત્ર તમારા શરીરના અણુઅણુમાં પૂર્ણ આરોગ્ય વ્યાપી રહ્યું હોય અને તેવી આરોગ્યવાળી સ્થિતિમાં તમને જેવું ભાન થાય તેવું ભાન કરવાનો પ્રયત્ન કરો. આ પ્રયત્ન બરાબર થાય એટલા માટે તમારા શરીરમાં જે સૂક્ષ્મ સામગ્રી અને તત્ત્વો છે, તેમાં તમારી વૃત્તિને એકાગ્ર કરો, અને તમારા સ્થૂલ શરીરની અંદર જે સૂક્ષ્મ જીવન વ્યાપી રહ્યું છે, તેનું ભાન કરવાનો પ્રયત્ન કરો; અર્થાત્ તમારા શરીરના અણુઅણુમાં જે નિરામય ચૈતન્ય અથવા જીવનતત્ત્વ છે તેનું જ માત્ર શાંતિથી અને ઉંડા ઉતરી ચિંતન કરો. આ પ્રકારના ચિંતનથી માનસ દૃષ્ટિવડે મન પૂર્ણ આરોગ્યની સ્થિતિને જોશે, અને કલ્પનામાં મન જે ક્ષણે આરોગ્યને જોવા માંડે છે, તે જ ક્ષણે સ્થૂલ શરીરમાં તે આરોગ્યને ઉત્પન્ન કરવા માંડે છે. અન્ય શબ્દોમાં કહીએ તો આરોગ્યનું મનથી ચિત્ર કલ્પવું એ જ આરોગ્યનું મનવડે ઉત્પન્ન કરવું છે; અને મન જેને ઉત્પન્ન કરે છે, તે તરત જ આખા શરીરમાં પ્રકટપણે જોવામાં આવે છે. આરોગ્યના ચિત્રની કલ્પના કરવાને માટે મને એકાગ્રતાપૂર્વક આરોગ્યને જોવાની ઇચ્છા કરવી જોઇએ, અને શરીરના પ્રત્યેક ભાગમાં રહેલા જીવનતત્ત્વમાં વૃત્તિને પ્રવેશાવવી જોઇએ. ઉપરટપકેનો પ્રયત્ન કશો લાભ કરશે નહિ. સઘળા માનસ વ્યાપારોનો વેગ પ્રત્યેક અણુના ઉંડા ભાગતરફ વહેવો જોઇએ, અને પ્રત્યેક અણુમાં આરોગ્યને જોવાનો તેણે પ્રયત્ન કરવો જોઇએ. આ પ્રકારનો એકાગ્રતાપૂર્વક થયેલો પ્રયત્ન આરોગ્યને ઉત્પન્ન કરવાના મનના સ્વભાવને જાગ્રત્ કરશે; અને આ સ્વભાવને જાગ્રત્ કરવો, એ જ આપણો ઉદ્દેશ છે. જ્યારે મન શરીરમાં આરોગ્યને ઉત્પન્ન કરવા માંડે છે ત્યારે રોગનો તત્કાળ સંપૂર્ણ અંશે નાશ થાય છે.

* * * *

હું સર્વાંગ સદ્‌ગુણી છું, એવું ભાન કર્યાં કરવાથી મન આપણામાં સદ્‌ગુણનું બળ

ઉત્પન્ન કરે છે, અને આગ્રહથી અભ્યાસ સેવતાં આ બળ એટલું તો જબરૂં થાય છે કે પ્રત્યેક લાલચને સહેલાઇથી જિતી શકાય છે. માનસિક વિશુદ્ધિની ઇચ્છા કરવાથી, અને આપણને સર્વાંગ વિશુદ્ધ ભાન કર્યા કરવાથી વિશુદ્ધની ઇચ્છા આપણા મનમાં એટલી તો પ્રબળપણે પ્રકટે છે કે સઘળી દુર્વાસનાઓ અને દુર્વ્યસનો નાશને પામે છે. વિશેષમાં આપણું શરીર વધારે સુંદર અને વધારે નીરોગ થાય છે.

* * * *

સુખ એ એક માનસિક અવસ્થા છે, એ સુપ્રસિદ્ધ છે, અને ગમે તે માનસિક સ્થિતિ ઉત્પન્ન કરી શકાતી હોવાથી પ્રત્યેક મનુષ્ય અખંડ સુખને સંપાદન કરી શકે છે. મનની સુખવાળી સ્થિતિ ઉત્પન્ન કરવાને માટે આનંદની યથાર્થ સ્થિતિનું ચિત્ર મનમાં કલ્પવાનો પ્રયત્ન કરો. જ્યારે આવું ચિત્ર બરાબર રચાય ત્યારે તેમાં એવા તો તન્મય થઇ જાઓ કે તમને તે અવસ્થાનું ભાન થાય; અને જ્યારે તમને વૃત્તિમાં સુખનું ભાન થવા માંડશે ત્યારે તમારૂં મન સુખની અવસ્થા સરજવા માંડશે. આનંદની સ્થિતિનું મનમાં ચિત્ર માત્ર રચવાથી અને તે સ્થિતિમાં એકાગ્રતાવડે સંપૂર્ણ તન્મય થઇ જવાથી મનની ઉદ્વેગવાળી અથવા ગ્લાનિવાળી અવસ્થાનો થોડી પળમાં સંપૂર્ણ નાશ કરી શકાય છે.

* * * *

આ રીતમાં જે મુખ્ય માનસ શક્તિનો આપણે ઉપયોગ કરીએ છીએ તે શક્તિ કલ્પનાશક્તિ છે; અને જેવું જેવું કલ્પનાશક્તિ ચિત્ર રચવા માંડે છે, તેને તેને મન સરજવા માંડે છે, એ નિયમનો જ્યારે આપણને અનુભવ થાય છે ત્યારે આ રીત શાથી કદી નિષ્ફળ જતી નથી, તે આપણને તત્કાળ સ્પષ્ટ થાય છે. આમ હોવાથી આપણા જીવનમાં જેનો પ્રત્યક્ષ અનુભવ કરવાની આપણી ઇચ્છા ન હોય તેની કલ્પના કરવામાં કેવું જોખમ રહેલું છે, તેનો આપણને સહજ ખ્યાલ થશે.

* * * *

જેને મનમાં સરજવાની તમારી ઇચ્છા હોય તેનું જ કલ્પનાવડે ચિત્ર રચવાનો, તેને જ માનસ દૃષ્ટિવડે પ્રત્યક્ષ જોવાનો, અને તેનું જ ભાન કરવાનો મનને અભ્યાસ પાડો. આમ કરવાથી યોગ્ય સમય વીતતાં પ્રતિકૂળ ધોરણની સત્તાથી તમે સર્વાંગ મુક્ત થશો; કારણ કે મન જ્યાં સુધી જુદારના ધોરણને અદબ કરવામાટે જેવી અનુકૂળ સ્થિતિમાં હોવું જોઇએ તેવી અનુકૂળ સ્થિતિમાં નથી હોતું, ત્યાં સુધી ગમે તેવું ધોરણ પોતાની સૂચવેલી વસ્તુને સરજવાનો મનમાં સ્વભાવ અથવા વેગ ઉત્પન્ન કરી શકતું નથી. પરંતુ આ નવી રીતનો થોડો સમય ઉપયોગ કરવા માંડ્યા પછી મનની પ્રતિકૂળ ધોરણને માટે અનુકૂળ સ્થિતિ રહેતી નથી. નિરંતરને માટે તેની નવા પ્રકારની સ્થિતિ થાય છે, અને આ નવી સ્થિતિદ્વારા મન પોતાનાં જ અનુકૂળ ધોરણોને સ્વીકારે છે.

* * * *

જ્યારે મનની આ નવી સ્થિતિ થાય છે ત્યારે તે ધોરણને અનુસરતું નથી, પણ ધોરણના પાછળ જે બળ રહેલું છે, તેનો પોતાની મરજીપ્રમાણે ઉપયોગ કરે છે. પોતાને

જે સરજવું હોય છે, તે જ થવાનો સાક્ષાત્ પ્રયત્ન કરીને મન પોતાનામાં સરજવાનો વેગ ઉત્પન્ન કરે છે; અને જે થવાનો આપણે નિરંતર પ્રયત્ન કરીએ છીએ, તે આપણે અવશ્ય થયાવિના રહેતા નથી. આનું કારણ એ છે કે જ્યારે આપણે કંઈક અધિક થવાનો પ્રયત્ન કરીએ છીએ, ત્યારે આપણાં સઘળાં સામર્થ્યોને આપણે વસ્તુતઃ અધિક થઈએ છીએ ત્યાં સુધી આપણને અધિક કરવાના પ્રયત્નમાં પ્રયોજીએ છીએ. મનમાં આરોગ્યસ્વરૂપ થવાનો પ્રયત્ન કરો; મનમાં સામર્થ્યસ્વરૂપ અને બળસ્વરૂપ થવાનો પ્રયત્ન કરો; મનમાં શાંત અને વિશુદ્ધ થવાનો પ્રયત્ન કરો; મનમાં સુખી અને અવિરોધી થવાનો પ્રયત્ન કરો; મનમાં પ્રતિભાવાળા અને કામ કરવાની અસાધારણ શક્તિવાળા થવાનો પ્રયત્ન કરો; જેવા તમારા મનપાસે તમને કરાવવાની તમારી ઇચ્છા હોય તેવા મનમાં, વિચારમાં અને લાગણીમાં થવાનો પ્રયત્ન કરો. આમ કરવાથી તમે તમારી ઇચ્છેલી વસ્તુ તમારા મનપાસે ઉત્પન્ન કરાવશો.

---

## અજીર્ણનું થોડો સમય થયાં ડૉક્ટરોવડે આપવામાં આવતું એક નવું ઔષધ.

વ્યાધિ મટાડવાના કુદરતી ઉપાયો છોડીને જ્યારે તે મટાડવાને અસ્વાભાવિક ઉપાયોનો મનુષ્યો આશ્રય લે છે ત્યારે તેઓના અજ્ઞાનને જોઇને ઘણી વાર આપણને કરુણા ઉપજ્યાવિના રહેતી નથી.

શુદ્ધ હવા, શુદ્ધ જળ, શુદ્ધ આહાર, પ્રકાશ, સ્નાન, કસરત, ઉપવાસ વગેરે આરોગ્યના સ્વાભાવિક ઉપાયો છે, અને તેથી વ્યાધિ સત્વર મટે છે, અને ઔષધો એ આરોગ્યના અસ્વાભાવિક ઉપાયો છે, અને તેથી વ્યાધિ પ્રસંગે મટતા જણાય છે, અને પ્રસંગે વધે છે, તોપણ મનુષ્યોનો ઔષધોમાં જેટલો વિશ્વાસ છે, તેટલો આરોગ્યના સ્વાભાવિક ઉપાયોમાં નથી, એનું કારણ તેઓના અજ્ઞાનવિના બીજું કશું જ નથી.

રોગ મટાડવાને કેવાં વિચિત્ર ઔષધો પાશ્ચાત્ય વિદ્વાનો પ્રસંગે શોધી કાઢે છે, તે સંબંધમાં સામાન્ય પ્રજાના જાણવામાં થોડું જ આવે છે. પશ્ચિમના મહોરસિક્કાવાળી દવાને તેઓ અત્યંત વિચારપૂર્વક શોધી કઢાયલી દવા માને છે, અને હોંસે હોંસે તેનો સ્વીકાર કરે છે, પરંતુ આ મહોરસિક્કાની તળે પ્રસંગે કેવો ભ્રષ્ટ કરનાર કચરો રહેલો હોય છે, તેનું જ્યારે આપણને જ્ઞાન થાય છે, ત્યારે આપણને દવા ખાનારાઓઉપર અનુકંપા ઉપજ્યાવિના રહેતી નથી.

અજીર્ણનો વ્યાધિ મટાડવામાટે પાશ્ચાત્ય દેશમાં હમણાં એક નવું ઔષધ શોધી કાઢવામાં આવ્યું છે, અને તેનો હમણાં જ્યાં ત્યાં ઉપયોગ થવા લાગ્યો છે. આ નવા ઔષધની ડૉક્ટરો અત્યંત સ્તુતિ કરે છે, અને તેનો જેમ અને તેમ અત્યંત પ્રચાર કરવાનો પ્રયત્ન કરે છે. એ ઔષધનું નામ 'કુદરતી જાઠર રસ' ( (Natural gastric juice )એવું આપવામાં આવ્યું છે. જ્યારે આપણે ખોરાક ખાઇએ છીએ ત્યારે જઠરમાંથી આહારને પચાવનારો એક જાતનો રસ ઝરે છે. આ રસને 'જાઠર રસ' ( Gastric juice ) કહેવામાં આવે છે. અજીર્ણના રોગીઓના જઠરમાંથી આ રસ જોઇએ તેટલો ઝરતો નથી, અને તેથી તેમનો ખોરાક તેમને બરાબર પચતો નથી. આથી તેમના જઠરમાં આ રસ જોઇતા પ્રમાણમાં જો નાંખવામાં આવે તો તેમનો ખોરાક તેમને બરાબર પચે, એ વિચારઉપર બુદ્ધિ દોડાવી આ

' કુદરતી જઠાર રસ ' શોધી કાઢવામાં આવ્યો છે. પ્રો. પૉલો ( Prof. Pawlow ) નામનો એક રશીયાનો વિદ્વાન્ ડૉક્ટર પોતાની પ્રયોગશાળામાં આ રસ બનાવે છે. તેને તે કેવી રીતે તૈયાર કરે છે, તે જોવાને લિપ્ઝીકની મેડીકલ કોલેજનો ડૉ. સ્ટ્રેડલર નામનો એક વિદ્વાન્ ગયો હતો. તેણે ત્યાં જે જોયું હતું, તેનું વર્ણન તે એક માસિકમાં નીચે પ્રમાણે આપે છેઃ-

' પ્રો. પૉલોની પ્રયોગશાળામાં જે ખાસ કાર્ય થાય છે, તેનો રિપોર્ટ વાંચવાથી તેને જોવાની મને પ્રબળ ઇચ્છા થઈ, અને તેથી ગયે વર્ષે હું સેંટપીટર્સબર્ગ ગયો. ત્યાં પ્રો. પૉલોએ કૃપા કરી મને પોતાની પ્રયોગશાળામાં ચાલતા પ્રયોગો જોવા દીધા હતા.

પ્રયોગોમાં મોટા અને શરીરે વજનવાળા કુતરાઓનો ઉપયોગ કરવામાં આવે છે. ' કુદરતી જઠાર રસ 'ને બનાવવાની રસશાળામાં કુતરા જોઇને પ્રથમ તો મને બહુ જ આશ્ચર્ય થયું. એક લાંબા મેજઉપર ૭ કુતરાને પાંજરામાં પૂરીને એક હારમાં ઉભા રાખવામાં આવ્યા હતા. દરેક કુતરાના પેટમાં એક છિદ્ર પાડવામાં આવ્યું હતું; અને ગળાના મધ્ય ભાગમાં, ખોરાકને ઉતરવાનો જે માર્ગ છે, ત્યાં એક બાકુ પાડવામાં આવ્યું હતું. કુતરાઓ તેમના આગળ રકાબીમાં મુકેલા માંસના કકડા, ભારે રુચિથી ગળી જતા પણ ગળામાં કાણું હોવાથી તે કકડા તે વાટે નીકળી જઈ પાછા રકાબીમાં પડતા. આમ ગળવાનું અને નીકળવાનું ચાલ્યા જ કરતું. ( નિયમ એવો છે કે કોઇ ખોરાક જ્યારે રુચિથી ખાવામાં આવે છે ત્યારે જઠરમાંથી પુષ્કળ જઠાર રસ ઝરે છે. આ નિયમપ્રમાણે કુતરાનાં જઠરોમાંથી પણ પુષ્કળ જઠાર રસ ઝરતો. ) આ સાથે તેમનાં જઠરમાં પુષ્કળ રસ ઝરતો, જે તેમાં પાડેલા કાણામાંથી નીચે તે ઝીલવાને મુકેલાં પાત્રમાં પડતો. આપ્રમાણે એક કુતરાના જઠરમાંથી બપોરસુધીમાં દોઢ શેરથી તે બશેરસુધી ' કુદરતી જઠાર રસ ' નીકળતો. આ રસને પછી ગાળી કાઢવામાં આવતો, અને તેની શીશીઓ ભરી તેના ઉપર ' કુદરતી જઠાર રસ ' એ નામવાળી ચીઠીઓ ચોઢી દેવામાં આવતી.

અજીર્ણનો વ્યાધિ દૂર કરવાની કેવી સુંદર દવા !

---

## ઓછું ખાવા માટે અથવા મિતાહારી થવા માટે શું કરવું.

લગભગ બધા રોગ શરીરમાં જેટલા ખોરાકની જરૂર છે, તેથી વધારે ખોરાક ખાવાથી થાય છે, અને તેથી જમતી વખતે ભૂખ્યા રહેવું, અથવા મિતાહારી થવું, એ હિતકર છે, એવું સઘળા વિચારવાન્ મનુષ્યો સમજે છે, તથાપિ ભોજનપાત્રઉપરથી જરા ભૂખ્યા ઉઠવાનું કામ, વિદ્વાન્ કે અવિદ્વાન સર્વને ઘણું જ કઠિન જણાય છે. કોઇ વિરલ મન મારીને જરા ભૂખ્યો ઉઠે છે તો તેને આખો દિવસ ભૂખે મરી ગયાજેવું ભાન થાય છે. આથી ઓછા ખોરાકવડે આરોગ્યને પ્રાપ્ત કરવા ઇચ્છનારે પોતાની પ્રકૃતિને અનુકૂળ જણાય તો નીચે પ્રમાણે વર્તવું.

જેટલા ભૂખ્યા રહેવા ધાર્યું હોય તેટલું ખાઇ રહ્યા પછી તરત અટકવું, અને પછી તાજી છાશ અર્ધો શેર અથવા પોણો શેર પી જવી. આથી પેટ ભરાશે, અને ભૂખ્યા ઉઠ્યા છીએ એવું ભાન થશે નહિ. વગડા વખતમાં જો ભૂખજેવું જણાય તો પાછી ફરી તેટલી જ છાશ પીવી. જમ્યા પછી તરત છાશ પીવા કરતાં દશ મિનિટ રહીને પીવી, એ વધારે સારૂં છે.

---

# આંતર મનના અદ્‌ભુત ચમત્કારો તથા તેમાં પ્રવર્તતા નિયમો.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ટ ૨૭૦ થી )

હિમવડે આચ્છાદિત થયેલા કોકેસસ પર્વતની ભાવના કરવા માત્રથી પોતાના હાથમાં વહ્નિના ધગધગતા અંગારા મનુષ્ય પકડી શકે છે, સુંદર મોટા નાતવરાની ભાવના કરવા માત્રથી ક્ષુધાની તીક્ષ્ણ લાગણીને મનુષ્ય અત્યંત તૃપ્ત કરી શકે છે, અને અસાધારણ ગ્રીષ્મા તપની ભાવના માત્ર કરવાથી શિયાળાના બરફમાં મનુષ્ય વસ્ત્રવિના પણ આળોટી શકે છે. શકુંતલા, દુષ્યન્ત અને એનો પુત્ર એ ત્રણનું મળવું જ્યારે થાય છે ત્યારે સામાન્ય મતિના મનુષ્યો એ ત્રણ વ્યક્તિનું સંમેલન જ માત્ર જુએ છે પણ એ સંમેલનમાં શ્રદ્ધા, વિત્ત અને વિધિનું સંમેલન જોવા તો કાલિદાસની દૃષ્ટિ જ સમર્થ થઇ છે. નાનું બાલક પણ અશ્વને જુએ છે તથા ઓળખે છે, અનેક મનુષ્યોએ નિદ્રા લઇ જાગ્રત થયેલા અશ્વને અનેકવાર જોયો છે છતાં એ જ વસ્તુમાં એ જ વ્યતિકર ભવભૂતિ આદિ સમર્થ કવિઓની દૃષ્ટિએ જે અપૂર્વ અવલોકન કર્યું છે તે ઉત્તરરામચરિત, કાવ્યપ્રકાશાદિમાં સુપ્રસિદ્ધ છે.

અહિં સાધારણ રીતે એવું લાગશે કે આ તો કવિની કલ્પનામાત્ર છે અને કલ્પનાશક્તિ તે જ પ્રતિભા છે. પણ એ માનવું કેવલ સત્ય નથી. એક અર્થમાં એ સાચું છે અને એક અર્થમાં એ સત્ય નથી. સામાન્ય કોઇ મનુષ્ય ચરણકમલ એવો શબ્દ વાપરે છે ત્યારે તેની મતિમાં ચરણનો જ વિચાર આવે છે, ચરણનું જ સ્વરૂપ એની બુદ્ધિમાં સ્થાય છે અને કમળનું સ્વરૂપ કોઇ અંશે પણ બુદ્ધિમાં આવતું નથી, તેમ જ ચરણના જે મૃદુતા સૌન્દર્ય આદિ અંશો કમલસાથે સમાન છે તે પણ બુદ્ધિમાં આવતા નથી. આ મનુષ્ય ' ચરણકમલ ' એવો ઉપચિત સમાસ વાપરે છે, એના વચનમાં ઉપમા રહેલી છે છતાં તેનું જ્ઞાન એને પોતાને પણ નથી. આ વચનમાં એક જાતિની કલ્પના એના મૂળમાં રહેલી છે છતાં એ પદનો પ્રયોગ કરનાર સામાન્ય મનુષ્ય માત્ર એને રૂઢિથી, અભ્યાસ થઇ જવાથી અથવા એવી ટેવ પડવાથી કર્યાં જાય છે. જે સાચા કવિ છે, જેની કવિતા યથાર્થ કાવ્યરૂપ છે, જે બીજાઓના ઉચ્છિષ્ટપર પોતાના કવિત્વનો નિર્વાહ કરનાર નથી, જે માત્ર પદ્યરચના કરનાર નથી પણ કાવ્યરચના કરનાર છે તેઓ આવી રીતે રૂઢિથી અથવા અનેક સ્થળે વાંચેલું હોવાથી આવો પ્રયોગ કરતા નથી. ખરૂં જોતાં તો આવી રીતે કરાતા પ્રયોગમાં કલ્પનાનો કેવલ અભાવ જ હોય છે તેથી આવા પ્રયોગો કરનારમાં કલ્પના શક્તિરૂપે પણ પ્રતિભાની સંભાવના થઇ શકવા અવકાશ નથી. હવે કવિઓ જે પ્રતિભાને લઇને અનેક ગહન રહસ્યને જણાવે છે તેઓ બુદ્ધિપુર્વક કલ્પના કરે છે કે કેમ તે જોવાનું છે. આજે પૂર્ણિમાના દિવસે આપણે સાયંકાલે સૂર્ય અને ચંદ્ર બેને સામસામા જોયા. તો હવે કવિ શું એવો વિચાર કરે છે કે આ બેને મારે કોની સાથે સરખાવવા ? એને હાથીની આસપાસ બે બાજુએ ટાંગેલા ઘંટસાથે હું સરખાવું ? કે નૃત્ય કરનાર કુમારિકાએ બે હસ્તવડે બે ગોળાને ઉછાળેલા હોય તેની સાથે સરખાવું ? કે ચગડોળમાં વારા ફરતી

ઉંચે નીચે ફરતા બે પારણાંસાથે સરખાવું? કે કોઇ અન્યસાથે સરખાવું? આમાં કરેલો કોઇ પણ વિચાર કવિને-સાચા કવિને આવતો નથી. પદાર્થ જોયા પછી કોની સાથે તેને સરખાવવા તેનો લેશ પણ વિચાર કરતો નથી. તેના બાહ્ય મનનો તે તેમાં ઉપયોગ કરતો નથી, પણ કવિના મનમાં તે તે પદાર્થ જોતાં જ તે તે ઉપમાનનો આભાસ થઇ આવે છે, તે તે સાદૃશ્ય તેના બાહ્ય મનઆગળ અંતરથી જ તરી આવે છે. જેમ બંદુકમાં ભરેલો દારૂ ગોળીને વેગ પહોંચાડે છે તેમ અંતરમાં રહેલું કાંઇક તેના બાહ્ય મનઆગળ તે તે પ્રતિમા ખડી કરી દે છે. બાહ્ય મને એમાં વિચાર કરવાનું રહેતું નથી પણ અંતરથી શો દેખાવ તેના આગળ ધરવામાં આવ્યો છે તે અવલોકવાનું, વાંચવાનું જ માત્ર રહે છે. ઉત્તમ કવિઓએ પોતાની રચના પોતે કેવી રીતે કરે છે તેનાં અનેક પ્રસંગે વર્ણનો કરેલાં છે અને તે વર્ણન જોતાં આ સંબંધમાં મોટો પ્રકાશ પડે તેમ છે. પશ્ચિમના "પ્રસિદ્ધ કવિ વર્ડ્સ્વર્થ (Wordsworth) લખે છે કે "Not that I always began to write with a distinct purpose formally conceived; but habits of meditation have, I trust, so prompted and regulated my feelings that my descriptions of such objects as strongly excite those feelings will be found to carry along with them a purpose." આ વાક્યનો ભાવ એ છે કે એ કવિ જ્યારે જ્યારે લખવા બેસતા ત્યારે અમુક મારે લખવું છે, અમુક અર્થ મારે સિદ્ધ કરવાનો છે ઇત્યાદિ વિચાર પ્રથમ બુદ્ધિમાં આરૂઢ કરી કાવ્યરચના કરવામાં પ્રવેશતા નહિ. પણ સંયમની, ધ્યાનની એવી ટેવ એમણે પાડી હતી કે જેને લીધે એમની લાગણી તે સમયે એવી થઇ આવતી હતી અને એવી રીતે નિયમિત થતી કે જેથી તેને અનુરૂપ લાગણી ઉત્પન્ન કરી શકે એવાં વર્ણનો એમના દ્વારા થએલાં જોઇને એ પ્રથમથી વિચારી કરેલાં છે એવું ભાન લોકને થાય તેમ થતું. સ્ટીડ નામનો ગ્રંથકાર પોતાના Letters from Julia નામના ગ્રંથના સંબંધમાં એવું જણાવે છે કે એ પુસ્તક મારા હાથે માત્ર લખ્યું છે અને માત્ર હાથનો ઉપયોગ કર્યાસિવાય મેં એની રચનામાં કોઈ પણ ભાગ લીધો નથી. હેડન (Hayden) નામનો ગ્રંથકાર લખે છે કે ""When my work does not advance, I retire into the oratory with my rosary and say an Ave; immediately ideas come to me." એનો ભાવ એવો છે કે જ્યારે આગળ શું લખવું તે મને સમજાતું નહિ ત્યારે હું મારી માળા લઇ એક સ્થાને જતો અને ત્યાં પ્રાર્થના કરતો; તરત જ મને વિચારો આવવા લાગતા. લોર્ડ મેકોલે પોતાના "Essay on Milton" નામના ગ્રંથમાં જણાવે છે કે "Perhaps no man can be a poet, or can even enjoy poetry, without a certain unsoundness of mind—if any thing which gives so much pleasure might be called unsoundness. By poetry we mean the art of employing words in such a manner as to produce an illusion on the imagination; the art of doing by means of words what the painter does by means of colors. Thus the greatest of poets has described it.

" As imagination bodies forth,
The forms of things unknown, the poet's pen.
Turns them to shapes, and gives to airy thing
A local habitation and a name '.

આ વચનોમાં એ અર્થ જણાવ્યો છે કે કાવ્ય લખવામાં અને કાવ્યનું આસ્વાદન કરવામાં જે આપણને જે આટલો બધો આનંદ આવે છે તેને અવ્યવસ્થિત નામ આપી શકીએ તો તેવી મનની અર્થાત્ બાહ્ય મનની કંઇક અવ્યવસ્થિત દશાની જરૂર રહે છે. વાચકના ચિત્તપટઉપર એક પ્રકારનો ભ્રમ ઉપજાવે તેવી રીતે શબ્દરચના કરવાની કળાનું નામ કાવ્ય છે. ચિત્રકાર રંગોવડે જે કરે છે તે શબ્દવડે કરવાની કલા તે કાવ્ય છે. એક મહાન્ કવિ કહે છે કે અજ્ઞાત વસ્તુઓનો આકાર પ્રતિભા આગળ ધરે છે એટલે કવિની કલમ તેને વ્યવસ્થિત આકૃતિમાં પરિણત કરે છે અને હવાઇ કિલ્લાને સ્થાન તથા નામ આપે છે. મેકોલે કવિતાના સંબંધમાં કહે છે કે Truth, indeed, is essential to poetry, but it is the truth of madness. The reasonings are just, but the premises are false. " કવિતાને માટે સત્ય ખાસ અપેક્ષિત છે પણ એ સત્ય તે ગણાતા ગાંડપણાનું સત્ય છે. વિચારો ન્યાય્ય છે પણ જે તેના મૂલભૂત અર્થ તે સત્યતાવાળા નથી. કોલરિજ નામના પ્રસિદ્ધ કવિના Kubla Kahn નામના કાવ્યની પ્રસ્તાવનાના ટિપ્પણમાં જણાવવામાં આવ્યું છે કે માદક પદાર્થના નિશામાં આ કાવ્ય રચવામાં આવ્યું છે. મેકોલે એક સ્થળે જણાવે છે કે In an enlightened age there will be much intelligence, much science, much philosophy, abundance of just classification and subtle analysis, abundance of wit & eloquence, abundance of verses—and even of good verses–but little poetry. Men will judge and compare; but they *will not create.*" એનો અર્થ એ છે કે ઘણા સુધારાના યુગમાં જ્ઞાનની વૃદ્ધિ થશે, વિજ્ઞાનનો વિકાસ થશે, તત્ત્વવિચાર ઘણો પ્રકાશશે, ન્યાયોપેત વર્ગીકરણો અને સૂક્ષ્મ પૃથક્કૃતિઓ થશે, રમુજ તથા ભાષણની છટા વધશે, પદ્યો ઘણાં થશે અને સારાં પદ્યો ઘણાં થશે, પણ કવિતા ઓછી થશે. મનુષ્યો તુલના કરી શકશે, સરખામણી કરી શકશે પણ સર્જન કરવા અસમર્થ થશે. આ આદિ અનેક ઉલ્લેખોથી આપણને સ્પષ્ટ થાય છે કે કવિની પ્રતિભા તે માત્ર બુદ્ધિપૂર્વક કરાતી કલ્પના નથી પણ એક જાતિની સર્જનશક્તિ છે. એ સર્જનશક્તિ જ્યાં અને જ્યારે ઓછી થાય છે ત્યાં અને ત્યારે જ યથાર્થ કાવ્ય ન્યૂન થાય છે. જેમ જેમ બુદ્ધિનો વિકાસ થાય છે, બાહ્ય મનનું ખેડાણ થાય છે તેમ તેમ બાહ્ય મનને અવલંબન કરનાર પ્રજ્ઞોન્મેષ, પૃથક્કૃતિ, વિજ્ઞાન, વર્ગીકરણ, તત્ત્વવિચાર આદિની વૃદ્ધિ થાય છે, પણ તેમ તેમ આંતર મનને પાછળ રાખવાથી પ્રતિભાનો હ્રાસ થવાથી સર્જનસામર્થ્ય ન્યૂન થતાં કાવ્યમાં ન્યૂનતા થાય છે. તેથી બુદ્ધિપૂર્વક કરાતી કલ્પના તે પ્રતિભાનું કાર્ય નથી પણ પ્રતિભા એ આંતર મનની શક્તિ છે અને તેનો ઉન્મેષ ઘણી વાર બાહ્ય મનની નિર્વ્યાપાર દશાથી થાય છે. જો બાહ્ય મનવડે કરાતી કલ્પના પ્રતિભા હોત તો બાહ્ય મનને નિર્વ્યાપાર કરનાર અથવા અ-

વ્યવસ્થિત કરનાર કેફી–માદક પદાર્થોનું સેવન થતાં કાવ્યરચના ખરાબ થવી જોઇએ અને ઉત્તમ કાવ્યોનો એ દશામાં જન્મ ન થવો જોઇએ. અનેક કવિઓ કેફી વસ્તુઓને સેવન કરનાર આપણા વાંચવાસાંભળવામાં આવે છે, અનેક મનુષ્યે જ્વરાદિ દશામાં ઉત્તમ કાવ્યો રચી કાઢ્યાં છે તે વગેરે અસંગત ઠરે તેમ છે. એ સર્વ એ જ અર્થને સિદ્ધ કરે છે કે એ કાવ્યના બીજરૂપ પ્રતિભા શક્તિ તે બાહ્ય મનને આશ્રયે રહેનારૂં સામર્થ્ય નથી પણ એનાથી અતિરિક્ત સ્થાને, એનાથી વ્યક્તિ અથવા દશામાં રહેનારૂં અને વ્યાપારવાળું થનારૂં સામર્થ્ય છે. આમ હોવાથી બાહ્ય મનવડે કરાતી કલ્પનાના મૂળરૂપ કલ્પનાશક્તિ તે પ્રતિભા છે એ કહેવું સાચું નથી. અને નવીન પદાર્થને ઉપજાવવાનું સર્જનસામર્થ્યવિશેષ જે કલ્પના તેરૂપ પ્રતિભા છે એ માનવું સાચું છે. ખરૂં જોતાં તો કવિ નવીન કલ્પના કરતો નથી પણ એનાં આંતર ચક્ષુઆગળ આવેલા દેખાવોને એ માત્ર જુએ છે. એનામાં એક પ્રકારનું બલ આંતર સ્થિતિ થવાથી એવું પ્રકટે છે કે જેને લીધે એ તે તે સૂક્ષ્મ પદાર્થને જોઇ શકે છે કે જેને ઇતર અપ્રતિભાવાળા મનુષ્યો જોઇ શકતા નથી. જેમ કેળવાયેલી આંખવાળો મનુષ્ય સૂક્ષ્મ પદાર્થને જોઇ શકે છે, કેળવાયેલી ત્વચાવાળો મનુષ્ય વજનના નાના ભેદને પણ તે તે વસ્તુને હસ્ત માત્રમાં લઇ પારખી શકે છે, કેળવાયેલી એટલે વિકસિત ઘ્રાણવાળો વિવિધ ગંધોના તારતમ્યને જાણી શકે છે, વિકસિત શ્રોત્રવાળો નાદના, સ્વરના અને અવાજના સૂક્ષ્મ ભેદને ઓળખી શકે છે તે જ પ્રમાણે કવિમાં રહેલા આંતર મનની આ પ્રતિભા પણ એવી શક્તિ છે કે જેને લીધે એ વિશ્વની ચમત્કૃતિને તે અન્યને ન જણાય તોપણ જોઇ શકે છે અને તેને અનુરૂપ શબ્દોમાં બાહ્ય મનઆગળ ધરી શકે છે અથવા પત્રપર આરૂઢ કરી શકે છે. તેથી પ્રતિભા એ ગપ મારવાની, તરંગ કરવાની શક્તિ નથી પણ અસાધારણ અવલોકન કરી શકવાનું, અલૌકિક રીતે થયેલી લાગણીને દર્શાવવાનું, અને સર્જન કરવાનું સામર્થ્યવિશેષ છે. સોક્રેટીસના સંબંધમાં એવું વર્ણન કરવામાં આવ્યું છે કે સમ્યગ્જ્ઞાનની પ્રાપ્તિમાટે અને પોતાના કરતાં વધારે જ્ઞાનસંપન્ન મનુષ્યોની શોધ માટે એ પ્રથમ રાજ્યનીતિનિષ્ણાત ગણાતા પુરુષોમાટે ગયા હતા. પણ ત્યાં એ આશય સિદ્ધ ન થવાથી પછી કવિઓતરફ એમણે દૃષ્ટિ નાંખી, અને તેમનાં સંબંધમાં એ પોતે જણાવે છે કે " મેં મને જે એમના ઉત્તમ તથા અત્યંત સુશોભિત કરેલાં કાવ્યો જણાયાં તે લીધાં અને તેમનો અર્થ જાણવા તે કવિઓપાસે હું ગયો તે એવા આશયથી કે તે કર્તાપાસેથી સાક્ષાત્ તેના રમણીય અર્થનું મને જ્ઞાન થાય. પણ એથેન્સનિવાસી જનો મને સત્ય કહેતાં શરમ લાગે છે પણ મારે કહેવું પડે છે તેથી કહું છું કે એ કવિઓએ જે અર્થ મને તેમની પોતાની કૃતિનો સમજાવ્યો તેના કરતાં વધારે સારો અર્થ સારી રીતે ગમે તે અન્ય મનુષ્ય સમજાવી શકે તેમ હતું.

( અપૂર્ણ. )

---

## શાકમાં રહેલું રોગનિવારક સામર્થ્ય.

આ સંબંધમાં ગયા અંકમાં કેટલુંક લખવામાં આવ્યું છે, અને તોપણ તે સંબંધમાં પુનઃ પુનઃ થતી ચર્ચા આરોગ્યના સંબંધમાં અધિક ઉપયોગની હોવાથી આ અંકમાં કેટલુંક વિશેષ લખવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે.

ફ્રાન્સના મજુરવર્ગની સ્થિતિ સુધારવામાં પોતાનું પુષ્કળ દ્રવ્ય ખર્ચનાર એમ ડિ વેટિલિયોન ( M. de Vetillion ) એક પ્રસંગે વિશ્વસુહૃદ્ વિશ્વપ્રસિદ્ધ કાઉન્ટ ટૉલ્સ્ટોઇને મળવા ગયો હતો. વાતચીતના દરમ્યાનમાં કાઉન્ટે કહ્યું કે મજુરોને પોતાના ઘરની સાથે નાની સરખી વાડી થાય એવો એક જમીનનો કકડો આપવામાં આવે તો તેમની ધનસંબંધી સ્થિતિ સુધરે એટલું જ નહિ પણ તેમના આરોગ્યમાં પણ ઘણી વૃદ્ધિ થાય. તેમને ડૉક્ટરની પછી કોઇ દિવસ કશી જ જરૂર રહે નહિ.

વેટિલીયોને પૂછ્યું, ડૉક્ટરની શા માટે જરૂર નહિ રહે ?

કાઉન્ટ ઉભો થયો, અને પોતાના પરોણાનો હાથ પકડી બારીઆગળ લેઇ ગયો, અને જે વાડીમાં પોતે નિત્ય કામ કરતો હતો,તેને આંગળીથી બતાવી, બોલ્યો, જોઇ પેલી મારી ઔષધની પેટી ? મનુષ્યને જેટલાં જોઇએ તેટલાં સર્વ ઔષધો તેમાં છે. માત્ર તમારા રોગને માટે તમારે શું ખાવાની જરૂર છે, એટલું જ જાણવાની જરૂર છે. એક વાર તમે તે જાણ્યું, એટલે પછી ડૉક્ટરને અને તમારે છેલ્લા રામરામ થવાના.

ટૉલ્સ્ટૉઇનાં વચનો અક્ષરે અક્ષર સત્ય છે. શાકદ્વારા કુદરતે મનુષ્યોને પોતાના રોગ નિવારવાનાં એવાં સાધનો આપ્યાં છે કે જો મનુષ્યો તેમનો બુદ્ધિપૂર્વક ઉપયોગ કરે તો તેમના રોગ મટ્યા વિના રહે જ નહિ. સામાન્ય રીતે કહીએ તો આપણા લોહીમાં જે તત્ત્વોની જરૂર છે, તે તત્ત્વો આરોગ્યના નિયમોના ભંગથી જ્યારે ઓછાં થઇ જાય છે, અથવા વધી જાય છે ત્યારે આપણું આરોગ્ય બગડે છે. પ્રસંગે રુધિરમાંથી અગત્યના ક્ષાર ઓછા થઇ ગયા હોય છે; પ્રસંગે જઠરમાંથી જાઠર રસ ઓછો નીકળે છે, અથવા જોઇએ તે કરતાં અધિક પ્રમાણમાં નીકળે છે; પ્રસંગે ગુર્દે ( Kidneys )નો વ્યાપાર મંદ પડી ગયો હોય છે; પ્રસંગે જ્ઞાનતંતુઓ દુર્બળ પડી ગયા હોય છે; અને પ્રસંગે મગજ જડજેવું થઇ ગયું હોય છે. આ સર્વ પ્રસંગોમાં અને તેવા જ અન્ય પ્રસંગોમાં શાકનો અને તેમાં પણ ખાસ કરીને તાજાં લીલાં શાકનો ઉપયોગ સ્થાયી લાભને ઉત્પન્ન કર્યાં વિના રહેતો નથી.

ઘણું કરીને પ્રત્યેક મનુષ્યને લીલું તાજું શાક મેળવતાં બહુ અડચણ પડતી નથી. પોતે જે ગામમાં રહેતો હોય તે ગામમાં તથા તેની સમીપના પ્રદેશમાં થતાં શાક, દૂરના પ્રદેશમાં થતાં શાકકરતાં વધારે પસંદ કરવાયોગ્ય જાણવાં. આ દેશમાં થતાં શાકના રોગનિવારક ગુણોસંબંધી પ્રાચીન વૈદ્યકના ગ્રંથોમાં જે લખવામાં આવ્યું છે. તેઉપર અધિક પ્રકાશ, જ્યાં સુધી અત્રના વૈદ્યોથી પાડવામાં નથી આવ્યો અથવા તેમનું પુનઃ સંશોધન કરવામાં નથી આવ્યું ત્યાં સુધી આપણે આવા વિષયોમાં પાશ્ચાત્ય સંશોધકોઉપર જ આધાર રાખવો પડે છે. આ લેખમાં પણ તેમ જ થયું છે, અને તેથી જ તેમાં કેટલાંક પાશ્ચાત્ય શાકોના ગુણો વર્ણવેલા જોવામાં આવશે. એવાં પાશ્ચાત્ય શાકો મુંબઇ વગેરે સ્થળે મળતાં હોવાથી જ અત્ર તેમના ગુણો વર્ણવવાનો પ્રયત્ન કર્યો છે.

મૂળામાં શરીરના અવયવોને રચવાનો ગુણ હશે, એમ ભાગ્યે જ કોઇ કલ્પના કરે છે, અને તોપણ મૂળામાં તેવો ગુણ છે. આખો દિવસ સખ્ત શ્રમ કરીને શરીરના સ્નાયુરજ્જુનો અને માંસલ તંતુઓનો ક્ષય કર્યા પછી જમ્યા પહેલાં જો મૂળા ખાવામાં આવે છે

તો સખ્ત મહેનતથી ક્ષય થયેલાં તત્ત્વોની ખોટ મૂળા સારી રીતે પૂરી પાડે છે. વળી તેમાં ફોસ્ફોરસ અને લોહ પુષ્કળ પ્રમાણમાં હોય છે; આમાંથી ફોસ્ફોરસ દુર્બળ પડી ગયેલાં મગજને લાભ કરે છે, અને લોહ દુર્બળ પડી ગયેલા જ્ઞાનતંતુઓને હિતકર છે. વળી ભારે ખોરાક ખાવાથી લોહીમાં જે કચરો એકઠો થયો હોય છે, તેને તેઓ કાઢી નાંખીને લોહીને સ્વચ્છ કરનાર છે.

તાજી ' લેટ્યુસ ' ( Lettuce હરિતક; શિગ્રુ ) નામની ભાજીને ઓલિવ તેલસાથે લિંબુ નીચોવીને ખાવામાં આવે છે ત્યારે સ્વાદમાં તથા ગુણમાં ભાગ્યે જ તેનાથી બીજું કોઇ શાક ચઢી જતું હશે. લોહીને શુદ્ધ કરવામાં તથા પચનશક્તિને સુધારવામાં તેના જેવાં બીજાં કોઇ પણ શાક નથી. વળી ભારે અને ઉષ્ણતા વધારનાર ખોરાક ખાવાથી લોહી જ્યારે તપી જાય છે ત્યારે તે તેમાં વધી ગયેલી ઉષ્ણતાને ઓછી કરે છે. દસ્તને સાફ આણીને તથા જઠરને સુધારીને તે લોહીની ઉષ્ણતાને સમાન સ્થિતિમાં રાખે છે. વળી તેમાં એક જાતનું નિર્દોષ માદક તત્ત્વ રહેલું હોવાથી તેને રાત્રે જો સુવા પહેલાં ખાવામાં આવે છે તો તેનાથી શાંતિવાળી કુદરતી ઉંઘ આવે છે. અનિદ્રાનો વ્યાધિ ઘણાં ઉદાહરણોમાં તેનાથી મટી ગયેલો પ્રસિદ્ધ છે. આ શાકની સાથે લિંબુ જાડાં મનુષ્યોએ જ ખાવું; પાતળાં મનુષ્યોએ ખાવું અધિક હિતકર નથી.

કાકડી ( Cucumber ) દુર્જર છે, એવું જે કહેવાય છે, તે ખોટું છે. ઉલટું જો તેને ધીરે ધીરે અને યોગ્ય પ્રમાણમાં ખાવામાં આવે છે, તો તે ઘણી સહેલાઇથી પચે એવી અને પૌષ્ટિક છે. મૂળાની પેઠે તે સ્નાયુને રચે છે. વળી તે દસ્તને સાફ લાવે છે. કાકડીનો રસ શરીરે ચોળવાથી ત્વચા ધોળી અને તેજસ્વી થાય છે. તે તેજસ્વી કાંતિ કરનાર છે, એવું ગ્રીક તથા રોમન ગ્રંથકારોએ પણ લખ્યું છે.

લીલી ડુંગળીમાં લોહક્ષાર રહેલો હોવાથી તેમાં પુષ્ટિ આપવાનો ગુણ રહેલો છે. અયોગ્ય ખાનપાનથી બગડેલા જઠરને તે સુધારે છે. તે રેચક હોવાથી શરીરમાં રહેલા વિષને કાઢી નાંખે છે, અને તેથી મંદ જ્વર તથા સળેખમ તેને સારીપેઠે ખાવાથી મટી જાય છે. સ્વલ્પમાં ડુંગળી સર્વ સ્થિતિમાં આરોગ્યને વધારનાર છે.

ટમાટાને પૂર્વે ઝેરી ગણવામાં આવતા, પણ હવે તે અત્યંત આરોગ્યને આપનાર શાક મનાય છે. તેમાં રહેલા સૌમ્ય ( નરમ ), આમ્લ ( ખાટા ) રસ તથા રેચક રસને લીધે તે લોહીને શુદ્ધ કરીને તે વિદ્રધિને તથા તેવા જ બીજા થતા વ્યાધિને અટકાવે છે. વળી તે પચનશક્તિને વધારે છે, તથા ગુર્દઉપર બહુ સારી અસર કરે છે. ડૉ. ચેન્ડલર મૂર ( Chandler Moore ) નામનો એક પ્રસિદ્ધ વિદ્વાન્ કહે છે કે ' યકૃત્ અને ગુર્દઉપર અસર કરીને ટમાટા શરીરને આરોગ્યવાળું રાખે છે, એટલું જ નહિ પણ ચામડીને પણ તે સ્વચ્છ કરે છે, તથા તેને સ્વચ્છ રાખે છે. યકૃત્ ( Liver ) મંદ પડી જવાથી જો તમારી આંખો પીળચટી પડી ગઇ હોય તો મરીમસાલાદિના એકલા કાચા ( રાંધ્યા વિનાના ) ટમાટાને જ જો તમે સવારમાં ખાશો તો થોડા વખતમાં તમારા મુખઉપર સ્વચ્છ ગુલાબી રંગ પાછો આવશે. ટમાટાના ટકડાને મુખઉપર સારી રીતે ઘસવાથી તેના ઉપર પડેલા પીળા ડાઘા સત્વર મટી જાય છે, એ વાર્તા ઘણા જ થોડા મનુષ્યો જાણે છે.'

ગાજર (Carrot) આરોગ્યને આપનાર છે, અને કાંતિને વધારનાર છે. આનું કારણ પણ તે પચનશક્તિને સુધારનાર તથા દસ્તને સાફ લાવનાર છે, એ જ છે. પણ તેમનો સઉથી અધિક લાભ મળે એટલા માટે તેમને રાંધ્યાવિના કાચાં ખાવાં જોઇએ. ભોજનમાં રાંધ્યાવિનાનાં કુળાં (કોમળ) ગાજર પુષ્કળ ખાવાથી જમ્યા પછી ખાટા ડકાર આવવાનો વ્યાધિ મટી જાય છે. પારિસથી થોડે છેટે મેડેમ ડી લોઇસોને (Madame De l'Oisson) એક આશ્રમ સ્થાપ્યો છે, તેમાં રોગીઓને એકલાં ગાજર ખવડાવીને જ તેમના સઘળા રોગો મટાડવામાં આવે છે. આ સ્ત્રી તેની યુવાવસ્થામાં અત્યંત સૌંદર્યવાળી ગણાતી હતી. અને તેનું કારણ તે નિત્ય ગાજર ખાતી હતી, એ જ છે, એમ તે કહે છે. તેના આ કથનમાં સત્ય હો કે ન હો તોપણ એટલું તો ખરું જ છે કે તેને ત્યાં પારિસમાંથી પુષ્કળ રોગીઓ આવે છે અને ઉત્તમ પ્રકારનું આરોગ્ય પ્રાપ્ત કરીને જાય છે. જમીનમાંથી તાજાં ખોદી કાઢેલાં ગાજરને ધોઇને રોટલીસાથે તે ખાવાથી સ્વાદ તથા પોષણ બને મળે છે.

સેલેરી (Celery) નામનું શાક જ્ઞાનતંતુઓને બહુ લાભ કરે છે. લંડનમાંથી પ્રકટનું લેન્સેટ પત્ર કહે છે કે રાત્રે સૂતા પહેલાં તેને ખાવાથી નિદ્રા બહુ જ સારી આવે છે. પુષ્કળ માનસિક શ્રમપછી જો તેને ખાવામાં આવે છે તો તેથી જ્ઞાનતંતુઓ શાંત થાય છે. પણ રાંધ્યાવિના તેનો આહાર કરવો જોઇએ. તેમાં રહેલા ક્ષારમાં જ ગુણ રહેલો હોય છે, અને રાંધવાથી તે ક્ષાર બળી જાય છે. વળી તે પચનક્રિયાને મદદ કરે છે, અને લોહીને સ્વચ્છ કરે છે. જર્મનોમાં એક એવી કહેવત ચાલે છે કે જેઓ સેલેરી ખાય છે, તેમનાં નેત્ર તેજસ્વી થાય છે, ચામડી સ્વચ્છ થાય છે, અને સ્વભાવ આનંદી થાય છે.

અજમો (Parsley) જઠરના વ્યાધિ મટાડે છે, અને મુખના દુર્ગંધને દૂર કરે છે. ડુંગળી ખાધા પછી જો લીલા અજમાને ચાવવામાં આવે છે તો તેનો વાસ ઘણો ઓછો થઇ જાય છે, અથવા બિલકુલ નાશ પામે છે. તેનો મસાલાતરીકે જ ઉપયોગ કરવામાં આવે છે.

કોબીજ (Cabbage) જો કોમળ હોય છે તો તેમાં દસ્તને સાફ આણવાનો ગુણ રહેલો છે. કોબીજને રાંધીને અથવા કાચું ખાધું હોય તોપણ તે શરીરને સ્વચ્છ કરે છે. કોબીજનું અથાણું ઉકરડે ફેંકી દેવાજેવું છે.

આ સ્થળે જણાવવાની જરૂર છે કે સઘળાં શાકને રાંધ્યાવિના, તેઓ ખેતરમાંથી આણવામાં આવે તેવાં જ કુદરતી સ્થિતિમાં, અને ત્યાં સુધી ખાવાં એ વધારે લાભકારક છે. કારણ કે પૂર્વે કહ્યું તેમ રાંધવાથી તેઓમાં રહેલો ક્ષાર તથા બીજાં કિંમતી તત્વો બળી જાય છે. બટાકાને રાખમાં ભારીને અથવા શેકીને ખાવામાં અડચણ નથી, કારણ કે તેના ઉપરની છાલ તત્વોનું રક્ષણ કરે છે. જે પાણીમાં શાકને બાફવામાં કે ઉકાળવામાં આવ્યું હોય તે પાણી કાઢી નાંખવું નહિ, પણ તેને દાળમાં કે એવા કોઈ ઉપયોગમાં લેવું; કારણ કે તે પાણીમાં શાકના વિશથી ત્રિશ ટકાજેટલો અત્યંત પૌષ્ટિક ભાગ રહેલો હોય છે. શાકને પાણીમાં બાફવા ઇચ્છનારે તેને એટલા ઓછા પાણીમાં બાફવું જોઇએ કે પછી તેને ઢોળી દેવાની જરૂર પડે નહિ.

સ્પિનેક (Spinack)માં કોબીજકરતાં પણ વધારે રેચક ગુણ રહેલો છે, અને તે સાથે તેનામાં લોહના ક્ષારો છે. આથી તે બંધકોશને મટાડે છે. તથા લોહીને સુધારે છે.

'એસ્પેરેગસ (Asparagus) ની ગુર્દા (Kidneys) ના ઉપર બહુ સારી અસર

થાય છે. ગુર્દમાં જે પથરીનો પ્રવેશ થયો હોય છે તો તેને તે ઓગાળી નાંખે છે. વળી તે જ્ઞાનતંતુઓની દુર્બળતાને દૂર કરે છે.

બટાકામાં ગોધૂમ તત્ત્વ ( Starch ) પુષ્કળ હોવાથી તે શરીરને જાડું કરનાર છે. ઘણા જ પાતળા મનુષ્યોને બટાકા ખાવાની ભલામણ કરવામાં આવે છે. આથી એમ સમજવાનું નથી કે આરોગ્યના બીજા નિયમોનો ભંગ કરી બટાકા ખાવાથી પાતળા મનુષ્યો જાડાં થશે, પણ એટલું જ સમજવાનું છે કે બીજા નિયમોના પાલનસાથે જો બટાકા ખાવામાં આવશે તો બીજા કોઇ પણ ખોરાકના કરતાં તે શરીરને વહેલું પુષ્ટ કરશે.

---

## સમુદ્રનો પ્રવાસ ન લાગે માટે શું કરવું.

એક લેખક સમુદ્રનો પ્રવાસ ન લાગે માટે નીચેનો ઉપાય વર્ણવે છે. તે લખે છે કે સમુદ્રનો પ્રવાસ લાગવાનો જેમને ભય હોય તેમણે પ્રવાસના સમયમાં ચોવિશ કલાકમાં એક જ વાર ખાવું, અને ખોરાકમાં ફળ તથા બદામ, કાજુ, અખોડ વગેરે મેવાવિના બીજું કશું જ ન ખાવું. ફળ ઇચ્છાપ્રમાણે ખાવાં, પણ મેવો પાંચ તોલાથી વધારે ન ખાવો. વળી તેણે સાત દિવસમાં એક દિવસ નકોરડો ઉપવાસ કરી કાઢવો, તથા ઉપવાસના દિવસમાં પાણી રુચિપ્રમાણે પીવું.

### સાંધવાનો ઉપાય.

નોટિંગહામમાંથી પ્રકટ થતું એક પત્ર સંધિવા ( Rheumatism ) નો નીચે પ્રમાણે ઉપાય વર્ણવે છે:

સંધિવાના રોગીએ ખાટા લિંબુના રસનો પચીશ દિવસસુધી ઉપયોગ કરવો. પ્રથમ દિવસે એક લિંબુનો, બીજે દિવસે બે લિંબુનો, એમ નિત્ય એકેક લિંબુ વધારતાં પચીશમે દિવસે પચીશ લિંબુનો રસ પીવો. આથી સંધિવા મટી જશે.

---

## ઠંડા જળથી નિત્ય સ્નાન કરનારને ઉષ્ણ જળથી સ્નાન કરવાની અગત્ય.

ઠંડા જળથી નિત્ય સ્નાન કરનારે અઠવાડીયામાં એક વાર પણ ઉષ્ણ જળથી સ્નાન કરવાની અગત્ય છે; કારણ કે ઠંડું જળ ચામડીનાં છિદ્રોને સંકોચી નાંખે છે, અને તેથી તેમાં પ્રસંગે જે કચરો ભરાઇ રહેલો હોય છે, તે ધોવાઇ જતો નથી. વળી શરીરની અંદરથી ચામડીઉપર જે ચીકણો અને ખાટો પદાર્થ ઝરી આવ્યો હોય છે, તેના ઉપર ઠંડા જળની કશી અસર થતી નથી. ઠંડા જળના બળપ્રદ લાભ લેવા ઇચ્છનારે પ્રથમ ઉષ્ણ જળથી સ્નાન કરી ચામડીને ઉત્તમ પ્રકારે સ્વચ્છ કરી લેવી અને પછી શરીરઉપર ઠંડું જળ ઇચ્છાનુકૂળ રેડવું. ઠંડા જળથી સ્નાન કરનારે અનુકૂળતા હોય તો વરાળનો અથવા ઉષ્ણ વાયુનો અઠવાડીયામાં એકાદ વાર 'નાસ' લેઇને ત્વચાને તથા રુધિરને શુદ્ધ કરવું, એ યોગ્ય છે. ( આ નાસ કેવી રીતે લેવો, એ આ વર્તમાનથી પ્રકટ કરવામાં આવેલા 'રોગો ટાળવાના તથા નીરોગ રહેવાના ઉપાયો' એ નામના પુસ્તકમાં વિસ્તારથી લખવામાં આવ્યું છે, મૂલ્ય ૦-૧-૬ પોસ્ટેજ ૦-૦-૬.)

---



# श्रीसिद्धेश्वर.

मनुष्य प्रयत्नथी पोताने जेवो धारे छे, तेवो ज करी शके छे.



॥ ॐ श्रीँ ॥

## हितकर संभाषण.

બે મનુષ્યો એકઠા મળે છે ત્યારે તેઓ એકબીજાની સાથે કાંઇ ને કાંઇ વાત કર્યા વિના ભાગ્યે જ રહે છે, પરંતુ પોતાની વાત સામા મનુષ્યના હિતને કરનારી છે કે અહિતને કરનારી છે, તેનો હજાર મનુષ્યોમાંથી એકાદ મનુષ્ય પણ ભાગ્યે જ વિચાર કરતો હશે.

બીજા મનુષ્યો કયી બાબતોવિષે વિચાર કરવાના અને તેમના માનસિક વ્યાપારો કયી દિશાભણી વહેવાના, તેનો આધાર, કેટલેક દરજ્જે, આપણે તેમની સાથે જે વાત કરીએ છીએ તેઉપર રહેલો હોય છે. બીજા મનુષ્યને મળતાં આપણે જો તેની સાથે દિલ્હી દરબારની વાત કરીએ છીએ તો તરત જ તે મનુષ્ય દિલ્હી દરબારના વિચારો કરે છે, અને આપણાથી તે મનુષ્ય છૂટો પડે છે તોપણ કેટલીક વારસુધી તેના માનસિક વ્યાપારોનો વેગ દિલ્હી દરબારભણી હોય છે, અર્થાત્ આપણી વાતચીતપ્રમાણે જ મોટે ભાગે તેના મનમાં વિચારો ચાલવા માંડે છે; અને મનુષ્ય એ પોતાના વિચારનો જ પરિણામ હોવાથી, વાતચીત અથવા સંભાષણ એ મનુષ્યના જીવનમાં એક અત્યંત અગત્યનું અંગ છે, એ સહજ સિદ્ધ થાય છે.

જેનો આપણે સઉથી વધારે વિચાર કરીએ છીએ, તેવા જ આપણે થઇએ છીએ, અને શાનો આપણે સઉથી વધારે વિચાર કરીશું, તેનો આધાર મોટે ભાગે આપણી વાતચીતના વિષયઉપર, તેની શૈલિઉપર તથા તેના સ્વરૂપઉપર રહે છે.

જ્યારે સંભાષણ ખોટી અથવા હલકા પ્રકારની અથવા સામાન્ય પ્રકારની બાબતોવિષે વિચાર કરવાનો વેગ આપણા મનમાં પ્રકટાવે છે, અથવા આપણા મનમાં રહેલા પૂર્વના વેગને પુષ્ટિ આપે છે ત્યારે તે સંભાષણ આપણું અહિત કરે છે. તે જ પ્રમાણે માનવસ્વભાવમાં રહેલા દોષો અને અપૂર્ણતાઓને તે આપણી દૃષ્ટિસમીપ તરતાં રાખે છે ત્યારે પણ તે આપણું અકલ્યાણ કરે છે. આથી સ્પષ્ટ થાય છે કે મનુષ્યોનો મોટો ભાગ એક-

બીજાની સાથે મળતાં જે વાતચીત કરે છે, તે હિતકર ન હોતાં અહિતકર જ વિશેષે કરીને હોય છે.

સંભાષણ હિતકર થવાને માટે વાત કરનારે વાત કરતી વખતે પોતાનું લક્ષ સઘળી વસ્તુઓમાં જે શુભ, સુખદ અને ઉત્કૃષ્ટ રહેલું છે, તેના પ્રતિ જ રાખવું જોઇએ, અને પોતાના વિચારમાં, વાણીમાં અને ભાવમાં, પોતે પ્રાપ્ત કરવા ધારેલા સર્વોત્તમ સુખને જ પ્રધાન પદ આપવું જોઇએ.

વાર્તાનું સ્વરૂપ એવા પ્રકારનું રચવું જોઇએ કે તેથી મન વિચારના વધારે ઉચ્ચ પ્રદેશોભણી ગતિ કરે, અને તે સાંભળનાર પ્રત્યેક મનુષ્યને પોતાનામાં રહેલાં અધિક મહાન્ સામર્થ્યોનું વધારે તીક્ષ્ણ ભાન થાય.

એવો એક પણ શબ્દ કદી પણ ન બોલવો જોઇએ કે જેથી કોઇ મનુષ્યને પોતાના દોષો અથવા અપૂર્ણતાનું કોઇ પણ રીતે ભાન થાય; તેમ જ એવાં કોઇ પણ પ્રકારનાં વચનો ન ઉચ્ચારવાં જોઇએ કે જેથી સામાને ઉદ્વેગ, અપમાન, ગ્લાનિ કે દુઃખ થાય. પ્રત્યેક શબ્દ બીજાને કાને પડતાં તેનામાં આશા, ઉત્સાહ અને પ્રસન્નતા પ્રકટવાં જોઇએ.

સામા મનુષ્યને તેના દોષો નિરંતર કહ્યા કરવાથી તે દોષોનું આપણે તેને વધારે તીક્ષ્ણતાથી ભાન કરાવીએ છીએ; આમ થતાં તે પોતાના દોષોનો વધારે અને વધારે વિચાર કરે છે, અને આ રીતે પૂર્વના કરતાં પણ તે દોષોને અધિક બળવાન્ અને અધિક ત્રાસ આપનારા કરી મૂકે છે.

જેમ વધારે આપણી દુર્બળતાનો આપણે વિચાર કરીએ છીએ તેમ આપણે વધારે દુર્બળ થઇએ છીએ, અને જેમ વધારે આપણે દુર્બળતાસંબંધી વાતચીત કરીએ છીએ, તેમ આપણે દુર્બળતાસંબંધી વધારે વિચાર કરીએ છીએ. આથી જે બાબતોને રાખી રહેવા અને જેમની વૃદ્ધિ કરવા આપણે ઇચ્છતા ન હોઇએ, તે બાબતોના સંબંધમાં આપણે કદી પણ વાતચીત ન કરવી જોઇએ.

દુર્બળતાને ટાળવાનો એક જ માર્ગ છે, અને તે એ કે બળની વૃદ્ધિ કરવી. બળની વૃદ્ધિ કરવાને માટે બળઉપર આપણે અખંડ દૃષ્ટિ રાખવી જોઇએ. આપણો વિચાર જો ઉંડો, સામર્થ્યવાળો, અને અખંડ હોય છે તો જેનો આપણે વિચાર કરીએ છીએ, તેની આપણે વૃદ્ધિ કરીએ છીએ.

બાળકોને કેળવવામાં હિતકર સંભાષણનું જેટલું મૂલ્ય આંકીએ તેટલું ઓછું છે. ઘણા પ્રસંગોમાં હિતકર સંભાષણ બાળકોના ભવિષ્યને સંપૂર્ણ રીતે ઉત્તમ પ્રકારનું કરી મૂકે છે.

યોગ્ય પ્રકારે બાળકને કેળવવાને માટે જે ગુણો ઉંચા પ્રકારના હોય, અને જેની તેના વિકાસમાં જરૂર હોય, તેવા ગુણોને તેની દૃષ્ટિસમીપ નિરંતર ધરી રાખવા જોઇએ; અને ક્યાં તે તેની દૃષ્ટિને વધારે રાખશે, તેનો આધાર તેની સાથે આપણે જે રીતે વાતચીત કરીશું તેના ઉપર મોટે ભાગે રહેવાનો.

બાળકને ઠપકો આપવાથી આપણે બીજું કશું જ કરતા નથી, પણ તેને તેના દોષોનું સ્મરણ કરાવીએ છીએ. જે પ્રત્યેક પ્રસંગે આપણે તેને તેના દોષોનું સ્મરણ કરાવી-

એ છીએ, તે પ્રત્યેક પ્રસંગે તે દોષોઉપર તે વધારે ધ્યાન આપે છે, તેમનું વધારે ચિંતન કરે છે, અને તેમને વધારે બળ અને વધારે જીવન આપે છે. આમ થતાં તેના સારા ગુણો વધારે નબળા પડતા જાય છે, અને તેના નઠારા ગુણો વધારે નઠારા થતા જાય છે.

આ ના કરીશ, અને તે ના કરીશ, એવું બાળકને અખંડ કહ્યા કરવાથી તેના મનને તથા ચારિત્ર્યને સુધારવાનો સંભવ આવતો નથી; ઉલટું એમ કરવાથી તો તે ન કરવાની બાબતો કરવાની તેની ઇચ્છા વૃદ્ધિને પામે છે, અને માત્ર ભયથી જ તે તેમ કરતો અટકે છે, અથવા તો ત્રાસદાયક અને કડવો અનુભવ મેળવવામાં પુષ્કળ સમય અને બળનો ક્ષય કર્યા પછી જ તે તેમ કરતો અટકે છે.

જે ન કરવાનું કહ્યું હોય તે કરવાની ઇચ્છા થવી, એવો પ્રત્યેક મનુષ્યના મનનો સ્વભાવ હોય છે. આનું કારણ એ છે કે ન કરવાના હુકમોમાં હંમેશાં તેનું ઉલ્લંઘન કરવાથી શિક્ષા થવાનો ભય રહેલો હોય છે, અને મન જ્યારે ભયવાળી અથવા જિજ્ઞાસાવાળી સ્થિતિમાં હોય છે ત્યારે જેનો તે વિચાર કરે છે, તેનો, તેના મનમાં સહેલાઈથી દૃઢ સંસ્કાર પડે છે.

જ્યારે આપણને કોઇ કામ ન કરવાને ચેતવવામાં આવે છે ત્યારે કાં તો આપણું મન ભયની સ્થિતિમાં અથવા તો જિજ્ઞાસાની સ્થિતિમાં પ્રવેશે છે, અને જ્યારે આવી સ્થિતિમાં આપણું મન હોય છે ત્યારે જેના સંબંધમાં આપણને ચેતવવામાં આવ્યા હોય છે, તેના આપણા મનઉપર એટલા તો સહેલાઇથી અને એવા તો ઉંડા સંસ્કાર પડે છે કે આપણે અજાણતાં આપણું સંપૂર્ણ ધ્યાન તેના ઉપર આપીએ છીએ. પરિણામ એ આવે છે કે આપણે તે સંબંધમાં એટલો બધો તો વિચાર કરીએ છીએ કે આપણે લગભગ તેમાં તલ્લીન થઇ જઇએ છીએ; આપણે ન કરવાની વસ્તુથી દૂર જતા નથી, પણ તેમાં જ તણાઇને આવી પડીએ છીએ.

જ્યારે કોઇ મનુષ્ય આડે માર્ગે જતો હોય ત્યારે વધારે આગળ ન જવાને તેને ચેતવવો, એ ભૂલ છે. તે જ પ્રમાણે તેને મદદ ન આપતાં આડો જવા દેવો, એ પણ ભૂલ છે. યોગ્ય માર્ગ એ છે કે કાંઇક વધારે સારી બાબતઉપર તેનું ધ્યાન ખેંચવું, અને આપણી વાતચીતનું સ્વરૂપ એવું રચવું કે પેલી વધારે સારી બાબતમાં તે કેવળ તલ્લીન થઇ જાય. આપ્રમાણે તે તેની જૂની ભૂલો, જૂના દોષો, અને જૂની ઇચ્છાઓ ભૂલી જશે, અને જે વધારે સારી વસ્તુમાં તેને રસ પ્રકટ્યો છે, તેને સંપાદન કરવામાં પોતાના સઘળા બળને તથા આયુષ્યને આપશે.

મંદવાડ તથા નિષ્ફળતાને અટકાવવાને માટે પણ આ જ નિયમનો ઉપયોગ કરી શકાય. જ્યારે મન પૂર્ણ આરોગ્યના વિચારમાં એટલું બધું તો કેવળ તલ્લીન થઇ જાય છે કે મંદવાડમાત્રને તે ભૂલી જાય છે, ત્યારે મનનાં સઘળાં સામર્થ્યો આરોગ્યને પ્રકટાવવાને માટે મચી પડે છે, અને રોગનું એકે એક ચિહ્ન નાશને પામે છે.

જ્યારે મન વધારે ઉંચાં કાર્યોને સિદ્ધ કરવાના કામમાં એટલું બધું તો પૂર્ણપણે તલ્લીન થઇ જાય છે કે નિષ્ફળતાના સઘળા વિચારોને તે વિસરી જાય છે ત્યારે મનની સ-

ધળી શક્તિઓ તે તે ઉંચાં કાર્યોને સિદ્ધ કરવામાટે મચી પડે છે; પ્રતિદિન તે પુરૂષ થોડો અને થોડો આગળ વધે છે, અને પરિણામે મહાન્ વિજય અવશ્ય પ્રાપ્ત થાય છે.

ખોટાને, હલકાને અને ઓછાને મન વિસરી જાય એટલા માટે હિતકર સંભાષણનો મનુષ્યે સર્વદા ઉપયોગ કરવો જોઇએ; જો મનનો વિકાસ કરવો હોય અને આગળ વધવું હોય તો તો આવા સંભાષણનો ઉપયોગ કરવો જ જોઇએ. આપણી ઇચ્છાઓ, આપણી મહાકાંક્ષાઓ, અને આપણા ઉચ્ચ ઉદ્દેશોને પૂર્ણપણે અનુસરીને આપણે વાતચીત કરવી જોઈએ; આપણાં સઘળાં વચનો આપણા વાસ્તવિક ઉદ્દેશની વૃદ્ધિ કરનારાં હોવાં જોઇએ.

પોતે બાંધેલા પૂર્ણતાના વિચારપ્રમાણે પોતાના મિત્રોને પૂર્ણ કરવાનો પ્રયત્ન કરવાનો પ્રત્યેક મનુષ્યનો સ્વભાવ હોય છે, અને આથી પોતાના મિત્રોના દોષો તેમને નિરંતર કહી બતાવીને, તથા ઉત્તમ થવાને તમારે આ કરવું જોઇએ અને આ ન કરવું જોઇએ, એવી ઘડીએ ઘડીએ સલાહ આપીને, તેમને સુધારવાનો તે પ્રયત્ન કરે છે. માબાપો પણ પોતાની પ્રજાસાથે આ પ્રકારનું જ વર્તન રાખે છે, પણ તેઓ જાણતાં નથી કે આ પ્રકારનું વર્તન રાખવાથી મોટો ભાગ, હોય છે તેના કરતાં વધારે ખરાબ થાય છે, અને જેઓ મનના તથા ચારિત્ર્યના બહુ બળવાન્ હોય છે, તેમને જ માત્ર અસર થતી નથી.

આપણા મિત્રોને અથવા આપણાં બાળકોને આપણે ધારેલાં પૂર્ણ મનુષ્યો કરવાને માટે આપણે તેમના દોષો તેમને કદી પણ કહેવા ન જોઇએ; તેમના ચારિત્ર્યના ઉત્તમ ગુણોસંબંધી અને જે મોટામાં મોટા સંભવો તેમના મનમાં રહ્યા છે, તે સંબંધમાં આપણે તેમની સાથે વાતચીત કરવી જોઈએ. આપણી સાથે સંભાષણ કરનાર પ્રત્યેક મનુષ્યની સાથે આપણે એવી રીતે વાત કરવી કે તેને એમ થાય કે તેનામાં કંઇક ઉચ્ચતા રહેલી છે; અને ઉપદેશ આપીએ છીએ એવું દેખાડ્યાવિના અથવા હુકમ કરનાર તરીકે જણાયાવિના આમ આપણે કરી શકીએ એમ છે.

સઘળી વાતચીતનું સ્વરૂપ અનિર્વેદવાદના સિદ્ધાંતોવાળું અને મનને ઊર્ધ્વગામી કરનારૂં હોવું જોઇએ. જીવનમાં જે વસ્તુઓ મૂલ્યવાન્ છે, તેના સંબંધની જ વાત કરવી જોઇએ, અને આપણે મેળવવાને જે ઉંચુ પદ ધાર્યું હોય તેને જ વાતમાં સઉથી આગળ પડતું પદ આપવું જોઇએ.

દુર્બળતાપ્રતિ જેમ બને તેમ ઓછી દૃષ્ટિ કરવી જોઇએ, અને તેના સંબંધમાં એક અક્ષર પણ કદી ઉચ્ચારવો ન જોઇએ.

આપણે જ્યાં બેઠા હોઇએ ત્યાં બીજા મનુષ્યો અહિતકર સંભાષણ કરે તો આપણે વાતનો વિષય બદલી નાંખીને તેઓનું ધ્યાન બીજી બાજુતરફ વાળવું જોઇએ. પ્રત્યેક વિષયની બીજી બાજુ હંમેશાં હોય જ છે, અને સૂક્ષ્મ નિરીક્ષણ આપણે જો કરીશું તો આપણને જણાશે કે તે બીજી બાજુ. સામાન્ય બાજુકરતાં ઘણી જ વધારે મહાન્ અને ઘણી જ વધારે મહત્ત્વવાળી હોય છે.

પ્રશસ્ય ગુણો પ્રત્યેક સ્થળમાં રહેલા હોય છે; અને તેમના પ્રતિ આપણું લક્ષ આપવું, એ લાભકારક છે, એ સિદ્ધ થયા વિના નહિ જ રહે.

---

# मूल्यवान् विचारो.

સર્વની સાથે અવિરોધી થાઓ—સર્વના મિત્ર થઇને રહો. તમારી સાથે કોઇ વિરોધ ધરે તોપણ તમે, તમારા મનમાં તેના પર વિરોધ ધરતા નહિ, તેમ જ તેના વિરોધને જોતા નહિ, અને તેની વિરોધવાળી કૃતિઓનું મનમાં કદી પણ ચિંતન કરતા નહિ. તમે પોતે સર્વોત્તમ થવાનો પ્રયત્ન કરો, અને સર્વના મિત્ર થવું, એ સર્વોત્તમ થવાનું એક અંગ છે. સર્વના અવિરોધી થવું, અને સર્વોતમ થવાનો પ્રયત્ન કરવો, એ તમારા મનની સઘળી કામનાને પૂર્ણ કરનાર શુભ કુંચી છે.

* * * *

જે મનુષ્ય પોતાનો વિકાસ કરવામાં બેદરકાર રહે છે, તે મનુષ્ય પોતે પોતાના સ્વરૂપને જાણતો નથી. પોતાને રાજા જાણનાર અથવા રાજા થવાની યોગ્યતાવાળો જાણનાર શું ભિખારીના ઝુંપડામાં પડ્યો રહે છે? પોતાના સ્વરૂપને જાણનાર મનુષ્યથી પોતે વસ્તુતઃ જેવો છે, તેવો થવાનો પ્રયત્ન કર્યાવિના રહેવાતું જ નથી. આવો પ્રયત્ન ન કરનાર મનુષ્યે હજી જીવવાનો આરંભ કર્યો જ નથી. તે પચાસ વર્ષથી કે સાઠ વર્ષથી પોતાને જીવતો માનતો હોય તોપણ હજી તેના જીવનની એક ક્ષણ પણ શરૂ થઇ નથી. જે ક્ષણથી તે, પોતે વસ્તુતઃ જેવો છે તેવો થવાનો પ્રયત્ન આરંભે છે, તે ક્ષણથી જ તે જીવવાનો આરંભ કરે છે. હમણાં તે પથારીમાંથી ઉઠ્યો છે ખરો, પણ તેની આંખો ઉંઘથી ઘેરાયલી છે. તે અર્ધ જાગ્રત્ સ્થિતિમાં છે, અને તેથી વસ્તુઓને જેમ છે તેમ જોઈ શકતો નથી.

* * * *

જે પ્રાપ્ત કરવાનો આપણો ઉદ્દેશ હોય, તે જાણે આપણે પ્રાપ્ત કર્યું જ છે, એવા ભાનપૂર્વક જીવવું, અને પ્રત્યેક વસ્તુની સર્વોત્તમ બાજુનું જ મનમાં ચિંતન કરવું એનું જ નામ યથાર્થ જીવન ગાળવાનો પ્રયત્ન છે.

* * * *

આત્માના સૌંદર્યનો અને મનમાં રહેલી સંપત્તિઓનો અનાદર એ જીવનમાં રહેલી સર્વોત્તમતાનો જ અનાદર છે; તે જ પ્રમાણે શરીરની યોગ્ય ઇચ્છાઓનો અનાદર કરવો, એ આત્માને અને મનને પોતાનો પ્રકાશ દર્શાવવાનાં દ્વાર બંધ કરવા તુલ્ય છે.

* * * *

વાસ્તવિક જીવન આત્માના ભાનમાં અર્થાત્ અનુભવમાં રહેલું છે. તેથી કરીને સઘળી વસ્તુઓના અંતરાત્માસાથે મનુષ્ય જ્યાં સુધી સંબંધવાળો થતો નથી ત્યાં સુધી તે વસ્તુતઃ જીવતો નથી.

* * * *

કલેશ, અસંતોષ અથવા બડબડાટ, નિસાસા અને સંશયને દર્શાવનારો 'જો' શબ્દ, એટલાંને તમારા અંતઃકરણમાંથી દૂર કરો. જ્યારે આ ચારનો અંતઃકરણમાંથી અભાવ થાય છે ત્યારે વિચારમાં, વાણીમાં અને વૃત્તિમાં પુષ્કળ બળ આવે છે. તેની સાથે દુઃખ અને વ્યથા પણ પલાયન કરી જાય છે.

* * * *

બાળકોને નાનપણથી જ શિક્ષણ આપવાની અત્યંત અગત્ય છે. જીવનના નિયમોને અનુકૂળ વર્તીને, મનને તથા શરીરને આનંદ મળે એવી ગમતોમાં જોડાવાથી સર્વોત્તમ પરિણામ જ પ્રકટે છે. આ પ્રકારે આનંદનો ઉપભોગ કરવાથી કશી હાનિ થતી નથી, પણ ઉલટો લાભ જ થાય છે.

બાળક છ સાત વર્ષનું થયા પછી શરીરમાં જે જૂદાં જૂદાં જ્ઞાનતંતુઓનાં ચક્રો છે (આધાર, સ્વાધિષ્ઠાન, મણિપુરક, વિશુદ્ધ વગેરે ) તેના ઉપર વૃત્તિને એકાગ્ર કરવાનું અને તેદ્વારા તેના બળનું સંરક્ષણ કરવાનું તેને શીખવવું જોઇએ. એકાગ્રતાસમયે શરીરનાં સઘળાં સામર્થ્યો, તે ચક્રોમાં એકઠાં થાય, એવી પ્રશાંત ચિત્તે ઇચ્છા કરવાનું પણ તેને શીખવવું જોઇએ. વળી વિવિધ ચક્રોમાં સામર્થ્યોને એકઠાં કરવાનું જેમ તેને શીખવવું જોઇએ, તે જ પ્રમાણે મગજના જૂદા જૂદા ભાગમાં વૃત્તિની એકાગ્રતા કરીને તે તે ભાગોમાં પણ સામર્થ્યનો સંચય કરવાનો તેને અભ્યાસ પાડવો જોઇએ.

બાળકોને નિશાળે બેસાડીને આંક અને કક્કો શીખવવાની જેટલી જરૂર છે, તેટલી જ જરૂર તેમને આ પ્રકારનો અભ્યાસ પાડવાની છે, અને તેથી જ બાળકોને ઉપવીત આપ્યા પછી ત્રિકાળ સંધ્યા કરાવવાનો અને તેને અંગે ધ્યાન કરાવવાનો શાસ્ત્રોનો આદેશ છે.

જે બાળકને જ્ઞાનપૂર્વક બળનો સંચય કરતાં અને તેનું રૂપાંતર કરતાં શીખવવામાં આવે છે, તે બાળક પોતાના મનના તથા તનના સામર્થ્યની આશ્ચર્યકારક વૃદ્ધિ કરે છે, એટલું જ નહિ પરંતુ તે પોતાની સમગ્ર વ્યક્તિને અત્યંત પ્રતાપવાળી કરે છે; અને આ જગતમાં વિજયને અર્થે તથા કાર્યસિદ્ધિને અર્થે આવા પ્રકારની વ્યક્તિનું મૂલ્ય અસાધારણ છે.

આ પ્રકારના અભ્યાસથી, ઘણી વાર યુવકોને શરીરમાં બળની વૃદ્ધિથી બ્રહ્મચર્યનો ભંગ કરવાની જે વૃત્તિઓ સ્ફુરી આવે છે, તે બંધ પડી જાય છે; અને આના જેવું વધારે અગત્યનું બીજું કંઇ જ નથી. ઉત્પાદક સામર્થ્યના દુરુપયોગથી હજારો યુવકોનાં અને યુવતિઓનાં જીવન પાયમાલ થઇ ગયાં છે; અને શરીરનાં આ ઉત્પાદક સામર્થ્યોને કેવી રીતે વશમાં રાખવાં, એ જો આપણને સર્વને બાલ્યાવસ્થામાં શીખવવામાં આવ્યું હોત તો જગતમાં આજે જેટલા મોટા પુરુષો અને સ્ત્રીઓ છે, તેના કરતાં હજારગણાં વધારે મોટા પુરુષો અને સ્ત્રીઓ હોત, એમાં થોડો જ સંશય છે.

પ્રત્યેક બાળકને જેમ બને તેમ સત્વર મનને પ્રશાંત રાખવાનો અભ્યાસ પાડવો જોઈએ; જેથી સર્વ આકુળતાવિકળતાવાળી વૃત્તિઓથી, વિરોધને ધરનારી વૃત્તિઓથી અને બળનો ક્ષય કરનારી વૃત્તિઓથી તે બચે, અને તેના બળનું સંરક્ષણ થાય.

પ્રત્યેક બાળકમાં સામાન્ય રીતે પુષ્કળ બળ ઉત્પન્ન થાય છે; એટલું બધું કે જો તેને યોગ્ય માર્ગે વાળવામાં આવે તો તે મહા પુરુષ થઈને રહે. આથી પોતાના મનનો તથા શરીરનો સર્વોત્તમ વિકાસ કરવાને માટે અને તેની સાથે નાનપણનો સમય અત્યંત આનંદમાં વ્યતીત થાય એટલા માટે આ બળનો ઉપયોગ કરવાનો બાળકને કેવી રીતે અભ્યાસ પાડવો, એ વિષયનું જ્ઞાન પ્રાપ્ત કરવું, એ પ્રત્યેક મનુષ્યને અત્યંત ઉપયોગનું છે.

આ વિષય ઘણો વિસ્તારવાળો તથા ગહન છે, અને તેથી એક જ લેખમાં લખવા-જેવું સઘળું આવી જાય એ અસંભવ છે, તોપણ ઉપર જે સૂચનાઓ કરી છે, તેનો જો બુદ્ધિમાન્ મનુષ્યો ઉપયોગ કરશે તો સંતોષકારક પરિણામ જણાયાવિના નહિ જ રહે.

---

# केटलाक प्रश्नो तथा तनां उत्तरो.

**प्रश्न**—જ્યારે હું રાત્રે સુતી વખતે, મારી તીવ્ર ઇચ્છાના વિષયના મારા આંતર મન-ઉપર સંસ્કાર પાડું છું ત્યારે મને સ્વસ્થ નિદ્રા આવતી નથી, પણ ઉલટાં મને બીજી બાબ-તોનાં સ્વપ્નાં આવે છે.

**उत्तर**—આનું કારણ એ કે તમે શ્રદ્ધા ધરવા કરતાં ચિંતાને વધારે સેવો છો. મનની અત્યંત શાંત સ્થિતિમાં આંતર મનઉપર આપણી ઇચ્છાના આપણે સંસ્કાર પાડવા જોઇએ. ચિંતાવાળી સ્થિતિમાં પાડેલા સંસ્કાર ફળને ઉત્પન્ન કરતા નથી.

આંતર મનને જે કંઇ કરવાનું સૂચવવામાં આવે છે, તે કરવાનું તેનામાં સામર્થ્ય છે, એ નિશ્ચયપૂર્વક માનો. સારી જમીનમાં વાવેલું ઉત્તમ બીજ અવશ્ય ઉગે છે, એ વાતની જેમ તમને પાકી ખાતરી છે, તેમ આંતર મનમાં પાડવામાં આવેલો પ્રત્યેક સંસ્કાર ઉગી નીકળે છે, એમ ખાતરીથી જાણો. આંતર મનમાં તમારી ઇચ્છાના સંસ્કાર પાડી રહો ત્યારે નિશ્ચયપૂર્વક માનો કે બીજક વવાયું છે, અને તેનું વૃક્ષ ઉગી તેના ઉપર ફળ આવવાનાં જ. આવી ખાતરી સાથે ઉંઘી જાઓ, અને તમને કોઇ દિવસ નહિ આવી હોય એવી અત્યંત આરામદ નિદ્રા આવશે. આંતર મનને નિદ્રામાં જ્યારે કંઇ ખાસ કરવાનું તમે સોંપો છો ત્યારે તમને હંમેશાં સારી ઉંઘ આવે છે. આથી તમે જે આંતર મનને કરવાનું સોંપ્યું છે, તેને તે અવશ્ય કરશે જ, એવા વિશ્વાસપૂર્વક નિશ્ચિંતપણે ઉંઘો.

**प्रश्न**—મારો છોકરો આખો દિવસ બોલબોલ કરે છે, અને એક પગ જંપીને બેસતો નથી. મને લાગે છે કે આવી પ્રવૃત્તિથી તેના બળનો અત્યંત વ્યય થઇ જતો હોવો જોઇએ. મારે તેને અટકાવવો કે તે જેમ વર્તે છે, તેમ તેને વર્તવા દેવો ?

**उत्तर**—અટકાવવાની જરૂર નથી. ક્રિયા બળનો નકામો વ્યય કરતી નથી, પણ મનની વિકળતાથી કરવામાં આવતી ક્રિયા બળનો વ્યય કરી નાંખે છે. તમારા બાળકને નિત્ય સ્નાન કર્યાં પછી એકાંતમાં બેસાડો, અને મૂર્ધમાં પા કલાક તેની ગતિને શાંતિથી વિશ્રામ કરવાનું શીખવો. આથી તે ગમે તેટલી પ્રવૃત્તિ કરશે તોપણ તેના શરીરમાં તેના બળનો સંચય થતો રહેશે.

જો તે સંધ્યા કરતો હોય તો સંધ્યાની સાથે જ આ ક્રમને જોડો.

---

# જરા ધ્યાન આપજોજી—!

આ બીના



અગત્યની છે.

અમે આજે નહિ પણ આજે
દાહેકાઓ થયા મુંબઇમાં
મીઠાઇની લાઇનમાં બીન
હરીફ છીએ

તરેહવાર તાજી
મીઠાઈઓ.

અને અમારી દુકાનની



આ ચીજ સઘળે વખણાઈ
ચુકી છે.

અને આ જીણસ



માટે બે મત છેજ નહિ.

"ગોવિંદજી"ની જાણીતી
મીઠાઈઓ.

દરેક કોમમાં દરેક પ્રદર્શનમાં
વખણાયલી મીઠાઈઓ.

અને આ વસ્તુ



બીલકુલ જગપ્રસિદ્ધ છે.

ગોવિંદજી આ ચીજ



હંમેશ આવીજ બનાવે છે.

હિંદુસ્તાનની પ્રજામાં
વખણાયલી મીઠાઈઓ.

ગોવિંદજીનું પુરાણું નામ—જાણીતું કામ—વાજબી દામ આજે કોણથી અજાણ્યું છે ?

ગોવિંદજી વસનજી—કાકરવાડ—મુંબઇ.

Tel. Add "Sweetmeat" BOMBAY.

Registered N. B. 185



रूप (पुस्तक) २३.    आषाढ कृष्ण० १४. संवत् १९६७.    दर्शन (अंक) ९.

श्लोकः ।

कदली कमल न वा हिमं
मलयोत्थं यदपोहितुं क्षमम् ।
भवदंघ्रिवियोगपावको
हृदये मा स कदाचनेध्यताम् ॥

અર્થઃ—હે ભગવન્! આપના ચરણના વિયોગરૂપ અગ્નિ, જેને ટાળવા કેળ, કમળ, બરફ કે ચંદન કશું સમર્થ નથી, તે અમારા હૃદયમાં કદાપિ ધગધગી રહો મા!

---

प्रसिद्ध करनार

श्रेयस्साधकअधिकारिवर्ग—वडोदरा.

તરફથી

અમદાવાદ—શ્રી "સત્યવિજય" પ્રિન્ટિંગ પ્રેસમાં શા. સાંકળચંદ હરિલાલે છાપી પ્રસિદ્ધ કર્યું.

---

વાર્ષિક લવાજમ્ પોસ્ટેજસાથે રૂ. ૨-૦-૦ વર્ષના આરંભમાં જ.




रूप ( पुस्तक ) २३-आषाढ कृष्ण० १४, संवत् १९६७. दर्शन ( अंक ) ९.

॥ ॐ श्रीँ ॥

# શિખરે સ્થિતિ.

ન્યારી ન્યારી દૈવી અગમ્ય ભૂમિકા અમારી, સ્થિતિ શી ! મહતી જણાતી;
મન મતિ નથી ગતિ જ્યાં કરી શકતાં, સુરમુનિવર પણ જ્યાંથી અટકતા.
ધ્યાની જ્ઞાની સરખા પણ ના શકે વિચારી, અનુમાને નથી તે અણાતી;—

અનુભવના થતા અખંડ ઝળકારા જેમાં,
ન શંકાતણી દૃષ્ટિતણા પલકારા તેમાં;
મહા નિશ્ચિંત ને અચિંત્ય સ્થિતિના શિખરે,
થઈ રહીએ નિરંજન ને નિરાકાર એમાં. મન મતિ૦

કરીએ મહા વિશાળ પ્રદેશે રમણ,
સ્વીકારીએ ન કોઇનું કે ન કરીએ (કોઇને) નમન;
નિત્ય ભાળીએ થતું અગાધ ઉત્ક્રમણ,
કર્યું સહજ સર્વ બંધનોનું અતિક્રમણ.— મન મતિ૦

સર્વરૂપ છતાં સર્વથી અતીત અમે,
થતા બાહ્ય ને સર્વાન્તરે પ્રતીત અમે;
સુપ્રસન્ન અને પૂર્ણપદે સ્થિત અમે,
ગુણાતીત, કાળાતીત, પરાતીત અમે.— મન મતિ૦

# ब्रह्मसूत्र अथवा ब्रह्ममीमांसा.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ટ ૨૮૬ થી. )

पत्युरसामञ्जस्यात् ॥ ३७ ॥

સૂત્રાર્થઃ—ઈશ્વર નિમિત્તકારણમાત્ર છે એ મત અયોગ્ય છે કેમકે ઉપપત્તિરહિત છે.

આ સૂત્રોવડે, ઈશ્વર જગતના કેવળ અધિષ્ઠાતા છે, નિમિત્તકારણમાત્ર છે એ પ્રકારના વાદને અવલંબન કરનારાના મતનું ખંડન કર્યું છે. प्रकृतिश्च प्रतिज्ञादृष्टान्तानुपरोधात् ( ૧. ૪. ૨૩ ) अभिध्योपदेशाच्च ( ૧. ૪. ૨૪ ) એ સૂત્રોવડે શ્રીસૂત્રકારે પોતે એવું સ્થાપન કર્યું છે કે પરમેશ્વર આ સર્વના પ્રકૃતિરૂપ, ઉપાદાનકારણરૂપ છે તથા અધિષ્ઠાતા એટલે નિમિત્ત કારણરૂપ છે. હવે જો આ સૂત્રોમાં અવિશેષે કરીને ઈશ્વરનું કારણત્વ ખંડન કરવામાં આવે તો પૂર્વાપર વિરોધ આવે છે અને તેથી સૂત્રકાર વ્યાહતોક્તિ કરનાર ઠરે છે. તેથી અહિં ઈશ્વર પ્રકૃતિરૂપ તથા નિમિત્તરૂપ છે એ પોતે સ્થાપન કરેલા અભિન્નવાદનું ખંડન ન લેતાં ઈશ્વર કેવળ નિમિત્તકારણરૂપ છે, કેવળ અધિષ્ઠાતારૂપ છે અને પ્રકૃતિરૂપ નથી એ માનનારના મતનું ખંડન અહિં લેવું આવશ્યક છે.

આ રીતે વેદબાહ્ય ઈશ્વરની કલ્પના અનેક પ્રકારની છે. કેટલાક સાંખ્યયોગનું અવલંબન કરી એવું માને છે કે પ્રધાન, પુરુષ અને ઈશ્વર એવા ત્રણ ઇતરેતરથી વિલક્ષણ પદાર્થો છે અને તેમાં પ્રધાન તથા પુરુષોના અધિષ્ઠાતારૂપ કેવળ નિમિત્તકારણ ઈશ્વર છે. આ પ્રકારનું સેશ્વર સાંખ્યોનું માનવું છે. શૈવ, પાશુપત, કારણિક સિદ્ધાન્તી અને કાપાલિક એવા ચાર ભેદવાળો માહેશ્વર મત છે. એ ચારે સામાન્ય રીતે માહેશ્વર કહેવાય છે કેમકે મહેશ્વરવડે કહેવાયેલા આગમને એ અનુસરનાર છે. એમના મતપ્રમાણે મહદાદિ કાર્ય, પ્રધાન અને ઈશ્વર એ બે કારણ, સમાધિરૂપ યોગ, ત્રિસવનસ્નાનાદિરૂપ વિધિ અને દુઃખના ઉચ્છેદરૂપ મોક્ષ એવા પાંચ પદાર્થ છે અને જીવોરૂપ પશુના પતિ જે મહેશ્વર તેમણે જીવોરૂપ પશુના બંધરૂપ પાશને ત્રોડી નાંખવા એ પાંચનો ઉપદેશ કર્યો છે, તથા એ પશુપતિરૂપ મહેશ્વર તે નિમિત્તકારણમાત્ર છે.

વૈશેષિક, દિગમ્બર, પાતંજલ આદિ આનુમાનિક ઈશ્વરને માને છે. વૈશેષિકો કહે છે કે विमतं सकर्तृकं कार्यत्वात् घटवत् પૃથિવ્યાદિ તથા અંકુરાદિ પદાર્થોનો કોઈ કર્તા હોવો જોઈએ કેમકે ઘટાદિની માફક જે જે કાર્ય છે તેનો કોઈ કર્તા હોય છે. આ આદિ અનુમાનથી જગતના કર્તારૂપે ઈશ્વરની સિદ્ધિ વૈશેષિકો કરે છે. ગૌતમના ન્યાયને અનુસરનાર કહે છે કે કર્મોનું ફલ તે કોઈ સર્વસાધનસંપન્ન અભિજ્ઞદાતાની અપેક્ષા રાખે છે કેમકે એ અન્ય કાલે થનાર ફલરૂપ છે. સેવાનું ફલઆદિરૂપને આપણે જોઈએ છીએ કે જે તરત નહિ થતાં અન્ય કાલે થનાર હોય છે તો સેવ્યરૂપ દાતા એનો આપનાર હોય છે. આ જ પ્રમાણે સાંસારિકાદિ કર્મોનો કોઈ અભિજ્ઞ દાતા હોવો જોઈએ અને તે દાતા તે ઈશ્વર છે. દિગમ્બર પણ આવું જ અનુમાન આપે છે. પતંજલિના યોગને અવલંબન કરનાર કહે છે કે જે જે સાતિશય હોય છે તે કવચિત્ પણ વિશ્રાન્તિને-નિરતિશયપણાને પામે છે. આ નાનું છે, આ મોટું છે ઈત્યાદિ પ્રકારે પરમાણુથી માંડી પર્વતાદિનું પરિમાણ જોતાં એમાં તારતમ્ય-અતિશય હોય

છે તો એ વિભુ પદાર્થમાં નિરતિશય થઇ રહે છે. તે પ્રમાણે જ્ઞાન અને ઐશ્વર્ય એ બેની જગતમાં તારતમ્યથી ઉપલબ્ધિ થાય છે. કોઇનું જ્ઞાન ઓછું હોય છે તો કોઇનું તેથી અધિક હોય છે, કોઇનું તેથી પણ અધિક હોય છે; કોઇનું ઐશ્વર્ય અત્યંત મર્યાદિત હોય છે તો અન્યનું તેથી વધારે હોય છે અને ઇતરનું તેથી પણ વધારે હોય છે. તેથી જ્ઞાન અને ઐશ્વર્ય સાતિશય છે એ સિદ્ધ છે માટે કોઇ પણ વ્યક્તિમાં એ નિરતિશયપણાને પામવાં જોઇએ. જ્યાં એ નિરતિશય થઇ રહે છે તે ઇશ્વર છે. આ સર્વ મતો અનુમાનવડે ઇશ્વરને સિદ્ધ કરે છે અને ઇશ્વર નિમિત્તકારણમાત્ર છે એવું સૂચવે છે. જે કર્તા હોય છે તે ઉપાદાનકારણ હોતું નથી એવું લોકમાં દૃષ્ટ છે તેથી ઇશ્વર કર્તા સિદ્ધ થવાથી ઉપાદાન કારણ નથી એમ આ મતાવલંબી સ્વીકારે છે અને તેથી બ્રહ્મવાદના પ્રતિપક્ષીમાં આ સર્વ આવે છે.

આ મતોનો આ રીતનો પૂર્વપક્ષ આમ થતાં-ઇશ્વર કેવલ નિમિત્ત કારણ છે અને ઉપાદાન કારણ હોઇ શકે નહિ એ પૂર્વપક્ષ પ્રાપ્ત થતાં આ સૂત્રથી કહેવામાં આવ્યું કે પતિ એટલે ઇશ્વર પ્રધાનપુરુષાદિના અધિષ્ઠાતા હોવારૂપ જગતના નિમિત્તકારણમાત્ર છે એ મત અયોગ્ય છે કેમકે એમાં સામંજસ્ય—ઉચિતપણું નથી.

પૂર્વપક્ષી કહેશે કે આ મત કેવી રીતે અયોગ્ય કહેવાય? આગમાદિથી નિર્દોષ ઇશ્વરની સિદ્ધિ એમાં કરી છે તો પછી એ મત સદોષ કેવી રીતે થઇ શકે ? આ પ્રકારે પૂર્વપક્ષી કહે તો તેને જણાવવું જોઇએ કે પોત પોતાના માનેલા આગમ વડે ઇશ્વરના સ્વરૂપનો નિર્ણય થઇ શકે નહિ કેમકે એ આગમો નિર્મૂલ છે અને તેથી પ્રમાણરૂપ નથી. એ આગમો સર્વજ્ઞ પ્રણીત છે. તેથી સર્વજ્ઞનું જ્ઞાન એના મૂલરૂપ છે એમ કરવામાં આવતો બચાવ વ્યર્થ છે કેમકે એમ માનવામાં પ્રમાણ નથી. એ આગમ જ પ્રમાણ છે એમ કહે તો આગમના પ્રામાણ્યનો નિશ્ચય થયે એ સર્વજ્ઞપ્રણીત છે એ નિર્ણય થાય અને એ સર્વજ્ઞપ્રણીત હોય તો એ આગમ પ્રમાણ છે એમ નિર્ણય થાય તેથી સ્પષ્ટપણે અન્યોન્યાશ્રય આવે છે. જે પૌરુષેય વચનો છે તે સ્વતઃપ્રમાણ નથી કેમકે તેમનો પરસ્પર વિરોધ હોતાં તત્ત્વ અવ્યવસ્થિત થઇ જાય તેમ છે, તેથી આ સર્વ મતના અનુયાયીઓએ અનુમાનવડે ઇશ્વરની અને ઇશ્વરના કર્તૃત્વમાત્રની સિદ્ધિ કરવી જોઇએ પણ તેમ થઇ શકે તેમ નથી કેમકે અનુમાન દૃષ્ટને અનુસરીને અદૃષ્ટની કલ્પના કરે છે અને તેથી દૃષ્ટથી વિપરીત અર્થને સાધી શકે તેમ નથી. લોકમાં જોઇએ છીએ કે જે વિષમ સૃષ્ટિ કરે છે તે સર્વ રાગદ્વેષાદિ દોષવાળા હોય છે. ઇશ્વર પણ કેટલાંક પ્રાણીઓને ઉત્તમ, કેટલાંકને મધ્યમ અને કેટલાંકને હીન બનાવે છે તેથી વિષમસૃષ્ટિના કર્તા છે. તેથી દૃષ્ટને અનુસરતાં એ સર્વ સૃષ્ટિ કરનાર ઇશ્વર પણ રાગદ્વેષાદિ દોષવાળા હોવા જોઇએ એવું ઠરશે અર્થાત્ અનીશ્વરજ થઇ રહેશે. વળી જો લોકમાં વિચિત્ર રચના કરનાર મોટા મોટા મહાલયો આદિ બાંધનાર એક નહિ પણ અનેક છે એમ છતાં યથાદૃષ્ટ કલ્પના ન કરતાં જગતના કર્તાને એક લેવામાં લાઘવ આવે છે તેથી એમ લેવામાં આવે, તો નિત્યજ્ઞાનવાળા અને નિર્દોષ લેવામાં આવે, તો લોકમાં કર્તા અને ઉપાદાન બન્ને ભિન્ન ભિન્ન જોવામાં આવતા હોય તોપણ લાઘવને અવલંબી ઇશ્વરને પણ કર્તા અને ઉપાદાન ઉભય લેવા યોગ્ય છે. ઉભયકારણતા ઇશ્વરની ન લેવામાં આવે તો સ્વતંત્ર પ્રધાન, પરમાણુ આદિ કોઈ અન્ય ઉપાદાન લેવાની જરૂર રહે છે એ સ્પષ્ટ ગૌરવ છે. આની સામે

એવું કહેવામાં આવે કે એવું દષ્ટ નથી માટે નહિ લેવાય તો કર્તાનું એકત્વ, નિર્દોષત્વ આદિ પણ દષ્ટ નથી તેથી તે પણ નહિ લઇ શકાય.

પૂર્વપક્ષી કહેશે કે વેદાન્તમતમાં પણ પરમેશ્વરને વિષમ સૃષ્ટિના કર્તા લીધા છે તેથી એ પક્ષમાં પણ આ દોષ આવી શકશે. આ કથન અયોગ્ય છે. કેમકે પૂર્વપક્ષીની અને સિદ્ધાન્તીની ભૂમિકા ભિન્ન ભિન્ન છે. પૂર્વપક્ષીની માફક સિદ્ધાન્તી પણ જો અનુમાન વડે એ પ્રકારના પરમેશ્વરને સ્થાપન કરતા હોય તો અવશ્ય એમના પક્ષમાં પણ એ દોષ આવે જ. કેમકે પછી તો દષ્ટને અનુસાર જ સર્વ કલ્પના કરવાની રહે છે. પણ સિદ્ધાન્તી અનુમાન-વડે ઇશ્વરની સિદ્ધિ કરતા નથી. વેદ અપૌરુષેય છે અને તેથી સ્વતઃપ્રમાણ છે એ વેદશ્રુતિ-વડે પોતાના પ્રમેયનો બોધ કરાય છે તેમાં દષ્ટાન્તની અપેક્ષા રહેતી નથી અને તેથી એ શ્રુતિવડે લૌકિક કર્તાથી વિરુદ્ધ સ્વભાવવાળા, અદ્વિતીય, કર્તા તથા ઉપાદાન, સર્વજ્ઞ અને નિર્દોષ પરમેશ્વર સિદ્ધ થાય છે. એ સિદ્ધ થયા પછી એની સામે કોઇ અનુમાન કરી એ પરમેશ્વર રાગાદિ દોષવાળા છે એવું સિદ્ધ કરવા યત્ન કરે તો તે થઇ શકે તેમ નથી કેમકે એ સર્વ અનુમાનો શ્રુતિએ નિર્દોષ પરમાત્મા સિદ્ધ કર્યા છે તેને પક્ષ લઇ તેને સદોષ ઠેરવવા યત્ન કરનાર હોવાથી બાધિત હેત્વાભાસ જ થઇ રહે છે. આથી આનુમાનિક ઇશ્વર સ્વીકારનાર અને વૈદિક ઇશ્વર સ્વીકાર-નારની ભૂમિકામાં ભેદ હોવાથી એકની સામે જે દોષ સાવકાશ થાય છે તે બીજાની સામે નિરવકાશ થઇ રહે છે. અનુમાનથી ઇશ્વરની સિદ્ધિ કરનાર તથા અનુમાનને અનુસરી ઇશ્વરનું સ્વરૂપ કલ્પનારે દષ્ટને અનુસરવાનું બંધન છે અને શ્રુતિ પ્રતિપાદનથી ઇશ્વરસ્વરૂપ નિર્ણય કરનારે શ્રુતિની પર્યાલોચના કરવાની રહે છે અને દષ્ટને અનુસરવાનું બંધન તેમને પ્રાપ્ત થતું નથી.

તેથી આનુમાનિક ઇશ્વર માનનારના પક્ષમાં ઇશ્વર વિષમ સૃષ્ટિને કરનાર હોવાથી એમનામાં રાગાદિ દોષની પ્રાપ્તિ આવે છે અને તેમ થતાં એ ઇશ્વર અનીશ્વર થઇ રહે છે. એની સામે એવું કહેવામાં આવે કે જેની સૃષ્ટિ કરવાની છે તે પ્રાણીઓનાં કર્મની અપેક્ષા રાખી ઇશ્વર સૃષ્ટિ કરે છે તેથી વૈષમ્યાદિ દોષ નહિ આવે કેમકે પછી જેનાં જેવાં કર્મો તેવી હીન મધ્યમાદિ તેની સ્થિતિ ઇશ્વર પ્રાપ્ત કરે. આમ કહેવું પણ ઉચિત નથી. કેમકે કર્મ જડ છે તેથી તે પ્રેરક થઇ શકે તેમ નથી. પ્રેરકપણું એ કોઈ જડમાં દષ્ટ નથી. તેથી ઇશ્વરપ્રેરિત કર્મો ઇશ્વરના પ્રેરક થાય છે એમ લેવું જોઇએ અને તેમ લેતાં ઇતરેતરાશ્રયત્વદોષ પ્રાપ્ત થાય છે, કર્મ ઇશ્વરના પ્રેરક અને ઇશ્વર કર્મના પ્રેરક. આની સામે એવું જણાવવામાં આવે કે સંસાર અનાદિ છે તેથી પૂર્વ કર્મ ઇશ્વરનાં પ્રેરક થાય અને તે કર્મવડે પ્રેરિત ઇશ્વર વ-ર્તમાન કર્મને ફલ આપવા પ્રેરે અને એ રીતે પ્રેર્યપ્રેરકભાવ ચાલ્યા કરે તો પરિહાર પણ અયોગ્ય છે. કારણ કે અતીત કર્મ પણ જડ છે અને તેથી તે ઇશ્વરનું પ્રેરક થઇ શકે નહિ. એ અતીત કર્મ પણ ઇશ્વરપ્રેરિત હોઇને ઇશ્વરને પ્રેરે છે એમ લેવામાં ઇતરેતરાશ્રય આવે છે. તાત્પર્ય કે કર્મ જાતે જડ છે તેથી એનામાં પ્રેરકપણું ઘટતું નથી તેથી અનાદિ લેવાથી અને પૂર્વકાળમાં અનન્ત કર્મ વ્યક્તિપ્રતિ જવાથી એ સ્વભાવનો વિલોપ થતો નથી. તેથી અહિં અનાદિત્વ લઇ પરિહાર આપવા પ્રયત્ન કરવો એ અંધપરંપરાન્યાયને પ્રાપ્ત કરવાનું કામ છે. અહિં આવની અનવસ્થા મૂલક્ષયને કરનાર છે તેથી અપ્રામાણિક છે.

કેટલાક એવું માને છે કે ઇશ્વર ફલને આપે છે અને તેનાં કર્મ તો નિમિત્ત માત્ર છે,

કર્મ ઈશ્વરના પ્રેરકરૂપ નથી અને તેથી ઉપરનો દોષ એ મતમાં નથી આવતો આમ માનનારના મતમાં પણ વિષમ કર્મો જીવો જે કરે છે તે કરાવનાર ઈશ્વર છે તેથી એ રીતે એમાં વૈષમ્ય આવી પુનઃ દોષની પ્રાપ્તિ થાય છે. વેદાન્તસિદ્ધાન્તપ્રમાણે તો **एष ह्येव साधु कर्म कारयति** ઈત્યાદિ શ્રુતિ એ અભિપ્રાયનું મૂલ છે અને તેથી શ્રુતિની સામે આનુમાનિક દોષ આપી શકાતા નથી તેથી આમાંથી કોઈ પણ દોષની પ્રાપ્તિ થતી નથી.

વળી નૈયાયિકો **प्रवर्तना लक्षणा दोषाः** કહી એવું જણાવે છે કે જે પ્રવર્તક હોય છે તેનામાં સ્વાર્થરાગાદિ દોષ રહે છે. એ નિયમપ્રમાણે આનુમાનિક ઈશ્વર એમના પોતાના સિદ્ધાન્તપ્રમાણે પણ સ્વાર્થરાગાદિ દોષવાળા ઠરશે કેમકે એ પ્રવર્તક છે. સ્વાર્થરાગાદિ દોષ વિના કોઈ પણ સ્વાર્થ કે પરાર્થમાં પ્રવર્તતો જણાતો નથી. જે કારુણિક મનુષ્યો છે તે પણ પરદુઃખથી પ્રયુક્ત જે પોતાનું દુઃખ તેને દૂર કરવા જ પ્રયત્નવાળા થાય છે; ઉદાસીન મનુષ્ય પ્રયત્નવાળો છે એ વાક્યમાં જ પરસ્પર વિરોધ છે. તેથી જે જે પ્રવૃત્ત થાય છે તે સ્વાર્થમાં જ પ્રવૃત્ત થાય છે, માટે ઈશ્વરને આ રીતે સ્વાર્થ પ્રાપ્ત છે અને તેમ થતાં અનીશ્વર થઈ રહે છે. તેથી આ રીતે આનુમાનિક ઈશ્વરની કલ્પનામાં અસમીચીનપણું આવે છે.

પાતંજલાદિ એક તરફથી ઈશ્વરને પુરુષવિશેષ માને છે, સર્વ પુરુષો ઉદાસીન છે, અકર્તા છે એમ કહે છે અને તે સાથે ઈશ્વરને અધિષ્ઠાતા માને છે એમાં સ્પષ્ટપણે વિરોધ છે, તેથી આ એક અધિક અસમીચીનપણું છે.

આ પ્રમાણે આ મતોમાં અસમીચીનતા આવે છે વળી પ્રધાનવાદમાં અન્ય રીતે પણ અસમીચીનતા આવે છે અને તે હવે શ્રીસૂત્રકાર જણાવે છે.

**संबन्धानुपपत्तेश्च ॥ ३८ ॥**

**સૂત્રાર્થઃ**—ઈશ્વરનો પ્રધાનાદિસાથે કોઈ રીતનો સંબંધ સંભવતો નથી તેથી એ વાદમાં અન્ય અસમીચીનતા છે.

આ સૂત્રથી એ કહ્યું કે સાંખ્યમતમાં ઈશ્વર માનવામાં આવે છે તેમાં ઈશ્વરનો અને ઈશિતવ્યનો સંબંધ અનુપપન્ન હોવાથી અન્ય પ્રકારે અસામંજસ્ય આવે છે. પ્રધાન અને પુરુષોથી ઈશ્વર વ્યતિરિક્ત છે તો ઈશ્વરનો તથા પ્રધાનપુરુષોનો કોઈ સંબંધ થાય નહિ ત્યાંસુધી ઈશ્વર એ બેનું ઈશન–નિયમન કેવી રીતે કરી શકે? માટે એ બેની વચ્ચે કોઈ રીતનો સંબંધ હોવો જોઈએ. ત્યાં સંયોગસંબંધ તો હોઈ શકે નહિ કારણ પ્રધાન, પુરુષ અને ઈશ્વર એ ત્રણે સર્વગત છે, વિભુ છે અને વળી નિરવયવ છે. સંયોગ જ્યાં જ્યાં થાય છે ત્યાં ત્યાં દ્રવ્યોનો જ થાય છે અને તે દ્રવ્યો વિભુ હોતાં નથી તથા સાવયવ જ હોય છે. પુસ્તક અને હસ્તનો સંયોગ થઈ શકે છે કેમકે બંને પરિચ્છિન્નપરિમાણવાળાં છે અને સાવયવ છે. આ રીતે સાવયવ અને પરિચ્છિન્ન પરિમાણવાળા દ્રવ્યોનો જ સંયોગ સર્વત્ર જોવામાં આવે છે. તેથી પ્રધાનાદિ તથા ઈશ્વરનો સંયોગ સંબંધ થઈ શકે તેમ નથી. સમવાયસંબંધ પણ એ બે વચ્ચે હોઈ શકે તેમ નથી કેમકે જે બેની વચ્ચે આશ્રયાશ્રયિભાવ હોય છે તેમની વચ્ચે જ સમવાય હોઈ શકે છે. પટ તન્તુમાં આશ્રિત છે, શુક્લતાનો આશ્રય પટ છે, કંદુક સ્વગત ક્રિયાનો આશ્રય છે, જાતિનો આશ્રય વ્યક્તિ છે અને વિશેષનો આશ્રય નિત્યદ્રવ્યો છે તો તેમાં ન્યાયમત એમની વચ્ચે સમવાય માને છે. પણ અશ્વ અને મહિષ એ બેમાંથી કોઈ કોઈનો આશ્રય નથી તેથી એ બે વચ્ચે સમવાય હોઈ શકતો નથી. પ્રધાન, પુરુષ અને ઈશ્વર એ ત્રણે

સ્વતંત્ર તત્ત્વો છે અને એમાં એક બીજાનો આશ્રય કે આશ્રિત માનવામાં આવ્યું નથી તેથી એમની વચ્ચે સમવાય હોવાનો સંભવ નથી. ઇશ્વર ઇશિતા છે અને પ્રધાનાદિ ઇશિતવ્ય છે તેથી ઇશનરૂપ કાર્યબલાત્ પ્રેરણુસંજ્ઞક સંબંધ એ બેની વચ્ચે કલ્પવો અયોગ્ય છે કારણ કે ઇશ્વરવડે પ્રેરિત પ્રધાનના કાર્યરૂપ જગત્ છે એ સિદ્ધ થાય તો એને અનુસરીને એવો સંબંધ કલ્પાય પણ અદ્યાપિ એ મૂળ વાત જ સિદ્ધ થઇ નથી. તેથી આ બેથી ભિન્ન કોઇ કાર્યગમ્ય સંબંધ પણ કલ્પાય તેમ નથી.

બ્રહ્મવાદીના મત પ્રમાણે તો માયા અને બ્રહ્મની વચ્ચે અનિર્વાચ્યતાદાત્મ્ય સંબંધ થઇ શકે છે કેમકે શ્રુતિ કહે છે કે देवात्मशक्तिम् બ્રહ્મના સ્વરૂપભૂત-તદાત્મરૂપે રહેલી માયાશક્તિ. વળી બ્રહ્મવાદ વેદમૂલક છે અને વેદ અપૂર્વાર્થબોધક છે તેથી એમાં દષ્ટાનુસાર જ સર્વ હોવું જોઇએ એવો નિયમ નથી, એ ઉપર કહેવાઇ ગયું છે. પૂર્વપક્ષી દષ્ટાન્તબળવડે કારણાદિનું સ્વરૂપ નિરૂપણ કરે છે તેથી એણે યથાદષ્ટ જ સર્વનો અભ્યુપગમ કહેવો આવશ્યક છે. પૂર્વપક્ષીના પ્રમાણરૂપ પણ સર્વજ્ઞપ્રણીત આગમ છે એ સાચું છે પણ એનો આશ્રય લેવામાં ઇતરેતરાશ્રય આવે છે. આગમનું પ્રામાણ્ય સિદ્ધ થાય ત્યારે તેના રચનારનું સાર્વજ્ઞ્ય સિદ્ધ થાય, અને એ સિદ્ધ તો આગમનું પ્રામાણ્ય સિદ્ધ થાય. આ ઉપર કહેલા અર્થનું અત્ર વિસ્મરણ કરવું ઉચિત નથી. તેથી આ અનુચિતતાને લીધે પણ સાંખ્યયોગને અનુસરનારની ઇશ્વરકલ્પના ઉચિત નથી. આ નિયમ વેદબાહ્ય ઇતર સર્વ ઇશ્વરકલ્પના માટે પણ આવી રીતની અનુચિતતા યોજી લેવી.

આ પ્રમાણે આ સૂત્રથી અધિષ્ઠાતા ઇશ્વર કલ્પવામાં આ એક દોષ દર્શાવ્યો. હવે એમાં ઇતર દોષ શ્રીસૂત્રકાર દર્શાવે છે. (અપૂર્ણ.)

---

## निर्भयताने अर्पवा श्रीइष्टने व्हारे चढवा विज्ञप्ति.

પદ. (અમને પાવન કરવાને, એ લય.)

વિમલ હૃદય મુજ કરવાને,
અભાનપટ સંહરવાને;
અભયે અંતર ભરવાને, વહાલા આવજો
જોઉં ઉત્કંઠે વાટ, વહાલા આવજો.
નાંવ્યે વધશે ઉચ્ચાટ, માટે આવજો.
દેવી સંપદથી મુજ મનના, મહાનિધિ ભરવાને;
દેવવિભવ દઇ વળી મહિમા, દશદિશ વિસ્તરવાને.
અભય અંતર ભરવાને, વહાલા આવજો.
નરહરિ પ્રભુ લઇ અળિ આ આવો શિશુકર ધરવાને,
ધણિ છો શિરપર સબળ, બતાવો દુર્જન વરવાને;
અભયે અંતર ભરવાને, વહાલા આવજો.
સુણી વિનતી આ દીન, વહાલા આવજો;
ઝંખુ, જળને જેમ મીન. વહાલા આવજો.

---

# आंतर मनना अद्भुत चमत्कारो तथा तेमां प्रवर्तता नियमो.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૩૦૮ થી )

આનું કારણ મને તત્કાલ સમજાયું અને મને સ્પષ્ટ જણાયું કે They do not effect their object with wisdom, but by a certain natural inspiration, and under the influence of enthusiasm, like prophets and seers; for those also say many fine things, but they understand nothing that they say—કવિઓ પોતાની કૃતિ રચે છે પણ તે વિજ્ઞાનપૂર્વક, બાહ્ય મનના વ્યાપારથી ઉપજતા વિચારપૂર્વક રચતા નથી પણ એક પ્રકારની સ્વાભાવિક પ્રતિભાથી તથા કોઇ આવેશના વેગમાં એ કૃતિ રચે છે; જેમ ભવિષ્યવાદીઓ તથા યોગીઓ ઘણી વસ્તુને કહે છે પણ તેઓ જે કહે છે તેને પોતે સમજતા નથી તેમ આ કવિઓના સંબંધમાં પણ છે." સોક્રેટીસનો આ અનુભવ પ્રતિભાનું અત્ર જણાવેલું સ્વરૂપ જ સ્પષ્ટ કરે છે અને પ્રતિભાને બુદ્ધિપૂર્વક કરાતી કલ્પના માનનારના એ મતને અસત્ય ઠરવે છે. તેથી વિવિધ પ્રકારે વિચારતાં કાવ્યના જીવનરૂપ પ્રતિભા તે બુદ્ધિપૂર્વક કરાતી કલ્પના નથી પણ આંતરસામર્થ્યરૂપ શક્તિવિશેષ છે.

પ્રતિભાને જ પાશ્ચાત્ય પ્રજા Intention, Imagination એ આદિ નામોથી જણાવે છે. પ્રતિભા શક્તિમાં આ રીતે સર્જનસામર્થ્ય છે, નવા વિચારો જણાવવાનું સામર્થ્ય છે તેથી જ એ પ્રતિભાને વિકાસ કરવાને બદલે એને દાબી દેવામાં આવે એવી શિક્ષણપદ્ધતિ હાનિકર છે. પ્રત્યેક શિક્ષણપદ્ધતિમાં આ પ્રતિભાના વિકાસને સ્થાન આપવું ઉચિત છે. જે પદ્ધતિમાં પ્રતિભાનો વિકાસ કરાવનાર યોજના રાખવામાં આવતી નથી, તે પદ્ધતિ ચિત્તની વિવેકાદિ શક્તિમાત્રનો વિકાસ કરે છે અને તેથી એકદેશી કેળવણીનું કામ સારે છે અને તેનો પરિણામ એ થાય છે કે એ પ્રકારે કેળવાયેલી પ્રજા નવી શોધો કરી શકતી નથી; નવા સત્યનો એ પ્રજાને પ્રકાશ સરલતાથી થતો નથી એટલું જ નહિ પણ આંતર મનને દાબી દેનાર એ પદ્ધતિ હોવાથી પૂર્વે બાહ્ય મનની જ કેળવણીથી જે હાનિ વર્ણવી છે તે સર્વના પાત્રરૂપ એ પ્રજા થઇ રહે છે. આમ હોવાથી જ પરાપૂર્વથી કાવ્યગ્રંથોને શિક્ષણપદ્ધતિમાં દાખલ કરવામાં આવ્યા છે. વર્તમાન કાલમાં વિજ્ઞાને કરેલી શોધોથી, વિજ્ઞાનવડે કરી આપવામાં આવતી વ્યવહારની અનુકૂલતાથી, વિજ્ઞાનને લીધે થયેલી વિવિધ યોજનાથી તથા એશઆરામ લેવામાં થયેલી સરલતા આદિથી પ્રજાવર્ગ વિજ્ઞાનથી મોહવશ થયો છે અને તેથી સર્વત્ર વિજ્ઞાનની વૃદ્ધિ કરવી જોઇએ, વિજ્ઞાનને પોષવું જોઇએ, વિજ્ઞાનનો જ સર્વત્ર વિજય છે ઇત્યાદિ સિંહનાદ કરતો જણાય છે. વિજ્ઞાન અવશ્ય ઉપયોગી છે અને તેથી તેની વૃદ્ધિ કરવી હિત કરનાર છે પણ તેથી એવું ઠરતું નથી કે પ્રતિભાને વિજ્ઞાનબુદ્ધિએ પગ નીચે તાડન કરવું. જેમ પ્રતિભામાત્રને કેળવનાર શિક્ષણપદ્ધતિ પ્રતિભાઉપરથી વિવેકનો અંકુશ ખસેડી મૂકી પ્રજાને નિરંકુશ અને ઉચ્છૃંખલ બનાવી દેનાર ઘણે પ્રસંગે થઇ રહે છે તે જ પ્રમાણે વિજ્ઞાનમાત્રને કેળવનાર અને પ્રતિભાને કચરી

નાંખનાર શિક્ષણપદ્ધતિ પ્રજાવર્ગને અંધ અથવા કાણો બનાવે છે. તેથી વિજ્ઞાનથી થતા લાભપ્રતિ દૃષ્ટિ નાંખવી યોગ્ય છે પણ તેટલાથી પ્રતિભાના વિકાસથી થતા લાભપ્રતિ અને એ વિકાસ નહિ થવા દેવામાં આવે તો તેથી થતી મોટી હાનિપ્રતિ ઉપેક્ષા કરવી સુજ્ઞને ઉચિત ગણાતી નથી. ખરૂં જોતાં તો વિજ્ઞાને જે મોટી મોટી શોધો કરી છે, તેમાં વિજ્ઞાનમાત્ર હેતુરૂપ નથી પણ તેના મૂલમાં, પાયામાં તો પ્રતિભા જ રહેલી છે. વિવેક અથવા વિચારનું કામ "અમુક સત્ય નથી, અમુક કર્તવ્ય નથી" ઇત્યાદિ નિષેધ કરવાનું છે કેમકે એ ભેદબુદ્ધિરૂપ છે પણ અમુક હશે, અમુક કર ઇત્યાદિ વિધિરૂપ સ્ફુરણ કરવું એ પ્રતિભાનું કાર્ય છે. મોટી મોટી શોધો જેમણે કરી છે તેમનાં જીવન તપાસવામાં આવશે તો તેમનામાં સર્વમાં પ્રતિભાનો ઘણો વિકાસ જણાયાવિના રહેશે નહિ. વિજ્ઞાનના નિયમથી અમુક સિદ્ધાન્ત જણાયો તો તેટલાઉપરથી તેનો કેવો ઉપયોગ કરવો એ વિજ્ઞાન જણાવતું નથી. તેનો અમુક પ્રકારે ઉપયોગ કરાશે એ જણાવનાર પ્રતિભા છે અને એ કાર્ય અશક્ય હોય તો અશક્યતા જણાવનાર વિવેક છે. આ જ પ્રમાણે વિજ્ઞાનના પ્રદેશમાં પણ કારણજ્ઞાન અને તેથી નિયમોનું સ્થાપન થયેલું છે તે કારણ તથા નિયમને આરંભમાં જણાવનાર પ્રતિભા છે અને પછી તે યથાર્થ બંધબેસતું છે કે નહિ તે જોવાનું કામ વિવેકે કર્યું છે. તેથી વિજ્ઞાનવડે થયેલી સર્વ શોધોમાં આરંભક હેતુ તે પ્રતિભા છે. માટે પ્રતિભાને દેશનિકાલ કરી વિજ્ઞાનનું ખેડાણ કરવાની ભલામણ કરનાર વિજ્ઞાનના પગને મૂળમાંથી કાપી નાંખે છે.

શિક્ષણપદ્ધતિમાં પ્રતિભાનાં ધ્રુવરૂપ કાવ્યોને સ્થાન આપવામાં સર્વ સુધરેલી પ્રજા ચુકી નથી છતાં હાલ જે બૂમો સાંભળીએ છીએ કે હાડેના વિદ્વાન પુરુષો ભણેલા ઘણું હોય છે પણ નવી શોધો તે કરતા નથી, વ્યવહારમાં નિરુપયોગી થઇ રહેલા થાય છે, ભણ્યા પણ ગણ્યા નહિ તેવા જણાય છે વગેરે, તો એમાં જે કોઇ પણ અંશ સત્ય છે, એમાં જેટલો સત્ય દોષ છે તેનું કારણ સૂક્ષ્મદૃષ્ટિથી જોતામાં આવશે તો આ પ્રતિભાનો અવિકાસ જ જણાશે. શિક્ષણપદ્ધતિમાં કાવ્યના ગ્રંથો રાખવામાં આવે છે એટલાથી કૃતકૃત્યતા નથી. એ ગ્રંથોનું અધ્યયન શા માટે કરવાનું છે? અન્ય પુરુષોએ જે વિચારો કરેલા, જે કલ્પનાઓ કરેલી, તે વિદ્યાર્થીના મગજમાં ભરવા માટે? જો એમ હોય તો તે તો થાયજ છે. પણ એ પ્રકારે ભરેલા વિચારો તથા અન્યના ઉચ્છિષ્ટરૂપે મહણ કરેલું જ્ઞાન નવી શોધોસાથે તથા સર્જનક્રિયાસાથે કયો નિકટનો સંબંધ ધરાવી રહ્યાં છે? તેથી આ રીતે અન્યના ઉચ્છિષ્ટથી જ ભરપૂર થયેલાં મગજો નવી શોધોમાં આગળ નહિ વધે તો તેમાં આશ્ચર્યકારક શું છે? પણ કાવ્યનું અધ્યયન એ માટે નથી જ. જો માત્ર વિચારોને અને વિવિધ જ્ઞાનોને જ મગજમાં ભરી દેવાનાં હોય તો તે કાર્ય વિજ્ઞાનના તથા ઇતિહાસના ગ્રંથો સારી રીતે કરી શકે છે. એ ગ્રંથોઉપરાંત કાવ્યોને જે રાખવામાં આવે છે તે આ પ્રતિભાના વિકાસને માટે જ રાખવામાં આવે છે. તેથી એ અર્થ જો એ ગ્રંથોવડે સિદ્ધ ન થાય તો એ ગ્રંથોનું કરેલું અધ્યયન માત્ર ભારરૂપ જ થઇ રહે તેમ છે. જે પદ્ધતિ હાલ શિક્ષણ આપવામાં સ્વીકારવામાં આવી છે તે પદ્ધતિ, વિવેકીને સ્પષ્ટ જણાશે કે, પ્રતિભાનો વિકાસ કરનારી નથી મિલ્ટન કે ટેનિસન કે કાલિદાસ કે ભવભૂતિના ગ્રંથોને પોપટની માફક મુખપાઠ કરાવવા અથવા તેમાં અમુક સારૂં છે, અમુક સારૂં નથી ઇત્યાદિ પૃથક્કરણ કરી શીખવવું તો એમાં પ્રતિભાનો વિકાસ ક્યાં થયો. પ્રતિભાનો વિકાસ કરવામાટે મગજમાં બહારથી વિચારો લાવી ભરી દેવાનું કામ કરવાનું નથી પણ મગજમાંથી અમુક અમુક વિચારો બહાર કાઢવાનું કામ કરવાનું છે. અંગ્રેજીમાં જે Education શબ્દ છે તે વ્યુત્પત્તિવડે

આજ અર્થને વહન કરે છે અને ગમે તે કચરો અથવા ભલે હીરાથી મગજને ભરી દેવું તેનું નામ કેળવણી–education–નથી. આમ હોવાથી જે પ્રસિદ્ધ કવિઓના ગ્રંથો શિક્ષણક્રમમાં રાખવામાં આવે તેમાં કરેલી ઉચ્ચ કલ્પનાઓ અથવા તેને સમાન અન્ય કલ્પનાઓ વિદ્યાર્થીનાં મગજ સ્વતંત્રપણે કરે એવી વ્યવસ્થાથી જો શિક્ષણ આપવામાં આવે તો જ એ શિક્ષણ પ્રતિભાનો વિકાસ કરનાર થઇ રહે છે, અને એવી રીતે પ્રતિભાનો વિકાસ કરાય તો જ એ પ્રતિભાના વિકાસને પામેલા વિદ્યાર્થી જગતમાં મોટી શોધો કરવા સમર્થ થાય તેમ છે. પણ આ પદ્ધતિથી શિક્ષણ આપવામાં સમય ઘણો જાય તેમ છે અને તેથી ઘણા ગ્રંથોનું અધ્યયન થઇ શકે તેમ નથી. તેથી કેળવણીની જે જે સંસ્થાઓ વિદ્યાર્થીને માથે પુસ્તકોનો ભારો વધારે વધારે કરી લાદવામાં તત્પર થાય છે તે સંસ્થાઓ ભલે એક નહિ પણ એકસો કાવ્યના ગ્રંથો પાઠક્રમમાં રાખે પણ તેથી પ્રતિભાનો યથાર્થ વિકાસ થઇ શકે તેમ નથી, તેથી આ નિયમપ્રમાણે જોતાં પ્રચલિત શિક્ષણપદ્ધતિમાં ક્યાં મોટો દોષ રહેલો છે તે વિવેકીને સ્પષ્ટ થયાવિના રહે તેમ નથી, અને એ ખામીને જોઇ વિચારતાં નવી શોધોમાટે નાલાયકપણાને કેવી રીતે વર્તમાન પદ્ધતિ સ્વહસ્ત સમર્પે છે એ પણ સ્પષ્ટ થતાં વિદ્યાર્થીને માથે નાંખવામાં આવતું કલંક જોઇ તેમને વિસ્મય થાય તેમ નથી.

આ સર્વ વિચારથી એ સ્પષ્ટ થાય છે કે પ્રતિભા એ બુદ્ધિપૂર્વક કરાતી કલ્પના નથી, પણ આંતર મનના સામર્થ્ય વિશેષરૂપ સર્જનશક્તિ છે, અને એનો વિકાસ થવાથી કાવ્યની રચના થાય છે. એ પ્રતિભાને સર્જનસામર્થ્યવાળી અત્ર કહી છે તેથી પ્રશ્ન થશે કે એ જે જે નવા વિચારોને સર્જે છે તે અપૂર્વ વિચારો ખરા કે નહિ? અને અપૂર્વ વિચારો હોય તો એ કલ્પનારૂપ શામાટે નહિ ગણાય? આ પ્રશ્નોનો ઉત્તર એ કે એ વિચારો અપૂર્વ છે અને અપૂર્વ નથી એમ બંને કહી શકાય તેમ છે. એક ભૂમિકાથી જોતાં એ અપૂર્વ કહેવાય તેમ છે અને અન્ય ભૂમિકાથી જોતાં એ અપૂર્વ નથી, એમ પણ કહી શકાય તેમ છે. અને તે આ રીતે. સ્થૂલ દૃષ્ટિથી આપણે જોઇએ છીએ ત્યારે અને આપણી દૃષ્ટિને તે વિચાર કરનારના વર્તમાન જન્મથી મર્યાદિત કરીએ છીએ ત્યારે તે તે વિચારો અપૂર્વ કહેવામાં કોઇ રીતે વાંધો નથી. કારણ કે વિચાર કરનાર વ્યક્તિએ પોતાના વર્તમાન જન્મમાં તે વિચારને—કલ્પનાને ઉપજાવનાર વ્યતિકરોનો અનુભવ કરેલો હોતો નથી, અર્થાત્ અનુભવ કરેલો તેને અથવા અન્યને સ્મરણ નથી. તેથી એ વિચારો અનુભવના અભાવે સ્મૃતિરૂપ નહિ હોવાથી આપણે તેને અપૂર્વ કહીએ છીએ. તે વ્યક્તિ પણ નવીન વિચાર તેને સમજે છે અને સામાન્ય લોકવ્યવહારમાં તેને કલ્પના શબ્દ લગાડવામાં આવે છે. પણ વસ્તુવિચાર કરનારની દૃષ્ટિથી એ વિચાર કરનાર વ્યક્તિ કંઇ અપૂર્વ ઉત્પન્ન થઇ નથી પણ અનાદિ કાલથી સંસારમાં ભ્રમણ કરતી વર્તમાન શરીરને આ સમયે પામેલી છે. એ સર્વ ભ્રમણમાં એનું આંતર મન એનું એ જ રહેલું છે. પ્રત્યેક જન્મમાં બાહ્ય મન બદલાયા કરે છે પણ આંતર મન કાયમ જ રહે છે. અને આમ હોવાથી જ જાતિસ્મરત્વ વગેરે વ્યતિકરો ઉપપન્ન થઇ શકે તેમ છે. આંતર મનનો અમુક પરિણામ થવો એનું નામ વૃત્તિ છે અથવા વિચાર છે. એ પરિણામ આંતર મન સ્વસત્તાથી કરતું નથી. પણ આંતર મનને ક્ષોભ કરનાર હેતુ બાહ્ય હોય છે. તેથી જેવો હેતુ બહારથી એને ક્ષોભ કરે છે તે હેતુને અનુસરી અથવા તે

# प्रयत्नमां प्रमादी मनुष्योनां वहानां.

પદ.

'શું કરૂં શું કરૂં શું કરૂં રે મારાં સાધન આવાંમાં તે શું કરૂં.'
'ઘડીની નવરાશ મને મળતી નથી આ, કરમે વળગ્યું છે મારે નોકરૂં રે,—
'હાથ જોડી બેશી રહું તો શું ખાશે, સાંજ પડયે બૈરૂં છોકરૂં રે,—
'નવરો પડું ને સાધન કરૂં જો, ઉકલે વ્યવહારનું ઝાંખરૂં રે;—
'વાળની પેરે મારો વધતો ઉપાધિ, ટુંકું કરવા જેમ કાતરૂં રે;—
'પગ વાળી બેસવાનો મળતો સમો નથી, જૂઠું કહેતો હોઉં તો હું મરૂં રે,—
'તોએ કદી માળા લઈ બેસું (પણ) સખણું ન રહે, મન આ મારૂં સાળુ વાંદરૂં રે;—
'ચિત્ત તો સ્થળે સ્થળે દોડયા કરે છે, વાયે ઉડયું જેવું પાતરૂં રે;—
'નાડું પકડી બેસું ગાડું હું હાંકવા, ત્યાં તો છૂટી જાય જોતરૂં રે.'—
આવા વિચાર કરી કંઈ કંઇ મનુષ્યો, માને છે દુઃખનાં માથે તરૂં રે;—
હોય પ્રતિકૂળપણું નાના લીંબુ જેવું, તેને તે માને ચીકોતરૂં રે,—
આમ સ્થિતિમાં ઉત્તમ ક્રિયાઓ કરે, તેણે જ કીધું ખરેખરૂં રે;—

---

# मानस रसायन

अथवा

# यौवन प्राप्त करवानो अने स्थिर राखवानो मानस उपाय.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૨૯૦ થી )

મનના પ્રકાશની વૃદ્ધિ કરવાને માટે જાગ્રદવસ્થાના વ્યાપારોએ પોતાની પરિચ્છિન્ન મર્યાદાનું ઉલ્લંઘન કરીને અમર્યાદની સાથે સંબંધવાળા થવું જોઇએ. મને પ્રથમ પોતાને પ્રકાશિત કર્યાવિના, હાથમાં લીધેલા કોઇપણ વિષયને સમજવાને સાક્ષાત્ પ્રયત્ન કરવો ન જોઇએ.

પ્રકાશિત મન કોઈ પણ વિષય સહેલાઇથી અને સત્વર શીખી શકે છે; તેને સખ્ત શ્રમ કરવો પડતો નથી, અને બુદ્ધિઉપર ભારે બળાત્કાર વાપરવો પડતો નથી. તેની પ્રકાશમાં સ્થિતિ હોય છે, અને તેથી જેને જોવાની તે ઇચ્છા કરે છે, તેને તે તત્કાળ જોઇ શકે છે.

ભારે, ત્રાસ આપે એવી, માથાતોડ મહેનતથી નહિ, પણ મનના વિધિપૂર્વક પ્રકાશનદ્વારા વિદ્યાભ્યાસ કરવાની કળા, એ નવા માનસ શાસ્ત્રની મોટામાં મોટી ગુપ્ત કુંચી છે, અને તે પ્રત્યેક બાળકને શીખવવી જોઇએ. આમ કરવાથી પ્રજાના મોટા ભાગનાં મન આપણે તેજસ્વી કરીશું, અને તેમની બુદ્ધિની આશ્ચર્યકારક ઉચ્ચ કળા સાધીશું; અને વૃદ્ધાવસ્થાનું એક મુખ્ય કારણ જે માથાતોડ માનસિક શ્રમ, તેને સંપૂર્ણ નિર્મૂળ કરી શકીશું.

મનનું યથાર્થ પ્રકાશન બે રીતે કરી શકાય છે: પ્રથમ તો સમગ્ર જ્ઞાનના મહાસાગરમાં આપણે રહીએ છીએ, હરીએફરીએ છીએ, અને તેમાંથી આપણા જીવનને પ્રાપ્ત કરીએ છીએ, એ સિદ્ધાંતની સત્યતા મનિમાં ઉતારવાથી; અને બીજું પ્રત્યેક વિચાર કરતી વખતે, તે જ્ઞાનના મહાસાગરનો બુદ્ધિપૂર્વક ઉપયોગ કરવાનો મનને અભ્યાસ પાડવાથી.

વિશ્વમાં એક જ જ્ઞાનસત્તા વ્યાપી રહેલી છે, અને પ્રત્યેક મનુષ્ય પોતાની શક્તિનો વર્તમાન કાળમાં જેટલો વિકાસ થયો હોય છે, તે વિકાસના પ્રમાણમાં તે જ્ઞાનસત્તામાંથી ઉપયોગ કરે છે. જેમ નદીમાંથી પવાલાવાળો પવાલાજેટલું, લોટાવાળો લોટાજેટલું, અને ગાગરવાળો ગાગરજેટલું જળ ભરી જાય છે, તેમ જ્ઞાનના આ મહાસાગરમાંથી પોતાની શક્તિના પ્રમાણનું જ્ઞાન મનુષ્ય ગ્રહણ કરી શકે છે. પરંતુ આ શક્તિની નિરંતર વૃદ્ધિ કરી શકાય છે, અને જેમ જેમ તે વધે છે, તેમ તેમ મનુષ્યને પોતાનામાં વધારે જ્ઞાન આવ્યાનું ભાન થાય છે, અર્થાત્ મનમાં વધારે પ્રકાશ આવેલો અનુભવમાં આવે છે.

સર્વવ્યાપક જ્ઞાનસત્તાની સાથે મનુષ્યનું મન જ્યારે યથાર્થ બુદ્ધિપૂર્વક સંબંધ કરે છે ત્યારે પોતે જેમાં રહે છે, વિચાર કરે છે, અને ક્રિયા કરે છે, તે સર્વોત્કૃષ્ટ જ્ઞાનસત્તાનો પોતાનામાં આવિર્ભાવ થવાજેવી તેનામાં યોગ્યતા આવે છે, અને તેમ થતાં તે સમયની તેની શક્તિના પ્રમાણમાં અધિક જ્ઞાનનો સર્વવ્યાપક જ્ઞાનસત્તામાંથી ઉપયોગ કરે છે.

પોતાના મર્યાદાવાળા મનનું જ જ્યારે મનુષ્ય ભાન કરે છે, ત્યારે તે જેટલા જ્ઞાનનો ઉપયોગ કરી શકે છે તેના કરતાં સર્વવ્યાપક જ્ઞાનસત્તાનું જ્યારે તે ભાન કરે છે ત્યારે ઘણા જ વધારે જ્ઞાનનો ઉપયોગ કરી શકે છે; અને આથી જ અમર્યાદ સ્વરૂપમાં અભિન્નતાનું ભાન કરનાર મહાપુરુષો અમર્યાદ જ્ઞાનવાળા હોય છે.

મનુષ્યનું મન સર્વવ્યાપક જ્ઞાનશક્તિનો જ એક વિકાસ છે, અને તેની સાથે પોતાના અભેદનું જેમ જેમ તેને અધિક ભાન થતું જાય છે, તેમ તેમ તેનું જ્ઞાન વધતું જાય છે, એવું દૃઢપણે સ્વીકારવાથી સર્વવ્યાપક જ્ઞાનશક્તિસાથે મનુષ્યનું મન અભેદભાવને ધરતું થાય છે; અને જ્યારે આ અભેદ દૃઢ થાય છે ત્યારે મનુષ્યના મનદ્વારા સર્વવ્યાપક જ્ઞાનસત્તા પ્રકાશવા માંડે છે.

આમ છતાં, સર્વવ્યાપક જ્ઞાનસત્તા એ મનુષ્યના મનથી કોઇ નિરાળી અને બહારની સત્તા નથી; મનુષ્યના મનમાં હાલ જે જ્ઞાનશક્તિ ક્રિયા કરતી પ્રતીત થાય છે, તે સર્વવ્યાપક જ્ઞાનસત્તા જ છે; માત્ર તે ઘણા ઓછા પ્રમાણમાં પોતાનું સામર્થ્ય જણાવે છે, એટલો જ ભેદ છે.

જ્યારે સર્વવ્યાપક જ્ઞાનસત્તાનો મનુષ્યના મનમાં આવિર્ભાવ થવા માંડે છે, ત્યારે જે જ્ઞાન હાલ તેનામાં છે, તેની સાથે સરખાવતાં કોઇ જૂદી જાતનું જ્ઞાન તેનામાં આવે છે, અથવા કોઇ બહારની સત્તા તેનામાં પ્રવેશે છે, અને તેને બદલે તે સત્તા વિચાર કરે છે, એમ બને છે, એવું કંઇ સમજવાનું નથી. જે થાય છે તે એટલું જ થાય છે કે જે જ્ઞાન મનુષ્યે અત્યાર સુધી પ્રાપ્ત કર્યું હોય છે, તે જ જાતનું વિશેષ જ્ઞાન માત્ર તેનામાં આવે છે, અને આમ થતાં તેના પ્રથમના મર્યાદાવાળા સામર્થ્યમાં વિચાર કરવાની અધિક યોગ્યતા આવે છે,

જ્યારે મન સર્વવ્યાપક જ્ઞાનસત્તાની સાથેના પોતાના અભેદનું સંપૂર્ણ ભાન કરતું થાય છે ત્યારે પ્રત્યેક વિચાર કરવામાં તે સર્વવ્યાપક જ્ઞાનસત્તાનો ઉપયોગ કરતું હોય એવું તેને ભાન થાય છે; અને આવું ભાન તેના અભેદભાનને નિરંતર દૃઢ કર્યા જ કરે છે. પરિણામ એ આવે છે કે મનુષ્યના પરિચ્છિન્ન મનમાં જ્ઞાનની અખંડ વૃદ્ધિ થયા જ કરે છે, કારણ કે જેનું આપણે ભાન કરીએ છીએ તે ગુણો અવશ્ય આપણામાં આવે છે.

સર્વવ્યાપક જ્ઞાનસત્તાનું સામર્થ્ય અમર્યાદ છે. આથી જ્યારે મનુષ્ય પોતાના મનને આ સત્તામાંથી નિરંતર આવતા જ્ઞાનપ્રકાશના અભિમુખ અધિક અને અધિક રાખે છે ત્યારે મન નિરંતર નવું થતું જાય છે, અને વિસ્તારને પામતું જાય છે; બુદ્ધિ વધારે ને વધારે તેજસ્વી થતી જાય છે, અને પ્રત્યેક વિચારની ક્રિયા મનના સામર્થ્યની વૃદ્ધિ કરે છે.

મનના સામર્થ્યમાં વૃદ્ધિ થવાથી મનમાં નવું જીવન આવે છે, અને મનમાં નવું જીવન આવતાં શરીર અધિક બળવાન્ થાય છે. આમ થતાં યૌવનને ઉત્પન્ન કરનારાં સામર્થ્યો શરીરમાં નિરંતર વૃદ્ધિને પામ્યા કરે છે, કારણ કે જ્યાં સુધી મનમાં તથા શરીરમાં જીવનબળ વધ્યા કરે છે ત્યાં સુધી ઘડપણને ઉત્પન્ન કરનાર ક્રિયાનો પગ શરીરમાં ટકી શકતો નથી.

જ્યારે મન પ્રત્યેક વિચાર કરતી વખતે સર્વવ્યાપક જ્ઞાનસત્તાની સાથે પોતાના અભેદ ભાવનું ભાન કરીને વિચાર કરવા માંડે છે ત્યારે જે વિષય સમજવાની તેની ઇચ્છા હોય છે, તે સમજવામાં તેને કશો શ્રમ કરવાની જરૂર પડતી નથી. મનમાં પ્રકાશ એટલો બધો તો સ્વચ્છ અને બળવાન્ હોવાનો કે પોતાની વર્તમાન કાળની માનસ સૃષ્ટિમાં જે કંઇ જોવાનું હોય છે, તેને તે સંપૂર્ણ રીતે જોઇ શકે છે; અને જો કે વૃદ્ધિ પામતા મનની સૃષ્ટિ નિરંતર વિસ્તારને પામ્યા કરતી હોય છે તોપણ તે વિસ્તારને પામતી સૃષ્ટિને સમજવાને તેને કશી મુશ્કેલી નડતી નથી, કારણ કે જ્યાં સુધી મન સર્વવ્યાપક જ્ઞાનસત્તાની સાથે પોતાના અભેદનું ભાન કરે છે ત્યાં સુધી તેની સમગ્ર સૃષ્ટિ ગમે તેટલી મોટી હોય છે તોપણ તેજસ્વી માનસ પ્રકાશથી તે સર્વદા ભરાઇ જાય છે.

આથી સ્પષ્ટ થાય છે કે સર્વવ્યાપક જ્ઞાનસત્તાના પૂર્ણ પ્રકાશપ્રતિ મનને અભિમુખ રાખવાથી આપણા સર્વ માનસ વ્યાપારો એવા તો સરળતાથી અને સુખપૂર્વક ચાલે છે કે મગજને કસીને વિચાર કરવાનો શ્રમ આપણે ફરીને કદી લેવો પડતો નથી, અને આવો શ્રમ ન લેવો પડવો, એ બીજું કંઇ જ નથી, પણ ઘડપણને આણનાર મુખ્ય કારણોમાંના એક કારણનો નાશ કરવો, એ છે.

જ્યારે આપણા સમગ્ર વિચાર મનને નવું જીવન આપે છે, અને શરીરને નવું બળ આપે છે ત્યારે માનસિક અને શારીરિક ઉભય પ્રકારનો થાક આપણને ફરીને કદી લાગતો નથી. આપણું સમગ્ર શરીર નવા જીવનથી હંમેશાં પૂર્ણ રહે છે; અને એનું જ નામ યૌવન છે. નવા જીવનથી જે મનુષ્યનું શરીર પૂર્ણ થાય છે, તેને પોતાનામાં યૌવનનું જ ભાન થાય છે, અને જ્યાં સુધી મનુષ્ય પોતાનામાં યૌવનનું ભાન કર્યા કરે છે, ત્યાં સુધી તે યુવાન્ રહ્યા કરે છે.

( અપૂર્ણ )

# पूर्ण आरोग्ययुक्त सो वर्षनुं आयुष् भोगववानो उपाय.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૨૯૫ થી. )

## (૪)

## શાસ્ત્રીય વિશ્રાંતિ.

આશા, ધૈર્ય, હિંમત અને શ્રદ્ધા વગેરેની ખામીને લીધે સેંકડો બાબતોમાં નિષ્ફળ જવા છતાં મનુષ્યનામાં અભિમાનનો પાર નથી. વ્યાધિ મટાડવાના અને જગતમાંથી રોગને નિર્મૂળ કરવાના હજારો વર્ષથી ઉપાયો કરવા છતાં હજી પોતાના વ્યાધિ મટાડવામાં તથા રોગને જગતમાંથી નિર્મૂળ કરવામાં તે તેવો ને તેવો જ નિષ્ફળ રહ્યો છે, અને તોપણ હું રોગને મટાડી શકું છું, એમ તે માને છે. તે હજારો નવી દવાઓ શોધી કાઢે છે, અને રોગોનો પરાભવ કરવાને આકાશ ને પાતાળ એક કરે છે, અને તોપણ રોગોસામે આજ સુધી તેનું ઘણું જ થોડું ચાલ્યું છે. આ હજારો વર્ષના અનુભવથી હવે તેના અંતઃકરણમાં કંઇક પ્રકાશ થવા માંડ્યો છે, અને હવે તેને સમજાવા માંડ્યું છે કે દવા રોગો મટાડતી નથી પણ કુદરત જ રોગો મટાડે છે. આથી દવાઓ છોડીને હવે તે આરોગ્યને પ્રાપ્ત કરવાના કુદરતી નિયમોતરફ ધીમે ધીમે વળવા લાગ્યો છે.

મનુષ્ય પોતે પોતાના વ્યાધિને મટાડતો નથી. તેના શરીરમાં વ્યાપી રહેલું જીવનતત્ત્વ, સર્વશક્ત આત્મા, ઈશ્વર, કુદરત, કે તમારી નજરમાં આવે તેવું તેને નામ આપો પણ શરીરમાં રહેલી કોઇ અગમ્ય આંતર સત્તા વ્યાધિને મટાડે છે.

રોગને મટાડનાર ધર્મ મનુષ્ય ઉત્પન્ન કરતો નથી, કારણ કે તે ઈશ્વરનો છે. તેણે જ જીવનને પ્રકટાવ્યું છે. અને તે જ જીવનને સ્થિર રાખી શકે છે.

અસ્વાભાવિક જીવન ગાળવાથી મનુષ્યના શરીરમાં રોગો થયા છે, અને તેથી તેમને મટાડવાને માટે તેણે સ્વાભાવિક અથવા કુદરતી જીવન ગાળવું જ જોઇએ. આવું કુદરતી જીવન ગાળવાથી સર્વના આદિ કારણમાંથી જીવનનો પ્રબળ પ્રવાહ તેના પ્રતિ વહેવા માંડે છે, અને તેના શરીરને નીરોગ અને નવું બનાવે છે.

મનુષ્યે પોતાના વ્યાધિ મટાડવાને માટે પોતાને ઉત્પન્ન કરનાર સત્તા જે રોગ માત્રને મટાડનારી છે, તેને જ સર્વ પ્રકારે શરણે જવું જોઇએ.

કુદરતી જીવન ગાળવું, અને **વિશ્રાંતિ** લેવી, એવિના મનુષ્યે રોગ મટાડવાને બીજું કશું જ કરવાનું નથી.

કુદરતી જીવન પણ તેણે એવે પ્રકારે નહિ ગાળવું જોઇએ કે તેની વિશ્રાંતિમાં ખલેલ પહોંચે. ચિંતા, સંતાપ, બળપૂર્વક શ્રમ તેણે કદી પણ ન કરવાં જોઇએ.

પૂર્ણ આરોગ્યવાળું સો વર્ષનું આયુષ્ ભોગવવાનો માર્ગ કષ્ટવાળો નથી, પણ આનંદદાતા છે. જ્યારે મનુષ્ય કુદરતી જીવન ગાળે છે ત્યારે તેને આંતર તથા બાહ્ય આનંદનું જ ભાન થાય છે. જીવવામાં કેટલો બધો આનંદ રહ્યો છે, તે તેને ત્યારે જ સમજાય છે. જીવવા કરતાં મરવું સારૂં, એવો વિચાર તેને સ્વપ્ને પણ થતો નથી. જીવવું તેને ભારરૂપ જણાતું નથી, પણ ઈશ્વરના અનુગ્રહરૂપ જણાય છે.

ચિંતા, ગભરાટ, અને સંતાપને વેગળાં ફેંકી દો—કેવી રીતે જીવવું, અને જીવવાને શું કરવું, એ સંબંધના ભયને દૂર નાંખી દો—કેવી રીતે ખાવું, ક્યારે ખાવું, શું ખાવું, એવા વિચારોથી ભ્રમ ન થાઓ.

## વિશ્રાંતિ.

" અખંડ ખાધા કરવાથી આપણે ભુખે મરીએ છીએ."

" બળવાન્ થવાનો પ્રયત્ન કરવાથી આપણે આપણા બળનો વ્યર્થ ક્ષય કરી નાંખીએ છીએ. "

" રોગ મટાડવાની ગડમથલ કરીને આપણે આપણો પ્રાણઘાત જ કરીએ છીએ."

શરીરનું સુખ" ( Ease of the Body ) એ નામના પોતાના લઘુ લેખમાં બી. ડબલ્યુ. ઈ. હાર્ટ ( B. W. E. Hart ) કહે છે કેઃ

ઉપરનાં સરળ વચનોમાં મોટે ભાગે રોગ મટાડવાની કળા શમાયલી છે. વ્યાધિ થતાં જો મનુષ્ય કશું ન કરે, અને છાનોમાનો પડ્યો રહે, તો ઈશ્વર તેના વ્યાધિને મટાડે છે, અર્થાત્ રોગ નિવારનાર સામર્થ્યનો પુષ્કળ જથ્થો તેના શરીરમાં ભરે છે. રોગનાં ચિહ્નોઉપર મનુષ્ય કશું ધ્યાન ન આપે, અને તેમને શરીરમાં જેમ કરવું હોય તેમ કરવા દે તો સોમાં નવાણું ટકા તે પૂર્ણ આરોગ્યને પ્રાપ્ત કરે. રોગનાં લક્ષણો અથવા ચિહ્નો દર્શાવે છે કે રોગને મટાડવાનો કુદરતનો પ્રયત્ન ચાલુ થઇ ગયો છે. કચરાવાળું ઘર સાફ કરતાં જેમ ધૂળ ઉડે છે, તેવાં જ રોગનાં ચિહ્નો છે.

ડૉ. વિલીયમ વૉલ્ટર ( Dr. William Walter ) કહે છે કે મારી સારવારતળે રહેનારા રોગીઓ જો પથારીમાં સુઇ રહે, અને એની એ જ સ્થિતિમાં કેટલાંક અઠવાડીયાં ગાળે તો હું તેમના ગમે તે રોગોને મટાડી શકું. ડૉ. વૉલ્ટરે પોતાની પદ્ધતિથી હજારોને સારા કર્યા છે.

આરોગ્યને પ્રાપ્ત કરવાને માટે પૂર્ણ વિશ્રાંતિની જરૂર છે. વિશ્રાંતિમાં અને ઉંઘમાં જ માત્ર શરીરમાં નવું બળ આવે છે. તે વિનાના બીજા સઘળા ઉપાયો વિશ્રાંતિને પૂર્ણતાવાળી કરવામાં મદદગાર જ થાય છે. આરોગ્યવિદ્યાનો માત્ર એક જ ઉદ્દેશ છે, અને તે એ કે રોગીને પૂર્ણ વિશ્રાંતિ અને પૂર્ણ નિદ્રા આપવી.

મિ. હાર્ટ પોતાનાઉપર વર્ણવેલા પુસ્તકમાં લખે છે કેઃ

' પથારીમાં પડ્યા રહેવાથી, અથવા સઉથી સારી રીત તો એ છે કે ઘરની બહાર ખુલ્લા મેદાનમાં સ્વચ્છ હવામાં ખાટલો નાંખી તેમાં પડ્યા રહેવાથી લાભ થવાનું કારણ આ છે. આપણા શરીરમાં આપણું લોહી ગુરુત્વાકર્ષણને લીધે ફરે છે, અને મોટે ભાગે, હૃદયના સ્નાયુઓના સંકોચ અને વિકાસદ્વારા તેનું નિયમન થાય છે. જ્યારે આપણે પથારીમાં લાંબા થઈને અખંડ સુઇ રહીએ છીએ ત્યારે આપણે ગુરુત્વાકર્ષણના સામુ ઓછું થવાનું હોય છે, અને તેથી આપણા હૃદયનો તથા બીજા રુધિરાભિસરણના અવયવોનો કામ કરવાનો બોજો ઘણો ઓછો થઇ જાય છે. સારાંશ-એ કે જો આપણે લાંબો વખતસુધી પથારીમાં શાંત પડ્યા રહીએ છીએ તો આપણા શરીરની અંદરના સઘળા અવયવોને વિશ્રાંતિ મળે છે, અને આપણું લોહી સ્નાયુઓને જાણે કશો પણ પરિશ્રમ ન પડતો હોય તેવી રીતે ફરેછે. અને જો આ આંતર વિશ્રાંતિમાં આપણે ઉપવાસ કરીને (સુવાના સમયમાં આંતર અવયવોને પચાવવાને માટે જરા પણ ખોરાક ન આપીને ) વળી વૃદ્ધિ કરીએ છીએ તો આપણા આખા પચનેન્દ્રિયને આ સામાન્ય વિશ્રાંતિમાં ભાગ લેવાનું બની આવે છે, અને તેમ થતાં માત્ર હૃદય, ફેફસાં અને મગજ માત્ર થોડી ક્રિયા કર્યાં કરે છે, અને તેમાં પણ પહેલાં બે

તો સઉથી ઓછી ક્રિયા કરે છે. અને નિદ્રાવડે ( અથવા નિદ્રાજેવી સ્થિતિવડે પણ ) આ ત્રણેને લગભગ પૂરેપૂરી વિશ્રાંતિ આપી શકાય છે, કારણ કે ઉંઘમાં મગજ કેવળ શાંત રહે છે, અને હૃદય તથા ફેફસાં પોતાનો અધિકાર જાળવી રહેવા જેટલું જ કામ કરે છે, અને તેથી વધારે જરા પણ કરતાં નથી.

'હવે મનુષ્ય જ્યારે રોગ મટાડવાને માટે આ પ્રકારની સર્વોત્કૃષ્ટ શાસ્ત્રીય વિશ્રાંતિ લેતો હોય છે ત્યારે—અર્થાત્ તે કંઈ પણ ક્રિયા કરતો નથી, કશું ખાતો નથી, ખુલ્લી હવામાં ખાટલામાં અથવા પથારીમાં સુએ છે, અને પોતાનાથી બને તેટલું ઉંઘે છે ત્યારે—તેના શરીરમાં કેવા પરિણામો પ્રકટે છે, તેનો વિચાર કરો. જો હૃદય નિર્બળ અથવા રોગી હોય છે તો જેમ જેમ દિવસો જાય છે તેમ તેમ તે નીરોગ અને બળવાન્ થતું જાય છે; અને આ પ્રકારની વિશ્રાંતિ લીધાપૂર્વે દાદરઉપર ચઢતાં પણ જેને મહામહેનત પડતી એવા રોગી-ને સાજો થઇને ઉઠ્યા પછી જો પહાડઉપર દોડતા ચઢવું હોય તો ચઢી શકે છે. જો જ્ઞાનતંતુઓ દુર્બળ પડી ગયા હોય છે, જો સંધિવાથી અથવા વાતશૂલથી ( Neuralgia ) સાંધા રહી ગયા હોય છે, જો ફેફસાં નબળાં પડી ગયાં હોય અથવા ખવાઈ ગયાં હોય છે, જો ગુર્દ (Kidneys) ખરાબ થઇ ગયાં હોય છે, જો યકૃત્ પૂરાઇ ગયું હોય છે અથવા હદઉપરાંત કામ કરવાથી નિર્માલ્ય થઇ ગયું હોય, છે જો—ભલે ગમે તે અવયવ અથવા અવયવો રોગથી પીડાતા હોય છે, પરંતુ જ્યાં સુધી તેઓ સુધરી ન શકે એવી છેક ખાખાવીખી હાલતમાં નથી આવ્યા હોતા ત્યાં સુધી,......ચાહે તે રોગ હોય તોપણ આપણે એકદમ પથારીમાં સુઇ જવું, ઉપવાસ કરવા અને પરમેશ્વરનું સ્મરણ કરતા પડ્યા રહેવું, અને આ રીતે આ-પણા લોહીને શુદ્ધ કરવું. જ્યારે લોહી બરાબર સુધરીને તેની મૂળ સ્થિતિમાં આવશે ત્યારે રોગી અવયવોના રોગી ભાગો તેમનાથી છૂટા પડી જશે, શરીરની બહાર કચરારૂપે નીકળી જશે, અને તેમને સ્થાને નવા તથા આરોગ્યવાળા અવયવો રચાશે. આમ થતાં ઉંઘ આવવા-ની વાસ્તવિક ઉંઘ આવવાની-જીવનને આપનારી ઉંઘ આવવાની—તમારા શરીરની અ-ધિક યોગ્ય સ્થિતિ થશે, અને ઈશ્વરતરફથી તમને નિત્ય ઉંઘમાં પ્રાપ્ત થતી જીવનબળની તમા-રી આવક તમારા આખા શરીરમાં અણુઅણુમાં વ્યાપી જશે. અને તમારા શરીરમાં જીવન-બળ જોઇએ તેટલું પૂર્ણ ભરાતાં તમે આરોગ્યયુક્ત થશો, અને તમારા શરીરના સઘળા વ્યાપાર પુનઃ નિયમિત ચાલવા માંડશે. "

ઉપવાસમાં જઠર વગેરે અનેક અવયવોને વિશ્રાંતિ મળે છે, તેથી સંપૂર્ણ વિશ્રાંતિમાં ઉપવાસનો સમાવેશ થાય છે. 'રોગને મટાડવામાં ઉપવાસના સામર્થ્યનો કોઇ અવધિ નથી' એવું એક લેખકે કહેલું વાક્ય આપણે નિરંતર મુખપાઠ રાખવું જોઈએ.

ખંડનનો જરા પણ ભય રાખ્યાવિના પુનઃ કહીએ છીએ કે ઉપવાસ-પૂર્ણ વિશ્રાંતિ-જેવું રોગ મટાડનાર અમોઘ સાધન હજી સુધી બીજું એક, વર્તમાનવિજ્ઞાન શાસ્ત્રવડે શો-ધી કાઢવામાં આવ્યું નથી. ઉપવાસને રોગ મટાડવામાં સર્વદા સઉથી મોટાંમાં મોટું સાધન ગણવામાં આવશે. જેમ જેમ વર્ષો વીતતાં જશે તેમ તેમ રોગ મટાડવામાં, ઔષધોનો નહિ પણ ઉપવાસનો જ મનુષ્યો સર્વત્ર ઉપયોગ કરતા થશે, એમાં કશો જ સંશય નથી. રસ-સિદ્ધોનો અમૃતરસને બાદ કરતાં, રોગનિવારક બીજું કોઈ પણ સામર્થ્ય ઉપવાસઆગળ ભાગે જ ચઢી શકે.

મનના અને તનના આરોગ્યની જો તમને ઇચ્છા હોય તો ઉપવાસ કરો. આગંતુક તેમ જ શરીરમાં ઘર કરી બેઠેલા રોગોને માટે ઉપવાસ કરો.

ઉપવાસ એ લગભગ રોગ માત્રને નિવારનાર ઉપાય છે, પણ જેમ બીજી કળાનો પણ અભ્યાસ કરવો પડે છે, તેમ ઉપવાસ કરવાની કળા પણ મનુષ્યે શીખવી જોઇએ.

ત્રણ વાર ખાતા હોય તેણે બે વાર ખાવું, એ ઉપવાસોપચારની શરૂઆત છે. એક વાર ખાવાનું છોડી દેવું, એ વસ્તુતઃ એક ટુંકો ઉપવાસ છે.

ઉપવાસોપચારનું બીજું પગથીયું રાત્રે વાળું કરવાનું છોડી દેવું, અર્થાત્ દિવસમાં માત્ર એક જ વાર ખાવું, એ છે. જેઓ શરીરમાં ઘર કરી બેઠેલા જુના હઠીલા રોગોથી પીડાતા હોય તેમણે દિવસમાં એક જ વાર ખાવાનો હંમેશાં નિયમ રાખવો, એના જેવું હિતકર તેમને માટે બીજું કશું નથી.

ઉપવાસોપચારના અગમ્ય માર્ગમાં ધીરે ધીરે એકેક ડગલું ભરતા આગળ માર્ગ કાપો. અઠવાડીયામાં એકાદ વાર આખો દિવસ અર્થાત્ પુરા ચોવિશે કલાક બિલકુલ ખાધાવિના ચલાવી લો. વળી થોડા દિવસપછી અભ્યાસ પડતાં અઠવાડીયામાં બે વાર તેમ કરો. થોડો સમય જતાં બે દિવસ લાગટ ઉપવાસ કરો, પછી ત્રણ દિવસ લાગટ કરો; આમ જ્યાં સુધી ઉપવાસનો સંપૂર્ણ ભય તમારા મનમાંથી નીકળી જાય ત્યાં સુધી કર્યા કરો.

**સંપૂર્ણ ભય નીકળી જતા પર્યંત,** કોઇએ લાંબો ઉપવાસ કદી પણ ન કરવો જોઇએ. ઉપવાસ કરવાની વિદ્યા સિદ્ધ થયા પછી તો ખરેખરી પૂર્ણ ભુખ લાગતા પર્યંત ખોરાકવિના ચલાવી લેવાનું કાર્ય ઘણું જ સરળ થઇ જાય છે.

મુખમાં અને કંઠમાં કુદરતી ભુખ લાગ્યાનું ભાન થવા પછી ઉપવાસને કદી પણ લંબાવવા નહિ.

પ્રત્યેક માસની બંને એકાદશીઓ મનુષ્યે કેવળ જળઉપર રહીને જ કાઢવી. મહિનામાં એકાદ વાર બે ત્રણ સામટા ઉપવાસ કરવાનો અભ્યાસ પાડવો, અને પ્રત્યેક વર્ષે આઠ, દશ, અથવા પંદર દિવસનો કે પછી જેટલી જરૂર જણાય તેટલો એક લાંબો ઉપવાસ કરી કાઢવો.

શરીરને સુદૃઢ કરવાનું પાશ્ચાત્ય પ્રજામાં શિક્ષણ પ્રસારનાર પુરુષોમાં અગ્રણી ગણાતો **મિ. બર્નાર મેક્ફેડન** નામનો વિદ્વાન્ તો પ્રત્યેક વર્ષે જ્યુન માસ આવે છે ત્યારે એક માસના ઉપવાસ ખેંચી કાઢે છે. તે કહે છે કે આવા લાંબા ઉપવાસથી તેનું આયુષ્ ત્રિશ વર્ષનું અથવા તેથી પણ વધારે વધવાનું.

**મિ. મેક્ફેડન**ની પેઠે બીજા ઘણા મનુષ્યો, પાશ્ચાત્ય પ્રજામાં લાંબા ઉપવાસ કરે છે.

પૂર્ણ ઉપવાસ જઠરને તથા બીજા અવયવોને વિશ્રાંતિ આપનાર થાય છે, પરંતુ તેનો ખરેખરો લાભ તો મગજને થાય છે, કારણ કે ઉપવાસથી તેની પારવિનાની મહેનત બચી જાય છે પૂર્વે સ્પષ્ટ કરવામાં આવ્યું જ છે કે અન્નને પચાવવામાં મગજને પોતાના પુષ્કળ બળનો વ્યય કરવો પડે છે.

**વારંવાર ઉપવાસ કરો—અઠવાડીયામાં એક વાર, મહિનામાં એક વાર અને વર્ષમાં એક વાર ઉપવાસ કરો.**

પૂર્ણ વિશ્રાંતિ—પૂર્ણ ઉપવાસ—એ કુદરતની અત્યંત નિકટ ભરવામાં આવતું પગલું છે, શાસ્ત્રો સઘળાં ઉપવાસનો જ બોધ કરે છે, અને તેથી પુણ્ય થવાનું વર્ણવે છે. અનેક ઋષિમુનિઓ

લાંબા ઉપવાસ કરી તપને કરતા; ધ્રુવે ઉપવાસપૂર્વક ઉપાસના કરી ઈશ્વરને પ્રસન્ન કર્યો છે; બુદ્ધે પણ લાંબા ઉપવાસ કરી દિવ્યજ્ઞાન મેળવ્યું છે; જૈનોના દેવોએ પણ લાંબા ઉપવાસ કર્યા છે; મહમદે પણ લાંબા ઉપવાસ કર્યા છે; ઈસુએ પણ ચાળીશ દિવસનો લાંબો ઉપવાસ કર્યો છે.

આરોગ્યને ઇચ્છનારે નિવૃત્તિ લેઇને અઠવાડીયામાં એકવાર, મહિનામાં, બે ચાર દિવસ અને વર્ષમાં પંદર વિશ દિવસ કોઇ નદીતટે એકાંતમાં ખુલ્લી હવામાં પથારી કરી, ઉપવાસ કરતા આખો દિવસ અને રાત્રિ સુઈ રહેવું, અને પરમેશ્વરનું શાંતિથી સ્મરણ કરતાં, શરીરને તથા મનને પૂર્ણ વિશ્રાંતિ આપવી.

આરોગ્યનો માર્ગ, જોવા જતાં, ઘણો જ સરળ છે.

રાત્રે પૂર્ણ વિશ્રાંતિ મળે એટલા માટે મનુષ્યે ખુલ્લામાં સુઇ રહેવું, અને બને તેટલા દીર્ઘ શ્વાસ કરવા, એ પૂર્વે સૂચવાયું છે.

( અપૂર્ણ. )

---

# पूर्ण सत्यो अने अर्ध सत्यो.

( અનુસંધાન માઘ માસના પૃષ્ઠ ૧૫૯ થી )

ઘણા મનુષ્યો આવું વચન વારંવાર બોલતા સંભળાય છે કે 'જો આપણે બધાને સારૂં માનીએ, તો બધું સારૂં જ છે.' અયોગ્ય વિચાર એ જ અનર્થનું અને દોષોનું કારણ છે, એ નિશ્ચયને માનવાથી જ ઉપરનો નિશ્ચય જન્મ પામ્યો છે, પરંતુ આ નિશ્ચયનો જો આપણે અક્ષરશઃ સ્વીકાર કરીએ તો આપણે પછી એવું જ કહેવું પડવાનું કે જે છે, તે બધું વિચાર જ છે, અને બીજું બધું કંઈ જ નથી.

જો આપણા વિચારથી વસ્તુઓ સારી અથવા ખોટી થતી હોય તો વસ્તુઓનામાં પોતાનામાં કશું બળ અથવા ગુણો નહિ રહી શકવાના; વસ્તુઓનું પોતાનું અસ્તિત્વ પણ નહિ હોવાનું, કારણ કે અસ્તિત્વને માટે વસ્તુમાં પોતાના ધર્મો અને સામર્થ્ય હોવાં જ જોઈએ.

આવા નિશ્ચયપ્રમાણે ચીંથરાંને જો આપણે અત્યંત મૂલ્યવાન્ અને દુર્લભ વસ્ત્ર ધારીએ તો તેઓ તેવાં થાય; કુરૂપ મુખને અત્યંત સૌંદર્યવાળું ધારતાં તે તેવું થાય; ગધેડાના ભુંકવાને અપ્સરાનું ગાન માનતાં તે તેવું લાગે; અને દોરને ખાવાના ગોતાને બત્રિશ પકવાન્ન અને તેત્રિશ શાકવાળી અતિ સ્વાદિષ્ટ રસોઇ માનતાં તે તેવું જ જણાય.

આ નિશ્ચયપ્રમાણે વસ્તુઓને વર્ણવવાનો આપણે પ્રયત્ન કરીએ તો સ્વાભાવિક રીતે જ ઉપરના જેવા જ બેવકુફી ભરેલા નિશ્ચયો આપણે વર્ણવવાના; પરંતુ અર્ધાં સત્યોના સંબંધમાં હંમેશાં આમ જ બને છે. તેઓને જ્યાં સુધી સૂક્ષ્મ રીતે તપાસવામાં નથી આવતાં, ત્યાં સુધી તેઓ બહારથી રમણીય દેખાય છે.

સારૂં માનીએ તો બધું જ સારૂં છે, એ નિશ્ચયનો જો આપણે સ્વીકાર કરીશું તો કઈ વસ્તુ સારી છે, કઈ તેથી વધારે સારી છે, અને કઈ સર્વથી વધારે સારી છે, એ

પ્રકારના સારી વસ્તુઓના ચઢતાઉતરતા ભેદ આપણે જાણી શકવાના નહિ. આપણી ન્યાયબુદ્ધિ એટલી બધી તો નિર્માલ્ય થઇ જવાની કે હલકાની અને શ્રેષ્ઠની વચ્ચે, સાદાની અને ભવ્યની વચ્ચે, અને સાચાની અને જુઠાની વચ્ચે આપણે કશો તફાવત જાણી શકવાના નહિ. આપણે સઘળાને જ સુંદર કહેવાના; સુંદરતા આપણે મન ટકાની ત્રણ શેર થઇ જવાની. સઘળી વસ્તુઓને અમે સારી માનીએ છીએ, માટે તેઓ સારી છે, એમ આપણે કહેવાના, પણ ઉત્તમતા વસ્તુતઃ શું છે, તે આપણે સમજી શકવાના નહિ, અને તેથી કરીને ઉત્તમતાના અનુભવથી થતા વિકાસથી આપણે દુર્ભાગી રહેવાના.

જ્યારે વસ્તુઓ ખોટી હોય છે ત્યારે આપણે તેમને સારી માનીએ તેથી તેઓ કંઇ સારી થતી નથી; પણ આપણા વિચારના યોગ્ય ઉપયોગવડે તેમને ફેરવવાનું અને સારી કરવાનું આપણામાં સામર્થ્ય છે.

ખોટી વસ્તુઓનો આપણને સંબંધ થાય ત્યારે જે રીતે આપણે વિચાર કરીએ છીએ તે રીતઉપર તે વસ્તુઓ આપણા મનઉપર કેવી અસર કરશે તેનો આધાર રહેલો હોય છે. વળી તે સમયની સ્થિતિમાં, આપણી ક્રિયાથી તે વસ્તુઓના સ્વરૂપમાં કેટલો ફેરફાર કરી શકાય એમ છે, તેનો આધાર પણ જે રીતે આપણે વિચાર કરીએ છીએ, તે રીતઉપર રહેલો હોય છે. પરંતુ તે વસ્તુઓ પોતે તથા તે સમયની તેમની સ્થિતિ, જો કે આપણા વિચારના સામર્થ્યનો યોગ્ય ઉપયોગ કરતાં સંપૂર્ણ રીતે તેને અધીન હોય છે તોપણ આપણા વિચારના જેવી જ સાચી હોય છે.

ગમે તેવું હૃદયદ્રાવક ગાયન તમારા આગળ ચાલતું હોય તો પણ જો તમારા મનની સ્થિતિ અત્યંત ચિંતાવાળી હોય છે તો તમને તેમાં જરા પણ રસ પડતો નથી. આ સ્થળે રસ ન પડવાનું કારણ વસ્તુ દોષવાળી છે, એ નથી, પરંતુ વસ્તુના સંબંધમાં તમારા મનમાં જે વિપરીત વિચાર છે, તે છે. આમ છતાં તમારા વિપરીત વિચારની ગાયનઉપર જરા પણ અસર થઇ હોતી નથી. તમારો ગમે તેવો વિરોધી વિચાર છતાં ગાયન ઉત્તમ હતું, પરંતુ તમારા વિચારે તેની ઉત્તમતાનું તમને ભાન થતું અટકાવ્યું હતું.

એથી ઉલટું, ભેંસના બરાડવાજેવું કાનને કઠોર લાગે એવું તથા બેસુર અને બેતાલુ ગાયન તમારા આગળ ચાલતું હોય પરંતુ જો તમે તેની કર્કશતાથી તમારા મનને વ્યગ્ર થવા ન દો તો તમારા આનંદનો ભંગ થવાનો નહિ; પણ તમારા આનંદવાળા વિચારથી ગાયન કંઇ આનંદજનક થતું નથી.

આમ છતાં, કઠોર ગાયન વસ્તુતઃ મધુર અને મોહક છે, એવું ગણી લેવાનો તમે પ્રયત્ન કરો તો તમારી ભાવનાથી ગાયનની કઠોરતાનું અભાન કરવામાં તમે કદાચ સફળ થાઓ, અને તેમ થતાં તે કઠોર ગાયન તમને કંઇક આનંદજનક થવાનું, પરંતુ ગાયન સંબંધી તમારી પરીક્ષક શક્તિ દુર્બળ થવાની; અને આ અભ્યાસ જો તમે જારી રાખશો તો સર્વોત્તમ ગાયન પણ તમને સામાન્ય ગાયનના જેવું જ થઇ રહેવાનું, અને તેમાં રહેલી ખુબીઓનું તમને ભાન નહિ થવાનું, અને તેથી મળનારો આનંદ પણ નહિ મળવાનો.

કોઇ કામ કરવાનું તમે માથે લો અને એમ માનો કે આ કામમાં હું સફળ થવાનો નથી તો આવા વિચારથી તમારું મન અવ્યવસ્થ થઇ જવાથી તથા તમારાં સામર્થ્યો વિખરાઇ જવાથી તમે અવશ્ય તમારા કાર્યમાં નિષ્ફળ થવાના. એથી ઉલટું જો તમે એમ

માનો કે હું સફળ જ થવાનો છું, તો વિજય ઉપર તમારાં સઘળાં સામર્થ્યો એકાગ્ર થવાનાં, વિજયને માટે તેઓ એકત્ર થઇને પ્રયત્ન કરવાનાં, અને વિજયને તમારી સમક્ષ લાવીને મૂકવાનાં. આમ છતાં વિજયને માટે આટલું જ કરવાની જરૂર છે, એવો ખોટો નિશ્ચય કોઇએ બાંધી બેસવાનો નથી.

હું વિજયને મેળવવાનો જ, એટલો વિચાર માત્ર વિજયને પ્રકટાવતો નથી, પણ આવો વિચાર વિજયને પ્રકટાવનાર હેતુઓમાં એક અગત્યનો હેતુ છે; અને તે કેવળ અનિવાર્ય છે.

ઉન્નતિની ઇચ્છાવાળા, પરંતુ ઓછી બુદ્ધિવાળા તથા પોતાનો વિકાસ કરવાની જરા પણ કાળજીવિનાના અનેક મનુષ્યો એવું માનતા હોય છે કે જો અમે વિજયનો વિચાર માત્ર કર્યા કરીશું તો અમારા સર્વ મનોરથો પૂર્ણ થશે. આવો ખોટો નિશ્ચય તેમને માનસ શાસ્ત્રના લેખોને ઉપરટપકે વાંચવાથી બંધાઇ ગયો હોય છે.

પરંતુ વિજય વિચાર માત્ર કરવાથી પ્રાપ્ત થતો નથી. વિજયની ઇચ્છાવાળાએ બુદ્ધિ અને કામ કરવાની યોગ્યતાને પ્રથમ કેળવવી પડે છે, અને તેમનો ડહાપણથી સારી રીતે ઉપયોગ કરવો પડે છે. વિજયની ઇચ્છાવાળાએ પોતાનામાં પુષ્કળ શ્રદ્ધા ધરવી પડે છે; અને તેણે મનની યોગ્ય સ્થિતિમાં પ્રયત્ન કરતા આગળ વધ્યા જ જવું પડે છે, તથા પોતાના વિચારનાં સઘળાં સામર્થ્યોને પોતે સિદ્ધ કરવા ધારેલા ઉદ્દેશપ્રતિ જોડવાં પડે છે.

આપણા વિચારની આપણા પ્રત્યેક કામઉપર અને આપણા સંબંધમાં આવતી પ્રત્યેક વસ્તુઉપર અસાધારણ અસર થાય છે, પરંતુ અયોગ્ય વસ્તુઓને યોગ્ય કરવામાં અથવા ખોટી વસ્તુઓને ખરી કરવામાં, એકલો વિચાર જ જરૂરનો છે, એમ નથી; તે જ પ્રમાણે આપણા માનવા માત્રથી ખોટી વસ્તુઓ સારી વસ્તુઓ થતી નથી. સઘળી વસ્તુઓને બદલવાના ઉપાયો છે, પરંતુ જે વસ્તુ જેવી નથી તે વસ્તુ તેવી છે, એમ કહેવાથી અથવા માનવાથી આ ઉપાયોને મદદ મળતી નથી.

જે વસ્તુ જેવી નથી તે વસ્તુ તેવી છે, એવું આપણા મનને મનાવવાનો જો આપણે પ્રયત્ન કરીએ છીએ તો આપણે આપણને પોતાને ઠગીએ છીએ, એટલું જ નહિ પરંતુ આ પ્રકારના અભ્યાસથી મોડાવહેલા આપણા મનને આપણે છેક દુર્બળ કરી નાંખીએ છીએ, અને આપણામાં જે કંઇ માનસિક શક્તિઓ હોય છે, તેમને આપણે દુર્બળ કરી નાંખીએ છીએ.

યથાર્થ માર્ગે વહેનારો પુરુષ વસ્તુઓને જેવી જુએ છે તેવી જ તેમને માને છે, પછી તેઓ ભલે સારી હોય કે ખોટી હોય. જો વસ્તુઓ સારી નથી હોતી તો તે તેમ કબુલ કરે છે, અને તેમને સારી કરવાનો પ્રયત્ન કરે છે. જો તેઓ બહુ જ સારી હોય છે તો તેમના વડે મળતા સંપૂર્ણ આનંદને તે લે છે, કારણ કે પોતે ઉપજાવેલી ભ્રાંતિથી તે વસ્તુઓનું ખોટું મૂલ્ય તેણે આંકયું હોતું નથી.

પ્રતિકૂળ વસ્તુઓનો સંબંધ થવાથી બળવાન અંતઃકરણવાળો પુરુષ કદી વિકળ અથવા દુઃખી થતો નથી. મનની શાંતિ ટકાવી રાખવાને માટે ખોટું બને છે ત્યારે સઘળું જ સારૂં છે, એવું પોતાના મનપાસે તે મનાવતો નથી. તે જાણે છે કે ગમે તેવા પ્રસંગને માટે અને ગમે તેવી વિપત્તિને માટે તે તત્પર છે, અને તેનામાં ગમે તેવી વિપત્તિના સામા થવાનું અને તેનો જય કરવાનું તથા સઘળી હાનિઓને લાભમાં-પલટી નાંખવાનું સામર્થ્ય છે.

આથી કરીને દુઃખના સમયમાં તે અવ્યગ્ર રહે છે, અને દુઃખને સુખમાં પલટવાનો કંઇક પ્રયત્ન કરવાને માટે પૂર્ણ તત્પર રહે છે.

આવો પુરુષ ખરા અને ખોટાના સંબંધમાં સંપૂર્ણ સત્ય શું છે તે જાણે છે; અપક્વ સ્થિતિને, ભવિષ્યના ઉંચા સંભવોવાળી બાહ્ય સ્થિતિને તે સારી રીતે સમજે છે, અને આ સંભવોને પ્રકટાવનાર જે સામર્થ્ય અંતરમાં રહેલું છે, તેને તે ઓળખે છે, અને તેનો ઉપયોગ કરે છે, અને આ રીતે અપૂર્ણને પૂર્ણ કરે છે, અને ઉપરથી જે ખોટું દેખાતું હોય છે, તે વસ્તુતઃ સારામાં પલટી નાંખે છે.

જે પુરુષ આપ્રમાણે જીવનને ગાળે છે, તે નિરંતર વસ્તુઓને વધારે સારી કરે છે, અને આ રીતે વિચાર કરીને અને જીવનને ગાળીને પોતાનામાં ઇચ્છાની વૃદ્ધિ કર્યા કરે છે. એથી ઉલટું બધું જ સારૂં છે, એવું ધારનાર મનુષ્ય, કશો પણ પ્રયત્ન કરતો નથી અને વસ્તુઓને જેવી હોય છે, તેવી રહેવા દે છે, અને પોતે પણ તેવી જ લઘુ અને ભ્રાંતિવાળી સ્થિતિમાં રહે છે. તેની નાની સૃષ્ટિમાં તેને આરોગ્ય, શાંતિ અને સુખની કદાચ પ્રાપ્તિ હોય છે, પણ તે સૃષ્ટિ કેટલી નાની હોય છે? અને આ જગતમાં તેના જીવનથી કોઇને કશો લાભ થતો નથી.

વિચારના અગાધ બળને આપણે જાણવું જોઇએ, અને તેનો ઉપયોગ કરતાં શીખવું જોઇએ; પરંતુ વસ્તુઓ આપણે જેવી જોઇએ છીએ તેવી જ છે એમ ધાર્યા કરવું, એ કંઇ વિચારના અગાધ બળનો ઉપયોગ નથી. વિચારનું બળ સાધનોદ્વારા, આપણા વિચારપ્રમાણે આપણાવડે કરવામાં આવતા વર્તનદ્વારા, અને આપણી ઉન્નતિને કરનારાં ઉંચા કાર્યોદ્વારા ક્રિયા કરે છે.

( અપૂર્ણ )

---

# નાટકોનું માનસિક દ્યોતન અથવા તેમની મન-ઉપર થતી અસર.

કોઇ પણ બાબતને જ્યારે આપણે રસપૂર્વક જોઇએ છીએ અથવા સાંભળીએ છીએ ત્યારે તેની આપણા અંતઃકરણઉપર ઉંડી છાપ પડે છે. આ છાપની અસર આપણા જીવનઉપર, સારી અથવા ખોટી, થોડા અથવા ઘણા પ્રમાણમાં થયા વિના રહેતી નથી. કોઇ કોઇ પ્રસંગે ઘણી ઉંડી પડેલી છાપની અસર મનુષ્યના આખા જીવનમાં મોટો ફેરફાર કરી નાંખે છે, અને તે મરણપર્યંત પણ નાશને પામતી નથી.

ધ્રુવને તેની અપર માતાના એક જ વચનથી અંતઃકરણઉપર કેટલી ઉંડી અસર થઇ હતી, અને તેથી તેનું આખું જીવન કેવું બદલાઇ ગયું હતું, તે સુપ્રસિદ્ધ છે.

શબના દર્શન માત્રથી બુદ્ધના અંતઃકરણમાં રાજ્યના અસંખ્ય વૈભવો ત્યજવાનો અનિવાર્ય પ્રકટેલો વેગ પણ સર્વના જાણવામાં છે.

ભાઇની સ્ત્રીના એક વાક્યથી નરસિંહ મહેતાનું જીવન કેવળ બદલાઇ જવાનું તથા ગણિકાના એક વાક્યથી સુરદાસનો સંસારઉપરનો મોહ સમૂળ છૂટી જવાનું ઉદાહરણ પણ નાનામોટાં સર્વ સ્ત્રીપુરુષો વિશેષે કરીને જાણે છે.

માનો કે હું સફળ જ થવાનો છું, તો વિજય ઉપર તમારાં સઘળાં સામર્થ્યો એકાગ્ર થવાનાં, વિજયને માટે તેઓ એકત્ર થઇને પ્રયત્ન કરવાનાં, અને વિજયને તમારી સમક્ષ લાવીને મૂકવાનાં. આમ છતાં વિજયને માટે આટલું જ કરવાની જરૂર છે, એવો ખોટો નિશ્ચય કોઇએ બાંધી બેસવાનો નથી.

હું વિજયને મેળવવાનો જ, એટલો વિચાર માત્ર વિજયને પ્રકટાવતો નથી, પણ આવો વિચાર વિજયને પ્રકટાવનાર હેતુઓમાં એક અગત્યનો હેતુ છે; અને તે કેવળ અનિવાર્ય છે.

. ઉન્નતિની ઇચ્છાવાળા, પરંતુ ઓછી બુદ્ધિવાળા તથા પોતાનો વિકાસ કરવાની જરા પણ કાળજીવિનાના અનેક મનુષ્યો એવું માનતા હોય છે કે જો અમે વિજયનો વિચાર માત્ર કર્યાં કરીશું તો અમારા સર્વ મનોરથો પૂર્ણ થશે. આવો ખોટો નિશ્ચય તેમને માનસ શાસ્ત્રના લેખોને ઉપરટપકે વાંચવાથી બંધાઇ ગયો હોય છે.

પરંતુ વિજય વિચાર માત્ર કરવાથી પ્રાપ્ત થતો નથી. વિજયની ઇચ્છાવાળાએ બુદ્ધિ અને કામ કરવાની યોગ્યતાને પ્રથમ કેળવવી પડે છે, અને તેમનો ડહાપણથી સારી રીતે ઉપયોગ કરવો પડે છે. વિજયની ઇચ્છાવાળાએ પોતાનામાં પુષ્કળ શ્રદ્ધા ધરવી પડે છે; અને તેણે મનની યોગ્ય સ્થિતિમાં પ્રયત્ન કરતા આગળ વધ્યા જ જવું પડે છે, તથા પોતાના વિચારનાં સઘળાં સામર્થ્યોને પોતે સિદ્ધ કરવા ધારેલા ઉદ્દેશપ્રતિ જોડવાં પડે છે.

આપણા વિચારની આપણા પ્રત્યેક કામઉપર અને આપણા સંબંધમાં આવતી પ્રત્યેક વસ્તુઉપર અસાધારણ અસર થાય છે, પરંતુ અયોગ્ય વસ્તુઓને યોગ્ય કરવામાં અથવા ખોટી વસ્તુઓને ખરી કરવામાં, એકલો વિચાર જ જરૂરનો છે, એમ નથી; તે જ પ્રમાણે આપણા માનવા માત્રથી ખોટી વસ્તુઓ સારી વસ્તુઓ થતી નથી. સઘળી વસ્તુઓને બદલવાના ઉપાયો છે, પરંતુ જે વસ્તુ જેવી નથી તે વસ્તુ તેવી છે, એમ કહેવાથી અથવા માનવાથી આ ઉપાયોને મદદ મળતી નથી.

જે વસ્તુ જેવી નથી તે વસ્તુ તેવી છે, એવું આપણા મનને મનાવવાનો જો આપણે પ્રયત્ન કરીએ છીએ તો આપણે આપણને પોતાને ઠગીએ છીએ, એટલું જ નહિ પરંતુ આ પ્રકારના અભ્યાસથી મોડાવહેલા આપણા મનને આપણે છેક દુર્બળ કરી નાંખીએ છીએ, અને આપણામાં જે કંઇ માનસિક શક્તિઓ હોય છે, તેમને આપણે દુર્બળ કરી નાંખીએ છીએ.

યથાર્થ માર્ગે વહેનારો પુરુષ વસ્તુઓને જેવી જુએ છે તેવી જ તેમને માને છે, પછી તેઓ ભલે સારી હોય કે ખોટી હોય. જો વસ્તુઓ સારી નથી હોતી તો તે તેમ કબુલ કરે છે, અને તેમને સારી કરવાનો પ્રયત્ન કરે છે. જો તેઓ બહુ જ સારી હોય છે તો તેમના વડે મળતા સંપૂર્ણ આનંદને તે લે છે, કારણ કે પોતે ઉપજાવેલી ભ્રાંતિથી તે વસ્તુઓનું ખોટું મૂલ્ય તેણે આંક્યું હોતું નથી.

પ્રતિકૂળ વસ્તુઓનો સંબંધ થવાથી બળવાન્ અંતઃકરણવાળો પુરુષ કદી વિકળ અથવા દુઃખી થતો નથી. મનની શાંતિ ટકાવી રાખવાને માટે ખોટું બને છે ત્યારે સઘળું જ સારું છે, એવું પોતાના મનપાસે તે મનાવતો નથી. તે જાણે છે કે ગમે તેવા પ્રસંગને માટે અને ગમે તેવી વિપત્તિને માટે તે તત્પર છે, અને તેનામાં ગમે તેવી વિપત્તિના સામા થવાનું અને તેનો જય કરવાનું તથા સઘળી હાનિઓને લાભમાં-પલટી નાંખવાનું સામર્થ્ય છે.

આથી કરીને દુઃખના સમયમાં તે અવ્યગ્ર રહે છે, અને દુઃખને સુખમાં પલટવાનો કંઈક પ્રયત્ન કરવાને માટે પૂર્ણ તત્પર રહે છે.

આવો પુરુષ ખરા અને ખોટાના સંબંધમાં સંપૂર્ણ સત્ય શું છે તે જાણે છે; અપક્વ સ્થિતિને, ભવિષ્યના ઉંચા સંભવોવાળી બાહ્ય સ્થિતિને તે સારી રીતે સમજે છે, અને આ સંભવોને પ્રકટાવનાર જે સામર્થ્ય અંતરમાં રહેલું છે, તેને તે ઓળખે છે, અને તેનો ઉપયોગ કરે છે, અને આ રીતે અપૂર્ણને પૂર્ણ કરે છે, અને ઉપરથી જે ખોટું દેખાતું હોય છે, તે વસ્તુતઃ સારામાં પલટી નાંખે છે.

જે પુરુષ આપ્રમાણે જીવનને ગાળે છે, તે નિરંતર વસ્તુઓને વધારે સારી કરે છે, અને આ રીતે વિચાર કરીને અને જીવનને ગાળીને પોતાનામાં ઉચ્ચનાની વૃદ્ધિ કર્યા કરે છે. એથી ઉલટું બધું જ સારૂં છે, એવું ધારનાર મનુષ્ય, કશો પણ પ્રયત્ન કરતો નથી અને વસ્તુઓને જેવી હોય છે, તેવી રહેવા દે છે, અને પોતે પણ તેવી જ લઘુ અને ભ્રાંતિવાળી સ્થિતિમાં રહે છે. તેની નાની સૃષ્ટિમાં તેને આરોગ્ય, શાંતિ અને સુખની કદાચ પ્રાપ્તિ હોય છે, પણ તે સૃષ્ટિ કેટલી નાની હોય છે? અને આ જગતમાં તેના જીવનથી કોઇને કશો લાભ થતો નથી.

વિચારના અગાધ બળને આપણે જાણવું જોઇએ, અને તેનો ઉપયોગ કરતાં શીખવું જોઇએ; પરંતુ વસ્તુઓ આપણે જેવી જોઇએ છીએ તેવી જ છે એમ ધાર્યાં કરવું, એ કંઇ વિચારના અગાધ બળનો ઉપયોગ નથી. વિચારનું બળ સાધનોદ્વારા, આપણા વિચારપ્રમાણે આપણાવડે કરવામાં આવતા વર્તનદ્વારા, અને આપણી ઉન્નતિને કરનારાં ઉંચા કાર્યોદ્વારા ક્રિયા કરે છે.

( અપૂર્ણ )

---

# નાટકોનું માનસિક ઘોતન અથવા તેમની મન-ઉપર થતી અસર.

કોઇ પણ બાબતને જ્યારે આપણે રસપૂર્વક જોઇએ છીએ અથવા સાંભળીએ છીએ ત્યારે તેની આપણા અંતઃકરણઉપર ઉંડી છાપ પડે છે. આ છાપની અસર આપણા જીવનઉપર, સારી અથવા ખોટી, થોડા અથવા ઘણા પ્રમાણમાં થયા વિના રહેતી નથી. કોઇ કોઇ પ્રસંગે ઘણી ઉંડી પડેલી છાપની અસર મનુષ્યના આખા જીવનમાં મોટો ફેરફાર કરી નાંખે છે, અને તે મરણપર્યંત પણ નાશને પામતી નથી.

ધ્રુવને તેની અપર માતાના એક જ વચનથી અંતઃકરણઉપર કેટલી ઉંડી અસર થઇ હતી, અને તેથી તેનું આખું જીવન કેવું બદલાઇ ગયું હતું, તે સુપ્રસિદ્ધ છે.

શબના દર્શન માત્રથી બુદ્ધના અંતઃકરણમાં રાજ્યના અસંખ્ય વૈભવો ત્યજવાનો અનિવાર્ય પ્રકટેલો વેગ પણ સર્વના જાણવામાં છે.

ભાઇની સ્ત્રીના એક વાક્યથી નરસિંહ મહેતાનું જીવન કેવળ બદલાઇ જવાનું તથા ગણિકાના એક વાક્યથી સુરદાસનો સંસારઉપરનો મોહ સમૂળ છૂટી જવાનું ઉદાહરણ પણ નાનાંમોટાં સર્વ સ્ત્રીપુરુષો વિશેષે કરીને જાણે છે.

આમ માનસિક ઘોતનથી મનુષ્યજીવનમાં કેવા ફેરફારો થયા છે, થાય છે, તથા થવા સંભવે છે, એ સંબંધમાં સહજ વિચાર કરનાર કોઇને પણ સંશય થાય એવું સ્વલ્પ અંશમાં પણ નથી.

કેટલાક મનુષ્યોનું એવું માનવું હોય છે કે નાટકોથી પ્રજાના મનઉપર, સારી કે નઠારી, કશી જ જાણવા જેવી અસર થતી નથી; તેઓ માત્ર ગમતનાં જ એક પ્રકારનાં સાધનો છે, અને સામાન્ય રીતે નાટકમાં જઈને મનુષ્ય જે જોઇ આવે છે, અથવા સાંભળી આવે છે, તેની તેના અંતઃકરણમાં, મહત્ત્વવાળી કશી જ સ્થાયી અસર થતી નથી. પરંતુ તેમનું આ માનવું ભૂલભરેલું છે. નાટકો તેને જોવા જનારના અંતઃકરણઉપર અત્યંત ભારેમાં ભારે અસર કરવા સમર્થ હોય છે, અને ઘણે પ્રસંગે તેઓ તેમ કર્યાવિના રહેતાં પણ નથી. તેઓ તેના જીવનમાં સારા અથવા ખોટા ફેરફાર કરે જ છે.'

આમ થવામાં ત્રણ હેતુ છે. પ્રથમ હેતુ એ કે મનુષ્યના વિચાર, આચાર અને સદાચારનું સ્વરૂપ ઘડાવામાં ઘોતન એ એક અત્યંત સમર્થ બળ છે; બીજો હેતુ એ કે નાટકની રંગભૂમિઉપર બોલાતો પ્રત્યેક શબ્દ અને કરવામાં આવતી પ્રત્યેક ક્રિયા એ ઘોતન હોય છે, અને ત્રીજો હેતુ એ કે બીજે કોઇ સ્થળે ઘોતનની મનુષ્યના અંતઃકરણઉપર જેટલી અસર થાય છે, તેના કરતાં નાટકના તક્તાઉપર ઘણી જ વધારે થાય છે.

નાટકના તક્તાઉપર ભજવાતો પ્રયોગ પ્રેક્ષક વર્ગની લાગણીઓને અને મનોભાવોને તત્કાળ જાગ્રત્ કરે છે, અને મનુષ્યના મનોભાવો જ્યારે જાગ્રત્ થાય છે ત્યારે ઘોતનની તેના મનઉપર જરા પણ શ્રમવિના બહુ જ સહેલાઇથી અસર થાય છે. પ્રત્યેક નાટક ભજવાતી વખતે સેંકડો અને હજારો ઘોતનો થાય છે, અને જે જાતનું નાટક હોય છે, તે જ જાતનાં આ ઘોતનો હોય છે, તેથી કયા નાટકની મનુષ્યના અંતઃકરણઉપર કેવી અસર થશે એ સમજવું જરાપણ કઠિન નથી.

## ઘોતનનો અર્થ.

જેને આપણે ઘોતન કહીએ છીએ, તેને માટે ઇંગ્રેજીમાં Suggestion ( સૂચના ) શબ્દ છે. એ શબ્દ માનસશાસ્ત્રનો પારિભાષિક શબ્દ છે, પરંતુ ઇંગ્રેજીમાં એ શબ્દ જેટલા અર્થનું ભાન કરાવે છે, તેટલા અર્થનું ઘોતન શબ્દ હજી ગુજરાતીમાં ભાન કરાવતો નથી. ઘોતનનો અર્થ પ્રકાશવું, જણાવવું સમજાવવું, એવો થાય છે. ઇંગ્રેજી પારિભાષિક શબ્દનો અર્થ જણાવવું થાય છે, એ ખરૂં છે, પણ તેમાં વિશેષતા એ છે કે જે જણાવવું તે એવી રીતે જણાવવું કે તે છેક અંતઃકરણના ઉંડા ભાગમાં ચોંટી જાય. ઇંગ્રેજી શબ્દમાં જે ધાતુ છે, તેનો અર્થ એવો છે કે " અંદર લઇ જવું, " અને એ ઉપરથી, મનમાં જે વ્યાપારો અથવા ક્રિયાઓ ચાલતી હોય તેની તળેના ભાગમાં કોઈ બીજા વ્યાપારને અથવા ક્રિયાને લેઇ જવું, એવો ખાસ પારિભાષિક અર્થ એ શબ્દનો રાખવામાં આવ્યો છે. આમ હોવાથી ઘોતનનો અર્થ પણ ઉપર વર્ણવેલા પારિભાષિક શબ્દના અર્થપ્રમાણે જે બાબત આપણે જાણતા હોઇએ, તેની તળે કોઇ નવી બાબતને એવી રીતે સ્થાપી દેવી,—કોઇ નવા વિચારને મનમાં એવી રીતે સ્થાપવો કે પૂર્વે ચાલતા વિચારો, ઇચ્છાઓ અને લાગણીઓની તળે જઇને તે ઉંડો ચોંટે, અને આપ્રમાણે ઉંડો ચોંટીને તેઓના ઉપર પોતાનું બળ ચલાવીને તેમના બળને નરમ પાડી નાંખે.

મનમાં ઘર કરી બેઠેલા કોઇ જુના વિચારને, કોઇ જુની ટેવને અથવા કોઇ દૃઢ થઇ ગયેલી વૃત્તિને ટાળવાને માટે નવા વિચારને અથવા ટેવને અથવા વૃત્તિને પેલા જુના વિચાર વગેરેની તળે મનમાં સ્થાપવાં જોઇએ. માનસિક સૃષ્ટિમાં જ્યારે નવું જુનાની તળે પ્રવેશીને તેને મૂળમાંથી ઉખેડી નાંખે છે ત્યારે જ જુનાનો નાશ થાય છે; અને મનમાં જે પ્રથમ હોય છે, તેની તળે પ્રવેશીને તેનો નાશ કરવાનું દ્યોતનમાં અનિવાર્ય સામર્થ્ય હોવાથી મનની કોઇ પણ હાલની સ્થિતિ અથવા વૃત્તિ દ્યોતનવડે ટાળી શકાય છે, અને તેને સ્થાને નવી સ્થાપી શકાય છે. આમ છતાં દ્યોતનવડે સારાનોએ નાશ કરી શકાય છે, અને નઠારાનોએ નાશ કરી શકાય છે; જો દ્યોતન સારૂં હોય છે તો નઠારાનો નાશ કરી શકાય છે, અને નઠારૂં હોય છે તો સારાનો કરી શકાય છે. બહારનો કોઇ પણ વિચાર અથવા દેખાવ જ્યાં સુધી વર્તમાનકાળમાં આપણા મનમાં જે વિચારો અને દેખાવો હોય છે, તેની તળે પ્રવેશતો નથી ત્યાં સુધી તે દ્યોતન ગણાતો નથી. મનની અંદરના ભાગમાં ચાલતા વ્યાપારોદ્વારા દ્યોતન જ્યારે ક્રિયા કરે છે ત્યારે જ તે દ્યોતન છે. સ્વરૂપમાં અંતરના ઉંડા ભાગમાં ચાલતા માનસિક વ્યાપારોમાં પ્રવેશવાનું જેનું સામર્થ્ય છે, અર્થાત્ જે દ્યોતનની આંતર મનમાં ઉંડી છાપ પડે છે, તે જ દ્યોતન છે, અને જે અંતરના ઉંડા ભાગમાં પ્રવેશતું નથી તે દ્યોતન નથી.

## નાટકનાં દ્યોતનો શાથી પ્રબળ હોય છે.

ઉંડી લાગણીઓ અને મનોભાવો જાગ્રત્ થતાં મનના ઉંડા ભાગમાં જે ક્રિયા ચાલે છે, તે મનના અંદરના ભાગમાં થતા વ્યાપારો છે. આ વ્યાપારોને માનસશાસ્ત્રમાં મનના આંતર પ્રવાહો કહેવામાં આવે છે. નાટક મનની આ લાગણીઓને અને મનોભાવોને જ તત્કાળ જાગ્રત્ કરે છે, તેથી નાટકવડે સૂચવાતો પ્રત્યેક વિચાર જોનારાઓના મનનાં આંતર પ્રવાહોમાં પ્રવેશી જાય છે. નાટકની મનોભાવોઉપર અસર થવાને લીધે આ આંતર પ્રવાહોમાં પ્રવેશ કરવાનાં દ્વાર ઉઘડી જાય છે; આથી તેમાં પ્રવેશતા પ્રત્યેક વિચારની તત્કાળ અને મોટે ભાગે અજાણતાં ઉંડી છાપ પડે છે, અને તે પૂર્વસ્થિત વિચારોઉપર પોતાનું બળ ચલાવવા માંડે છે.

જ્યારે નાટકવડે દર્શાવવામાં આવતા ભાવો અને દ્યોતનો ઘણાં જ પ્રબળ અને ઉગ્ર હોય છે, ત્યારે જોનારાઓના મનના જે ભાગમાંથી ઉંડી લાગણીઓ ઉઠે છે, તે ભાગ તે પ્રબળ દ્યોતનોવડે વસ્તુતઃ ભરાઇ જાય છે; પ્રત્યેક જોનારના મનરૂપી ક્ષેત્રમાં નવા મનોભાવોનાં બીજડાં પુનઃ રોપાય છે, અને નવા વિચારોનો અને આચારોનો પાક તેમાંથી થોડા સમયપછી ઉગી નીકળે છે. આમાંના કેટલાક નવા છોડોનો તેઓ પુખ્ત ઉમરના થવા પહેલાં કદાચ નાશ પણ થઇ જાય છે, પણ ઘણા છોડો પુખ્ત ઉમરના થતા સુધી જીવે છે, અને તે મનુષ્યના ભાવિ જીવનઉપર, તેના આચારઉપર અને તેનાં પરાક્રમોઉપર પોતાની સત્તા ચલાવે છે.

કેટલાક અગ્રગણ્ય માનસ શાસ્ત્રીઓ દ્યોતનની આ પ્રકારની વ્યાખ્યા બાંધે છે. જે ક્રિયાવડે, સપ્રમાણ તર્કથી નહિ પણ ઇંદ્રિયોદ્વારા વિચારો મનમાં યુક્તિપૂર્વક ઘુસાડી દેવામાં આવે, અને ત્યાં તેમના દૃઢ સંસ્કાર પાડવામાં આવે, તે ક્રિયાનું નામ દ્યોતન છે. અન્ય શબ્દોમાં કહીએ તો દ્યોતનમાં કોઇ વિચાર મનઆગળ બુદ્ધિદ્વારા રજુ કરવામાં આવતો

નથી, પણ મનોભાવોદ્વારા અથવા લાગણીઓદ્વારા રજુ કરવામાં આવે છે. દ્યોતનદ્વારા ગ્રહણ કરેલા કોઇ વિચારને તમે તર્કથી સપ્રમાણ નિશ્ચય કરીને સ્વીકારતા નથી. જ્યારે મન દ્યોતનનો સ્વીકાર કરે છે, ત્યારે આ વાત ખરી છે કે ખોટી, એવો તે વિચાર કરતું નથી. તે માત્ર સ્વીકારી જ લે છે, કારણ કે દ્યોતનને કરનાર, મનોભાવોને જ જાગ્રત્ કરે છે, અને જ્યારે મનોભાવ અત્યંત જાગ્રત્ થાય છે ત્યારે બુદ્ધિ થોડી અથવા ઘણી ઉંઘી જાય છે, અને આંતર પ્રવાહોમાં પ્રવેશ કરવાના માનસ દ્વારઉપર કોઇની ચોકી ન રહેવાથી તેના દરવાજા ખુલ્લા મૂકી દેવામાં આવે છે.

નાટકોમાં દ્યોતનો શાથી પ્રબળ અસર કરે છે, તે બાબત ઉપર વર્ણવેલા વિચારોથી આપણને સ્પષ્ટ સમજાય છે. ઘણાં ખરાં નાટકોમાં પ્રથમ મનોભાવોને જ જાગ્રત્ કરવામાં આવે છે, અને જો બુદ્ધિને જાગ્રત્ કરવામાં આવતી હોય તો તે ઘણા જ ઓછા પ્રમાણમાં હોય છે. નાટક પોતાનો મુકરદમો પ્રેક્ષક વર્ગઆગળ બુદ્ધિવાળાં પ્રમાણો ધરીને રજુ કરતાં નથી; બુદ્ધિને તો તેઓ કોઇ ખુણામાં ઉંઘતી નાંખી મૂકે છે; તેઓ મનુષ્યના સ્વભાવમાં રહેલા જે ઉંડા મનોભાવો તેમને જ માત્ર તત્કાળ જાગ્રત્ કરે છે, અને મનના આંતર પ્રવાહોમાં પોતાના સઘળા વિચારોને અને છાપોને પ્રવેશાવી દે છે, અને તે એવી તો સચોટ રીતે કે પોતાની માનસ સૃષ્ટિમાં વસ્તુતઃ શું થાય છે તેનો એક ક્ષણ પણ વિચાર કર્યાવિના મનુષ્ય જેટલું જેટલું નાટક તેના આગળ ધરે છે, તે સઘળું જ—હીરા અને પથરા—વિષ અને અમૃત—પુષ્પો અને કાંટા બધું જ—સ્વીકારી લે છે.

## સારાં નાટકો લાભ કરનારાં હોય છે.

આમ છતાં મનમાં રહેલી ભિન્ન ભિન્ન સ્થિતિઓને દ્યોતન ટાળે છે, અથવા તેમનો નાશ કરી નાંખે છે; અને નાટકના તકતાઉપર બોલાતો પ્રત્યેક શબ્દ અને થતી પ્રત્યેક ક્રિયા લગભગ દ્યોતનરૂપ હોય છે, એ પ્રકારનો નિશ્ચય સિદ્ધ થવાથી કંઇ એવું નીકળતું નથી કે મનુષ્યના મનમાં જે કંઈ સારૂં હોય છે, તેનો નાટકો હંમેશા નાશ કરી નાંખે છે. આમ થવાનો આધાર નાટકો જે જાતનાં હોય છે, તેના ઉપર કેવળ રહેલો હોય છે. કેટલાંક નાટકો મનુષ્યના મનમાં જે કંઇ સારૂં અને હિતકર હોય છે, તથા તેના વિચારમાં અને આચારમાં જે કંઇ ઉત્તમ હોય છે, તેનો નાશ કરી નાંખવામાં અત્યંત પ્રબળ સત્તા ધરાવનારાં હોય છે; અને તેમને જોવાથી જેમનાં મનમાં તથા નીતિમાં બિગાડ ન થાય, એવા થોડા જ મનુષ્યો હશે. વર્તમાન કાળમાં આવાં નીતિને બગાડનારાં તથા મનને ભ્રષ્ટ કરનારાં નાટકો થોડાં નથી, પણ તેથી નાટકમાત્રનો ઉચ્છેદ કરવા કુહાડો ફેરવવો એ યોગ્ય નથી. સારાં નાટકો પણ ઘણાં છે, અને તેઓ મનની તથા નીતિની ઉચ્ચી કળા કરે છે એમાં કશો જ સંશય નથી; વળી જે ખરાબ નાટકો છે, તેમાં પણ ઘણામાં કેટલાક ભાગ, વિચાર તથા આચારને ઉચ્ચ કરનાર છે, અને આ રીતે તેઓ પણ કંઇક અંશમાં લાભ કરનાર છે, પરંતુ હજી આપણાં નાટકો દ્યોતનના અસાધારણ ઉંચા લાભો પ્રકટાવવામાં બહુ જ પાછળ છે, અને તેનું મુખ્ય કારણ એ છે કે તેમને લખનારાઓનો અને ભજવનારાઓનો મોટો ભાગ કેવળ અશિક્ષિત છે, અને કેવાં દ્યોતનોનો કેવી રીતે કરેલો ઉપયોગ પ્રજાને ઉંચી સ્થિતિએ આણનાર છે, તેનાથી કેવળ અજ્ઞાન છે.

સારી રીતે ભજવવામાં આવેલું સારું નાટક હજારો જ્ઞાનોપદેશોકરતાં ઘણું જ ચઢે છે, અને હજારો જ્ઞાનોપદેશથી એક મનુષ્યનું અંતઃકરણ જ્યારે પલળે છે, અને સન્માર્ગગામી કરી શકાય છે, ત્યારે, મનુષ્યના ઉચ્ચ ભાવોને જાગ્રત્ કરનાર એક ઉત્તમ નાટકથી હજારો મનુષ્યોનાં અંતઃકરણ પલળે છે, અને તેમને સન્માર્ગગામી કરી શકાય છે.

ઉત્તમ નાટકો જોવાથી પોતાને થયેલા લાભનું એક વિદ્વાન્ નીચે પ્રમાણે વર્ણન કરે છે. તે લખે છે કેઃ-

'સારાં નાટકો જોવાથી મને એકલાને જ લાભ થયો છે, એમ નહિ, પણ મારા જેવા ઘણાને થયો છે, અને તેની મેં ખાતરી કરી છે. જ્યારે જ્યારે હું કોઈ સારા, ઓજસ્વી નાટકને જોઉં છું ત્યારે ત્યારે મારા સર્વ સર્વોત્તમ ગુણો સંપૂર્ણ પ્રકારે ઉત્તેજિત થાય છે, અને નાટકમાંથી નીકળ્યા પછી હું મારામાં પૂર્વના કરતાં વધારે ઉચ્ચાભિલાષા અને દૃઢ નિશ્ચયે પ્રકટેલાં અનુભવું છું. રંગભૂમિઉપર દર્શાવવામાં આવેલા બુદ્ધિકૌશલ્યથી મારા મનઉપર એટલી તો ઊંડી અસર થયેલી છે કે મારી પોતાની માનસિક શક્તિઓ તેથી જાગ્રત્ થઇ છે, અને પોતપોતાનાં કાર્યો કરવામાં અત્યંત પ્રવૃત્ત થઇ છે. મારા મનની આ સ્થિતિ ઘણા દિવસસુધી અને કોઇ કોઇ વાર ઘણાં અઠવાડીયાંસુધી, એક સરખી ઉત્તમ કળાવાળી, ચાલ્યા કરેલી મેં અનુભવી છે, અને તેની મારા જીવનઉપર સ્થાયી અસર થઇ છે, એનો મને અનુભવ છે.

'ઉત્તમ નાટક જોઇ આવ્યા પછી કેટલાક દિવસસુધી હું વધારે સારું કામ કરી શકું છું. મારા મનમાં નવું બળ આવ્યું હોય છે; મારા મનના આંતર પ્રવાહોમાં અધિક જાગ્રતિ આવી હોય છે; જુના નકામા સંસ્કારોની તળે નવા વિચારોના સંસ્કારો દાખલ થયા હોય છે, અને વધારે પ્રમાણમાં અને વધારે સારા વિચારો પ્રકટાવવાનું મારું સામર્થ્ય અવશ્ય કરીને વધ્યું હોય છે. ટુંકામાં, મારા આખા માનસ શરીરમાં નવા પ્રકારની ચાલાકીની વૃદ્ધિ થયેલી મેં જોઇ છે; અને તેનું કારણ એ કે મારા આંતર પ્રવાહોને અનુકૂળ વેગ મળ્યો હોય છે, એટલું જ નહિ પરંતુ ઉત્તમ પ્રકારના વિચારરૂપ પોષણથી તેઓને પોષણ મળ્યું હોય છે. જો તેના તે જ વિચારો બુદ્ધિદ્વારા મારા મનમાં પ્રવેશ્યા હોત તો તેઓની અસર આટલી ભારે ન થઇ હોત, કારણ કે વિચારો જ્યારે નીચે ઉતરીને લાગણીઓમાં પ્રવેશે છે ત્યારે જ તેઓ માનસ ક્ષેત્રની ફળદ્રુપ આંતર ભૂમિમાં પહોંચે છે. આ કારણથી જે ભાષણ અથવા ઉપદેશ હૃદયને ( લાગણીઓને; મનોભાવોને ) અને બુદ્ધિને જાગ્રત્ કરે છે તે ઘણો જ અસરકારક હોય છે; અને જે સત્યો મનુષ્યના આખા મનને પૂર્ણ સંતોષ આપે છે, તે જ સત્યો આત્માને સ્પર્શ કરે છે, અને બુદ્ધિને પ્રકાશિત કરે છે.

( અપૂર્ણ. )

---

# વિચારરત્નરાશિ.

આત્મસંયમની અર્થાત્ મનને વશ રાખવાની ખુબી એ છે કે તે બે ધારવાળા ખડ્ગની પેઠે બંને રીતે ઉપયોગમાં આવે છે. મનનો વ્યાપાર ન કરવો હોય ત્યારે વૃત્તિને ક્રિયારહિત રાખવાનું તેનામાં સામર્થ્ય છે, એટલું જ નહિ પરંતુ જ્યારે મનને કોઈ વ્યાપારમાં જોડવું

હોય ત્યારે તેની સઘળી શક્તિઓને તેમાં જોડવાનું તથા જેટલો સમય જોડવું હોય તેટલો સમય જોડવાનું તેનામાં સામર્થ્ય છે.

* * * *

જેણે પોતાના મનઉપર અંકુશ પ્રાપ્ત કર્યો છે, એવો પુરુષ જે સમયે, જે કામ, જેટલો સમય કરવું હોય તે સમયે, તે કામ, તેટલો સમય કરી શકે છે; પરંતુ જે કામ તેને કરવાની મરજી હોતી નથી, તે કામ તેને કરવું પડતું નથી, કારણ કે જે કામ તેને જે સમયે કરવું હોય છે, તે કામ કરવાનો તે સમયે તે આરંભ કરી શકે છે અથવા તો તે કામને તે સમયે તે અટકાવી શકે છે.

* * * *

આત્મસંયમ સિદ્ધ કરનાર પુરુષના મનમાં કંઇ પણ મૃતવત્ અથવા જડવત્ હોતું નથી; પ્રવૃત્તિ કરવાની જ્યારે જરૂર પડે છે ત્યારે પ્રવૃત્તિ કરવાને સર્વંગું જ તત્પર હોય છે; પરંતુ મનની કોઇ શક્તિના વ્યાપારની જ્યાં સુધી જરૂર નથી હોતી ત્યાં સુધી તે શક્તિ શાંતપણે તેને અધીન રહે છે, અને ક્રિયારહિત પડી રહે છે. આમ છતાં, સંયમી પુરુષને પોતાના મનને વશમાં રાખવાને બળ વાપરવું પડતું નથી. તેને જે કરવું હોય છે, અથવા નથી કરવું હોતું તેને તે સરળપણે કરે છે અથવા નથી કરતો.

* * * *

બીજાઓના ખોટા જણાતા વિચારોનો અથવા નિશ્ચયોનો તિરસ્કાર ન કરો. તિરસ્કારવૃત્તિ મનને હાનિને કરનારી છે, અને તેથી કોઇ પણ વસ્તુનો તિરસ્કાર કરવાથી આપણે આપણું પોતાનું જ અહિત કરીએ છીએ.

* * * *

બીજા મનુષ્યની મિત્રતા અથવા પ્રેમ આપણા ઉપર કાયમ રહે, એવી જો આપણી ઇચ્છા હોય તો આપણે ઈર્ષ્યાને ધરનારા ન થવું જોઇએ. ઈર્ષ્યામાં સામા મનુષ્યને આપણી પાસેથી ધક્કો મારીને વેગળા કરવાનું બળ રહેલું છે, અને તેથી જો આપણે તેને સેવીએ છીએ તો જે મનુષ્યને આપણે અત્યંત પ્રિય સમજીને નિરંતર આપણી પાસે રાખવાને ઇચ્છીએ છીએ તેને પણ તે ધક્કો મારીને આપણાથી દૂર કાઢી મૂકે છે. ઈર્ષ્યા આપણા અંતઃકરણમાં અશાંતિ ઉત્પન કરે છે, એટલું જ નહિ, પરંતુ આપણી આજુબાજુ પ્રબળ વિરોધી વાતાવરણ ઉત્પન્ન કરે છે, અને આવા વાતાવરણમાં રહેનાર કોઇ પણ મનુષ્યના મિત્રો લાંબો વખત, તેના મિત્રો રહી શકતા નથી. મન આકર્ષવાની તેમ જ ધક્કો મારીને વેગળા ખસેડવાની એમ બે પ્રકારની ક્રિયા એકી વખતે કરી શકતું નથી. ઈર્ષ્યાની અને અદેખાઇની ખટાશથી જ્યાં સુધી આપણું મન તથા શરીર ભરેલાં હોય છે ત્યાં સુધી, આપણે કોઇનો પ્રેમ સંપાદન કરી શકતા નથી તથા આપણા મનમાં માધુર્ય આવતું નથી.

* * * *

હાલ તમે છો તેના કરતાં વધારે મોટા થાઓ, અને જે તમારે જોઇતું હશે તે તમને મળશે; તમારો ઉદ્દેશ સફળ થશે; તમારા લક્ષ્યસ્થાને તમે પહોંચશો. તમારી ધારણાઓને સિદ્ધ કરવામાં જો તમે નિષ્ફળ થયા હો તો તેનું એક જ કારણ છે અને તે એ કે તમે બહુ જ નાના રહ્યા છો, પરંતુ તમે ઇચ્છો તેવા મોટા થઇ શકો એમ છે, એ જાણીને તમે પ્રસન્ન થશો.

* * * *

તમારામાં મહત્તાને પ્રકટાવો, અને તમારી લઘુતા જતી રહેશે. તમારામાં ગુપ્ત રહેલી મહત્તાને જેમ જેમ તમે બહાર કાઢતા જશો, અને તેનો અનુભવ કરતા જશો, અર્થાત્ જેમ જેમ તમે અધિક મોટા થતા જશો તેમ તેમ સર્વ પ્રકારનાં બંધનો, સર્વ પ્રકારની વિપત્તિઓ, સર્વ પ્રકારના રોગો, સર્વ પ્રકારની વ્યથાઓ, સર્વ પ્રકારની નિષ્ફળતાઓ સ્વલ્પમાં જે જે તમને નથી ગમતું તે તે સર્વ તમારા જીવનમાંથી નાશને પામશે. આમાં ન સમજાય એવું કશું જ નથી. જેમ જેમ પ્રકાશનું બળ વધે તેમ તેમ અંધકાર ઓછો થવો જ જોઇએ.

* * * *

પૂર્વ શતકકરતાં આ શતકમાં અનેક મનુષ્યોનાં મન જાગ્રત્ થવા માંડ્યાં છે, અને જે કુંચી મેળવવાથી હાલ જે તેઓ જાણતા નથી, પણ જેને જાણવાની હાલ તેઓનામાં પ્રબળ ઇચ્છા પ્રકટી છે, તે જાણવાને તેઓ શક્તિમાન્ થાય એમ છે, તે કુંચીને પ્રાપ્ત કરવાને તેઓ સર્વ પ્રયત્ન કરી રહ્યા છે; અને જેમ હંમેશ બને છે તેમ આ કુંચીને માટે તેઓ ગગનને ખુંદી વળ્યા છે, પરંતુ કુંચી તો તેઓના પગઆગળ જ સર્વદા પડી રહેલી હોય છે.

* * * *

તે કુંચી આ છે: **વધારે મહાન્‌ને જાણવાની જો આપણી ઇચ્છા હોય તો આપણે આપણી માનસિક યોગ્યતાને વધારે મોટી કરવી જોઇએ.** નાના મને અર્થાત્ ઓછી શક્તિવાળા મને જીવનનાં રહસ્યો સમજવાનો પ્રયત્ન કરવો, એ નકામો છે; અને તોપણ આપણામાંના ઘણા આવો જ પ્રયત્ન કર્યા કરે છે, અને તેનો પરિણામ એ આવે છે કે આપણે વાતો ઘણી કરીએ છીએ, પણ આપણને અનુભવજ્ઞાન ઘણું જ ઓછું છે.

* * * *

જે વિષય જાણવાની હાલ આપણને ઇચ્છા છે, તે વિષય જો આપણને ન સમજાતો હોય તો આપણે નિશ્ચય કરવો જોઇએ કે તે વિષય સમજવા જેટલું આપણું મન મોટું નથી; તે ઘણું જ નાનું છે. જે દોષ છે તે આ સ્થળે જ રહેલો છે. આથી જ્ઞાનને માટે, અનુભવને માટે, સત્યને માટે આપણા લઘુ મનને હદઉપરાંત મહેનત આપવાને બદલે આપણે આપણાં મનને મોટાં કરવાનો અને તેમનો વિકાસ કરવાનો તત્કાળ પ્રયત્ન કરવા માંડવો જોઇએ. જ્યારે મન વધારે વિસ્તારવાળું થાય છે, ત્યારે તે વધારે જ્ઞાનને સંપાદન કરી શકે છે; પણ જ્યાં સુધી તે નાનું રહ્યા કરે છે ત્યાં સુધી તે વધારે જ્ઞાનને સંપાદન કરી શકતું નથી.

* * * *

જ્ઞાનને શોધવાની આપણે જરૂર નથી; અનુભવજ્ઞાનને માટે આંખો તાણવાની આપણે અગત્ય નથી. વિસ્તાર પામતા-વૃદ્ધિને પામતા મનમાં અધિક અને અધિક સત્ય પોતાની મેળે પ્રકાશને પામતું જાય છે; અને જેમ કાચની હવેલી ગમે તેટલી મોટી હોય તોપણ સૂર્યને તેમાં પોતાનો પ્રકાશ ભરવાનું સહજ છે, તેમ મનુષ્યે પોતાનું મન ગમે તેટલું મોટું કર્યું હોય તોપણ તેમાં સત્યને પોતાનો પ્રકાશ ભરવાનું સહજ છે.

*  *  *  *

જે કંઇ આપણે જાણવું હોય તે સર્વ આપણા અંતઃકરણમાં પ્રકાશવાને આ જગતમાં તૈયાર છે, પરંતુ જ્યાં સુધી તે જાણવાના સામર્થ્યનો વિકાસ કરવામાં આપણે પ્રમાદ સેવીશું ત્યાં સુધી આપણે અજ્ઞાનમાં જ ગોથાં ખાધા કરીશું. આમ હોવાથી આ સર્વ, માનસિક યોગ્યતાઉપર, સમજશક્તિઉપર, બુદ્ધિઉપર, આંતર દૃષ્ટિઉપર અવલંબીને રહેલું છે. સત્યનો માર્ગ કોઈ એવો ગુપ્ત અને અગમ્ય માર્ગ નથી કે પરમેશ્વરના અનુગ્રહપાત્ર માત્ર થોડા જ મનુષ્યો તેને જાણી શકે. આ મહાન્ માર્ગ તે બીજું કંઇ જ નથી, પણ મનની વૃદ્ધિ કરવાનો, મનનો વિકાસ કરવાનો, મનને કેળવવાનો માર્ગ છે. જેનું મન વિકાસને પામ્યા કરે છે, તે મનુષ્ય તેને હમણાં જ જે જાણવું હોય છે, તે જાણે છે, કારણ કે જાણવાની તેની ઇચ્છા જેટલા વેગથી વૃદ્ધિને પામે છે, તેટલા જ વેગથી તેની જાણવાની યોગ્યતા પણ વૃદ્ધિને પામે છે.

*  *  *  *

પ્રત્યેક મનુષ્ય પોતાના મનનો વિકાસ કરી શકે એમ છે; અને તેમ કરવાના ઘણા માર્ગ અને રીતો છે; પરંતુ સઉથી સહેલામાં સહેલો માર્ગ એ છે કે જે થોડી વાતો આપણને સાચી જણાઇ હોય તેમને આપણા નિત્યના જીવનમાં આચારમાં મૂકવી. આ માર્ગ જેમ સહેલામાં સહેલો છે, તેમ સર્વોત્તમ પણ છે, કારણ કે કોઇ વાતને આચારમાં ઉતારવાને માટે જે બળનો આપણે ઉપયોગ કરીએ છીએ તે બળ આપણામાં નિરંતર પૂર્ણ રીતે વૃદ્ધિને પામે છે. જે આપણે જાણતા હોઇએ, તેને આચારમાં મૂકવું, એ જ વધારે જાણવાના સામર્થ્યની વૃદ્ધિ કરવાનો માર્ગ છે. આ જ મનનો વિકાસ કરવાની, મનની યોગ્યતા વધારવાની, મનની વૃદ્ધિ કરવાની કુંચી છે. જ્ઞાનને માટે અથવા ખાસ જે તમે જાણતા નથી તે જાણવાને માટે હાયવરાળ કરવામાં નકામો સમય ન ગાળો. હમણાં તમે કંઇક જાણો છો. તે કંઇક, ભલે ગમે તેટલું નિર્માલ્ય હોય તોપણ તેને આચારમાં મૂકો. આમ આચારમાં મૂકવાથી, તમે જાણેલી વાતથી વધારે ઉંચી વાત જાણવાનું તમારા મનમાં સામર્થ્ય આવશે; પછી તે 'વધારે ઉંચી વાતને' પાછી આચારમાં મૂકો. આમ થતાં તમારા મનનું, તેથી પણ વધારે ઉંચી વાત જાણવાનું સામર્થ્ય થશે. પાછી આ 'તેથી પણ વધારે ઉંચી વાતને' આચારમાં મૂકો, એટલે વળી તમારૂં મન અધિક વિકાસને પામશે; આમ તે નિત્ય વિકાસને પામતું જશે, તે એટલે સુધી કે જે વાત તેને જાણવી હશે તેને તે સમજી શકશે; તેને કશું જ અગમ્ય નહિ રહે.

*  *  *  *

જ્યારે તમારૂં મન તમારા ઉચ્ચ ઉદ્દેશને ત્યજીને આડુંઅવળું ભટકતું તમને જણાય, અને ઉંચી બાબતોમાં પ્રેમ કરવાને બદલે હલકા વિષયોમાં રમવા માંડે ત્યારે તમારી વૃત્તિ આંતર મનઉપર નાંખજો, અને ત્યાં જે મહાન્ સત્તા રહેલી છે, તેને જાગ્રત્ કરવાનો પ્રયત્ન કરજો. તમારા અત્મસ્વરૂપનું ભાન કરવાનો પ્રયત્ન કરજો, અને તમારા સઘળા વિચારોને નીચેના પ્રદેશમાંથી તાણી લાવીને આત્માના ઉચ્ચ પ્રદેશમાં સ્થાપજો. જેનો તમે અનુભવ કરવા ઇચ્છતા હો, તેનું પુનઃ પુનઃ ધ્યાનપૂર્વક સ્મરણ કરજો. અને જે સ્થિતિમાં તમારી ઇચ્છેલી વસ્તુનો તમને અનુભવ થાય, તે ઉચ્ચ સ્થિતિમાં તમારૂં મન અલ્પ સમયમાં આવશે. આ

પ્રકારનો નિયમ છે, અને આ નિયમનું આગ્રહથી પાલન કરનાર ગમે તે મનુષ્ય નીચા પ્રદેશોમાં ભટકતા પોતાના મનને રોકીને ઉંચા પ્રદેશોમાં સ્થાપવા સમર્થ થશે.

* * * *

પ્રત્યેક વિચારમાં તેનું પોતાનું વાસ્તવિક બળ હોય છે, પણ તે બળને વસ્તુઓઉપર, સ્થિતિઉપર અને આજુબાજુના પ્રસંગોઉપર કદી પણ ન વાપરવું જોઇએ. વિચારના બળનો આપણા પોતાના બળની વૃદ્ધિ કરવામાં—આપણો પોતાનો વિકાસ કરવામાં જ—ઉપયોગ કરવો જોઇએ. આપણા પોતાના બળની વૃદ્ધિ કરવાની ઇચ્છાથી આપણાં વિચારનાં સઘળાં સામર્થ્યોને આપણા પોતાના પ્રતિ જ વાળવાં જોઇએ; અને આમ કરવું, એ તમારા વિચારના બળનો સદુપયોગ કર્યો ગણાય છે. બહારની સ્થિતિઓને અથવા વસ્તુઓને પોતાને વશ વર્તાવવાને માટે વિચારના બળનો ઉપયોગ કરવો, એ તેનો દુરુપયોગ છે, અને ક્ષય છે. પરંતુ મનુષ્યોનો મોટો ભાગ આમ કરવાનો જ પ્રયત્ન કરે છે, અને તે કારણથી તે ઘણું જ થોડું સિદ્ધ કરે છે.

---

# केटलाक प्रश्नो तथा तेनां उत्तरो.

પ્રશ્ન—' પ્લેંચેટ ' નામનાં પૈડાવાળાં પાટીયાં ચલાવવાનો હમણાંથી કેટલાકને શોખ વધ્યો છે. વળી હાથમાં પેન્સીલ પકડીને હાથને કોરા કાગળઉપર શિથિલ સ્થિતિમાં મૂકી છાંડવો, અને પછી તેને જે આપણા મનમાં ન હોય તેવું લખવા દેવું, એ નામની ક્રિયા જેને automatic writing ( પોતાની મેળે થતી લખવાની ક્રિયા ) કહેવામાં આવે છે, તે ક્રિયા પણ કેટલાક મનુષ્યો કરે છે. આ ક્રિયાઓના સંબંધમાં તમારો શો અભિપ્રાય છે ? વળી પોતાની મેળે લખાતા અક્ષરોમાં અક્ષરોનો મરોડ, જેના હાથમાં પેન્સિલ હોય છે, તે મનુષ્યના અક્ષરજેવો જ હોવાનો કે જૂદા પ્રકારનો ? જો જૂદા પ્રકારનો, તો તેનું કારણ શું ?

ઉત્તર—પાટીયાનો પ્રયોગ તથા પોતાની મેળે લખાતા અક્ષરોનો પ્રયોગ બંને ખરા છે. ઇંગ્લાંડમાં પ્રકટતા રિવ્યુ ઓફ્ રીવ્યુઝ ' ના તંત્રી મિ. સ્ટેડનો તથા બીજા અનેક પુરુષોનો અનુભવ આ વિષયમાં પ્રમાણરૂપ છે. આ વિદ્વાન્ પુરુષ હાથમાં પેન્સિલ પકડી કાગળઉપર હાથને ઢીલો મૂકી દે છે, અને તરત હાથ લખવા મંડી જાય છે. આ રીતે પાનાંનાં પાનાં આ પુરુષે લખ્યાં છે, અને તે લખતી વખતે તેમનું મન તેમનો હાથ શું લખે છે, તે જાણતું હોતું નથી. એકલા આ પુરુષના સંબંધમાં જ આમ થાય છે, એમ નથી, પણ હજારો મનુષ્યોના સંબંધમાં આમ બન્યું છે, તથા બને છે. ત્રણ રીતે આ પ્રયોગ થાય છે; પ્રથમ રીતમાં, થોડો સમય આપણા આંતર મનની એક કૃત્રિમ વ્યક્તિ રચાય છે. આ કૃત્રિમ વ્યક્તિ જેને ' ડબલ પર્સોનાલિટી ' ( Double personality ) કહે છે, તે લગભગ સો પ્રકારની થાય છે, અને તેના વડે સર્વ દેશમાં તથા સર્વ કાળમાં અનેક ચમત્કારિક વ્યતિકરો થયેલા છે. પરંતુ આવી કૃત્રિમ વ્યક્તિને આપણા મનમાં રચાવા દેવી, એ ભયભરેલું છે. એથી આપણે વ્યાધિના, વિપત્તિના, નિષ્ફળતાના અને સર્વ પ્રકારની પ્રતિકૂળ સ્થિતિઓના ભોગ થઇ પડીએ છીએ. વળી એથી આપણો વિકાસ થતો અટકે છે.

બીજી રીત કોઇ બીજાએ રચેલા તેવા જ મનની સાથે વિચારદ્વારા સંબંધ બાંધવાની છે; અને ત્રીજી રીત કોઇ બીજા લોકના પ્રાણીના મનની સાથે સંબંધ બાંધવાની છે. અમુક નિયમોનું પાલન કરવાથી આ બને રીતે આ પ્રયોગ કરી શકાય છે, પરંતુ તે કરવામાં કશો જ લાભ નથી.

આવા વિષયોમાં આસક્તિવાળા મનુષ્યોને એટલું જ કહેવું બસ છે કે તેમણે આવા પ્રયોગોથી જેમ બને તેમ સત્વર અલગ થઇ જવું. તેથી કોઇ પણ જાતનો કશો જ લાભ થતો નથી. વિશેષ જ્ઞાનને માટે આવાં ફાંફાં મારશો નહિ. હાલ તમને જેટલું જ્ઞાન પ્રાપ્ત છે, તેનો ઉપયોગ કરવા માંડો. અને વધારે જાણવાના સામર્થ્યનો તમે તમારામાં વિકાસ કરશો. વળી જે ક્ષણે આ વધારે જ્ઞાન તમને પ્રાપ્ત થશે તે ક્ષણથી જ તેનો ઉપયોગ કરવાના સામર્થ્યની પણ તમે તમારામાં વૃદ્ધિ કરશો. આવા ગૂઢ પ્રયોગોમાં રસ લેનારા મનુષ્યોનો મોટો ભાગ, જે પ્રયોગોનું જ્ઞાન હોવાનો તેઓ દાવો કરે છે, તે પ્રયોગોના યથાર્થ જ્ઞાનવિનાના હોય છે, એટલું જ નહિ પરંતુ તે પ્રયોગમાં પ્રયોજાતા સામર્થ્યોઉપર તેમનો લેશ પણ અંકુશ હોતો નથી. તેઓ પુષ્કળ વાતો કરનારા હોય છે, પુષ્કળ હવાઇ કિલ્લા બાંધે છે, અને ઘણો જ અલ્પ પુરુષાર્થ કરનારા હોય છે. ખરો માર્ગ, ઉપર કહ્યાપ્રમાણે એ જ છે કે સુખનાં જે સાધનો આપણે જાણતાં છે, તેને આચારમાં મૂકવાં. આમ કરવાથી જ નવા નવા જ્ઞાનનાં દ્વાર ઉઘડે છે, અને પરિણામે વિઘ્નિવેધ થવાય છે.

પ્લેંચેટના સબંધમાં પણ ઉપર પ્રમાણે જ સમજવું. તેનાથી લાભના કરતાં હાનિ વધારે છે. જેને કર્તવ્ય સાધવું છે, તેને ગૂઢ વિદ્યાનાં આવાં હાનિકારક રમકડાંથી રમવું, યોગ્ય નથી.

પ્રશ્ન—યદિ એક જોશી છે, તેની કરેલી જન્મોતરીઓ અક્ષરેઅક્ષર ખરી પડે છે, પરંતુ તમે એકસ્થળે ગ્રહોઉપર કશું જ ધ્યાન ન આપવાની સલાહ આપો છો. ત્યારે શું જન્મોતરીઓ ન કરાવવી ?

उत्तर—જન્મોતરીઓ ન કરાવવી, એવું કહેવાનું તાત્પર્ય નથી, પરંતુ ગ્રહોથી દબાઇ જઇને પુરુષાર્થ કરતા ન અટકવું, એટલું જ કહેવાનું તાત્પર્ય છે. આ વર્ષે ભારે ખોટ આવવાની છે, એવું જન્મોતરીથી જણાતાં, હતાશજેવા થઇ જવું, અથવા ભારે લાભ થવાનો છે, એવું જણાતાં, સાવધાનતાપૂર્વક કશો ઉદ્યોગ ન કરવો, એ ખોટું છે. ઘણા મનુષ્યો ગ્રહોનાં ફળ સાંભળી ચિંતામાં ડુબી જાય છે, અને પ્રયત્નરહિત થઇ જાય છે. તેઓ તેમની આવી વૃત્તિથી ઉલટા ગ્રહો જે ફળ આપનાર હોય છે, તેને મદદ કરે છે.

ઠંડી હવાથી પુષ્કળ માણસોને શરદી થતી આપણે જોઇએ છીએ; તે જ પ્રમાણે તાપથી અનેક મનુષ્યોને સુખ લાગતી પણ આપણે જાણીએ છીએ. પરિવેષ્ટનની સંપૂર્ણ અસર આ જગતમાં અસંખ્ય મનુષ્યોને થાય છે. આમ હોવાથી ગ્રહરૂપ પરિવેષ્ટનની મનુષ્યોના ઉપર અસર થતી એ સંભવિત જ છે; અને અનેક મનુષ્યોના ઉપર તેવી અસર થાય પણ છે; પરંતુ આવી અસર મનુષ્યે શું પોતાના ઉપર થવા દેવી, એ યોગ્ય છે ! ટાઢથી અને તાપથી હેરાન થવું, અને રોગના ભોગ થઇ પડવું, એ શું તેને ઘટે છે ! જો નહીં ઘટતું તો પછી ગ્રહો કે જે ટાઢ અને તાપના જેવાં જ પરિવેષ્ટનો છે, તેમની અસરથી તેણે શામાટે દબાઇ જવું, અને તેઓ જે અયોગ્ય ફળ આપે તેના ભોગ થઇ પડવું !

ગ્રહોની મનુષ્યના જીવનઉપર અસર થવી સંભવિત છે, કારણ કે કુદરતનાં સઘળાં સામર્થ્યો મનુષ્યના જીવનઉપર અસર કરતાં આપણે નિત્ય જોઈએ છીએ; પરંતુ આપ્રમાણે કુદરતનાં સામર્થ્યોના હાથમાં રમકડું થઇ રહેનાર મનુષ્ય શું પોતાના ભાવિનો પોતે સ્વામી થઇ શકશે.

જન્મોતરીઓમાં આપણે કેવા છીએ અને આપણને શું પ્રાપ્ત થનાર છે, એ કહેવામાં આવે છે; પણ વસ્તુતઃ એ જાણવાની આપણને જરૂર નથી. કેવા આપણે થઇ શકીએ એમ છે, અને કયા ઉપાયથી તેમ થઈ શકાય તેવું છે, તે જ જાણવાની આપણને અગત્ય છે. આપણે છીએ તેનાથી આપણી વિશેષ ઉન્નતિ કરવાની આપણી ઇચ્છા છે, અને તેમ કરવાને માટે આપણે આપણા પોતાના વિચારો કરવા જોઈએ, ઉચ્ચાભિલાષાઓ બાંધવી જોઇએ, તેમના ઉપર આપણું લક્ષ સ્થાપવું જોઇએ, અને તેમને સિદ્ધ કરવાને, ગ્રહોએ બતાવેલી દિશાએ નહિ પણ આપણે વિચારપૂર્વક નિર્ણય કરેલી દિશામાં પ્રયત્ન કરવો જોઇએ.

ગ્રહોની, પરિવેષ્ટનોની, વગેરેની આપણા ઉપર અસર થાય છે, એવા વિચારો કરવાથી આપણું મન કંઇક દુર્બળ સ્થિતિવાળું થાય છે; અને જેમ આપણું મન અધિક દુર્બળ સ્થિતિવાળું હોય છે, તેમ બહારની પ્રતિકૂળ સ્થિતિની તેના ઉપર વધારે અસર થાય છે. આવું મન મંદવાડના, વિપત્તિના અને નિષ્ફળતાના ખાડામાં સડ્યા કરવાનું એટલું જ નહિ પણ તે ખાડામાં તે નિરંતર વધારે અને વધારે નીચે ઉતરતું જવાનું.

ગ્રહોમાં સામર્થ્ય નથી, એમ કહેવાનું તાત્પર્ય નથી; તેઓમાં સામર્થ્ય છે, પણ તેટલા ઉપરથી આપણે તેમની સત્તાતળે રહેવું, એ યોગ્ય છે, એ કોઇ પણ રીતે સિદ્ધ થતું નથી. મધ્યાહ્નને સૂર્ય આપણા માથાઉપર અત્યંત તપતો હોય તો તાપથી આપણું રક્ષણ કરવાને આપણે છત્રી શા માટે ન ઉઘાડવી, તે સમજાતું નથી. સૂર્યનું ઘણું સામર્થ્ય હોવાથી શું આપણે તેને અધીન થવું યોગ્ય છે?

તમારી પોતાની ઇચ્છાનુસાર તમારું જીવન ગાળવાને, તથા તમારું ભાવિ તમારી ઇચ્છાનુસાર સરજવાને જો તમે ઇચ્છતા હો તો બીજા કોઇની તમારા ઉપર સત્તા ચાલે છે, એ વિચારને અંતઃકરણમાં કદી પણ પ્રવેશવા દેતા ના. તમારા પોતાના ઉપર અંકુશને તમે પ્રાપ્ત કરો, અને બ્રહ્માંડમાં કોઇ પણ સત્તા તમારા ઉપર અસર કરી શકશે નહિ.

માતાપિતાએ, અથવા પરિવેષ્ટને અથવા ગ્રહોએ જે સ્થિતિમાં તમને મૂકયા હોય તે સ્થિતિમાં જ તમારે સર્વદા સડ્યા કરવાનું છે, એવા વિચારનો અંતઃકરણમાંથી જેમ બને તેમ સત્વર નાશ કરો. તમારું ભાવિ તમારી ઇચ્છાનુસાર સરજવાનું તમારા પોતાના જ હાથમાં છે; એ નિશ્ચયને પ્રતિદિન અધિક અધિક પુષ્ટ કરો, અને પછી તે નિશ્ચયાનુસાર તમારું જીવન ઉચ્ચ કરવાને કમર કસીને મચી પડો. તમારા જીવનરથની રાશ હાથમાં લેઇને જો તમે શ્રદ્ધાથી, ઉત્સાહથી અને તમારા ઉચ્ચ ઉદ્દેશને લક્ષમાં રાખીને તમારો રથ હાંકશો તો ભલે આખી દુનિયાંના જોશીઓએ એકત્ર થઇને તમારા ગ્રહો જોઇને તમને કહ્યું હશે કે તમને અમુક વર્ષમાં આવાં દુઃખો પડવાનાં છે, અને તમારે માથે આવાં આવાં સંકટો આવવાનાં છે, તોપણ તેઓ સઘળા ખાંડ ખાતા રહેવાના અને તમે તમારા રથને ઉન્નતિના ઉચ્ચ પ્રદેશમાં સ્થાપીને ઇપ્સિત સુખનો અનુભવ કરશો.

---

## પોતાનો બંધકોશ એક સ્ત્રીએ કેવી રીતે ટાળ્યો.

તે લખે છે કે 'કુશળ ડોક્ટરપાસે રોગનો ઉપાય ન કરાવવાથી વ્યાધિ ભયંકર રૂપ ધારણ કરે છે, એવું હું જાણતી હોવાથી અત્યંત પ્રતિષ્ઠિત અને વિદ્વાન્ ડોક્ટરોની દવા જ મેં મારો બંધકોશ ટાળવા લીધી, પણ તેથી મારો રોગ દિવસે દિવસે ઘટવાને બદલે વધતો ગયો. આખરે મારી એવી સ્થિતિ થઇ ગઇ કે બંધકોશનું યંત્ર વાપર્યાવિના અથવા જુલાબની દવા લીધાવિના મને દસ્ત થતો નહિ. આખરે કંટાળીને ઉપવાસવડે રોગો ટાળનાર એક ડોક્ટરપાસે હું ગઇ. તેણે મને ઉપવાસ કરવાની, વારંવાર ગરમ પાણીએ સ્નાન કરવાની અને નિત્ય બંધકોશના યંત્રનો ઉપયોગ કરવાની સલાહ આપી. ઉપવાસથી મને કંઇક લાભ થયો, પણ બંધકોશ મટ્યો નહિ ગરમ જળથી સ્નાન કરવાથી મારૂં બળ અધિક ઓછું થયું, અને મારા સ્નાયુ ઢીલા થઇ ગયા. હું ચાહા, કોફી પીતી ન હતી, તથા વનસ્પતિનો આહાર કરતી, તેમ છતાં મારો વ્યાધિ મટ્યો નહિ.

આખરે એક સ્ત્રીએ બતાવેલા એક સરળ ઉપાયથી ત્રણ દિવસમાં જ મને સ્વાભાવિક રીતે દસ્ત થયો. જો તે સ્ત્રીની દેખરેખનીચે હું આખો દિવસ રહી હોત તો પહેલે દિવસે જ મને દસ્ત થાત.

તે ઉપાય આ હતો. સવારમાં દસ્ત થાય નહિ ત્યાં સુધી કશું જ ખાવું નહિ. આ અરસામાં નીચે પ્રમાણે પાણી પીવું, અને શ્વસનક્રિયા કરવી. નાને નાને ઘુંટડે એક પવાલું પાણી પીવું, અને પાણીની ટાઢી ઉડી જાય ત્યાં સુધી દરેક ઘુંટડાને મોંમાં રાખી મૂકવો. આ પ્રમાણે એક ઘુંટડો પીને પછી બીજો પીવો. આખું પવાલું પી રહ્યા પછી અગાશીમાં, અથવા ખુલી બારીઆગળ, અથવા મેદાનમાં જવું, અને પાંચ મિનિટસુધી અત્યંત જોરથી શ્વાસને લેવો તથા મૂકવો. જેમ ધમણ ચાલતી હોય તેમ કરવું. શ્વાસ લેવામાં તથા મૂકવામાં પેટના અવયવોને સારી પેઠે ઉંચા નીચા થવા દેવા. વળી પાછુ થોડી વાર રહીને ઉપર કહ્યાપ્રમાણે પાણી પીવું, અને પછી શ્વસનક્રિયા કરવી. આપ્રમાણે દસ્ત ન થાય ત્યાંસુધી ઉક્તિપ્રમાણે કર્યા કરવું.'

---

### વરાળના જળના લાભ.

જેઓને પીવાને સ્વચ્છ જળ ન મળી શકતું હોય તેમણે વરાળનું જળ ઘેર બનાવીને પીવું, એ વધારે ગુણકારક છે. આવા જળને 'Distilled water' (ડિસ્ટિલ્ડ વૉટર) કહેવામાં આવે છે, અને તે જે યંત્રવડે તૈયાર કરવામાં આવે છે, તેમને 'Still' (સ્ટિલ) કહે છે. આવી 'સ્ટિલ'નો પાશ્ચાત્ય પ્રાન્તમાં પુષ્કળ ઉપયોગ થાય છે.

વરાળનું જળ અત્યંત નિર્મળ, મિષ્ટ અને ગુણકારક હોય છે. તે આંતરડાંની તથા જઠરની કોમળ ત્વચાના વ્યાધિને મટાડે છે. તે દાંતઉપરનો કચરો દૂર કરે છે, ચામડીને કોમળ અને સ્વેત કરે છે, ક્ષારુ અને ઉષ્ણ જળની પેઠે તેની ઉપરના મળને સાફ કરી નાંખે છે, માથાના ખોડાને મટાડે છે, ગુર્દાને બળવાન્ કરે છે, શુષ્ક તથા સખ્ત આંતરડાંને નરમ કરે છે, શરીરમાંથી ચુનો, હાનિકારક અમ્લતત્વો તથા ઝેરને કાઢી નાંખે છે. સંધિવાના રોગને ઘણો લાભ કરે છે, અને 'ટાઇફૉઇડ' નામના તાવને અટકાવે છે.

---



# श्रीसिद्धेश्वर.

---

मनुष्य प्रयत्नथी पोताने जेवो धारे छे, तेवो ज करी शके छे.



॥ ॐ श्रीं ॥

## मूल्यवान् विचारो.

* * આપણા જીવનમાં એવી ઘણી ગંભીર બાબતો બને છે કે જેના ઉપર આપણે તેમનો નિવેડો આણવાને અત્યંત ધ્યાન આપવું પડે છે, પરંતુ જ્યાં સુધી આપણું મન વિકળતાવાળી સ્થિતિમાં હોય છે ત્યાં સુધી તે મહત્ત્વવાળી બાબતોનો યથાર્થ નિર્ણય કરવા માટે આપણે કેવળ અયોગ્ય થઈ રહીએ છીએ.

* * સબળ મનવાળો પુરુષ જ વિપત્તિઓનો પરાભવ કરી શકે છે, અને ગંભીર બાબતોનો નિવેડો આણી શકે છે; પરંતુ જ્યારે મનુષ્ય વિકળ થવા માંડે છે, ત્યારે તેનું મન દબાઈ જાય છે, અને દબાઈ ગયેલું અથવા સંકોચને પામેલું મન અત્યંત દુર્બળ થઇ જાય છે.

* * જ્યારે તમે દુઃખમાં આવી પડો, ત્યારે તમારા મનને વિકળ થવા દેતા ના, નહિ તો તમે તમારૂં સામર્થ્ય ખોઈ બેસવાના અને તેનાથી દબાઇ જવાના. વિપત્તિમાં જે મન શાંત, સ્વસ્થ અને આનંદી રહી શકે છે, તે તરત જ સર્વ વિપત્તિને ઉડાડી મૂકે છે.

* * જે સમયે તમારા સઘળા બળની તમારે જરૂર હોય છે, તેવા સમયમાં તમારૂં બળ નાશ પામે, એવી કશી જ ક્રિયા ન કરો.

* * જ્યારે મનુષ્યો માંદા પડે છે, ગભરાઇ જાય છે, અથવા ગમે તે કારણથી હોશ-કોશવિનાના થઈ જાય છે ત્યારે, 'શું કરે બિચારો, એના ઉપર બહુ જ દુઃખ આવી પડ્યું' એવાં કરુણાનાં વચનો બોલીને આપણે તેના દોષની ક્ષમા આપીએ છીએ; પરંતુ વિપત્તિથી હોશકોશવિનાના થઇ જવાની કોઇને કોઈ ફરજ પાડતું નથી. જાનવરો દુઃખ કલેશ વગેરેનો જય કરી શકાય એવા આ વ્યુત્પન્ન સમયમાં જે મનુષ્ય દુઃખને પોતાના ઉપર સ્વાર થવા દે છે, અને પોતાના જીવનને બગાડવા દે છે તે મનુષ્ય કેવળ આળસુ અને પ્રમાદી છે. તેણે પોતાના મનઉપર ચડેલા કાટના ધરીને કાઢી નાંખવાની તસ્દી લીધી નથી.

* * હજામત કરાવવામાં વર્ષે લોકો જેટલા પૈસા ખરચે છે, તેટલા જ પૈસા કોઇ તત્ત્વજ્ઞાનનું અથવા મનને સુધારવાના ઉપાયોને વર્ણવનારૂં માસિક કે ગ્રંથ ખરીદવામાં ખરચે તો વિપત્તિની મનઉપર સત્તા ન ચાલવા માટે મનુષ્યે શું કરવું જોઇએ, તથા વિજયને પ્રાપ્ત કરવા તેમાં સ્થિર રહેવા તેણે કેવા ઉપાયો કરવા જોઇએ, તેનું જોઇએ તેટલું જ્ઞાન તેઓ પ્રાપ્ત કરી શકે, પણ તુચ્છ દ્રવ્ય ખરચવાથી થતી હાનિને સહન કરવા કરતાં અમૂલ્ય ભવ બગાડવાની હાનિને સહન કરવાનું લોકો વધારે પસંદ કરે છે.

* * થાળીમાં પીરસેલો ન ગમતો ખોરાક ન ખાવાનું કામ જેટલું સહેલું છે, તેટલું જ વિપત્તિથી મનને વિકળ ન થવા દેવાનું કામ સહેલું છે.

* * આપણા પગથી જો આપણે કદી ન ચાલીએ પણ બીજાના જ પગથી હમેશાં એક સ્થળેથી બીજે સ્થળે જઇએ તો આપણા પગ ચૈતન્યરહિત થઈ જવાના. તે જ પ્રમાણે આપણા પોતાના મનથી જો આપણે વિચાર ન કરીએ પણ તે કામ બીજાનાં મગજોને આપણે સોંપીએ તો આપણાં મગજ જડ થઈ જવાનાં. પણ મનુષ્યોનો મોટો ભાગ આમ જ કરે છે. બીજાઓ જે કહે તેટલું જ તેઓ માને છે. તેમણે પ્રમાણભૂત ગણેલી સંસ્થા અથવા શાસ્ત્રો અથવા પુરુષોએ જેટલું ખરૂં કહ્યું હોય તેટલું જ ખરૂં, અને તે વિનાનું બધું ખોટું, એવું તેઓ નક્કી કરી બેઠા હોય છે. તેઓ જાતે કદી વિચાર કરતા નથી. આથી તેઓનાં મન દુર્બળ પડી ગયાં હોય છે. તેમના મનમાં વિપત્તિની સામા થવાનું, વિપત્તિથી પરાભવ ન પામવાનું કશું જ સામર્થ્ય રહ્યું હોતું નથી.

* * બીજાઓએ અમુક વિષયના સંબંધમાં ભલે ગમે તેવા વિચાર કર્યા હોય પરંતુ તે ઉપર ધ્યાન ન આપીને, તમે જાતે વિચાર કરીને તમારા મનને બળવાન્ કરો, અને તમારૂં મન અલ્પ સમયમાં એટલું તો સબળ થશે કે કોઇ પણ પ્રસંગ તેને વિકળ કરી શકશે નહિ. ચિંતા કે કલેશ તમારા મનની શાંતિને ચલાયમાન કરી શકશે નહિ, પરંતુ તમે સર્વ કાળ સર્વ પ્રસંગોમાં શાંત, સ્વસ્થ અને આનંદી રહેશો. આથી તમારૂં સામર્થ્ય તમે રક્ષી શકશો, અને તમારૂં રક્ષણ કરેલું સામર્થ્ય સર્વ પ્રકારની વિપત્તિઓથી તમારૂં અનાયાસ રક્ષણ કરશે.

* * પ્રકાશ જેમ અંધકારને હાંકી કાઢે છે, તેમ સબળ અને શાંત મન ચિંતા અને કલેશને અંતઃકરણમાંથી હાંકી કાઢે છે.

---

# वाळकोनुं विधिपूर्वक विनयन.

( અનુસંધાન ગયા અંક પૃષ્ઠ ૩૨૦ થી )

( ૨ )

કલ્પનાશક્તિના કરતાં વધારે અગત્ય ધરાવનારી બીજી કોઇ પણ માનસિક શક્તિ નથી. અદ્વિતીય કલ્પનાશક્તિવિના ઉચ્ચ પરાક્રમો અને ઉચ્ચ લાભો પ્રાપ્ત થવા સંભવના નથી. આ નિયમ સત્ય હોવાથી, અને બાળકનામાં અસાધારણ કલ્પનાશક્તિ હોય છે, એ વાતાં

પણ તેવી જ સત્ય હોવાથી, બાળકની કલ્પનાશક્તિને કેવી રીતે કેળવવી કે જેથી તેનું મૂળનું સામર્થ્ય કાયમ રહે, અને તેનામાં નવા નવા સામર્થ્યની વૃદ્ધિ થાય, એ એક અત્યંત અગત્યનો પ્રશ્ન થઈ પડે છે.

કલ્પનાશક્તિનું કામ એ છે કે જ્ઞાનેંદ્રિયદ્વારા અથવા આંતર કરણોદ્વારા જે ભિન્ન ભિન્ન અનુભવો અથવા સંસ્કારો મનમાં પ્રવેશે તેમને એકઠા કરીને નવા વિચારો, નવી માનસ ભાવનાઓ, નવી માનસ સ્થિતિઓ, નવા અભિપ્રાયો, અથવા મનના નવી દિશામાં વહેનારા વ્યાપારો ઘડી કાઢવા.

આપ્રમાણે ઘડેલા નવા વિચારો મનને હાલ તે જે કંઇ જાણતું હોય છે, તેનો નવો અને વધારે સારો ઉપયોગ કરવાને સમર્થ કરે છે; નવી ભાવનાઓ મનને મોટું કરે છે, અને તેનો વિકાસ કરે છે; નવી માનસ સ્થિતિઓ આખા મનને બદલી નાંખે છે, અને તેને સુધારે છે, અને આખા શરીરમાં તેવા જ પુષ્કળ ફેરફારો કરે છે; નવા અભિપ્રાયો નવું જીવન આણે છે, અને તેથી આંતર મનમાં, મનુષ્યને તે હોય છે તેના કરતાં વધારે શ્રેષ્ઠ કરનાર કારણો રોપાય છે, અને નવી દિશામાં વહેનારા મનના વ્યાપારો મનને એવા પ્રદેશોમાં લેઇ જાય છે કે જેના પરિણામમાં મનુષ્ય નવા નવા શોધો કરે છે.

આમ હોવાથી કલ્પનાશક્તિ એ એક અત્યંત અગત્યની શક્તિ છે, પરંતુ તેનો થોડા જ મનુષ્યો યોગ્ય રીતે ઉપયોગ કરે છે; અને તેનું કારણ એ છે કે હિતકર, સાચી, અને ઉંચી દિશાતરફ કલ્પનાશક્તિ પ્રવૃત્તિ કરે, એવું તેમને બાલ્યાવસ્થાથી શિક્ષણ આપવામાં આવેલું હોતું નથી.

પુખ્ત ઉમરના મનુષ્યોના મોટા ભાગમાં ઘણી જ થોડી કલ્પનાશક્તિ હોય છે. બાલ્યાવસ્થાના તથા યુવાવસ્થાના શિક્ષણદ્વારા તેમનામાં તે ભુંસી કરી નાંખવામાં આવી હોય છે. આથી તેમનામાં અપૂર્વતા નહિજેવી અથવા બિલકુલ હોતી નથી, અને તેઓ સામાન્ય મનુષ્યની સપાટીથી ઉંચા ચઢવાને અશક્ત હોય છે. આમ છતાં, મનને યોગ્ય પ્રકારે કેળવવાથી તેઓ પોતાની કલ્પનાશક્તિને પાછી પ્રાપ્ત કરી શકે છે.

પૂર્વકાળના તથા વર્તમાન કાળના જે જે પુરુષો મહાપુરુષો થયા છે, તેઓ તેવા થયા છે, તેનું કારણ એ છે કે તેઓનામાં જે કલ્પનાશક્તિ હતી તે એટલી બધી પ્રબળ હતી કે અયોગ્ય કેળવણી તેને દાબી શકી ન હતી. આમ છતાં બાલ્યાવસ્થામાં તેઓની કલ્પનાશક્તિને દાબી દેવાનો જેવો પ્રયત્ન થયો હતો, તેવો જ પ્રયત્ન જો તેને ખીલવવામાં થયો હોત તો આ મહાપુરુષો જે સ્થિતિએ આવ્યા હતા અથવા હાલ આવ્યા છે, તેના કરતાં કેટલી વધારે ઉંચી સ્થિતિએ આવ્યા હોત તેની કલ્પના આપણને આશ્ચર્ય ઉપજાવ્યા વિના રહે તેમ નથી. આમ છતાં, આજનાં બાળકોની કલ્પનાશક્તિને યોગ્ય પ્રકારે જો આપણે કેળવીશું, તો તેઓ હાલ જેવાં છે, તથા થવાનો સંભવ છે, તેના કરતાં ઘણાં જ ઉત્કૃષ્ટ થશે, તથા થવાનો સંભવ આવશે, એમાં લેશ પણ સંશય નથી.

આમ છતાં, આઉપરથી આપણે એવું અનુમાન કરી કાઢવાનું નથી કે મહત્તા પ્રાપ્ત કરવામાં કલ્પનાશક્તિની જ માત્ર અગત્ય છે. મહત્તા પ્રાપ્ત કરવામાં જે અનેક માનસિક શક્તિઓની જરૂર હોય છે, તેમાં કલ્પનાશક્તિ એ પણ એક શક્તિ છે, પરંતુ તે સર્વ

શક્તિઓમાં કલ્પનાશક્તિ એટલું તો અગત્યનું પદ ભોગવે છે કે જેનામાં તે અસાધારણ પ્રમાણમાં ન હોય તે મનુષ્ય કદી પણ વાસ્તવિક મહત્તાને સંપાદન કરી શકતો નથી.

બાળકનામાં આ શક્તિનો યોગ્ય વિકાસ કરવાને માટે, હિતકર ન હોય એવું એક પણ માનસ ચિત્ર મનમાં રચવાનું તેને કદી પણ ઉત્તેજન ન આપવું જોઇએ.

અમુક સ્થળે વાડકાજેવા ડોળાવાળો મોટો રાક્ષસ છે, અને હાથ હાથ લાંબા દાંતવાળો ખવીસ છે, એવી ભય ઉપજાવનારી વાતોનાં ભયાનક ચિત્રોની કલ્પના કરવાનો બાળકને કદી પણ અભ્યાસ નહિ પાડવો જોઇએ. કોઇ પણ જાતનાં ઘાતકી કર્મો કરનારા દુષ્ટ મનુષ્યોની વાતો બાળકના આગળ સમજુ માબાપોએ કદી પણ નહિ કરવી જોઇએ. ઘણાં માબાપો બાળકને પોતાના ઘરના ઓરડામાં તે જતો હોય તેવે પ્રસંગે પણ કહે છે કે 'જા, અંધારામાં જા તો ખરો, એટલે તને ખબર પડે કે ત્યાં કોણ બેઠું છે !' આ પ્રકારના શબ્દોથી બાળકના અંતઃકરણમાં ભયંકર કલ્પનાઓને ખડી કરવી, એ અત્યંત ખોટું છે. કોઈ પણ પ્રસંગે બાળકને અંધારાનો ભય નહિ સુચવવો જોઇએ. નાનપણમાં કરવામાં આવેલાં અંધકારમાં રહેલા ભયનાં ઘાતનો, મનુષ્યને એટલો બધો તો બીકણુ અને બાયલો કરી મૂકે છે કે મોટી ઉમરનો થવા છતાં પણ પોતાના જ ઘરના ઓરડામાં અંધારામાં દીવાવિના એકલો જતાં તે છળી મરે છે.

માનવજાતિના ઉંચામાં ઉંચા કલ્યાણમાં અને ભારેમાં ભારે ઉન્નતિમાં પ્રતિબંધ કરનાર જે અનેક કારણો છે, તેમાં ભયની વૃત્તિ એ એક મોટામાં મોટું કારણ છે. આથી હૃદયમાંથી તેને નિર્મૂળ કરવાના પ્રત્યેક ઉપાય યોજવા જોઇએ, અને તેમ કરવામાં બાળકોની કલ્પનાશક્તિને યોગ્ય પ્રકારે કેળવવી એ, એક સર્વોત્તમ ઉપાય છે; કારણ કે ભયનું અસ્તિત્વ અથવા જીવન કેવળ કલ્પનાશક્તિઉપર જ રહેલું છે.

જ્યારે મન ભયંકર અને અશુભ બાબતોનાં ચિત્રો રચે છે ત્યારે કલ્પનાશક્તિનો સાક્ષાત્ દુરુપયોગ થાય છે, અને નજરમાં આવે એવા જ્યારે તે વિચાર કરે છે ત્યારે તેને સઘળા પ્રકારના ખોટા અને પ્રતિકૂળ નમુનાઓ મળે છે.

હાનિકારક બાબતમાં કોઇ માનસિક શક્તિનો ઉપયોગ કરવાથી તે શક્તિ ભ્રષ્ટ થાય છે, અને તેનો નાશ થાય છે. આથી જે બાળકોને તોફાન કરતાં અટકાવવાને અને રડતાં છાનાં રાખવાને અદૃશ્ય ભૂતોથી અથવા રાક્ષસોથી બીવડાવવામાં આવે છે તેઓની કલ્પનાશક્તિ દિવસે દિવસે વિકારી થતી જાય છે, અને મોટી ઉમરે પણ તે તેવી ને તેવી જ રહે છે. તેઓ આ જગતમાં નિર્માલ્યજેવાં રહે છે. ભયથી જે મનુષ્યને સીધો રાખવામાં આવે છે તે સદાચરણી થઇ શકતો નથી. જે મનુષ્ય વાસ્તવિક રીતે સારો હોય છે, તે જ સદાચરણી ટકી રહે છે, અને તેનું કારણ તે શિક્ષાથી ડરે છે, એ નથી, પણ તે સારો છે, એ છે.

સદાચારી થવાની ફરજ પડવાથી સદાચારી થવું, અને સદાચારી થવાની અંતરની ઇચ્છાથી સદાચારી થવું, એ બન્નેમાં ભેદ છે. ફરજ પડવાથી સદાચારી થવું, એ સૂત્રધારના પુતળાના નાચજેવું છે; અને બાળકના ઉપર સત્તાને ધરાવનારાં જે માબાપો અને વડિલો, અથવા પોતાના તાબામાં સોંપાયલાં મનુષ્યોઉપર સત્તાને ચલાવનારાં જે સ્ત્રી અથવા પુરુષો પોતાનાં બાળકોને અથવા પોતાના તાબાનાં મનુષ્યોને પુતળાની હાલતમાં રહેવા દે છે, અ-

ર્થાત્ પોતે બેસ કહે તો બેસાય અને ઉઠ કહે તો ઉઠાય, એવી સ્થિતિમાં રહેવા દે છે, તે તેઓના કલ્યાણનાં મોટામાં મોટાં શત્રુ છે.

મનુષ્યને મનુષ્ય થવાનું શીખવવાથી જ તમે મનુષ્યનું મોટામાં મોટું હિત સાધી શકો છો. અને મનુષ્ય થવું એટલે શું ? જગતમાં કોઇ પણ મનુષ્યના ઉપર આધાર ન રાખતાં જે પોતાના પગઉપર ઉભો રહી શકે છે, અર્થાત્ જે સર્વ પ્રસંગે અને સર્વ સ્થળે સ્વાશ્રયી અને સ્વાત્માવલંબી છે, અને જેણે પોતાના અંતરાત્માને જ અર્થાત્ પરમાત્માને સર્વ સામર્થ્ય તથા જ્ઞાનનું મૂળ જાણીને પોતાના અંતરમાં ઉતરી તેમનો જ આશ્રય ગ્રહણ કર્યો છે, તે જ મનુષ્ય યથાર્થ મનુષ્ય થયો છે.

જે વિચારની પદ્ધતિ એક મનુષ્યની બીજા મનુષ્યઉપર સત્તા સ્થાપે છે, અને તારે આ કરવું, અને આ ન કરવું, એવા હુકમોવડે તેને પોતાના તાબે રહેવાની ફરજ પાડે છે, તે પદ્ધતિ પોતાના અનુયાયીઓને પુતળાની જ ભૂમિકામાં રાખી રહે છે; અને આવી સ્થિતિમાં કોઇ પણ મનુષ્યને રાખી મૂકવો, એ પાપ છે, અને તે પાપ તે એકલા તે મનુષ્યપ્રતિનું નથી, પણ આખી માનવ પ્રજાપ્રતિનું છે.

હું સદાચારી થાઉં, એ પ્રકારની મનુષ્યના મનમાં પ્રથમ ઇચ્છા પ્રકટાવીને પછી પોતાની સ્વેચ્છાથી જ તે સદાચારી થાય, એમ કરવાની જો તમારી ઇચ્છા હોય તો પ્રથમ તેના મનને સ્વચ્છ અને નિર્દોષ કરવું જોઇએ. પણ અંધકારના કલ્પિત રાક્ષસો અને ભૂતો વગેરેના ભયથી નિરંતર છળી મરતું મન કદી સ્વચ્છ થઇ શકતું નથી. અશુભની કલ્પના કરો, અને તમે તમારા મનઉપર અશુભના જ સંસ્કાર પાડવાના, અને સઘળા પ્રકારના અશુભ અને ખોટા સંસ્કારોથી ભરેલું મન શુદ્ધ હોઇ શકતું નથી. કાદવવાળું જળ પણ, જો કે કોઇ કોઇ વાર તેના માર્ગમાં ઠરીને વહે છે, તોપણ તે કંઇ સ્વચ્છ જળ નથી.

મનમાં જે સંસ્કાર પડે છે, તે વિચારને ઉત્પન્ન કરે છે, અને વિચારો મનમાં પોતાના સજાતીય વેગને અથવા સ્વભાવને ઉત્પન્ન કરે છે. આથી જેમ વધારે ખોટી બાબતોની મન કલ્પના કરે છે, તેમ ખોટાં કામો કરવાનો વધારે પ્રબળ વેગ ઉત્પન્ન થાય છે, અને સદાચારના માર્ગમાં રહેવું, તે મનુષ્યને તેમ વધારે કઠિન જણાય છે;.

નિરંતર સારૂં, સાચું, શુભ, અને સુખદ કલ્પવાનો મનને અભ્યાસ પાડો, અને સારૂં કરવાની ઇચ્છા તથા વેગ તમારા અંતઃકરણમાં વધારે અને વધારે પ્રબળ થતો જશે; અને સમય જતાં તો તે એટલો તો બળવાન્ થશે કે કોઇ પણ બાબત તમને ખોટું કામ કરવાને લલચાવી શકશે નહિ.

આથી સ્પષ્ટ થાય છે કે બાળકને ભૂતો, પિશાચો, ચોરો, નઠારા દુષ્ટ મનુષ્યો અને એવી જ બીજી સેંકડો નઠારી વાતોની કલ્પના કરવાનું અને તેઓથી ભય પામવાનું શીખવવાથી તેઓની કલ્પનાશક્તિ દુર્બળ થશે, અને નાશને પામશે, અને આપ્રમાણે તે બાળકને મરણપર્યંત સામાન્ય મનુષ્ય રહેવાની ફરજ પાડશે એટલું જ નહિ, પરંતુ તેથી વળી તે બાળકના મનમાં આડે રસ્તે જવાનો તથા ખોટાં કામ કરવાનો વેગ તથા ઇચ્છા ઉત્પન્ન થશે, અને તેમ થતાં લાલચોનો તે હંમેશનો ભોગ થઇ પડશે.

આટલો વિચાર કરવાથી આપણને હવે તત્કાળ સ્પષ્ટ થશે કે સામાન્ય મનુષ્યને નીચા માર્ગમાં વહેવું શાથી આટલું સહેલું જણાય છે, અને મનુષ્યોના મોટા ભાગને ઉંચા માર્ગમાં ચઢવું,

અને કંઇ મહત્ત્વવાળું કાર્ય સાધવું શાથી આટલું કઠિન ભાસે છે; પરંતુ, નિર્દોષનાં, સ્વચ્છનાં, શુભનાં, સત્યનાં, અને સુખદ વસ્તુઓનાં ચિત્રો કલ્પવાનો મનને અભ્યાસ પાડવાથી આ સઘળું બદલી શકાય છે.

અશુભનાં, દુઃખનાં અથવા અનર્થનાં રૂપકો કદી પણ કલ્પનાશક્તિને રચવા દેવાં ન જોઇએ, પણ શુભનાં, સુખનાં, મહાન્‌નાં અને સાચાનાં જ રૂપકો અત્યંત પ્રેમથી રચવા દેવાં જોઇએ.

દેવદેવીઓની વાતો, જેમાં તેઓએ મનુષ્યોઉપર અનુગ્રહ કર્યા હોય, અને માયા દર્શાવી હોય, રાજરાણીઓની વાતો જેમાં સદાચારનાં ઉત્તમ ચિત્રો આપ્યાં હોય, અથવા એવી જ બીજી કલ્પિત અથવા અદ્‌ભુત રસવાળી વાતો જેમાં ઉદારતાનાં, શૌર્યનાં, પ્રેમનાં, સદ્‌ગુણનાં વગેરેનાં ચિત્રો વિવિધ રંગો પૂરીને આલેખાયલાં હોય તેવાં બાળકોના આગળ ન ધરવાં, એવો કેટલાક વિદ્વાનો અભિપ્રાય ધરાવે છે. તેઓ કહે છે કે આ વાતો ખોટી અને અતિશયોક્તિવાળી હોવાથી બાળકોના કોમળ મનઉપર તેથી લાભને બદલે હાનિ થાય છે, પણ આ તેમનું માનવું ખરું નથી. ઉચ્ચ ભાવોને જાગ્રત્‌ કરનાર ગમે તેવી કલ્પિત વાતો વાંચવાથી કોઇને કશી જ હાનિ થતી નથી; ઉલટાં ઔદાર્યનાં, શૌર્યનાં, પ્રેમનાં, માયાનાં, સદાચારનાં, પ્રમાણિકતાનાં, આત્મત્યાગનાં, અને એવાં એવાં અનેક સદ્‌ગુણોનાં મૂર્તિમાન્‌ ચિત્રો બાળકની કલ્પનાશક્તિમાં ખડાં કરવાથી તેને અત્યંત લાભ થાય છે.

દેવદેવીઓ ખોટાં હોવાથી, તેમની વાતોને સાચી તરીકે બાળકોઆગળ ધરવાથી તેઓ તેમને સાચી માને છે, અને આપ્રમાણે તેઓ ઠગાય છે, અને તેથી મોટપણે વહેમી થઇ જાય છે, એવા વિચારો જે કેટલાક દર્શાવે છે, તે પણ યોગ્ય નથી. કારણ કે દેવદેવીઓ, પરીઓ વગેરેનું અસ્તિત્વ હોય છે. જો કે તેઓને આપણાજેવાં અસ્થિમાંસ નથી તોપણ તેઓની સૃષ્ટિમાં તેઓ આપણા જેવાં જ સાચાં હોય છે; અને આપણે સ્મરણમાં રાખવું કે અસ્થિ, માંસની બનેલી વ્યક્તિઓથી જ આ જગત્‌ વસેલું છે, એમ કંઇ નથી.

કલ્પિત વાતોમાં પણ સત્ય હોય છે; વસ્તુતઃ સઘળી કલ્પિત વાતોમાં કોઈ અમુક અર્થમાં સત્ય રહેલું હોય છે, અને જેમ એક અંશમાં સત્યાનુસારી થવાની જેટલી અગત્ય છે, તેટલી જ અન્ય અંશમાં પણ થવાની હોય છે.

જે આપણે કરવાનું છે તે એ છે કે કલ્પિત વાત એવી પસંદ કરવી કે જે આપણું હિત સાધે એવી રીતે કલ્પનાશક્તિને જાગ્રત્‌ કરે, અને તેનો વિકાસ કરે. જો કે સઘળી કલ્પિત વાતોનો પાયો સત્ય હોય છે તોપણ ઘણીખરી કલ્પિત વાતોમાં જે સત્ય રહેલું હોય છે તે એવા રૂપમાં દર્શાવવામાં આવ્યું હોતું નથી કે તે કલ્પનાશક્તિને વધારે ઉચ્ચ પ્રતિ અને વધારે મહાન્‌ પ્રતિ લઇ જાય.

કલ્પિત દેવદેવીઓ અથવા પરીઓના અસ્તિત્વની બાળકને કલ્પના કરવા દેવાથી, જો તે દેવદેવીઓ ઉત્તમ ગુણવાળાં હોય છે તો તે જ ઉત્તમ ગુણો બાળકમાં વિકાસને પામે છે; અને આવી કલ્પના કરવા દેવામાં જે વાત અત્યંત મહત્ત્વવાળી છે તે તો એ છે કે તેથી બાળકનામાં અજ્ઞાતને શોધવાની વૃત્તિ ઉત્પન્ન થાય છે, અને તેનો પરિણામ અવશ્ય કરીને નવા શોધો કરવામાં આવે છે.

નિત્ય આગળ વધતા મનમાં, શોધક મનમાં, અપૂર્વ વિચાર કરવાની શક્તિવાળા મનમાં, વિકાસને પામતા મનમાં, વસ્તુઓનો સુધારો કરનાર મનમાં, વધારે સારી અને વધારે મહત્ત્વવાળી વસ્તુઓ કરનાર મનમાં—આવા સર્વ પ્રકારના મનમાં જીવનના અધિક વિશાળ પ્રદેશો શોધવાનો, જે અજ્ઞાત છે તેને જાણવાનો, જે શોધી કાઢવામાં આવ્યું નથી તેને શોધી કાઢવાનો, પ્રબળ વેગ હોય છે.

આવા પ્રબળ વેગને લીધે પ્રત્યેક નવા શોધો, નવી પ્રાપ્તિઓ અને નવાં સુધારા થયા છે; આથી આ વેગને પ્રત્યેક યુવકની કલ્પનાશક્તિમાં પ્રકટાવવો જોઇએ.

વધારે ઉચ્ચની અને વધારે મહાનની કલ્પના કરવાનું બાળકને શીખવવું, એ અત્યંત અગત્યનું છે, કારણ કે આ પ્રકારની કલ્પનાશક્તિ થતાં બાળક ગગનના તારા સાથે પોતાનો સંબંધ બાંધશે; અને જેમ વધારે વહેલું બાળકને ઉંચું તાકતાં શીખવવામાં આવશે, તેમ તેને વધારે લાભ થશે.

કલ્પનાશક્તિને જાગ્રત્ કરે, ઉત્તેજિત કરે, વિસ્તૃત કરે, અને વિકાસને પમાડે, એવી પુષ્કળ કલ્પિત વાતોની ચોપડીઓ, તથા નવલ કથાઓ બાળકને વાંચવા આપવી જોઈએ; અને કલ્પનાશક્તિનો વિકાસ કરનારી આ રીત, સઘળી રીતોમાં અત્યંત સરળ, અત્યંત સ્પષ્ટ, અને અત્યંત સંતોષકારક જણાશે.

આવી કલ્પિત વાતો અને નવલકથાનાં પુસ્તકો જોઇતી સંખ્યામાં મેળવવાનું કાર્ય કઠિન છે, કારણ કે બાળકોને માટે આજ સુધીમાં જે થોડી વાતોની ચોપડીઓ લખવામાં આવેલી છે, તે આવા ઉદ્દેશથી લખવામાં આવી નથી. આમ છતાં સારી વાતોની અને નવલકથાની જે થોડી ઘણી ચોપડીઓ આપણા સાહિત્યમાં છે, તેથી આ હેતુ કંઇક અંશમાં સરે એમ છે, અને આવાં પુસ્તકોપ્રતિ લોકોની જો અધિક અભિરુચિ જણાય તો તેવાં પુસ્તકો વિદ્વાનો તરફથી પ્રકટ થયાવિના રહે નહિ.

ગ્રંથો લખવાના ઉત્સુક પુરુષોને માટે બાળકોને માટે આવાં વાર્તાનાં પુસ્તકો લખવાનું નવું અને વિશાળ ક્ષેત્ર છે. બાળકોની કલ્પનાશક્તિને તે પૂર્વના કરતાં વધારે તેજસ્વી થાય એવી રીતે જાગ્રત કરતારાં મનમાં ગુપ્ત રહેલા મહત્તાના સંભવોને વ્યવસ્થાપૂર્વક અને હિત કરે એવી રીતે બહાર કાઢવાના તેની પાસે પ્રવૃત્તિ કરાવનારાં આકર્ષક અને રસવાળાં વાર્તાનાં પુસ્તકો બાળકોને માટે લખવાં, એના જેવો સ્વાર્થ અને પરાર્થ ઉભયને સાધનારો સદુદ્યોગ ગ્રંથકર્તાઓને વર્તમાનકાળમાં ભાગ્યે જ બીજો પ્રાપ્ત થઇ શકે એમ છે.

સામાન્ય રીતે બાળકોને અસત્ય બાબતોની અથવા જેને માનસિક કચરો કહી શકાય એવી બાબતોનાં માનસિક ચિત્રો મનમાં ઘડવાનો પ્રબળ સ્વભાવ હોય છે; પરંતુ આમ ન કરવાનું બાળકોને કહેવું, અથવા આવા સ્વભાવને હસી કાઢવો, એ ભૂલ છે. હસી કાઢવામાં આવેલી કલ્પના ફરીને મનમાં પ્રવેશ ભાગ્યે જ કરે છે; અને આમ વારંવાર થતાં કલ્પનાશક્તિ જાતે જ પ્રાણવિનાની થઇ રહે છે, અને તેમ થતાં મહત્તા પ્રાપ્ત કરવાની એક મુખ્ય કુંચી મનુષ્ય ખોઇ બેસે છે.

બાળકની કલ્પનાશક્તિના પ્રથમ પ્રયત્નને કદી હસી ન કાઢો, પરંતુ અસત્ય અને બેવકુફીભરેલી બાબતઉપરથી બાળકનું ધ્યાન ખસેડીને જે સત્ય છે તેની અદ્ભુતતાઉપર અને જે ઉચ્ચ મનોરથો છે, તેના સૌંદર્યઉપર તેનું ધ્યાન ખેંચી લાવો. સમજણ પાડ્યા

વિના બાળક બંનેના ભેદને પારખી કાઢશે, અને પછીથી અજ્ઞાતપણે સત્યનાં ચમત્કારિક ક્ષેત્રોમાં જ રમવાનું પસંદ કરશે.

આ સંબંધમાં આપણે સ્મરણમાં રાખવું જોઇએ કે જે કલ્પનાશક્તિને આપણે ઉવાડી હોય અને તેને વૃદ્ધિને પમાડવી હોય તો તો તેને વાપરવી જ જોઇએ. આથી બાળકનું ધ્યાન ભેવકુફીભરેલી કલ્પનાઓ ઉપરથી આપણે ખસેડવાનો પ્રયત્ન કરીને જો તેને તે કરતાં વધારે સારૂં અને વધારે ચમત્કારિક કંઇક ન આપીએ તો આપણે તેની કલ્પનાશક્તિનો નાશ જ કરીએ છીએ. આથી તેને વધારે સારૂં કંઇક સૂચવવાની આપણે હંમેશાં સાવધાનના રાખવી જોઇએ. આપ્રમાણે બાળકની કલ્પનાશક્તિને વધારે ચમત્કારિક ક્ષેત્રમાં દોરી જવાનો પ્રયત્ન કરવાથી આપણી પોતાની કલ્પનાશક્તિ પણ વૃદ્ધિને પામે છે. આથી આ કાર્યમાં ગાળેલો સમય અને લીધેલો શ્રમ ઓછો લાભ કરનાર નથી.

સત્ય અને અસત્યની વચ્ચેનો ભેદ પારખવો, એ કાર્ય સહેલું નથી, કારણ કે કલ્પનાના ક્ષેત્રમાં આરંભમાં જે અત્યંત અસત્ય જણાય છે. તે થોડો સમય જતાં અત્યંત સાચું, અને વ્યવહારમાં ઉપયોગમાં આવે એવું સિદ્ધ થાય છે. તેથી ઉપરનું સ્વરૂપ માત્ર જોવાથી આ બાબતનો નિર્ણય થઇ શકે તેમ નથી; પરંતુ કલ્પનાશક્તિના બંધાતા સ્વરૂપઉપર આ બાબતના નિર્ણયનો આધાર રહે છે. કારણ કે મન કેવી કલ્પના કરે છે, તેઉપર આપણે જોવાનું નથી. પણ એ કલ્પનાનો પરિણામ કેવો આવે છે, તેઉપર જ આપણે જોવાનું છે.

કલ્પનાશક્તિનો જે જે વ્યાપાર તેને વધારે તેજસ્વી કરે છે, તે વ્યાપાર તેનું હિત કરનારો છે, અને જો કે તે વ્યાપારથી રચાયલાં માનસિક ચિત્રોનું સ્વરૂપ સત્યવિરુદ્ધ ભાસતું હોય તોપણ તેમાં સત્યનો કોઈ અમુક અંશ રહેલો હોય છે. તે જ પ્રમાણે કલ્પનાશક્તિનો જે જે વ્યાપાર મનને મોટું કરે છે, તેનો વિકાસ કરે છે, અને વધારે ઉચ્ચને, અને અસંભવિત સરખી જણાતી વાતને પણ સિદ્ધ કરવાની તેની ઇચ્છાને પોષે છે, તે વ્યાપાર પણ હિતકર છે, અને તેમાં પણ સત્યનો કોઇ અમુક અંશ રહેલો હોય છે.

અન્ય શબ્દોમાં કહીએ તો કલ્પનાના વિષયઉપર નહિ, પણ કલ્પના આપણા મનઉપર કેવી અસર કરે છે, તે ઉપર પૂર્વોક્ત બાબતનો નિર્ણય કરી શકાય છે. જે કલ્પના મનને સત્યના, મહત્તાના, સૌંદર્યના, ઉચ્ચ પ્રામાણ્યના, અદ્ભુતતાના અને આશ્ચર્યના પ્રદેશમાં મનને તાણી જાય છે, તેવી કલ્પનાને બાળકના મનમાં સર્વ પ્રકારે પોષવી જોઇએ, કારણ કે તેની અસર બાળકના મનની પ્રત્યેક માનસિક શક્તિને લાભ કરનારી તથા ઉચ્ચ કરનારી થશે, એટલું જ નહિ. પરંતુ તે મનનાં સમગ્ર સામર્થ્યોને મહત્તાને માટે પુરૂષાર્થ કરવામાં યોજશે.

આપ્રમાણે સામાન્ય બાળકમાં જે અસાધારણ કલ્પનાશક્તિ હોય છે, તે પ્રથમના કરતાં પણ ઘણી જ વધારે ખીલી નીકળશે, અને તેનાં સઘળાં સામર્થ્યો ઉત્પાદક ધર્મવાળાં થશે. આનો અર્થ એ છે કે તે બાળક અવશ્ય મહત્તાને પ્રાપ્ત કરવાનો, કારણ કે ઉત્પાદક ધર્મવાળા મનનો પુરા સર્વદા મહાપુરા જ થાય છે.

( અપૂર્ણ )

---

'ગાયનસમારંભ' ફંડમાં દ્રવ્ય આપનાર ગૃહસ્થોની નામાવલિ.

રા. રા. નારણદાસ હરિપ્રસાદ દેસાઈ (પોતાના પુત્રની સદ્ગતિનિમિત્ત) મુંબઈ રૂ ૨-૦-૦

રા. રા. હરગોવન કેશવલાલ (ચિ. કનુ બહેનના [illegible]નિમિત્ત) પાલણપુર રૂ ૨-૦-૦

---

સદુપદેશશ્રેણી-પંચવિંશતિતમ સદુપદેશ.

[illegible] મૂલ્ય ૦-૧-૦ [illegible] ૦-૧-૦

વ્યવસ્થાપક, મદાલસા, વડોદરા.

Registered N. B. 185.




रूप (पुस्तक) २३     श्रावण कृष्ण० १४ संवत् १९६७.     दर्शन (अंक) १०.

श्लोकः ।

कदली कमल न वा हिमं
मलयोत्थं यदपोहितुं क्षमम् ।
भवदंघ्रिवियोगपावको
हृदये मा स कदाचनेध्यताम् ॥

અર્થઃ—હે ભગવન્! આપના ચરણના વિયોગરૂપ જ્વરાગ્નિ, જેને ટાળવા કેળ, કમળ, બરફ કે ચંદન કશું સમર્થ નથી, તે અમારા હૃદયમાં કદાપિ ધગધગી રહો મા!

---

प्रसिद्ध करनार

श्रेयस्साधकअधिकारिवर्ग—वडोदरा.

તરફથી

અમદાવાદ—શ્રી "સત્યવિજય" પ્રિન્ટિંગ પ્રેસમાં શા. સાંકળચંદ હરિલાલે છાપી પ્રસિદ્ધ કર્યું

---

વાર્ષિક લવાજમ પોસ્ટેજસાથે રૂ. ૨-૦-૦ વર્ષના આરંભમાં જ.




रूप (पुस्तक) २२ श्रावण कृष्ण० १४, सवत् १९६७. दर्शन (अंक) १०.

॥ ॐ श्रीँ ॥

# असावधानतामां सामान्यसरखी जणाती क्रिया पण जीवनवळनो नाश करे छे.

પદ લાવણી.

નિજ બળને હરનાર ક્રિયાનું, સ્વરૂપ આ હું કહું છું,
પ્રતિજનમાં એ વ્યાપક લાગે, જ્યાં જ્યાં હું જોઉં છું.
જીવનકેરૂં બળ આપણુમાં, જે સ્થિરતાથી વધે,
તે સ્થિરતાનો નાશ કરંતાં, જીવ હું જોઉં બધે.
સત્ત્વતણો સંચય તનુમાંથી, જેમ જેમ નિત્ય ઘટે,
શરીર મન ને આત્માનું બળ, તેમ તેમ નિત્ય હઠે.
નવરો બેઠો મનુષ્ય તોએ, નિજ બળ ક્ષીણ કરે,
કંઇ ન જડે તો છેવટ નખ કે દાંત કાન ખોતરે.
પલાંઠી વાળે તોએ હલાવે, પગ ન જરી સ્થિર રે',
હાથને કંઇ ન સૂઝે તો મિથ્યા, મુછો મરડ્યા કરે.
કંઈ ચશ્માને નાકની ઉપર, ઘડીએ પલકે અડે,
રમત કર્યા કંઈ કરે ઘાસના, એક તણુખલાવડે.
જમીનપર કંઇ તો આંગળીથી, ટકોરી માર્યા કરે,
હોય ગળામાં કંઈ નહિ તોપણ, ખું ખું કરીને મરે.

કંઇ તો કાગળ મળતાં તેની, વાળ્યા કરતા ગડી,
પેટની ઉપર હાથ ફેરવે, કેટલાક હરઘડી.
અંગરખાની કસને કંઇ ફોકટ આમળીયા દે,
વિનાપ્રયોજન શરીરને કંઇ, અમથા મરડયા કરે.
આવી આવી હેતુવિનાની, કોટિ ક્રિયાઓ થતી,
જે અંતરના સંચિત બળની, કરતી મોટી ક્ષતિ.
હલકી હલકી બાબત આવી, પણ બળ ક્ષય કરતી,
અજાણતાં પણ વૃત્તિમાં એ, ચંચલતા ભરતી.
આવાં લક્ષણ વૃત્તિની અસ્થિરતા પણ સૂચવે,
સાવધ સ્થિર જન એ અપલક્ષણથી નિજને સાચવે.
જરૂરવિનાના વ્યાપારોમાં, શરીરમન જેટલું,—
જાય વેગથી વ્યર્થ તેનું બળક્ષીણ થાય તેટલું.
સાવધ સાધક પુરુષે આવી, પ્રવૃત્તિ ત્યજવી,
બલનો સંચય કરી તનમનની, સ્થિરતાને સજવી.
તન સ્થિર થાતાં પ્રાણ થતો સ્થિર, પ્રાણથી મન સ્થિર થતું,
મન સ્થિર થાતાં અંતરકેરૂં, બલ ન નકામું જતું.
માટે વિવેકી પુરુષે હેતુવિણ નવ કરવી ક્રિયા,
બલવર્ધક છે ઉપરની એક પ્રકારની પ્રક્રિયા.

---

# ब्रह्मसूत्र अथवा ब्रह्ममीमांसा.

( અનુસંધાન ગયા અંકના પૃ૪ ૩૨૬ થી. )

आधिष्ठानानुपपत्तेश्च ॥ ३९ ॥

**સૂત્રાર્થ:**—અધિષ્ઠાન કરવું સંભવિત નહિ હોવાથી પણ આનુમાનિક ઈશ્વરની કલ્પના અયોગ્ય છે.

આ સૂત્રથી એ કહ્યું કે તાર્કિકપરિકલ્પિત ઈશ્વરના સંબંધમાં આ એક અધિક દોષ આવે છે, એ મત ઈશ્વરને અધિષ્ઠાતા અને નિમિત્તકારણમાત્ર કરૂપે છે, તેથી જેમ કુંભકાર મૃદાદિનું અધિષ્ઠાન કરી ઘટાદિ કાર્યને ઉત્પન્ન કરે છે તેમ આ ઈશ્વરે પણ જગતની ઉત્પત્તિમાટે પ્રધાનાદિ કારણોનું અધિષ્ઠાન કરવું જોઇએ. પણ તેમ થઇ શકે તેમ નથી કારણ કે મૃદાદિ પ્રત્યક્ષ પદાર્થ છે માટે તેના પ્રેરણરૂપ અધિષ્ઠાન થઇ શકે છે પણ પ્રધાનાદિ કારણ રૂપાદિથી રહિત છે અને અપ્રત્યક્ષ છે તેથી એના પ્રેરણરૂપ અધિષ્ઠાન થઈ શકે નહિ. માટે આ રીતે આ એક અનૌચિત્ય વધારામાં આવે છે.

અહિં પૂર્વપક્ષી શંકા કરે તેમ છે તેથી તે શંકાનો અનુવાદ કરી શ્રીસૂત્રકાર તેનું હવે ખંડન કરે છે.

**करणवच्चेन्न भोगादिभ्यः ॥ ४० ॥**

**સૂત્રાર્થ:**—ચક્ષુરાદિ કરણોનું જેમ પુરુષ અધિષ્ઠાન કરે છે તેમ ઈશ્વર પણ પ્રધાનનું અધિષ્ઠાન કરી શકે એમ કહેવું અયોગ્ય છે કેમકે તેમ લેતાં ઈશ્વરને ભોગાદિની પ્રાપ્તિનો સંભવ આવે છે.

પૂર્વપક્ષી શંકા કરશે કે ચક્ષુરાદિક ઇન્દ્રિયો રૂપાદિરહિત છે અને અપ્રત્યક્ષ છે, છતાં પુરુષ તેનું અધિષ્ઠાન કરે છે, તેને પ્રેરે છે, એ આપણે જોઇએ છીએ. તેથી જે જે રૂપાદિહીન અને અપ્રત્યક્ષ છે તેનું અધિષ્ઠાન થતું નથી, એ વ્યાપ્તિ વ્યભિચરિત છે માટે એ જ રીતે પ્રધાન અપ્રત્યક્ષ હોય, છતાં ઈશ્વર તેનું અધિષ્ઠાન કરી શકે. આ પ્રકારે પૂર્વપક્ષીની આશંકાનો અનુવાદ કરી આ સૂત્રમાં શ્રીસૂત્રકાર કહે છે કે એવું કહેવું યોગ્ય નથી. કારણ કે ચક્ષુરાદિનું પુરુષવડે અધિષ્ઠાન કરાય છે, એ તેવડે થતા સુખદુઃખાદિ ભોગથી નિર્ણય થાય છે. તેથી જ્યાં ભોગાદિ થતા હોય ત્યાં રૂપાદિહીન અપ્રત્યક્ષ વસ્તુનું અધિષ્ઠાન થઇ શકે એવું કહી શકાય, પણ ઈશ્વર પ્રધાનાદિનું અધિષ્ઠાન કરે છે, તેમાં ઈશ્વરના ભોગાદિ હોતા નથી. તેથી સ્વભોગનો હેતુ ન હોઇને એટલું વિશેષણ ઉપરની વ્યાપ્તિમાં વધારવામાં આવે તો એ વ્યાપ્તિ વ્યભિચારરહિત થઇ રહે છે, અને પૂર્વપક્ષીએ આપેલો વ્યભિચાર એમાં લાગતો નથી, એટલું જ નહિ પણ પ્રધાનને ચક્ષુરાદિના સમાન ગણવામાં આવે તો જેમ અતીન્દ્રિય ઇન્દ્રિયો જેના પ્રેર્ય થાય છે તે પુરુષને અવશ્ય ભોગ આપનાર થાય છે તેમ અતીન્દ્રિય પ્રધાન પણ ઈશ્વરનું પ્રેર્ય લેવામાં આવે તો ઈશ્વરના ભોગના હેતુરૂપ થઇ રહેવું જોઇએ, અર્થાત્ ઈશ્વરને પણ પુરુષની માફક ભોગાદિની પ્રાપ્તિનો પ્રસંગ આવશે. તેથી આ રીતે આનુમાનિક ઈશ્વરની કલ્પના અનુચિત છે.

આ સૂત્ર તથા પૂર્વ સૂત્રનું એક વ્યાખ્યાન આ રીતે થાય છે, અને અન્ય વ્યાખ્યાન આવી રીતે પણ થાય છે:—લોકમાં જે જે રાજાઆદિ રાષ્ટ્રના ઈશ્વર—અધિષ્ઠાતા થાય છે તે સર્વ સશરીર જ હોય છે—શરીરરૂપ અધિષ્ઠાનવાળા હોય છે. તેથી ઈશ્વર પણ અધિષ્ઠાતા હોય તો તેમને પણ આ દૃષ્ટાન્તપ્રમાણે સશરીર લેવા જોઇએ, પણ કરણોના આયતનરૂપ કોઇ શરીર ઈશ્વરનું નિરૂપણ થઇ શકે તેમ નથી કેમકે શરીર એ સૃષ્ટિથી ઉત્તરકાલે થનાર છે, સૃષ્ટિ થયા પૂર્વે શરીરનો અસંભવ છે (*अधिष्ठानानुपपत्तेः*), અને શરીરવિના—નિરધિષ્ઠાન ઈશ્વર પ્રવર્તક થઇ શકે તેમ નથી કારણ કે લોકમાં એવું જોવામાં આવે છે. આપ્રમાણે પ્રથમ સૂત્રનો અર્થ થયો. હવે લોકદર્શનને અનુસરી ઈશ્વરમાટે પણ કોઇ કરણવાળું ઈશ્વરનું શરીર વગેરેજ કલ્પવામાં આવે તો તે પણ ઘટતું નથી કારણ કે જે જે સશરીર હોય છે તેમને ભોગાદિ થાય છે એવું લોકમાં દૃષ્ટ છે તે નિયમપ્રમાણે ઈશ્વરને પણ સંસારીની માફક ભોગાદિનો પ્રસંગ આવે છે અને તેથી ઈશ્વર અનીશ્વર થઇ રહેશે. માટે આનુમાનિક ઈશ્વરની કલ્પના આ રીતે પણ અનુચિત છે. આ અર્થ આ દ્વિતીય સૂત્રનો થાય છે.

આ જ અર્થની સિદ્ધિમાં શ્રીસૂત્રકાર અન્ય હેતુ આપે છે.

**अन्तवत्त्वमसर्वज्ञता वा ॥ ४१ ॥**

**સૂત્રાર્થ:**—આનુમાનિક ઈશ્વર અન્તવાળા અથવા અસર્વજ્ઞ ઠરે છે તેથી એ કલ્પના અયુક્ત છે.

આ સૂત્રથી એ કહેવામાં આવ્યું કે આ એક અધિક હેતુથી તાર્કિકપરિકલ્પિત ઈશ્વરની અનુપપત્તિ પ્રાપ્ત થાય છે. એ ઈશ્વર સર્વજ્ઞ છે તથા અનન્ત છે એમ તેઓ માને છે. વળી પ્રધાનને પણ અનન્ત માને છે અને પુરુષો પરિમાણ તથા સંખ્યા ઉભયમાં અનન્ત છે એમ તેઓ કહે છે. અહિં પ્રશ્ન એ થાય છે કે પ્રધાન તથા પુરુષો અને ઈશ્વર એ ત્રણેની ઇયત્તા–આટલાપણું–સર્વજ્ઞ ઈશ્વર જાણે છે કે નહિ? પ્રધાન કેટલું છે, પુરુષો કેટલા છે તથા ઈશ્વર પોતે કેટલા પરિમાણવાળા છે એ એમના સર્વજ્ઞ ઈશ્વર જાણે છે કે નહિ? બંને પ્રકારે અહિં દોષાપત્તિ થાય છે. જો એ ઇયત્તા ઈશ્વર જાણે છે એમ લેવામાં આવે તો જે જે પદાર્થ ઇયત્તાપરિચ્છિન્ન છે તે સર્વ અનિત્ય છે અન્તવાળા છે એવું લોકમાં દષ્ટ છે, અને તે પ્રમાણે પ્રધાન, પુરુષ અને ઈશ્વર પણ ઇયત્તાપરિચ્છિન્ન હોય તો એ ત્રણે અન્તવાળા ઠરે છે. પ્રધાન, પુરુષ અને ઈશ્વર એમ ત્રણને સ્વીકારનારના મતપ્રમાણે નિત્ય સંખ્યાવડે સંખ્યારૂપ પરિમાણ તો પરિચ્છિન્ન થયું છે. તેમ જ એ ત્રણેમાં રહેલું સ્વરૂપપરિમાણ પણ ઈશ્વર સર્વજ્ઞ હોવાથી તેમને જ્ઞાત થાય છે તેથી એ પરિમાણ પણ પરિચ્છિન્ન છે. પુરુષો જીવદષ્ટિથી અસંખ્યેય છે છતાં પુરુષગતા સંખ્યા પણ ઈશ્વર સર્વજ્ઞ હોય તો તેમના વડે જ્ઞાત થવી જોઇએ. તેથી આ સર્વ સંખ્યા, પરિમાણ અને સ્વરૂપપરિમાણથી પરિચ્છિન્ન છે અને તેથી ઘટવત્ અનિત્ય છે, અન્તવાળા છે એ દોષ પ્રાપ્ત થાય છે. વળી પુરુષોની સંખ્યા પરિચ્છિન્ન થઈ એટલે તેમાંથી જે જે મુક્ત થયા તેમનો સંસાર જતો રહ્યો અને તેમનું સંસારિત્વ પણ જતું રહ્યું. તે જ પ્રમાણે અન્ય જે જે મુક્ત થતા જાય તેમનો સંસાર અને સંસારિત્વ અંતને પામતું જાય. પુરુષના ભોગ અને અપવર્ગરૂપ પુરુષાર્થમાટે ઈશ્વરાધિષ્ઠેય પ્રધાન તે સંસાર છે. જ્યારે આ રીતે પુરુષો મુક્ત થતા જાય, અને તેમની સંખ્યા પરિચ્છિન્ન હોવાથી ગમે તેટલે સમયે પણ એ સર્વનો મોક્ષ થઇ જવાનો, તેથી તેમનો સંસાર નહિ રહેવાથી, તેમનો અર્થ સિદ્ધ કરવાનો અવશિષ્ટ નહિ રહેવાથી એ સંસારના અભાવે ઈશ્વર કોનું અધિષ્ઠાન કરશે? અને શો વિષય રહ્યો કે તેના જ્ઞાતા થઇ સર્વજ્ઞ કહેવાશે? આટલું જ નહિ પણ પુરુષોનો મોક્ષ ગમે ત્યારે થાય પણ, તે પણ પરિચ્છિન્ન સંખ્યાવાળા સમયમાં જ થવો જોઇએ. અપરિચ્છિન્ન સમયે થાય છે એમ કહેવું એનો અર્થ મોક્ષ થતો નથી એમ કહેવા બરાબર જ છે. તેથી અમુક વર્ષોમાં કે યુગોમાં જ થવો જોઇએ. તો તેટલાં વર્ષ અથવા યુગો તો થઇ ગયા છે તો પછી હાલ પણ સંસારની સ્થિતિ કયા કારણથી છે? વળી પ્રધાન પુરુષ અને ઈશ્વર આ રીતે અન્તવાળા ઠરે તો, ભાવ પદાર્થ જે જે અંતવાળો હોય છે તે સર્વ આદિવાળો પણ હોય છે એ નિયમપ્રમાણે એ ત્રણેને આદિ પણ હોવો જોઇએ, અને આ રીતે આદિ અને અંત બંને સિદ્ધ થવાથી શૂન્યવાદની પ્રાપ્તિ થાય છે. તેથી આ રીતે પ્રાપ્ત થતું એ સર્વનું અંતવત્ત્વ અનિષ્ટ છે.

આ દોષ અટકાવવાને બીજો વિકલ્પ સ્વીકારો કે એ ત્રણેની સંખ્યા તથા પરિમાણ ઈશ્વરને જ્ઞાત નથી તો પછી ઈશ્વર સર્વને જાણનાર ક્યાં રહ્યા? ઈશ્વર સર્વજ્ઞ નહિ કહેવાય, અર્થાત્ ઈશ્વર સર્વજ્ઞ છે એ એમના અભ્યુપગમની હાનિ થાય છે. આ રીતે બંને પક્ષમાં દોષ આવવાથી તાર્કિકવડે સ્વીકારાયેલો ઈશ્વરકારણવાદ અસંગત છે.

આપ્રમાણે પાંચ પદાર્થવાદી માહેશ્વરાદિના મતનું ખંડન કરી ભાગવતો ચતુર્વ્યૂહ વાદને માને છે તેમના મતનું ખંડન શ્રીસૂત્રકાર કરે છે.

उत्पत्त्यसंभवात् ॥ ४२ ॥

**સૂત્રાર્થઃ—**( જીવની ) ઉત્પત્તિનો અસંભવ હોવાથી એ કલ્પના અસંભવ છે.

આ અધિકરણના પૂર્વપક્ષરૂપે ભાગવતો છે. એ ભાગવતસંસ્થાનું અવલંબન કરનાર પરમેશ્વરને નિમિત્ત કારણ તથા પ્રકૃતિ ( ઉપાદાન કારણ ) એમ બંને પ્રકારના કારણરૂપ માને છે, તેમના મતનું આ અધિકરણમાં ખંડન છે. શ્રુતિનો આશ્રય કરવાથી પણ પરમાત્મા આ રીતે ઉભય કારણરૂપ છે, એ પૂર્વે નિર્ણય કરવામાં આવ્યું છે અને શ્રુતિને અનુસરનાર સ્મૃતિ પ્રમાણરૂપ છે તેથી પરમાત્માને ઉભયવિધ કારણ માનવાનો સિદ્ધાન્ત ભાગવતોનો છે તે સાચો છે, તેમાં લેશ પણ વિવાદ નથી, અને તેથી એ સિદ્ધાન્તના સંબંધમાં કંઇ પણ કહેવાજેવું રહેતું નથી, પણ એ સંસ્થા અન્ય કેટલાંક મત સ્થાપે છે તે વેદવિરુદ્ધ છે અને તેથી તે અંશોનું ખંડન કરવા અધિકરણનો આરંભ છે.

ભાગવતો માને છે કે ભગવાન્ વાસુદેવ જે નિરંજન જ્ઞાનસ્વરૂપ છે તે જ માત્ર પરમાર્થ તત્ત્વ છે અને એ પરમાત્મા પોતાનાને ચાર પ્રકારમાં ( વ્યૂહમાં ) પ્રવિભાગ કરી રહેલા છે. એ ચાર વ્યૂહ તે આ છેઃ (૧) વાસુદેવવ્યૂહ, (૨) સંકર્ષણવ્યૂહ, (૩) પ્રદ્યુમ્નવ્યૂહ અને (૪) અનિરુદ્ધવ્યૂહ. અહિં વ્યૂહનો અર્થ મૂર્તિ છે. વાસુદેવ શબ્દથી પરમાત્માનું ગ્રહણ થાય છે; સંકર્ષણનો અર્થ જીવ છે, પ્રદ્યુમ્ન એટલે મનસ્ અને અનિરુદ્ધ એટલે અહંકાર છે. એ ચારમાં વાસુદેવ પરા પ્રકૃતિરૂપ છે અને સંકર્ષણાદિ એમનાં કાર્યરૂપ છે. આ રીતે પરમાત્મા ચતુર્વ્યૂહરૂપે સ્થિત થયા છે. એ પરમાત્માનો અનુગ્રહ પ્રાપ્ત કરવાનાં સાધનો તે અભિગમન, ઉપાદાન, ઇજ્યા, સ્વાધ્યાય અને યોગ છે. ત્યાં વાણી, શરીર અને મનના અવધાનપૂર્વક દેવગૃહમાં જવું તેનું નામ અભિગમન છે. પૂજન દ્રવ્યોને ગ્રહણ કરવાં તે ઉપાદાન છે. ઇજ્યાનો અર્થ પૂજન અથવા પૂજા છે. અષ્ટાક્ષર મંત્રનો જપ આદિ કરવો તે સ્વાધ્યાય છે, અને ધ્યાન કરવું તે યોગ છે. આ સાધનોના શત વર્ષસુધી અનુષ્ઠાનવડે ક્લેશો ક્ષીણ થઈ જાય છે અને ત્યારે એ સાધક ભગવાનને પામે છે. સંક્ષેપમાં આ રીતે ભાગવત સંસ્થાના સિદ્ધાન્તો છે અને એ સંસ્થાનો મુખ્ય પ્રમાણરૂપ ગ્રંથ તે નારદ પંચરાત્ર છે.

આ સિદ્ધાન્તોમાં ભગવાન્ અથવા નારાયણ તે પરમાત્મા છે અને તે અવ્યક્તથી પર છે તથા સર્વાત્મા છે અને તે પોતાનાં વિવિધ રૂપે સ્થિત થયા છે એ સિદ્ધાન્ત શ્રુતિને અનુસરતો છે. શ્રુતિ કહે છે કે **स एकधा भवति त्रिधा भवति.** પરમાત્મા એક રૂપે સ્થિત છે, ત્રણ રૂપે સ્થિત છે ઇત્યાદિ, આ આદિ શ્રુતિવડે પરમાત્માની અનેક પ્રકારે સ્થિતિ થાય છે એ સમજાય છે. માટે આ સિદ્ધાન્ત શ્રુત્યનુસારી હોવાથી એનું ખંડન કરવાનું નથી. તેમ જ ભગવાનનું અભિગમનાદિરૂપ આરાધન અહર્નિશ અનન્ય ચિત્તવડે કરવાનું કહ્યું છે તે અંશ પણ શ્રુતિસ્મૃતિમાં ઈશ્વરપ્રણિધાનરૂપે પ્રસિદ્ધ છે અને તે સર્વોને માન્ય છે માટે તેનું નિરાકરણ પણ કરવાનું નથી.

આ શિવાય જે કહેવામાં આવ્યું છે કે વાસુદેવથી સંકર્ષણ ઉત્પન્ન થાય છે, સંકર્ષણથી પ્રદ્યુમ્ન ઉત્પન્ન થાય છે અને પ્રદ્યુમ્નથી અનિરુદ્ધ ઉત્પન્ન થાય છે તે સંબંધ-

માં અપ્રતીત હોવાથી એનું નિરાકરણ આ અધિકરણમાં કરવામાં આવે છે. પ્રથમ એ કહ્યું કે વાસુદેવસંજ્ઞક પરમાત્મામાંથી સંકર્ષણસંજ્ઞક જીવ ઉત્પન્ન થાય છે તે અયોગ્ય છે. કેમકે જીવ જો ઉત્પન્ન થતો હોય તો તેને અનિત્યત્વાદિ દોષો લાગે છે અને જીવ અનિત્ય હોય તો એને ભગવત્પ્રાપ્તિરૂપ મોક્ષ થવાનો વારો આવે તેમ નથી. કાર્ય જ્યારે કારણને પ્રાપ્ત થાય ત્યારે જ તેનો લય થાય છે. ભગવાન્ કારણ છે. અને તેથી ભગવાનની પ્રાપ્તિ થાય ત્યારે જ લય થઇ શકે છે અને એ પ્રાપ્તિ મોક્ષવિના થતી નથી. મોક્ષપ્રાપ્તિ સાધનોના અનુષ્ઠાનથી જ થઇ શકે છે, અને જીવ અનિત્ય હોય તો ત્યારપૂર્વે પણ નષ્ટ થઇ જાય. વળી જીવ અનિત્ય હોય તો પરલોકભાગી નહિ થાય, અને તેથી જીવને પરલોકનો અભાવ થાય છે અને તેમ થતાં સ્વર્ગનરકાપવર્ગનો અભાવ પ્રાપ્ત થતાં નાસ્તિકતામાં જ આ મત પર્યવસાન પામે છે. શ્રીસૂત્રકાર આગળ **नात्माश्रुतेर्नित्यत्वाच्च ताभ्यः** (૨-૩ ૧૭) એ સૂત્રથી જીવના અનિત્યત્વનું ખંડન કરે છે અને શ્રુતિ પણ **अजआत्मा** જીવ અજ છે, નિત્ય છે એમ કહી જીવનું નિત્યત્વ જણાવે છે. તેથી જીવની ઉત્પત્તિ અસંભવિત હોવાથી ભાગવતોનું આ મત અસંગત છે.

ભાગવતો જીવથી મનસ્‌ની ઉત્પત્તિ વર્ણે છે તે પણ અસંગત છે એ હવે શ્રીસૂત્રકાર કહે છે.

**न च कर्तुः करणम् ॥ ४३ ॥**

**સૂત્રાર્થ**:—કર્તામાંથી કરણની ઉત્પત્તિ થતી દષ્ટ નથી તેથી જીવમાંથી મનસ્‌ની ઉત્પત્તિની કલ્પના અસંગત છે.

આ સૂત્રમાં એ કહ્યું કે લોકમાં જોતાં જણાય છે કે દેવદત્તાદિ કર્તા છે અને પરશુ આદિ કરણ છે તથા તેમાં કર્તાવડે કદાપિ કરણ ઉત્પન્ન થતું નથી. આથી વિરુદ્ધપણે ભાગવતો જીવરૂપ કર્તામાંથી જીવના કરણરૂપ—સાધનરૂપ—પ્રદ્યુમ્નની એટલે મનસ્‌ની ઉત્પત્તિ પ્રતિપાદન કરે છે, અને કર્તામાંથી ઉત્પન્ન થયેલા મનસ્‌થી વળી અનિરુદ્ધરૂપ અહંકારની ઉત્પત્તિ પ્રતિપાદન કરે છે. આ અર્થની સિદ્ધિ જ્યાંસુધી દૃષ્ટાન્ત ન મળે ત્યાં સુધી અનુમાનથી થઇ શકે તેમ નથી અને એવો દૃષ્ટાન્ત છે નહિ. કોઇ કુશલ શિલ્પી પોતે કુહારને બનાવી તેના વડે વૃક્ષને છેદે છે એવું દષ્ટ છે માટે કર્તા કરણને ઉત્પન્ન કરી શકે છે એવું કહેવામાં આવે તો તે વિશેષ ઉચિત નથી કારણ કે અહિં એ કુશળ શિલ્પીને હસ્તાદિ કરણ હોય છે અને એ કરણવડે કુહારાદિ કરણને એ ઉત્પન્ન કરી શકે છે, પણ પ્રસ્તુતમાં તો જીવને કોઈ કરણ છે નહિ અને વિનાકરણ મનસ્‌ની ઉત્પત્તિ કરવાની છે. તેથી તેનો દૃષ્ટાન્ત નથી જ. જો જીવ પોતે કરણવિના જ મનસ્‌ની ઉત્પત્તિનો કર્તા થઇ શકતો હોય તો મનસ્‌ની કલ્પના જ વ્યર્થ ઠરે છે. તેથી આ રીતે આ કલ્પના અસંગત છે.

ચતુર્વ્યૂહમાં જીવ, મનસ્ આદિ ન લેવામાં આવે તો પરમાત્માનું ચતુર્વ્યૂહપણું થઇ શકે એ પ્રકારનું ભાગવતોનું મત હોય તો તેનું શ્રીસૂત્રકાર હવે નિરાકરણ કરે છે.

(અપૂર્ણ.)

---

# सद्विवेकीने शुं करवुं घटतुं नथी.

પદ. (જોગી ન થા રાજા ભરથરી, એ લય.)

દશદિશ દુઃખનો અગ્નિ ભલે, વીરા તુજને દેખાયજી,
ઉંચે નીચે કોઈ ના દીસે, જેહ તુજ વ્હારે ધાયજી,
તદપિ ઘટે ન દુઃખે પ્રજળવું.
માયા ભરેલું છો ના કરે, વર્તન અન્ય તુજ સાથજી,
પ્રકટાવી વિવિધ નિમિત્તને, છોને ભીડે નિત્ય બાથજી,
માયારહિત વીર પણ ના થવું.
ઉત્સાહને તોડી નાંખતા, નીપજે સઘળા પ્રસંગજી,
આશાને ઉદય થવા તણો, કોઈ દીસે ન રંગજી,
ઉત્સાહરહિત ન પણ થવું.
વિવેક ત્યજીને છોને બીજા, તુજને સંભળાવે ગાળજી,
જ્યાં ત્યાં પ્રતિષ્ઠા તારી હણે, મૂકી શિર ખોટાં આળજી,
( તો પણ ) ગાળ ન તુજ મુખથી બોલતો.
ઉપકારનો બદલો ભલે, આપે કરી અપકારજી,
નિર્હેતુક અરિ થઇ, કરવા અહિત, તારૂં, રહે તૈયારજી,
ઉપકાર પણ કરજે તું સદા.
તુજ ચઢતી જોઇને કરે, છોને બીજાઓ દ્વેષજી,
જ્યાં ત્યાં દોષો તારા ગાઇને, પાડે નિંદાની મેંશજી,
પ્રેમ કરજે પણ તું તે પ્રતિ.
કટુ વચનોના બાણથી, અંતર કદી ન વીંધઇશજી,
તદ્વત્ કટુ વચનોવડે, અન્ય ઉર ના વીંધીશજી,
કાં જે તેમાં ફળ ના કશું.
વ્યવહારમાં ભલે જન બીજા, રમે તુજથી ઠગાઇજી,
શત દ્રવ્ય લેઈ બદલે ન દે, કદી રાતી એક પાઇજી,
( પણ ) ત્યજીશ ન તું તુજ ભલાઇને.
ક્રોધથી તપી બીજા છો કરે, તુજને દહેવા પ્રયાસજી,
તપીશ ન પણ જરી અંતરે, કરજે શાંતિમાં નિવાસજી,
ખડ્ગ ક્ષમાનું કરથી ના મૂકી.
આજે લક્ષ્મી છોને ના જુએ, તુજ પ્રતિ ધરી પ્રેમજી,
સમય આવ્યે નિશ્ચય ન્યાળશે, માની દઢ મનમાં એમજી,
શ્રદ્ધાને કદી ના ડગાવતો.

અનિષ્ટ સદાકાળ ના ટકે, કાં જે ક્ષણિક છે એહજી,
ઇષ્ટ સદાકાળ સ્થિર રહે, કાં જે સત્ય નિઃસંદેહજી,
ક્ષણિક ટળ્યા વિણ નહિ રહે.
ઉપજાવે આંતર ઉચ્ચતા, ઉચ્ચતા બાહ્ય દેશજી,
નિયમ એ સમજી, અંતર વીરા, ઉચ્ચ કરજે હંમેશજી,
કર્તવ્ય એ લહી મનુષ્યનું.

---

# मानस रसायन

अथवा

# यौवन प्राप्त करवानो अने स्थिर राखवानो मानस उपाय.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૩૩૩ થી )

## પ્રકરણ ૧૦.

### વૃદ્ધાવસ્થાને ઉત્પન્ન કરનાર માનસિક સ્થિતિઓ, અને તેમને કેવી રીતે ટાળવી.

યૌવનને સ્થિર રાખવાને માટે મનની અને શરીરની સઘળી સ્થિતિઓ નિયમિત હોવી જોઇએ. જ્યારે આ સ્થિતિઓ નિયમિત હોતી નથી ત્યારે શરીરમાં સ્વાભાવિક રીતે ચાલ્યા કરતી નવીકરણની ક્રિયા યથાર્થ રીતે ચાલતી નથી, અને તેમ થતાં ઘડપણ આવે છે.

શરીરની અને મનની સઘળી સ્થિતિઓ નિયમિત રીતે ચાલે એટલા માટે મનની પ્રત્યેક સ્થિતિને આપણા જીવનના નિયમને અને ઉદ્દેશને અનુકૂળ કરવી જોઇએ, કારણ કે મનની પ્રત્યેક સ્થિતિ, પોતે જે પ્રકારની હોય છે, તે પ્રકારની જ સ્થિતિને શરીરમાં ઉત્પન્ન કરે છે, અને જે સ્થિતિ જીવનના ઉદ્દેશને અનુકૂળ નથી હોતી તેવી પ્રત્યેક સ્થિતિ શરીરમાં પ્રતિકૂળ સ્થિતિને જ ઉત્પન્ન કરે છે.

જ્યારે પ્રતિકૂળ સ્થિતિઓ શરીરમાં પ્રવેશ કરે છે ત્યારે શરીરની સ્વાભાવિક ક્રિયાઓમાં અવ્યવસ્થા થાય છે, અને તેઓનું અયોગ્ય માર્ગે વહન થાય છે, અને તેમ થતાં, જેને ઉત્પન્ન કરવાનો જીવનનો ઉદ્દેશ નથી, તેને કુદરતનાં સામર્થ્યો ઉત્પન્ન કરે છે. આમ થતાં, આ સામર્થ્યોનું કુદરતના ઉદ્દેશને અનુકૂળ વર્તન થવાને બદલે તેથી વિરુદ્ધ વર્તન થાય છે.

યુવાન રહેવું એ સ્વાભાવિક છે; પ્રત્યેક કુદરતી ક્રિયા યૌવનને જ ઉત્પન્ન કરે છે, અને યૌવનને જ સ્થિર રાખ્યા કરે છે: આથી કુદરતની કોઇ પણ ક્રિયાથી પ્રતિકૂળ પ્રત્યેક સ્થિતિ ઘડપણને જ ઉત્પન્ન કરે છે. જેનું વર્તન કુદરતને અનુકૂળ હોતું નથી, તેનું વર્તન કુદરતને પ્રતિકૂળ હોય છે.

કુદરતને અનુકૂળ વર્તન કરે એવી જ માનસિક સ્થિતિઓને ઉત્પન્ન કરવાનો મનને અ-

અભ્યાસ પાડવામાટે પ્રથમ અગત્યનું એ છે કે મનની પ્રતિકૂળ સ્થિતિઓને ટાળવી, અને બીજું એ છે કે તે પ્રતિકૂળ સ્થિતિઓનાં ત્રણ મૂળ કારણોને ટાળવાં.

આ ત્રણ મૂળ કારણો ક્રોધ, ભય અને ચિંતા છે. આ ત્રણ કારણો જ્યારે મુખ્ય ચાર પ્રતિકૂળ સ્થિતિઓસાથે ભળે છે ત્યારે મનમાં પ્રત્યેક પ્રકારની અને ગમે તે પ્રકારની પ્રતિકૂળ સ્થિતિ ઉત્પન્ન થાય છે.

આ ચાર સ્થિતિઓ આ છે: ઉદ્વેગ અથવા ગ્લાનિવાળી સ્થિતિ, ગંભીર સ્થિતિ, ઉપર ઉપરની સ્થિતિ, અર્થાત્ મનની ઉપરની સાદી સપાટીવાળી સ્થિતિ, અને આવેશવાળી સ્થિતિ.

જ્યારે મનની ઉદ્વેગ અથવા ગ્લાનિવાળી સ્થિતિ હોય છે ત્યારે મનની અવસ્થા અને વ્યાપારો સુસ્તીવાળા હોય છે, અને આવી સ્થિતિ શરીરમાં ઘડપણની જડતાને ઉત્પન્ન કરે છે.

આનું કારણ એ છે કે સઘળા સુસ્તીવાળા વ્યાપારો શરીરમાં જીવનબળને ઓછું કરે છે, અને કોઇ પણ પ્રાણિના જીવનમાં રહેલું સામર્થ્ય જ્યારે ન્યૂન થાય છે ત્યારે તે પ્રાણી ચીમળાવા, જડ થવા અને ઘરડુ થવા માંડે છે.

વળી મનની ઉદ્વેગવાળી સ્થિતિ શરીરને ઢગલાજેવું કરી નાંખે છે, અને ઉદ્વેગવાળા વ્યાપારોનો શરીરના અવયવોને જ્યારે સંબંધ થાય છે ત્યારે તેમાં લોહીની ગતિ મંદ પડી જાય છે, અને તેઓ જડ થઇને મળથી પૂરાઇ જાય છે.

નાડીઓને મળથી પુરાતી અટકાવવાથી વૃદ્ધાવસ્થા અટકાવાય છે. જ્યાં સુધી નાડીઓ મળથી પુરાતી નથી ત્યાં સુધી શરીર વૃદ્ધ દેખાતું નથી. આમ છતાં નાડીઓ કુદરતના નિયમથી પુરાતી નથી, પણ કુદરતના નિયમના ભંગથી પુરાય છે. તેથી જ્યારે મનુષ્ય કુદરતના નિયમોનું ઉલ્લંઘન કરતો નથી ત્યારે તેના શરીરમાં નાડીઓ મળથી પૂરાઈ જતી નથી, અને જ્યાં સુધી તે જીવે છે ત્યાં સુધી તે જુવાન રહે છે.

મનની ઉદ્વેગવાળી સ્થિતિ ટાળવાને માટે મનુષ્યે જ્ઞાનના ઉચ્ચ પ્રદેશમાં અખંડ રહેવાનો મનને અભ્યાસ પાડવો જોઇએ, અને આત્માનાં જે સામર્થ્યો તેના વાંછિતાર્થને પૂર્ણ કરી શકે એમ છે, તેમની સાથે તેણે સંબંધવાળા થવું જોઈએ.

ઉદ્વેગવાળી સ્થિતિમાં રહેવું, એ માત્ર એક ટેવ છે, અને મનુષ્યનું સામર્થ્ય અને તેની ઉન્નતિના સંભવો એટલાં બધાં ઓછાં છે કે તેની ઇચ્છાના પ્રમાણમાં તે ઘણું જ ઓછું સિદ્ધ કરી શકે છે, એ પ્રકારના, મનુષ્યોમાં પૂર્વથી ચાલ્યા આવતા નિશ્ચયથી તે ટેવ તેમને પડી ગઇ હોય છે. પરંતુ મનુષ્ય જ્યારે પોતાના સંબંધી સત્યને જાણે છે ત્યારે તેને સમજાય છે કે મારૂં સામર્થ્ય મર્યાદાવાળું નથી, પણ જે કાંઈ સિદ્ધ કરવાની મને ઇચ્છા થાય તે સિદ્ધ કરવાનું મારામાં સામર્થ્ય છે.

જ્યારે આ મહાન્ સત્યને મનુષ્ય પોતાના અનુભવમાં ઉતારે છે ત્યારે વર્તમાનકાળ એકદમ તેની દૃષ્ટિમાં વધારે સારો અને વધારે મહત્વવાળો જણાય છે, અને ભવિષ્યકાળ સૂર્યજેવો તેજસ્વી જણાય છે. ઉદ્વેગ કરવાજેવું તેને કશું જણાતું નથી; ચિંતા કરવાજેવું કશું તેને ભાસતું નથી. ભવિષ્યમાં આવનાર ભય અથવા વિપત્તિની શંકાથી તેનું મન દબાઇ જતું નથી. સઘળાં કાર્યોને ઉત્તમ પ્રકારે કરી શકનાર તેના અંતરમાં રહેલી મહાન્ સત્તાના પ્રકટીકરણથી વિપત્તિનાં અને નિષ્ફળતાનાં કારણો દૂર અને દૂર થતાં જાય છે, અને મનને પોતાના પૂર્ણ મુક્તત્વનો અનુભવ થાય છે.

પોતાનામાં રહેલી મહાન્ સત્તાને જે મનુષ્ય જાણે છે તે મનુષ્ય સમજે છે કે સઘળી વસ્તુઓને લાભ આપે એવા રૂપમાં પલટવાનું મારામાં સામર્થ્ય છે, અને એક દ્વાર બંધ થતાં વધારે મોટા પ્રસંગોને, વધારે મોટી સિદ્ધિઓને, વધારે મોટાં સામર્થ્યોને, અને વધારે મોટાં સુખને આપનારૂં બીજું દ્વાર હું અવશ્ય ઉઘાડી શકું એમ છે.

આથી સ્પષ્ટ થાય છે કે આવો મનુષ્ય મનની ઉદ્વેગવાળી સ્થિતિમાં કદી રહેતો નથી, પરંતુ જે તેજસ્વી શ્રદ્ધાના ઉચ્ચ શિખરઉપરથી સર્વ વસ્તુઓ દિવસના પ્રકાશના જેવી સ્પષ્ટ દેખાય છે, તે શિખરઉપર સર્વદા રહે છે.

મનની ગંભીર સ્થિતિ શરીરનાં રાસાયનિક તત્ત્વોને વિકારી કરે છે, અને આમ થતાં શરીર જર્જર થઇને ક્ષયને પામે છે. રાસાયનિક તત્ત્વોમાં વિકાર થવાથી નાડીઓ મળથી પૂરાઈ જાય છે. અને તેમ થતાં હાડકાં બરડ થઈ જાય છે, અને ત્વચામાં કરચલીઓ પડી જાય છે.

જેઓ ગંભીર થઇને સઘળી બાબતોતરફ શંકા અને ભયની નજરથી જુએ છે, તેઓની ત્વચા કઠિન થઈ જાય છે, અને તેમાં કરચલીઓ પડી જાય છે, તેનું કારણ આ છે. તેઓની ચામડીનું દ્રવ્ય મોટે ભાગે, ચીમળાઇ ગયું હોય છે, અને કઠિન થઇ ગયું હોય છે. આવી સ્થિતિમાં તેઓ વૃદ્ધ અને જર્જર દેખાય, એમાં આશ્ચર્ય નથી.

મનની શંકા તથા ભયવાળી ગંભીર સ્થિતિ ટાળવાને માટે, મનુષ્ય સુખને માટે જ સરજાયો છે, અને જે મનુષ્યનું અંતઃકરણ વર્તમાન કાળમાં મોટામાં મોટા આનંદથી પૂર્ણ છે, તે મનુષ્યનામાં જગતનું કલ્યાણ કરવાનું વર્તમાન કાળમાં મોટામાં મોટું સામર્થ્ય છે, એ નિશ્ચયપૂર્વક રહેવાનો મનને અભ્યાસ પાડો.

અંતરમાંથી આનંદનો ઉછાળો આવી મુખઉપર જે હાસ્ય ઝળકી રહે છે, તેનું સામર્થ્ય કોઇથી જીતાય નહિ એવું હોય છે. ઉદ્વેગ અને શોકના ભારથી ભરેલાં દશ હજાર ઉપદેશાત્મક ભાષણો મનુષ્યજાતિનું જેટલું કલ્યાણ કરે છે, તેના કરતાં આત્માના આનંદના ઉંડા પ્રદેશમાંથી મુખઉપર તરી આવતું એક જ સ્મિત વધારે કલ્યાણ કરે છે.

આ મહાન્ સત્યમાં જે રહસ્ય રહેલું છે, તેને યથાર્થ સમજનાર મનુષ્ય પોતાના મનની વૃત્તિ સંપૂર્ણ રીતે બદલી નાંખશે, અને પુનઃ કદી ગંભીર થઈને સુખના ખુણા સંકોચીને નહિ બેસે.

સપાટીઉપર ભમતું મન જીવનના વધારે ઉંડા પ્રદેશોના સંબંધમાં કદી આવી શકતું નથી, આથી, તે જીવનનાં વધારે મોટાં સામર્થ્યોને બહાર આકર્ષી લાવવાને અસમર્થ રહે છે, અને તેથી જ્યારે તેનો સપાટીઉપરનો મર્યાદાવાળો સામર્થ્યનો જથો પૂર્ણ થઈ રહે છે ત્યારે તેને અશક્તિનું અને પોતાની અયોગ્યતાનું ભાન થાય છે.

જીવનના સામર્થ્યને ન્યૂન કરવું, એ શરીરને દુર્બળ અને ઘરડું કરવા તુલ્ય છે, કારણ કે જીવનનું સામર્થ્ય ન્યૂન થવાથી જીવનના પુરો ચીમળાઇ જવાના, કઠિન થવાના, અને ઘરડા થવાના; અને જ્યારે શરીર વધારે મહાન્ જીવનના અગાધ પ્રદેશોસાથે સંબંધવાળું નથી હોતું ત્યારે તેનું જીવનબળ તરત જ ખુટી જાય છે.

સપાટીઉપર જીવન ગાળવાથી આપણે વધારે મેળવવાને અસમર્થ રહીએ છીએ, અને જે આપણી પાસે હોય છે, તેને આપણે વાપરી નાંખીએ છીએ; અને જ્યારે જુનો મર્યાદાવાળો જથો વપરાઇ જાય છે, અથવા મોટે ભાગે ખુટી જાય છે ત્યારે શરીર પોતાના વ્યાપાર

વધારે વાર કરી શકતું નથી. પરિણામ એ આવે છે કે આપણે દુર્બળ, રોગી અને વૃદ્ધ થઇએ છીએ અને અંતે મરી જઇએ છીએ.

સપાટીઉપર મનને રહેવાની ટેવ ટાળવાને માટે સરળમાં સરળ રીતે એ છે કે બાહ્ય મનને આંતર મનને પ્રેરવાના કાર્યમાં નિત્ય યોજવું. પ્રસંગોપાત્ત ગાળે ગાળે, બાહ્ય મનનો આંતર મનની સાથે સંબંધ કરાવ્યા કરવાથી મનનાં સઘળાં સામર્થ્યોનો વ્યાપાર વધારે ઉંડો અને વિસ્તારવાળો થાય છે, એટલું જ નહિ પરંતુ તેથી આંતર મન પોતાના અગાધ ભંડારમાંથી વધારે અને વધારે પ્રમાણમાં જીવનને બહાર પ્રકટાવ્યા કરે છે.

મનની આવેશવાળી વૃત્તિ આખા શરીરમાં અવ્યવસ્થા, વિરોધ, અને ઉંધા વ્યાપારો પ્રકટાવે છે. આમ થતાં શરીરનાં સામર્થ્યોનો ક્ષય થાય છે, જીવનનું બળ ઘટે છે, અને વૃદ્ધાવસ્થા આવે છે.

મનની આ વૃત્તિ ટાળવાને માટે આખા શરીરને તથા મનને પ્રશાંત સ્થિતિમાં રહેવાનો અભ્યાસ પાડવો જોઇએ, અને પ્રત્યેક વિચારને એવા પ્રકારે કરવો જોઇએ કે તેનામાં સ્વાસ્થ્ય પ્રકટાવવા સ્વાભાવિક વલણ હોય.

જ્યારે આ ચાર પ્રતિકૂળ સ્થિતિઓનો મનમાંથી સમૂળ નાશ કરવામાં આવે છે ત્યારે ઘડપણનાં અનેક સાક્ષાત્ કારણો અદૃશ્ય થઇ જાય છે, અને શરીરનાં યૌવનને પ્રકટાવનાર સામર્થ્યોની સાથે મન એવી તો અવિરોધી સ્થિતિમાં સ્થપાય છે કે યૌવનને સ્થિર રાખવાનો પ્રત્યેક પ્રયત્ન અત્યંત સરળતાથી તથા અવશ્ય ફળને પ્રકટાવે એવી રીતે ચાલે છે.

( અપૂર્ણ )

---

# पूर्ण आरोग्ययुक्त सो वर्षनुं आयुष् भोगववानो उपाय.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૩૩૮ થી )

### પૃથ્વી મનુષ્યની માતા છે.

જ્યાં સુધી મનુષ્યોએ જોડા અથવા વસ્ત્રો પહેરવા માંડ્યાં ન હતાં ત્યાં સુધી જ્યારે જ્યારે તેઓ હરતા ફરતા, અને રાત્રિએ સુઇ રહેતા ત્યારે ત્યારે બંને સમયે તેમને પૃથ્વીનો નિરંતર સાક્ષાત્ સંબંધ રહેતો—તેઓનું શરીર સર્વદા પૃથ્વીને સાક્ષાત્ અડેલું રહેતું.

પૂર્વે પૃથ્વીસાથેના આ સાક્ષાત્ સંબંધમાં કોઇ પણ પ્રકારે કશો પ્રતિબંધ નાંખવામાં આવતો ન હતો.

મનુષ્યનો પૃથ્વીસાથે આવો નિકટનો સંબંધ રહે, એવો કુદરતનો ઉદ્દેશ છે. મનુષ્યે આવો સંબંધ રાખી રહેવો, એ કુદરતનો એક પવિત્ર અને અનુલ્લંઘનીય નિયમ છે, અને તેનું ઉલ્લંઘન કરવાથી તેને સખ્ત શિક્ષા થયાવિના કદી પણ રહેતી નથી.

એક સ્થળે એક પ્રસંગે કેટલાક રોગીઓ નરમ લીલા ઘાસઉપર પહેરણ કે બંડી સરખી પણ પહેર્યાવિના, કેવળ નગ્ન સ્થિતિમાં, ગોદડાં ઓઢીને આખી રાત્રિ સુઇ રહ્યા. રાત્રિએ નિદ્રામાં પૃથ્વીના સંબંધની તેમના શરીરઉપર જે ચમત્કારિક અસર થઇ, તેથી તેઓ ખુશખુશ થઇ ગયા. જો રોગોને મટાડવાને માટે રાત્રે પૃથ્વીઉપર સુવાનો અને ઉંઘવાનો રિવાજ એક વાર પાછો લોકો પાડે તો સઘળા વ્યાધિઓનો અને તેમાં પણ જ્ઞાનતંતુની દુર્બ-

ળતાના સર્વ વ્યાધિઓનો ભય સમૂળ નાશ પામે. પૃથ્વીમાં રહેલા ગુણોની રાત્રે મનુષ્યના શરીરઉપર જે ઉત્તમ પ્રકારની અસર થાય છે, તેને અનુભવ કર્યાવિના આપણે માની શકીએ એવું નથી. રાત્રિએ નિદ્રામાં પૃથ્વીની શરીરઉપર કેટલું બળ આપનારી અસર થાય છે, તથા તેથી શરીર કેવું તાજું થાય છે, તે વાર્તા જેણે તેનો અનુભવ કર્યો હોય છે, તે જ બરાબર સમજી શકે છે.

જમીનને અડીને રાત્રે નિદ્રા લેવાથી આખા શરીરમાં એવી તો જાગ્રતિ આવે છે, અને નવું જીવનબળ ભરાય છે કે તેથી આંતરડાંમાં ભરાયલો સઘળો મળ અને કચરો નીકળી જાય છે, અને કોઈ દિવસ નહિ અનુભવેલા નવા આરોગ્યનું, નવા જીવનનું, અને નવા સામર્થ્યનું શરીરને ભાન થાય છે.

રાત્રિએ, મુખ્યત્વે કરીને નિદ્રામાં શરીર સંપૂર્ણ શાંત પડી રહે છે તેથી કે પછી દિવસના કરતાં રાત્રે પૃથ્વીની અસર શરીરઉપર વધારે પ્રબળ થાય છે; તેથી—ગમે તે કારણથી હોય, પણ એ વાત તો નક્કી જ છે કે દિવસે સૂર્યના તડકામાં પૃથ્વીઉપર વસ્ત્રરહિત સુઇ રહેવાથી, અથવા પ્રકાશમાં શરીરઉપર વાયુને ગ્રહણ કરતા પૃથ્વીઉપર સુઈ રહેવાથી, અથવા જમીનઉપર ઉઘાડે પગે ચાલવાથી રાત્રિના જેવી રોગને ટાળનારી અસાધારણ અસર થતી નથી.

જનાવરો અને તેમાં પણ મુખ્યત્વે કરીને સસલાં અને હરણ જ્યારે તેઓની બોડ તૈયાર કરે છે ત્યારે તેઓ તેમાંથી પાંદડાં, લાકડાના કકડા, વગેરે વસ્તુઓ સંભાળથી કાઢી નાંખે છે. પૃથ્વીની સાથે વધારે સાક્ષાત્ સંબંધમાં અવાય, અને તેથી પૃથ્વીનાં સામર્થ્યોની તેમનાં શરીરઉપર વધારેમાં વધારે બળવાન્ અસર થાય, એટલા માટે તેઓ બુદ્ધિપૂર્વક આમ કરે છે. જનાવરો પથારી કરવાને માટે ઘાસ, પાંદડાં, લાકડાં અને એવા જ બીજા પદાર્થો પ્રયત્નપૂર્વક એકઠા કરતા નથી—ઈંડા સેવવાને ગરમ માળો કરવાને માટે પક્ષિઓ જ તેમ કરે છે. એ એક લક્ષમાં લેવાજેવી વાત છે કે જંગલનાં જનાવરો, તેઓની સુવાની જગાએ કેવળ ઉઘાડી જમીન દેખાય એટલા માટે ત્યાંથી સઘળાં લાકડાં, પાંદડાં, અને ખરફસરખો પણ હમેશાં કાઢી નાંખે છે. કોઈ કોઈ વાર તેઓ ખુલ્લી જમીનઉપર આળોટે પણ છે.

શિયાળ અને ચાકુડી પોતાની બોડમાં ઘણી વસ્તુઓને ઘસડી લઇ જાય છે, પણ તેઓ પોતાની સુવાની જગાને કેવળ ખાલી રાખે છે. તે હમેશાં ખુલ્લી જમીન જ હોય છે. જંગલી ભુંડો, પાંદડાંના અને ભાજીપાલાના ઢગલામાં ઘુસી જાય છે ખરાં, પણ તેઓ પોતાની તળે કોઇપણ વસ્તુને સહન કરી શકતાં નથી, અને ખુલ્લી જમીનઉપર સુઇ રહે છે; ઘણું કરીને તેઓ જમીનમાં થોડું ખોદીને પછી તે ખાડામાં સુઇ રહે છે.

એક વખતે એક પાળેલું ભુંડ માંદું પડ્યું. તેના ધણીએ તેને તેના પાંજરામાંથીબહાર કાઢ્યું, અને તેને તેની મરજીપ્રમાણે વર્તવા દીધું. તે શાકની વાડીમાં ગયું, અને એક કોબીજના ક્યારામાં ખાડો ખોદીને તેમાં શાંતિથી સુઇ રહ્યું. થોડા દિવસ પછી તે પાછું આવ્યું, અને તેનો રોગ સંપૂર્ણ મટી ગયો હતો. મંદવાડમાં તે જનાવરે ખાવાનું બિલકુલ છોડી દીધું હતું. આ પ્રમાણે જો કે જનાવરો રોગની વખતે અને ચાલતી વખતે નિરંતર પૃથ્વીના સાક્ષાત્ સંબંધવાળાં હોય છે તોપણ જ્યારે તેઓ નિદ્રા લે છે ત્યારે અને જ્યારે તેઓ માંદાં પડે છે ત્યારે ખાસ કરીને ખુલ્લી પૃથ્વીના સાક્ષાત્ સંબંધમાં આવવાનો પ્રયત્ન કરે છે.

આ લેખના મુખ્ય વિચારો ખરા છે, અને તે અચલ છે, એ જ વાચકના અંતઃકરણમાં દઢાવવાનો લેખકનો આશય છે.

આરોગ્યપ્રાપ્તિનો બીજો કોઇ માર્ગ નથી. શારીરિક, માનસિક અને નૈતિક નિયમોનું ઉલ્લંઘન કરનાર, માંદા અને દુઃખથી પીડાતા મનુષ્યો આરોગ્યને માટે ભલે આખી પૃથ્વી શોધી વળે; તેમને આ લેખમાં વર્ણેલા સૂત્રઉપર જાણતાં કે અજાણતાં પણ આવવું જ પડવાનું, અને તે એ કે:—

જે સત્તાએ મનુષ્યના શરીરને રચ્યું છે, તે સત્તામાં જ તેને નીરોગ કરવાનું સામર્થ્ય છે.

ડૉ. રોબર્ટ વૉલ્ટર કહે છે કે:

" યકૃત, ફેફસાં, હૃદય, અથવા ગુર્દ વગેરે અવયવો કેમ બનાવવા તે હું જાણતો નથી, તે જ પ્રમાણે તેમને કેમ સુધારવા તે પણ હું જાણતો નથી; પણ હું એટલું જાણું છું કે આ અવયવોને બનાવનાર એક બુદ્ધિવાળું સામર્થ્ય છે, અને તેથી તેમને કેમ બનાવવા તે તે સામર્થ્ય જાણે છે. આ અવયવોને સુધારવાનો મને અને તમને જેટલો સ્વાર્થ રહેલો છે, તેના કરતાં તે સામર્થ્યને વધારે રહેલો છે, અને રોગીએ પોતાનો રોગ મટાડવાને જે કરવાની જરૂર છે, તે એટલું જ છે કે આ સામર્થ્યનો સંચય કરવો, તેને નિયમિત રીતે કામ કરવાની અનુકૂળતા રચી આપવી, અને પોતે તેના માર્ગમાંથી ડખળ કરતા વેગળા ખસી જવું. વગર બોલાવ્યે આપણા કામમાં માથું મારનાર મનુષ્યો જેટલો ત્રાસ આપે છે તેટલો જ ત્રાસ વગર જરૂરનાં ઔષધો આપે છે. "

મંદવાડ જીવનબળનો સંચય ઓછો થઇ જવાથી આવે છે. હૃદય, ફેફસાં, યકૃત, જઠર રોગી છે, તેનું કારણ એ છે કે જીવનબળનો સંચય ઓછો થઇ ગયો છે.

હૃદયના વ્યાધિનો, જઠરના વ્યાધિનો, યકૃતના વ્યાધિનો વગેરે વિવિધ અવયવોના વ્યાધિનો ઉપચાર કરવામાટે બુદ્ધિમાન્ વૈદ્યે તે તે અવયવોનો ઉપાય કરવાનો નથી, પણ **રોગીનો** ઉપાય કરવાનો છે. કેવી રીતે? તેને માત્ર અંદરથી તથા બહારથી બંને રીતે વિશ્રાંતિ આપવી. રોગી જેમ પોતે પોતાનો વ્યાધિ મટાડી શકતો નથી, તેમ વૈદ્ય પણ રોગીનો વ્યાધિ મટાડી શકતો નથી. તેઓ જે કરી શકે એવું છે તે એક જ છે, અને તે એ કે રોગીની વિશ્રાંતિને જેમ બને તેમ પૂર્ણતાવાળી કરવી.

ડૉ. વૉલ્ટર કહે છે કે:

" અત્યાચારો અર્થાત્ ખરાબ ટેવો કંઇ જાતે વ્યાધિને ઉત્પન્ન કરતી નથી; શરીરમાં જીવનબળનો વ્યાપાર વધી જવાથી જે બળનો ક્ષય થાય છે, તે ક્ષય જ વ્યાધિને ઉત્પન્ન કરે છે. જીવનનિર્વાહક વ્યાપાર સરળપણે અને સારી રીતે ચાલ્યા કરે, એટલું બળ શરીરમાં જ્યાં સુધી રહ્યા કરે છે ત્યાં સુધી મનુષ્ય ગમે તેવા દુરાચારો ભલે સ્વચ્છંદપણે સેવે, તોપણ તેને કશો વ્યાધિ થતો નથી, પણ ઉલટું દેખીતી રીતે તેથી તેનું બળ વધેલું તેને જણાય છે. પણ પછીથી પ્રત્યાઘાતસમયે રોગ થાય છે, કારણ કે તે સમયે બળ ઘટી ગયેલું હોય છે. અત્યાચારસમયે જે અધિક બળનું ભાન થાય છે, તે શરીરમાં બળ વધે છે, તેથી નથી થતું પણ ક્ષય થવા માટે ઘણા વેગથી બળ શરીરમાંથી બહાર નીકળે છે, તેથી થાય છે. ઉત્તેજક પદાર્થો અને પૌષ્ટિક દવાઓ આરંભમાં જે ગુણ જણાવે છે, તેનું ખરું કારણ આ છે. તેઓ શરીરમાંથી બળને અને સ્ફુર્તિને બળાત્કારથી બહાર કાઢે છે. એ બળ કંઈ દવા આપતી

નથી, પણ રોગીના શરીરમાંથી જ દવાએ બહાર કાઢવું હોય છે. આથી પ્રત્યાઘાતસમયે પૂર્વે જેટલું બળ જણાયું હોય છે, તેટલી જ પાછળથી દુર્બળતા જણાય છે."

રોગનો વહેલા અથવા મોડા મટવાનો આધાર જે પ્રમાણમાં મનુષ્ય પોતાના શરીરમાં પાછો જીવનબળનો જથો ભરે છે, તેઉપર રહેલો છે. કેટલાક મનુષ્યના શરીરમાં બીજા મનુષ્યના કરતાં બહુ સત્વર બળ પાછું ભરાય છે, પણ સર્વ મનુષ્યોએ એક સરખી રીતે જાણવું જોઇએ કે બળ—સામર્થ્ય—આરોગ્ય મેળવવાનો, પૂર્ણ વિશ્રાંતિ એ એક જ માર્ગ છે. આ નિયમ, શરીરની બેઠાબેઠી કરનારા તથા આખો દિવસ મગજની મહેનત કરનારા મનુષ્યોને જેમ લાગુ પડે છે, તેમ આખો દિવસ શરીરની મહેનત કરી પરસેવો ઉતારીને પોતાનો નિર્વાહ ચલાવનારા મનુષ્યોને પણ લાગુ પડે છે. જ્યારે કામ કરવાનો સમય આવે છે ત્યારે અંદરનું સામર્થ્ય જ મનુષ્યને કામ કરવાનું કહે છે; પરંતુ બળનો કોશ ( ભંડાર ) પૂરેપૂરો ભરાયાવિના, દ્રવ્યના સંચયવિનાના દેવાદાર મનુષ્યે જેમ ઉડાઉપણે ખર્ચ કરવું, એ બેવકુફીભરેલું છે, તેમ નજરમાં આવે તેમ ખાવુંપીવું અને સ્વચ્છંદાચરણ કરવું એ બેવકુફીભરેલું છે.

શરીરમાં વધારે બળનો સંચય હોય છે તો આપણે વધારે સારું કામ કરી શકીએ છીએ; ઓછું બળ હોય છે તો આપણે ઓછું કામ કરી શકીએ છીએ. પ્રત્યેક રોગમાં કામ ઓછું કરી નાંખીને બળનો સંચય વધારે થાય તેમ હરેક ઉપાયથી કરવું જોઇએ. બળ ઓછું થાય એવું કંઇ પણ ન કરવું જોઇએ, કારણ કે બળ ઓછું કરનાર ક્રિયા, પછી તે ગમે તે હોય તો પણ કામનો વધારો કરવા તુલ્ય જ છે.

જે પ્રમાણમાં રોગી પોતાનું જીવનબળ વધવાના ઉપાયો કરે છે, તે પ્રમાણમાં તેનું આરોગ્ય તથા બળ વધે છે. સહજ માંદા મનુષ્યના કરતાં ભારે મંદવાડવાળા મનુષ્યને વધારે વિશ્રાંતિની અને વધારે અક્રિય અવસ્થામાં પડી રહેવાની જરૂર છે. ભારે મંદવાડવાળા મનુષ્યોએ ઘણાં વર્ષો લગી સ્વચ્છંદાચરણવડે પોતાના બળનો ક્ષય કરી નાંખ્યો હોય છે, અને તેથી તેમના શરીરમાં ખરું જોતાં બળનો સંચય નહિજેવો જ હોય છે.

આરોગ્યને પ્રાપ્ત કરવા ઇચ્છનારે શરીરના પ્રત્યેક અવયવને વિશ્રાંતિ આપવી જોઇએ. શાસ્ત્રીય વિશ્રાંતિમાં શરીરની તથા મનની વિશ્રાંતિનો, સ્નાયુઓની તથા જ્ઞાનતંતુઓની વિશ્રાંતિનો સમાવેશ થાય છે; અર્થાત્ આવી વિશ્રાંતિ લેનારે શરીરના પ્રત્યેક અંતર તથા બાહ્ય અવયવનો વ્યાપાર ઘટાડી નાંખવો જોઇએ.

આ વ્યાપાર ત્રણ રીતે ઘટાડી શકાય છે.

પ્રથમ—પથારીમાં લાંબા થઇને સુઇ રહેવું, અને જો બને તો ઉંઘવું.

બીજું—પૈસાની, ઘરની, કુટુંબની, ન્યાતજાતની, સમાજની, દેશની, અને ધર્મની સઘળી ચિંતાઓથી મનવડે, શરીરવડે અને આત્માવડે મુક્ત થવું.

ત્રીજું—કાંઇ પણ ખાવું નહિ.

જીનરની વિશ્રાંતિના સંબંધમાં ડૉ. વોલ્ટર આપ્રમાણે લખે છે:

"જીનરની વિશ્રાંતિથી અર્થાત્ બિલકુલ ન ખાવાથી જઠરને વિશ્રાંતિ મળે છે, એટલું જ નહિ, પરંતુ યકૃતને, કૈંકસાને, અંત્રજાલને ( નાનામોટા નળને ), ગુર્દાને, અને મુખ્યત્વે કરીને હૃદયને પણ વિશ્રાંતિ મળે છે. હૃદયનું મુખ્ય કામ આખા શરીરમાં લોહીને ફેરવવાનું

છે. તેનાં કામનું પ્રમાણ કેટલેક અંશે લોહીના જથ્થાઉપર હોય છે, પરંતુ જે અવયવોમાં થઇને લોહી વહે છે, તે અવયવોની તેને શુદ્ધ કરવાની શક્તિઉપર વિશેષે કરીને હોય છે. યકૃત, અથવા ફેફસાં અથવા ગુર્દામાં થઇને જો તે સરળપણે વહેતું નથી, તો હૃદયની મહેનત ઘણી જ વધી પડે છે; અને આ અવયવોમાં થઇને તેનો સહેલાઇથી વહેવાનો આધાર હૃદયના સામર્થ્યઉપર અને તે અવયવોના સામર્થ્યઉપર હોય છે. તે અવયવોને વિશ્રાંતિ આપવાથી જ તેઓ બળવાન્ થઇ શકે છે; તેઓને વિશ્રાંતિ આપવાથી હૃદયને પણ વિશ્રાંતિ મળે છે; પરંતુ જ્યાં સુધી જઠર તેમને નવા પદાર્થો રૂપાંતર કરવાને માટે, શુદ્ધ કરવાને માટે, અને શરીરમાં ફેરવવાને માટે નિરંતર બળાત્કારથી આપ્યા કરે છે ત્યાં સુધી તેઓમાંનો કોઇ પણ અવયવ અથવા તેઓ સર્વ ઘટિત વિશ્રાંતિ લઇ શકતા નથી; જઠરને કામ મળ્યું, એટલે બીજા બધા અવયવોને કામ મળે છે, અને જઠરને વિશ્રાંતિ મળી એટલે બીજા સર્વ અવયવોને વિશ્રાંતિ મળે છે.

"આ ઉપાયના સામો જે બળવાન્ રદીઓ આપવામાં આવે છે તે એ છે કે જઠરને કશું ખાવાનું ન આપવાથી રોગી નબળો થઇ જવાનો. અવશ્ય, નબળો થઇ જવાનો, પરંતુ ઉંઘમાં તે નબળો થઇ જાય છે, તેથી વધારે નબળો નહિ. ઉંઘતો મનુષ્ય એટલો બધો નિર્બળ અને પરવશ હોય છે કે આગમાં તે બળી જાય છે તોપણ જ્યાં સુતો હોય છે ત્યાંથી ઉઠી શકતો નથી. પરંતુ કોણ નથી જાણતું કે રાત્રે જે ઉંઘ તેને દુર્બળ કરે છે, તે જ ઉંઘ બીજે દિવસે સવારે તેને બળથી ભરેલો ઉઠાડે છે. જેને આપણે દુર્બળતા કહીએ છીએ તે સ્થિતિ વસ્તુતઃ શું છે, તેનો આપણે વિચાર કરીએ. શું તે સ્નાયુઓની અને જ્ઞાનતંતુઓની તંગ સ્થિતિની શિથિલતા નથી? અને સ્નાયુઓને અને જ્ઞાનતંતુઓને ક્રિયામાં જોડીએ છીએ ત્યારે તેમાં પાછું બળ નથી આવતું શું.? એ વાર્તા અક્ષરશઃ સત્ય છે કે જ્યારે આપણે દુર્બળ હોઇએ છીએ ત્યારે આપણે બળવાન્ થતા જઇએ છીએ, પછી તે દુર્બળતા નિદ્રાને લીધે આવી હોય કે વિશ્રાંતિને લીધે આવી હોય, શરીરના કે મનના વ્યાપારો અટકાવવાથી આવી હોય કે તેમનો વ્યાપાર વધારનારી ગમે તે કોઇ ક્રિયાથી આવી હોય. વળી તે વાત પણ તેટલી જ સાચી છે કે કોઇ પણ અવયવની ક્રિયા અને સ્ફુર્તિથી આપણે આપણા બળનો ક્ષય કરીએ છીએ અને તેને ખુટાડીએ છીએ, પછી તે સ્ફુર્તિ ઉત્તેજક, દીપક અથવા પૌષ્ટિક દવાથી વધારી હોય કે પછી દારૂ વગેરે માદકપદાર્થોથી, ઓસડીયાંથી, વિવિધ પ્રકારનાં સ્નાનથી, વિજળીથી કે ખોરાકથી પણ ભલે વધારી હોય. આમાંનાં, શરીરને સ્વચ્છ રાખનાર સ્નાન, તથા પોષણને આપનાર આહાર વગેરે કેટલાંક ઉત્તમ આરોગ્યમાં ઉપયોગનાં છે, તથાપિ તેઓ જીવનનો નિર્વાહ કરનારાં છે, અને આરોગ્યની વૃદ્ધિ કરનારાં છે, એવા ભૂલભરેલા વિચારથી, શરીરમાં બળ વધારવાના અથવા સ્ફુર્તિને વધારવાના જ કેવળ ઉદ્દેશથી તેમનો ઉપયોગ કરવો, એ વિજ્ઞાનથી તથા સામન્ય બુદ્ધિથી, અનુભવથી અને યથાર્થ તર્કથી કેવળ વિરુદ્ધ છે."

## સાર.

આરોગ્યને પ્રાપ્ત કરવાને માટે તમે બીજું કંઇ જ કરી શકો એમ નથી; એક જ વસ્તુ તમારાથી થઇ શકે એવી છે, અને તે જ તમારે કરવી જોઇએ, અને તે એ કે:

**અંતર અને બાહ્ય વિશ્રાંતિ લેવી, અને આરોગ્ય તથા બળથી શરીર ભરાવાની ધૈર્યથી વાટ જોયા કરવી.**

આ વિશ્રાંતિને જેમ બને તેમ પૂર્ણતાવાળી કરવાને માટે ખેતરોમાં, વાડીઓમાં, બાગમાં, પુષ્પોના સમીપમાં જાઓ, અને માટીમાં પૃથ્વીમાતાના ખોળામાં નિશ્ચિંતપણે ઉંઘ્યા કરો. મેદાનોમાં ન જવાય તો ઘરમાં ખુલ્લી બારીઆગળ પથારી કરી શાંતિથી પડ્યા રહો.

( અપૂર્ણ. )

---

# सामर्थ्यवाळुं जीवन.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૨૫૦ થી. )

## (૩)

## સામર્થ્યનો માર્ગ.

વૈશાખ માસના અંકમાં, આ વિષયના અંતમાં જે નિશ્ચય સ્થાપ્યો છે, તે નિશ્ચયનો, સામર્થ્યવાળું જીવન ભોગવનારા સર્વ પુરુષોએ સ્વીકાર કર્યો છે, એવું કહેવાનો લેખકનો ઉદ્દેશ છે, એવું કોઇએ સમજવાનું નથી. તેમાંના ઘણા ખરા પુરુષોએ તો તે નિશ્ચયનું આ પ્રકારનું સ્વરૂપ કદી સાંભળ્યું પણ નહિ હોય. તોપણ એટલું તો ખરું જ છે કે એ નિશ્ચયનો જ્યાં સુધી તમે સ્વીકાર નહિ કરો, તથા તેમાં શું કહ્યું છે, તેને થોડે અંશે પણ બુદ્ધિમાં નહિ ઉતારો ત્યાં સુધી જ્ઞાનપૂર્વક, ઉદ્દેશપૂર્વક, અને બુદ્ધિપૂર્વક તમે સામર્થ્યવાળું જીવન ભોગવી શકવાના નહિ. આ નિશ્ચયને બુદ્ધિમાં ઉતારવાને માટે તમારે વિચાર કરવો પડશે; અને મનુષ્યોના મોટા ભાગનાં મન જેમ હાલ એટલાં બધાં આળસુ બની ગયાં છે, કે તેમને વિચાર કરતાં કીડીઓ ચડે છે, તેમ વિચાર કરવાનો જો તમને ત્રાસ હોય તો તમારે સામર્થ્યવાળું જીવન ભોગવવાના માર્ગમાં આગળ ન ચાલતાં અ ટલેથી જ અટકવું, એ જ વધારે સારૂં છે. સંકલનાપૂર્વક દીર્ઘકાલ વિચાર કરવા જેવી ભારે મહેનત બીજા કોઇ કામમાં પડતી નથી—એ બીના ઘઉં દળવાથી પણ વધારે કઠિન કામ છે—અને સામાન્ય મનુષ્યો કાં સ્ત્રી કે કાં પુરુષ, વિચાર કરવાના કામથી જેવો ત્રાસ પામે છે, તેવો બીજા કોઇ કામથી પામતાં નથી. મને ઘણા મનુષ્યો, અમારી બુદ્ધિ અસાધારણ તેજસ્વી શી રીતે થાય, એવો પ્રશ્ન કરે છે, પરંતુ જ્યારે તેમને સદુપદેશશ્રેણીમાંથી ' પ્રતિભા અથવા અલૌકિક બુદ્ધિ પ્રકટાવવાનાં સાધનો ' એ નામનો વિષય વાંચવાનું કહેવામાં આવે છે ત્યારે તેઓ કહે છે કે હા, એ વિષય શ્રેણીમાં આવે છે ખરો, પણ અમે તે વિષય પૂરો વાંચ્યો નથી. નહિ વાંચવાનું કારણ એટલું કે તે વિષય વાંચવામાં મગજને જોડીને વિચારનો ઉપયોગ કરવો પડે છે, અને સખ્ત મજુરીની કેદકરતાં પણ આ કામ તેમને ભારે લાગે છે. જેમાં મગજને જરા પણ મહેનત નં પડે એવું, વાર્તાના જેવું રસિક, અને પાનાંનાં પાનાં એક સપાટે વંચાઇ જાય. એવું વાંચવું તેમને ઘણું ગમે છે. તેઓ ' સાંજવર્તમાન ' ને કે ' ગુજરાતી ' ને આ છેડાથી પેલા છેડાસુધી, વગર કંટાળે, બે કે ત્રણ કલાકસુધી બેઠા બેઠા વાંચી જાય છે, પણ જેમાં વિચાર કરવો પડે, એવા વિષયનું એક પાનું વાંચતાં તેમનું મગજ થાકી જાય છે, અને તેઓ પુસ્તકને ગપ કરી, માનસિક શ્રમવિનાના બીજા કામમાં જોડાય છે. તેઓને તેજસ્વી બુદ્ધિ કરવી હોય છે, પણ વાર્તાની ચોપડીઓને અને વર્તમાન પત્રોને વાંચીને.

પુષ્કળ મનુષ્યો પોતનાં જીવન આપ્રમાણે ગાળે છે. વિચાર કરવાના કામથી તેઓ સેંકડો ગાઉ દૂર નાસે છે. આખો દિવસ ગામના આડાઅવળા તડાકા મારતાં તેમના મગજને પરિશ્રમ જણાતો નથી, પણ પા કલાક વિચાર કરતાં તો તેમને આકાશપાતાળ એક થઇ જાય છે. કેટલાંક અઠવાડીયાંઉપર મારા એક મિત્ર મારી પાસે એક પુસ્તકનો અભ્યાસ કરવાને આવ્યા. એ પુસ્તક ઉતાવળે વાંચી જવાય તેવું ન હતું, પણ તેમાં પ્રત્યેક વાક્યઉપર બહુ વિચાર કરવો પડે એમ હતું. મારા મિત્ર પુસ્તકનું આખું પ્રકરણ અર્ધા કલાકમાં વાંચી ગયા, અને તેમને વગરશ્રમે સમજાયલી એકાદ વાત સ્મરણમાં રાખીને મને કહેવા લાગ્યા કે કહો હવે આ પ્રકરણમાં આ વિના બીજું કંઇ જાણવાજેવું છે? મેં તેમને કહ્યું, આવાં પુસ્તકો અભ્યાસ કરવાની આ રીત નથી. આ રીતે અભ્યાસ કરવાથી ઘણી અગત્યની બાબતો દૃષ્ટિબહારથી નીકળી જવાની. ઉત્તમ માર્ગ એ છે કે એક પ્રકરણ લો, અને તેમાંથી પ્રથમ પાંચ લીટી વાંચો અને તેમાંથી તમે જે સમજ્યા હો તેને એક કોરા કાગળની ચોપડી બાંધી તેમાં તમારા પોતાના શબ્દમાં લખી કાઢો. આમ ધીરે ધીરે વાંચી આખું પ્રકરણ પૂર્ણ કરો. આમ તેમણે કરવા માંડયું, પણ તેમ કરવામાં મગજને વાપરવાનો પ્રસંગ આવ્યો. જે વાત પ્રથમ સમજાયલી લાગતી હતી, તે પોતાની ભાષામાં લખવા માંડતાં, સમજાયલી નથી, એમ જણાયું, અને તેથી તે ઉપર વધારે વિચાર કરવાની જરૂર પડી. આ કામ વિચાર કરવાનો કદી અભ્યાસ નહિ પાડનાર એ મિત્રને સમુદ્ર ઓળંગવાજેટલું કઠિન થઇ પડ્યું; અને પરિણામે કોઈ બહાનું કાઢી મારી પાસે અભ્યાસ કરવામાટે આવવાનું તેમણે બંધ કર્યું.

વિચાર કર્યા વિના મનુષ્ય કદી પણ આગળ વધતો નથી. અહિંની અને તહિંની સેંકડો વાતોથી મનને ભરી કાઢવું, અને પછી જેમ સિનેમેટોગ્રાફમાં એક પછી એક ચિત્રોને બતાવવામાં આવે છે, તેમ તે સંઘરેલી વાતોને એકલા બેઠા બેઠા જોયા કરવી, અથવા જેના તેના આગળ કહી બતાવવી, એ કંઇ વિચાર નથી; અથી કંઈ મગજ કેળવાતું નથી. મગજપ્રતિ બેદરકારી ધરાવનારા આવા મનુષ્યો પોતાનો નવરાશનો વખત કાં તો મિત્રોની સાથે આખી દુનિયાનાં ગપ્પાં હાંકવામાં, અથવા ગંજીફો કે બાજી રમવામાં કે ચાહાકોફી પીવામાં ગાળે છે. આવી પ્રવૃત્તિથી ક્રમે ક્રમે વિચાર કરવાનું કામ તેમને કઠિન થતું જાય છે, અને તેનો પરિણામ એ આવે છે કે તેઓ જ્યાં હોય છે ત્યાંના ત્યાં જ પડ્યા રહે છે. તેઓ એક તસુ આગળ વધતા નથી કે એક તસુ પાછા હઠતા નથી, પણ ગોળ કુંડાળામાં ફર્યાં કરે છે, અર્થાત્ વર્ષો વીતતાં જાય છે, અને ઉમર વધતી જાય છે તોપણ જેવા પ્રથમ હોય છે, તેવા ને તેવા જ રહે છે, અને જ્યાંથી નીકળ્યા હોય છે, તેની તે જ જગાએ સર્વદા પાછા આવે છે. મગજને નહિ વાપરવાથી, વિચારને નહિ કરવાથી, તેઓને આ પ્રકારની શિક્ષા સહન કરવી પડે છે. મનુષ્યને આ સંસારના બંધનથી મુક્ત કરનાર વિચારના જેવું બીજું કંઇ જ નથી. જો તમારે સામર્થ્યવાળું જીવન ભોગવવું હોય તો તમારે વિચાર કરતાં ત્રાસને ન પામવું જોઇએ.

તમારે પરમાત્મા સાથે યથાર્થ સંબંધવાળા થવું જોઇએ; પરમાત્મા શું કરે છે, તે સમજતાં તથા જે અદિલન સૃષ્ટિમાં હાલ પ્રકંપ ઉપજાવી રહ્યું છે, તેની સાથે એકતાને પામતાં તમારે શિખવું જોઇએ. પરમાત્માવિના બીજું કંઇ જ નથી; પરમાત્માવિના બીજું કંઇ જ હલનચલન કરતું નથી; પરમાત્માવિના બીજા કશામાં લેશ પણ સત્તા નથી; અ-

થવા પરમાત્માવિના બીજું કંઇ, કોઇ પણ પ્રકારે કંઇ પણ કરતું નથી; પરમાત્માવિના બીજા કશાને જ્ઞાન અથવા ભાન હોતું નથી; જે છે તે સર્વ પરમાત્મા જ છે, અને પરમાત્મા એક જ છે. અસંખ્ય નાના આત્માઉપર અધિપતિપણું ભોગવનાર એક મોટા આત્મા અથવા પરમાત્માજેવું કંઇ જ નથી. ચૈતન્ય, સામર્થ્ય અને જ્ઞાનવાળા જો નાના આત્મા હોય તો પરમાત્મા સર્વશક્ત કે સર્વજ્ઞ બેમાંથી એકે નથી, અને સમગ્ર જગત્ અવિરોધવાળું નથી, પણ જૂદાં જૂદાં સામર્થ્યોને અને જ્ઞાનને રમવાના અથવા યુદ્ધ કરવાના અખાડારૂપ અથવા સમરાંગણરૂપ છે. જેમ વૃક્ષનાં પાંદડાંમાં જૂદાં જૂદાં જીવનો નથી, પણ એક જ જીવન સર્વ પાંદડાંને જીવન આપી રહ્યું હોય છે, તે જ પ્રમાણે મનુષ્યો જૂદા જૂદા, અને પૃથક્ પૃથક્ બુદ્ધિવાળા આત્મા નથી, પરંતુ એક જ પરમાત્મા સર્વ મનુષ્યોને જીવન આપી રહ્યા છે; પરમાત્મા જ પ્રાણિમાત્રમાં વિવિધ આકૃતિદ્વારા પોતાનો બુદ્ધિપૂર્વક આવિષ્કાર કરી રહ્યા છે. મનુષ્ય એક જીવ અથવા એક આત્મા નથી; તે પરમાત્મા છે; તેનામાં પરમાત્મા પ્રકાશે છે.

તમે પરમાત્મા છો, એ નિશ્ચયને સામાન્ય મનુષ્યને ગળે ઉતારવાજેવું કઠિનમાં કઠિન કામ બીજું એકે નથી. અસંખ્ય જન્મોથી મનુષ્યોને પોતાને પરમાત્માથી જૂદા અને અત્યંત હલકા માનવાનો અભ્યાસ બંધાઇ ગયો છે, અને તેથી આ વાસ્તવિક નિશ્ચયનો સ્વીકાર કરતાં તેઓને ભય થાય છે. વિચાર કરવાની તેમને ટેવ ન હોવાથી શાથી પરમાત્માથી અમારો અભેદ છે, તે તેમને સમજાતું નથી, અને તેથી જેમાં વિચારની જરૂર પડતી નથી એવો જે પોતાનો જીવપણાનો નિશ્ચય, તેમાં તેઓ આગળ વધવા ન છતાં અને દુઃખને ભોગવવા છતાં પણ વધ્યા જાય છે. પણ જો બધું જ પરમાત્મા છે અથવા આ સર્વ પરમાત્મામાંથી ઉત્પન્ન થયું છે તો પછી મનુષ્ય પરમાત્માથી જૂદો શા રીતે હોઇ શકે, એ સત્યને તેમણે અનેક યુક્તિ પ્રયુક્તિથી વિચારવું જોઇએ, અને બુદ્ધિમાં જ્યાંસુધી તે નિર્ભ્રાંતપણે આરૂઢ ન થાય ત્યાં સુધી તેનું મનન ન ત્યજવું જોઇએ.

મનુષ્ય એ ચૈતન્ય અથવા પરમાત્મા છે. તે જીવ છે, અથવા મર્યાદાવાળો અભિમાની છે, એવું કંઇ જ નથી. જીવાત્માજેવું કંઇ છે જ નહિ; માત્ર આત્મા અથવા પરમાત્મા જ છે. જે કંઇ જાણ છે, તે સર્વ ચૈતન્ય જાણે છે, અને પ્રત્યેક શારીરિક અથવા માનસિક કાર્યને તે જ કરે છે. મનુષ્યને મનજેવું કંઇ જ નથી. તે પોતે અર્થાત્ ચૈતન્ય એ જ મન છે. મનુષ્ય પૃથક્ જીવરૂપ નથી અને પૃથક્ જીવરૂપે તે વિચાર કરતો નથી; આત્મા જ વિચાર કરે છે. મનુષ્ય વિચાર કરે છે, એવું જો આપણે કહીએ છીએ તો આપણે આત્માથી ભિન્ન કંઇક છે, અને તે વિચાર કરે છે, એવું સ્વીકારીએ છીએ, અને આપણો આવો સ્વીકાર આપણા સિદ્ધાંતરૂપ મહાલયને પાયામાંથી ગબડાવી નાંખે છે. જો મનુષ્યનામાં પોતાનામાં જીવન છે, પોતાનામાં સામર્થ્ય છે, અને પોતે વિચાર કરે છે તો પછી ઈશ્વરની સાથે તેને કશો જ સંબંધ રહેતો નથી; ત્યને મનુષ્યને પોતાને પોતે ભિન્ન વ્યક્તિ હોય એવું જણાય છે તેથી જ ઘણા મનુષ્યો પરમેશ્વરનું નામનિશાન પણ લેતા નથી. પરંતુ ઝાંઝવાનું જળ, અથવા મેઘધનુષ્યના રંગો એ જેમ દેખવા માત્ર હોય છે, તેમ દષ્ટિદોષવડે મનુષ્યને પોતાના સંબંધનું જે ભાન થાય છે, તે ખરૂં હોતું નથી; મનુષ્યને પોતાને પોતાના જીવપણાનું જે ભાન થાય છે, તે ઝાંઝવાના જળજેવું દેખવા માત્ર જ છે. તે સાચું નથી; તે સત્યનું પ્રતિબિંબ

છે, અને સત્ય આત્મા અથવા ચૈતન્ય છે. મનુષ્યની ઇંદ્રિયો તેને પોતે કોઇ આકારવાળો પરિચ્છિન્ન પદાર્થ છે, તથા બીજા આકારવાળા પરિચ્છિન્ન પદાર્થોથી પોતે વીંટળાયલો છે, એવું ભાન કરાવે છે; અને પદાર્થો પોતાના જેવી પૃથક્ વ્યક્તિઓ છે, એમ તે માને છે; પણ એક જ સત્ય વસ્તુ છે, અને તે આત્મા અથવા પરમાત્મા છે.

અવ્યક્ત ( એક વ્યક્તિમાં પ્રકટ નહિ થયેલું ) જ્ઞાન અમર્યાદ હોય છે; જેનો કશો આકાર નથી હોતો તેની કોઇ મર્યાદા હોઇ શકતી નથી, કારણ કે જ્યાં આકાર હોય છે, ત્યાં જ મર્યાદા અથવા સીમા હોય છે. વ્યક્તિરહિત ચૈતન્યનું જ્ઞાન અમર્યાદ હોય છે, પરંતુ કોઇ પણ વ્યક્તિમાં પ્રતીત થતા ચૈતન્યનું જ્ઞાન તે વ્યક્તિની ઇંદ્રિયોદ્વારા સમજવાની શક્તિઓને લીધે મર્યાદાવાળું હોય છે. મનુષ્યનું જ્ઞાન તેની ઇંદ્રિયોદ્વારા સમજવાની શક્તિઓની મર્યાદાને લીધે મર્યાદાવાળું હોય છે; અને વિચારવડે જ તે આ ઇંદ્રિયોની સમજવાની શક્તિને વધારી શકે છે. અને આમ છતાં, મનુષ્યના વિચારો જ તેની સઘળી ભૂલોનાં અને સત્યથી પ્રચ્યુતિનાં ( આડા જવાનાં ) કારણો હોય છે. જો તે પૃથક્પણે વિચાર કરવાનો પ્રયત્ન કરે છે તો તે અવશ્ય થોડી અથવા વધારે ભૂલો કરી બેસે છે, અને કદાચ ઘણું દુઃખ સહન કરે છે. પરંતુ દુઃખનો અનુભવ તેને પાછો વાસ્તવિક સત્યના માર્ગમાં આણે છે, તેની ઇંદ્રિયોની સમજવાની શક્તિને વિસ્તારવાળી કરે છે, અને તેમ કરીને તેના સામર્થ્યને વધારે છે.

સામર્થ્યવાળું જીવન એ એક એવી સ્થિતિ છે કે જેમાં પરમાત્માનું સામર્થ્ય મનુષ્યના વિચારની પ્રણાલિકા (નીક) વાટે પ્રવર્તે છે. મહાપુરુષોમાં પરમાત્માનું સામર્થ્ય એ જ વાટે પ્રત્યક્ષ થાય છે; અને આવી સ્થિતિ આપણને પ્રાપ્ત થાય એટલા માટે, જે નહેરમાં થઇને પરમાત્માનું સામર્થ્ય આપણામાં આવે છે, તે નહેરને આપણે પ્રયત્નવડે સ્વચ્છ કરવી જોઇએ; તેમાં કશો કચરો રહેવા દેવો ન જોઇએ, તેમ જ બીજા ગમે તે પદાર્થોને વહેવા દેવા ન જોઇએ. જેઓ મહાપુરુષો થયા છે, તેઓ સર્વ પોતાની વિચારરૂપી નહેરને પરમાત્માને અર્થે જ અર્પણ કરી દેતા, અને જ્યાં સુધી આ નહેર તેવી શુદ્ધ રહેતી ત્યાં સુધી તેમાં થઇને પરમાત્માનું સામર્થ્ય તેમનામાં વહ્યું આવતું હતું.

સત્યને અથવા પરમાત્માને શોધવામાં અથવા તેમના અભિમુખ રહેવામાં વિચારને યોજવો, એ વિચારરૂપી નહેરને પરમાત્માને અર્થે અર્પણ કરેલી ગણાય છે. જે પ્રમાણમાં આપણે આપણા વિચારને પરમાત્માના અભિમુખ રાખીએ છીએ, જે પ્રમાણમાં તેમને જાણવાની આપણા અંતઃકરણમાં સાચી ઇચ્છા હોય છે, અને જે પ્રમાણમાં આપણે સત્યમાર્ગાનુસારી થઇએ છીએ તે પ્રમાણમાં પરમાત્માની સાથે અભિન્ન થવાના માર્ગમાં આપણે આગળ વધીએ છીએ. પરમાત્માને પામવાની અથવા મોક્ષને મેળવવાની ઇચ્છા હોવી એટલું જ બસ નથી; સદાચરણી થવાની—સન્માર્ગે વહેવાની પણ તેટલી જ આવશ્યકતા છે. જ્યારે યથાર્થ માર્ગે વહેવાની આપણા અંતઃકરણમાં સાચી ઇચ્છા પ્રકટે છે ત્યારે ઉપરના દેખાવોની તળે જે સત્ય રહેલું છે, તેનો વિચાર કરવાની દિશામાં આપણું વહેવું થાય છે; અને ઉપરના દેખાવોની તળે અર્થાત્ નામ અને રૂપની તળે જે સત્ય રહેલું છે તે પરમાત્મા છે.

આત્મા સઘળું જાણે છે; પૂર્વે જે થઇ ગયું છે, વર્તમાન કાળમાં જે થાય છે, અને ભવિષ્યમાં જે થશે, તે સર્વ, જે અમર્યાદ ચૈતન્યમાં આપણે રહીએ છીએ અને હરીએ

કરીએ છીએ, તે જાણે છે. પ્રત્યેક સત્ય પરમેશ્વરના મનમાં વિચારરૂપે વિદ્યમાન હોય છે; અને જ્યારે આપણને કોઇ સત્યનું જ્ઞાન થાય છે ત્યારે આપણને પરમેશ્વરના એક વિચારનું જ્ઞાન થાય છે. જે મનુષ્ય પરમેશ્વરના વિચારોને જાણી શકે છે, અને જેનામાં સત્ય માર્ગે પ્રવૃત્તિ કરવાનું દૃઢ નિશ્ચયબળ છે, તે મનુષ્ય સામર્થ્યવાળું જીવન અનુભવવાના ક્રમમાં ચઢી ચુકેલો છે.

સત્ય માર્ગે વહેવાનો નિશ્ચય કરવો, એ પરમેશ્વરની ઇચ્છાનુસાર વર્તન કરવાનો નિશ્ચય કરવા તુલ્ય છે; અને પરમેશ્વરની ઇચ્છા એવી છે કે સર્વને પુષ્કળ જીવન મળો. પ્રત્યેક પ્રાણીને તમારા સામર્થ્યના પ્રમાણમાં અધિક જીવન આપવાનો જો તમારો નિશ્ચય હશે તો તમે સત્ય માર્ગે જ વહેશો. પણ આ તમારો નિશ્ચય, સામાનું હિત થાય તો સારૂં, એવી માત્ર અંતઃકરણમાં ઇચ્છારૂપ જ નહિ હોવો જોઇએ; નિશ્ચયની સાથે તમારૂં વર્તન પણ તેવું થવું જ જોઇએ. પ્રાણિમાત્રનું કલ્યાણ ઇચ્છવું, એ એક પક્ષે સારૂં છે, પણ એટલું જ બસ નથી. જ્યારે જ્યારે પ્રસંગ આવે ત્યારે પ્રત્યેક પ્રાણિને આપણે અધિક જીવન આપવાનો પ્રયત્ન કરીએ તો જ આપણો નિશ્ચય પ્રબળ ગણાય છે, અને આવો પ્રબળ નિશ્ચય જ પરમેશ્વરની સાથે આપણો એકરાગ કરીને, આપણા મનને પરમેશ્વરની સાથે એવા તો નિકટ સંબંધવાળું કરે છે કે આપણે તેમના વિચારને સમજી શકીએ; અને આમ થતાં સત્યનો પ્રકાશ આપણા અંતઃકરણમાં થાય છે. સત્ય માર્ગે વહેવાનો દૃઢ નિશ્ચય, સત્ય માર્ગ કયો છે તેનું જ્ઞાન, અને સત્ય માર્ગે વહેવાનું સામર્થ્ય, આ ત્રણ જેનામાં હોય છે, તે મનુષ્ય પોતાને જે કરવાની ઇચ્છા હોય છે તે કરી શકે છે, અને જેવા થવાની ઇચ્છા હોય છે, તેવો થઇ શકે છે.

---

# યોગિની.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ટ ૧૫૧ થી ).

## પ્રકરણ ૩૫.

### ઉપસંહાર.

અમારા દિવસો પુનઃ શાંતિમાં વ્યતીત થવા લાગ્યા. મારી પુત્રીના સંબંધમાં બનેલા છેલ્લા પ્રસંગથી મારી વૃત્તિમાં સંસારઉપર અધિક નિર્વેદ પ્રકટ્યો. સમાન ભૂમિકાનાં મનુષ્યોનો સહવાસ અથવા સંબંધ જ આનંદનો જનક નિવડે છે, પરંતુ વિષમ ભૂમિકાનાં મનુષ્યોનો સંબંધ ક્લેશને પ્રકટાવ્યા વિના રહેતો જ નથી, એવો મને દૃઢ અનુભવ થવાથી જનસંગઉપરની મારી રુચિ છેક જ ઘટી ગઇ. મેં મારા ઔષધાલયમાં જવાનું પણ ઓછું કરી નાંખ્યું, અને હું મારો સમય એકાંતમાં ઇશ્વરોપાસના તથા તત્ત્વવિચારમાં ગાળવા લાગ્યો. યોગિનીકુમારી પણ પોતાના એકાંતાલયમાં ઘણો સમય ગાળવા લાગી. પ્રસંગે તે આઠ આઠ દિવસસુધી અંદરથી બહાર પણ નીકળતી ન હતી. અંદર તે કેવી ક્રિયાઓમાં પોતાનો

સમય વ્યતીત કરતી હતી, તે હું જાણતો નથી, પરંતુ જ્યારે જ્યારે તે મારી દૃષ્ટિએ પડતી, ત્યારે ત્યારે પ્રત્યેક પ્રસંગે તેનાં ન સહન થાય તેવાં વધતાં જતાં પ્રતાપ, પ્રૌઢતા, અને વર્ચસ્ જોઇને મને અનુમાન થતું હતું કે તે વધારે ઉંચી અને ઉંચી ભૂમિકામાં પ્રવેશ કર્યા જતી હતી.

અમારાં શરીરોનો આ જગતસાથે સંબંધ હતો, પરંતુ અમારાં મનનો સંબંધ હવે આ જગતસાથે રહ્યો ન હતો, એમ કહીએ તો તે ખોટું ન હતું. જેમ કોઈ વર્તુલની અંદર બીજું વર્તુલ હોય, તે બીજા વર્તુલની અંદર વળી ત્રીજુ વર્તુલ હોય, તે ત્રીજાની અંદર વળી ચોથું વર્તુલ હોય, એમ એક પછી એક ભીતર અનેક વર્તુલો હોય, તેમ જેમ જેમ હું અંતર ઉતરતો ગયો, તેમ તેમ મને વધારે સુક્ષ્મ અને દિવ્ય સૃષ્ટિઓનો અનુભવ થતો ગયો; અને ભુવર્લોકમાં મારી પ્રિય પત્નીનો પુનઃ સંયોગ થવાનો પ્રબળ સંસ્કાર જો મારા અંતઃકરણમાં વિદ્યમાન ન હોત, અને તેનો નિરોધ કરવામાં મારી વૃત્તિએ પ્રમાદ ધર્યો ન હોત તો ઉત્તરોત્તર ચઢતી ભૂમિકામાં મારૂં આરોહણ થતાં હું પરિણામે નિર્વિકલ્પ સ્થિતિને પ્રાપ્ત થઈ રહેત; પણ મારી પત્નીના સંયોગની એ એક જ ઇચ્છાના સંસ્કારને લીધે, હું યદ્યપિ વિદિતવેદ્ય અને કૃતકૃત્ય થવા છતાં, જે સ્થિતિમાંથી પુનઃ ઉત્થાન હોતું નથી, એવી પરિણામી સ્થિતિનો આ વર્તમાન જન્મમાં અનુભવ ન કરી શક્યો. પરંતુ આવી દેખવા માત્રની અપૂર્ણતાથી મને અસંતોષ થતો નથી, કારણ કે મારા પૂર્ણ નિરોધમાં મને પ્રતિબંધ કરનાર સંસ્કાર મને ભવિષ્યમાં કોઈ કાળે પણ બંધનનો હેતુ થાય, એવો હવે સંભવ રહ્યો ન હતો.

પ્રિય વાચક ! મારી ઉન્નત ભૂમિકાના અનુભવો આ વૃત્તાંતમાં મેં આલેખ્યા હોત તેમ જ યોગિનીકુમારીની અગમ્ય ભૂમિકાનાં ચરિતો, તેમની પાસેથી જાણી અત્ર તેમને વર્ણવવા મેં શ્રમ લીધો હોત તો તે ઘણાં બોધક તથા રસિક થઇ પડત, એવા વિચારો, આ વાર્તાની આપ્રમાણે અકસ્માત્ થતી સમાપ્તિથી, તમારા અંતઃકરણમાં આવ્યાવિના નહિ જ રહે, એ હું સારી રીતે જાણું છું, પરંતુ જેટલું મેં લખ્યું છે, તેથી અધિક હું કદાચ લખું તોપણ મારો શ્રમ સાર્થક થાય તેમ નથી. આ વિશ્વમાં જે અલ્પ સમય મેં સ્થિતિ કરી છે, તે સમયમાં હું હજારો મનુષ્યોના સંબંધમાં આવ્યો છું, પરંતુ દિલના સાચા દર્દવાળા-જ્ઞાનની જેને ખરી ઇચ્છા હોય એવા-પુરુષો ક્વચિત્ જ મારી દૃષ્ટિએ પડ્યા છે. જ્યારે વાતો કરવાનો પ્રસંગ હોય છે. ત્યારે મનુષ્યોના મુખમાંથી જ્ઞાનના બારે મેઘ તુટી પડે છે, પરંતુ આચારમાં સર્વનાં જીવન થરપારકરના રણના જેવાં ઉજડ છે; ત્યાં બસેં બસેં કે પાંચસેં પાંચસેં હાથ ઉંડું ખોદતાં પણ જળનું ટીપું મળતું નથી. ઇશ્વરની ભક્તિ સર્વ પ્રકારનાં સુખને આપનારી છે, એમ પ્રબોધનાર વિદ્વાનના હૃદયમાં દિવસના ચોવિશ કલાકમાંથી પા કલાક પણ ભાગ્યે જ ઈશ્વરપ્રતિ સાચી અભિમુખતા હોય છે, અને વિકારોનો જય કરવાનો બીજાને ઉપદેશ આપનાર મનુષ્યોની વૃત્તિઓ વિકારોના કાદવમાં સર્વદા ખરડાયલી હોય છે. સપાટીઉપર જ જ્યાં ત્યાં મનુષ્યો ભમે છે, પણ ઉંડા ઉતરવાનો પ્રયત્ન કોઇ કરતું નથી. જેટલું મનુષ્યોને હાલ જણાયલું છે, તેટલાનો જ તેઓ સંપૂર્ણ ઉપયોગ કરી શકતા નથી. તેઓ અનુભવવડે એક વિચારના અથવા નિશ્ચયના પારને પામવાનો પ્રયત્ન કરતા નથી, અને નવી નવી હજારો વાતોને જાણવા વલખાં મારે છે. હવે જ્ઞાનની સ્થૂલ ભૂમિકાઓમાં તો નવા નવા વિચારોને અથવા નિશ્ચયોને ગ્રહણ કરતાં તેઓની બુદ્ધિને ભારે કઠિનતા જણાતી નથી. પરંતુ સુક્ષ્મ ભૂમિકાઓના વિચારો તથા અનુભવો સમજવાને તેમની બુદ્ધિમાં સામર્થ્ય હોતું નથી.

જેમ તરતનાં જન્મેલાં કુરકુરીયાંનાં નેત્રો કશું પણ જોઈ શકતાં નથી, તેમ સામાન્ય ભૂમિકામાં રમતા આ મનુષ્યોની બુદ્ધિ સૂક્ષ્મ ભૂમિકાના પ્રદેશને સમજી શકતી નથી. આ કારણથી આ વૃત્તાંતમાં મારા સૂક્ષ્મ અનુભવના પ્રસંગો મેં આલેખ્યા નથી; અને વસ્તુતઃ તેમને આલેખવાની અગત્ય પણ નથી. તેમને સમજવાને સામર્થ્યવાળી બુદ્ધિને, તેવા પ્રસંગોના જ્ઞાન માટે આ લેખજેવાં સ્થૂલ સાધનોની અગત્ય નથી.

આ સ્થળે મારાથી કહ્યા વિના રહેવાતું નથી કે પ્રાપ્ત ભૂમિકાથી વધારે ઉંચી ભૂમિકામાં ચઢવાનું એક જ સાધન છે, અને તે એ કે જે કંઈ આપણા જાણવામાં આવ્યું હોય તેને આચારમાં મૂકીને સિદ્ધ કરવું. આથી વધારે સારૂં જાણવામાં આવ્યા પછી હું તેને આચારમાં મૂકીશ, એવો વાયદો કરી આળસમાં સમય ગાળવો નહિ. ઉદાહરણ તરીકે, શરીરને બળવાન્ કરવાની તમારી ઇચ્છા છે, અને હાલ તમે એટલું જ જાણો છો કે બેઠકો (ઉઠબેશ) કરવાથી તથા દંડ પીલવાથી શરીર બળવાન્ થાય છે. તમે દંડ પીલવા તથા બેઠકો કરવા માંડો છો, એટલામાં કોઇ તમને કહે છે કે આ કસરત ગામડી અને નકામું ગદ્ધાવૈતરૂં કરાવનારી છે; એથી શરીરનો સમાન વિકાસ થતો નથી; સુધરેલા દેશોમાં શાસ્ત્રીય પદ્ધતિથી કસરતો કરાવવામાં આવે છે, અને તેથી અલ્પ સમયમાં બહુ લાભ થાય છે, માટે તેનું જ્ઞાન મેળવો, અને તે કરો. તમે પ્રાપ્ત પદ્ધતિ છોડી દો છો, અને નવી પદ્ધતિની શોધમાં પડો છો. હવે આગળ વધવાની આ રીત નથી. પ્રાપ્ત જ્ઞાનને આચારમાં મૂકવું, અને નવાની ઇચ્છા રાખવી, એ જ આગળ વધવાની રીત છે. એ રીતે અનુસરતાં જ્યારે નવું પ્રાપ્ત થાય છે, ત્યારે પૂર્વે જે પ્રાપ્ત હતું તેને આચારમાં મૂકેલું હોવાથી, નવાને સિદ્ધ કરવું બહુ જ સુલભ થઇ પડે છે, કારણ કે પૂર્વના પ્રયત્ને શરીર તથા મનના બળની વૃદ્ધિ કરી હોય છે. જ્ઞાનની ઉંચી ઉંચી ભૂમિકાઓને સિદ્ધ કરવાની પણ આ રીતે જ યોગ્યતા આવે છે; પણ આજે મનુષ્યો આરંભનાં સરળ પગથીયાં સાધવામાં પ્રમાદ કરીને આગળનાં પગથીયાં જાણીને તેમના ઉપર ઠેકડા ભરવા પ્રયત્ન કરે છે, પણ પ્રથમનાં પગથીયાં ચઢીને પગમાં બળ પ્રાપ્ત કરેલું ન હોવાથી તેઓ વારંવાર પછડાય છે, અને ઘણું જાણતા હોવા છતાં, અનુભવમાં આગળ વધવાને બદલે જ્યાં હોય છે ત્યાંના ત્યાં જ અટવાયા કરે છે.

પણ હવે આ આડા પ્રસંગો મારે અટકાવવા જોઇએ. વાણીનો કંઇ અંત નથી; તે જેમ જેમ પ્રવૃત્તિ કરે છે, તેમ તેમ વહેતી નદીની પેઠે તેનો પટ અને પ્રવાહ વિશાળ અને વેગવાળો થતો જાય છે.

જ્યાં કાળનો માપક કોઇ હેતુ નથી, એવા સંયમમાં મારા દિવસો વહેવા લાગ્યા. વાર કે તિથિ ગણવાનું પણ મારે પ્રયોજન રહેલું ન હોવાથી તેનું પણ મને વિસ્મરણ થવા લાગ્યું. આમ સમય જતાં એક દિવસે જેવો હું સંયમમાંથી સહજ ઉત્થાનને પામ્યો કે 'દ્વાર ઉઘાડો' એવો બહારથી કોઇનો સ્વર આવતો મારે કાને પડ્યો. પ્રસંગે મને ભ્રાંતિ તો નહિ હોય, એવા વિચારથી પુનઃ શબ્દ શ્રવણ કરવાની વાટ જોતો હું મારા આસનઉપર જ બેશી રહ્યો. બે ત્રણ કાળ વીતતાં આંગળીના ટકોરાવડે કોઇએ દ્વાર ઠોક્યું, અને પુનઃ 'દ્વાર ઉઘાડો' એવો સ્વર શ્રવણે પડ્યો. હું તત્કાળ આસન છોડી ઉભો થયો, અને દ્વાર ઉઘાડ્યું. યોગિનીકુમારીને સંયમશાળાના ઉંબરસમીપ ઉભેલી જોઇને હું વિસ્મય પામ્યો, અને હું દંડવત્ પ્રણામ કરવા જતો હતો, એટલામાં મને તેમ કરતાં રોકીને તે બોલી, વિનયનું હવે પ્રયોજન

નથી. તમને મારા અવનાથી વિક્ષેપ થયો છે, એ હું જાણું છું, પરંતુ તેમ મેં સકારણ કર્યું છે. કાલે સપ્ટેંબરની ત્રીશમી તારીખ થશે, એ તમે જાણો છો ?

હું ચકિત થઈને બોલ્યો, હેં, શું કાલે સપ્ટેંબરની ત્રીશમી તારીખ થઇ ? મને મારી ક્રિયામાં કાળનું પણ ભાન રહ્યું નહિ ?

તે બોલી, હશે, તેની કંઇ ચિંતા નહિ. પણ હવે તમે શું કરવા ધારો છો ?

હું બોલ્યો, મને આ લોકમાં સ્થિતિ કરવાનો હવે મોહ નથી. મારા શેષ સંસ્કારનો ભોગવડે ક્ષય કરવાની જ માત્ર મારી હવે અભિલાષા છે. મારા સહિત આ સર્વ સંપત્તિના આપ જ સ્વામિ છો; મને પોતાને આમાંથી કશાનું પૃથક્ અભિમાન નથી, એટલે મારા ગયા પછી આપને આ સર્વની જેવી વ્યવસ્થા કરવી હોય તેમ કરવા આપ સ્વતંત્ર છો.

તે બોલી, મારા સંબંધમાં શું થનાર છે, તે કાલે તમે જાણશો. પણ તમારા મિત્ર હરિહરરાય હાલ કયાં છે ?

મેં કહ્યું, બહુ દિવસથી તેમનો મારાઉપર પત્ર નથી, પણ તે વડોદરે જ હશે. સદ્‌ગુરશ્રીનો દેહ પડ્યો ત્યારે હું વડોદરે ગયો હતો, તે સમયે મારૂં તેમને મળવું થયું હતું. તે પછી અમે મળ્યા નથી, તેમ પત્રવ્યવહાર પણ ચાલતો નથી.

તે બોલી, તમે આજે તેમને તાર કરીને અત્ર બોલાવો. આ સર્વ તેમને જ સોંપી દેવાનો મારો દીર્ઘ કાલનો નિશ્ચય છે. મારી ઇચ્છાપ્રમાણે આ સર્વની વ્યવસ્થા કરનાર વિશ્વાસપાત્ર પુરૂષ, એમના વિના, આ જગતમાં મને બીજો કોઇ જડ્યો નથી. લો, આ બીડેલું પોકેટ છે, તે તેમને આપજો. આ સર્વનું શું કરવું, તે મેં તેની અંદર સ્પષ્ટ લખેલું છે.

મેં તે પેકેટ લીધું, અને મારા આસનઉપર મૂક્યું. પછી તે બોલી, આપણા નોકરો વગેરે સર્વને આજે કહી દો કે ગુપ્ત વેષે પૃથ્વીપર્યટન કરવાની અમારી ઇચ્છા થવાથી કોઇ ન જાણે તેમ અમે અલ્પ સમયમાં નીકળી પડનાર છીએ. પાછા પરમાત્મા લાવશે ત્યારે આવીશું, અને અમારી ગેરહાજરીમાં હરિહરરાયને અમારી સંપત્તિવગેરેની વ્યવસ્થા કરવાનું અમે સોંપી જઇએ છીએ, માટે ભવિષ્યમાં તેમને તમારા સ્વામિ જાણીને તેમની આજ્ઞામાં વર્તજો. હરિહરરાયને બીજું જે એક કહેવાનું છે તે આ છે. તમે મારા વૃત્તાંતનું વાર્તાના રૂપમાં એક પુસ્તક લખવા માંડ્યું છે, તે હું જાણું છું. કાલ મધ્યરાત્રિપૂર્વે, તેમાં લખવા જેવા જે પ્રસંગો બનશે તે તો તમે તેમાં લખશો જ, પણ મધ્યરાત્રિએ બનનાર પ્રસંગ તમે લખી શકવાના નહિ; અને તેમ જો ન બને તો તમારૂં વાર્તાનું પુસ્તક અપૂર્ણ જ રહે, માટે આ સંબંધમાં તમે શું કરવા ધારો છો ?

મેં કહ્યું, આપ આજ્ઞા કરો તો હરિહરરાયને હું તે છેલ્લો પ્રસંગ બને ત્યારે મારી સાથે જ રાખું. તે પોતાની દૃષ્ટિએ સર્વ જોશે, અને છેલ્લો ભાગ પછી પોતે લખીને પુસ્તક સમાપ્ત કરશે.

તે બોલી, એમ થાય એ યોગ્ય નથી. હું પોતે જ મારા સ્થાનમાં હાલ જઇને એ ભાગ તમારી શૈલિથી લખી કાઢું છું, અને તૈયાર થયે તેને એક પાકેટમાં બંધ કરી હમણાં મેં તમને જે પાકિટ આપ્યું તેને તમે જ્યાં મુકશો, તેની સાથે તેને પણ મૂકવાની વ્યવસ્થા કરીશ. હરિહરરાયને આ સંબંધમાં પણ સમજણ પાડજો, અને કહેજો કે અમારા ગયા પછી

આ પાકીટ ઉઘાડજે. ત્યારે હવે હું જઈશ. કાલ મધ્ય રાત્રિના સંધિમાં મારા એકાંતાલયમાં એકલા જ આવજે.

આમ બોલી ગંભીર ગતિથી તે ગઈ. તેના ગયા પછી મેં પેલા પાકીટને મારા પૂજાના સાહિત્યની પેટીમાં જ મૂક્યું, અને સંયમશાળાને બંધ કરીને મારા નિત્ય બેસવાના સ્થળમાં આવ્યો.

પછી મેં હરિહરરાયઉપર મને તત્કાળ આવીને મળવાનો અત્યંત 'અગત્યસૂચક' તાર કર્યો. તાર મળતાં જ પ્રથમ પ્રાપ્ત થતી ટ્રેનમાં તે આવ્યો. મેં તેને મારો વૃત્તાંત સ્વલ્પમાં જણાવ્યો હું આવતી કાલે જ આ લોકનો ત્યાગ કરી જનાર છું, એ જાણી તેને બહુ ખેદ થયો, પરંતુ મેં તેનું ઘટિત વચનોવડે સમાધાન કર્યું. પછી મેં મારા મહેતા, નોકરો, ચાકરો, વગેરે સર્વને બોલાવ્યા, અને મારી શુભ પ્રવાસે નીકળવાની ધારણા તેમને જણાવી, તથા ભવિષ્યમાં હરિહરરાયની ઇચ્છાનુસાર વર્તવા સર્વને સૂચવ્યું. તેઓ ફરીને મને મળનાર નથી એમ જાણી મેં સર્વને જતી વખતે ઉદારતાથી ઉત્તમ બક્ષિસોવડે સંતોષ્યા. યશોમતીને પણ મેં ધનવડે સંતોષી, તથા આજ સુધી તેની જેમ સંભાળ લેવાતી આવી હતી, તેમ ભવિષ્યમાં પણ લીધા કરવા હરિહરરાયને વિનવ્યું. મારાં કેટલાંક દૂરનાં સગાં તથા સંબંધીઓને પણ જેમને જેટલી રકમો મોકલવી ઘટે, તેટલી મોકલવાની મેં વ્યવસ્થા કરી. મેં મારા અનર્ગળ દ્રવ્યવડે કોઈ પરોપકારનું કાર્ય કર્યું કે કેમ, એવો વાચકને સ્વાભાવિક પ્રશ્ન થશે, પરંતુ એ પ્રશ્નનું સમાધાન બુદ્ધિમાન્ વાચકે મારા સ્વભાવાદિનો અત્યાર સુધીમાં તેને જે પરિચય થયો છે તે ઉપરથી પોતાની મેળે જ કરી લેવું. મારી પાછળ કીર્તિસ્તંભ ચણાવવાની મને સ્પૃહા નથી, અને તેથી હું તેવાં મારાં કોઈ સ્વલ્પજેવાં કૃત્યોને પ્રકાશમાં આણવા ઇચ્છતો નથી.

બેંકોમાં મારે નામે જે કંઇ હતું, તે સઘળું મેં મારા મિત્રને નામે ચઢાવી આપ્યું. આપ્રમાણે જે કંઇ કરવાજેવું મને લાગ્યું તે સઘળું શ્રીશમી સપ્ટેમ્બરની સાંજસુધીમાં મેં કરી નાંખ્યું. પછી મેં લખવા માંડેલા આ પુસ્તકમાં જે કાંઇ બાકી હતું, તે મેં સંક્ષેપમાં લખી કાઢ્યું.

અને હવે પ્રિય વાચક ! હું મારી સંયમશાળામાં જઉં છું, અને યોગિનીકુમારીએ આપેલું પેલું પાકીટ લઈને તે તથા આ પુસ્તક હરિહરરાયને આપું છું.

* * * *

સંયમશાળામાં હું જઇ આવ્યો. પૂજાના સાહિત્યની પેટીમાં એક નહિ પણ બે પાકીટ હતાં. બીજા પાકીટઉપર સુંદર અક્ષરે લખ્યું હતું કે 'આજની મધ્ય રાત્રિનો વૃત્તાંત'.

મેં બન્ને પાકીટ તથા પુસ્તક હરિહરરાયને આપ્યાં; અને તેમાં શું શું હશે, તે તેને સમજાવ્યું, તથા અમારા ગયા પછી તેમને ઉઘાડવાની શ્રીમુદ્દેશ્વરાચાર્યજીની આજ્ઞા છે, એ પણ તેને સ્પષ્ટ સમજાવ્યું. મેં તેને કહ્યું કે આજ મધ્યરાત્રિએ જે પ્રસંગ બનનાર છે, તે આ બીજા પાકીટમાં અગાઉથી લખેલો છે. તે જાણે મેં જ લખ્યો હોય તેવી શૈલિથી લખવામાં આવ્યો છે. તે પ્રબંધને આ પુસ્તક પ્રકટ કરવામાં આવે ત્યારે તેના અંત ભાગમાં મૂકી દેવાનો છે.

* * * *

હમણાં રાત્રિના દશ વાગ્યા છે. ક્ષણ ક્ષણ વીતે છે તેમ તેમ મધ્યરાત્રિ સમીપ આવતી જાય છે. પ્રિય વાચક ! આ મૃત્યુલોકને ત્યજીને હવે હું જઉં છું. સંબંધ અથવા સંગતવડે સ્નેહ પ્રકટે છે, એ નિયમાનુસાર આપણો લાંબા સમયથી સ્નેહ બંધાયો છે. તમને ત્યજીને જતાં મારૂં તત્ત્વનિષ્ઠ હૃદય પણ સંમોહથી વ્યાકુલ થાય છે; પણ જ્યારે ત્યારે પણ આપણે છૂટા પડવાનું જ છે, એટલે સંમોહને અને વ્યાકુલતાને શમાવવાં, એ જ કર્તવ્ય છે. હું ઇચ્છું છું કે આપણો આજ સુધીનો સંબંધ ઉભયના હિતનો સાધક થાઓ. તમારૂં હિત થાય એવી અનેક બાબતો આ યોગિનીનો વૃત્તાંત લખવામાં મેં તમારી દૃષ્ટિએ આણવા પ્રયત્ન કર્યો છે. તેથી તમારૂં કેટલું હિત થયું અથવા થશે, તે હું કહી શકતો નથી, પણ હું દૃઢપણે માનું છું કે કંઇ નહિ તો તમારા અંતઃકરણને તેણે પૂર્વ કરતાં અધિક ઉચ્ચ તો કર્યું છે જ, અને નહિ કર્યું હોય તો હવે કરશે. અને તમને સ્મરણ તો હશે જ કે સાત્ત્વિક આનંદની નિર્મળ નદીમાં મેં તમને કેટલી બધી વાર સ્નાન કરાવ્યું છે.

પણ હવે આ વિસ્તારનું પ્રયોજન નથી. પુનઃ મળવું થશે તો વળી આનંદવાર્તા કરીશું. પણ શું તમને એમ લાગે છે કે આપણે ફરી મળીશું ? તત્ત્વજ્ઞને ફરી દેહ ધરવાનો હોતો નથી, એમ શાસ્ત્રો કહે છે, ત્યાં હવે ફરી મળવાનું ક્યાં રહ્યું ? શાસ્ત્રોનો એ નિશ્ચય ખરો છે, અને તોપણ સંકેતવશાત્ કહો કે સ્વેચ્છાથી કહો કે વાસનાથી કહો, ગમે તે કારણથી કહો, પણ વિશમા શતકમાં મારે એક વાર પાછું આ ભૂલોકમાં આવવાનું છે. શા માટે ? તે સમયે તે સ્પષ્ટ થશે. હાલ તો ઇષ્ટસ્મરણપૂર્વક જયજય.

પરમાત્મા તમને રસવિદ્યામાં તથા યોગવિદ્યામાં પારંગત કરો.

* * * *

(અપૂર્ણ.)

---

# आन्तर मनना अद्भुत चमत्कारो तथा तेमां प्रवर्तता नियमो.

(અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૩૭૦ થી.)

આપણા યોગશાસ્ત્રમાં જોઇશું તો ત્યાં કહ્યું છે કે **ततः प्रातिभ श्रवण वेदनादर्श स्वादवार्ता जायन्ते ॥ ३. ३५ ॥** એ સૂત્રમાં શ્રીપતંજલિએ એવું જણાવ્યું છે કે બુદ્ધિમાં પડતી ચિચ્છાયામાં વિવેકબુદ્ધિથી જો સંયમ કરવામાં આવે છે તો એ સંયમના અવાન્તર ફલરૂપે પ્રાતિભ શ્રવણ, પ્રાતિભ વેદન, પ્રાતિભ આદર્શ, પ્રાતિભ સ્વાદ અને પ્રાતિભ વાર્તા ઉત્પન્ન થાય છે. યોગના અનુષ્ઠાનવડે ચિતમાં શુક્લધર્મ આવિર્ભાવને પામે છે. એ ધર્મોનો જ્યારે પ્રાદુર્ભાવ થાય છે ત્યારે બીજી સહાયતાવિના જ સર્વ વિષયને ગ્રહણ કરનાર યથાર્થ નિશ્ચયાત્મક જ્ઞાન ચિત્તમાં ઉદ્ભવે છે અને એ જ્ઞાન તે પ્રતિભાવડે ઉત્પન્ન થયેલું હોવાથી પ્રાતિભ કહેવાય છે. તેથી પ્રસ્તુત સંયમથી પ્રતિભાનો પૂર્ણ વિકાસ થાય છે ત્યારે તે યોગીનું શ્રોત્ર દિવ્ય શબ્દોને સ્વતઃ ગ્રહણ કરી શકે છે, ત્વગ્ દિવ્ય સ્પર્શને ગ્રહણ કરી શકે છે, ચક્ષુ દિવ્ય રૂપને જોઇ શકે છે, રસન દિવ્ય સ્વાદને અનુભવી શકે છે, અને ઘ્રાણ

આ સર્વ ચર્ચાથી એ સ્પષ્ટ થયું કે કવિના કાવ્યનું મુખ્ય જીવન, કાવ્યનો પ્રાણપ્રદ હેતુ તે પ્રતિભા છે અને એ પ્રતિભા આંતર મનની શક્તિ છે. એ પ્રતિભાના સ્ફુરણથી કાવ્યરચના થાય છે એ તે તે કવિઓના પોતાના ઉલ્લેખથી તથા ઇતર વિદ્વાનોના અભિપ્રાયથી સિદ્ધ થાય છે. તેથી લૈકિક મનુષ્ય વર્ગમાં પ્રતિભાનો મોટો ઉપયોગ કરનાર એક વર્ગ તે કવિ છે. પ્રતિભા શક્તિ તે એક પક્ષે સ્મૃતિ વૃત્તિસ્વરૂપ જ છે તેથી આ ચર્ચા એક નવો પ્રકાશ પણ પાડે છે. ઘણી વાર એવું જોવામાં આવે છે કે ભિન્ન ભિન્ન કવિઓની કૃતિ સરખી હોય છે અને તેથી ઘણા ખરા મનુષ્યો એવું અનુમાન કરે છે કે એક ગ્રંથકર્તાએ અન્યમાંથી ચોરી કરી છે.' પણ આ ચર્ચા, આ અનુમાન સદા સત્ય જ હોય છે એવું નથી એમ સ્પષ્ટપણે ઠરાવે છે. પ્રથમ તો પ્રતિભા શક્તિનાં કાર્યનો કોઇ એક ગ્રંથકર્તાએ જ પરવાનો લીધેલો છે એમ નથી. તેથી જેમ એક કવિને તેની પ્રતિભાએ અમુક કૃતિનું સ્ફુરણ કરાવ્યું તો તે જ પ્રમાણે અન્ય કર્તાની પ્રતિભા તેને તેવું જ સ્ફુરણ શામાટે ન કરાવે ? આ સાથે જે ગ્રંથકર્તાઓ થાય છે તેમાંના ઘણાખરા વ્યુત્પન્ન-વિદ્વાન્ હોય છે તેથી તેમણે પૂર્વના અનેક ગ્રંથો વાંચેલા હોય છે. એ ગ્રંથોની છાપ એમના આંતર મનઉપર આબેહુબ પડેલી હોય છે અને તેથી જ્યારે એ પુરુષો પોતાની કવિતા વગેરે લખવા બેસે છેત્યારે બાહ્ય મનની વૃત્તિનો અપેક્ષિત નિરોધ થઈ જતાં આંતર મનમાંથી ભિન્ન ભિન્ન વિચારોના થર ને થર ચાલ્યા આવે છે. એ વિચારો તે તેમના પોતાના છે કે તેમણે વાંચેલા અને તેથી તેમના આંતર મનઉપર અંકિત થયેલા છે તેવું ભાન એ કર્તાઓને તે સમયે હોતું નથી. આમ હોવાથી વિચારનું સાદૃશ્ય જણાતાં એક કર્તાએ અન્યમાંથી બુદ્ધિપૂર્વક ચોરી કરી છે એ આરોપ કરવો ઘણી વાર આક્ષેપ કરનારનું અજ્ઞાન જ સૂચવે છે. ઓલિવર વેન્ડેલ હોમ્સ નામના ગ્રંથકાર લખે છે કે "It is impossible to tell in many cases whether a comparison which suddenly suggests itself is a new conception or a recollection. I told you the other day that I never wrote a line of verse that seemed to me comparatively good, but it appeared old at once, and often as if it had been borrowed." સહસા સ્ફુરી આવતી એક ઉપમા નવી અપૂર્વ કલ્પના છે કે માત્ર સ્મરણ થતી પૂર્વ સિદ્ધ ઉપમા છે એ નિશ્ચયપૂર્વક કહેવું ઘણા ખરા પ્રસંગે અશક્ય થઇ રહે છે. કેટલાક વખત પૂર્વે મેં તમને જણાવ્યું હતું કે જરા ઠીક ઠીક દેખાય એવી કાવ્યની એક પણ પંક્તિ મેં લખી નથી કે જે તત્કાલ જ પ્રાચીન ન જણાઈ હોય અને જાણે મેં તે ચોરી લીધી છે એવી ન ગણાય તેવી હોય." જ્યારે ગ્રંથકાર લખવા બેસે છે, કવિ કાવ્યરચના કરવા આરંભે છે ત્યારે તેનો મુખ્ય આધાર પ્રતિભાપર રહે છે અર્થાત્ તે પોતાના બાહ્ય મનની મર્યાદા ત્યજી પ્રસંગે પ્રસંગે આંતર મનની મર્યાદામાં પ્રવેશે છે. આમ થતાં આંતર મને જે જે સાંભળ્યું હોય, વાંચ્યું હોય તથા તેમાંથી જે સ્વતઃ સ્ફુરે તેવું હોય તે સર્વ સાધનસંપત્તિ એ ગ્રંથકારની સત્તામાં તે સમયે આવી ખડી થાય છે, તેથી અમુક મારૂં વાંચેલું છે અને અમુક સાંભળેલું છે તથા અમુક મારૂં પોતાનું છે એવો વિવેક તે સમયે રહેતો નથી. તે સમયે તો એ સર્વ પોતામાંથી જ સ્ફુરતું હોય તેમ જણાય છે. એટલું જ નહિ પણ બાહ્ય મને જેનું ગ્રહણ કરેલું હોતું નથી, બાહ્ય મનઉપર જેની છાપ પડી નથી તેવું

તથા બાહ્ય મનઉપર જેની છાપ પડી હતી પણ તે સાફ વિસ્મૃત થઇ ગયું છે તેવું સર્વ પણ આંતર મનમાં સંગ્રહી રહેલું હોય છે અને તે જ્યારે આવે પ્રસંગે ઉપર તરી આવે છે ત્યારે તે ગ્રંથકાર પોતે પણ તેને પાછળથી પણ પોતાની જ કૃતિ માને છે અને તેમ માનવામાં તે અપ્રામાણિકપણું લેશ પણ કરતો નથી. આવી કૃતિ જ્યારે અન્ય મનુષ્યો જુએ છે ત્યારે એ ગ્રંથકારે એ બીજામાંથી ચોરી લીધી છે એવો આરોપ મુકે છે. પણ તે આ વિચારથી સાચો નથી. એમાં બુદ્ધિપૂર્વક ચોરી થયેલી નહિ પણ હોય, છતાં આ પ્રમાણે સામ્ય અથવા ઐક્ય થયું હોય તો તેમાં લેશ પણ સંદેહ સરખું નથી. થોડા સમય પૂર્વે જ " Laugh, and the world laughs with you " એ અંગ્રેજી પદ્યના સંબંધમાં બે પ્રસિદ્ધ લેખકોને વાદવિવાદ ચાલ્યો હતો કે એનો કર્તા કોણ છે. અહિં બંને પક્ષ એને પોતાનું કાવ્ય ગણતા. વસ્તુસ્થિતિ બંનેનું એ કાવ્ય તો નહોતું જ એટલી હતી. પણ કોનું હતું એ નિર્ણય થાય તેમ નથી. કારણ કે વખતે બંનેમાંથી કોઇનું પણ એ નહિ હોય. અને કોઇ એકનું હોય તોપણ બીજાએ ચોરી લીધું છે એ આંતર મનનો આ ચર્ચાતો વ્યતિકર જાણ્યા પછી સાબીત થવું અસંભવિત છે. પ્લેન્ચેટના ઉપર હાથ મુકી ઘણાં નવાં પદ્યો તે વડે રચાયેલાં જણાય છે. એ પદ્યો ઘણીવાર પૂર્વ પ્રસિદ્ધ પદ્યોના સારરૂપ હોય છે, કેટલીક વાર તો ઘણી પંક્તિઓ પૂર્વ પ્રસિદ્ધ થયેલી પંક્તિઓ જ જણાય છે અને કોઇ કોઇ વાર તો લગભગ આખું પદ્ય સમાન જણાય છે. આ જ રીતે જ્યારે કોઇ મનુષ્યને અર્ધ જાગ્રત્ અથવા સ્વપ્ન જાગ્રતની દશામાં દ્યોતનરૂપ સાધનવડે લવાય છે અને તેમાં તેને કાવ્ય રચવાનું કહેવામાં આવે છે ત્યારે તે કાવ્યો લખાવે છે અને તેમાં પૂર્વ પ્રસિદ્ધ કાવ્યોનું સામ્ય ઘણે અંશે આવે છે. આ પ્રકારે જોનારને એવું લાગે છે કે પ્લેંચેટ ચલાવનાર પોતે જ તે તે પદ્યો બુદ્ધિપૂર્વક લખે છે અને આ અર્ધ જાગ્રતમાં આવેલો મનુષ્ય પોતે બુદ્ધિપૂર્વક આવાં પદ્યો લખાવે છે. પણ ઘણી વાર આ બંનેમાંથી એક પણ અનુમાન સાચું હોતું નથી. જો તે લખનાર અથવા લખાવનાર મનુષ્ય પોતે એવું જણાવે કે આ મેં બુદ્ધિપૂર્વક લખ્યું હતું અથવા લખાવ્યું હતું તો તેમ માનતાં અડચણ નથી. પણ પૂર્વ પ્રસિદ્ધ અને તેને જ્ઞાત પદ્યોની સાથે આ નવીન પદ્યોનું સામ્ય છે અથવા ઘણે અંશે ઐક્ય છે એટલા ઉપરથી તેણે બુદ્ધિપૂર્વક એ લખ્યું લખાવ્યું છે એ અનુમાન થઇ શકે તેમ નથી. કારણકે પ્લેંચેટ ચલાવનાર મનુષ્ય તથા અર્ધ જાગ્રતમાં આવેલો મનુષ્ય એ ઉભયના જ્ઞાનમાં એ પૂર્વ પ્રસિદ્ધ પદ્યો હોય અને તેથી તેના આંતર મને એ સમયે તે લાવી ખડાં કર્યાં હોય અને તે સાથે તે મનુષ્ય આ સમયે એ પદ્યોથી અજ્ઞાત હોય ( એનું બાહ્ય મન અજ્ઞાત હોય ) તો એ સંભવે છે. તેથી આવા પ્રસંગોમાં જે અપ્રમાણિકપણાનો, જાણી જોઇને અન્યને છેતરવાને આ રચના કરી છે એવો આરોપ જો કોઇ મુકે તો તે સદા સત્ય ઠરતો નથી. આંતર મનની સ્મૃતિ વૃત્તિ પૂર્ણ હોવાથી જેમ કાવ્યસાહિત્ય રચનામાં સરલતા થવારૂપ લાભ થાય છે તેમ આવી રીતે ચોરીનો આરોપ આવવાનો યોગ પ્રાપ્ત થવાના સંભવરૂપ ગેરલાભ પણ છે. છતાં આવા પ્રસંગો પણ આ પ્રતિભાની ચર્ચાથી સ્પષ્ટ થાય છે અને તેમાં ઘણીવાર તે કવિ આદિ કર્તા નિર્દોષ ઠરે છે.

( અપૂર્ણ. )

# શ્રીશ્રેયસ્સાધકઅધિકારિવર્ગનો ૮૭ મો મહોત્સવ.

શ્રીશ્રેયસ્સાધકઅધિકારિવર્ગનો વર્તમાન વર્ગનો ગુરુપૂર્ણિમાનિમિત્તનો ૮૭ મો મહોત્સવ વડોદરામાં શ્રીનૃસિંહાશ્રમમાં ઉત્તમ પ્રકારે પાલન કરવામાં આવ્યો હતો. વિવિધ દૂરનાં તથા સમીપનાં સ્થળોએથી શ્રેયસ્સાધક સ્ત્રીપુરુષો તથા ઉદાસીન સજ્જનો ઉત્સવના આનંદમાં ભાગ લેવામાટે આવ્યાં હતાં. તે સર્વની સંખ્યા લગભગ ૮૦૦ ની હતી. વર્ગના આચાર્ય તથા સદ્ગુરુ શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાન્ પ્રાતઃકાળે બરાબર સાડા આઠ વાગે આશ્રમના મુખ્ય મંડપમાં પધારતાં જય જય ઘોષપૂર્વક તેમના પૂજનઅર્ચનનો આરંભ કરવામાં આવ્યો હતો. અગીયાર વાગતાં પૂજનનો વિધિ સમાપ્ત થયા પછી સર્વ, આરાર્તિક-ના વિધિમાં પ્રયોજાયા હતા. મધ્યાહ્નપછીનો સમય ભોજનાદિ વ્યવહારમાં ગાળ્યા પછી પુનઃ પાંચ વાગતાં સર્વ મુખ્ય મંડપમાં એકત્ર થયા હતા. તે સમયે આ માસિકના તંત્રીએ 'સહ-વાસ' એ વિષયઉપર, તથા પરમપૂજ્ય શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાને 'પરમાત્માપ્રતિની અભિમુખતા, મનુષ્યનો સર્વોત્તમ વિકાસ કરવામાં હેતુભૂત' છે, એ વિષય ઉપર, સાધકોને આચા-રમાં મૂકી શકાય એવાં ઉત્તમ પ્રબોધક વ્યાખ્યાનો આપ્યાં હતાં. ઉત્સવનિમિત્ત નવાં રચેલાં કીર્તનોનો પ્રથમ ભાગ વ્યાખ્યાનોના અંતરાલમાં તથા દ્વિતીય ભાગ દ્વિતીય વ્યાખ્યાનના અંત-માં વાદિત્રોસહ સુમધુર રીતે ગાવામાં આવ્યો હતો.

આ ઉત્સવનિમિત્ત રચાયલાં કીર્તનોમાં શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાનની કાવ્યપ્રતિભા અલૌકિક પ્રકારે પ્રકાશી નીકળી હતી. 'આ તો ભૂત ભૂલામણીની વાડી રે,' 'પ્રભુ જાણો છો કે કોણ હું,' 'ભાવવડે તું ભજ ભગવાન,' એ આદિ પદ્યમાં કલ્પના, અર્થ, અને લાલિત્યનો આશ્ચર્યકારક સંયોગ થયો છે. ટીટોડીનું બોધક પદ કાયરને પણ પાનો ચઢાવે, એવું હૃદયંગમ છે. 'લઇ કૃપાપત્ર નિજ હાથ' વાળું પદ્ય ભક્તિરસથી હૃદયને છલકાવી નેત્રમાં પ્રેમાશ્રુ અણાવિના રહેતું નથી. વિવિધ પદ્યોમાં વ્યાપેલા વિવિધ પ્રકારના રસ હૃદયની કોઇ અવનવી અવસ્થા કર્યાવિના રહેતા નથી. જ્યારે નેતરાન્નેતરાતના તીવ્ર આવેશવાળું પદ્ય સભામંડપમાં ગાવામાં આવ્યું હતું ત્યારે આખો શ્રોતૃવર્ગ—આબાલવૃદ્ધ—પોતાનું ભાન ભૂલી જઇને સ્તબ્ધ બની ગયો હતો. ઉપાસ્ય અને ઉપાસકના સંવાદવાળું પદ્ય મનોહર મંદિરઉપર સુવર્ણના દિવ્ય કળશજેવું શોભતું હતું. આવું અર્થગૌરવ તથા માર્દવવાળું પદ્ય ગુજરાતીમાં ભાગ્યે જ કોઇના શ્રવણમાં ક્યાંહિ પણ આવ્યું હોય. આ વિના બીજાં અન્ય અનેક પદ્યો પણ જેમ આનંદને આપનારાં થયાં હતાં તેમ હૃદયના ઉચ્ચ ભાવોને પણ જાગ્રત્ કરનારાં થયાં હતાં.

પ્રાતઃકાળના તંત્રી શ્રીયુત જગન્નાથનું તેમ જ યમદંડના તંત્રી શ્રીયુત ચુનીલાલ ઓઝાનું પદ્ય પણ સંતોષજનક છે.

આ પદ્યો તથા ઉત્સવનિમિત્ત રચાયલાં વ્યાખ્યાનો સદુપદેશશ્રેણીના પચીશમા ઉપદે-શમાં પ્રકટ કરવામાં આવ્યાં છે.

રાત્રિએ સાડા અગીયાર વાગતાં કીર્તનો સમાપ્ત થયાં હતાં. પછી સર્વ સાધકો બીજે દિવસે પોતપોતાનાં સ્થાનમાં નિવર્ત્યાં હતા.

---

# केटलाक प्रश्नो तथा तेनां उत्तरो.

**પ્રશ્ન**—મારી આંખે જરા ઝાંખ છે, વાંચવાના બહુ શોખથી આમ થયું છે. વધારે નુકસાન થશે, એમ કેટલાક કહે છે, તે હું માનતો નથી, તોપણ ઝાંખ મટાડવા માટે પ્રવૃત્તિ કરવી, એ પણ ઇષ્ટ છે. દવા કરવી, અને ગમે તે આંખના ડોળામાં ભરવું, એ હું પસંદ કરતો નથી, અને વાચનનો શોખ કમી કરવો, એ પણ બની શકે એવું નથી, તેથી આરોગ્યના નિયમનું પાલન કરી સુધારો કરી શકાય એમ ઇચ્છું છું, તેથી યોગ્ય સલાહ આપશો.

**ઉત્તર**—'યમદંડ' માં નેત્રસંરક્ષણનો એક અત્યંત ઉપયોગી વિષય બે ત્રણ વર્ષથી આવે છે, તે વાંચવાથી આ સંબંધમાં આરોગ્યના અનેક સ્થૂલ નિયમોનું જ્ઞાન થશે. પાશ્ચાત્ય નેત્રવૈદ્યો ( Occulists ) આવા પ્રસંગમાં ચશ્માં પહેરવા સલાહ આપે છે, પણ તેથી અનેક પ્રકારની હાનિ થાય છે; અને તે ચશ્માં પહેરનાર એકલાને નહિ, પણ ઘણી પેઢી સુધી તેની ભવિષ્યની સંતતિને પણ થાય છે.

આરંભમાં નેત્રમાં જે દર્દ થાય છે, અથવા ઝાંખ વળે છે, તેનું કારણ શરીર અથવા જ્ઞાનતંતુઓ દુર્બળ પડી જાય છે, તે છે; પ્રસંગે શ્લેષ્મ પણ તેનું કારણ હોય છે. આથી શરીર નીરોગ અને બળવાન થાય એવા ઉપાયો લેવાથી તથા તેનું આરોગ્ય વધારવાથી નેત્ર પાછાં સારાં થઇ જાય છે.

જ્યારે તમારાં નેત્રમાં તમને કોઇ વ્યાધિ જણાય ત્યારે શરીરમાં જણાતી પ્રત્યેક પ્રકારની અવ્યવસ્થાને દૂર કરો; શરીરમાંથી ઘટી ગયેલાં જીવન તથા બળ પાછાં આણો, અને બીજો કોઇ પણ ઉપાય કર્યા વિના, તમારાં નેત્ર ઘણું કરીને એકદમ પૂર્વના જેવાં સંપૂર્ણ સારાં થઇ જશે.

શ્લેષ્મ ન થાય, એવી સાવધાનતા રાખો, જ્ઞાનતંતુઓને વ્યવસ્થામાં રાખો, શરીરના બળનું સંરક્ષણ કરો, સારા પ્રકાશમાં જ માત્ર વાંચો, અને જ્યારે જ્યારે તમે નેત્રનો ઉપયોગ કરો ત્યારે ત્યારે અંતઃકરણની અવિકળ સ્થિતિ રાખીને તેમનો ઉપયોગ કરો, અને તમારાં નેત્ર તમારા જીવનપર્યંત સંરક્ષાઇ રહેશે.

ઉમર વધવાની સાથે નેત્રનું તેજ ઘટે છે, એવી કદી પણ કલ્પના કરશો નહિ. પચાશ વર્ષની ઉમરના મનુષ્યને સાંભળવાને માટે કાનઉપર કંઇ યંત્રો ચઢાવવાં પડતાં નથી; શીત્તેર વર્ષની ઉમરે પણ ઘણા મનુષ્યો સાત વર્ષના બાળકજેવું જ સાંભળી શકે છે; કેટલાક વૃદ્ધ મનુષ્યો બહેરા જોવામાં આવે છે, પણ ઘડપણને લીધે તેઓ બહેરા થયા હોતા નથી, પણ તેમના કાનમાં પ્રથમનો કોઇ રોગ હોવાથી તેઓ બહેરા થયા હોય છે. આમ જ્યારે બેતાળીશ વર્ષ થતાં કાન બહેરા થતા નથી તો બેતાળીશ વર્ષ થતાં બેતાળાં શા માટે આવવાં જોઇએ, અને સાઠ અથવા શીત્તેર વર્ષે નેત્રનું તેજ શા માટે ઘટવું જોઇએ.

નેત્ર બગડવાનાં ઘણાં કારણો છે, પણ એક મુખ્ય કારણ આગળ બીજાં બધાં ઉતરતા પ્રકારનાં કારણો છે. ઉતરતાં કારણોની હાનિકારક અસર છૂટાછવાયા પ્રસંગોમાં જણાય છે, પરંતુ મુખ્ય કારણથી તો પ્રત્યેક પ્રસંગમાં નેત્ર બગડે છે.

નેત્ર એ મનનો ભાવ દર્શાવનાર મુખ્ય ઇંદ્રિય છે; અને સઘળી સ્થૂલ ઇંદ્રિયોઉપર તેઓ મનના જે ભાવ દર્શાવે છે, તેમની અસર થતી હોવાથી, નેત્રઉપર જે ભાવ તે દર્શાવે છે, તેની સારી અથવા નઠારી અસર થાય છે.

શરીરના આરોગ્યના સંબંધમાં જે મોટામાં મોટું એક સત્ય માનસ શાસ્ત્રકારોએ શોધી કાઢ્યું છે, તે એ છે કે નેત્રનો ઉપયોગ કરતી વખતે જો મન સર્વદા અવિકળ શાંત સ્થિતિમાં હોય છે તો નેત્ર જીવનપર્યંત બળવાન્ અને નીરોગ રહ્યા કરે છે.

સામાન્ય મનુષ્ય જ્યારે કોઇ વસ્તુને સ્પષ્ટ જોવા ઇચ્છે છે ત્યારે તે મનનું બળ વાપરીને નેત્રને તાણીને જુએ છે. તે અત્યંત એકાગ્ર થઇને જુએ છે, અને તેમ કરવામાં નેત્ર-ઉપર એક પ્રકારનો બળાત્કાર વાપરે છે. આ પ્રકારનો બળાત્કાર નેત્રના પ્રત્યેક ભાગને દુર્બળ કરે છે, અને નેત્રના લગભગ સઘળા રોગોનું તે મૂળ કારણ હોય છે.

એ એક સારી રીતે જાણીતી વાત છે કે કોઇપણ ઇંદ્રિય જ્યાં સુધી જીવનબળથી ઉભરાઇ જતી હોય છે ત્યાં સુધી કદી માંદી પડતી નથી. આથી રોગ થવાનું મુખ્ય કારણ જે જીવનબળની ન્યૂનતા તેને જ્યાંસુધી વેગળું રાખવામાં આવે છે ત્યાંસુધી રોગનાં ગૌણ કારણોમાં રોગને ઉત્પન્ન કરવાનું કશું જ સામર્થ્ય હોતું નથી; અને જીવનબળની ન્યૂનતા મૂળમાં કોઇ બહારના કારણથી થતી નથી, પણ જે રીતે તે ઇંદ્રિયનો ઉપયોગ કરવામાં આવે છે તેથી જ થાય છે.

મન શરીરનો ઉપયોગ કરે છે, એ સારી રીતે સિદ્ધ થયેલું છે; આથી આપણે નિર્ણય કરવો જોઇએ કે જ્યાં સુધી મન પૂર્ણ શાંત હોય છે ત્યાં સુધી શરીર બળ અને જીવનથી ભરેલું રહેવાનું; કારણ કે શાંતિના અભાવને લીધે જ અર્થાત્ વિકળતાથી જ દુર્બળતા આવે છે.

નેત્રના સંબંધમાં આ નિયમને લાગુ પાડતાં આપણને સ્પષ્ટ થશે કે નેત્રનો દુરુપયોગ કરવાથી કેવી રીતે નેત્ર *અવશ્ય દુર્બળ થયા વિના રહેતાં જ નથી*, અને આવા દુરુપયોગથી ગૌણ કારણોને નેત્રના અંધાપાસુધીના બીજા વ્યાધિઓ ઉત્પન્ન કરવાની આપણે કેવી સરળતા કરી આપીએ છીએ.

જ્યારે કોઈ પદાર્થ સામું તમે જુઓ ત્યારે વ્યગ્ર ચિત્તથી અથવા ધારી ધારીને આંખો ફાડીને ન જુઓ, પરંતુ કોમળ દૃષ્ટિથી જુઓ. કોમળ ભાવપૂર્વક જોવાથી તમને સમજાશે કે તમે વધારે સારું જોઇ શકો છો, અને તમારાં નેત્રનો તમે ગમે તેટલો ઉપયોગ કરશો તોપણ તેઓ દુર્બળ નહિ થાય.

આપણને જેમાં અત્યંત રસ પડતો હોય એવી કોઇ વસ્તુને જ્યારે આપણે જોઇએ છીએ ત્યારે આપણે હંમેશાં નેત્રદ્વારા આપણા મનને બળાત્કારથી તે વસ્તુઉપર એકાગ્ર કરીએ છીએ. આથી આપણાં નેત્રને તણાવું પડે છે. આ પ્રકારનો નેત્રને થતો પરિશ્રમ બિલકુલ બંધ કરી દેવો જોઇએ, કારણ કે બળપૂર્વક કરેલી સઘળી ક્રિયાઓ દુર્બળતાને ઉત્પન્ન કરે છે.

જાણતાં અથવા અજાણતાં લાંબી વારસુધી, એકી દૃષ્ટિએ ટગરટગર જોવાથી પણ તેવી જ હાનિકારક અસર થાય છે. વસ્તુતઃ કોમળતા વિનાનો મનનો પ્રત્યેક ભાવ દુર્બળતાને ઉત્પન્ન કરનાર છે, કારણ કે કોમળ ભાવમાં જ નેત્ર તણાતાં નથી.

જ્યારે ઓછા અજવાળામાં તમે જોવાનો પ્રયત્ન કરો છો ત્યારે સ્વાભાવિક રીતે નેત્ર જે જોઇ શકતાં નથી, તે જોવાનો તમે તેમના ઉપર બળાત્કાર કરો છો; અને આ બળાત્કાર

જ નેત્રને દુર્બળ કરે છે; કારણ કે બળાત્કાર નેત્રના કેટલાક ભાગમાં અવ્યવસ્થા કરે છે.

જ્યારે શરીરના કોઇ પણ ભાગઉપર બળાત્કાર કરવામાં આવે છે, ત્યારે તેથી હાનિ થયાવિના રહેતી જ નથી; અને કોમળ ભાવવિનાના બીજા પ્રત્યેક ભાવથી નેત્રઉપર બળાત્કાર થનો હોવાથી આપણે સર્વદા કોમળ દૃષ્ટિથી જોતાં શીખવું જોઇએ.

નેત્રને કોમળ દૃષ્ટિથી જોવાનો અભ્યાસ પાડો, અને તમને કદી પણ અંધત્વ આવશે નહિ, તમારે ચશ્માં પણ વાપરવાં નહિ પડે, અને તમને નેત્રનો કોઇ પણ વ્યાધિ નહિ થાય.

કોમળ દૃષ્ટિ કેળવવાને માટે મનને સર્વદા અવિકળ શાંત સ્થિતિમાં રાખો. બોલો, ચાલો, તથા જે જે ક્રિયા કરો તે સર્વ મનની શાંત અવ્યગ્ર સ્થિતિમાં જ કરો. સર્વ કાળ સર્વપ્રતિ કોમળ દૃષ્ટિવડે જ જુઓ, અને તેમાં પણ જે તમારા અત્યંત પ્રીતિના વિષયો હોય તે પ્રતિ તો ખાસ કરીને અત્યંત કોમળતાથી જુઓ. ધીરે ધીરે કોમળ ભાવ નેત્રદ્વારા દર્શાવવાનો તમને અભ્યાસ પડી જશે, અને ફરીને તમને નેત્રનો કોઇ પણ રોગ થશે નહિ.



## જઠરના વ્યાધિઓ માટે નવીન પ્રકારનો આહારોપચાર.

મિ. ડી. એચ. આર્નોટ લખે છે કેઃ

જઠરના વ્યાધિઓને માટે નીચે પ્રમાણે આહારને ગ્રહણ કરવાની રીત મને અત્યંત લાભકારક જણાઇ છે. તે રીત ટુંકામાં કહીએ તો આ પ્રમાણે છે. થોડા દિવસ ઘણો જ હલકો ખોરાક ખાવો, અને પછી નિત્યના નિયમ પ્રમાણે એક કે બે દિવસ ભોજન લેવું.

ઘણો જ હલકો અને ઓછો ખોરાક ખાવાના પ્રથમના દિવસે સવારમાં હું કંઇ જ ખાતો નથી. બપોરે એક ચાહા પીવાના પ્યાલામાં માઇ શકે તેટલા મમરા અથવા ધાણી, અથવા એક પાકું કેળું, અથવા બે અંજીર અથવા ત્રણ ચાર ખજુરની પેશીઓ અથવા તેટલા જ થોડા પ્રમાણવાળું અને સહેલાઇથી પચી જાય એવું કંઇક ખાઉં છું. આટલું જમી લીધા પછી મુખને શાંત પાડવાને માટે દશેક મિનિટ જવા દઇને પછી હું એક નારંગીનો રસ પીઉં છું, અથવા થોડી ચાહ પીઉં છું, અથવા એકાદ લિંબુને થોડા પાણીમાં નીચોવી તે પાણી પી જાઉં છું. સાંજે વાળુ વખતે પણ હું બપોરના જેટલું જ જમું છું.

આ પ્રકારનો અલ્પ આહાર, જરા પણ દોરી ઢીલી મૂક્યા વિના, હું બેથી પાંચ દિવસ સુધી મદજ કરું છું. પાંચ દિવસમાં મારા પોતાના સંબંધમાં તો મને સર્વોત્તમ લાભ જણાય છે.

વચલા વખતમાં જો મને ભુખનો ઘણો જ ત્રાસ સંભવ્તય છે તો હું જરા નારંગીનો અથવા લિંબુનો રસ અથવા થોડી છાશ પી લેઉં છું. આથી મને ભુખનું દુઃખ જણાતું નથી.

પુનઃ મારૂં જઠર દુર્બળ પડી ન જાય માટે આ અલ્પ આહારનો ઉપાય હું આગળથી ચેતીને પ્રસંગોપાત્ત કરતો રહું છું.

ભારે ખોરાક જો હું ઘણા દિવસ લીધા કરૂં છું, તો મને શરીરમાં સુસ્તી અને નબળાઇ જણાય છે. આમ થતાં જ હું અલ્પ આહારનો ઉપાય શરૂ કરી દઉં છું. અનુભવ પ્રત્યેક મનુષ્યને આ ઉપાય ક્યારે કરવો, તે શીખવે છે.

ખોરાકને સારી પેઠે ચાવીને ખાવો, એ અવશ્ય લાભકારક છે, તોપણ જ્યારે પચનક્રિયા બળવાન્ થાય છે ત્યારે ઉપર કહેલો અલ્પ આહાર પૂરેપૂરો ચાવેલો નથી હોતો તોપણ પચી જાય છે.

આ ઉપાયમાં પોતપોતાની જરૂરીયાતપ્રમાણે જેને જેને જેવો ફેરફાર કરવો યોગ્ય લાગે તેણે તેણે તેવો ફેરફાર ખુશીથી કરવો. મારા પોતાના સંબંધમાં તો મને તે સર્વોત્તમ અને સંતોષકારક જણાયો છે.

---

### દુધ અને મલાઇનો ઉપચાર.

એ જ વિદ્વાન્ વળી જણાવે છે કે થોડા વખતઉપર મેં દુધનો ઉપચાર કરી જોયો હતો; અને મને એવો અનુભવ થયો છે કે એકલા દુધકરતાં દુધ અને મલાઇને (સંચાવડે કાઢવામાં આવતી મલાઇ) મેળવીને જો તે ખાવામાં આવે છે તો તે વધારે સહેલાઇથી પચી જાય છે. વળી આ બંનેના મિશ્રણમાં જો છાશ નાંખી હોય તો તે વધારે લાભ કરે છે.

હું શેર દુધ, અર્ધો શેર મલાઇ, અને ચાર શેર છાશને એકઠાં કરૂં છું. આ બહુ જ સહેલાઇથી પચી જાય છે. ઉપવાસ કર્યાવિના પણ વગરઅડચણે આ મિશ્રણ વાપરી શકાય છે.

હું ધારૂં છું કે છાશની ખટાશની મલાઇ અને દુધઉપર અસર થવાથી જઠરમાં તેઓનાં દહીંનાં મોટાં ખડબાં બાઝી જતાં નથી.

દુધ અને મલાઇને જૂદાં જૂદાં અથવા એકઠાં વાપરવાની જ્યારે મારી હિંમત ચાલતી નથી ત્યારે આ ત્રણના મિશ્રણને હું નિર્ભયપણે વાપરૂં છું.

મને પોતાને આ મિશ્રણ ઘણું લાભકારક જણાયું છે. તે સ્વાદમાં સારૂં છે, અને તૃપ્તિને આપનારૂં છે.

---

### એકલી મલાઇનો ઉપચાર.

એ જ વિદ્વાન્ વળી લખે છે કે:

આહાર તરીકે એકલી મલાઇનો ઉપયોગ પણ ઘણીવાર અત્યંત લાભકારક થઇ પડે છે. ( દુધને ઉકાળીને જે મલાઇ ઉતારી લેવામાં આવે છે, તેવી મલાઇ નહિ, પણ સંચાવડે કાઢવામાં આવતી મલાઇ, એ અર્થ આ વિષયમાં મલાઇ શબ્દવડે ગ્રહણ કરવાનો છે. )

એકી વખતે શેર મલાઇ મનુષ્યને પીતાં અડચણ નથી, પરંતુ સર્વોત્તમ માર્ગ એ છે કે એકી વખતે થોડી થોડી પીવી.

મલાઇનો ઉપચાર કરવાના સમયમાં સવારમાં પ્રસંગે હું થોડા મમરા ખાઇ લઉં છું, અથવા જરા કોફી પી લઉં છું. પછી નવ વાગે મલાઇ પીવાનો આરંભ કરૂં છું. હું દર

અર્ધો કલાક અથવા વિશ મિનિટે એક નાની ચમચી જેટલી મલાઇ પીઉં છું. હું આખા દિવસમાં થઇને પોણો શેર કે શેર મલાઇ વાપરૂં છું. હું સાંજે કોઇ કોઇ વાર કકડો ભાખરી ખાઉં છું, તે વિના આખા દિવસમાં બીજું કશું જ ખાતો નથી. કોઇ કોઇ વખતે મલાઇ જરાક ચીકણી હોવાથી મોંમાં તેનો ને તેનો સ્વાદ રહ્યા કરે છે તો હું સક્કરજનનો એક નાનો સરખો કકડો ખાઉં છું. આથી મુખ પાછું સ્વચ્છ થઇ જાય છે.

મલાઇમાં ચરબી વગેરે તત્વો રહેલાં છે. તે જઠરના દાહને તથા સોજાને મટાડનાર પ્રલેપ જેવી છે. દુધની પેઠે તેનું જઠરમાં દહીં જામી જતું નથી, અને તે જઠરની શ્લેષ્મક (catarrhal) સ્થિતિને મટાડનાર છે.

મને મલાઇનો પણ એક સર્વોત્તમ આહારરૂપે અનુભવ થયો છે.

---

# ग्रंथसत्कार.

**राजचन्द्रविचारकिरणो**—(પ્રકાશક એક જિજ્ઞાસુ) થોડા સમયઉપર થઇ ગયેલા શ્રીમદ્રાજચંદ નામના એક જૈન સત્પુરૂષનાં વિવિધ વિચારરૂપી કિરણોનો આ લઘુ લેખમાં સંગ્રહ છે.

**युवावस्थानो शिक्षक**—(લેખક રા. રા. વૈદ્ય. જટાશંકર લીલાધર ત્રિવેદી, અમદાવાદ, મુલ્ય રૂ. ૧–૦–૦) વિલ્યમ કોબેટકૃત 'એડવાઇસ ટુ યંગ મેન' નામના એક અત્યુપયોગી ઉત્તમ ગ્રંથના આધારે આ ગ્રંથ લખવામાં આવ્યો છે. લેખક એક સુપ્રસિદ્ધ સાક્ષર છે. આર્યવૈદ્યવિદ્યાને પ્રકાશમાં આણવાને, તેનું અપૂર્વ ગૌરવ પ્રજાને સમજાવવાને, તથા આરોગ્યના નિયમોનું આબાલવૃદ્ધને જ્ઞાન કરાવવાને માટે, અનેક વર્ષો થયાં, વૈદ્યકલ્પતરૂ નામના પોતાના ઉત્તમ માસિકદ્વારા, તેમ જ નાના મોટા પુષ્કળ ગ્રંથોદ્વારા, શ્રીયુત જટાશંકરભાઇ પ્રશસ્ય પ્રયત્ન કરી રહ્યા છે, એ પ્રજાના ઉપર તથા વૈદ્યક સાહિત્યઉપર તેમનો ઓછો ઉપકાર નથી. આ ગ્રંથ યુવાન્ સ્ત્રીપુરૂષોના હિતને અર્થે તેમની ઉંચી લાગણીનો સૂચક છે. મુળે જ ગ્રંથનો વિષય ઉત્તમ છે, અને તેમાં વૈદ્યશ્રી જેવા સુશિક્ષિત પુરૂષની કસાયલી કલમથી તે લખાયલો હોવાથી વાંચનાં કંટાળો ન ઉપજાવનાં નવલકથાના જેવા જ રસથી વાંચવા રુચિ થશે છે. આખા ગ્રંથના સાત પ્રકરણમાં વિભાગ પાડેલા છે, અને પ્રત્યેક વિભાગ સ્ત્રીપુરૂષે મનન કરવા યોગ્ય તથા આચારમાં મૂકવા યોગ્ય છે. તેની ત્રણ આવૃત્તિઓ પ્રસિદ્ધ થઇ ગઇ છે, એ જ તેની લોકપ્રિયતા સિદ્ધ કરે છે. ગ્રંથનું પુંઠું, છાપ, કાગળ વગેરે પણ મનોહર છે

**ધાત્રીશિક્ષા ભાગ ૨ જો તથા ૩ જો.**—(પ્રકટ કરનાર રા. રા. વૈદ્ય જટાશંકર લીલાધર ત્રિવેદી, અમદાવાદ, મૂલ્ય સવા રૂપીયો) બાળકનો પ્રસવ કરાવવાને માટે ધાત્રીને અર્થાત્ સુયાણીને જે જે જાણવાની અગત્ય છે, તે સર્વ, સંભાષણરૂપે આ ઉપયોગી ગ્રંથમાં, સરળ ભાષામાં કુશળતાથી વર્ણવવામાં આવ્યું છે. વિષયની બરાબર સમજણ પડે એટલા માટે ગ્રંથના અંતમાં આવશ્યક ચિત્રો આપવામાં આવ્યાં છે.

**આરોગ્ય રહેવાના ઉપાય.**—(લખનાર રા. રા. વૈદ્ય જટાશંકર લીલાધર ત્રિવેદી, અમદાવાદ, મૂલ્ય બે આના) વૈદ્યોનું તથા ડોક્ટરોનું પ્રધાન કર્તવ્ય રોગ થયા પછી રોગીઓને ઔષધ આપી તેમના વ્યાધિ નિવારવા એ કાંઇ નથી, પરંતુ રોગ કેમ થાય છે, તે મનુષ્યોને સમજાવી, તેમને રોગ થતા અટકાવવા અને તેમને સુદૃઢ આરોગ્યવાળા નિત્ય રાખવા એ છે. વૈદ્ય શ્રી જટાશંકરે આ લઘુ લેખમાં મંદવાડનાં કારણો તથા આરોગ્યના કુદરતી હેતુઓ પ્રજા ને સમજાવી પોતાના મુખ્ય કર્તવ્યનું પાલન કર્યું છે, એ બહુ પ્રશંસનીય છે.

**પરણીને સાસરે જતી પુત્રીને માનો શીખામણ.**—(મરાઠીઉપરથી ભાષાંતરકર્તા રા. રા. વિઠ્ઠલદાસ લાલદાસ રોડાવાળા, મુંબઇ; સુધારાવધારાસાથે પ્રસિદ્ધ કરનાર રા. રા. વૈદ્ય જટાશંકર લીલાધર ત્રિવેદી, અમદાવાદ) પરણીને સાસરે જતી પ્રત્યેક પુત્રીને આ લેખમાં આલેખેલો બોધ હૃદયમાં કોતરી રાખવા યોગ્ય છે. સપ્તપદીનો સાર તથા કૌટુમ્બિક સ્વાસ્થ્યના વિષયો પણ તેવા જ મનનીય છે. રૂબરૂમાં પુસ્તક વિનામૂલ્યે આપવામાં આવે છે.

**ઘરવૈદુ**—(કર્તા રા. રા. વૈદ્ય જટાશંકર લીલાધર ત્રિવેદી, અમદાવાદ, મૂલ્ય ત્રણ રૂપૈયા) આ ગ્રંથ રચીને તેના વિદ્વાન્ લેખકે વૈદક વિદ્યાની ગ્રંથસમૃદ્ધિમાં અત્યંત ઉપયોગી વૃદ્ધિ કરી છે. આવા વૈજ્ઞાનિક ગ્રંથો રચવામાં તનને તથા મનને જે શ્રમ પડે છે, તથા સમયનો અને ધનનો જે ભોગ આપવો પડે છે, તે તેવા ગ્રંથો રચનાર અનુભવી જનો જ જાણે છે. વૈદ્ય શ્રીજટાશંકરભાઇની આ અપ્રતિમ કૃતિ જેમ પ્રજાને અત્યંત ઉપયોગી છે, તેમ તેમની કીર્તિને ચિરસ્થાયી રાખનાર છે. ગ્રંથના સૃષ્ટિક્રમ, શારીરસ્થાન, ઇંદ્રિયવિજ્ઞાનશાસ્ત્ર, સૂત્રસ્થાન, નિદાનસ્થાન, અને ચિકિત્સાસ્થાન એ સાતે ભાગોમાં આવેલા વિષયોનું વર્ણન એવા તો વિશિષ્ટ પ્રકારે કરવામાં આવ્યું છે કે સામાન્ય મનુષ્ય પણ તેના અધ્યયનથી ઉત્તમ વૈદ્ય બની શકે. આ સાથે એકલી આર્ય વૈદ્યવિદ્યાને આધારે આ ગ્રંથ રચીને તેના વિદ્વાન્ કર્તાએ તેને એકદેશી કરી નાંખ્યો નથી, પરંતુ પાશ્ચાત્ય વૈદ્યવિદ્યામાંથી ગ્રહણ કરવા યોગ્ય ઉપયોગી વિષયોને લઇને તેને પૂર્ણ કરવા બનતો પ્રયત્ન કર્યો છે. જે કંઇ પાશ્ચાત્ય હોય તેને તુચ્છ અને દૃષ્ટિ માંડવાને પણ અયોગ્ય ગણનારા કેટલાક સંકુચિત મનવાળા મનુષ્યોની પેઠે શ્રીયુત જટાશંકરભાઇ સંકુચિત મનવાળા નથી, પણ ઉદાર અને ઋજુ મનવાળા છે—અને આવા મનવાળા પુરુષો જ નિરંતર આગળ વૃદ્ધિને પામતા ચાલે છે—એ તેમણે પોતાના અનેક લેખોદ્વારા અનેક વાર સિદ્ધ કરી આપ્યું છે, અને ઔષધોપચાર એ પોતાના નિર્વાહનું સાધન છતાં, જે નિષ્કામ અને સત્યપરાયણ વૃત્તિથી તેઓ પોતાના વૈદ્યકલ્પતરુ નામના માસિકમાં પ્રત્યેક પ્રસંગે, આરોગ્યપ્રાપ્તિમાટે કુદરતી નિયમોનું પાલન ન કરતાં, ઔષધોઉપર જ આધાર રાખનાર મનુષ્યની ઝટકણી કાઢે છે, તે પણ તેમના માસિકને આટલું લોકપ્રિય કરવામાં એક પ્રબળ હેતુ છે. પ્રસ્તુત ગ્રંથમાં મોટાં સાડા સાતસેં પૃષ્ઠ હોવા છતાં તથા સુંદર પાકું પુંઠું હોવા છતાં તેનું મૂલ્ય ઘણું જ ઓછું છે, એ સંતોષજનક છે. આ ગ્રંથ જે આશ્રયને પાત્ર છે, તે તેને સત્વર અધિક અને અધિક મળતો રહો, એ જ ઇશ્વરપ્રતિ પ્રાર્થના છે.



# श्रीसिद्धेश्वर.

मनुष्य प्रयत्नथी पोताने जेवो धारे छे, तेवो ज करी शके छे.



॥ ॐ श्रीँ ॥

## हितोक्तिओ.

* * આયુષ્ય ટુંકું નથી; મનુષ્ય તેને જેટલું લાંબુ કરે છે, તેટલું તે થઇ શકે છે.

* * તમે હલકા છો, એવું ભાન તમારા મનમાં તમને કદી પણ ન થવા દો. જેવું તમે તમારા પોતાના સંબંધમાં ભાન કરો છો, તેવા તમે થઇ રહો છો.

* * દુર્બળ મનના મનુષ્યના સંગમાં જ વિપત્તિઓ વૃદ્ધિને પામે છે; બળવાન મનના મનુષ્યના સંગમાં કદી નહિ.

* * જ્યારે જગત્ તમારાથી પ્રતિકૂળ થયેલું તમને ભાસે ત્યારે તમારા પોતાનાથી પ્રતિકૂળ થઇને બગડેલી બાજીને વધારે બગાડના ના.

* * તમારા મનની મર્યાદા અધિક અને અધિક વિસ્તારવાળી કરતા રહો. પુષ્કળની સંપ્રાપ્તિ કરવાનું સામર્થ્ય મેળવ્યા પૂર્વે મને પુષ્કળ ગ્રહણ કરવું જોઇએ.

* * તમને ચેપી રોગ થયો હોય તો તેવી રોગવાળી સ્થિતિમાં બીજાના સંબંધમાં આવવાનો જેમ તમને કશો અધિકાર નથી, તેમ શોક અથવા ગ્લાનિવાળું મુખ લેઇને જ્યાં ત્યાં ફરવાનો તમને કશો અધિકાર નથી.

* * જ્યારે તમારી વિપત્તિઓનો તમે નાશ ન કરી શકો, ત્યારે બીજો માર્ગ ગ્રહણ કરો. વિપત્તિઓકરતાં તમે વધારે બળવાન્ થાઓ.

* * વિપત્તિમાં જેમ તમે વધારે બળવાન્ અને વધારે દૃઢ નિશ્ચયવાળા થાઓ છો, તેમ વિપત્તિનું તમારા ઉપર ઓછું બળ ચાલે છે.

* * જો કોઇ મનુષ્યને તમારે વખોડી જ કાઢવો હોય તો ભૂલો કરનાર મનુષ્યને વખોડી કાઢના ના, પણ જે મનુષ્ય કશું જ કરતો નથી, તેને વખોડી કાઢજો.

* * નિર્ધનતાનું ખરૂં કારણ બીજું કશું નથી, પણ મનની નિર્બળતા છે, પણ શ્રમે તે મનુષ્ય માનસિક બળ પ્રાપ્ત કરી શકે છે.

* * કોઇ તમારા વિરુદ્ધ ટીકા કરે તો તેથી જરા પણ ખેદને પામતા નહિ જેઓ તમારી અથવા તમારા કામની ટીકા કરે છે, તેઓ હંમેશાં તમારાથી ચઢીયાતા હોય છે, એવો કંઇ નિયમ નથી.

* * વિપત્તિમાં જે મનુષ્ય પોતાના મનોબળને દર્શાવે છે, તે મનુષ્ય વિપત્તિને નાશ કરવાના પોતાના સામર્થ્યને પણ સિદ્ધ કરે છે, અને આ સામર્થ્યવડે તે પોતાનું ભવિ પોતે જ રચે છે.

* * એક વાતમાં કશો જ સંશય નથી, અને તે એ કે જે મનુષ્ય પોતાનો ધારેલો ઉદ્દેશ સિદ્ધ કરવાને માટે પોતાના સઘળા બળથી મચ્યો રહે છે, તે મનુષ્ય આકાશ-પાતાળ ભલે એક થઈ જાય, પરંતુ પોતાના ઉદ્દેશને સિદ્ધ કર્યાવિના રહેતો જ નથી.

* * તમે દુઃખમાં છો? તો મનમાં દુઃખનો સ્પર્શ થવા ન દો. સુખને પાછું પ્રાપ્ત કરવાને માટે તમારે મનમાં સુખનું જ ભાન કરવાનું છે.

* * જ્યારે તમારો ઉદ્યોગ ઉત્તમ પ્રકારનો ચાલતો હોય ત્યારે સંતોષને પામી બેશી રહેતા ના. તેને વધારે સારો ખીલવવાને માટે કંઇક વિશેષ પ્રયત્ન કરો. આજની સ્થિતિમાં વધારે સારો સુધારો કરવાનો જેઓ પ્રયત્ન નથી કરતા, તેમની તે સ્થિતિ અલ્પ સમયમાં ખરાબ થઇ જાય છે.

* * કોઈ કામમાં તમે એક વાર, દશ વાર કે સો વાર નિષ્ફળ ગયા છો, તેથી તે કામ સિદ્ધ થાય એવું નથી, એમ કંઈ સિદ્ધ થતું નથી. જગતમાં સિદ્ધ થયેલાં કેટલાંક મોટામાં મોટાં કામોમાં એક હજાર વાર નિષ્ફળતા મળી હોય છે.

* * એક પ્રાચીન તત્ત્વજ્ઞાનીએ કહ્યું છે કે 'તમને આ આખું જગત નઠારું જણાય તો તેનો એક જ ઉપાય છે; તમે પોતે સારા થાઓ.' જ્યારે મનુષ્ય પોતે સારો થાય છે, ત્યારે તેને આ જગતથી વધારે સંતોષ થાય છે.

* *બુદ્ધિમાન્ મનુષ્યો પોતાના ઉદ્યોગમાં અથવા વ્યાપારમાં ઓછા પગારવાળાં મનુષ્યોને યોજતા નથી, કારણ કે ઓછા પગારનાં સસ્તાં મનુષ્યો ઉદ્યોગની પાયમાલી કરી નાંખે છે.

* * જ્યારે તમે કોઇ કામ કરવાનો નિશ્ચય કરો ત્યારે, જે સમયે તમારો તે કામ કરવાનો ઉત્સાહ પૂર્ણ જોસમાં હોય તે સમયે તે કામ કરવા માંડજો. તે સમયે તે કામ કરવાની તમે સર્વોત્તમ યોગ્યતાવાળા હો છો.

* * તમે ભલે આ વિચારથી જૂદા પડતા હો તોપણ મનુષ્યે પાંચસેં, સાતસેં કે હજાર વર્ષસુધી શા માટે ન જીવવું જોઇએ, અને અંતપર્યંત યૌવનનો અને યૌવનના બળનો અનુભવ ન કરવો જોઇએ, તેનું કશું જ કારણ નથી.

* * સેનેકા નામનો વિદ્વાન્ કહે છે કે 'મનુષ્ય મરી જતો નથી, પણ તે પોતે પોતાને મારી નાંખે છે.' આમ પ્રાચીન કાળમાં પણ એ વાર્તા પ્રસિદ્ધ હતી કે કુદરતથી મનુષ્ય વૃદ્ધ અને અશક્ત થતો નથી તથા મૃત્યુને પામતો નથી, પણ તેની પોતાની ભૂલોથી જ તે વૃદ્ધ અને અશક્ત થાય છે તથા મૃત્યુને પામે છે.

* * જ્યારે કોઈ કામ કરવું જ જોઇએ, એવો તમને અંતરમાંથી આવેગ પ્રકટે ત્યારે તે કામ આગ્રહથી અવશ્ય કરજો. અંતરમાંથી ઉઠતું નિશ્ચયાત્મક અને આગ્રહવાળું સ્ફુરણ અત્યંત મૂલ્યવાન્ છે.

---

# વાળકોનું વિધિપૂર્વક વિનયન.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૩૬૦ થી )

( ૩ )

લગભગ પ્રત્યેક બાળકના શરીરમાં પુષ્કળ બળ ઉત્પન્ન થાય છે, લગભગ પ્રત્યેક બાળકની કલ્પનાશક્તિ સતેજ હોય છે, અને લગભગ પ્રત્યેક બાળકનામાં અદૃષ્ટ પ્રદેશમાં રહેલા વિષયોને જાણવાની સૂક્ષ્મ શક્તિઓ અત્યંત જાગ્રત્ હોય છે; અને બાળકનું ભવિષ્ય આ ત્રણ બાબતોઉપર અત્યંત આધાર રાખતું હોવાથી, બાળકોને વિધિપૂર્વક કેળવવામાં સહુથી પ્રથમ જે કરવાનું છે તે એ છે કે આ ત્રણ બાબતોઉપર ધ્યાન આપવું, અર્થાત્ તેમના બળનો સદુપયોગ કરતાં તેમને શીખવવું, તેમની કલ્પનાશક્તિને અપૂર્વતાની દિશામાં દોરવી તથા તેને વ્યવસ્થામાં રાખવી, અને અદૃષ્ટ પ્રદેશના વિષયોને જાણવાની તેમની સૂક્ષ્મ શક્તિઓને જીવનનાં વધારે મહાન્ કર્તવ્યોને સિદ્ધ કરવા તરફ દોરવી.

બાળકના શરીરમાં ઉત્પન્ન થતા બળવિષે તથા તેની કલ્પનાશક્તિ વિષે પૂર્વે લખાઇ ગયું છે. આથી તેની સૂક્ષ્મ શક્તિઓવિષે આ લેખમાં કંઇક વિચાર કરીશું.

સ્થૂલ વિષયોને જાણવાની, સામાન્ય સ્થૂલ બુદ્ધિકરતાં વધારે ઉંચી અને સૂક્ષ્મ બુદ્ધિ લગભગ પ્રત્યેક બાળકનામાં હોય છે, તેનો સર્વ મનુષ્યોને અનુભવ હોય છે, પણ તેની આ શક્તિને દબાવી દાબવી, એ ખોટું છે, એ સર્વ મનુષ્યો જાણતા હોતા નથી.

અજ્ઞાન પ્રદેશમાં રહેલા વિષયોને જાણવાની સૂક્ષ્મ શક્તિઓવિનાના કોઇ પણ મનુષ્યે કદી પણ મહત્તા પ્રાપ્ત કરી હોતી નથી, અને આ શક્તિઓ જેનામાં નથી અથવા તેમને કેળવવાનો જે પ્રયત્ન કરતો નથી તેવો કોઇ પણ મનુષ્ય કદી પણ મહત્તાને પ્રાપ્ત કરી શકતો નથી. આથી આ શક્તિઓનો બાળકનામાંથી જેમ હંમેશાં નાશ કરી નાંખવામાં આવે છે, તેમ ન કરી નાંખતાં તેમને યોગ્ય પ્રકારે કેળવવી, એ અત્યંત અગત્યનું છે.

જ્યારે સામાન્ય માબાપને અથવા શિક્ષકને સમજાય છે કે તેમનો છોકરો થોડા અથવા ઘણા પ્રમાણમાં ગગનમાં ઉડે છે, અને પ્રસંગોપાત્ત જે અજ્ઞાન તથા અદૃષ્ટ મહાન્ પ્રદેશ છે, તેની મર્યાદાને સ્પર્શ કરે છે ત્યારે પાછો તેને આ સ્થૂલ જગત્માં આણવાના સઘળા ઉપાયો યોજવામાં આવે છે. કોઇ કોઇ વખતે આ ઉપાયો સખ્તીવાળા અને નિર્દયતાવાળા પણ હોય છે, પણ તે ઉપાયોવડે તેમનો ધારેલો હેતુ સિદ્ધ થાય છે. વસ્તુતઃ તેમનો ઉદ્દેશ તેમની ધારણાકરતાં પણ અધિક સિદ્ધ થાય છે. તેમના ઉપાયોથી બાળક ગગનમાંથી નીચે પૃથ્વીઉપર પટકાય છે, અને અત્યંત સ્થૂલ દૃશ્ય વિષયોમાં જ રમણ કરતું થઇ જાય છે, એટલું જ નહિ પણ તેના હૃદયમાં ઝગઝગતી નાની જ્યોતિ પણ ઓલવાઇ જાય છે. આ જ્યોતિને જો માબાપે પોષી હોત તો તે જગત્માં મહાન્ સૂર્યરૂપે પ્રકાશી નીકળ્યા વિના રહી ન હોત.

દશમાંથી નવ બાળકોનાં અંતઃકરણમાં આ જ્યોતિ ઝગઝગતી હોય છે, અર્થાત્ તેઓના અંતઃકરણમાં કોઇ એવી શક્તિ રહેલી હોય છે કે જો તેને યોગ્ય માર્ગે વાળવામાં આવે અને તેનો વિકાસ કરવામાં આવે તો તે બાળકો સર્વોત્કૃષ્ટ પંક્તિનાં બુદ્ધિમાન્ મનુષ્યો થાય; પણ હાલની કેળવણીની પદ્ધતિથી જેમ તેને યોગ્ય માર્ગે વાળવામાં આવતી નથી તેમ તેનો વિકાસ કરવામાં પણ આવતો નથી. વ્યવહારમાં ઉદરપોષણનાં સાધનો પ્રાપ્ત કરવામાં આ શક્તિને વિઘ્નરૂપ ગણવામાં આવે છે, અને તેથી તેનો નાશ કરી નાંખવામાં આવે છે.

પરંતુ આપણે સ્મરણમાં રાખવું જોઇએ કે આપણું મુખ્ય કર્તવ્ય જીવનને સર્વોત્કૃષ્ટ કરવાનું છે, અને જે મનુષ્ય પોતાના જીવનને સર્વોત્કૃષ્ટ કરે છે, તે ઉદરપોષણનાં સાધનો સહેલાઇથી પ્રાપ્ત કરે છે, એટલું જ નહિ પણ સર્વોત્તમ પ્રકારનાં ઉદરપોષણનાં સાધનો પ્રાપ્ત કરે છે.

કોઇ કોઇ વાર બાળકમાં જણાતી આ સૂક્ષ્મ શક્તિનો નાશ કરી નાંખવામાં નથી આવતો, પરંતુ તેને પડી રહેવા દેવામાં, અને કોઇ પ્રસંગ આવી ચઢે ક્રિયા કરવા દેવામાં આવે છે. તે વિનાના બીજા સમયમાં તે જડજેવી પડી રહે છે. પરિણામ એ આવે છે કે ઉંચામાં ઉંચા સત્યને જાણવાના સામર્થ્યવાળી આ શક્તિ મિથ્યા જગતમાં જ કેવળ રમ્યા કરે છે.

જે જે માનસિક શક્તિઓને સ્વચ્છંદપણે અને કશા પણ ધારણવિના વર્તવા દેવામાં આવે છે તેઓ આડે માર્ગે વહે છે, અને તેમ થતાં તેઓ ભ્રાંતિવાળા વિચારો પ્રકટાવે છે, અને તે વિચારો અંતમાં મનુષ્યને સઘળા પ્રકારની ભૂલોમાં અને દુઃખમાં દોરી જાય છે.

( અપૂર્ણ. )

# मानस शास्त्रना मूळाक्षरो.

## ( १ )

જ્યારે તમે વિચાર કરો છો ત્યારે તમારા મનમાં કંઇક થાય છે. આ કંઇક ક્રિયાને ઉત્પન્ન કરે છે, અને પ્રત્યેક ક્રિયામાં અમુક પરિણામ પ્રકટાવવાનું સામર્થ્ય હોય છે. જ્યારે મન વિચાર કરે છે ત્યારે તે ક્રિયા કરે છે; ક્રિયા કર્યાવિના તે વિચાર કરી શકતું નથી; અને ક્રિયા કરવાનો અર્થ એ થાય છે કે સામર્થ્યોને ગતિમાં મૂકવાં. આ સામર્થ્યો તેઓના સ્વભાવપ્રમાણેનાં ફળને અવશ્ય ઉત્પન્ન કરે છે, કારણ કે એવો નિયમ છે, અને તે નિયમ સઘળાં સામર્થ્યોમાં રહેલો છે.

*　　　　*　　　　*　　　　*

અમુક ખાસ સ્થિતિમાં પ્રત્યેક મનુષ્યનો અમુક માનસ વ્યાપાર કેવા ફળને ઉત્પન્ન કરે છે, તે શોધી કાઢવું, એ માનસ શાસ્ત્રનો એક ઉદ્દેશ છે. બીજો માનસ શાસ્ત્રનો ઉદ્દેશ એ છે કે પ્રત્યેક સ્થિતિમાં કેવી રીતે મને પોતાના વિચારરૂપ વ્યાપારઉપર અંકુશ રાખવો કે જેથી ગમે તે સ્થિતિમાં પણ ધારેલું ફળ જ ઉત્પન્ન કરી શકાય.

*　　　　*　　　　*　　　　*

પ્રત્યેક માનસ વ્યાપાર અમુક ફળને ઉત્પન્ન કરનાર કારણ છે, એ સ્પષ્ટ છે, અને પ્રત્યેક કારણનું ફળ શોધી કાઢવાનું, અને પ્રત્યેક ફળનું કારણ શોધી કાઢવાનું બની શકે એવું હોવાથી, માનસ શાસ્ત્રનો પ્રથમ ઉદ્દેશ અવશ્ય સિદ્ધ થઇ શકે એવો છે. બીજો ઉદ્દેશ પણ સિદ્ધ થઇ શકવો તેટલો જ શક્ય છે; કારણ કે શરીરના વ્યાપારઉપર જેટલી સરળતાથી અંકુશ પ્રાપ્ત કરી શકાય છે, તેટલી જ સરળતાથી મનના વ્યાપારઉપર પણ અંકુશ પ્રાપ્ત કરી શકાય છે.

*　　　　*　　　　*　　　　*

વિચારની ક્રિયાથી માત્ર વિચારો, ભાવો, અને માનસ સ્થિતિઓ જ ઉત્પન્ન થાય છે, એ સાચું નથી. તેનાથી એથી કંઇક વિશેષ થાય છે. વળી વિચારો, ભાવો, અને માનસ સ્થિતિઓ સામર્થ્યો છે, અને પ્રત્યેક સામર્થ્ય જ્યાં જ્યાં વ્યાપારવાળું થાય છે ત્યાં ત્યાં કંઇક

કરે છે. તે પરંતુ વિચારનાં સામર્થ્યો કેવળ મગજમાં જ ક્રિયાને કરતાં નથી. તેઓ આપણા શરીરમાં રહેલા જ્ઞાનતંતુવ્યૂહના પ્રત્યેક ભાગમાં ક્રિયા કરે છે, અને તેથી કરીને તેઓ આખા શરીરના પ્રત્યેક પુટઉપર અસર કરે છે.

* * * *

જ્યારે મન વિચાર કરે છે ત્યારે શરીરના પ્રત્યેક જ્ઞાનતંતુઉપર, પ્રત્યેક પુટઉપર અને પ્રત્યેક અણુઉપર, વિચારના બળપ્રમાણે અને ગાઢતાપ્રમાણે થોડી અથવા વધારે અસર થાય છે. મન એકલા મગજસહિત વિચાર કરતું નથી, પણ શરીરમાં વ્યાપી રહેલા પ્રત્યેક જ્ઞાનતંતુસહિત વિચાર કરે છે. આથી પ્રત્યેક માનસ વ્યાપારની અસર પ્રત્યેક પુટઉપર અંકિત થાય, એ સ્વાભાવિક છે. વળી વિચારના બળપ્રમાણે શારીરિક સ્થિતિમાં થોડો અથવા વધારે ફેરફાર થાય, અથવા નવો પણ ફેરફાર થાય, એ પણ સ્વાભાવિક છે.

* * * *

આખા શરીરઉપર, તેની સ્થિતિઉપર અને તેના અવયવોના વ્યાપારઉપર, મનના વ્યાપારોની અખંડ અસર થયા જ કરે છે; આમ છતાં આમાંની ઘણી અસરોનું બળ શરીરનાં ભિન્ન ભિન્ન સામર્થ્યોથી નાશને પામે છે, અથવા તેમાં ઓછોવધતો ફેરફાર થાય છે, અને તેથી તેઓનું અસ્તિત્વ આપણને પ્રકટ જણાતું નથી. પરંતુ મનના વ્યાપારો જ્યારે બળવાન્ અને ઉંડા હોય છે, ત્યારે તેમનાં વિરોધી બળથી, આ અસરમાં ભાગ્યે જ ફેરફાર થાય છે. તેઓ જેવી ઉત્પન્ન થાય છે, તે પ્રકારના સ્વરૂપવાળી જ આપણને જણાય છે, અને આપણા શરીરની સ્થિતિમાં તે પ્રમાણે ફેરફાર કરે છે.

* * * *

જ્યારે મન વિચાર કરે છે ત્યારે તેની પોતાની શક્તિઓઉપર, ઇચ્છાઓઉપર, લાગણીઓઉપર અને વલણોઉપર અસર થાય છે. કોઇ કોઇ વખતે આ અસર એટલી બધી અલ્પ હોય છે કે તે આપણને સમજાતી નથી, અને કોઇ કોઈ વખતે તે અસર સંપૂર્ણ ફેરફાર કરી મૂકે છે. આથી આપણા આખા માનસ શરીરનું ભવિષ્ય, મન જે પ્રકારના વિચાર કરે છે, તે ઉપરથી આંકી શકાય છે. આપણા સ્થૂલ શરીરના સંબંધમાં પણ એ જ સૂત્ર લાગુ પડે છે. આ કારણથી પ્રત્યેક મનુષ્યનું જીવન તેના પોતાના વિચારના હાથમાં રહેલું છે, અને આ સિદ્ધાંત સ્થપાતાં માનસ શાસ્ત્ર એ એક અસાધારણ અગત્યનું શાસ્ત્ર સિદ્ધ થાય છે.

* * * *

જે કંઇ છે તે મન જ છે, અને મન જ સઘળું કરે છે, એવો સિદ્ધાંત જે કેટલાક મનુષ્યો પ્રતિપાદન કરે છે, તેની ઉત્તમ પરિણામ પ્રકટાવવાને માટે અગત્ય છે, એનું કંઇ નથી. વળી એ સિદ્ધાંત સર્વાંશે યથાર્થ નથી. શરીરના અને મનના નિયમોને જેમ વધારે અનુકૂળ આપણે વર્તીએ છીએ તેમ વધારે સારાં અને વધારે ઉંચાં ફળનો આપણે અનુભવ કરીશું. મનુષ્યના શરીરમાં ઘણાં સામર્થ્યો હોય છે; તે સર્વમાં પોતપોતાનું બળ હોય છે; તે સર્વ પોતપોતાનાં સ્વાભાવિક બળને પ્રકટાવે છે; પરંતુ આ વિવિધ સામર્થ્યોમાં મનનું સામર્થ્ય માત્ર એક સામર્થ્ય છે. એમ છતાં વિશેષમાં એટલું જ છે કે મનના સામર્થ્યમાં બીજાં સામર્થ્યોઉપર અસર કરવાની, તેમાં ફેરફાર કરવાની, અને તેમને સંપૂર્ણ રીતે પોતાને વશ વર્તાવવાની સત્તા છે. આથી મનનું બળ એ સર્વોપરિ બળ છે, અને બાકીનાં સઘળાં સામર્થ્યોના વ્યાપારને તે નક્કી કરી આપનાર છે.

* * * *

———

(અપૂર્ણ.)

ફ્રેઝેંકસ કંપનીતરફથી તા. ૨૫ મી ઓગસ્ટે મળેલો છેલ્લામાં છેલ્લો પત્ર તે કંપનીના શેરહોલ્ડરોની જાણને માટે અત્ર પ્રસિદ્ધ કર્યો છે.

---

513, Chamber of Commerce, Los Ageles, Cal.

*July 30th 1911.*

*SHRI CHHOTALAL JIVANLAL,*

BARODA, India.

Dear Brother: I was very much delighted to receive your favor of the 23rd of June. I have recently heard from Mr. Bryant that you had been ill; and I am certainly rejoiced to know that your health has improved. I send you my best wishes for improved and continued good health, peace, happiness and prosperity.

Your letter arrived last Wednesday, two days after our annual meeting, and I thank you very much for the valuable suggestions contained. Our report has already been printed, and is now in the hands of the printer to be bound with views made from photographs taken of the two ranches.

The report will be found to give a full account of the development of our ranches; together with financial statement, giving in detail the assests and liabilities of the company; the location of its properties together with valuations, and mortgages and contracts owned by the company.

As stated in the report I consider the company in fine condition, with splendid prospects for success. Oranges are the one grand staple of California, and with a growing plan of over two hundred acres, I think our future shines brightly. The demand for California oranges seems to be increasing rapidly each year; and with the further development of the industry, other methods of use, as the making of orange juice, marmalade, and the working up of by-products, are being introduced. I think the

industry is only at its beginning. However, copies of the report will shortly follow this letter, so that I need not repeat these statements here.

I am certainly glad of your suggestion about sending 700 copies of the report. Our reason for not so doing heretofore, was that we understood that few could read these English copies, that they would not be desired, and that the great majority would prefer your translation. Each and every stockholder is entitled to a report, and we will send you 700 as required.

Your other suggestion about a statement of receipts and disbursements is also an excellent one. You will see by the report that this has been our intention and will be inaugurated with the opening of the books for the new fiscal year, just beginning. Our new method of business management durihg the past fiscal year did not begin until October, three months after the books of that year had been opened.

For the information of those who desire to know, I will give, in a general way, the approximate receipts and expenditures of the company's development accounts, taking the year just beginning as a basis, now that the trees are planted.

In this connection I wish to say a word or so about **VALUES.** I may be pardoned for the insufficient knowledge I may display of the customs of your country, but from the best knowledge obtainable, I understand that values in this conntry are tenfold greater (perhaps more) than in your country. The proportions between labor and the value of the product of labor may be in the same ratio, but on both sides of the "ledger," values are, in this country, multiplied over what they are in your country.

Labor in California, the cheapest intelligent farm labor that can be obtained, costs from $2 to $2.50 per day or $60 per, month.† In India, as I understand it, such labor could be obtained for $6 per month, perhaps less. Here the laborer must pay the proportionate high price for his home (rent of his house), his clothing, his food, etc. Thus laborers (farm hands) receive

† $ આ ચિહ્ન ડોલરનું છે, અને એક ડોલરની કિંમત ત્રણ રૂપીયા બે આના છે.

from $50 to $75 per month. If this be taken as a basis of comparison of values, it will doubtless be an aid in understanding our values in America. As ranch hands command $50 to $75 per month, foremen command $75 to $100 per month, a business manager from $150 to $200 and upward. A team of horses or mules costs $400, $500, $600. Orange groves in bearing cost from $1000 to $2500 per acre.

In the management of the company there is but one salary paid and that is to Mr. Jamison. During the time Mr. Jamison has been East, we having exchanged places owing to his father's death, but the one salary has been paid.

Mr. Shoemaker, receives no salary ( except when in California ).

Mr. Jamison, as Secretary and Treasurer, received $150 per month.

He has charge of all the office work, finances, bookkeeping and general detailed business management. He lives now permanently at Pomona.

Mr. Daniels receives no pay for acting as Asst. Secty. He is paid wages for the labor he does in cultivating the ranch at Exeter of $85 per month.

Mr. Hampton receives no pay for acting as Asst. Treas. He is paid wages for the labor he does in cultivating the ranch at Pomona of $85 per month.

The company employs no other office help or clerical assistants.

Mr. Daniels at Exeter, and Mr. Hampton at Pomona, in addition to the labor which they perform on the ranches supervise the other ranch hands which we employ. At Exeter we employ three men under contract, one an orange expert, at $183.33 per month for the three.

Also one man at $60 per month and other labor by the week or month during the summer irrigating season, as required.

At Pomona we employ one ranch hand at $60 per month and one at $50, and during rhubarb season, such other help as may be necessary.

We estimate the development expenses of the Exeter ranch for the year, including the pay to Mr. Daniels and the other ranch hands mentioned, horse feed, repairs, distillate, etc. etc. now that the ranch is planted complete, at from $7000 to $9000.

We estimate the development expenses of the Pomona ranch including the pay to Mr. Hampton, horse feed, labor as above stated etc. to be about $3000, to $4000, but this will be reduced by the receipts from local rhubarb shipments, corn etc. by perhaps from $2000 to $2500. The company rents an office at Los Angeles at $15 per month. Then there are the usual office expenses, postage stationery, etc. etc. The company pays a tax to the State of California on its charter of $100 per year. The real estate taxes assessed by the state, county and city against its properties will amount to from $800 to $1100. From interests on mortgages, & rents of properties, the company should receive from $1000 to $1500. From commissions on the shipment and packing of some few cars of fruit from neighboring ranch at Pomona $300 to $500.

These are as near as I can give you, the general running expenses of the company, together with present receipts. Next year a statement will be issued.

As previously stated and as embodied in the report just issued, the present disbursements of the company cannot be counted as expenses, as practically all money now being spent is going into increasing the VALUE and PRODUCTIVENESS of our ranches which makes them Capital expenditures and should come back to us later as a harvest. Our ranches are increasing in value, yearly, several times the amount of money that is being expended. I consider the value of our two ranches, as shown in the report as very conservative.

In all the statements which I may make, I prefer to err on the side of conservatism. However, I may be premitted at this point to make one statement which may aid in throwing some more light on the problem The company now has planted and growing 186 acres of oranges, and other fruit. Orange groves in full bearing usually net from $100 to $300 and up per acre. The orange tree usually comes into bearing the third or fourth year. As the tree becomes older the quality of the fruit as well as the size of the crop improves But as I have said in previous statements, " We judge not that we be not judged." " Man proposes but God disposes. " We may sow the seed, our labor, our ability, our effort, but GOD giveth the INCREASE

And now, my good brother, a word with thee. I know what thee and those who have been with thee have had to meet and to bear from unkind and unjust men. We have all borne our burdens, but none perhaps so heavy as thine. From the point which we have now reached, I think the sun shines upon thee its rays of vindication. I think that none can now prove that their investment is not a safe one, or gainsay what its earning profits may be. ( I wish not to speak too boldly of the future.) I know that many will still criticise the delayed dividends, but whatever mistakes have been made they have been errors of the head and not of the heart. Perhaps some setbacks, some rugged places yet in our road, but there is this thought of satisfaction, to those of us who have acted as the guardians and trustees of these investments Our two large ranches are planted entire, mostly to oranges They are free and clear of debt (since the closing of our books, last month, we have paid off the entire balance due on our trees, leaving our liabilities reduced to only the three mortgages on our rented houses). The orange industry is one that is endorsed by our courts and by the judgment of our best business men, and is acknowledged throughout the land.

I send to thee and to all the brethern, my very best wishes. May the vibrations of health and happiness increase to thee exceedingly.

Sincerely.

( Sd. ) COMLY SHOEMAKER.

---

## અઢીસો રૂપીઆમાં અમર નામ.

નડિયાદ અનાથાશ્રમના મકાનનું બાકીનું કામ ફરીથી શરૂ કરવામાં આવ્યું છે. આશ્રમના અંગે દવાખાનું, નિશાળ, અપંગ ગૃહ, સ્ત્રીઓમાટેનું પૃથક્ ગૃહ વિગેરે માટે હાલમાં ૨૫ નવી ઓરડીઓની જરૂર છે. આવી દરેક ઓરડી બાંધતાં રૂ. ૫૦૦) ખર્ચ થાય છે તથાપિ જે ગૃહસ્થ એકી વખતે રૂ. ૨૫૦) આપશે તે ગૃહસ્થના નામની એક ઓરડી બાંધી તે ઉપર આરસ પહાણની તખ્તી ચોડી આશ્રયદાતાનું નામ અમર કરવામાં આવશે. હાલના મકાનમાં જુદા જુદા ૨૧ ગૃહસ્થોએ પોતાના નામની ઓરડીઓ બંધાવી આપેલી છે. આશા છે કે સખી ગૃહસ્થો આ ઉત્તમ તકનો લાભ લેવા ચુકશે નહીં. વધુ વિગત માટે લખો અગર રૂબરૂમા મળો.

મંત્રી—હિંદુ અનાથાશ્રમ—નડિયાદ.

Registered N. B. 185



रूप (पुस्तक) २३. भाद्रपद कृष्ण० १४. संवत् १९६७. दर्शन (अंक) ११.

श्लोकः ।

कदली कमल न चा हिमं
मलयोत्थं यमपोहितुं क्षमम् ।
भवदंघ्रिवियोगपावको
हृदये मा स कदाचनेध्यताम् ॥

**અર્થઃ**—હે ભગવન્ ! આપના ચરણના વિયોગરૂપ જ્વરાગ્નિ, જેને ટાળવા કેળ, કમળ, બરફ કે ચંદન કંઈ સમર્થ નથી, તે અમારા હૃદયમાં કદાપિ ધગધગી રહો મા !

---

प्रसिद्ध करनार

# श्रेयस्साधकअधिकारिवर्ग—वडोदरा.

तरफथी

અમદાવાદ—શ્રી "સત્યવિજય" પ્રિન્ટિંગ પ્રેસમાં શા. સાંકળચંદ હરિલાલે છાપી પ્રસિદ્ધ કર્યું.

---

વાર્ષિક લવાજમ પોસ્ટેજસાથે રૂ. ૨-૦-૦ વર્ષના આરંભમાં જ.

# प्रभानुक्रमणिका.



---

## अगत्यनी सूचना.

મહાકાલ પ્રત્યેક માસની વદિ ૧૪ ઉપર પ્રકટ થાય છે; અને તેના ગ્રાહકોને તે બીજા માસની શુદિ દશમસુધીમાં મળે છે. આથી જે ગ્રાહકોને એ અરસામાં અંક ન મળે તેમણે પોસ્ટ દ્વારા તરત જ અમને જણાવવું. ઠેકાણું બદલનારે પોતાનું અસલનું ઠેકાણું જણાવવા કૃપા કરવી. તેમ નહિ કરનારના પત્રઉપર ધ્યાન આપવામાં આવતું નથી.

વ્યવસ્થાપક, મહાકાલ, વડોદરા.

તંત્રી—હીરાલાલ જીવનલાલ, ગોવિંદાશ્રમ—વડોદરા.




रूप (पुस्तक) २३—भाद्रपद कृष्ण० १४, संवत् १९६७. दर्शन (अंक) ११.

॥ ॐ श्रीँ ॥

# विश्वमांहि विश्वपति सर्वदा ओतप्रोत ज रहे छे.

પદ. ( મોહનજીને મળવા, તલપે છે, એ લય. )

પ્રભુ કહે ' મુજ વિશ્વે, વિધવિધ રૂપે હું થાઉં રે. '
પ્રેમનો અગ્નિ જ્યાં પ્રકટે ત્યાં,
કાષ્ઠ બની હું જાઉં રે; પ્રભુ૦

દીપક જ્ઞાનનો જોતાં તેમાં,
પતંગ બની ઝંપલાઉં રે;—
ભક્તિતણી જ્યાં સરિતા વહેતી,
માછલું થઈ ત્યાં ન્હાઉં રે;—
સ્નેહતણું ફળ જ્યાં લટકે ત્યાં,
પક્ષી બની તે ખાઉં રે;—
શુભદૃષ્ટિમય નયનવિષે તો,
કાજળ થઈ અંજાઉં રે;—
હિતકેરી વાણીમાં તો હું,
સ્વરરૂપે જ પૂરાઉં રે;—
અનન્ય ભક્તિ જો બેડી તો,
હું કેદી જ ગણાઉં રે;—
મનના મેલામાંહિ કઠિન હું,
ઠળીઓ થઈને છુપાઉં રે;—
જે જે મારૂં ધ્યાન કરે છે,
નિત્ય હું તેમને ધ્યાઉં રે;—
જ્યાં જે રૂપ અનુકૂળ ભાસે,
ત્યાં તેવો કહેવાઉં રે;—

---

દેવરૂપ જ છે એવું સ્વીકાર્યું છે. તેથી એમાં લેશ પણ ભેદ સ્વીકારવામાં આવ્યો નથી. તેથી ઉત્પત્તિનું સમર્થન કરવા એ ચારમાં ભેદ સ્વીકારો તો સમ સિદ્ધાન્તની પ્રાપ્તિ થાય છે. વળી ભગવાન્થી આ ચાર વ્યૂહો ન્યૂન છે એવું માનવામાં આવે તો પછી ભગવાનના ચાર જ વ્યૂહો લેવા અયોગ્ય છે કારણ કે બ્રહ્માદિ સ્તંબપર્યન્ત સમસ્ત જગત્ જ ભગવાનના વ્યૂહરૂપ છે. તેથી ચાર જ વ્યૂહો ગણવા એ અયોગ્ય છે.

આ સિદ્ધાન્તની ઉપેક્ષા કરવામાં એક અધિક કારણ દર્શાવી શ્રીસૂત્રકાર આ સિદ્ધાન્તનું ખંડન તથા આ દ્વિતીય પાદ હવે સમાપ્ત કરે છે.

विप्रतिषेधाच्च ॥ ४५ ॥

સૂત્રાર્થઃ—પૂર્વાપર વિરોધ તથા વેદનિન્દા હોવાથી પણ આ મત ઉપેક્ષ્ય છે.

આ સૂત્રથી એ જણાવ્યું કે આ ભાગવત મતમાં પૂર્વાપર વિરોધ અનેક પ્રકારે ભરેલો છે. એક જ પદાર્થને ગુણ તથા ગુણી લેવામાં આવ્યો છે. જ્ઞાન એ ગુણ છે અને ગુણી છે એમ સ્વીકારવામાં આવે છે. જ્ઞાન, ઐશ્વર્ય, બલ, શક્તિ, વીર્ય, તેજસ્ એ ગુણો છે એમ કહી **आत्मा न एवै ते भगवन्तो वासुदेवाः**—એ સર્વ આત્મા છે, ભગવાન્ વાસુદેવ જ છે એ રીતે કહેવામાં આવ્યું છે. વળી આ મતમાં વેદનિન્દા પણ દેખાય છે. **चतुर्षु वेदेषु परं श्रेयोऽलब्ध्वा शाण्डिल्य इदं शास्त्रमधिगतवान्**—ચારે વેદોમાંથી પરમ શ્રેયસ્‌ની પ્રાપ્તિ ન મેળવી, આ શાસ્ત્રના કર્તા શાણ્ડિલ્ય ઋષિએ આ શાસ્ત્ર મેળવ્યું છે—આ રીતે ચારે વેદોની નિન્દા આદિ આ મતમાં કરી છે. તેથી આ મત અસંગત છે.

આ રીતે આ મતનું ખંડન કરી આ તર્કપાદને અહિં શ્રીસૂત્રકાર સમાપ્ત કરે છે.

। इति द्वितीयाध्यायस्य द्वितीयः पादः ।

---

## अथ द्वितीयाध्यायस्य तृतीयः पादः ।

न वियदश्रुतेः ॥ १ ॥

સૂત્રાર્થઃ—આકાશ ઉત્પન્ન થયું નથી કેમકે શ્રુતિમાં ઉત્પત્તિપ્રકરણમાં આકાશ કહેવામાં આવ્યું નથી.

આ અવિરોધાધ્યાય છે અને તેનું તૃતીય પાદ અહિંથી શરૂ થાય છે. દ્વિતીય પાદમાં તર્કવશાત્ દેખાઈતા વિરોધનો શ્રીસૂત્રકારે પરિહાર કર્યો. હવે વેદાન્તમાં ભિન્ન ભિન્ન પ્રકારે ઉત્પત્તિને કથન કરનાર શ્રુતિઓ જોવામાં આવે છે. કેટલીક શ્રુતિઓ આકાશની ઉત્પત્તિ કહે છે અને કેટલીક કહેતી નથી; કેટલીક વાયુની ઉત્પત્તિ કહે છે અને કેટલીક કહેતી નથી. આ જ પ્રમાણે જીવ અને પ્રાણના સંબંધમાં પણ દેખાય છે. આ રીતે ક્રમાદિના સંબંધમાં શ્રુતિમાં આપાતતઃ વિરોધ દેખાય છે. પૂર્વપક્ષીના પક્ષનું ગયા સૂત્રમાં વિરોધવશાત્ ઉપેક્ષણ કરવાનું શ્રીસૂત્રકારે કહ્યું છે તો તે જ પ્રમાણે વેદાન્તપક્ષમાં પણ એવો પરસ્પર વિરોધ હોય તો એની પણ ઉપેક્ષા કરવાનું પ્રાપ્ત થાય તેથી સર્વ વેદાન્તમાં રહેલી ઉત્પત્તિ શ્રુતિના વિરોધને દૂર કરી તેના અર્થને નિર્મલ કરવા અર્થે આ અધ્યાયનો ઉત્તર સંદર્ભ છે. ત્યાં ચતુર્થ પાદમાટે પ્રાણવિષયક વિરોધનો પરિહાર રાખી, આકાશાદિ વિષયક વિરોધ કરવા આ તૃતીય પાદની પ્રવૃત્તિ કરી છે.

ત્યાં પ્રથમ આકાશના સંબંધમાં ચિન્તન કરવામાં આવે છે કે આકાશની ઉત્પત્તિ છે કે નહિ ? ત્યાં પૂર્વપક્ષ એ પ્રાપ્ત થાય છે કે આકાશની ઉત્પત્તિ નથી કારણ કે ઉત્પત્તિ પ્રકરણમાં આકાશનું ગ્રહણ શ્રુતિમાં કરવામાં આવ્યું નથી. છાંદોગ્યોપનિષદ્‌માં सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयम्–હે સૌમ્ય ! આ સર્વ ઉત્પત્તિપૂર્વે એક અદ્વિતીય સદ્‌રૂપ જ હતું–એમ સત્‌શબ્દથી બ્રહ્મનું પ્રતિપાદન કરી કહ્યું છે કે तदैक्षत तत्तेजोऽसृजत–બ્રહ્મે ઈક્ષણ કર્યું અને તેજસ્‌ની સૃષ્ટિ કરી. આ રીતે પાંચ ભૂતોમાં મધ્યમ ભૂતરૂપ તેજસ્ તેની જ પ્રથમ સૃષ્ટિ કહી તેજસ્, અપ્ અને અન્ન–તેજસ્, જલ અને પૃથિવી–એ ત્રણની જ ઉત્પત્તિ કહી છે. અતીન્દ્રિય અર્થના વિજ્ઞાન થવામાં શ્રુતિ, પૂર્વપક્ષી કહે છે કે, આમારું પ્રમાણ છે અને અહિં આકાશની ઉત્પત્તિ જણાવનાર શ્રુતિ નથી તેથી આકાશની ઉત્પત્તિ નથી.

આ પ્રમાણે આ સૂત્રથી પૂર્વપક્ષનું શ્રીસૂત્રકારે કથન કર્યું. ત્યાં મુખ્ય પૂર્વપક્ષ તો છે કે આકાશના સંબંધમાં ઉભયવિધ શ્રુતિ મળે છે તેથી એ સંબંધમાં શ્રુતિઓનું અપ્રામાણ્ય છે. પણ તે કહેવા પૂર્વે આ સૂત્રથી આકાશ ઉત્પન્ન થતું નથી એવો એક દેશી પૂર્વપક્ષ પ્રથમ શ્રીસૂત્રકારે જણાવ્યો; હવે મુખ્ય પૂર્વપક્ષ કહે છે.

अस्ति तु ॥ २ ॥

સૂત્રાર્થઃ—પણ અન્યત્ર આકાશની ઉત્પત્તિની શ્રુતિ છે.

તુઃ—આ શબ્દ અન્ય પક્ષનો સ્વીકાર દર્શાવે છે.

આ પૂર્વપક્ષસૂત્રમાં એ કહ્યું કે છાંદોગ્યોપનિષદ્‌માં ભલે આકાશની ઉત્પત્તિ નહિ કહી હોય પણ અન્ય શ્રુતિમાં એ કહી છે. તૈત્તિરીયમાં सत्यं ज्ञानमनन्तं ब्रह्म સદ્‌રૂપ; જ્ઞાનરૂપ અને અનન્ત બ્રહ્મ–એમ કહી तस्माद्वा एतस्मादात्मन आकाशः संभूतः–આ પ્રકારના આત્મામાંથી આકાશ ઉત્પન્ન થયું છે એમ આકાશની ઉત્પત્તિ કહી છે. તેથી આમ

આ પ્રકારના પૂર્વપક્ષ પ્રાપ્ત થતાં સિદ્ધાન્તી એકદેશી શું કહે છે તે શ્રીસૂત્રકાર કહે છે.

**गौण्य संभवात् ॥ ३ ॥**

સૂત્રાર્થઃ—આકાશની ઉત્પત્તિ કહેનાર શ્રુતિ ગૌણી લેવી કેમકે આકાશની ઉત્પત્તિનો સંભવ નથી.

આ અધ્યાયમાં હવે આવો ક્રમ રાખવામાં આવ્યો છે કે પ્રથમ પૂર્વપક્ષનું પ્રતિપાદન છે અને પૂર્વ પક્ષનું ફલ એ છે કે શ્રુતિનું એ સંબંધમાં પ્રામાણ્ય નથી, ત્યાર પછી સિદ્ધાન્તીના એકદેશીનું મત આપવામાં આવ્યું છે અને ત્યાર પછી મુખ્ય સિદ્ધાન્ત આપવામાં આવ્યો છે અને એ સિદ્ધાન્તપ્રમાણે શ્રુતિમાં વાસ્તવ વિરોધ નથી માટે તેમની એકવાક્યતા થઈ શકે છે અને તેથી બ્રહ્મમાં સમન્વયની સિદ્ધિ થાય છે.

આ નિયમપ્રમાણે આ સૂત્રથી એકદેશીનો સિદ્ધાન્ત કહેવામાં આવ્યો છે. એમાં એ કહ્યું કે આકાશની ઉત્પત્તિ છાંદોગ્યમાં કહી નથી તેથી આકાશ ઉત્પન્ન થતું જ નથી. તૈત્તિરીય શ્રુતિ જે આકાશની ઉત્પત્તિ કહે છે તે શ્રુતિ ગૌણી છે–ગૌણાર્થમાં લેવાની છે, કારણ કે આકાશની ઉત્પત્તિનો સંભવ નથી. શ્રીકણાદ મતને અનુસરનાર વૈશેષિકો જીવતા બેઠા છે ત્યાં સુધી આકાશની ઉત્પત્તિ સિદ્ધ થઈ શકે તેમ નથી. વૈશેષિકો કહે છે કે આકાશની કારણ સામગ્રી નથી માટે આકાશ ઉત્પન્ન થઈ શકે તેમ નથી. જે જે ઉત્પન્ન થાય છે તે સર્વ સમવાયિ કારણ, અસમવાયિ કારણ અને નિમિત્ત કારણ એ ત્રણ કારણોવડે ઉત્પન્ન થાય છે. જે કાર્ય દ્રવ્ય છે તેનું સમવાયિ કારણ એક જાતિના અનેક દ્રવ્યો હોય છે. પટ એ કાર્ય દ્રવ્ય છે તો એનું સમવાયી કારણ અનેક જાતિના પદાર્થ જે તંતુઓ તે છે. આ રીતે આકાશનું આરંભક આવું એક જાતિનું અનેક દ્રવ્ય હોવું જોઈએ પણ તે છે નહિ. સમવાયિ કારણ નહિ હોય ત્યાં સમવાયિ કારણના સંયોગરૂપ અસમવાયિ કારણનો અસંભવ છે. તેથી સમવાયિનો અહિં અભાવ છે અને અસમવાયિનો પણ અભાવ છે તો એ બે વિના આકાશ કેવી રીતે ઉત્પન્ન થાય? આ બે કારણની મદદથી નિમિત્ત કારણ પ્રવૃત્ત થનારું છે તેથી એ બેના અભાવે આકાશનું નિમિત્ત કારણ દૂરાપાસ્ત છે. તેથી કારણ સામગ્રીના અભાવને લીધે આકાશની ઉત્પત્તિનો અસંભવ છે.

તેજસ્ આદિ જે જે ઉત્પન્ન થાય છે તેના પૂર્વકાલ અને ઉત્તર કાલમાં તેમનાં સ્વરૂપનો ભેદ હોય છે. તેજસ્‌ની ઉત્પત્તિપૂર્વે એનું પ્રકાશાદિ કાર્ય હોતું નથી અને તેજસ્ ઉત્પન્ન થાય છે ત્યારે એનું પ્રકાશાદિ કાર્ય થાય છે. આવો ભેદ પણ આકાશમાં પૂર્વોત્તરકાલમાં અસંભવ છે, આકાશ ઉત્પન્ન નહોતું થયું ત્યારે કયો પદાર્થ અવકાશરહિત,* છિદ્રરહિત, સુષિરરહિત હતો? વળી પૃથિવ્યાદિ જે ઉત્પન્ન થનાર છે તે સર્વ અવિભુ છે, સર્વગત છે અને આત્મા વગેરે વિભુ છે તે ઉત્પન્ન થનાર નથી પણ અજ છે. તેથી પૃથિવ્યાદિથી વિભુત્વરૂપ વૈલક્ષણ્યવાળું આકાશ હોવાથી આકાશ અજ છે અને ઉત્પન્ન થાય તેમ નથી.

આપ્રમાણે આકાશની ઉત્પત્તિનો સંભવ નહિ હોવાથી, જેમ લોકમાં જગા કર, જગા થઈ, ઇત્યાદિ ગૌણ પ્રયોગો કરાય છે, જેમ ઘટાકાશ, મેઘાકાશ, ગૃહાકાશ આદિ એક જ આકાશના ભિન્ન ભિન્ન વિભાગ ગૌણરૂપે લેવાય છે, તથા જેમ વેદમાં પણ **आरण्यानाकाशे**

* સ્થૂલના આશ્રયરૂપ અવકાશ છે, સૂક્ષ્મના આશ્રયરૂપ છિદ્ર છે અને અણુનો આશ્રય તે સુષિર કહેવાય છે.

व्यालम्बेरन्-આરણ્યકોનું આકાશોમાં આલંબન કરવું ઇત્યાદિ સ્થળે આકાશના ભેદનો ગૌણ વ્યપદેશ છે તે જ પ્રમાણે અહિં પણ આકાશની ઉત્પત્તિ કહેનાર શ્રુતિ ગૌણ અર્થમાં લેવાની છે.

આકાશની ઉત્પત્તિની શ્રુતિ ગૌણી લેવામાં એક હેતુ કહી અન્ય હેતુ હવે આપવામાં આવે છે.

शब्दाच्च ॥ ४ ॥

સૂત્રાર્થઃ—શ્રુતિ પોતે આકાશને અમૃત કહે છે તેથી આકાશ ઉત્પન્ન થતું નથી.

આ સૂત્રમાં એ કહ્યું કે ઉત્પત્તિનો અસંભવ છે માટે આકાશ અજ છે એટલું જ નહિ પણ શ્રુતિ પોતે કંઠરવથી આકાશની ઉત્પત્તિ નથી એમ કહે છે. શ્રુતિ કહે છે કે वायुश्चान्तरिक्षं चैतदमृतम्-વાયુ અને આકાશ એ અમૃત છે, નિત્ય છે. જે નિત્ય ભાવરૂપ પદાર્થ છે તે નિયમે કરીને અનાદિ છે, ઉત્પત્તિવિનાનો હોય છે. आकाशवत् सर्वगतश्च नित्यः-આકાશની માફક આત્મા સર્વગત છે તથા નિત્ય છે-એ વાક્યમાં બ્રહ્મના સર્વગતત્વ અને નિત્યત્વરૂપ ધર્મોમાં ઉપમાનરૂપે આકાશનું ગ્રહણ કર્યું છે તેથી આકાશમાં એ બે ધર્મોની એ શ્રુતિ પ્રસિદ્ધિ દર્શાવે છે. આવા આકાશની ઉત્પત્તિ અનુપપન્ન છે. અન્યત્ર પણ કહ્યું છે કે स यथानन्तोऽयमाकाश एवमनन्त आत्मा वेदितव्यः-જેમ આ આકાશ અંતરહિત છે તેમ આ આત્મા પણ છે એમ જાણવું, એ વાક્યમાં આત્માના અનન્તત્વમાં આકાશનું ઉદાહરણ છે, आकाश शरीरं ब्रह्म आकाश आत्मा-આકાશ બ્રહ્મના શરીરરૂપ છે અર્થાત્ અત્યન્ત સમાન છે, આકાશ આત્મા છે ઇત્યાદિમાં પણ બ્રહ્મવત્ આકાશ અનાદિ છે એમ કહેલું જણાય છે. જો આકાશ ઉત્પત્તિવાળું હોય તો એ બ્રહ્મના વિશેષણરૂપ નહિ થાય. નીલ એ ઉત્પલનું વિશેષણ થાય છે કેમકે બેનો અભેદ છે, અત્યંત સામ્ય છે. તેમ આકાશ બ્રહ્મને અત્યંત સમાન હોય તો જ બ્રહ્મનું શરીર એ કહેવામાં આવે તેથી આકાશ નિત્ય છે, અને તેને લીધે એનું બ્રહ્મસાથે સામ્ય છે, એ શ્રુતિ સ્પષ્ટપણે કહે છે.

( અપૂર્ણ )

---

# તનમનમતિમાં પોતાના ઐશ્વર્યનો આવિષ્કાર કરવાને ઈશને વિજ્ઞપ્તિ.

પદ. ( હે દેવર્ષિ ! હવે શું થશે, એ લય. )

હે ઈશ ! મન મતિ શરીરમાં, યાચું કરો આ વાર,—
મહા આપના ઐશ્વર્યનો, અદ્‌ભુત[1] આવિષ્કાર, હે ઈશ૦
મુજ દેહની ભીતર બહિર, વિકસો પ્રભુ એ રીત,
ભૌતિક અણુ સહુ થઈ રહે, શુદ્ધ સત્ત્વમય, પુનીત[2], હે ઈશ૦
ધાતુ બધા નિર્દોષ થઈ, બળ ઓજસ્ ઉભરાય,
પગથી શિખાસુધી વિપુલ[3] જીવન-પુષ્ટ થઈ રહે કાય, હે ઈશ૦
( જેથી ) કર્તવ્ય માનવદેહનાં, સાધી શકું હું સર્વ,

---

૧ બહાર પ્રકટ કરવું તે. ૨ પવિત્ર. ૩ પુષ્કળ.

આયુપૂની પ્રતિક્ષણ થઈ, રહે મારી મોટું પર્વ, હે ઈશ૦
કરી તનુ સર્વોત્તમ પછી, નવ વિરમતા મુજ નાથ,
વિષભર્યા કાંચન કળશથી, શું વળ્યું, આવે હાથ, હે ઈશ૦
ઉભરાતી નદીસમ કંઈ તનુ, આરોગ્યથી ઉભરાય,
હિત સ્વપર પણ આખા જીવનમાં, તે વડે નહિ થાય, હે ઈશ૦
ઉન્મત્ત નદી, તટસ્થિત કરે જેમ આમ તરુનો નાશ,
સંગી જનોને તેમ તે, ઉપજાવતાં તનુ ત્રાસ, હે ઈશ૦
આવા ન આવિષ્કારને, યાચું હું મુજ તનુમાંહ્ય,
મૌક્તિક ભર્યો માનસ સરસ્સમ, ઇચ્છું આતર બાંહ્ય, હે ઈશ૦
મનમતિની ઉંચી ઉંચી, કરજો કળા પ્રતિદિન,
વિકસાવી માનસ શક્તિઓ, આ મગજની ભિન્ન ભિન્ન, હે ઈશ૦
આજે પ્રકટ જે છે અને, જે અપ્રકટ છે હાલ,
તે સર્વ આપ પ્રભાસમી, કરજો જ ઝાકઝમાળ, હે ઈશ૦
વિદ્યાત્મિકા વિદ્યાકળા, જન હિતકારી અનેક,
પ્રકટાવી વિધવિધ શક્તિમાં, દાખો[1] કરુણોદ્રેક, હે ઈશ૦
મતિકોશને ભરજો પ્રભુ, મહા દિવ્ય સંપદ દઈ,
જે સંપદે[2] શ્રીકુબેરની, તૃણ ગણે મહાજન કંઈ, હે ઈશ૦
સંપત્તિ મહતી એક છે, સઉ વિપત્તિ જે વિણ,
જે આવતાં હુંપણું ન રહે, ક્ષણ એક આપથી ભિન્ન, હે ઈશ૦
પ્રાસન્ય જેને સિદ્ધ ઋષિ મુનિ, વેદ સંતત ગાય,
તે બ્રહ્મવિદ્યા આ મતિમાં, અંતે દો ગુરુરાય, હે ઈશ૦

---

## માનસ રસાયન

### અથવા

# યૌવન પ્રાપ્ત કરવાનો અને સ્થિર રાખવાનો માનસ ઉપાય.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૩૭૧ થી )

વિશેષમાં, મનની અનેક પ્રતિકૂળ સ્થિતિઓ નાશ પામવાની, પણ આ સઘળી સ્થિતિઓનો નાશ કરવાને માટે ક્રોધ, ભય અને ચિંતાથી મનને મુક્ત કરવું જોઈએ.

જ્યારે મનમાં ક્રોધ પ્રકટે છે ત્યારે શરીરના પુષ્કળ પુટો, અને તેમાં પણ મુખ્યત્વે કરીને જ્ઞાનતંતુઓના પુષ્કળ પુટો નાશને પામે છે. આ પુટોને શરીરમાં તત્કાળ નવા રચવાનું

૧ કરુણાની અતિશયતા. ૨ સંપત્તિ.

કાર્ય અશક્ય હોય છે; પણ જો તેઓને તત્કાળ નવા રચવામાં નથી આવતા, અને નાશ પામેલા પુટો જેઓ શરીરમાં કચરારૂપ હોય છે, તેમને બહાર કાઢી નાંખવામાં નથી આવતા તો તેઓ શરીરમાં રુધિરને વહેવાના માર્ગને પૂરી નાંખે છે.

પરંતુ સ્વચ્છ શરીરમાં જ યૌવન સ્થાયી ટકી શકે છે. રક્ષ થયેલા પુટોને શરીરમાંથી કાઢી નાંખવામાં ન આવતાં મૃત દ્રવ્ય તરીકે તેઓ શરીરમાં રહે છે, શરીરની કોમળતાનો નાશ કરે છે, હાડકાંને ખરડ કરે છે, અને આપ્રમાણે વૃદ્ધાવસ્થાને ઉત્પન્ન કરે છે.

શરીરમાં ચાલતી કુદરતી નવીકરણની ક્રિયામાં જૂના પુટોને શરીરમાંથી કાઢી નાંખવાનું સામર્થ્ય છે, અર્થાત્ થોડાં અઠવાડીયાંથી અથવા થોડા માસથી જે પુટો શરીરમાં ભરાઇ રહ્યા હોય છે, તેમને કાઢી નાંખવાનું અને તેમને સ્થાને નવા રચવાનું તેનામાં સામર્થ્ય હોય છે, પરંતુ ક્રોધથી જે પુટોનો સામટો નાશ થઇ ગયો હોય છે, તેમને સ્થાને તત્કાળ નવા પુટો રચવાનું તેનામાં સામર્થ્ય નથી.

આથી સ્પષ્ટ થાય છે કે ક્રોધથી પ્રસંગોપાત્ત આ નવીકરણની ક્રિયાને પોતાને માથે હદ ઉપરાંત કામ કરવાનું આવી પડે છે, અને તેથી વસ્તુતઃ તેની શક્તિ કુંઠિત થઇ જાય છે; અને તેથી શરીરને જુવાન રાખવાનું તેનું સામર્થ્ય થોડા અથવા વધારે પ્રમાણમાં અફળ થાય છે.

જ્યારે નવીકરણની ક્રિયા પોતાનો ઉદ્દેશ સિદ્ધ કરવામાં નિષ્ફળ જાય છે ત્યારે શરીરને વૃદ્ધ કરનાર ક્રિયાનું શરીરમાં બળ જામે છે, અને જો તેના બળને સત્વર તોડી પાડવામાં નથી આવતું તો આખા શરીરને અલ્પ સમયમાં વૃદ્ધ થવાની ટેવ પડવા માંડે છે. આમ છતાં, આ ટેવ દૂર કરી શકાય એવી છે; સઘળી જ ટેવો ટાળી શકાય એવી હોય છે, પરંતુ ટેવ પડ્યા પહેલાં તેને પડતી જ અટકાવવી, એ પડ્યા પછી તેને ટાળવાનો ઉપાય કરવા કરતાં વધારે ડહાપણભરેલું છે.

ક્રોધથી મનને મુક્ત કરવા માટે, આ જગત્માં જેઓ માત્ર શુભને જ સંપાદન કરવાનો પ્રયત્ન કરે છે તેમના હિતને માટે જ આ જગત્માં સઘળું પ્રવૃત્ત કરે છે, એ વિચારને દૃઢ કરવો જોઇએ.

જગત્માં જે કંઇ થાય છે, તે આપણા હિતને અર્થે જ થાય છે, એવા વિચારવાળાને કશાઉપર ક્રોધ કરવાનું પ્રયોજન નથી. આપણું હિત કરનાર પ્રાણિપદાર્થઉપર આપણે ક્રોધ કરતા નથી; અને જ્યારે આપણે તનમનથી શુભને જ અને કેવળ શુભને જ સંપાદન કરવાનો પ્રયત્ન કરીએ છીએ ત્યારે જગત્માં સર્વ આપણું હિત કરવાની જ સર્વદા પ્રવૃત્તિ કરે છે.

જ્યારે ક્રોધનો મનમાંથી સમૂળ નાશ થાય છે ત્યારે સઘળી પ્રતિકૂળ મનોવૃત્તિઓનો પણ નાશ થાય છે. આમ થવાની અત્યંત અગત્ય છે, કારણ કે મનના સઘળા વિરોધી વ્યાપારો શરીરનાં સઘળાં કુદરતી સામર્થ્યોના વ્યાપારમાં અને તેમાં પણ શરીરની વૃદ્ધિ કરનાર જે સામર્થ્યો છે, તેમના વ્યાપારમાં પ્રતિબંધ કરનારા હોય છે.

પરંતુ યૌવનને નીભાવવાને માટે આખા શરીરની અખંડ વૃદ્ધિ અને વિકાસ ચાલ્યા કરવાની કેવળ જરૂર છે, તેથી મનમાં કોઇ પણ પ્રકારના વિરોધને ટકી રહેવા દેવો, એ યૌવનને પ્રસારનાર શક્તિઓનો જ પ્રતિરોધ કરનાર થાય છે, અને તેમ થતાં યૌવન સ્થિર રહેતું કાં તો અટકે છે, અથવા તેનો સંપૂર્ણ નાશ થાય છે.

નિરંતર યુવાન રહેવાને માટે કોઇનાથી પણ વિરોધી વર્તન ન કરવાનો મનને અભ્યાસ પાડવો જોઇએ, અને પ્રત્યેક વસ્તુમાં જે વધારે ઉચ્ચ જીવનતત્ત્વ રહ્યું છે, તેને અનુકૂળ વર્તવાની ઇચ્છાવાળા જ્યારે આપણા પ્રત્યેક વિચારો થાય છે ત્યારે આ કાર્ય રમતજેવું થઈ રહે છે.

જ્યારે મન ભયથી આકુળ થાય છે ત્યારે શરીર દુર્બળતાવાળું થાય છે, અને શરીરને રચનારાં અને તેની વૃદ્ધિ કરનારાં સઘળાં સામર્થ્યોનો વ્યાપાર બદલાઈ જાય છે. આમ થતાં પૂર્વે જ્યારે તેઓ શરીરને રચવાનો અને તેનો વિકાસ કરવાનો પ્રયત્ન કરતાં હતાં ત્યારે હવે તેઓ તેનો નાશ કરવાનો પ્રયત્ન કરે છે. તે જ પ્રમાણે મન જ્યારે ચિંતાને અને વ્યગ્રતાને સેવે છે, અથવા જે સ્થિતિમાં પોતાના બળનું ભાન ભૂલી જવાય છે, અને પોતાની દુર્બળતા ઘણા મોટા રૂપમાં જોવાય છે, એવી સ્થિતિને સેવે છે ત્યારે પણ તેવો જ પરિણામ આવે છે.

શોક પણ હાનિકારક છે. તે શરીરની પેશીઓનો ક્ષય કરે છે, પશ્ચાત્તાપ, આત્મતિરસ્કાર, નિરાશા, અને એવી જ બીજી સર્વ સ્થિતિઓનો, ઘણું કરીને જરા ઓછા પ્રમાણમાં, પણ તેવો જ પરિણામ આવે છે.

પરંતુ યૌવનને સ્થિર રાખવાને માટે, જે કંઇ શરીરનો ક્ષય અથવા વિનાશને કરનાર છે, તે સર્વનો સમૂળ નાશ કરવો જોઇએ.

મનના સ્વાર્થી વ્યાપારો પુટોને સંકુચિત કરે છે; અને પુટોનો સઘળો નિયમવિરુદ્ધ સંકોચ તેમને ચીમળાવી નાંખે છે, શુષ્ક કરી નાંખે છે, અને તેમને શરીરમાં કચરારૂપ કરે છે.

સ્વાર્થી થવું એટલે કે હદઉપરાંત પોતાના વિચારોમાં એકાગ્ર થવું; અર્થાત્ સ્વાર્થી મનુષ્ય પોતાને પોતાનામાં જ કેવળ સ્થાપવાનો પ્રયત્ન કરે છે, અને આ પ્રયત્નથી તેનામાં સંકોચને પામવાનો સ્વભાવ પ્રકટે છે, અને મનમાં જે સ્વભાવ પ્રબળપણે વર્તતો હોય છે, તે શરીરના પ્રત્યેક પુટમાં પણ પ્રબળપણે વર્તનારો થાય છે.

પરંતુ સ્વાર્થવૃત્તિ એકલા શરીરના પુટોને સંકોચને પમાડે છે, એમ કંઇ નથી; તે મનની શક્તિઓને પણ સંકોચને પમાડે છે. સ્વાર્થી મનુષ્યનું મન હંમેશાં શાથી નાનું હોય છે, અને તેનું ચારિત્ર્ય, તેનું હૃદય, અને તેનો આત્મા શાથી નાનાં હોય છે, તેનો ખુલાસો આથી આપણને થાય છે.

મનમાં અતિશય પ્રબળપણે ચાલતા વ્યાપારો વિચારયંત્રના ઉપર બળાત્કાર કરે છે; પણ આવા બળાત્કારથી શરીરનાં પુટ સખ્ત થઇ જાય છે. પરંતુ ચિંતા એ અખંડ યૌવનનો મોટામાં મોટો શત્રુ છે.

જ્યારે મન ચિંતાને સેવે છે ત્યારે જડ પીડને, બરડ હાડકાંને, ચીમળાઇ ગયેલી પેશીઓને, મળથી પૂરાઇ ગયેલા પુટોને, અને મુખઉપર કરચલીઓને પ્રકટાવનાર મુખ્ય કારણોને તે ગતિમાં મૂકે છે. આનું કારણ એ છે કે ચિંતા સઘળી પ્રતિકૂળ માનસિક સ્થિતિઓમાં સઉથી ભારેમાં ભારે પ્રતિકૂળ સ્થિતિ છે, અને શરીરના રાસાયનિક જીવનઉપર જ તેની સાક્ષાત્ અસર થાય છે.

જ્યારે ચિંતાવડે શરીરનાં રાસાયનિક સામર્થ્યોઉપર અસર થાય છે, ત્યારે પુટોની રચનામાં તે ખોટાં રાસાયનિક તત્ત્વોને ઉત્પન્ન કરે છે, અને આ ખોટાં તત્ત્વો જાણે ખરેખરૂં

સુનાનું દ્રવ્ય હોય તેની પેઠે જ પુરાને પૂરી દઇને તેમને સખ્ત કરી મૂકે છે.

શરીરમાં જામેલા સુનાના તત્ત્વને કાઢી નાંખવું, એ યૌવનને સ્થિર રાખવાની કુંચી છે, એમ વિદ્વાનોથી મનાતું આવ્યું છે, અને તેને કાઢી નાંખવાની ઘણી રીતો પ્રયોજવામાં આવે છે. આ સર્વ રીતોમાં વરાળનું જળ પીવાની રીત એ એક અત્યંત સબળ ઉપાય છે, એમ મોટે ભાગે માનવામાં આવે છે; પરંતુ મનુષ્ય ગમે તેટલું વરાળનું જળ પીએ પણ જો તે ચિંતાને સેવ્યા કરે છે તો તે યૌવનને સ્થિર રાખી શકવાનો નહિ.

જ્યારે મન ચિંતાને સેવે છે ત્યારે જેમ ક્રોધથી તેના શરીરમાં વિષ ઉત્પન્ન થાય છે, તેમ તેના શરીરમાં ખરેખરાં સુનાનાં તત્ત્વો ઉત્પન્ન થાય છે. આથી જ્યાં સુધી મનુષ્ય ચિંતાને સેવતો રહે છે ત્યાં સુધી તેનાં હાડકાં બરડ થતાં રહેવાનાં, તેની ચામડીઉપર કરચલીઓ વળવાની, તેના પુટ ચીમળાઇ જવાના, તેની પેશીઓ કઠણ થવાની અને સુનાથી ભરાઇ જવાની, તેના મુખઉપર કરચલીઓ દેખાવાની, અને યૌવનને સ્થિર રાખવાને ગમે તેટલી શારીરિક કે માનસિક રીતો તે સેવતો હશે તોપણ તેના શરીરના પ્રત્યેક અણુને ઘડપણનું ભાન થવાનું અને તે ઘરડો દેખાવાનો.

આમ છતાં, એકલી ચિંતાનો નાશ કરવાથી યૌવન સદા કાળ ટકી રહેતું નથી. વૃદ્ધાવસ્થાનાં બીજાં પણ કારણો છે; પરંતુ ચિંતાનો નાશ એ એક અત્યંત અગત્યનું કારણ છે, અને વાસ્તવિક જીવંત શ્રદ્ધાનો અખંડ વિકાસ કરતા રહેવાથી ચિંતાનો નાશ કરી શકાય છે.

પરમાત્મામાં, પોતાનામાં, પ્રત્યેક મનુષ્યમાં અને પ્રત્યેક વસ્તુમાં જે મનુષ્યને સાચી શ્રદ્ધા છે, તે કદી પણ ચિંતાને સેવતો નથી. તે જાણે છે કે સઘળું તેના હિતને અર્થે જ પ્રવૃત્તિ કરે છે, કારણ કે જેનામાં વાસ્તવિક શ્રદ્ધા હોય છે, તેનું હિત કરવા તરફ જ સઘળી વસ્તુઓની પ્રવૃત્તિ હોય છે.

સઘળી વસ્તુઓમાં સાચી શ્રદ્ધા ધરવાને માટે સઘળી વસ્તુઓના ગર્ભમાં જે ચૈતન્ય તત્ત્વ છે, તેના સંબંધવાળું મનને કરવું જોઇએ, કારણ કે તે તત્ત્વ કોઇનો કદી પણ દ્વેષ અથવા વિરોધ ધરતું નથી. તે પ્રત્યેક વસ્તુની ઉન્નતિને જ સર્વદા સાધે છે.

આથી મનુષ્ય જ્યારે આ ઉચ્ચ તત્ત્વસાથે સંબંધવાળો થાય છે ત્યારે કશું પણ તેના વિરોધી રહેતું નથી. સઘળું જ તેના હિતમાં પ્રવૃત્ત થાય છે. તેને કશાની ચિંતા કરવાનું રહેતું નથી, કારણ કે સઘળું અનુકૂળ માર્ગમાં જ વહ્યા કરે છે. જ્યારે સર્વની આપણા હિતને અર્થે પ્રવૃત્તિ હોય છે ત્યારે આપણા અંતઃકરણના સર્વ ઈપ્સિતાર્થ પૂર્ણ થાય છે, અને જે ઉંચામાં ઉંચો ઉદ્દેશ આપણે સિદ્ધ કરવા ધાર્યો હોય છે, તે અવશ્ય પૂર્ણ થાય છે.

જ્યાં મનનો વ્યાપક ચૈતન્ય તત્ત્વસાથે સંબંધ હોય છે, એવા વિચારના ઉચ્ચ પ્રદેશમાં મનુષ્ય જ્યારે પ્રવેશે છે ત્યારે સઘળાં તત્ત્વો, સઘળાં સામર્થ્યો, સઘળી વસ્તુઓ અને સઘળાં પ્રાણિઓ મારા હિતને અર્થે જ પ્રવૃત્તિ કરે છે, એવું તે મનુષ્યને વસ્તુતઃ ભાન થાય છે, અને આ સ્થિતિમાં લેશ પણ ચિંતા થવી સંભવતી નથી.

પોતાના સ્વરૂપનું ભાન પણ એ જ રીતે ભય માત્રને નિર્મૂળ કરે છે.

સ્વાર્થનો નાશ કરવાને માટે મનુષ્યે પોતાને માટે પ્રયત્ન કરતા બંધ પડવું જોઇએ, અને પોતાના આત્માના અથવા પરમાત્માના નિમિત્તે જ સઘળી પ્રવૃત્તિ કરવી જોઇએ. સઘળી પ્રવૃત્તિનો ઉદ્દેશ આત્મા અથવા પરમાત્માનો સાક્ષાત્કાર કરવાનો હોવો જોઇએ,

મનુષ્યમાં એક અત્યંત ઉચ્ચ તત્ત્વ છે. આ તત્ત્વને આત્મા કહો કે પરમાત્મા કહો, પણ તે જ આપણે વાસ્તવિક પોતે છીએ, અને આ તત્ત્વને માટે જીવન ગાળવાથી, જેટલું જેટલું વાસ્તવિક જીવનને અનુકૂળ નથી, તે સર્વનો આપણા જીવનમાંથી નાશ થાય છે.

( અપૂર્ણ. )

## મિથ્યાભિમાની જીવને બોધવચનો.

પદ. ( શિરજોરી શાના ઉપર આવડી, એ લય. )

ફુલ્યો ફરે છે શાપર આટલો, કહેને જીવ ! ફુલ્યો ફરે તું શાપર આટલો.
માથું દુઃખતાં તું ઓ મા ! ઓ બા ! કરે છે,
લાંબો થઈ સુએ હાળી ખાટલો,—
વ્યાધિઆગળ ગરીબ ગાયજેવો થાય તો એ,
નમતો ન તારો ગર્વકાંટલો,—
જળઅગ્નિઆગળ જોર તારૂં ન ચાલે તો એ,
થાતો મિથ્યાભિમાની બાટલો,—
ટમટમતું માથાઉપર મૃત્યુ જો ! આઠે પહોર,
હીંડે પણ થઇ તું છકયો આખલો,—
એક પણ ઉંચું કામ સાધ્યું ન દેહ ધરી,
ઇચ્છે પણ સહુમાં પહેલો પાટલો,—
મિથ્યાભિમાન ત્યજી, સદગુરુ શરણુ ગ્રહી,
ઝટ જો ! ભવસમુદ્રનો કાંઠલો,—

## વાયુમાં છિદ્ર.

વિજ્ઞાન નામના માસિકનો હું તંત્રી છું. હું વિવિધ વૈજ્ઞાનિક ( Scientific ) વિષયોને મારા માસિકમાં પ્રકટ કરૂં છું, અને સર્વ મને વૈજ્ઞાનિક વિષયોના અધ્યેતા ( અભ્યાસ કરનાર ) જાણે છે, તોપણ વસ્તુતઃ હું ગુપ્તપણે પ્રાચીન નિગૂઢ વિદ્યાઓનો અભ્યાસ કરનારો છું; ગુપ્તપણે એટલા માટે કે આ જગત્ હજી નિગૂઢ વિદ્યાઓનો અભ્યાસ કરનારાઓની કદર કરી શકે, એટલું આગળ વધ્યું નથી, અને વિદ્વાનવર્ગનો મોટો ભાગ તો તેવા અભ્યાસ કરનારાઓને ઢોંગી, ધૂર્ત, અથવા ઠગાયલા સમજે છે.

મારા કાર્યાલયમાં : મારા હાથતળે કામ કરનારા સઘળા મનુષ્યોમાં ઈશ્વરદાસઉપર મને અધિક પ્રેમ હતો. તે મારા સર્વ કામમાં મને ઘણી મદદ કરતો, અને સર્વદા મને અનુકૂળ

વર્તતો. માત્ર તેનામાં એક જ દોષ હતો, અને તે એ કે નિગૂઢ વિદ્યાઓમાં તેને શ્રદ્ધા ન હતી. વિજ્ઞાને સ્વીકારેલા વિષયોને જ તે સાચા માનતો, અને તે વિનાની સઘળી વાતોને તે ભ્રાંત મગજની કલ્પના ગણતો. એમ છતાં પ્રેમ દોષને જોતો નથી, એ નિયમથી તેનો આ દોષ મારો તેના ઉપર અભાવ ઉપજાવવા સમર્થ થયો ન હતો; ઉલટું મારા મનમાં વારંવાર એમ થતું કે કોઈ ઉપાયે આ બિચારાના અંતઃકરણમાં નિગૂઢ વિદ્યાઓપ્રતિ અભિરુચિ ઉત્પન્ન કરી શકાય તો ઘણું સારૂં. એક દિવસે કામકાજથી પરવારી અમે બંને વિશ્રાંતિ લેતા બેઠા હતા, ત્યારે તે કહેવા લાગ્યો, આ વિશમા શતકમાં વિજ્ઞાન ઘણું જ આગળ વધવાનું, એમાં કશો જ શક નથી. તારનાં દોરડાંથી સંદેશા મોકલવાનું નીકળી જઇ, તેને સ્થાને તારવિના સંદેશા મોકલવાની કળા ( Wireless telegraphy ) સર્વત્ર પ્રસરશે, આગગાડીઓ નીકળી જઈ તેમને સ્થાને હવામાં ઉડતાં વાહનો ( Flying machines ) થશે, ધાતુનાં પાત્રો નીકળી જઇ તેમને સ્થાને ટીપી શકાય એવા કાચનાં સ્વચ્છ વાસણો થશે, હાલના કાગળો નીકળી જઇ તેમને સ્થાને ધાતુના કાગળો થશે, અને આવા આવા સેંકડો અત્યંત આશ્ચર્યકારક શોધો થશે. આ શતકને હજી દશ વર્ષ જ થયાં છે, એટલામાં તો સેંકડો નવા શોધો થયા છે, અને મહાવિદ્વાનો પોતાની પ્રયોગશાળાઓમાં તથા અભ્યાસાલયમાં સેંકડો નવા અત્યંત આશ્ચર્યકારક શોધોના વિચાર કરતા બેઠા છે. અહો ! વિજ્ઞાનની ગતિ અદ્‌ભુત છે, અત્યંત આશ્ચર્યજનક છે !

હું જરા પણ આશ્ચર્ય દર્શાવ્યા વિના શાંતિથી બોલ્યો, ખરૂં છે, ઈશ્વરરાય ! આ બધા શોધો આશ્ચર્યજનક છે, એ ખરૂં છે; અને વિશમા શતકનો મધ્ય ભાગ આવતાં આવતાં તો વિજ્ઞાન આથી પણ ઘણા આશ્ચર્યકારક શોધો કરશે, એ પણ તેટલું જ ખરૂં છે; પરંતુ આ સઘળું છતાં ' વાયુમાં છિદ્ર ' ની સાથે સરખાવતાં આ સઘળા શોધો કંઇ હિસાબમાં નથી.

મારૂં આ છેલ્લું વચન સાંભળી ઈશ્વરરાય ચકિતપણે મારા સામું ટગર ટગર જોવા લાગ્યો. હું પુનઃ બોલ્યો, ઈશ્વરરાય ! હું ખરૂં જ કહું છું કે વાયુમાં છિદ્રની સાથે તુલના કરતાં આ શોધો કશી જ ગણત્રીમાં નથી.

તે મંદમંદ હસ્યો, અને બોલ્યો, આપનાં વચનોમાં મને જરા પણ સમજણ પડતી નથી. આપના આ શોધવિષે મેં કદી ક્યાંહિ પણ સાંભળ્યું નથી. આપ મારૂં હાસ્ય તો નથી કરતા ? કોઈ જાણીતા શોધને આપ એવાં વચનોમાં તો નથી વર્ણવતા કે જે ખુલાસો કરવામાં ન આવે ત્યાં સુધી તદ્દન નવા શોધજેવો જણાય ?

મેં કહ્યું, હું બિલકુલ હાસ્ય કરતો નથી, પણ સત્ય જ કહું છું. ' વાયુમાં છિદ્ર ' એ શોધ કંઇ હાલના વિજ્ઞાને કર્યો નથી, તેમ હાલનું વિજ્ઞાન તે કરી શકશે કે કેમ, તે પણ મને તો સંશયભરેલું છે. એ નવો કે જુનો શોધ નથી, પણ પ્રાચીન નિગૂઢ વિદ્યાનો એક સુસિદ્ધ વ્યતિકર છે.

નિગૂઢ વિદ્યાનું નામ સાંભળી ઈશ્વરરાય ખડખડ હસી પડ્યો, અને બોલ્યો, બસ, હવે સમજાઇ ગયું. આ તો આપની આપના પેલા અજ્ઞાન પ્રદેશની વાતોમાંનો એક બુટ્ટો છે. પહેલેથી મને જરા સ્પષ્ટ તો કરવું હતું કે હું વ્યર્થ, શું હશે, એ જાણવાની આવી ભારે આકાંક્ષાથી આંખો તાણી તાણીને મરી ન જાત ! આપે પણ મને લાગ જોઇને ઠીક બનાવ્યો !

બીજા કોઇએ મને આવાં વચનો કહ્યાં હોત તો હું તેને સારી પેઠે ખંખેરી - કાઢ્યા વિના રહેત નહિ, અને આ વિષયસંબંધમાં તેની સાથે કદી પણ ચર્ચામાં ઉતરત નહિ; પણ ઉપર મેં કહ્યું જ છે કે ઈશ્વિરરાયઉપર મારો સ્વભાવથી જ પ્રેમ હતો, અને તેથી તે મને પ્રસંગે ગમે તેવાં વચનો કહી બેસતો, તોપણ મને તેમાં દોષનું ભાન થતું નહિ. ઉલટું મને તેમાં તેના નિડરપણાનું અને સ્પષ્ટવક્તૃત્વનું ભાન થતું; અને તેથી આ પ્રસંગે ઉલટો તેના પ્રતિ પ્રેમ દર્શાવતો હું બોલ્યોઃ

ભાઇ ! હું તમને બનાવતો નથી. તમે જાણો છો કે તમારા હિતની મને જેટલી કાળજી છે તેટલી બીજા કોઇને ભાગ્યે જ હશે હું તમારી સાથે આ વાત તમારૂં હાસ્ય કરવા આજે કરતો નથી, અથવા આડાંઅવળાં ગપ્પાં મારી સમય ગાળવા કરતો નથી, પણ તમારૂં હિત ઇચ્છીને જ કરૂં છું. તમે મારી વાત પૂરી કાન દઇને સાંભળ્યા વિના, પેલા અડદીયા દેખીને ભડકનાર કેસરપપ્પુની પેઠે, નિગૂઢ વિદ્યાનું નામ સાંભળતાં જ ભડકી ઉઠો છો, અને મારા પ્રતિ અભિમુખતા રાખવાને બદલે મારાથી વિમુખ થઈ જાઓ છો. પણ તમે જ વિચારીને કહો કે ખરા વૈજ્ઞાનિક (Scientist) નું આવું વર્તન યોગ્ય ગણાય ? ખરા વૈજ્ઞાનિકે તો આટલા જ વિચારો ખરા છે, એવો દુરાગ્રહ અથવા પક્ષપાત બાંધી ન બેસતાં પોતાના સમીપ આવતી પ્રત્યેક વાતનું નિષ્પક્ષપાત વૃત્તિથી અન્વેષણ (investigation, શોધ) કરવું જોઇએ. 'વાયુમાં છિદ્ર' એ કથન કહીને હું તમને બનાવતો નથી, પણ સાચું જ કહું છું, અને તે એ કે વાયુમાં છિદ્રને કેમ પાડવું, એ કળાને જે પુરુષે સિદ્ધ કરી છે, તે પુરુષને કોઇ પણ પ્રકારના તારયંત્રની અથવા હવામાં ઉડતાં વાહનોની કશી અગત્ય નથી; કારણ કે વાયુમાં છિદ્ર પાડવાનું સામર્થ્ય પ્રાપ્ત કરવાથી તેને પોતાના ઉપર સંપૂર્ણ સામ્રાજ્ય પ્રાપ્ત થાય છે; અને પોતાના ઉપર સામ્રાજ્ય પ્રાપ્ત કરવાથી ત્રિભુવનઉપર સામ્રાજ્ય પ્રાપ્ત થાય છે, એવો સત્શાસ્ત્રોનો સિદ્ધાંત છે.

ઈશ્વિરરાય વિલક્ષણ પ્રકારે સ્મિત કરીને બોલ્યો, આપ કહો છો તે સઘળું ખરૂં, પણ આપના કહેવાનો જરા પણ ભાવ મારા લક્ષમાં આવે ત્યારે હું આપના પ્રતિ અભિમુખતા કરૂં કેની ? આપ પ્રથમથી જ એવાં નવાં ગપ્પાં હાંકો છો કે તે શ્રવણ કરતાં જ એકદમ બુદ્ધિ પ્રકોપને પામે છે.

મેં કહ્યું, મારી વાત ધૈર્યથી જરા તમે આગળ સાંભળો તો મારો ભાવ પણ તમારા લક્ષમાં આવે, અને તમારી બુદ્ધિ પણ પ્રકોપને પામતી અટકે. વારુ, હવે પ્રકોપને પામ્યા વિના હું જે કહું તે વચમાં બોલ્યાવિના સ્થિર ચિત્તથી થોડી વાર સાંભળો. તમે જાણો તો છો જ કે આપણી આજુબાજુ વ્યાપી રહેલા આ વાતાવરણનું આપણા શરીરઉપર પ્રત્યેક ચોરસ ઇંચે લગભગ પંદર રતલ વજનનું દબાણ થાય છે, અને આપણા ઉપર થતા સમગ્ર વજનનો જો તમે સરવાળો કરી જોશો તો તમને સમજાશે કે વાતાવરણના કેટલા ભારે વજનતળે આપણે છીએ, અને પોતાના હાથ ઉંચકવાના કામથી માંડીને એક મોટું મકાન બાંધવા જેવું ગમે તે કામ કરતાં આપણને કેટલો શ્રમ વેઠવો પડે છે. ધારો કે આ અસાધારણ ભારે વજન આપણી ઇચ્છા થતાં આપણા ઉપરથી દૂર કરવાનું આપણામાં સામર્થ્ય હોય-ધારો કે જ્યારે જ્યારે આપણી ઇચ્છા થાય ત્યારે વાયુમાં આ પ્રકારનું છિદ્ર આપણે પાડી શકતા હોઇએ તો શો પરિણામ આવે તેની તમને કલ્પના નથી આવી શકતી ?

ઈશ્વરરાયે ઉત્તર આપ્યો, ના, કેવો પરિણામ આવે તે મારી બુદ્ધિ વિચારી શકતી નથી.

મેં કહ્યું, એ જ પરિણામ આવવાનો કે કંઈ પણ કાર્ય કરવું હોય તો તે કરવાનો સંકલ્પ જ માત્ર આપણે કરવાનો રહેવાનો, અને તે કામ કશા પણ અટકાવવિના સિદ્ધ થઇ શકવાનું.

ઈશ્વરરાયે મારી મૂર્ખતાને સૂચવનારૂં સ્મિત કર્યું, અને વચમાં જ બોલી ઉઠ્યો, આપ પાછા તરંગે ચડવા હો એમ મને લાગે છે.

મેં કહ્યું, તમારા મુખમાંથી આજના જડવાદીના જેવાં જ વચનો પાછાં નીકળવા માંડ્યાં. પોતાને ન સમજાય એવી કોઇ ગૂઢ વાત સાંભળી કે આજના કેળવાએલાઓ ' ખોટું, ગપ, હંબગ ' વગેરે ઉદ્‌ગારો કાઢવા મચી પડે છે. પ્રત્યેક મહાન્ વૈજ્ઞાનિક સત્યના સંબંધમાં હંમેશાં એમ જ થતું આવ્યું છે. સંસારના સ્થૂલ પ્રદેશોમાં મનુષ્યો ગોથાં ખાતા વહ્યા કરે છે, અને ઉચ્ચ પ્રદેશોને માનતા નથી, અને તેની વાતોમાં શ્રદ્ધા ધરતા નથી. પણ વધારે ઉચ્ચ સત્યો જાણનારા થોડા પ્રાજ્ઞ પુરુષો જગતમાં સર્વદા હોય જ છે. બે હજાર વર્ષ પૂર્વે થઇ ગયેલો ગ્રીક તત્વજ્ઞાની થેલ્સ ( Thales ) આવા સત્યને જાણતો હતો. 'પદાર્થોને ગતિમાં મૂકનાર જે સામર્થ્ય છે, તે આત્મા છે, ' એવી તે આત્માની વ્યાખ્યા કરતો; અને જડમાં અને ચૈતન્યમાં કશો જ ભેદ નથી, અને પ્રત્યેક વસ્તુ ચૈતન્યનું અથવા ગતિનું જ એક પ્રકારનું રૂપાંતર છે, એ સત્ય જે હજારો વર્ષપૂર્વે પ્રાચીનો જાણતા, તેની વિજ્ઞાનને ઝાંખી થવાનો હમણાં જ સંભવ આવે છે. બેકનને ખબર હતી અને પોતાના ગ્રંથમાં ( Novum Organumમાં ) તેણે કહ્યું પણ છે કે મનુષ્યમાં વસ્તુઓનું સ્થળાંતર અને સંયોગ કરવાનું સામર્થ્ય માત્ર છે, પણ પદાર્થોને સરજવાનું તેનામાં સામર્થ્ય નથી. સ્પેન્સર એથી પણ ઘણો વધારે આગળ ગયો છે, અને પોતાના ગ્રંથ ( First Principles ) માં કહે છે કે પ્રત્યેક વસ્તુ એ આંદોલનોની એક પ્રકારની સ્થિતિ છે. અને હવે વૈજ્ઞાનિકો જડ દ્રવ્યના અણુ અને પરમાણુઓ ( molecules and atoms ) હોય છે, તથા બળ ( force ) વડે તેઓ ક્રિયા કરે છે, એમ કહેતા નથી, પણ એવું કહે છે કે જેટલા જેટલા જડ દ્રવ્યના પ્રકારો દેખાય છે તે સર્વ આંદોલનોની માત્ર જૂદી જૂદી ગતિઓ છે. હવે મનુષ્ય પ્રાણી, એ આ ગતિનું અથવા આંદોલનનું ઉંચામાં ઉંચુ અને અત્યંત પૂર્ણ સ્વરૂપ છે. તેનું રુધિર, તેના જ્ઞાનતંતુઓ, તેના વિચારો, સર્વ, આંદોલનનાં ભિન્નભિન્ન પ્રકારનાં રૂપો છે, પરંતુ આ આંદોલનોનો ઉપયોગ કરતાં અથવા તેમને પોતાની ઇચ્છાનુકૂળ વશ વર્તાવતાં હજી તેને જોઇએ તેવું આવડતું નથી. મેસ્મેરિઝમે અને હિપ્નોટિઝમે અથવા દ્યોતને ( Suggestion ) જ્ઞાનના આ ચમત્કારિક પ્રદેશમાં હજી તો માત્ર આરંભ જ કર્યો છે. પરંતુ હમણા હું કહી ગયો તેમ આ સામર્થ્યોનો ઉપયોગ કરવાના અને તેમને પોતાને વશ વર્તાવવાના જ્ઞાનવાળા થોડા પુરુષો પ્રત્યેક દેશમાં હંમેશાં હોય જ છે. પૂર્વે આવા પુરુષો હતા, આજે છે, અને ભવિષ્યમાં પણ હશે. આ જ્ઞાનવડે લોકો જેને ચમત્કાર કહે છે, તેવાં કાર્યો આ પુરુષો કરી શકે છે.

હાસ્યનો સહજ ભાવ દર્શાવતાં ઈશ્વરરાયે મને પૂછ્યું, આપનામાં તો આ આંદોલનોને વશ વર્તાવવાનું અને તે દ્વારા અમે જેને ચમત્કાર કહીએ છીએ તે કરવાનું સામર્થ્ય હશે જ.

મેં કહ્યું, હા, અને તમે પણ પ્રયત્ન કરો તો તમારામાં પણ તે સામર્થ્ય આવવાનું જ; અને તમે આ વિષયમાં પ્રવેશ કરો એટલા માટે જ આજે આ વિષય મેં તમારા આગળ છેડ્યો છે.

તેણે પૂછ્યું, આપ શું કરી શકશો? પાણીઉપર ચાલી શકશો?

મેં ઉત્તર આપ્યો, એથી પણ વધારે ચમત્કારિક કાર્યો કરવાનું મારામાં સામર્થ્ય છે. હવામાં થઇને, અને લાકડાની, લોઢાની કે પથરની ભિંતોમાં થઇને અવાજ પસાર થઇ શકે અથવા 'એક્સ' કિરણોનો પ્રકાશ પસાર થઈ શકે તેના કરતાં વધારે સહેલાઇથી હું માર્ગ કાપી શકું છું, કારણ કે મારા શરીરનાં આંદોલનોને હું વશ વર્તાવી શકું છું.

તે બોલ્યો, એ બધા ફડાકા હું માનતો નથી. મને તો મારી દષ્ટિઆગળ કરી બતાવો તો હું માનું. વાતો તો મેં ઘણી સાંભળી છે, અને સાંભળું છું.

ગુપ્ત વિદ્યાઓનું જ્ઞાન પ્રાપ્ત કરવામાં ઘણાને જે મોટામાં મોટી મુશ્કેલી નડે છે, તે આ છે. શ્રદ્ધાની તેમાં પ્રથમ અનિવાર્ય અગત્ય છે. શ્રદ્ધાવિના નિગૂઢ વિદ્યાઓનું જ્ઞાન કદી પણ પ્રાપ્ત થઇ શકતું નથી. સ્વાર્થી મનુષ્યથી અથવા અન્યનું હિત કરવાના પરમ શુદ્ધ ઉદ્દેશવિના બીજા કોઇ ઉદ્દેશવાળા મનુષ્યથી પણ તે પ્રાપ્ત થઇ શકતું નથી. ઘણાં વર્ષથી ઈશ્વરરાયનાં સ્વભાવવર્તન વગેરેનો મને પરિચય છે, અને તેનામાં બીજાં સર્વ પ્રકારનાં સલક્ષણો છતાં માત્ર એક જ દોષ હતો, અને તે એ કે તેનામાં શ્રદ્ધાની ન્યૂનતા હતી; અને તેથી તેનું ઉપરનું વચન શ્રવણ કરી હું બોલ્યો, વાતો માત્ર સંભળાવવા મેં આ વિષય આજે તમારા આગળ છેડ્યો જ નથી, પણ પ્રત્યક્ષ પ્રમાણથી તમારી ખાતરી કરી આપવાના નિશ્ચયથી જ આજે આટલા આગ્રહથી હું આ વિષયની ચર્ચા કરૂં છું. જાઓ ત્યારે, કાર્યાલયમાં જે કોઈ મનુષ્ય રહ્યું હોય તેને ઘેર જવાની રજા આપી પછી નીચેનું દ્વાર બરાબર અડકારી અંદર કોઇને પણ ન આવવા દેવાની નોકરને સખ્ત તાકીદ આપી ઉપર આવો.

અલ્પ સમયમાં ઈશ્વરરાય તેમ કરીને આવ્યો. પછી જે ઓરડામાં અમે બેઠા હતા તે ઓરડાનાં દ્વાર અંદરથી બંધ કરીને હું બોલ્યો, ઈશ્વરરાય! આજે મેં એક કાર્ય કરવા ધાર્યું છે, અને તે હું તમારી સમક્ષ જ કરવા ધારૂં છું. તમારા અંતઃકરણનો અધિકાર ઘણો ઉંચો હોવાથી જ હું તમને મારી સાથે રાખું છું, નહિ તો નિશ્ચય માનજો કે આવા વ્યતિકરો નિરખવા ભાગ્યશાળી થવું, એ સહજ નથી. મેં જે પરોપકારનું કાર્ય કરવા માંડ્યું છે, તે તમે જાણો જ છો. એ કાર્યમાં મારે આજે પચાસ હજાર રૂપૈયાની જરૂર પડી છે, અને આ રૂપૈયા હું શી રીતે મેળવું છું, તે હું તમને બતાવું છું. હું વાયુમાં છિદ્ર પાડી તેમાં પ્રવેશ કરીશ અને મારી સાથે તમને લઈ જઈશ, માટે ચાલો તૈયાર થઈ જાઓ.

આમ બોલી હું ઉભો થયો, અને ઈશ્વરરાયે પણ તેમ કર્યું. પછી હું બોલ્યો, હવે તમે છેક મારી પાસે આવીને મને અડીને ઉભા રહો. હવે હવા અથવા આકાશનાં આંદોલનોમાં થઇને પસાર થવાય, અને જેને આપણે ગુરુત્વાકર્ષણ કહીએ છીએ તેના બળને જિતાય, એટલા ઉંચા વેગવાળાં મારા શરીરનાં આંદોલનોને હું કરૂં છું. આ મારાં આંદોલનોને જે દિશામાં મારે જવું છે, તે દિશામાં હું મોકલીશ. હવામાં આપણે માટે છિદ્ર પડશે, અને આપણે તેમાં થઇને જઇશું કે તરત તે છિદ્ર પૂરાઇ જશે, અને આપણી ઇચ્છેલી ગતિથી હવા આપણને આગળ ધકેલી મૂકશે.

આ વચનો બોલતાં બોલતાં, આ ચમત્કારિક વ્યતિકર કરવાને માટે જે માનસિક અથવા આધ્યાત્મિક ક્રિયા કરવાની અગત્ય હોય છે, તે મેં કરી.

જ્યારે ઈશ્વિરરાયને જમીનઉપરથી પોતાનું શરીર ઉંચકાય છે, એવું જણાયું કે તે પોતાના બંને હાથથી મને બાઝી પડ્યાં.

મેં કહ્યું, બીશો નહિ; તમે પડવાના નથી. પછી નીચેની સ્થૂલ ભૂમિકાનાં આંદોલનોમાંથી આકાશનાં વધારે ઉચ્ચ આંદોલનોમાં મારા શરીરનાં આંદોલનો મેં પ્રવેશ કરતાં જણાયાં કે તરત જ મેં તેમને એક પ્રસિદ્ધ સટ્ટા દલાલને ત્યાં પ્રેર્યાં. આ સટ્ટા દલાલ ગમે તેવાં ઉંધાંચત્તાં કરીને લાખ્ખો રૂપૈયા હોઈયાં કરી જવાને માટે પ્રસિદ્ધ હતો. જેને ' ચતુર્થ પરિમાણ ' કહેવામાં આવે છે, પણ જેને મેં ' વાયુમાં એક છિદ્ર ' એવું નામ આપ્યું છે, તે અગમ્ય સ્થિતિમાં હાલ અમે આવ્યા હતા.

આ સામર્થ્ય બીજું કંઈ જ ન હતું, પરંતુ કોઇ પણ વસ્તુનાં આંદોલનની ગતિ જાણવી, અને જાણીને તેના વેગને એવા પ્રકારે વધારવી કે તે કોઇ બીજી વસ્તુમાં પ્રવેશે એટલું જ માત્ર હતું. આ સામર્થ્યસંપન્ન પુરુષો વિચારના વેગની જેટલી ઝડપ હોય છે, તેટલી ઝડપથી ગમે તે વસ્તુના આંદોલનના વેગને બદલી શકે છે.

થોડી જ ક્ષણોમાં પેલા સટ્ટાદલાલની ખાનગી ઓરડીમાં અમે આવી પહોંચ્યા. જે ગાદીઉપર તે બેઠો હતો, તેની પાસે પડેલા તેના ઇસ્કોતરામાં હજારો રૂપૈયાની નોટોના ચોડા ખડકેલા હતા. આ ચોડા તે કાઢીને ગણતો હતો. આ હજારો રૂપૈયાની નોટો એ તેની આજની કમાણી હતી.

મેં ઈશ્વિરરાયને કહ્યું, હવે હું બંને પક્ષનું કલ્યાણ કેવી રીતે સાધું છું, તે ધ્યાન દઇને જોજો. પરોપકારનિમિત્તે આની પાસેથી હું પૈસા લેઇશ, અને વળી સાથે સાથે એ લુચ્ચાને કંઇક બોધ થાય એમ કરીશ.

પછી તે દલાલ મારા હાથને દેખે એટલા માટે તેનાં હાલનાં આંદોલનોનો વેગ ઘટાડીને મેં તેને તેના મુખઆગળ લાંબો કર્યો. વાચકના લક્ષમાં એ હશે જ કે અમારાં શરીરોનાં આંદોલનોનો વેગ ઘણો જ વધારે હોવાથી દલાલ અમને દેખી શકે એમ ન હતું.

પોતાના મોંઆગળ શરીરવિનાનો એક હાથ જ માત્ર લાંબો નીકળેલો જોઇને તે દલાલ ચમકીને ભયથી જરા પાછો હટ્યો, પણ હજાર હજારની નોટનો ગણીને તૈયાર કરેલો એક ચોડો જ્યાં મેં ઉપાડ્યો કે ધનપ્રતિના તેના અતિ લોભથી તેની ભયની વૃત્તિ દબી ગઇ, અને તેણે એકદમ મારો હાથ પકડ્યો.

મેં તરત જ આંદોલનોનો વેગ વધાર્યો, અને મારો હાથ અદશ્ય થઇ ગયો. પણ તેનો હાથ પણ મારા હાથની સાથે હવામાંનાં છિદ્રમાં આવ્યો, અને ગમે તેટલી ખેંચાખેંચ કરી તોપણ તે તેમાંથી નીકળી શક્યો નહિ. તે અમળાવા લાગ્યો, અને ખેંચવાના શ્રમથી પહોળું મોં કરી હાંફવા લાગ્યો; પછી જ્યારે મને જણાયું કે વધારે વાર આમ ને આમ ચાલશે તો ભયથી તેનું કાળજું ફટકી જશે, ત્યારે મેં તેના હાથમાંથી અને નોટોમાંથી આંદોલનો આકર્ષી લીધાં.

જ્યારે તેનો હાથ છુટ્યો ત્યારે તકીયાઉપર લાંબો પડીને તે બોલ્યો, બાપરે! આ મને શું થયું? આજ ભાંગની નિશા વધારે ચડવાથી આ ભ્રમણા તો નથી થઇ? લાવ જરા બીડી પીઉં, એટલે મગજ ઠેકાણે આવે. આમ બોલી તેણે પાસે પડેલો વિલાયતી બીડીઓનો દાબડો લેવાને પોતાનો હાથ લાંબો કર્યો.

તેણે દાબડો પકડ્યો કે મેં તરત જ દાબડાઉપર આંદોલનો નાંખ્યાં. પાછો તેનો હાથ હવામાં પડેલા છિદ્રમાં જરા પણ ચસે નહિ એવી રીતે પેશી ગયો, અને તેણે ભયથી એક ચીસ નાંખી.

મેં આંદોલનો પાછાં આકર્ષી લીધાં, અને કડક સ્વરથી કહ્યું, સાવધ થા, તારો પાપનો ઘડો હવે ભરાવા આવ્યો છે. તેં દુષ્કૃત્યો કરવામાં કંઇ કસર રાખી નથી.

આ ગેબી સ્વરના અવાજથી તે દલાલના ભયનો પાર રહ્યો નહિ, અને તેનું મોં અત્યંત દયામણું થઇ ગયું. પાછો હું બોલ્યો:

હજી ચેતવાનો સમય વહી ગયો નથી. કાળાંધોળાં કરતો હવે તત્કાળ અટક, અને કંઇ સારાં કૃત્યો કરી કરેલાં પાપની કાળાશ ધોઇ નાંખ. પાપથી તેં જે દ્રવ્ય સંગ્રહ કર્યું છે, તે તારે પરોપકારમાં ખરચવું જોઇએ, અને આ ક્ષણથી ધન ઉપાર્જન કરવામાં બીજાને ફસાવવાનો ધંધો તારે છોડી દેવો જોઇએ.

તે મનુષ્યને એટલો બધો ભય થયો હતો કે ઉત્તરમાં તેનાથી એક અક્ષર પણ બોલી શકાયો નહિ. મને ખબર હતી કે જો તેને આમ ને આમ છોડીને હું જતો રહીશ તો પછી તે ' મને કોઇ ઘણું ખરાબ સ્વપ્ન આવ્યું હતું ' એમ માની લેવાનો. આથી આ પ્રસંગ ખરેખરો જ બન્યો છે, એવી તેના અંતઃકરણની ખાતરી કરવાને માટે મેં તેને કહ્યું કે આ નોટોમાંથી પચાસ હજાર રૂપૈયા મને હમણા જ આપી દે. પછી તારા ખરા હકના જેટલા પૈસા હોય તેટલા જ તું રાખ, અને બાકીના જેમને તેં છેતર્યા છે, તેમને પાછા આપી દે. કેમ, આ પ્રમાણે કરે છે કે નહિ ?

ભયથી અધમુઆ જેવો થઇ ગયેલો તે હાંફતો હાંફતો બોલ્યો, હા, હા, કરૂંછુ. મેં નોટોના પડેલા ચોડામાંથી પચાસ હજારની નોટો લીધી, અને અમે તરત જ પાછા અમારા કાર્યાલયમાં આવ્યા, અને અમારા શરીરનાં આંદોલનો, તેમની મૂળની સ્થિતિમાં પાછાં આણ્યાં.

ઇશ્વરરાય આમતેમ જોવા લાગ્યો. પછી ક્ષણેક અટકીને મારા સામું જોઇને તે બોલ્યો, હા, સમજ્યો. આ તો બધું આપે ' હિપ્નોટિઝમ ' કર્યું. આપે મને ચેતન કરીને આ બધું દેખાડ્યું, પણ આપણે ક્યાંહિ જ ગયા નથી. આ બધો વખત અહિંના અહિં જ હતા.

મેં શાંતિથી કહ્યું, ભાઇ ! તમે આને હિપ્નોટિઝમ કહો છો, તો ભલે તેમ હશે, પણ આ પચાસ હજારની નોટો આપણા હાથમાં છે, એ ક્યાંથી આવી ? ચેતનવડે તમારી ' હિપ્નોટિઝમ ' ની અવસ્થામાં હું નોટોના ચોડા તમને દેખાડી શકું, પણ હવે આ તમારી સાવધાન સ્થિતિમાં તે તમને દેખાય છે, તેનું કેમ ? લો, આ ચોડાને હાથમાં લો, તેને ગણી જુઓ, અને સ્પર્શ કરીને ખાતરી કરો કે આ હજી પણ દેખાય છે તે શું ચેતનથી દેખાય છે ? આમ કહી મેં પેલો નોટોનો ચોડો તેના હાથમાં મૂક્યો.

તેણે તે લીધો, તેને બારીકાઇથી જોયો, અને ખાતરી કરી કે તે ભ્રાંતિ તો નથી જ. પછી કંઇક વિચાર સ્ફુરી આવવાથી તે બોલ્યો, પણ આ નોટો આપના ગજવામાં કદાચ પ્રથમથી જ લઇને આપ અહિં બેઠા હશો. ના ના, હું ભૂલું છું, આપના પાસે આટલા બધા પૈસા હતા જ નહિ.

મેં કહ્યું, તમને ખાતરી ન થતી હોય તો પેલો દલાલ તો હજી કંઇ ગયો નથી ?

કાલ સટ્ટા બજારમાં જજો, અને ગુપ્તપણે તેના વર્તનને જોજો. જેમને જેમને તેણે છેતર્યા છે, તેમને એ કાલ પૈસા પાછા આપે છે કે કેમ તે જોજો, એટલે તમારી ખાતરી થશે. કદાચ તે બહુ લોભી હોવાથી પાછા પૈસા આપવામાં ઢચુપચુ મન કરશે તો મારે તેને કેટલીક વાર પાછું મળવું પડશે, પણ તમે તેના વર્તનનું નિરીક્ષણ કરતા રહેજો.

તે બોલ્યો, શું તમારું એમ કહેવું છે કે આપણા સર્વના ઉપર આ પ્રમાણે કોઈ બાહ્ય સત્તા અમલ ચલાવે છે ?

મેં કહ્યું, સર્વના ઉપર તો હજી સુધી નહિ, પણ ઘણાના ઉપર ખરી. તમને પોતાને તો નિઃસંશય ઘણી વાર આવી રીતે કોઇ કોઇ દિશામાં પ્રેરવામાં આવ્યા છે. દૃષ્ટાંત તરીકે, ઘણી વાર તમારી વસ્તુઓ ગુમ નથી થઇ, અને તમે સમજી ન શકો એવા વિલક્ષણ અનુભવો શું તમને નથી થયા ? એ બધું તમારા હિતને માટે અને તમને અન્ય પ્રકારના સન્માર્ગમાં પ્રેરવાને માટે જ હતું.

ઇશ્વરરાયે કહ્યું, આ સર્વ ઘણું આશ્ચર્યજનક છે. આટલું બધું જ્ઞાન આપે ક્યાંથી પ્રાપ્ત કર્યું ?

મેં કહ્યું, એક નહિ, પણ અનેક માર્ગથી.

તેણે કહ્યું, આપ મને આ સંબંધમાં કંઇ અધિક કહેશો ?

મેં કહ્યું, આજે તો સમય નથી, પણ પુનઃ જ્યારે પાછા આપણે નિવૃત્તિએ આજની પેઠે બેશીશું, ત્યારે અવશ્ય હું તમને કહીશ.

---

# आन्तर मनना अद्भुत चमत्कारो तथा तेमां प्रवर्तता नियमो.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૩૮૮ થી. )

પાશ્ચાત્ય મહાસમર્થ કવિ શેકસપીઅરના સંબંધમાં એક મોટી ચર્ચા ચાલી રહેલી છે. એમની કૃતિરૂપે પ્રસિદ્ધ થયેલાં નાટકોના કર્તા એ પોતે છે કે બેકન નામના વિદ્વાને એ નાટકો આ નામથી લખેલાં છે, એ વિવાદપદ થયેલું છે. ત્યાં એક પક્ષ એવું જણાવે છે કે એ સર્વ નાટકો બેકનની કૃતિ છે કારણ કે શેકસપીઅર પોતે વિદ્વાન્ મનુષ્ય હતો જ નહિ. એ નાટકો લખવા માટે જેટલી વ્યુત્પત્તિ જોઇએ તેટલું જ્ઞાન કોઇ શાળામાં શેકસપીઅરે મેળવ્યું નહોતું. આ પક્ષ આ શિવાય પણ કેટલાંક અન્ય કારણો આપે છે છતાં પ્રકૃતમાં ઉપયોગી આ એક કારણ હોવાથી અને જ અત્ર લીધું છે. અહિં જેમ શેકસપીઅર અતિ વ્યુત્પન્ન નહોતો એ પ્રસિદ્ધ છે તે સાથે એ પણ પ્રસિદ્ધ છે કે એને વાંચવાનો શોખ ઘણો હતો. અને એથી એ બહુશ્રુત હતો એટલું જ નહિ પણ એના સમયના બેકન, બેન-જોનસન, ડ્રેઇટન, બોમન્ટ, ફ્લેચરઆદિ અનેક મોટા મનુષ્યના સમાગમમાં એ આવેલો હતો. વળી મરમેઇડ ટેવર્નમાં આ મોટા મનુષ્યો મળતા અને ત્યાં ચાતુરી તથા વિદ્વત્તાવાળા આલાપો થતા હતા. આ રીતે પણ એલિઝાબેથના સમયના અતિવિદ્વાન્ મનુષ્યોના નિકટના સંબંધમાં એનું આવવું થતું. એ મહાગ્રંથકર્તાના લેખો એના વાંચવામાં આવેલા હતા તે

ઉપરાંત એમની સાથે સાક્ષાત્ વાર્તા અને ચર્ચા કરવાનો લાભ પણ એને મળી શકતો. આ પ્રકારની સ્થિતિમાં એ મહા સમર્થ લેખકોના વિચારો, શબ્દો અને ફકરાઓ એના જાણવામાં આવેલા હોય અને તે એના આંતર મનપર કોતરાઇ રહ્યા હોય તો તેમાં આશ્ચર્યજેવું નથી. શેકસપીઅરનાં નાટકોની સમાલોચના કરનારને એ સ્પષ્ટ જણાય તેમ છે કે એ ગ્રંથકારનું મન અતિસંવાદવાળું હતું, બાહ્ય મન અને આંતર મન વિસંવાદીપણે ન વર્તતાં પૂર્ણ સંવાદમાં રહેલાં હતાં. પૂર્વની ચર્ચાથી આંતર મનની સ્મરણ શક્તિ પૂર્ણ છે તથા અગાધ છે એ સિદ્ધ થયું છે તેથી ઉપર જણાવ્યું તેવી રીતે શેકસપીયરના આંતર મને જે જે વિચારો, શબ્દો વગેરે બેકનઆદિ ગ્રંથ તથા સાક્ષાત્ સમાગમથી ગ્રહણ કર્યાં હતા તે જ્યારે એ પોતે ગ્રંથો લખવા બેસે ત્યારે તેવા ને તેવા રૂપમાં એના આગળ ખડા થાય, એટલું જ નહિ પણ તે સમયે એ વિચારો પારકાના છે, એ શૈલિ અન્યની છે ઇત્યાદિ વિવેક બાહ્ય મનને ન રહે એ બનવા જેવું છે, સંભવિત છે. તેથી શેકસપીયરના ગ્રંથોમાં બેકનના વિચારોસાથે સામ્ય છે, બેકને જે ઉલ્લેખ કરવામાં ભૂલ કરી છે તે જ ભૂલ શેકસપીયરનાં નાટકોમાં કરેલાં ઉલ્લેખમાં પણ વિદ્યમાન છે અને શેકસપીયર જાતે મોટો વિચારક અથવા અતિવ્યુત્પન્ન નહોતો એ આદિ હેતુઓ શેકસપીયરની એ નાટકો કૃતિ નથી એ સિદ્ધ કરવા બસ નથી. આંતર મનના ચમત્કારોને જાણનારમાટે આથી અધિક પુરાવાની જરૂર રહે છે. આ ચર્ચાનો અહિં નિર્ણય કરવાનો, શેકસપીઅરની કૃતિરૂપે પ્રસિદ્ધ નાટકો એની જ કૃતિ છે અને અન્યની નથી એ સિદ્ધ કરવાનો અહિં આશય નથી. અહિં વિવક્ષિત ભાવ એટલો જ માત્ર છે કે બેકનની એ કૃતિ છે એ પક્ષને સ્વીકારનાર જે ઉપરના હેતુ સાધ્યસિદ્ધિમાટે આપે છે તે પૂરતા નથી. જો અન્ય પ્રમાણથી એ શેકસપીયરની કૃતિ નથી એવું સિદ્ધ થાય તો તે પક્ષ સ્વીકારતા કોઇને બાધ નથી, પણ એવા કોઇ બળવાન પુરાવાવિના આ અત્ર દર્શાવેલા હેતુથી એ સાધ્યની સિદ્ધિ થઇ શકે તેમ નથી.

આપ્રમાણે આંતર મનની મર્યાદામાં રહેનાર એક મોટો વર્ગ કવિનો છે. અન્ય વર્ગ તે ચિત્ર આદિ કામો કરનાર કારીગરોનો છે. આ દ્વિતીય વર્ગના મનુષ્યો આંતર મનની મર્યાદામાં આવે છે, આંતર મનની સહાયતા લે છે ત્યારે જ પોતાનું કાર્ય સર્વોત્તમ પ્રકારે કરી શકે છે. આનો અર્થ એવો નથી કે એ એકલામાં એમના બાહ્ય મનને કેળવવાનું હોતું નથી. બાહ્ય મનને સંપૂર્ણ પ્રકારે અને સર્વોત્તમ રીતે કેળવવાનું હોય છે. કયે સ્થળે કયો રંગ મૂકવો, ભિન્નભિન્ન રંગોનું વિમિશ્રણ કેવે પ્રકારે કરવું, ડોળ કેવી રીતે કાઢવું ઇત્યાદિ સર્વ શિક્ષણ અપેક્ષિત જ છે. એ સર્વ શિક્ષણને પામેલો મનુષ્ય ખરાબર, કંઇ પણ દેખાઇતા ભેદવિનાની આકૃતિ કાઢે છે. ફોટોગ્રાફમાં જેમ સર્વ સૂક્ષ્મ ભેદો પણ પડે છે તેવા સર્વ ભેદોને પોતાના ચિત્રમાં દર્શાવે છે. પણ આવી રીતે અત્યંત નિપુણતાથી કાઢેલા ચિત્રમાં પણ જો આંતર મનની છાપ હોતી નથી તો એ ચિત્ર જોનારને આકર્ષક લાગતું નથી. જીવતો મનુષ્ય અને તેનું શબ બંનેની આકૃતિ સર્વાંશે સમાન છે પણ જીવતા મનુષ્યમાં જે ચૈતન્ય વિલસી રહ્યું છે તેનો પ્રકાશ એક અદ્ભુત રીતનો હોય છે કે જે શબમાં હોતો નથી, તેમ કેવલ બાહ્ય મનના શિક્ષણને પામેલો મનુષ્ય સર્વ પ્રકારે મળતી આવતી પ્રતિમા કાઢે છે અથવા કોતરે છે પણ તેમાં ચૈતન્યના જેવો અદ્ભુત પ્રકાશ તે કદાપિ લાવી શકતો નથી. એ કારીગર જ્યારે આંતર મનની મર્યાદામાં પ્રવેશે છે ત્યારે જ એ અદ્ભુતપણાને પોતાના ચિત્રમાં લાવી શકે છે. કોઇ પણ મનુષ્ય કેવલ આંતર મનના બળ-

વડે જ સર્વોત્તમ ચિત્રકાર કે શિલ્પી થઇ શકતો નથી, તે માટે બાહ્ય શિક્ષણની અપેક્ષા રહે છે પણ એ શિક્ષણને પામ્યા પછી પણ જો તે આંતર મનની શક્તિવિનાનો હોય છે, આંતર મનને પોતાની કૃતિમાં જોડતો નથી તો એની સર્વ પ્રયત્નવડે રચેલી પ્રતિમા નિશ્ચેતનવત્ ચિત્તાકર્ષક થઇ શકતી નથી એ જ અત્ર કહેવાનો ભાવ વિવક્ષિત છે.

જેમ કાવ્યમાં, આંતર મનની અમર્યાદ પ્રધાનતા વિરોધી થઇ રહે છે તે જ પ્રમાણે આ ચિત્ર આદિ કલામાં વિરોધી થઇ રહે છે. આ વાતની સત્યતા ફ્યુસેલિ અથવા બ્લેકની કૃતિ જોનારને નિર્વિવાદ સિદ્ધ થાય છે. ડેન્ડીફ્યુસેલિનો Half-mad Fuseli અર્ધ ગાંડો ફ્યુસેલિ કહી અને બ્લેકના સંબંધમાં Wild pencilings of Blake બ્લેકનાં તરંગી ચિત્રો કહી ઉલ્લેખ કરે છે.

હડસન નામનો ગ્રંથકાર કહે છે કે મારા પરિચયમાં એક એવો ચિત્રકાર છે કે જે જ્યારે પોતાની ઇચ્છા થાય ત્યારે આંતર મનની મર્યાદામાં પ્રવેશી શકે છે, અને એ દશામાં પોતાને જે દેખાવ દેખાય તેને એ ચિતરે છે. એને પોતાનાં માનસ ચિત્રો સત્ય જ લાગે છે અને કોઇનો આવેશ એનામાં આવતો હોય તથા તે આ ચિત્રો કઢાવતાં હોય એવું એને લાગે છે. આ વગેરે અન્ય અનેક ઉદાહરણો સુપ્રસિદ્ધ છે કે જ્યાં આંતર મનની અમર્યાદ પ્રધાનતા થવાથી કૃતિ બગડે છે પણ ઘણું ખરું આ વર્ગના કારીગરોનું આંતર મન સાધારણ રીતે આમ અમર્યાદ સત્તાવાળું થઇ રહેતું નથી. ઘણું ખરું તો બાહ્ય મનના અંકુશમાં હોય છે અને એ ચિત્રકારો પોતાના તરંગને બાહ્ય મન વડે ઓળખી શકે છે. ભિન્ન ભિન્ન ચિત્રકારોમાં આ ઓળખવાનું સામર્થ્ય ન્યૂનાધિક અંશે હોય છે, કોઇમાં અધિક હોય છે તો કોઇમાં ન્યૂન હોય છે, અન્યમાં તેથી ન્યૂન હોય છે વગેરે, છતાં સર્વ ઉત્તમ પ્રકારના ચિત્રકારોમાં એ સામર્થ્ય વિદ્યમાન હોય છે એ નિર્વિવાદ છે. કોમ્બ નામના ચિત્રકારમાં આ સામર્થ્ય અતિ પ્રમાણમાં પ્રસિદ્ધ થએલું છે. એ ચિત્રકાર અત્યંત ત્વરાથી કામ કરનારરૂપે અને તે સાથે અત્યંત સુંદર અને મનોહર તથા આબેહુબ ચિત્રો કાઢનારરૂપે વિખ્યાત થયો છે. જ્યારે ઘણાખરા ચિત્રકારોને જે મનુષ્યની છબી ચીતરવાની હોય તેની ઘણી બેઠક લેવી પડે છે ત્યારે આ કોમ્બને એક જ બેઠક લેવી પડતી હતી. એ ચિત્રકાર પોતાની રીતનું વર્ણન કરતાં જણાવે છે કે જ્યારે કોઇ મનુષ્ય ચિત્ર પડાવવા આવતો ત્યારે મારી સામે હું તેને બેસાડતો અને અર્ધ કલાકસુધી એના સામું હું ત્રાટક કરી બેસતો. એ સમયમાં વચ્ચે વચ્ચે મને યોગ્ય લાગે ત્યારે કેનવાસઉપર કોઇ કોઇ રેખાઓ હું પાડતો. અર્ધ કલાકથી વધારે સમયની બેઠકની મને જરૂર રહેતી નહિ. અર્ધ કલાકને અંતે તે કેનવાસ લઇ લેતો અને પછી બીજા જેની છબી પાડવી હોય તેની પાસે હું જતો. જ્યારે પ્રથમના આ મનુષ્યના ચિત્રપર કામ કરવાનો પછી મને અવકાશ મળતો ત્યારે એ મનુષ્યનું માનસ ચિત્ર હું ખડું કરતો અને એ ચિત્રને એક ખુરસીપર બેસાડતો. એ ખુરસીઉપર એ મનુષ્ય પોતે બેઠો હોય એવી ભાવના માત્ર કરવાની મારે રહેતી નહોતી પણ ધ્યાનના પરિણામમાં જેમ જ્ઞાન થાય છે, ધ્યાનનું પર્યવસાન સાક્ષાત્કારમાં થાય છે તેમ એ મનુષ્ય પોતે જ તે ખુરસીઉપર ખરેખર બેઠો હોય તેમ મને સ્પષ્ટપણે જણાતું. આથી હું કેનવાસઉપર ચીતરવાનું કર્યો જતો અને જ્યારે જ્યારે જરૂર જણાય ત્યારે તે ખુરસીઉપર મન વડે બેસાડેલા પણ સાક્ષાત્ થયેલા તે મનુષ્યચિત્રપ્રતિ જોતો અને એ સમયે એની આકૃતિ વર્ણ વગેરે સર્વ મને,

પૂર્વે એક્ક લેતી વખતે જેટલાં સ્પષ્ટ દેખાયાં હતાં તે કરતાં અતિશુણ્ સ્પષ્ટ દેખાતાં. આ પ્રમાણે એ ચિત્ર હું કેનવાસઉપર ચીતરી કાઢતો અને વચ્ચે વચ્ચે તે મારા માનસ-ચિત્ર સાથે મળતું છે કે નહિ તે હું તપાસતો જતો. આ રીતે આખું ચિત્ર પૂરું કરતો. જ્યારે જ્યારે હું તે ખુરસીતરફ દૃષ્ટિ કરતો ત્યારે ત્યારે તે મનુષ્ય પોતે ત્યાં બેઠેલો મને જણાતો. આ પ્રકારે પોતાની રીતનું એ ચિત્રકાર વર્ણન કરે છે. એ પદ્ધતિ ધારણાનું સામર્થ્ય, ભાવનાનું બલ અને તેથી આંતર મનની મર્યાદામાં પ્રવેશ એ સ્પષ્ટપણે જણાઇ આવે છે. આ સાથે આંતર મન બાહ્ય મનનો સંવાદીરૂપે થતો વ્યાપાર તથા આંતર મનના ઉપર બાહ્ય મનનો અંકુશ પણ સ્પષ્ટ છે. આ સર્વને લીધે એક વર્ષમાં આ ચિત્રકાર લગભગ ૩૦૦ થી અધિક ચિત્રો તૈયાર કરી શકતો. આંતર મનની આવી સત્તા તથા બાહ્ય મનનો તેના ઉપર આવી રીતનો અંકુશ એક ચિત્રકારમાં કવચિત્ જ આટલા પ્રમાણમાં જોવામાં આવે છે, અર્થાત્ એવાં ઉદાહરણો સુલભ નથી પણ વિરલ જ હોય છે. છતાં આવાં ઉદાહરણો અત્ર આંતર મનના સંબંધમાં સ્થાપેલા નિયમોનાં જ્વલંત ઉદાહરણો થઇ રહે છે. અહિં એ પણ જણાવવું જોઇએ કે જ્યારે કોઇ કારીગરઉપર હિપ્નોટિઝમનો પ્રયોગ કરવામાં આવે છે ત્યારે તે કારીગર આવી જ રીતે ચિત્ર કાઢે છે એ પ્રયોગસિદ્ધ વાત છે કે જે આંતર મનના વ્યાપારને આ દશામાં સ્પષ્ટ કરે છે. કોમ્મના જેવી આંતર મનની શક્તિ તથા વ્યાપાર ઘણા ખરામાં દેખાતા નથી. ઘણાખરામાં એ અતિ ન્યૂન પ્રમાણમાં હોય છે અને ત્યાં બાહ્ય મનના વ્યાપારથી એનું પૃથક્કરણ કરવું કઠિન પડે છે. આ આંતર મનના વ્યાપારથી થયું અને આ બાહ્ય મનના વ્યાપારથી થયું એ પ્રકારનું મર્યાદીકરણ કરવું કઠિન થઈ પડે છે. આમ છતાં એ પ્રકારની સ્થિતિવાળા ચિત્રકારો આદિ પણ કોઇ સમયે અત્યંત ત્વરાથી અને ઉત્તમ કામ કરી શકે છે. અને અન્ય સમયે એ જ કારીગરોને એ જ કામ કરતાં અત્યંત વિલંબ થાય છે અને તેમ થતાં પણ પૂર્વના જેવું સારું કામ તેઓ કરી શકતા નથી. તેથી જેમ સમુદ્રમાં એક સમયે તરંગો ઉછળે છે અને સમયે સમુદ્ર શાન્ત, નિસ્તરંગ થઇ રહે છે તેમ આ ચિત્રકારોમાં પણ અમુક સમયે વેગ પ્રકટે છે કે જે અન્ય સમયે જણાતો નથી. તેથી એ વેગનો સદ્‌ભાવ તથા અભાવ અને તેને લીધે થતી સુકરતા અને દુષ્કરતા આંતર મનના બળની એમના કામમાં થતી અસર સ્પષ્ટ જણાવે છે.

ઇચ્છાનુકૂળ સમયે આંતર મનની શક્તિને તથા વ્યાપારને જાગ્રત કરનાર અર્થાત્ આંતર મનના બલથી પોતાનું કાર્ય કરનાર વર્ગમાં ભાષણકર્તાનો પણ સમાવેશ થાય છે. ટાન્સમાં વ્યાખ્યાન કરનાર, કોઇ આવેશ આવ્યો હોય તેમ અમુક સમયે જ ઘણું ભાષણ કરનાર મનુષ્યોને બાદ કરીએ તોપણ જે જે મોટા ભાષણકર્તાઓ થયા છે તથા થાય છે તે સર્વમાં આંતર મનના બલની અપેક્ષા રહે છે. આંતર મનની મર્યાદામાં એ ભાષણકર્તાઓ પ્રવેશ કરે છે ત્યારે જ આંતર મનમાં સંગ્રહી રહેલી અસંખ્ય બાબતો, આંતર મનની પૂર્ણ સ્મરણશક્તિના બલે, એમના કબજામાં આવે છે અને તેથી એ ભાષણકર્તાઓ સુશ્લિષ્ટ વાક્યોના ઢગલા ને ઢગલા તોપમાંથી ગોળા છૂટે તેમ બહાર કાઢી શકે છે. એ ભાષણકર્તા વિદ્વાન્ હોવા જોઇએ એ કહેવાની અપેક્ષા નથી. વિદ્વત્તા તો એમને પ્રાપ્ત કરવી જ જોઇએ છે. અધ્યયન તથા શ્રવણ ઘણું કરવામાં આવ્યું હોય છે અને તેના પર સારી રીતે તૈલધારા-

વત્ વિચારો કરવામાં આવ્યા હોય છે તો જ તે તે વિષય સુસંબદ્ધપણે આંતર મનમાં અંકિત થયેલો હોય છે. એક વાર અંકિત થયા પછી એ મનમાં પ્રવેશ કરવાથી એ સંબંધમાં અખૂટ ધનની તીજોરીનાં દ્વાર ખુલ્લાં થઇ રહે છે અને તેથી એ ભાષણકર્તાઓ તેમાંથી અનર્ગલ ધન, શ્રોતાથી નહિ ઉંચકી શકાય એટલું ધન આપ્યા જાય છે; તાત્પર્ય કે અત્યંત છટાથી અસરકારક વ્યાખ્યાન આપ્યાં જાય છે. આ મનુષ્યો પણ વચ્ચે ગમે ત્યારે આંતર મનની મર્યાદા છોડી દે છે તો તરત જ એ ધનભંડાર બંધ થઇ જાય છે અને તેથી તે સમયે એ ગોથાં ખાતા જણાય છે. પેટ્રિક હેનરી નામનો ભાષણકર્તા અતિ પ્રસિદ્ધ છે અને એનો આખો ઇતિહાસ આ કથનોની સત્યતા સ્પષ્ટ કરે છે.

( અપૂર્ણ. )

---

# ग्रंथसत्कार.

**बाळलग्न**—( લેખક રા. રા. વૈદ્ય જટાશંકર લીલાધર ત્રિવેદી, અમદાવાદ. મૂલ્ય બે આના ) બાળલગ્ન એ મનુષ્યની પોતાની તથા તદ્દ્વારા દેશની ખરાબીનું એક પ્રબળ કારણ છે, એ વૈદ્યકીય દૃષ્ટિથી ઉત્તમ પ્રકારે આ લેખમાં સિદ્ધ કર્યું છે.

**श्रीद्वारकायात्रादर्पण**—( રચનાર રા. રા. ભાઇલાલ દેસાઇભાઈ પટેલ, કલોલ, મૂલ્ય એક રૂપીયો ) યાત્રાઅર્થે દ્વારકા જનાર મનુષ્યોને ઉપયોગી થઇ પડે એવી પુષ્કળ માહિતી આ ગ્રંથમાં આપવામાં આવી છે. તે સાથે દ્વારકાનો પૌરાણિક તથા આધુનિક ઇતિહાસ પણ આપવામાં આવ્યો છે.

**बाळशिक्षण**—( શ્રીમન્માણિક્ય પ્રભુપ્રણીત; પ્રસિદ્ધકર્તા રા. રા. વાસુદેવ માણિકલાલ ભક્તરાજ, તથા રા. રા. સદાશિવ માણિકલાલ ભક્તરાજ, મહારાષ્ટ્ર મૂલ્ય ૦-૫-૦ ) આ લઘુ લેખમાં મનને નિસ્સંકલ્પ રહેવાનો બોધ આપવામાં આવ્યો છે.

**शांति**—( રચનાર તથા પ્રસિદ્ધ કરનાર પૂર્વોક્ત સજ્જનો, કિં. શ્રી ) શાંતિ પ્રાપ્ત કરવાની નવ રીતો આ લઘુ લેખમાં લખવામાં આવી છે. સામાન્ય વાચકને ઉપદેશવિના સરળપણે સમજાય, એવો પ્રયત્ન દ્વિતીય આવૃત્તિમાં થશે એવી આશા છે.

**रत्नग्रंथी**—( કર્તા રા. રા. ચતુર્ભુજ માણેકેશ્વર ભટ્ટ, શાસ્ત્રી ) આ એક વાર્તાનું પુસ્તક છે, અને તેમાં દેશની આધુનિક સ્થિતિને સુધારવામાં ઉપયોગી થઇ પડે, એવી દશ સુબોધક વાર્તાઓને, વાચકના અંતઃકરણમાં રસોત્પત્તિ કરે એવી રીતે પ્રશસ્ય પ્રકારે ગુંથવામાં આવી છે. વાર્તાના ગ્રંથો ગુજરાતીમાં હમણાં હમણાં અનેક લખાતા માંડ્યા છે; અને તે સર્વ પોતપોતાના સ્થાનમાં પોતપોતાનું કર્તવ્ય કરે છે. પરંતુ શાસ્ત્રી શ્રીચતુર્ભુજે ગુજરાતી વર્ગને પોતાની આર્થિક સ્થિતિ સુધારવાને અર્થે પરદેશમાં જઇને ધનોપાર્જન કરવા માટે પ્રકાશ કરવાની તેમની મનોવૃત્તિને જાગૃત કરવાનો જેવો પ્રયત્ન કર્યો છે, તેવો પ્રયત્ન વાર્તાદ્વારા હજીસુધી ભાગ્યે જ કોઇએ કર્યો હોય. પ્રવાસની પ્રબળ ઇચ્છાને વાચકના અંતઃકરણમાં પ્રકટાવવાના પ્રધાન ઉદ્દેશને સિદ્ધ કરવાસાથે ગ્રંથના વિદ્વાન્ લેખકે આર્યસંસારના કેટલાક દોષોની પણ હાનિઓ બહુ ઉત્તમ પ્રકારે દર્શાવી છે. ગ્રંથની ભાષા અત્યંત સરલ અને રસ-

વાળી છે. વિદ્યાર્થીઓને તથા યુવાનોને વાંચવાયોગ્ય પુસ્તકોમાં આ પુસ્તકે એક ઉત્તમ વૃદ્ધિ કરી છે.

**કાવ્યકલિકા**—( રચનાર સાક્ષરો શ્રીયુત અંબુજ તથા શ્રીયુત ભ્રમર, વડોદરા, મૂલ્ય પાંચ આના ) ભારતીસ્તવન, ઉદ્યાનમાં પ્રભાત, નિત્રાંજલિ, મૈત્રીસ્તોત્ર, એક અંધારી રાત્રિ, રામરુદન, તરુશાખા અને પંખી, મુરલી, તારલિયાને, મૃગતૃષ્ણિકા, આશા હોડી એવા એવા ભિન્ન ભિન્ન પ્રકારના લગભગ પચાશેક વિષયોઉપર રચેલાં ઉત્તમ કાવ્યોનો આ લઘુ પુસ્તકમાં સમાવેશ કરવામાં આવ્યો છે. ઉત્તમ કાવ્યો લખવામાં જેમ કવિમાં પ્રતિભાની અવશ્યકતા હોય છે, તેમ તેમને યથાર્થ સમજવામાં વાચકમાં પણ ઉચ્ચ પ્રકારની બુદ્ધિની આવશ્યકતા હોય છે. પ્રસ્તુત ગ્રંથમાં સમાવેશ કરવામાં આવેલાં કાવ્યો, સામાન્ય મનુષ્યોથી ગરબીઓની પેઠે ગડગડાટ વાંચી જવાય તેવાં નથી, પરંતુ ધૈર્યથી તેમાં ઉંડા ઉતરતાં તેમાં રહેલા ઉત્તમ રસનું ભાન કરે એવાં છે.

***જીવનરસાયનશાસ્ત્ર અથવા વ્યાધિ હજાર પણ ઔષધ બારનું તારણ***—(પ્રસિદ્ધ કર્તા મેસર્સ ચંપકલાલ મગનલાલની કંપની, ભાવનગર, મૂલ્ય ૦-૨-૦ ) ભાવનગર કોલેજના સંસ્કૃત પ્રોફેસર વિદ્વદ્વર શ્રીજેઠીસનદાસ જેઠાભાઇ કણીયાએ જીવનરસાયનશાસ્ત્ર નામનું એક અત્યંત ઉપયોગી પુસ્તક પ્રકટ કર્યું છે, તે પુસ્તકનુ આ લઘુ લેખ એ તારણ છે. જીવનરસાયનનાં ઔષધોના પ્રજામાં દિવસે દિવસે વધતા જતા પ્રસારમાં, તે તે ઔષધોનો ઉપયોગ કરનાર સામાન્ય પ્રજાને આવાં તારણરૂપ ઓછાં મૂલ્યની નાના પુસ્તકોની બહુ અગત્ય હતી, તે ઉક્ત કંપનીએ પૂરી પાડી છે, એ સંતોષપ્રદ છે.

---

# पूर्ण आरोग्ययुक्त सो वर्षनुं आयुष् भोगववानो उपाय.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૩૭૬ થી. )

(૫)

### ઇશ્વર વ્યાધિને મટાડે છે. ( શાસ્ત્રીય વિશ્રાંતિનો દ્વિતીય ભાગ )

વ્યાધિને ઇશ્વર મટાડે છે.

વિશ્રાંતિ એ વ્યાધિને મટાડવાનો ઈશ્વરનો ઉપાય છે. ઉપવાસ એ ભીતરની વિશ્રાંતિ છે.

નિરવશેષ પૂર્ણ ઉપવાસથી શરીરને, મગજને તેમ જ જઠર, ફેફસાં વગેરે સઘળા પ્રાણભૂત અવયવોને વિશ્રાંતિ મળે છે.

જ્યારે જઠર અને મગજસહિત આખા શરીરને વિશ્રાંતિ આપવામાં આવે છે, ત્યારે વ્યાધિને નિવારનાર ઇશ્વરનો ઉપાય આપણે સેવીએ છીએ, એમ ગણાય છે.

બીજી બધી ઉપયોગી બાબતો જેમ આપણે શીખીએ છીએ, તેમ ઉપવાસ કરતાં પણ આપણે શીખવું જોઇએ. ઉપવાસ કરવાનો આરંભ ધીરે ધીરે કરવો જોઇએ-પ્રથમ એકી વખતે એક દિવસ, પછી બે દિવસ, પછી ત્રણ દિવસ, એમ ચઢવું જોઇએ. જ્યારે લાગટ ત્રણ, ચાર, પાંચ, ૭ અથવા સાત દિવસના ઉપવાસ કરવાનું કામ રમતજેવું અર્થાત્ સ્વાભાવિક થઈ જાય ત્યારે જ એડવર્ડ અર્લ પ્યુરિન્ટન ( Edward Earle Purinton ) જેને સર્વ પ્રકારના વ્યાધિઉપર જય મેળવનાર મહા ઉપવાસ ( Conquest Fast ) કહે છે, તે મનુષ્યે કરવા પ્રયત્ન કરવો જોઇએ. ( આ ઉપવાસ લાગટ ત્રિશ દિવસનો હોય છે,

અને તે સંબંધી સવિસ્તર વર્ણન ઉક્ત લેખકે પોતાના The philosophy of Fasting નામના ગ્રંથમાં આપ્યું છે. )

ત્રિશ દિવસના ઉપવાસમાં કોઇ પણ રૂપમાં કોઈ પણ પ્રકારનું પોષણ ગ્રહણ કરવું નહિ જોઇએ. ઉપવાસના દિવસમાં સ્વચ્છ નિર્મળ જળ જેટલું પીવું હોય તેટલું નિઃશંકપણે પીતાં અડચણ નથી.

મોટા નળમાં એકઠા જામેલા ઝેરી મળને બહાર કાઢી નાંખવાને માટે, ત્રિશ દિવસના ઉપવાસમાં, અઠવાડીયામાં એક વાર અથવા બે વાર, બંધકોશના યંત્રવડે ( Enemas ) મોટા નળને ધોતા રહેવું જોઇએ.

ઉપવાસ કરનારની ઇચ્છા થાય તો નારંગીનો રસ, લીંબુનો રસ, અથવા દ્રાક્ષનો રસ તે ભલે લે. એમ છતાં ઉપવાસને જો યથાર્થ પૂર્ણતાવાળો કરવો હોય તો તો ફળનો રસ પણ લેવો, એ ઉચિત નથી.

ત્રિશ દિવસનો ઉપવાસ, જનસમૂહથી વેગળા, ગામડામાં કોઇ એકાંત સ્થળમાં, ઈશ્વરના અને કુદરતના સંગમાં એકલા કરવો જોઇએ.

જ્યારે ઇશ્વરના ચરણમાં જઈને આપણે પડીએ છીએ ત્યારે તે આપણા સર્વ વ્યાધિ બહુ સત્વર મટાડી દે છે.

**ઉપવાસ કરવાની કળાનું તમને પૂર્ણ જ્ઞાન થાય ત્યાં સુધી ઉપવાસ કરવાનો કદી આરંભ કરતા નહિ.**

સ્મરણમાં રાખજો કે મનુષ્યને થતા નવા તથા જૂના સર્વ રોગોને નિવારનાર લગભગ રામબાણ ઉપાય, ઉપવાસમાં તમારે હાથ ચઢ્યો છે.

વ્યાધિ મટાડવાને માટે ઈશ્વરના ચરણમાં જઈને પડવાનો એક છેલ્લો ઉપાય રહ્યો છે, અને ઈશ્વર વ્યાધિને મટાડે છે, એ વાતનું જ્ઞાન, પોતાનો વ્યાધિ હવે અસાધ્ય છે, અને કોઈ પણ ઉપાયથી મટે એવો નથી, એવું નક્કી કરી બેઠેલા રોગીના અંતઃકરણમાં આશાનાં હજારો કિરણોને પ્રકટાવનાર છે.

**ઈશ્વરને જો તમે તમારો રોગ મટાડવા દેશો તો તે તમારા સઘળા પ્રકારના રોગોને મટાડશે.**

જો મનુષ્યોથી અને તેમણે યોજેલા ઉપાયોથી તમારો વ્યાધિ ન મટે તો ઉપવાસવડે રોગ ટાળવાના ઉપાયતરફ તમારી નજર નાંખજો.

ત્રિશ દિવસનો ઉપવાસ એ દેખીતો એક શસ્ત્રી ઉપાય છે, એ ખરું છે, તોપણ તે નિર્ભયતાવાળો, ડહાપણથી ભરેલો, સયુક્તિક અને સરળ છે. તે નિષ્ફળ જતો નથી, કારણ કે તે ઇશ્વરનો પોતાનો ઉપાય છે. કેવળ અક્રિય થવાની, પૂર્ણ શાંત થવાની, સંપૂર્ણ વિશ્રાંતિની તે ક્રિયા છે, અને તે દ્વારા સર્વશક્ત ઈશ્વરના બળના પ્રવાહો મનુષ્યના શરીરને રેલ છેલ કરી નાંખે છે.

તે મનને અને શરીરને શુદ્ધ કરે છે.

તે કદી નિષ્ફળ ન જાય એવો અમોઘ ઉપાય છે.

તોપણ—

તમારે તે શીખવો જોઇએ.

પ્યુરીન્ટન, હેસ્કલ ( Haskell ), શો ( Shaw ), ડયુઇ ( Dewey ) વગેરે વિદ્વાનોના ઉપવાસસંબંધી ગ્રંથો વાંચો.

ક્રમે ક્રમે ઉપવાસના માર્ગનો અનુભવ કરો. પાછળથી એક પગલું ભરો.

ઉપવાસથી લાભ થાય છે કે કેમ, તેની પ્રયોગ કરી ખાતરી કરી જુઓ; ધીરે ધીરે, કષ્ટ ન જણાય તેમ, સુખપૂર્વક પ્રયોગ કરી ખાતરી કરી જુઓ.

ગયાં થોડાં વર્ષોમાં, ઉપવાસવડે રોગ મટાડવાનો ઉપાય સેંકડો પ્રસંગોમાં લોકોએ અજમાવી જોયો છે. એકલા અમેરિકામાં નહિ, પણ યુરોપના દેશોમાં પણ ઉપવાસનો ઉપચાર અધિક અધિક પ્રસારને પામતો જાય છે. સ્ત્રી અને પુરુષોએ વિશ, ત્રિશ, પાંત્રિશ, ચાળિશ, પિસ્તાળિશ, પચાસ, સાઠ, અને તેથી પણ વધારે લાંબા સમયના સામટા ઉપવાસ કર્યાં છે. ઉપવાસ કરનાર લગભગ પ્રત્યેક મનુષ્યને ઉપવાસના અંતમાં પૂર્ણ તથા ઉત્કૃષ્ટ આરોગ્ય પ્રાપ્ત થયું છે. કોઈ કોઈ વાર માત્ર થોડા દિવસોના જ ઉપવાસથી—કેટલાક પ્રસંગોમાં માત્ર ત્રણ અથવા ચાર દિવસના જ ઉપવાસથી-તેઓને આરોગ્યની પ્રાપ્તિ થઇ છે. માત્ર થોડા દિવસ જ ખોરાકનો ત્યાગ કરવાથી, કંઠમાં અને મુખમાં ખાવાની ઇચ્છા, જે ભુખ લાગવાની કુદરતી નિશાની છે, તે તેમને સમજાઇ છે.

વિદ્રધિ ( Cancer ) ; રક્તપિત ( Leprosy ), ક્ષય, ફેફરૂં ( Epilepsy ), ગાંડપણ વગેરે અસાધ્ય ગણાતા રોગો ઉપવાસથી ઘણી વાર મટ્યા છે.

લાંબી અને પૂર્ણ **વિશ્રાંતિના** સમયમાં સર્વશક્તિમાન્ ઈશ્વર ક્યાં સાધનોવડે મનુષ્યના તનની, મનની, અને આત્માની ઉન્નતિ કરે છે, તે સંબંધમાં **સી. સી.** હેસ્કલ ( Charles Courtney Haskell ) લખે છે કેઃ

મનુષ્યના શરીરની **ભીતર** સર્વશક્ત સત્તા શ્રેષ્ઠપણે વિરાજી રહી છે. મનુષ્યમાં નિવાસ કરતી આ સત્તાનો ઉદ્દેશ તેના શરીરને પુનઃ પુનઃ રચવાનો અને પુનઃ પુનઃ નવું કરવાનો; તેની કામ કરવાની શક્તિને બળવાન્ કરવાનો અને વધારવાનો; અને તેના આરોગ્યનું સંરક્ષણ કરવાનો અને તેનું આયુષ્ વધારવાનો હોય છે. મનુષ્યના શરીરમાં રહેલી, જીવનની આ સર્વશક્ત સત્તાને ત્રણ નિરાળાં કાર્ય કરવાનાં હોય છે.

પ્રથમ કાર્ય અન્નને પચાવવાનું છે; અર્થાત્ કસરતથી શરીરના જે પુટો દુર્બળ થઇ ગયા હોય અથવા નાશને પામ્યા હોય તેમને સ્થાને નવા પુટો રચવાનું નવું દ્રવ્ય આપેલા આહારમાંથી તૈયાર કરવાનું હોય છે.

બીજું કાર્ય પચન થયેલા આહારને શરીરમાં પરિણામ પમાડવાનું હોય છે; અર્થાત્ પચનક્રિયાવડે જે દ્રવ્ય તૈયાર થયું હોય તેમાંથી શરીરના, ભિન્નભિન્ન અવયવોને જે પ્રકારનું દ્રવ્ય પોષનાર હોય તે પ્રકારના દ્રવ્યને પસંદ કરવાનું, અને તે વડે તે તે અવયવોમાં રહેલા પુટોને તે તે અવયવોમાં રહેલી બુદ્ધિવાળી સત્તાની આજ્ઞાપ્રમાણેપોષવાનું હોય છે.

ત્રીજું કાર્ય મલોત્સર્ગનું છે; અર્થાત્ દુર્બળ પડી ગયેલા પુટોમાંથી તેમ જ નિત્ય ગ્રહણ કરવામાં આવતા અન્નમાંથી, જળમાંથી અને હવામાંથી જે કચરો નીકળે તે સઘળો કચરો, ચામડીનાં છિદ્રદ્વારા, તથા વિવિધ મળને બહાર કાઢી નાંખનાર અવયવોદ્વારા શરીરમાંથી બહાર કાઢી નાંખવાનું હોય છે.

શરીરમાંથી મળને બહાર કાઢી નાંખવાનું કામ બે પ્રકારનું છે—એક તો ગમે તે કારણથી શરીરમાં સંચય થયેલા કચરાને બહાર કાઢી નાંખવાનું, અને બીજું નિત્ય ગ્રહણ

કરવામાં આવતા આહારમાંથી નીકળતા કચરાને બહાર કાઢી નાંખવાનું.

સમજવામાં સુગમ પડે માટે આપણે કહીશું કે મલોત્સર્ગની ક્રિયા કરવામાં જે બળ વપરાય છે, તે બળના ૫૦ ટકા સંચય થયેલા મળને શરીર બહાર કાઢી નાંખવામાં રોકાય છે, અને બાકીના ૫૦ ટકા જેટલું બળ, આપણે નિત્ય જે હવા, જળ, તથા ખોરાક લઇએ છીએ, તેમાંથી નીકળતા કચરાને બહાર કાઢી નાંખવામાં વપરાય છે. હવે જ્યારે મનુષ્ય કેવળ નકોરડો ઉપવાસ કરે છે, ત્યારે મલોત્સર્ગની ક્રિયા કરનાર બળને બીજા પ્રકારનું કામ કરવાનું હોતું નથી, અને તેથી તે પોતાનું બળ પ્રથમ પ્રકારની ક્રિયામાં યોજે છે. આથી મલોત્સર્ગની ક્રિયા કરનાર બળના પૂરા સોએ સો ટકા, ખોટી ટેવોથી તથા અજ્ઞાનથી જે કંઇ મળનો અને વિષનો સંચય વર્ષો થયાં શરીરમાં થયો હોય છે, તેને સાફ કરી નાંખવા પાછળ મચી પડે છે.

તે જ પ્રમાણે ઉપવાસમાં આહારને પરિણામ પમાડવામાં પણ બિલકુલ બળ વપરાતું ન હોવાથી તે બળ પણ શરીરમાં રહેલા કચરાને કાઢી નાંખવાને મલોત્સર્ગની ક્રિયા કરનાર બળને મદદ કરે છે.

તે જ પ્રમાણે અન્નને પચાવવામાં જે બળ વપરાય છે, તે બળને પણ ઉપવાસના સમયમાં કશું પણ કાર્ય ન હોવાથી તે પણ મલોત્સર્ગની ક્રિયા કરનાર બળને શરીરમાં સંચય થયેલા મળને કાઢી નાંખવામાં મદદ કરે છે.

આપ્રમાણે મનુષ્યના શરીરમાં રહેલી સર્વશક્ત સત્તા, ઉપવાસના સમયમાં, પોતાના સમગ્ર બળને એકઠું કરીને રોગીના શરીરમાં જે કંઈ કચરો એકઠો થયો હોય છે, અને જેણે લોહીને વિષવાળું કરી મૂક્યું હોય છે, તથા જે વડે તનના અને મનના સઘળા રોગો અને પીડાઓ તેને થઇ હોય છે, તે સર્વ વિષને ચામડીનાં ચાળીશ લાખ છિદ્રોદ્વારા તથા વિવિધ મલોત્સર્ગ કરનાર અવયવોદ્વારા શરીરની બહાર કાઢી નાંખે છે.

ઉપર જે લખવામાં આવ્યું તેથી તમે તેને પણ સ્પષ્ટ થયા વિના નહિ જ રહે કે ઉપવાસ એ શરીરને સ્વચ્છ કરનાર ક્રિયા છે, અને તેથી જ્યારે મનુષ્ય લાંબા સમય સામટા ઉપવાસ કરે છે ત્યારે તેના શરીરમાં વર્ષો થયાં જે કચરો તથા વિષ એકઠાં થયાં હોય છે, તે સર્વ કચરો તથા વિષ શરીરના પ્રત્યેક ભાગમાંથી ધોવાઇને નીકળી જતાં, શરીર અત્યંત સ્વચ્છ થાય છે.

( અપૂર્ણ. )

---

# યોગિની.

( અનુસંધાન ગયા અંકના પૃ ૩૮૫ થી )

## હરિહરરાયની ટિપ્પણી.

( મારા મિત્ર મણિશંકરે મને સોંપેલા આ યોગિનીના અપૂર્ણ વૃત્તાંતની સાથે, તેણે મને જે બે પોથી આપ્યાં હતાં, તેમાંથી જેના ઉપર ' આજની મધ્ય રાત્રિનો વૃત્તાંત ' એ પ્રમા-

શે લખ્યું હતું, તે પેટીમાં મૂકેલો લેખ હું નીચે જોડી દઉં છું. સુજ્ઞ વાચકને ભ્રાંતિ ન થાય માટે વાર્તાના ચાલતા પ્રસંગમાં મેં વચમાં જે આ મારી ટિપ્પની મૂકવાનું સાહસ કર્યું છે, તેને માટે હું તેની ક્ષમા યાચું છું. લિ. હરિહરરાય. )

* * * *

## આજની મધ્ય રાત્રિનો વૃત્તાંત.

રાત્રિના અગીયાર વાગ્યા છે. હું તથા હરિહરરાય બંને મારી અંતઃશાલામાં( Private room ) પોતપોતાના વિચારમાં બેઠા છીએ. અમે બંને એકબીજાની સાથે કંઈપણ બોલતા ન હતા. તે શા વિચાર કરતો હશે તે હું જાણતો નથી, પણ મારા મનમાં તો હજારો વિચારો ચાલ્યા કરતા હતા. અલ્પ સમયમાં આ લોકનો ત્યાગ કરી હું વધારે સુખદ ઉત્તમ લોકમાં જનાર હતો, તોપણ શાસ્ત્રો જેને અભિનિવેશ ક્લેશ કહે છે, અને જે વિદ્વાન્ તથા અવિદ્વાન્ કોઇને પણ છોડતો નથી, એવું કહેવાય છે, તેનો મારા અંતઃકરણમાં આવિર્ભાવ થતો હોય એવું મને ભાન થયું. બીજી જ ક્ષણે મારા અંતઃકરણના ભાવને હું ઓળખી ગયો, અને મેં મંદહાસ્ય કર્યું. દુઃખીમાં દુઃખી મનુષ્યને પણ મરણ પ્રિય નથી, એ જનકથન સત્ય છે, એનો મને અનુભવ થયો.

બહાર આકાશ ઘનઘોર થયું હતું, વિજળીના ચમકારા થતા હતા, અને વૃષ્ટિ પડવી શરૂ થઇ ગઇ હતી, તેનું અમારા વિચારમાં અમને ભાન ન હતું. ઓચિંતી એક મોટી ગર્જના થઇ અને તેની સાથે એક જબરો કડાકો થતાં અમારા વિચારમાંથી અમે ચમકી ઉઠયા. મેં ઘડિયાળપ્રતિ દૃષ્ટિ નાંખી. તેમાં પોણાબાર થયા હતા. હું તરત ઉઠીને ઉભો થયો. હરિહરરાય પણ પોતાના આસનઉપરથી ઉઠયો. વગરબોલ્યે મેં તેને પ્રેમથી આલિંગન આપ્યું. તેનું હૃદય ભરાઇ આવ્યું, અને મારાં નેત્રમાં પણ ઝળઝળીયાં ભરાઇ આવ્યાં. ઉઠતા શોકના આવેગને દબાવીને મેં તેનું યોગ્ય શબ્દોમાં સમાધાન કર્યું, અને પછી તેને ત્યાં જ શાંતિથી પરમાત્માનું સ્મરણ કરતા નિદ્રા લેવાનું સૂચવી હું ત્યાંથી યોગિનીકુમારીના શુભ એકાંતાલયપ્રતિ ગયો.

એકાંતાલયનાં દ્વાર અર્ધ ઉઘાડાં હતાં. ઇન્દ્રનીલ ( આછો આસમાની ) પ્રકાશ તેમાંથી બહાર આવ્યા કરતો હતો. વૃષ્ટિ બંધ થઇ ગઇ હતી. થોડી થોડી ક્ષણે વિજળીના ચમકારા થયા કરતા હતા, તે વિના સઘળું પ્રગાઢ શાંત હતું. હું ધીરે ધીરે, મારા પગનો પણ અવાજ ન થાય એવી રીતે દ્વારસમીપ આવ્યો, અને આજ્ઞાની વાટ જોતો ઉંબરઆગળ ઉભો રહ્યો. તરત જ સ્વર આવ્યો કે નિઃશંકપણે ભીતર ચાલ્યા આવો. હું આજ્ઞાને અનુસરીને અંદર ગયો. પૂર્વે જે દિવ્ય ઉપસ્કર આ સ્થળે મેં જોયો હતો, તેમાંનું કશું જ આજે ન હતું. માત્ર ચાર આસનો ત્યાં પડ્યાં હતાં તે વિના ઓરડી કેવળ ખાલી હતી. એક આસન વધારે માનવાળું હતું, અને ત્રણ સાદાં હતાં. તેમાંના એકના ઉપર યોગિની પોતે બેઠી હતી, અને બીજાઉપર બેસવા મને ઇશારતથી સૂચવ્યું. તે એક અક્ષર પણ બોલતી ન હતી. તેનાં નેત્ર ખુલ્લાં છતાં તેની ચાક્ષુષવૃત્તિ શાંભવી મુદ્રાને સેવના કોઇ યોગીની પેઠે પાછી વળી અંતરમાં પ્રવેશેલી હતી. તેણે ધારણ કરેલા શુભ્ર સાદા વસ્ત્રની

સાથે તેની આ પ્રકારની શારીરિક તથા માનસિક સ્થિતિ સ્વભાવથી જ અપૂર્વ પૂજ્યભાવને ઉત્પન્ન કરતી હતી.

ઘડીયાળમાં બારના ટકોરા થયા. ચોથે ટકોરે યોગિનીકુમારીએ ઉંચી દૃષ્ટિ કરી, અને ઉત્તર દિશાતરફ જોવા લાગી. મેં પણ મારી દૃષ્ટિ તે દિશાપ્રતિ સ્થાપી. પાંચ, છ, સાત, આઠ એમ ડીંગ ડીંગ વાગતા ટકોરાને હું ગણતો ચાલ્યો. અગીયારમો ટકોરો હજી તો વાગી રહ્યો ન હતો, તેની સાથે જ ઓરડીની ઉત્તર દિશાની ભીંતના જાણે બે વિભાગ થતા ન હોય તેમ મને ભાસ્યું, અને તેની સાથે જ તેમાંથી કોઇ અત્યંત તેજસ્વી કાંતિવાળો પુરુષ નીકળી આવ્યો. મેં તરત જ તે મહાપુરુષને ઓળખ્યા, કારણ કે આ મહાત્મા બીજા કોઇ જ નહિ પણ સુરેશ્વરાચાર્યને પૂર્વે શાપ આપનાર પેલા ત્રિવિષ્ટપ ( ટિબેટ )ના મહાપુરુષ હતા. તેમને જોતાં જ યોગિનીકુમારી એકદમ પોતાના આસન ઉપરથી ઉભી થઇ, અને ' પધારો, પધારો ' એવા અત્યંત પ્રેમના ઉદ્‌ગારો કાઢીને તેમનાં ચરણકમળમાં પોતાનું મસ્તક મૂક્યું. એક બાજુથી હું આ પ્રસંગ આશ્ચર્યચકિત થઈ જોયા કરતો હતો, તેની જ સાથે મારી કર્ણવૃત્તિ કોઇ બીજી જ બાજુએ જોડાઈ ગઇ હતી. કારણ કે બારના છેલ્લા ટકોરાની સાથે દૂરથી કોઈ દિવ્ય ગાન ગાતું ગાતું અમારા એકાંતાલયસમીપ વેગથી આવતું હોય એમ ભાન થતું હતું. ટિબેટના મહાત્મા પ્રત્યક્ષ થયા અને યોગિનીકુમારીએ પોતાનું મસ્તક તેમનાં ચરણમાં મૂક્યું તે જ ક્ષણે અત્યંત દિવ્ય સ્વરમાં, રોમાંચ કરનારી નીચેની મધુર પંક્તિ મારા શ્રવણે આવી.

પદ. ( કામણ દીસે છે અલબેલા તારી આંખમાં રે, એ પંક્તિને મળતો લય. )

મારા પ્રાણજીવન પ્રિય નાથ, પધારો મંદિરે રે,<br>
કરવા મુજને આજ સનાથ, પધારો મંદિરે રે.<br>
પધારો મંદિરે રે, પોતાને મંદિરે રે,<br>
પોતાને મંદિરે રે, પોતાને મંદિરે રે, મારા પ્રાણજીવન પ્રિય નાથ૦

* * * *

મારા હૃદયમાં કંઇ કંઈ થવા લાગ્યું. મારૂં રુધિર વેગથી વહેવા લાગ્યું. મારા પગ આગળ ધસવા લાગ્યા. સમીપમાં જ ટિબેટના મહાત્મા અને શ્રીસુરેશ્વરાચાર્યજી હતા, તેથી તેમની મર્યાદાને લીધે જ હું મારા સ્થાનમાં સ્તંભી રહ્યો, નહિ તો ક્યારનો આગળ ધસ્યો હોત. પણ મારો આત્મા અંદરથી ઉછળી ઉછળીને બહાર દોડતો હોય એમ મને ભાન થતું. મારા અંતઃકરણની થયેલી આ પ્રકારની વિલક્ષણ સ્થિતિમાં, બહાર શો પ્રસંગ ચાલતો હતો તેનું પણ મને વિસ્મરણ થઇ ગયું, અને પેલા ટિબેટના મહાત્માને નમન કરવાનું પણ મને ભાન ન રહ્યું. મારી પરવશતા યોગિનીકુમારી સમજી ગઈ અને તેણે મને ' મણિ-ધરરાય ! મહાત્મા પધાર્યા; સાવધાન થાઓ ' એ પ્રકારનાં વચનો વડે સાવધાન ન કર્યો હોત તો હું અવિવેકનો ભોગ થયા વિના રહેત નહિ. યોગિનીકુમારીના વચનથી હું સાવધાન થયો, અને મહાત્માને, સમીપ આવી વિનયપૂર્વક સાષ્ટાંગ નમન કરી ચરણમાં મારૂં મસ્તક મૂક્યું. પ્રિય વાચક ! મનના આવેશને પોતાને વશ ન વર્તાવતાં, તેને થોડી ક્ષણો પણ વશ વર્તવાથી, મારા જેવા પણ ઉંચી ભૂમિકાએ ચઢેલા પુરુષને પણ કેવી દીનતા ધરવી પડે છે, તે જોયું કે ! જ્યારે એ મને મારી આવી સ્થિતિ કરી ત્યારે બીજા સામાન્ય

જીવોની તો કેવી અવસ્થા કરતું હશે ! મહાત્માએ મંદમંદ હસતાં મને હાથ પકડીને ઉઠાડયો અને મારી લજ્જાનું નિવારણ કરતાં બોલ્યા, મણિધરરાય ! હું તમારો સર્વ વૃત્તાંત જાણું છું, માટે તમારે હૃદયને સંકોચને પમાડવાનું કશું પ્રયોજન નથી. તમારી વૃત્તિ જેમ સ્વતંત્ર ગતિ કરતી હોય તેમ તેની ગતિ થવા દો. તેના ઉપર નિરર્થક બળાત્કાર કરશો નહિ.

આ સઘળો સમય પેલું દિવ્ય ગાન તો ચાલ્યા જ કરતું હતું, અને મારી વૃત્તિ અર્ધી ત્યાં અને અર્ધી મહાત્માનાં વચનોમાં, એમ દ્વિધા વહેંચાયલી મને ભાસતી હતી. મહાત્માની અનુમતિ મળતાં મેં ગાનપ્રતિ સંપૂર્ણ વૃત્તિ નાંખી, અને મને નીચેનાં સુમધુર હૃદયંગમ વચનો શ્રવણે પડ્યાં.

મારા પ્રાણજીવન પ્રિય નાથ,
કરવા મુજને આજ સનાથ, પધારો મંદિરે રે.
વિરહરાત્રિ વીતી ગઈ, નિર્મળ થયું પ્રભાત,
[1]માનસ સરમેં ખીલીયા, વૃત્તિકમલના વ્રાત[2].
ધન્ય દિવસ આ, ધન્ય ઘડી આ, પ્રભુ રાજ્યા શિરે રે, મારા પ્રાણ૦

* * * *

આકાશમાર્ગે એક દિવ્ય બાળા, ઉપરની પંક્તિઓ અનુપમ લાવણ્યયુક્ત કંઠથી ગાતી ગાતી એક દિવ્ય વાહનમાં નીચે ઉતરી આવી. મેં તેને તત્કાળ મારી ધર્મપત્ની યોગિની તરીકે ઓળખી, અને તેને પ્રેમથી ભેટવા હું વેગથી ધસ્યો. તેના હસ્તમાં અત્યંત સુગંધી પુષ્પની માળાઓનો એક થાળ હતો. મને સમીપ આવેલો જોઈને તરત જ તેણે ઉભા થઈ એક દિવ્ય હાર મારા કંઠમાં આરોપી દીધો, અને છુટાં પુષ્પોવડે મને વધાવી, મારા ચરણમાં પોતાનું મસ્તક મૂકી હર્ષાશ્રુવડે તેને ભીંજવી નાંખ્યા. પછી સ્વસ્થ થઈ તે ઉભી થઈ અને બીજો એક દિવ્ય હાર યોગિનીકુમારીના કંઠમાં તથા એક હાર ટિબેટના મહાત્માના કંઠમાં વિનયપૂર્વક આરોપ્યો, તથા તેમનાં મસ્તકઉપર તથા ચરણઉપર છૂટાં પુષ્પો નાંખી તેમને નમન કરી હસ્ત જોડી બોલી, કૃપાળુ ગુરો ! કૃપાળુ મહાત્મન્ ! મારા અપરાધની ક્ષમા કરશો. આપ પૂજ્ય મહાપુરુષો સમીપ છતાં મેં પ્રથમ મારા પતિનું પૂજન કર્યું છે, એ એક પક્ષથી આપની અવગણના કરવા જેવું વર્તન મેં કર્યું હોય એવું ભાસે છે, તથાપિ **पतिरेको गुरुः स्त्रीणां** ( સ્ત્રી ઓને પતિ એ જ એક ગુરુ છે ) એ આપ મહાપુરુષોએ પ્રબોધેલી નીતિ જ અમો સ્ત્રી જાતિએ સેવ્ય હોવાથી મેં મારા પતિનું જ પ્રથમ પૂજન કર્યું છે, અને તેથી મારા આપા તતઃ જણાતા દોષપ્રતિ આપ મહાપુરુષો અમૃતદૃષ્ટિથી જોશો, એવી મારી નમ્ર વિજ્ઞપ્તિ છે.

ટિબેટના મહાત્માએ કહ્યું, પુત્રિ ! નિર્ભય રહે. તારૂં વર્તન અમારી પ્રસન્નતાને વધારનાર જ થયું છે.

યોગિનીકુમારીએ કહ્યું, પ્રત્યક્ષ જણાતા આ શરીરની પૂર્વકાળની માતા ! હું તારા ઉપર પ્રસન્ન છું. ઇચ્છામાં આવે તે વર માગી લે.

યોગિનીએ કહ્યું, મારા પતિની સર્વોત્તમ પદમાં સ્થિતિ થાય, અને તેમનાથી મારો કદી પણ વિયોગ ન થાય, એ જ મારી ઇચ્છા છે.

---

૧ મનરૂપી સરોવરમાં. ૨ સમૂહ.

દિગ્બેટના મહાત્માએ હસીને કહ્યું, પુત્રિ ! તેં જે માગ્યું તે ફળ તો અમારા વરદાન વિના પણ તમને ઉભયને સિદ્ધ છે. જેને નિસરણી પ્રાપ્ત છે, તેને જેમ મેડાઉપર ચઢવાનું કાર્ય જરા પણ કઠિન નથી, તેમ જે દંપતીને પરસ્પર અપૂર્વ પ્રેમ છે, જેમની શારીરિક તથા માનસિક વગેરે ભૂમિકાઓ લગભગ સમાન છે, તથા જેઓ શરીરથી દેખવા માત્ર જૂદાં છે, પણ અંતરથી અનેક વિષયમાં એક છે, તેમની ઉન્નતિ નિરંતર વેગથી સધાયે જ જાય છે. તેમની ઉન્નતિના વેગને ખાળનાર આ જગતમાં કોઇ પણ સમર્થ નથી. ત્યાગનો મહિમા અને તેનાં અપૂર્વ ફળ ભલે મનુષ્યો ગાય, પરંતુ ત્યાગનો ખરો અર્થ બીજો કશો જ નથી, પણ પ્રેમને તજવો એ જ છે, અને પ્રેમ અને ઇશ્વરમાં કશો જ ભેદ ન હોવાથી ત્યાગને સેવનાર મનુષ્ય ઇશ્વરનો જ ત્યાગ કરે છે, એ સ્પષ્ટ છે. અને ઇશ્વરનો ત્યાગ ભાગ્યે જ કોઇ પણ અર્થની સિદ્ધિ કરનાર મનાતો હોવાથી ત્યાગ એ કર્તવ્યરૂપ છે, એમ સિદ્ધ થવું ઘણું જ કઠિન છે. સ્ત્રીઓ જે રીતે ઉન્નતિને આપનાર થાય છે, તેનું અજ્ઞાન જ આજે સ્ત્રીઓની આટલી બધી નિંદા કરાવનાર અને તેમના ત્યાગની આટલી બધી સ્તુતિ કરાવનાર થઇ પડયું છે. આમ છતાં, સ્ત્રીઓની આટલી બધી નિંદા થવા છતાં, અને તેઓ નરકનાં દ્વાર છે, એવી દીર્ઘ કાળથી કાનને ફાડી નાંખે એવી ગર્જનાઓ થયા કરતાં છતાં, મનુષ્યોનું અંતર્જ્ઞાન ( Intention ) લેશ પણ દબતું નથી, અને તેમાંથી તો સ્ત્રીઓની ઇચ્છા અને સ્ત્રીઓપ્રતિ પ્રેમના ઉછાળા, કાં ગૃહસ્થ હો કે કાં ત્યાગી હો, કાં વૃદ્ધ હો કે કાં યુવાન્ હો તોપણ તેના અંતઃકરણમાં સર્વ અવસ્થામાં ઉઠયા જ કરે છે; અને તે પ્રેમનું અનુકૂળ સ્ત્રીવડે પોષણ થયાવિના તે સદા અતૃપ્તિનું અને અતૃપ્તિનું જ ભાન કર્યાં કરે છે. કારણ કે સ્ત્રીવિષયક પ્રેમ એ સ્વાભાવિક છે, અને તે પ્રેમનો ત્યાગ એ અસ્વાભાવિક છે. અને આ પ્રેમ સ્વાભાવિક હોવાનું સઉથી પ્રબળ પ્રમાણ તો એ છે કે ઇશ્વરમાં પ્રેમ ધરનારા ઇશ્વરભક્તોની વૃત્તિએ પણ કાં તો ઇશ્વરમાં પતિભાવ ધર્યાવિના, અથવા પત્નીભાવ ધર્યાવિના સંતોષને માન્યો નથી.

( અપૂર્ણ )

---

### શ્વસનક્રિયાવડે લોહનું પોલાદમાં થતું રૂપાંતર.

તમે તમારાં ફેફસાં શુદ્ધ હવાવડે પૂરેપૂરાં ભરવાની તથા ખાલી કરવાની ક્રિયા કરવાનો અભ્યાસ નિત્ય ઓછામાં ઓછો પા કલાક પણ રાખ્યો છે કે ? જો ના, તો તમે દીર્ઘશ્વાસ પ્રશ્વાસનું ખરૂં માહાત્મ્ય હજી યથાર્થ જાણતા નથી. લક્ષપૂર્વક શ્રવણ કરો.

લગભગ પચાસ વર્ષઉપર બેસેમરે ( Bessemer ) લોહનું પોલાદમાં રૂપાંતર કરવાની કળા શોધી કાઢી ત્યારથી જ પોલાદના યુગનો ખરેખરો આરંભ થયેલો ગણાય છે. બેસેમરના શોધે પાશ્ચત્ય પ્રજાઓની આર્થિક ઉન્નતિઉપર જેટલી અસર કરી છે, તેટલી ભાગ્યે જ કોઇ બીજા શોધે કરી હશે.

આ યંત્ર ઇંટોજેવાં જાડાં લોખંડનાં પત્રાંના અસ્તરવાળું એક અત્યંત મોટું પાત્ર છે. જે લોખંડનું પોલાદ કરવાનું હોય છે, તેનો રસ આ વાસણમાં નાંખવામાં આવે છે. આ વાસણમાં એકી વખતે દશથી પંદર ટન લોખંડનો રસ નાંખવામાં આવે છે.

વાસણમાં રસ રેડ્યાપછી વાસણ તેને તળીએ પાડેલાં બસેં ઝીણાં છિદ્રોદ્વારા શુદ્ધ હવાનો અત્યંત પ્રબળ પ્રવાહ તે રસમાં વેગથી છોડી મૂકવામાં આવે છે.

જ્યારે હવા તે વાસણમાં વેગથી ધસારો કરતી પ્રવેશે છે ત્યારે તેનાથી લોખંડનો રસ પૂર્વના કરતાં બમણો ગરમ થાય છે. આવા સખ્ત તાપથી તેની અંદર રહેલો સઘળો કચરો બળી જાય છે. લોખંડમાં રહેલી માટી, રેતી વગેરે કચરો, ગંધક, કાર્બન ( કોયલાનું તત્ત્વ) એ સર્વ આ પ્રચંડ તાપથી બળી જાય છે, અને પાત્રમાં કેવળ શુદ્ધ પોલાદ જ રહે છે.

. તેમાં હવા છોડી મૂકવામાં આવે છે તે ક્ષણે તે મોટી કઢામાં નાંખેલો લોખંડનો રસ કોઈ જીવતા પ્રાણીની પેઠે દુઃખની ચીસો પાડે છે, અને સીસકારા બોલાવે છે. તેના મુખમાંથી તણખાનો વરસાદ ઉડે છે. જાણે જ્વાળામુખી પર્વત ફાટ્યો હોય તેમ તેમાંથી મોટા મોટા સફેદ ભડકા નીકળી આવે છે.

મનુષ્યે આજસુધી કરેલા સઘળા શોધોમાં સઉથી વધારે ભીષણ અને પરિશ્રમ લેનારૂં બેસેમરનું પોલાદ કરનારૂં યંત્ર આ પ્રકારનું છે. તે શ્વાસ લેતી લોખંડના રસની ભઠ્ઠી માત્ર છે. તે એક લાંબો ઉંડો શ્વાસ ખેંચે છે, અને લોખંડ લોખંડરૂપે રહેતું નથી. તે તત્કાળ બદલાઇને સુંદરમાં સુંદર અને સર્વોત્તમ પોલાદ થઈ જાય છે.

નીચેની વાત જો તમે સ્મરણમાં રાખશો તો પોલાદ કેવી રીતે બનાવવામાં આવે છે, તે તમે કદી પણ ભૂલી નહિ જાઓ; અને તે વાત એ કે તમે પોતે જ અમુક અર્થમાં બેસેમેરના પોલાદ કરનારા યંત્રના જેવા જ છો. જ્યારે જ્યારે તમે ઉંડો શ્વાસ લો છો, ત્યારે ત્યારે તમારા શરીરમાં રહેલા કચરાને તમે બાળી નાંખો છો.

તમારાં ફેફસાંમાં જે હવાને તમે ગ્રહણ કરો છો તે હવા તમારા ખરાબ લોહીને શુદ્ધ કરે છે. બેસેમરના યંત્રમાં જોરથી છોડેલી હવા જેમ લોખંડમાં રહેલાં રેતી (Silicon) ગંધક, અને કાર્બનને બાળી નાંખે છે, તે જ પ્રમાણે તમારા શરીરમાં રહેલા ઝેરી કચરાને પણ તે બાળી નાંખે છે. લોખંડના રસમાં અને પોલાદમાં જેટલો તફાવત હોય છે તેના કરતાં, ફેફસાંમાં હવા લીધા પૂર્વેના તમારા લોહીમાં અને હવા લીધા પછીના લોહીમાં વધારે તફાવત હોય છે.

પોલાદ કરનાર યંત્રને પુષ્કળ હવા, અને તે પણ શુદ્ધ હવા આપવી પડે છે. જો અશુદ્ધ હવા તેમાં છોડવામાં આવે છે તો પોલાદ ઘણા હલકા પ્રકારનું થાય છે.

**ક્ષયના અને ન્યુમોનીયા ( ફેફસાંનો વરમ ) ના વ્યાધિથી જે હજારો મનુષ્યો પ્રતિવર્ષ મરણને પામે છે, તે મનુષ્યો જો સ્મરણમાં રાખે કે તેમનાં ફેફસાંની રચના બેસેમરના યંત્રજેવી જ છે, તો તેઓ પોતાના જીવ બચાવી શકે. ઉત્તમ પોલાદ અથવા સુદૃઢ આરોગ્યવાળાં મનુષ્ય પ્રાણિઓ કરવાને શુદ્ધ હવા વિના બીજી કોઈ પણ વસ્તુ સમર્થ નથી.**

આપણે લોખંડના જેવા રહીશું કે પોલાદના જેવા થઈશું, તેનો આધાર આપણી ફેફસાંની ભઠ્ઠીમાં શરીરનો કચરો જે પ્રમાણમાં આપણે બાળીશું, તે ઉપર રહેલો છે. સ્વચ્છ હવા શરીરનો કચરો કેવો બાળે છે તેની ખાતરી શુદ્ધ હવાવાળા સ્થળમાં જઇને વિશ પચીશ દીર્ઘ શ્વાસ લેવાથી તમે સહેલાઇથી કરી શકશો. તરત જ તમારા શરીરમાં

વધારે ગરમી આવેલી તમને જણાશે, અને શુદ્ધ લોહીનું વેગથી અભિસરણ થવાથી તમારૂં મસ્તક જરા ભ્રમશે.

---

## નિત્ય ગગનમાં ઉડવાનો અભ્યાસ સેવો.

પ્રતિદિન ગગનમાં નિત્ય થોડી વાર પણ ઉડ્યા કરો. પૂર્વે કોઇ દિવસ કોઈ મનુષ્ય જેટલે ઉંચે ન ગયો હોય તેટલે ઉંચે જાઓ. પાંખવિના શી રીતે ઉડીએ, એમ પૂછો છો ? તમારી પાસે કલ્પના નામની અદ્દભુત અને મહાસમર્થ પાંખ છે, એ શું તમે નથી જાણતા ? એ પાંખવડે ક્ષણમાં તમારે સૂર્ય લોકમાં જવું હોય તો તમે જઇ શકો એમ છે, અને બીજી જ ક્ષણે છેક પાતાળમાં ઉતરી જવું હોય તો તમે ઉતરી શકો એમ છે. ત્યારે કલ્પના વડે શુદ્ધ ચૈતન્યના, અપરિમિત આનંદના, નિઃસીમ શાંતિના, અનંત જ્ઞાનના પ્રદેશમાં ઉડો. તે પ્રદેશમાં આવી ત્યાં પાંખો પસારીને પડ્યા રહો. ત્યાં તમારા મનને શાંતિથી રમવા દો. અનંત ચૈતન્યના એ મહોદધિસાથે એકાકાર થાઓ. તમે જાણે નથી, અને એ જ જાણે છે, એમ ધારો. એ પરમતત્ત્વની સાથે તમે પણ પણ પરમતત્ત્વમય થઈ રહો. એ અમર્યાદ સત્ સ્વરૂપમાં તમારૂં મર્યાદાવાળું મિથ્યા અભિમાન ઓગાળી નાંખો. એ તત્ત્વનું જ તમારી વૃત્તિમાં ભાન કરતા કરતા જગતને વિસરી જાઓ. સમગ્ર જીવનની સાથે, સમગ્ર જ્ઞાનની સાથે, સમગ્ર સામર્થ્યની સાથે કલ્પના-વડે—વિચારવડે—અભિન્ન થાઓ. પ્રાતઃકાળે શય્યામાં જાગ્રત્ થાઓ, તેવા જ આ ક્રિયા કરો. રાત્રે નિદ્રામાં પ્રવેશો તે પૂર્વે આ ક્રિયા કરો. દિવસે જ્યારે જ્યારે અનુકૂળતા મળે ત્યારે આમ કરો. પ્રત્યેક પ્રસંગે દશ મિનિટ અથવા પા કલાક આ ક્રિયામાં ગાળો. તમે નવા જ્ઞાનથી, નવા સામર્થ્યથી, નવા આનંદથી યુક્ત થઇને ગગનમાંથી નીચે આ પૃથ્વીઉપર આવશો.

---

## કદી ગદ્ધાવૈતરૂ કરતા ના.

શરીર થાકી જાય અને મન કંટાળી જાય ત્યાં સુધી ગદ્ધાવૈતરૂ કરવાની ટેવ કદી પણ પાડતા નહીં. મનુષ્યશરીર એ કંઈ રાતદહાડો ચલાવવાનો લોઢાનો સંચો નથી. લોઢાનો સંચો પણ રાત્રિદિવસ ચલાવવાથી વહેલો ઘસાઈ જાય છે.

આખો દિવસ ગદ્ધાવૈતરૂ કરવાથી ઘણું અને સારૂં કામ થાય છે, એમ કંઇ નથી. વીર્ય અને તેજસ્વી બુદ્ધિ જ ઘણું અને ઉત્તમ કામ કરવા સમર્થ હોય છે. પણ આ બંને તમારામાં હોવા માટે તમારે ગદ્ધાવૈતરૂ ત્યજવું જોઇએ. શરીરમાં અને મનમાં બળ ભરાય માટે તમારે તેમને દિવસમાં અનેકવાર શિથિલ કરવાં જોઇએ.

જ્યારે તમને કામ કરવાથી શરીર તથા મન થાકેલાં જણાય ત્યારે અર્ધો કલાક શરીરને તથા મનને શિથિલ કરીને વિશ્રાંતિ લેવા પડી રહેજો, અથવા ઉંઘી જજો. આથી તમારામાં પાછું એટલું બળ આવશે કે તમે બીજા ચાર પાંચ કલાક ઉત્તમ કામ કરી શકશો.

દિવસમાં એક વાર અર્ધો કલાક વિશ્રાંતિ લેવાથી તમે ઘણું અને ઉત્તમ કામ કરી શકશો, તથા તમારૂં શરીર બેવડું થાસશે.

---



# श्रीसिद्धेश्वर.

मनुष्य प्रयत्नथी पोताने जेवो धारे छे, तेवो ज करी शके छे.



॥ ॐ श्री ॥

## भावनानो कार्यसिद्धिमां उपयोग.

ભાવનાનું યથાર્થ સ્વરૂપ ન સમજનારા, તથા તેને આચારમાં મૂકી તેના સામર્થ્યનો અનુભવ ન કરનારા અનેક મનુષ્યો, તેને હસી કાઢે છે, પરંતુ શાસ્ત્રો તો जपात् सिद्धिर्जपात् सिद्धिर्जपात् सिद्धिः એ પ્રકારનો ઉચ્ચ આઘોષ કરી ભાવના જ સિદ્ધિમાં હેતુભૂત છે, એમ પુનઃ પુનઃ પ્રબોધે છે.

જપમાં અને ભાવનામાં કશો જ ભેદ નથી. જપમાં જેમ અમુક શબ્દોનું, તેના અર્થમાં ધ્યાન રાખી પુનઃ પુનઃ રટણ કરવાનું હોય છે, તેમ ભાવનામાં પણ ભાવનાવડે સૂચવાયલા અર્થમાં વૃત્તિને સ્થાપીને તેનું પુનઃ પુનઃ રટણ કરવાનું હોય છે. આથી જપથી સિદ્ધિ થાય છે, એ સ્વીકારનારે ભાવનાથી પણ સિદ્ધિ થાય જ છે, એ નિશ્ચય અવશ્ય સ્વીકારવો પડે છે.

જે વસ્તુ જે સમયે આપણે જોઇએ, તે સમયે તે વસ્તુ આપણને પ્રાપ્ત થાય, અને જે રીતે તે વસ્તુ આપણે જોઇએ તે રીતે તે વસ્તુ આપણને પ્રાપ્ત થાય, એનું નામ વિજય પ્રાપ્ત કરવાનું સામર્થ્ય છે; અને આવું સામર્થ્ય યથાર્થ રીતે ભાવનાને કરતાં જેને આવડે છે, તેને પ્રાપ્ત થાય છે.

જે વસ્તુ આપણે જોઇતી હોય તેને પ્રાપ્ત કરવાનો સર્વોત્તમ માર્ગ યથાર્થ ભાવના છે. પરંતુ યથાર્થ ભાવનાનું પ્રથમ પગથીયું ઇચ્છા છે. જો કોઇ વસ્તુને તમે તમારા સઘળા તન-મનથી ઇચ્છો છો, તો તે વસ્તુની તમને અજાણતાં પણ યથાર્થ ભાવના થઇ રહે છે; અને આવી તીવ્ર ઇચ્છાથી તીવ્ર ભાવના થતાં તે વસ્તુ તમને અવશ્ય પ્રાપ્ત થાય છે. કારણકે કોઇ વસ્તુની જ્યારે આપણે તીવ્ર ઇચ્છા કરીએ છીએ ત્યારે તે વસ્તુને આપણી પાસે આકર્ષી આણનાર અને તેનો આપણને સંયોગ કરાવનાર સામર્થ્યોને આપણે ગતિમાં મૂકીએ છીએ.

સમજીને ભાવના કરવાના અભ્યાસમાં ઘણું બળ રહેલું છે. બીજાઓને માટે તેમ જ તમારા પોતાને માટે વારંવાર ભાવના કરવાનો અભ્યાસ પાડો. પણ ભાવનાનો અભ્યાસ પાડ્યા પૂર્વે તમારે તમારૂં પોતાનું સ્વરૂપ કેવું છે, તેનું જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ. પાછા વળીને

એકાંતમાં પોતાના સ્વરૂપમાં વૃત્તિને જોડવાથી આ જ્ઞાન પ્રાપ્ત થઇ શકે છે. શરીર એ કંઇ તમે નથી, પણ જેના વડે તમારૂં શરીર જીવતું જણાય છે, એવી તમારામાં રહેલી જે ચૈતન્યસત્તા છે, તે તમે છો. તમારૂં શરીર ભૌતિક છે, અને એ તમારો આત્મા ચૈતન્યસ્વરૂપ છે, અથવા ઈશ્વરનો અંશ છે. ઈશ્વર પૂર્ણ છે, સર્વ મંગળોથી યુક્ત છે, સર્વ સામર્થ્યથી સંપન્ન છે. તમારા શરીરમાં રહેલો તમારો આત્મા પણ ઈશ્વરરૂપ હોવાથી તે પણ પૂર્ણ, સર્વ મંગળોથી યુક્ત તથા સર્વ સામર્થ્યથી સંપન્ન છે. આથી 'હું પૂર્ણ છું, હું સર્વ મંગળોથી યુક્ત છું, હું સમગ્ર સામર્થ્યથી સંપન્ન છું,' એ પ્રકારની જ્યારે તમે ભાવના કરોછો, ત્યારે તમે ખોટી ભાવના કરો છો, એમ કંઇ નથી; તમારાં વચનો હસવા જેવાં અથવા મૂર્ખતાભરેલાં છે, એવું કંઈ નથી, પણ જે વસ્તુતઃ સત્ય છે, એ જ તમે ઉચ્ચરો છો–એનો જ તમે જપ કરોછો, કારણ કે 'હું' શબ્દનો અર્થ તમે શરીર કે ઇંદ્રિય કે મન કે એવી જ કેઈ વસ્તુ, એવો કરતા નથી, પણ તમારા શરીરમાં રહેલા ઈશ્વર એવો જ કરો છો.

પ્રાતઃકાળે શય્યામાંથી જાગ્રત્ થાઓ કે તરત જ એકાગ્ર થઇ ઉત્સાહપૂર્વક મનમાં વદો કે 'મારો ઈશ્વરથી અભેદ છે, તેથી હું પૂર્ણ અને નિરામય છું. હું પ્રેમસ્વરૂપ છું. હું સમગ્રશક્તિસંપન્ન છું. હું સકળ, શુભ વસ્તુઓને મારા પ્રતિ આકર્ષું છું.' તમારો ઈપ્સિતાર્થના ભેદપ્રમાણે આ વાક્યોમાં તમારે ઉચિત ફેરફાર કરી લેવો; અર્થાત્ તમારે વૈરાગ્ય, શાંતિ, જ્ઞાન કે એવી જ કોઈ દૈવી સંપત્તિ જોઇતી હોય તો 'હું વૈરાગ્યસ્વરૂપ છું, હું જ્ઞાનસ્વરૂપ છું, હું શાંતસ્વરૂપ છું,' એ પ્રકારનાં વાક્યો વદવાં.

પ્રત્યેક મનુષ્યે વિવિધ પ્રસંગોને માટે પોતાને અનુકૂળ વાક્યો નિશ્ચય કરી રાખવાં અને પ્રસંગ પ્રાપ્ત થયે તે વાક્યોવડે ભાવના કરવી. તે વાક્યોનો માનસિક ઉચ્ચાર કરી તેના અર્થમાં મનને એવું તો સુદૃઢ પ્રકારે જોડી દેવું કે આપણી વૃત્તિ તથા શરીર તેમાં તલ્લીન થઇ જાય. એકવાર આ પ્રકારે ભાવના સિદ્ધ કરવાનું તમારામાં સામર્થ્ય આવ્યા પછી કોઈ પણ કાર્યની સિદ્ધિ કરવી તમને જરા પણ કઠિન નહિ જણાય. વિજયસિદ્ધિના માર્ગમાં તમને પ્રતિબંધ કરનાર પછી કોઈ પણ નહિ રહે. તમારામાં દૈવી બળ આવેલું તમને સમજાશે.

વિવિધ પ્રસંગોમાં કેવાં વાક્યોવડે ભાવના કરવી, તેની દિશા દર્શાવવાને માટે નીચે થોડાં વાક્યો લખીએ છીએ.

૧ જ્યારે અંતઃકરણમાં વ્યગ્રતા જણાય ત્યારે એકાંતમાં બેશી નેત્ર મીચી શાંતિથી આવા ભાવનાં વચનો બોલવાં, અને તેના અર્થમાં મનને તલ્લીન કરી નાંખવું.

**૧ હું શાંતસ્વરૂપ છું.**
**૨ હું સ્વાસ્થ્યમય છું.**
**૩ હું પ્રસન્નસ્વરૂપ છું.**
**૪ હું સ્થૈર્યસ્વરૂપ છું.**
**૫ હું અક્ષોભસ્વરૂપ છું.**

૨ જ્યારે વૃત્તિમાં નિરાશા પ્રકટે, ત્યારે પૂર્વોક્ત પ્રકારે શાંતિથી નીચેનાં વચનોવડે ભાવના કરવી.

**૧ મારામાં સઘળું સિદ્ધ કરવાનું સામર્થ્ય છે.**
**૨ હું પૂર્ણસ્વરૂપ છું.**
**૩ દૈવી સામર્થ્ય મારામાં**

૪ આખું જગત્ મારા હિતને અર્થે જ પ્રવૃત્તિ કરે છે.

૩ જ્યારે અંતઃકરણમાં ક્રોધ પ્રકટે ત્યારે નીચે પ્રમાણે ભાવના કરવી.

૧ હું સર્વમાં રહેલા શુભને ઉદારપણે જોઉં છું.
૨ ક્ષુદ્ર વસ્તુઓમાં તથા પ્રસંગોમાં મને વિકળતા પ્રકટાવવાનું સામર્થ્ય નથી.
૩ આ સઘળા પ્રસંગો મારું લક્ષ ખેંચે તેમ નથી.
૪ ક્રોધથી હું કંઈ પણ સિદ્ધ કરી શકું એમ નથી, પણ પ્રેમવડે જ ઘણું સિદ્ધ કરી શકું એમ છે.
૫ સર્વમાં રહેલી પૂર્ણતાપ્રતિ અને શુભપ્રતિ જ હું દૃષ્ટિ નાંખીશ.

૪ જ્યારે શરીર બગડે ત્યારે નીચે પ્રમાણે ભાવના કરવી.

૧ હું ચૈતન્યસ્વરૂપ છું.
૨ હું પૂર્ણ છું.
૩ મારામાં રહેલું આરોગ્ય જે ઇશ્વરસ્વરૂપ છે, તે રોગકરતાં વધારે બળવાન્ છે.
૪ શરીર એ તો મારું હથિયાર છે; હું તેને પૂર્ણ નિરામય થવા આજ્ઞા કરું છું.
૫ મારું શરીર મને પૂર્ણ અધીનપણે વર્તે છે.
૬ દૈવી આરોગ્યના પ્રવાહો મારા શરીરમાં એટલા તો પ્રબળ વેગથી આવે છે કે તેમાં બીજા કશાને ઉભા રહેવાનો અવકાશ નથી.

૫ જો લોકો તમારી અવગણના કરે તો નીચે પ્રમાણે ભાવના કરજો.

તેઓમાં પરમાત્મા નિવસે છે, અને એ પરમાત્માને હું પ્રણામ કરું છું, અને તેમના ઉપર પ્રેમ કરું છું.

લોકોઉપર થોડા સમયમાં તમારી ભાવનાની અસર થશે, અને તમારા પ્રતિનો દ્વેષ તેઓ ત્યજશે.

૬ જો તમારા ઉપર સઘળા પ્રેમ કરે, એવા લોકપ્રિય થવા તમે ઇચ્છતા હો તો નીચે પ્રમાણે ભાવના કરજો.

હું પ્રેમસ્વરૂપ છું; મારામાં લોકો મારા પ્રતિ આકર્ષાય એવું સામર્થ્ય રહેલું છે; દરેક મનુષ્ય મારા ઉપર પ્રેમ કરે છે. પ્રત્યેક મનુષ્યને હું મારામાં રહેલી આકર્ષક શક્તિનું ભાન કરાવી શકું છું.

૭ જો તમારે સૌંદર્યની ઇચ્છા હોય તો નીચે પ્રમાણે ભાવના કરજો.

૧ હું સૌન્દર્યસ્વરૂપ છું.
૨ હું સૌન્દર્યપ્રતિ જ મારી દૃષ્ટિ સ્થાપેલી રાખીશ, જેથી મારામાં માત્ર સૌંદર્યનું જ અસ્તિત્વ રહે.
૩ હું કુદરતમાં સૌન્દર્યને જ જોયા કરીશ, તેને મારામાં ગ્રહણ કરીશ, અને મારા શરીરમાંથી તેનાં કિરણોને બહાર પ્રકાશીશ.

૮ કોઇ નવું કામ આરંભો ત્યારે નીચે પ્રમાણે ભાવના કરજો.

૧ હું ઇશ્વરસ્વરૂપ છું. આ કામ કરવાને પરમેશ્વરે મને જ પસંદ કર્યો છે. તેથી હું તેને સર્વોત્તમ પ્રકારે કરીશ.
૨ હું ઇશ્વરનું એક હથિયાર છું. ઇશ્વરનાં હથિયાર કદી નિષ્ફળ જતાં નથી, તેથી હું પણ આ કામમાં કદી નિષ્ફળ જનાર નથી.

**૩ જે જે કામ હું માથે લેઈશ તે તે સર્વમાં હું વિજયને પ્રાપ્ત કરીશ, કારણ કે સમગ્ર સામર્થ્યના અને સમગ્ર જ્ઞાનના મૂળ કારણમાંથી મારા કામમાટે જે બળ અને જ્ઞાન મારે જોઇશે તે હું માગીશ, અને મને તે આપવામાં આવશે જ.**

યથાર્થ ભાવના અને અયથાર્થ ભાવના, એમ બે પ્રકારની ભાવના હોય છે. જો યથાર્થ ભાવના કરવામાં આવે છે, તો કાર્યસિદ્ધિ થયા વિના રહેતી જ નથી. વધારે એકાગ્ર થઇને ઉંડા ઉતરીને, તન્મય થઇને ભાવના કરો. સર્વોત્તમ વસ્તુઓની તીવ્ર ઇચ્છા કરો; તે પ્રાપ્ત થઇ છે, એવાં સ્વપ્ન રચી તેમાં રમ્યા કરો. જે વસ્તુની તમને અત્યંત પ્રબળ ઇચ્છા હોય તેની પ્રથમભાવના કરો, અને ઉપર વર્ણવ્યાપ્રમાણે તેના અર્થમાં તન્મય થઇ જાઓ. એક દિવસ, બે દિવસ કે ત્રણ દિવસ નહિ, પણ ત્રણ માસ એ રીતે કરો. કંઇ નહિ તો એક વાર ભાવનાની વિધિપૂર્વક અજમાયશ કરી જુઓ, અને પછી તેમાં કશું બળ નથી, એવું કહો. પણ નક્કી માનજો કે વિધિપૂર્વક અજમાયશ કરી જોતાં ભાવનાના વિરોધી ન રહેતાં તમે જ ભાવનાના પક્ષકાર થઇ જશો.

---

# માનસશાસ્ત્રના મૂલાક્ષરો.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૪૦૦ થી )

શરીરમાં રહેલાં બીજાં સઘળાં સામર્થ્યોને વશ વર્તાવવાનું પોતાનામાં સામર્થ્ય છે, એ વાત મને જાણવી જોઇએ, એટલું જ નહિ, પણ તે સામર્થ્યોની ઉપેક્ષા કરવાને બદલે તે સર્વની સાથે પૂર્ણ અવિરોધી વર્તન રાખવું જોઇએ. શરીર એ મનકરતાં ઉતરતા પ્રકારનું અને સ્થૂલ છે, એટલા જ માત્ર વિચારો કરવાથી મન તેને પોતાને વશ વર્તાવી શકતું નથી, તેમ જ વિચાર જ્યાં સુધી માત્ર બળાત્કારથી પ્રકૃતિના ઉપર જય મેળવવાનો પ્રયત્ન કરે છે ત્યાં સુધી તે ગમે એટલા સામર્થ્યવાળો છતાં પણ તેના ઉપર ફાવી શકતો નથી. જ્યારે મન આખા શરીરની સાથે અવિરોધ ધરે છે, અને આખા શરીરમાં ઉત્કૃષ્ટ ગુણો છે, એવો નિશ્ચય કરે છે ત્યારે જ શરીરનાં બીજાં સામર્થ્યો મનના સામર્થ્યને અધીન થાય છે.

* * * *

માનસ શાસ્ત્રનો પ્રથમ મહત્ત્વનો નિશ્ચય એ છે કે પ્રત્યેક વિચારમાં સામર્થ્ય હોય છે; કેટલાક વિચારનું સામર્થ્ય ભલે અત્યંત અલ્પ, નહિ સરખું હોય, અને કેટલાક વિચારનું સામર્થ્ય ભલે અત્યંત ભારે હોય, તોપણ સર્વ વિચારોમાં સામર્થ્ય હોય જ છે; અને આ સઘળા વિચારો, જે મનુષ્ય તેમને કરે છે, તેના શરીરમાં કોઇ પણ સ્થળે પોતાનું સામર્થ્ય દર્શાવે છે. આમ છતાં પ્રત્યેક બુદ્ધિમાન્ મનુષ્ય જે કંઇ કરે છે, તે ક્રિયા ઉત્તમ ફળ પ્રકટાવશે જ એમ જાણીને કરે છે; અને વિચારની ક્રિયા પણ આ નિયમના અપવાદરૂપ કંઇ હોઈ શકે નહિ. આથી ઉત્તમ ફળની ઇચ્છાવાળા પ્રત્યેક બુદ્ધિમાન્ મનુષ્યે વિચારને કરવારૂપ પોતાની ક્રિયા કેવી રીતે કરવાથી ઉત્તમ ફળને પ્રકટાવે છે, તે અવશ્ય શીખવું જ જોઇએ.

* * * *

આ સંબંધમાં પ્રથમ જે શીખવાનું છે તે એ કે ક્યા વિચારો આપણી અધોગતિ કર-

નારા છે, અને કયા વિચારો આપણી ઊર્ધ્વગતિ કરનારા છે, તે ઓળખતાં શીખવું. વિચાર એ એક બળ છે, અને તેથી તે ગતિયુક્ત હોય છે. એ જે જે ગતિ કરે છે, તે હંમેશાં કોઈ અમુક દિશામાં કોઇ સ્થળપ્રતિ હોય છે, વિચારની દિશા કાં તો ઉન્નતિપ્રતિની હોય છે અથવા તો અવનતિપ્રતિની હોય છે; અર્થાત્ કાં તો વિચાર આપણને સુખ ઉપજાવનાર હોય છે; અથવા તો આપણને દુઃખ ઉપજાવનાર હોય છે; કાં તો તે આપણા હિતને સાધનાર હોય છે અથવા કાં તો તે આપણા અહિતને સાધનાર હોય છે; કાં તો તેની ગતિ વિજયપ્રતિ હોય છે, અથવા તે પરાજયપ્રતિ હોય છે. ગતિમાન્ હોવાથી આ બેમાંથી એક પ્રતિ પણ તેની ગતિ હોવી જ જોઇએ; અને વિચાર ગતિમાન્ હોય છે.

* * * *

જ્યારે તમે સુખસાધક વિચારોને કરો છો ત્યારે તમે તમારૂં હિત કરનાર સામર્થ્યોને ગતિમાં મૂકો છો; જ્યારે તમે તેવા વિચારોને નથી સેવતા ત્યારે તમે તમારૂં અહિત કરનાર સામર્થ્યોને ગતિમાં મૂકો છો. ભલે તમારો વિચાર ગમે તેટલો ક્ષુદ્ર હોય છે, પરંતુ કાં તો તે તમારૂં હિત સાધનાર હોય છે, અથવા તો તે તમારૂં અહિત સાધનાર હોય છે; અને તેને તમારૂં હિત સાધનાર કરવો અથવા અહિત કરનાર કરવો, તેનો આધાર વિચાર કરતી વખતે તમે કેવા પ્રકારે વિચાર કરો છો તેના ઉપર રહેલો છે. તાત્પર્ય એ છે કે જો તમારે તમારો વિચાર તમારૂં હિત સાધે એવો કરવો હોય તો તમારી ઉન્નતિ કરનાર કોઇ ભાવનાનુસાર તેને કરવો જોઇએ, એટલું જ નહિ પણ મનની નિરામય સ્થિતિમાં તેને કરવો જોઇએ.

* * * *

જ્યારે તમે પ્રતિકૂળ વિચારને સેવો છો, ત્યારે તે વિચાર તમારા મનને તથા શરીરને બંનેને દુર્બળ કરે છે. તે શરીરમાં ચાલતી ક્રિયાઓમાં અવ્યવસ્થા ઉત્પન્ન કરે છે. નિયમિત રીતે ચાલ્યા કરતી આ ક્રિયાઓમાં તે વિઘ્ન કરનાર થઇ પડે છે, અને આમ થતાં તે રોગનું સાક્ષાત્ કારણ થઇ પડે છે. તે મનમાં અવ્યવસ્થાને ઉત્પન્ન કરે છે, અને મનમાં અવ્યવસ્થા થતાં આપણાથી અનેક ભૂલો થાય છે, અને વિવિધ કાર્યો સાધવામાં આપણે નિષ્ફળ થઇએ છીએ. તે શરીરનાં સામર્થ્યોને ઉંધી દિશામાં દોરે છે, અને તેમ થતાં આપણામાં ખોટી ઇચ્છાઓ પ્રકટે છે, અને આપણે પાપરૂપ કૃતિ કરીએ છીએ. તે શરીરના બળને, બુદ્ધિના તેજસ્વીપણાને, ચારિત્ર્યના બળને, અને આપણા આધ્યાત્મિક સામર્થ્યને ન્યૂન કરે છે, અને તેમ થતાં આપણા સુખમાં હાનિ થાય છે, અને આપણી ભાવિ ઉન્નતિ તથા હિત સર્વ પ્રકારે અટકે છે.

* * * *

જ્યારે તમે અનુકૂળ વિચારને સેવો છો ત્યારે ઉપર વર્ણવેલા પરિણામોથી ઉલટા પ્રકારના જ પરિણામો પ્રકટે છે. તમારા જીવનમાં જે કંઇ ઉપયોગી અને મૂલ્યવાન્ છે તે વૃદ્ધિને અને વિકાસને પામે છે, અને તેમ થતાં જે કંઇ અપૂર્ણતાવાળું, હાનિકારક અને અપ્રિય છે, તે તમારા જીવનમાંથી નાશને પામતું જાય છે. જ્યારે તમે અનુકૂળ વિચારને સેવો છો ત્યારે જે અનર્થને કરનારૂં છે, તે ઓછું થવા માંડે છે, અને જે હિતને કરનારૂં છે, તે વૃદ્ધિને પામવા માંડે છે. આમ થવું એ સ્વાભાવિક છે, કારણ કે અનુકૂળ વિચારમાં જેની તમારે જરૂર હોય, જેની તમને ઇચ્છા હોય, અને જેને તમે પ્રાર્થતા હો તેને ઉત્પન્ન કરવાનું, તેને

વિશાળ કરવાનું, તેની વૃદ્ધિ કરવાનું, તેને વિકાસ કરવાનું અને તેને સર્વ રીતે બળવાન્ કરવાનું સામર્થ્ય હોય છે.

* * * *

અનુકૂળ વિચારોને નિત્ય કર્યાં કરવાથી આપણું સામર્થ્ય નિત્ય વધતું જાય છે, તે એટલે સુધી કે પ્રત્યેક વિહિત ઇચ્છાને પછી તે ગમે તેવી મોટી હોય તોપણ તેને તે પૂર્ણ કરી શકે છે. શરીરનું આરોગ્ય, બુદ્ધિનું તેજસ્વીપણું, શરીરની કામ કરવાની શક્તિ, માનસિક શક્તિઓની યોગ્યતા એ સર્વ નિરંતર વૃદ્ધિને પામે છે, અને ઉત્તમ પ્રકારનાં થતાં જાય છે. આથી અનુકૂળ વિચાર, એ આરોગ્યમાં, શાંતિમાં, સુખમાં, બુદ્ધિમાં અને મહત્તામાં નિરંતર વૃદ્ધિ કરનાર સમર્થ ઉપાય છે.

* * * *

શરીરનાં બીજાં સઘળાં સામર્થ્યો મનના સામર્થ્યને અધીન વર્તે છે, તેથી કરીને મન જ્યારે આપણે અનુકૂળ વર્તે છે ત્યારે આપણા શરીરનાં સઘળાં સામર્થ્યો આપણને અનુકૂળ વર્તે છે, અને આપણા ઉદ્દેશને સિદ્ધ કરવામાં તે સર્વ, સાહાય્ય આપે છે. આનું નામ ઉત્તમ પ્રકારનું જીવન ગાળવું, એ છે; અને ગમે તે મનુષ્ય માનસ શાસ્ત્રનાં મૂળતત્ત્વોનું જ્ઞાન પ્રાપ્ત કરવાથી આવું ઉત્તમ પ્રકારનું જીવન ગાળવા સમર્થ થાય છે.

* * * *

પોતાના વિચારોને પોતાની ઉન્નતિ સાથે એવા કરવાનો અર્થાત્ પ્રત્યેક વિચાર વધારે ઉચી ભૂમિકામાં પોતાને લેઇ જાય એ પ્રકારનો તેને કરવાનો પ્રત્યેક મનુષ્યે ઉદ્દેશ રાખવો જોઇએ. અને આમ કરવાની ઇચ્છા જો અખંડ અને બળવાન્ હોય છે, તો એકલી ઇચ્છા માત્ર કરવાથી વિચારનાં સઘળાં સામર્થ્યો તે દિશામાં ગતિ કરે છે. આરોગ્ય, અવિરોધ, સુખ, બળ, અને બુદ્ધિમાં નિરંતર વૃદ્ધિને પ્રત્યેક વિચાર કરતો રહે, એવી નિરંતર ઇચ્છા કર્યાં કરવાથી આરોગ્ય વગેરે ઉત્પન્ન કરનાર અને તેમની વૃદ્ધિ કરનાર વિચારને પ્રકટાવવાનો મનને ધીરે ધીરે અભ્યાસ પડે છે. આમ છતાં, એ ઇચ્છાના ઉદ્દેશની આડે આવનાર જે જે વિચારો, નિશ્ચયો, ટેવો, અને વૃત્તિઓ હોય, તેમને મનમાંથી નિર્મૂળ કરવાની અગત્ય છે; અર્થાત્ મનના સઘળા વિચારો એકંદર રીતે શાસ્ત્રાનુકૂળ થવા જોઇએ.

* * * *

મન શાસ્ત્રાનુકૂળ વિચારો કરે એટલા માટે આપણી ઇચ્છાના વિષયોને જ ઉત્પન્ન કરનારા વિચારો તે કરે, એવો તેને અભ્યાસ પાડવો જોઇએ. તાત્પર્ય કે આપણા ઉદ્દેશને સિદ્ધ કરનાર માનસિક સામર્થ્યોને જ માત્ર આપણે ગતિમાં મૂકવાં જોઇએ. અને આ અભ્યાસ મનનાં સઘળાં સામર્થ્યોને પાડવો જોઇએ. સામાન્ય રીતે એકલા વિચારોનાં, નિશ્ચયોનાં અને ચિંતનોનાં જ નહિ, પણ ઇચ્છાનાં, લાગણીનાં, ઉચ્ચાભિલાષનાં, સંકલ્પશક્તિનાં, આવેશનાં, ઉદ્દેશનાં, આશાનાં, કલ્પના શક્તિનાં, સ્વપ્નમાં આંતર તથા બાહ્ય મનના સઘળા વ્યાપારોનાં સામર્થ્યોને પાડવો જોઇએ.

* * * *

શાસ્ત્રાનુકૂળ વિચાર કરવાનો મનને અભ્યાસ પડવામાં પ્રથમ જે તમારે કરવાનું અગત્યનું છે, ને એ કે તમારે શું સિદ્ધ કરવાનું છે, તેનું ચોક્સ સ્વરૂપ બાંધવું. તમારા શરીરવડે, તમારા મનવડે, તમારી બુદ્ધિવડે, તમારા જીવનવડે શું સાધવાનો તમારો ઉદ્દેશ છે,

તેનું તમારા મનમાં સ્પષ્ટ ચિત્ર રચો. પછી તે ઉદ્દેશ સિદ્ધ કરવાને માટે કેવા માનસ વ્યાપારો અનુકૂળ છે, તે શોધી કાઢો. આમ કર્યા પછી, માત્ર અનુકૂળ વ્યાપારોને જ કરો, અને તે વિનાના બીજા સઘળા વિચારોનો ત્યાગ કરો.

*   *   *   *

જે માનસ વ્યાપારો આઘાત કરનારા ( કોઇના સામે થનારા ), વિરોધને ધરનારા અથવા ગ્લાનિને ઉત્પન્ન કરનારા હોય છે, તે સર્વ હાનિને કરનારા છે, તે આપણા સુખરૂપી ઇમારતને બાંધનારા નથી, પણ તેને હંમેશાં તોડી પાડનારા છે. તે જ પ્રમાણે જે વિચારો કોઇ વિષયની કાળી બાજુને શોધી કાઢનારા.–ભયની, નિરુત્સાહની, હાનિની અથવા સંશયની બાજુને શોધી કાઢનારા–છે, તે વિચારો પણ હાનિને કરનારા છે. પરંતુ જે મનના વ્યાપારો કોઈ પણ પણ વિષયની ઉજ્જ્વળ, શુભ, સુખની આશાને ઉપજાવનારી, સુખના સંભવવાળી, અને ઉન્નતિને કરનારી ઉંચી બાજુને શોધી કાઢનારા છે, અને તેના ઉપર જ મનની વૃત્તિઓને એકાગ્ર કરનારા છે, તે વિચારો સર્વદા લાભને કરનારા હોય છે. આવા વિચારો આપણી ઉન્નતિને કરનાર સામર્થ્યોને ઉત્પન્ન કરે છે, અને તેથી કરીને આપણે ધારેલા ઉદ્દેશને સિદ્ધ કરવામાં આપણને સાક્ષાત્ મદદ કરનારા છે.

*   *   *   *

જે માનસ વ્યાપારો આપણા સુખને વધારનારા હોય છે, તે વિચારોથી આપણા શરીરમાં બળ, વીર્ય, ઉત્સાહ અને આરોગ્યનો સંચય થાય છે, અને તેમ થતાં આપણા મનની પ્રત્યેક શક્તિ, અને આપણા શરીરના અવયવોની પ્રત્યેક ક્રિયા સુધરે છે, અને બળવાન્ થાય છે. પણ જે માનસ વ્યાપારો તેવા નથી હોતા તેઓ તેથી ઉલટો જ પરિણામ પ્રકટાવે છે. આથી સ્પષ્ટ થાય છે કે અશાસ્ત્રીય વિચાર દુર્બળતા, દુઃખ, રોગ, અપાત્રતા, અને નિષ્ફળતા આપણને આપે છે, અને શાસ્ત્રાનુકુલ વિચાર બળ, સ્વતંત્રતા, આરોગ્ય, વીર્ય, યોગ્યતા, બુદ્ધિ, ઉચ્ચ સંપત્તિઓ, અને ઉચ્ચ કાર્યસિદ્ધિઓ અર્પે છે.

*   *   *   *

આપણા મનનો પ્રત્યેક વ્યાપાર કાં તો શાસ્ત્રાનુકૂળ હોય છે, અથવા તો શાસ્ત્રથી વિરોધી હોય છે; અને મન વ્યાપાર કર્યાવિના એક ક્ષણ પણ કદી રહેતું નથી, તેથી પ્રત્યેક મનુષ્ય પ્રત્યેક પળે કાં તો પોતાનું હિત સાધતો હોય છે, અથવા તો પોતાનું અહિત સાધતો હોય છે. પોતાનું અહિત સાધતા અટકવામાં અને નિરંતર હિત સાધતા થવામાં કંઈ ઉત્તમ પ્રકારની મનુષ્યમાં બુદ્ધિ જોઇએ છે, એમ કંઇ નથી, તેમ જ તેણે આ સંસારનો ત્યાગ કરી ભગવો વસ્ત્ર ધારણ કરવાં પડે છે, એમ કંઇ નથી. જે સઘળું કરવાની અગત્ય છે, તે એ જ કે હાનિકારક વિચારો કરવાની જે આપણને ટેવ પડી ગઇ છે, તેને છોડી દેવી, અને હિતને કરનારા વિચારોને જ માત્ર કરવાની ટેવ પાડવી. આવી ટેવ પાડતાં થોડા જ વખતમાં લાભ થયેલો સ્પષ્ટ સમજાશે; અને સમય જતાં અસાધારણ લાભ થયેલો અનુભવમાં આવશે, કારણ કે મનુષ્ય જ્યારે પોતાનું અહિત સાધનાર જે કંઇ હોય છે, તેનો ત્યાગ કરે છે અને પોતાનું હિત સાધનાર જે કંઇ હોય છે, તેનો જ માત્ર આદર કરે છે ત્યારે તેની ઉન્નતિ અત્યંત ત્વરાથી થવા માંડે છે.

(કેવા પ્રકારના વિચારો આપણા હિતના સાધનારા છે, અને કેવા પ્રકારના વિચારો આપણા અહિતને સાધનારા છે, તેનાં આપણા નિત્યના વ્યવહારમાંથી ઉદાહરણો આપીને આ ઉપયોગી વિષયને આવતા અંકમાં વિશેષ સ્પષ્ટ કરવાનો પ્રયત્ન કરવામાં આવશે)

(અપૂર્ણ)

**દ્યોતન સત્વર ફળને આપનારૂં શી રીતે કરી શકાય.**

જેવું જેવું આપણે અંતરમાં ભાન કરીએ છીએ, તેવું તેવું મનને કંઇ પણ અંશમાં દ્યોતન થાય છે, અને મનમાં જેવું દ્યોતન થાય છે, તે વસ્તુ જે પ્રકારની હોય છે, તે પ્રકારની સ્થિતિ આપણા શરીરમાં ઉત્પન્ન થાય છે.

આ નિયમને આચારમાં મૂકવાથી, પોતાની ઇચ્છામાં આવે તેવી કોઇ પણ સ્થિતિને, પોતાના શરીરમાં જ્યારે ફાવે ત્યારે ઉત્પન્ન કરવાને મનુષ્યે સમર્થ થઇ શકે છે. પણ આ નિયમનો ઉપયોગ કેવળ ઉપરચોટીયો, અથવા અબુદ્ધિપૂર્વક નહિ થવો જોઇએ.

જ્યારે કોઈ વાતનું અંતરમાં ભાન થાય એવું દ્યોતન કરવું હોય ત્યારે દ્યોતન જે ભાવ અથવા સ્થિતિને સૂચવતું હોય તે ભાવ અથવા સ્થિતિનું આપણે મનમાં ચિત્ર રચવું જોઇએ. આ પ્રકારે ચિત્ર રચવાથી દ્યોતન કરવામાં આવેલી વસ્તુના છેક હાર્દપર્યંત મન પહોંચી જાય છે, અને તે વસ્તુ મનમાં ઉત્પન્ન થયા વિના રહેતી જ નથી.

જ્યારે કોઇપણ વસ્તુના ખરા ગુણનું મન ભાન કરે છે ત્યારે તે ગુણને તે પોતાનામાં અવશ્ય ઉત્પન્ન કરે છે, અને આમ કરવાનું કામ ઘણું જ સરળ છે.

'મારૂં શરીર નીરોગ છે' એવું જ્યારે તમે તમારા મનને દ્યોતન કરો ત્યારે તમારૂં આખું શરીર પૂર્ણ નીરોગ અને આરોગ્યયુક્ત છે, એવું તમારા મનમાં ચિત્ર ખડું કરો. તમારા આખા શરીરના અણુઅણુમાં દૃષ્ટિ નાંખો, અને પ્રત્યેક અવયવને પૂર્ણ આરોગ્યવાળો જુઓ. આમ કરવાથી તમે આરોગ્યના વાસ્તવિક હાર્દમાં પ્રવેશ કરો છો, અને તેથી તમે આરોગ્યને તમારા શરીરમાં ઉત્પન્ન કરો છો.

'હું અત્યંત અવિકળ અને શાંત છું' એવું જ્યારે તમે તમારા મનને દ્યોતન કરો ત્યારે તમારા મનના અને શરીરના પ્રત્યેક ભાગમાં અવિકળતા અને શાંતિ વ્યાપી રહ્યાં છે, એવી કલ્પના કરો; અર્થાત્ અવિકળતા અને શાંતિનું માનસ ચિત્ર રચીને જાણે તે સ્થિતિ તમને પ્રાપ્ત જ છે, એવું તમારા મનને ભાન કરાવો. મનને તે સ્થિતિમાં ઉંડું પ્રવેશવા દો. આમ કરવાથી તમે અવિકળ અને શાંત સ્થિતિને ઉત્પન્ન કરશો, અને બહાર ગમે તેવી ધમાચકડી અને તોફાનો ચાલતાં હશે તોપણ તમને પોતાને તો અવિકળતા અને શાંતિનું જ ભાન થયા કરશે.

દ્યોતનના નિયમદ્વારા સંપૂર્ણ લાભ પ્રાપ્ત કરવાની કળા સંક્ષેપમાં કહીએ તો આ છે: પાપણી ઇચ્છાના વિષયનું એકાગ્ર થઇને મનને દ્યોતન કરવું (દૃષ્ટાંત તરીકે હું શાંત છું, એ એકાગ્ર થઇ મનમાં બોલવું) પણ તેની જ સાથે આપણી ઇચ્છાનો વિષય જે સ્થિતિને અથવા ભાવને દર્શાવતો હોય તેનું યથાર્થ ચિત્ર કલ્પવું, અને પછી તે કલ્પેલા ચિત્રમાં ઉંડે પૂર્વક એકાગ્ર બનવું, અર્થાત્ તે સ્થિતિ મને પ્રાપ્ત જ છે, એવું એકાગ્ર થઇ દશ અથવા પંદર મિનિટ જોયા કરવું.

આ રીતે કોઇ પણ દ્યોતન અથવા ભાવનાનો ધારેલો પરિણામ તત્કાળ પ્રાપ્ત થઈ શકાય છે.

---

## અઢીસો રૂપીઆમાં અમર નામ

નડિયાદ અનાથાશ્રમના મકાનનું બાકીનું કામ ફરીથી શરૂ કરવામા આવ્યું છે. આશ્રમના અંગે દવાખાનું, નિશાળ, અપંગ ગૃહ, સ્ત્રીઓમાટેનું પૃથક્ ગૃહ વિગેરે માટે હાલમા ૨૫ નવી ઓરડીઓની જરૂર છે. આવી દરેક ઓરડી બાંધતા રૂ ૫૦૦) ખર્ચ થાય છે, તથાપિ જે ગૃહસ્થ એકી વખતે રૂ. ૨૫૦) આપશે તે ગૃહસ્થના નામની એક ઓરડી બાંધી તે ઉપર આરસ પહાણની તખ્તી ચોઢી આશ્રયદાતાનું નામ અમર કરવામાં આવશે. હાલના મકાનમા જુદા જુદા ૨૧ ગૃહસ્થોએ પોતાના નામની ઓરડીઓ બંધાવી આપેલી છે આશા છે કે સખી ગૃહસ્થો આ ઉત્તમ તકનો લાભ લેવા ચુકશે નહી. વધુ વિગત માટે લખો અગર રૂબરૂમાં મળો.

મંત્રી-હિંદુ અનાથાશ્રમ—નડિયાદ.

---

' સાધનસમારંભ ' ફંડમાં દ્રવ્ય અર્પનાર સજ્જનોની નામાવલિ.

રા રા ઠક્કરરણછોડદાસ દુર્લભરામ ( સ્વકલ્યાણનિમિત્ત ) વડોદરા રૂ ૧–૦–૦
રા રા મોતીલાલ નરભેરામ ( ચિ અમૃતલાલની સદ્ગતિનિમિત્ત ) તડકેશ્વર રૂ ૧–૦–૦
" " ( બહેન મહાલક્ષ્મીની " ) " રૂ ૦–૮–૦
" " ( મહેન ઇચ્છાની " ) " રૂ ૦–૮–૦
રા રા ઇચ્છાશંકર જીવરામ વકીલ ( ચિ છોટાલાલની ધર્મપત્ની ગાઇ મણિની સદ્ગતિનિમિત્ત ) ખંભાત રૂ ૨–૦–૦

---

# सुज्ञ वाचकोने विज्ञप्ति.

મહાકાલનું ચાલુ વર્ષ પૂરૂ થવા આવ્યું છે. નવા વર્ષનો પ્રથમ અંક સર્વ સજ્જન ગ્રાહકોને વી. પી. થી મોકલવામાં આવશે. જેમને વી. પી. સ્વીકારવાને અડચણ હોય તેમણે કાર્તિક વદિ ૧૦ પહેલાં ખબર આપવા કૃપા કરવી. મનીઓર્ડરથી લવાજમ મોકલવું વધારે સારૂં છે, કારણ કે તેથી ગ્રાહકપાસે લવાજમ મોકલવાનો દાખલો રહે છે. મનીઓર્ડરથી લવાજમ મોકલનાર સજ્જનોએ કાર્તિક વદિ ૧૦ સુધીમાં મોકલવા કૃપા કરવી. ૧૦ પછી અત્રથી વી. પી. કરી દેવામાં આવે છે, માટે ત્યાર પછી અંક આવવાની માર્ગશીર્ષ શુદિ દશમ સુધી વાટ જોવી. તે પહેલાં અંક કેમ ન આવ્યો, એમ અધૈર્ય ધરી, મનીઓર્ડર કરવો નહિ. કારણ કે પછી વી. પી. અથવા મનીઓર્ડર એમાંથી એક પાછું વાળવાનો સંભવ ઉભો થાય છે.

પ્રાતઃકાળ તથા મહાકાલનું લવાજમ ભેગુ મોકલવા ઇચ્છનારે તેમ કરતાં અડચણ નથી. પ્રાતઃકાળના અંકો આવણુથી હજી નીકળ્યાં નથી. પણ નવા વર્ષનો નવો અંક નીકળતા પૂર્વે તે સામટા મળી જશે, માટે ગ્રાહકોને ધૈર્ય ધરવા વિનવવામાં આવે છે.

વ્યવસ્થાપક, મહાકાલ, વડોદરા.

---

सदुपदेशश्रेणी-पंचविंशतितम सदुपदेश.

તૈયાર છે. મૂલ્ય ०-૧૨-० પોસ્ટેજ ०-૧-०

વ્યવસ્થાપક, મહાકાલ, વડોદરા.

---

Registered N. B. 185




रूप (पुस्तक) २३ आश्विन कृष्ण० १४ संवत् १९६७. दर्शन (अंक) १२

श्लोकः ।

कदली कमल न वा हिमं
मलयोत्थं यमपोहितुं क्षमम् ।
भवदंघ्रिवियोगपावको
हृदये मा स कदाचनेध्यताम् ॥

અર્થઃ—હે ભગવન્ ! આપના ચરણના વિયોગરૂપ જ્વરાગ્નિ, જેને ટાળવા કેળ, કમળ, બરફ કે ચંદન કદી સમર્થ નથી, તે અમારા હૃદયમાં કદાપિ ધગધગી રહો મા !

---

प्रसिद्ध करनार

## श्रेयस्साधकअधिकारिवर्ग—वडोदरा.

तरफथी

અમદાવાદ—શ્રી "સત્યવિજય" પ્રિન્ટિંગ પ્રેસમાં શા. સાંકળચંદ હરિલાલે છાપી પ્રસિદ્ધ કર્યું

---

વાર્ષિક લવાજમ પોસ્ટેજસાથે રૂ. ૧-૦-૦ વર્ષના આરંભમાં જ.

# प्रभानुक्रमणिका.

પ્રભા. વિસ્તાર.



---

## अगत्यनी सूचना.

મહાકાલ પ્રત્યેક માસની વદિ ૧૪ ઉપર પ્રકટ થાય છે, અને તેથી ગ્રાહકોને તે બીજા માસની શુદિ દશમસુધીમાં મળે છે. આથી જે ગ્રાહકોને એ અરસામાં અંક ન મળે તેમણે થોડા દિવસ વાટ જોઈ અમને જણાવવું. ઠેકાણું બદલનારે પોતાનું પ્રથમનું ઠેકાણું જણાવવા કૃપા કરવી. તેમ નહિ કરનારના પત્રઉપર ધ્યાન આપવામાં આવતું નથી.

વ્યવસ્થાપક, મહાકાલ, વડોદરા.

---


તંત્રી—છોટાલાલ જીવનલાલ, શ્રીનૃસિંહાશ્રમ—વડોદરા.




रूप ( पुस्तक ) २३—आश्विन कृष्ण० १४, संवत् १९६७. दर्शन ( अंक ) १२.

॥ ॐ श्रीं ॥

# चारे शरीरनी शुद्धिना परिणामे इष्टश्रीने तेमां पधारवा निमंत्रण.

પદ. ( તારૂં ગોકુલ જોવાને આવ રે,—એ લય. )

તારૂં મંદિર જોવા આવરે, હે નરહરિ સ્વામિ !
વાસ્તવ રીતે આપનું જે, મંદિર મારા નાથ !
સુંદર કરવા ને વાપરવા, દીધું મારે હાથ રે; હે૦
કંઇ કંઈ તેમાં ભૂલ કરીને, માને (એ) મંદિર મુજ,
એમ લહીને અવિવેકી જન, તેની ન કરતા બુઝ રે; હે૦
ઉભો આજ હું વાટ જોઇને, આંગણીયાની માંહ્યં,
કરુણા કરીને તેમાં ધરજે, તુજ કંકુના પાય રે; હે૦
મંદિર મારૂં જાણીને કંઈ, કહે, એ નરકનું દ્વાર;
તેવા મૂર્ખ જનોપ્રતિ મુજને, ઉપજે છે ધિક્કાર રે; હે૦
કહેવા આવે કંઈ, મંદિર નથી, પણ એ લોહની હેડ,
મહાલય મધ્યનું સુખ શું જાણે, જાજરૂં જોનારા ઢેડ રે; હે૦
કહે ભય દુઃખ મૃત્યુથી ભરેલું, છે તારૂં મંદિર,
મૂત્ર પીનાર અઘોરી ન જાણે, શી વસ્તુ છે ખીર રે; હે૦

ભોંયના પાયામાં ડુબયું છે, તુજ મંદિર નાશવંત,
પાયા પણ જેના આકાશે, શું જાણે એ અંધ રે; હે૦
મંદિરકેરો મેલ મેં હોમ્યો, જ્ઞાનાગ્નિની માંહ્ય,
કાશીકેરો સઘળો કચરો, જેમ ગંગામાં જાય રે; હે૦
મંદિર આ બાહ્યાંતર આજે, સ્વચ્છ થયું છે અધિક,
ભલે પધારો મલપંતા નિજ, મંદિરના માલિક રે, હે૦
અંદરના ભાગોને લીધે તનુ,—મંદિર પણ છે પવિત્ર,
કાગળ જેમ પૂજતો અંદર, હોય જો દેવનું ચિત્ર રે; હે૦
મંદિરના સઘળા ખંડોમાં, ચરણો કરજો ઇશ !
આપ સભર વ્યાપી રહેજો વિભુ ! ચરણથકી તે શીષ રે; હે૦
આપતણા સેવકરૂપે છે, મારો પણ ત્યાં વાસ,
અધિક શુદ્ધ કહેશો તેવું કરૂં, રહીને આપની પાસ રે; હે૦

---

# ब्रह्मसूत्र अथवा ब्रह्ममीमांसा.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ટ ૪૦૬ થી. )

આપ્રમાણે શ્રુતિથી આકાશની ઉત્પત્તિ નથી એમ કહી, જે શ્રુતિમાં આકાશને ઉત્પન્ન થયું કહ્યું છે તે શ્રુતિમાં ગૌણ ઉત્પત્તિ લેવાની છે એમ સૂચવ્યું. ત્યાં એક શંકા પ્રાપ્ત થાય છે તેનું કથન કરી તેનું ઉત્તર હવે એકદેશી આપે છે.

स्याच्चैकस्य ब्रह्मशब्दवत् ॥ ५ ॥

सूत्रार्थः—બ્રહ્મશબ્દની માફક, એક જ પ્રકરણનો સંભૂત શબ્દ એકત્ર ગૌણ અને અન્યત્ર મુખ્ય થઈ શકે છે.

तस्माद्वा एतस्मादात्मन आकाशः संभूतः આ આત્મામાંથી આકાશ ઉત્પન્ન થયું.—એ પ્રકરણમાં (ઉત્પન્ન થયું એ અર્થવાળો) સંભૂત શબ્દ આકાશના સંબંધમાં ગૌણ લેવો અને જ્યારે તેજસ્ વગેરેના સંબંધમાં એ જ શબ્દ આવે છે ત્યારે ત્યાં મુખ્ય લેવો—આ કેવી રીતે થઈ શકે ? આ પ્રકારની શંકા કોઈ કરે તો એકદેશી આ સૂત્રથી જણાવે છે કે એ શંકા યોગ્ય નથી. કારણ કે એક-સંભૂત શબ્દ વિષયવિશેષવશાત્ ગૌણાર્થ અને મુખ્યાર્થમાં લેવામાં વાંધો નથી. तपसा ब्रह्म विजिज्ञासस्व—તપવડે બ્રહ્મને જાણ, तपो ब्रह्म—તપસ્ એ બ્રહ્મ છે; એ પ્રકરણમાં વારંવાર બ્રહ્મ શબ્દ વાપર્યો છે, અને ત્યાં તપસ્‌આદિ સાથે એનો પ્રયોગ ગૌણ લેવાય છે અને આનંદરૂપ અર્થમાં જ માત્ર મુખ્ય લેવાય છે, અહિં બ્રહ્મ વિજ્ઞાનના સાધનરૂપ તપસમાં બ્રહ્મ શબ્દનો પ્રયોગ લક્ષણાથી ગૌણ લેવાય છે. અને ખરેખર બ્રહ્મમાં જ મુખ્ય લેવાય છે, તે જ પ્રમાણે આ સંભૂત શબ્દ પણ ગૌણમુખ્ય એ બે અર્થમાં લેવામાં અડચણ નથી.

અહિં શંકા થશે કે આ રીતે આકાશને બ્રહ્મમાંથી ઉત્પન્ન થયેલું નહિ લેતાં નિત્ય લેવામાં આવે તો શ્રુતિ **एकमेवाद्वितीयम्**-એક અદ્વિતીય બ્રહ્મ માત્ર જ છે એમ પ્રતિજ્ઞા કરે છે તેનું સમર્થન કેવી રીતે થાય? કારણ કે આકાશ અને બ્રહ્મ બે તત્ત્વો પછી તો થશે. વળી શ્રુતિ બીજી પ્રતિજ્ઞા એવી કરે છે કે એક જ્ઞાનથી સર્વ વિજ્ઞાન થાય છે, તો એ પ્રતિજ્ઞા પણ આ મતપ્રમાણે કેવી રીતે સમર્થિત થશે? આ શંકા કરાય તો આ એકદેશી તેનું આ પ્રમાણે ઉત્તર આપે છે. **एकमेव**-એક જ, એવું જે નિર્ધારણ શ્રુતિ કરે છે તે પોતાનાં (બ્રહ્મનાં) કાર્યની અપેક્ષાએ કરેલું લેવાથી ઉપપન્ન થઈ શકે છે. જેમ કોઇ કુંભારને ત્યાં આગલે દિવસે મૃત્તિકા, દંડ, ચક્ર ઇત્યાદિ જ પડેલાં જોઇએ છે અને બીજે દિવસે ત્યાં જઇ જોતાં તેને નાના પ્રકારનાં મૃત્તિકાનાં વિવિધ વાસણો પડેલાં જણાય છે ત્યારે તે કહે છે કે આગલે દિવસે તો મૃત્તિકા માત્ર જ હતી. અહિં મૃત્તિકા માત્ર કહેવાથી, મૃત્તિકાનાં કાર્યોનો નિષેધ કરાય છે પણ એવો અર્થ લેવાતો નથી કે આગલે દિવસે દંડ ચક્રાદિ પણ નહોતાં. જેમ લોકમાં આ પ્રયોગ આવી રીતે થાય છે તેમ અહિં પણ ઉત્પત્તિપૂર્વે બ્રહ્મનાં કાર્યો નહિ હોવાથી શ્રુતિ કહે છે કે બ્રહ્મ માત્ર એક જ હતું. પણ તેટલાથી આકાશનો નિષેધ થતો નથી અર્થાત્ એ શ્રુતિમાં કરેલું અવધારણ આકાશના અભાવની આવશ્યકતા સ્થાપતું નથી. આ શ્રુતિમાં બ્રહ્મને અદ્વિતીય કહ્યું છે તેનો અર્થ એવો છે કે અન્ય કોઇ અધિષ્ઠાતા નથી. જેમ ઘટાદિની પ્રકૃતિરૂપ મૃત્તિકાનો અધિષ્ઠાતા કુંભકાર છે તેમ જગતના પ્રકૃતિરૂપ બ્રહ્મનો કોઇ અધિષ્ઠાતા હશે એવું ભાન થાય તો શ્રુતિ તે માટે અદ્વિતીય કહી ના કહે છે કે બ્રહ્મનો કોઇ અધિષ્ઠાતા નથી.

આ પ્રકારે આકાશનું અસ્તિત્વ સદા હોવાથી બ્રહ્મ સદ્વિતીય થતું નથી. કારણ કે જે ભેદ છે, નાનાત્વ છે તેનું કારણ ઉભયના સ્વરૂપનું વૈલક્ષણ્ય છે. જે બેનાં સ્વરૂપ ભિન્ન ભિન્ન પ્રતીત થાય છે તે બેને પૃથક્ લેવામાં આવે છે અને ત્યારે એકનું બીજું દ્વિતીય ગણાય છે. ઉત્પત્તિપૂર્વે બ્રહ્મ અને આકાશના સ્વરૂપમાં ભેદ હોતો નથી, કારણ કે જેમ ક્ષીર અને ઉદક બંને સંસ્પૃષ્ટ થાય છે તેમ સર્ગપૂર્વે બ્રહ્મ અને આકાશ બંને સંસ્પૃષ્ટ થયેલાં હોય છે અને બંનેમાં વ્યાપિત્વ, અમૂર્તત્વ વગેરે ધર્મો સમાનપણે રહેલા હોય છે. સર્ગ જ્યારે થાય છે ત્યારે જગતની ઉત્પત્તિ કરવા બ્રહ્મ પ્રયત્ન કરે છે અને તે સમયે આકાશ તો સ્તિમિત જ-નિષ્પ્રયત્ન-રહે છે અને તેથી બંનેનાં સ્વરૂપમાં ભેદ પડે છે તેથી બ્રહ્મથી આકાશ પૃથક્ પડે છે. આમ હોવાથી સર્ગ પૂર્વે આકાશ વિદ્યમાન છતાં બ્રહ્મ અદ્વિતીય કહેવાય છે અને સર્ગસમયે આકાશથી સદ્વિતીયત્વ છે. આમ હોવાથી જ **आकाश शरीरं ब्रह्म**-આકાશરૂપ શરીરવાળું બ્રહ્મ છે-એ આદિ શ્રુતિમાં બ્રહ્મ અને આકાશનો અભેદોપચાર કર્યો છે તે સિદ્ધ થાય છે; કેમકે બંનેમાં સાલક્ષણ્ય હોય છે અને નાનાત્વ સર્ગપૂર્વે હોતું નથી. બંનેનો અભેદોપચાર થવાથી જ બ્રહ્મવિજ્ઞાનથી સર્વવિજ્ઞાન થાય છે એવું કહ્યું છે. વળી સર્વ કાર્યો જે ઉત્પન્ન થાય છે તે આકાશથી અભિન્ન દેશકાળવાળાં જ ઉત્પન્ન થાય છે અને બ્રહ્મ તથા આકાશના પણ દેશકાલ અભિન્ન હોય છે તેથી આકાશનાં બ્રહ્મ તથા બ્રહ્મકાર્યસાથે અભિન્ન દેશકાલ હોવાથી બ્રહ્મજ્ઞાનથી આકાશનું પણ જ્ઞાન થાય છે અને તેથી બ્રહ્મવિજ્ઞાનથી સર્વવિજ્ઞાન થવાનું શ્રુતિ કહે છે. જેમ એક ઘટ ક્ષીરવડે ભરેલો હોય છે અને તેમાં કેટલાક જલબિન્દુ નાંખવામાં આવે તો તે ક્ષીરના જ્ઞાનથી જ તે જલબિન્દુનું પણ જ્ઞાન થઇ જાય છે,

ક્ષીરજ્ઞાન થયે જલજ્ઞાન અવશિષ્ટ રહેતું નથી, તેમ બ્રહ્મ તથા બ્રહ્મકાર્યની સાથે અભિન્ન દેશકાળવાળું આકાશ હોવાથી બ્રહ્મજ્ઞાનથી આકાશજ્ઞાન પણ થઈ જાય છે, અને તેથી આ શ્રૌતી પ્રતિજ્ઞામાં વાંધો આવતો નથી. માટે આકાશની ઉત્પત્તિ જે કહી છે કે લાક્ષણિક પ્રયોગ છે, અને આ રીતે સર્વ શ્રુતિઓનો અવિરોધ થાય છે.

આ પ્રમાણે એકદેશી સિદ્ધાન્ત પ્રાપ્ત થયો. હવે એને દૂષણ કરી શ્રીસૂત્રકાર મુખ્ય સિદ્ધાન્ત સ્થાપે છે.

प्रतिज्ञाऽहानिरव्यतिरेकाच्छब्देभ्यः ॥ ६ ॥

સૂત્રાર્થઃ—જો જ્ઞેય બ્રહ્મથી સંપૂર્ણ જગત્ અવ્યતિરિક્ત હોય તો જ પ્રતિવેદાન્તમાં કરેલી પ્રતિજ્ઞાની અહાનિ થાય છે. શ્રુતિશબ્દો પ્રકૃતિવિકાર ન્યાયવડે જ પ્રતિજ્ઞાની સિદ્ધિ દર્શાવે છે.

**येनाश्रुतं श्रुतंभवत्यमतं मतमविज्ञातं विज्ञातम्** ( छां. ६. १३ ) જેના વડે અશ્રુત શ્રુત થાય છે, અમત મત થાય છે અને અવિજ્ઞાત વિજ્ઞાત થાય છે, **आत्मनि खल्वरे दृष्टे श्रुते मते विज्ञाते इदं सर्वं विदितम्** ( बृ. ४. ५. ६. ) આત્માનું દર્શન, શ્રવણ, મનન અને વિજ્ઞાન થયે આ સર્વ વિદિત થઈ રહે છે, **कस्मिन्नु भगवो विज्ञाते सर्वमिदं विज्ञातं भवति** હે ભગવન્ ! શું જાણ્યે આ સર્વ જણાઈ જાય છે ( મુ. १. १. ३. ), **न काचन मद्बाह्या विद्यास्ति**–મારાથી બહિર્ કોઈ વિદ્યા નથી–ઇત્યાદિ પ્રકારે પ્રતિવેદાન્તમાં આવી પ્રતિજ્ઞા કરેલી છે કે બ્રહ્મજ્ઞાનથી સર્વ જ્ઞાત થઈ જાય છે. એ પ્રતિજ્ઞાનો ઉપરોધ ક્યારે ન થાય કે જ્યારે સમસ્ત વસ્તુ જાતજ્ઞેય બ્રહ્મથી અનતિરિક્ત હોય. જો કોઈ પણ વસ્તુ બ્રહ્મથી અતિરિક્ત હોય તો એક વિજ્ઞાનથી સર્વવિજ્ઞાનની પ્રતિજ્ઞા તેટલે અંશે સંકુચિત થઈ રહે છે, સત્ય ઠરતી નથી. હવે આ અવ્યતિરેક–અભેદ ક્યારે ઉપપન્ન થાય કે જ્યારે સમસ્ત વસ્તુઓ બ્રહ્મમાંથી જ ઉત્પન્ન થયેલી હોય. શ્રુતિ પોતે પ્રકૃતિવિકાર ન્યાયવડે જ આ પ્રતિજ્ઞાસિદ્ધિ કરે છે. **येनाश्रुतं श्रुतंभवति**–જેના વડે અશ્રુત સર્વ શ્રુત થઈ જાય છે, ઇત્યાદિ કહી કાર્યકારણનો અભેદ પ્રતિપાદન કરનાર મૃદાદિના દૃષ્ટાન્તવડે આ પ્રતિજ્ઞાનું ઉપોદ્ઘાત શ્રુતિ સમર્થન કરે છે, અને એ એ કાર્યકારણભાવના સાધનને અર્થે જ **सदेव सोम्येदमग्र आसीद्...तत्तेजोऽसृजत** હે સૌમ્ય! આ સર્વ ઉત્પત્તિપૂર્વે એક અદ્વિતીય સદ્રૂપ જ હતું, એ સદ્રૂપ બ્રહ્મે ઈક્ષણ કર્યું અને તેણે તેજસને સર્જ્યું–ઇત્યાદિ ઉત્તર સંદર્ભ એ પ્રકરણમાં રચાયો છે. આ આદિ શબ્દોવડે કાર્યમાત્ર બ્રહ્મમાંથી ઉત્પન્ન થાય છે એ પ્રતિપાદન કરી, આ પ્રકરણ **ऐतदात्म्यमिदं सर्वम्**–ઇત્યાદિથી આરંભી આ પ્રપાઠકની પરિસમાપ્તિસુધી એ સર્વ કાર્ય બ્રહ્મથી અવ્યતિરિક્ત છે એમ જણાવે છે. તેથી જો આકાશ બ્રહ્મના કાર્યરૂપ નહિ હોય તો બ્રહ્મવિજ્ઞાન થયે આકાશનું વિજ્ઞાન નહિ થાય અને તેમ થતાં પ્રસ્તુત પ્રતિજ્ઞાની હાનિ થશે. આ રીતે પ્રતિજ્ઞાહાનિ કરી વેદનું અપ્રામાણ્ય બુદ્ધિપૂર્વક કરવું વિવેકીને અનુચિત છે. કેવલ છાંદોગ્યોપનિષદમાં જ નહિ પણ પ્રતિવેદાન્ત તે તે શબ્દો–**इदं सर्वं यदयमात्मा, ब्रह्मैवेदं अमृतं पुरस्तात्** ( આ સર્વ આત્મારૂપ જ છે, આ સર્વ બ્રહ્મરૂપ જ છે, ઇત્યાદિ બૃહ૦ તથા મુણ્ડકાદિની શ્રુતિઓ આ પ્રતિજ્ઞાને આ જ રીતે સાધે છે. માટે તેજસની ઉત્પત્તિ જેવી રીતે લેવાય છે તે જ પ્રમાણે આકાશની ઉત્પત્તિ પણ બ્રહ્મમાંથી થતી સ્વીકારવી જોઈએ.

હવે પ્રથમ સૂત્રમાં પૂર્વપક્ષીએ જે કહ્યું હતું કે આકાશ ઉત્પન્ન થતું નથી કેમકે

એની ઉત્પત્તિ દર્શાવનાર શ્રુતિ નથી તે તો અયોગ્ય જ છે કારણ કે આત્મામાંથી આકાશ ઉત્પન્ન થયું છે એ પૂર્વોદાહૃત શ્રુતિ વિદ્યમાન છે. એ શ્રુતિ છે ખરી પણ તેણે તેજસૂને સર્જ્યું, એ કહેનાર શ્રુતિસાથે એનો ક્રમસંબંધી વિરોધ છે એવું જે કહ્યું હતું તે પણ અયોગ્ય છે કારણ કે સર્વ શ્રુતિની એકવાક્યતા છે. અવિરોધ જ્યાં હોય ત્યાં ભલે એકવાક્યતા થાય પણ અહિં તો એક સ્રષ્ટાનો બે સ્રષ્ટવ્યસાથે સંબંધ થવો અનુચિત છે કેમકે બંને સ્રષ્ટવ્યનું પ્રથમપણું થઇ શકે તેમ નથી ઇત્યાદિ જે કહ્યું હતું તે પણ અયોગ્ય છે, કારણ કે તૈત્તિરીયોપનિષદ્‌માં તેજસ્‌ના સર્ગનું પ્રાથમ્ય નથી પણ તૃતીયત્વ છે. એ ઉપનિષદ્‌માં કહ્યું છે કે **आत्मन आकाशः संभूत आकाशाद्वायुः वायोरग्निः**--આત્મામાંથી આકાશ થયું, આકાશમાંથી વાયુ થયો અને વાયુમાંથી અગ્નિ એટલે તેજસ્ થયું. આ શ્રુતિ સ્પષ્ટ પ્રતિપાદન કરનારી હોવાથી એ અન્યથા થઇ શકે તેમ નથી. એથી ઉલટું છાંદોગ્ય શ્રુતિ પરિણામ પમાડી શકાય છે. ત્યાં **तत्तेजोऽसृजत**-તેણે તેજસ્‌ને સર્જ્યું-એટલું કહ્યું છે તેનો અર્થ એવો લઇ શકાય છે કે આકાશ તથા વાયુની સૃષ્ટિ કરી રહ્યા પછી તેણે તેજસૂને સર્જ્યું. આ છાંદોગ્ય શ્રુતિ પ્રધાનપણે તેજસ્‌ની ઉત્પત્તિ માત્ર કહેનારી છે અને તેથી શ્રુત્યંતર પ્રસિદ્ધ આકાશોત્પત્તિને નિવારવા સમર્થ થતી નથી, કારણ કે તેમ લેવાથી એ શ્રુતિનાં બે તાત્પર્ય ઠરેઃ (૧) તેજસ્‌ની ઉત્પત્તિનું કથન અને (૨) આકાશની ઉત્પત્તિનો નિષેધ, અને એમ બે તાત્પર્ય લેતાં વાક્યભેદ થાય છે. એક વાક્યના બે વ્યાપાર હોવાનો અસંભવ છે. સ્રષ્ટા તો એક હોય તોપણ ક્રમવડે અનેક સ્રષ્ટવ્યને સર્જી શકે છે. તેથી આ રીતે એકવાક્યતા સંભવતી છતાં વિરુદ્ધાર્થની કલ્પના કરી શ્રુતિનું હાન કરવું અનુચિત છે. વળી એક શ્રુતિમાં કહેલા સ્રષ્ટાનો બે સ્રષ્ટવ્યસાથે સંબંધ કરાવવાનો અમારો અભિપ્રાય નથી પણ અન્ય શ્રુતિમાં જે અન્ય સ્રષ્ટવ્ય પદાર્થ કહ્યો છે તેનો ઉપસંગ્રહ કરવાનું જ અમારૂં તાત્પર્ય છે. જેમ છાંદોગ્ય શ્રુતિમાં **सर्वं खल्विदं ब्रह्म तज्जलान्**-આ સર્વ બ્રહ્મરૂપ છે કેમકે બ્રહ્મમાંથી જ એ સર્વ ઉત્પન્ન થયું છે, બ્રહ્મમાં જ લય પામે છે અને બ્રહ્મમાં જ સ્થિતિ કરીને રહે છે-એ વાક્યમાં સર્વની બ્રહ્મમાંથી ઉત્પત્તિ કહી છે છતાં જેમ અન્ય તેજસ્‌ની પ્રથમ સૃષ્ટિ કહેલી છે તેને નિવારવા આ શ્રુતિ સમર્થ થતી નથી, તે જ પ્રમાણે તેજસ્‌ની બ્રહ્મમાંથી કહેલી ઉત્પત્તિ પણ શ્રુત્યન્તર વિહિત આકાશાદિ ઉત્પત્તિક્રમને નિવારવા સમર્થ થતી નથી. અહિં પ્રતિપક્ષી કહેશે કે આ બે સ્થલે ભેદ છે. **सर्वं खल्विदं** એ શ્રુતિનું તાત્પર્ય શમનું વિધાન કરવામાં છે. એ સ્થળે **इति शान्त उपासीत**--આ પ્રકારે શાન્ત થઇ ઉપાસના કરવી-એવું કહ્યું છે, તેથી આ ઉપાસનાપર વાક્ય હોવાથી, સ્વાભાવિક છે કે, એ અન્ય પ્રદેશમાં કહેલા સર્ગક્રમનું નિવારણ ન કરે, કારણ કે એ સૃષ્ટિવાક્ય નથી. પણ **तत्तेजोऽसृजत**—એ તો સૃષ્ટિવાક્ય છે, એનું અન્ય તાત્પર્ય નથી, અને તેથી અહિં તો યથાશ્રુતિ જ ક્રમ લેવો જોઇએ. આ પ્રમાણે પ્રતિપક્ષી કહેતો હતો તો તે અધિક યોગ્ય નથી. કારણ કે પ્રથમ તો તેજસ્‌નું પ્રાથમ્ય કાયમ રહે એટલા માટે અન્ય શ્રુતિમાં કહેલો આકાશરૂપ પદાર્થ ત્યજી દેવો એ જ અયોગ્ય છે. અહિં બે પ્રકારની સ્થિતિ છે-કાં તો તેજસરૂપ ધર્મી રાખી તેની પ્રથમતારૂપ ધર્મ ત્યજવો અથવા એ ધર્મનાં ઉપર ભાર રાખી આકાશરૂપ ધર્મી વ્યજવો. ત્યાં ધર્મીનો ત્યાગ કરવો તે કરતાં ધર્મનો ત્યાગ કરવો એ જ સર્વત્ર વધારે ઉચિત છે, માટે એ ન્યાયે છાંદોગ્ય શ્રુતિમાં તેજસ્‌ની

# आन्तर मनना अद्भुत चमत्कारो तथा तेमां प्रवर्तता नियमो.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૪૨૨થી. )

આ કથનોને સ્પષ્ટ કરવા કલે નામના પ્રસિદ્ધ વક્તાના સંબંધનું એક જ ઉદાહરણ અત્ર આપીએ છીએ. એક મહત્ત્વના વિષયની ચર્ચા સેનેટમાં ચાલતાં કલેનો સામો પક્ષ લેનારે ચર્ચા ઉઠાવી તેનું ઉત્તર આપવાની કલેપાસે માગણી કરી. આ સમયે કલેની પ્રકૃતિ અસ્વસ્થ હતી અને તેથી લાંબું ઉત્તર આપી શકે તેવી એની શારીરિક સ્થિતિ નહોતી. છતાં પ્રસંગ એવો હતો કે કલે જો નહિ બોલે તો એના પક્ષને હાનિ થાય તેમ હતું તેથી કલેનાકથી કંઇ પણ બોલાવાની જરૂર હતી. આથી સમીપમાં બેઠેલા પોતાના મિત્રને કલેએ કહ્યું કે હું બોલવા ઉઠું છું પણ બરાબર દશ મિનિટ થાય એટલે તારે મને ખબર આપવી કે દશ મિનિટ થઇ છે અને હું બેસી જઇશ. મારાથી વધારે બોલાય તેમ નથી અને વધારે બોલવાથી મને પ્રકૃતિમાં વિશેષ હાનિ થશે. તે મિત્રે એ કાર્ય સ્વીકાર્યું અને કહ્યું કે એમાં લેશ પણ પ્રમાદ હું નહિ કરીશ અને દશ મિનિટ થયે જરૂર જણાવીશ. આમ કરી કલે ઉત્તર આપવાને ઉભો થયો. દશ મિનિટ થઈ એટલે તેના મિત્રે તેના કપડાનો છેડો ખેંચ્યો, અને દશ મિનિટ થઇ ગઇ છે એ અર્થને સુચવ્યો. પણ કલેનું ધ્યાન તેના પર ગયું નહિ અને એ તો બોલતો આગળ ચાલ્યો. થોડો સમય ગયો એટલે તેના મિત્રે પાછો છેડો ખેંચ્યો અને તે વધારે જોરથી આચકો મારી ખેંચ્યો. આમ છતાં કલેના ધ્યાનમાં એ વાત આવી નહિ. વળી થોડો સમય ગયો એટલે તે મિત્રે પાછું તેમ કર્યું પણ તેમ છતાં કલેના લક્ષમાં એ સમાચાર પહોંચ્યા નથી. આખરે તે મિત્રે એક ટાંકણી લીધી અને તે કલેના શરીરમાં ધીમેથી ભોંકી પણ એ સુચના પણ નિષ્ફળ ગઇ. એ ટાંકણીને એના પગમાં ભોંક્યા છતાં આ સમયે કે જ્યારે કલે અત્યંત છટાથી ભાષણ કરી રહ્યો હતો ત્યારે તેને કંઈ પણ એનું ભાન થયું નહિ. આમ થવાથી એના પગમાં ટાંકણી વધારે ઉંડી ને ઉંડી એ મિત્ર ભોંકતો રહ્યો છતાં જ્યારે તેની કાંઇ પણ અસર, તેનું કાંઇ પણ ભાન કલેને થતું ન દેખાયું ત્યારે કલેને વખતની સુચના આપવાનો પોતાનો સર્વ પ્રયત્ન નિષ્ફળ ગણી તે મિત્રે તે યત્ન નિરાશ થઇ છોડી દીધો. આખરે કલેની દૃષ્ટિ અકસ્માત્ ઘડીઆળપર પડી અને ત્યારે એને જણાયું કે મને બોલતાં બે કલાક થઇ ગયા છે ત્યારે પોતાનું ભાષણ એકદમ સમેટી લઇ એ બેસી ગયો અને શ્રમને લીધે થાકી લોથપોથ બની રગડો થઈ તે ખુરસીમાં પડ્યો. અને મને તમે તમને કહ્યા છતાં શા માટે દશ મિનિટ થઇ ગઇ ત્યારે ખબર નહિ આપી એ રીતે પોતાના મિત્રને ઠપકો આપવા લાગ્યો. કલે તરફથી થયેલાં સર્વ ભાષણોમાં આ એક સર્વોત્તમ ભાષણ હતું. આ ઉદાહરણથી આપણે જોઇ શકીએ છીએ કે એ ઉત્તમ વ્યાખ્યાન કરતી વખતે કલેની આંતર સ્થિતિ કેવી હતી. એ વિષય મહત્ત્વનો હતો અને એમાં એ વક્તાએ ખાસ અભ્યાસ કર્યો હતો. આથી એ સંબંધમાં પુરતું જ્ઞાન એનામાં હતું અને તે સર્વ વ્યવસ્થાપુરઃસર એના આંતર મનમાં ગોઠવાઈ રહેલું હતું. જ્યારે એ ભાષણ કરવા ઉભો થયો ત્યારે એની પ્રકૃતિનું એને ભાન હતું પણ ભાષણ શરુ કર્યાને થોડી મિનિટ નહિ થઇ એટલામાં તે

ભાનને ભૂલી ગયો હતો. એટલું જ નહિ પણ એના શરીરનું ભાન પણ એને રહ્યું નહોતું. આથી જ્યારે એનાં વસ્ત્રનો છેડો ખેંચવામાં આવ્યો ત્યારે તેનું એને ભાન થયું નહિ. ભાષણ આગળ ચાલતાં શરીરનું અભાન જ એને થઇ રહ્યું અને તેથી ટાંકણી ઘણી ઉંડી એના પગમાં ભોંકી છતાં તેની વેદના કે ભાન પણ એને થયું નહિ. સારાંશ કે આ સમયે એનો વિહાર કેવલ આંતર મનની મર્યાદામાં જ હતો અને એથી કરીને જેમ એક તરફથી એ મનની પૂર્ણ સ્મરણશક્તિને લીધે એ સર્વોત્તમ ભાષણ કરી શક્યો તેમ બીજી તરફથી આંતર મનની સત્તા અતિ જામી જવાથી બાહ્ય મન છેક નિર્વ્યાપાર થઇ રહ્યું હતું અને તેથી ત્વગાદિ ઇન્દ્રિયો પોતપોતાના વિષયને ગ્રહણ કરવા કેવલ અસમર્થ થઇ રહી હતી. તેથી આ ઉદાહરણ બને મન પૂર્ણપણે એક વિષયમાં લાગી રહે છે ત્યારે કેવું કાર્ય થાય છે, તથા બાહ્ય મનના વ્યાપારને આંતર મન પોતાની સત્તામાં લઇ લે છે ત્યારે અભાન આદિ કેવી રીતનાં થાય છે એ સર્વ સ્પષ્ટપણે જણાવે છે. વક્તાની પોતાની શી દશા ભાષણ વખતે થાય છે તે સંબંધમાં ડૅનિયલ વેબ્સ્ટર પોતાના સંબંધમાં જે ખુલાસો કરે છે તે જોવા જેવો છે. એક સમયે હેઇન નામના પ્રતિપક્ષીની સામે વેબ્સ્ટરને બોલવાનો પ્રસંગ આવ્યો અને તે પણ કાંઇ પણ તૈયારી કર્યા વિના જ. આ સંબંધમાં વેબ્સ્ટરને એના એક મિત્રે પુછ્યું કે તમે પૂર્વની કાંઇ પણ તૈયારી નહિ છતાં, બોલવાનો ખાસ ઇરાદો નહિ છતાં અકસ્માત્ આ પ્રસંગ પ્રાપ્ત થતાં આવું ઉત્તમ પ્રકારનું ભાષણ કેવી રીતે કરી શક્યા ! આનું ઉત્તરે એ વક્તાએ એ આપ્યું કે યુનાઇટેડસ્ટેટ્સના રાજ્યકારભારનો મારી આટલી ઉમ્મર સુધી હું અભ્યાસ કરતો ચાલ્યો આવ્યો છું તેથી એ સંબંધની સર્વ હકીકત, સર્વ વિચારો મારા મનમાં થઇ રહેલા જ હતા. મારે નવું કાંઇ કરવાનું નહોતું. તેથી આ બોલવાનો પ્રસંગ પ્રાપ્ત થતાં હું ઉભો થયો એટલે મારા મનમાં કોતરાઇ રહેલા આ સર્વ વિચારોનો એક ચિત્રપટ મારી આંતરદૃષ્ટિ આગળ ખડો થઇ ગયો. મારે માત્ર એ ચિત્રપટપ્રતિ જોવાનું જ રહેતું અને એમાં જે જે ચિત્ર વારાફરતી નિયમસર ખુલ્લું થતું તેને શ્રોતાવર્ગસમક્ષ વૈખરીથી જાહેર કરવાનું જ રહેતું. આ રીતે હું આ ભાષણ કરી શક્યો છું. આ પોતાના અનુભવનું વર્ણન ઉત્તમ ભાષણ કેવી રીતે થાય છે તથા વક્તાઓને આંતર મનના સામર્થ્યનો કેટલો ઉપયોગ થઇ પડે છે તે સંબંધમાં સારો પ્રકાશ પાડે છે.

ઉત્તમ વ્યાખ્યાન આપવા, સારૂં ભાષણ કરવા, ઉત્કૃષ્ટ વક્તા થવા શું કરવું એવી જેને જિજ્ઞાસા થતી હોય તેને આ પ્રસંગો ઘણો બોધ આપે છે. એ એક સિદ્ધ વાત છે કે જે વિષયઉપર બોલવું હોય તે વિષયનું સારૂં જ્ઞાન પ્રથમ મેળવવું જોઇએ. જે મનુષ્યને જે વિષયનું જ્ઞાન નથી તે વિષયપર તે જો ભાષણ કરવા ઉભો થાય છે તો તેનું ભાષણ નિઃસત્ત્વ જ થઇ રહે છે કારણ કે તેને પોતાને તે સંબંધમાં કહેવાનું કાંઇ હોતું નથી. આવી રીતે ભાષણ આપવા ઉભા થનાર શ્રોતાનો મિથ્યા કાલક્ષેપ જ કરે છે. તાત્કાલિક બોલવાનું સામર્થ્ય પોતામાં છે એવો દંભ રાખનાર, એવું ડોળ કાઢનાર ઘણા મનુષ્યો આમ ઉભા થાય છે અને શું કહેવાનું તેનું પોતાને જ જ્ઞાન હોતું નથી તેથી ગમે તે એક વાક્ય ઉભા થઇ બોલે છે. એ વાક્યમાં કોઇ શબ્દ એવો આવી જાય છે તો તે શબ્દને તરત જ ઝડપી લે છે અથવા તો વાક્યમાં છેવટે જે શબ્દ આવી જાય છે તેને લઇને આગળ પિંજણ શરૂ કરે છે. આમ બોલતાં બોલતાં, ગોથાં ખાતાં ખાતાં કોઇ તેમને જાગૃતિનો વિષય આવી જાય

છે તો તે વિષયઉપર પછી વધતુંઓછું બોલે છે. પણ આ પ્રકારે બોલનારનું ભાષણ અસંબદ્ધ જ અને અપ્રાસંગિક જ હોય છે. એમનામાં ઉપક્રમોપસંહારની એકતા સારી રીતે આવી શકતી નથી અને તેથી આ આદિ અનેક ચિહ્નોથી એમનું પોકળ સૌનાઆગળ જાહેર થઈ જાય છે. કોઈ કોઈને એવી ટેવ હોય છે કે અકસ્માત્ બોલવાનું આમ પ્રાપ્ત થતાં તેઓ ઉભા થઈ કહે છે કે "ગૃહસ્થો! મારે આ વિષયમાં કાંઈ કહેવાનું નથી, મારે તમને શું કહેવું તે હું જાણતો નથી" વગેરે. જ્યારે આ પ્રકારે તમારે કાંઈપણ શ્રોતાને કહેવાનું નથી તો તમે ઉભા શામાટે થાઓ છો (તમારે કહેવાનું તમે પોતે પણ જાણતા નથી તો તમને સર્વની વચ્ચે ઉભા થવાના શપથ કોણે લેવડાવ્યા છે! જ્યારે શ્રોતાજનને કાંઈ પણ ખાસ કહેવાનું હોય અર્થાત્ જે વિષય તમારા અભ્યાસનો હોય, જેના સંબંધી તમે જ્ઞાન સારી રીતે મેળવ્યું હોય તેજ વિષયઉપર તમે વ્યાખ્યાન કરી શકો તેમ છે. તેથી ઉત્તમ વ્યાખ્યાન કરવા માટે વિષયનું સમ્યગ્ જ્ઞાન પ્રથમ હોવું જોઈએ. આ જ્ઞાનને પ્રાપ્ત મનુષ્યો પણ ઘણીવાર સારૂં ભાષણ કરી શકતા નથી. તેનું કારણ એ છે કે તેઓ આંતર મનની મર્યાદામાં પ્રવેશતા નથી. એકવાર વિષયનું સારી રીતે જ્ઞાન સંપાદન કરી રહ્યા પછી અને પોતાના મનમાં તેની સંકલના સારી રીતે ગોઠવી દીધા પછી વ્યાખ્યાનકર્તાએ આંતર મનની મર્યાદામાં પ્રવેશવાનું આવશ્યક રહે છે. બાહ્ય મનના વ્યાપાર શિથિલ કરી આંતર મનની મર્યાદામાં સારી રીતે પ્રવેશ કરી શકનાર જ સારૂં અસરકારક ભાષણ કરી શકે છે. જ્યારે આંતર મનની મર્યાદામાં સારી રીતે પ્રવેશ કરાય છે ત્યારે પૂર્વે અધીન અને વ્યવસ્થિત થયેલો તે આખો વિષય એ વક્તાની ધારણાશક્તિઆગળ આંતર મન તેવોને તેવો જ ખડો કરી રહે છે. તેથી જેમ સારી રીતે અભ્યસ્ત કરી મુખપાઠજેવો થઈ રહેલો ગ્રંથ સપાટાબંધ ખુબ કડકડાટ વાંચી જવાય છે તેજ પ્રમાણે આ ખડું થયેલું ચિત્ર માત્ર વાંચવા જવાનું જ વક્તાને રહે છે

આપી શ્રમિત કરનારના મજ્જાતન્તુ પોતાનો ક્ષોભ ત્યજી દેતા નથી અને તેથી રાત્રે નિદ્રાવશ થતાં પણ કંપતા રહે છે અને સુષુપ્તિને બદલે સ્વપ્નને જ અવકાશ આપે છે તેમ આ પોતે ધરેલી તીવ્રેચ્છા જ બાહ્ય મનને નિર્વ્યાપાર થવા દેતી નથી. સંયમમાં પ્રવેશવા જેમ એક તરફથી બાહ્ય મનને નિર્વ્યાપાર કરવાનો યત્ન કરાય છે તેમ અન્ય પક્ષે બાહ્ય મનને સવ્યાપાર રાખનાર આ તીવ્રેચ્છાનું અનુસંધાન ચાલુ રખાય છે. આમ બે દિશામાં યત્ન થવાથી સંયમની સિદ્ધિ થવી કઠિન પડે છે. તે જ પ્રમાણે વ્યાખ્યાન કરનાર જ્યારે આંતર મનની મર્યાદામાં પ્રવેશવા જાય છે ત્યારે ઉપર દર્શાવેલી શંકા બાહ્ય મનમાં ક્ષોભ કરી બાહ્ય મનને જોઇએ તેટલું નિર્વ્યાપાર થવા દેતી નથી. આ જ પ્રમાણે વાહ વાહના ભૂખ્યા મનુષ્યો પણ એ લોલુપણાને લીધે ક્ષુભિત મનવાળા થઇ રહે છે. અમુકના આગળ મારે શું કહેવું એ વિચાર પણ એવો જ ક્ષોભ ઉપજાવનાર છે. આજે તો વ્યાખ્યાનનો ક્રમ કાગળઉપર લખવાનો રહી ગયો છે એ વિચાર તથા સંક્ષેપમાં કહીએ તો બાહ્ય મનને ક્ષોભ આપનાર સર્વ શંકાઓ, આત્મબલવિષયક સંશયો ઇત્યાદિ સર્વ, વિષય સારો જ્ઞાત છતાં તેને યથાસ્થિત રૂપમાં કહેવામાં પ્રતિબંધક છે. તેથી સારૂં વ્યાખ્યાન કરવાની તથા વક્તા થવાની ઇચ્છાવાળાએ પ્રથમ તે તે વિષયનું સારૂં જ્ઞાન સંપાદન કરવું જોઇએ, તે જ્ઞાનને સુવ્યવસ્થિતપણે ગોઠવી દેવું જોઇએ. મારે કંઈ પણ જણાવવાની જરૂર છે, મારાથી અમુક કહ્યાવિના રહેવાય તેમ નથી એવો ઉભરો તેના મનમાં આવવો જોઇએ, ત્યાર પછી પોતાને વક્તા ગણાવાની ઇચ્છાનો તાત્કાલિક ત્યાગ કરવો જોઇએ. વાહ વાહની કે ઇતર એવા કશાની ઇચ્છાને વશ ન થવું જોઇએ. કોઇ પણ ક્ષોભક હેતુને તત્કાળ તો મનમાંથી દેશનિકાલ કરવો જોઇએ, અને આંતર મનની સત્તામાં પોતાને સોંપી દેવા જોઇએ. આમ થાય છે ત્યારે જ તે સમયનું ભાષણ અપૂર્વ, બોધક, રસિક, ગાંભીર્યવાળું અને અસરકારક થઇ રહે છે અને એના અંતમાં વાહવાહ પોતાને મેળે તે વક્તાને આવી વરે છે. વક્તા જો એને શોધવા જાય છે, એની પાછળ પડતો ચાલે છે તો એ વાહવાહ એને પોતાનો અનધિકારી ગણી ગર્તમાં નાંખે છે.

ઉત્તમ વ્યાખ્યાન કરનારની મુખમુદ્રાપ્રતિ નિહાળીને સૂક્ષ્મદૃષ્ટિથી જોનારને જણાયા વિના રહેતું નથી કે તે વક્તા જાગ્રત્ છે, ચારે દિશાએ પોતાની આંખોને ફેરવે છે, હસ્તપાદાદિ અવયવો હલાવે ચલાવે છે, મુખમાંથી નાનાવિધ શબ્દો તૈલધારાવત્ અવિચ્છિન્નપણે બોલ્યો જાય છે છતાં તેની લક્ષણાવૃત્તિ શ્રોતૃસમાજપ્રતિ નથી, પોતાના પ્રતિ નથી, લોકો તરફથી થતા તાળીના ગડગડાટતરફ નથી પણ પોતાના અંતરમાં વળેલી છે, પોતાના આંતર મને જે ચિત્ર ખડું કર્યું છે અને જે જે ચિત્ર તે ખડું કરતું જાય છે તેને બારીકીથી અવલોકવાપ્રતિ જ છે. આથી સામાન્ય દશામાં જેવી તેમની મુખમુદ્રા હોય છે, બહિર્મુખ વ્યવહાર કરનાર તેમનો ચહેરો દેખાય છે તેવી મુખમુદ્રા ભાષણ કરતી વખતે રહેતી નથી, તેમનો ચહેરો વારંવાર થતી અંતર્મુખતાને સૂચવે છે અને બહાર ફરતી વૃત્તિના અભાવને સૂચવે છે, આમ હોવાથી જ જ્યારે શ્રોતૃવર્ગ તેને તાળીઓ વગેરેથી અભિનંદન આપે છે, ત્યારે તે વ્યાખ્યાન કરનારના બાહ્ય મનમાં ક્ષોભ ઉપજે છે, ક્ષણવાર તેની વૃત્તિ અધિક બહિર્મુખ થઇ રહે છે અને તેથી તાળીની પૂર્વે જે વેગ અને આવેશમાં વાણીનો પ્રવાહ ચાલતો હતો તે તત્કાળ મંદ પડે છે. પુનઃ એ વ્યાખ્યાન કરનાર એ બાહ્ય ઉપાધિથી પોતાને વ્યતિરિક્ત કરી આંતર પટમાં જોડાય છે અને ત્યારે પુનઃ વેગ પ્રાપ્ત કરે છે. આ

સર્વ સ્થિતિ ઉત્તમ વ્યાખ્યાન કરનારની બાહ્ય અવસ્થાને બરાબર નિરીક્ષણ કરવાથી અને કાર્યકારણભાવની સંકલનામાં યોજવાથી સુજ્ઞને સ્પષ્ટ થયા વિના રહે તેમ નથી. એ સર્વ આંતર મનનો વક્તાને કેટલો ઉપયોગ છે તથા કેવો ઉપયોગ છે તે જણાવે છે.

આ સર્વ ચર્ચાઉપરથી આ નિયમો સિદ્ધ થાય છેઃ સર્વોત્કૃષ્ટ માનસિક ઉન્નતિ સાધવામાટે બાહ્ય મન તથા આંતર મન એ બંનેનો વિકાસ કરવો જોઇએ અને બંનેને સંવાદીપણે રાખવા જોઇએ અને તેમાં પણ વ્યવહારમાટે સૌથી પ્રધાન નિયમ એ છે કે બાહ્ય મનના ઉપર કદાપિ પણ આંતર મનનું સામ્રાજ્ય સ્થપાવા દેવું નહિ જોઇએ. આંતર મનની શક્તિઓ અગણિત છે અને અપરિમિત છે પણ તેટલા જ માટે એને બાહ્ય મનનો અંકુશ રાખવો ખાસ જરૂરનો છે. આ દ્વિતીય નિયમનું પાલન ન કરનાર ન્યૂનાધિક અંશે ગાંડપણમાં સ્થિત થઇ જાય છે. તેથી બાહ્ય મનની આંતર મનના ઉપર સત્તામાં રાખી મૂકવા વ્યવહારમાટે ખાસ જરૂરની છે.

( અપૂર્ણ )

---

# સર્વ પ્રસંગમાં ઇષ્ટશ્રીમાં શ્રદ્ધાને સેવનાર સાધકના ઉદ્ગાર.

પદ. ( ચાહે માનો કે ન માનો, હું તમારી થઈ ચુકી. એ લય. )

ચાહે પાળો કે ન પાળો, હું તમારો થઇ રહ્યો;
પાળો ટાળો, હું તમારો થઈ રહ્યો.
વિપત્સમય પ્રભુ વિપદ્ વિદારો, અથવા નાંખો બમણો ભારો;
ત્યજું ન પકડયો પાલો, પાળો ટાળો, હું તમારો૦
આપો કુબેરની સંપતિ, અથવા ખાવાને દો ન રતી;
ગાડયો કર તે ગાડયો, પાળો ટાળો, હું તમારો૦
આપ ભલે પ્રભુ સ્વધર્મ મુકો, સ્વતંત્રને બંધન ન રહ્યું કો;
( નહિ તો ) કેમ દાસ પ્રમાણો, પાળો ટાળો, હું તમારો૦
આપને અનુકૂળ થઇને રહેવું, સુખદુઃખ જે કંઈ દો તે સહેવું;
મનનો ત્યજી ઉકાળો, પાળો ટાળો, હું તમારો૦
પતંગને દીપક બાળે પણ, દીપક પ્રેમ ન તેહ ત્યજે ક્ષણ;
પ્રેમ ન ત્યજું કરી આળો, પાળો ટાળો, હું તમારો૦
ઉપેન્દ્ર પ્રભુ થઇ રહ્યા તમારો, અન્યે પ્રેમ ન આ હરનારો;
બાળો ભલે ન બાળો, પાળો ટાળો, હું તમારો૦

---

# मानस रसायन

अथवा

# यौवन प्राप्त करवानो अने स्थिर राखवानो मानस उपाय.

( અનુસંધાન ગયા અંકના પૃ ૪૧૧ થી )

## પ્રકરણ ૧૧.

### યૌવનને અખંડ રાખનાર માનસિક સ્થિતિઓ.

શરીરનું યૌવન અખંડ રાખવાને માટે, શરીરને અખંડ નવું કરનાર નિયમની સાથે મનની સ્થિતિઓનો અવિરોધ હોવો જોઈએ; અને સમગ્ર માનસિક સ્થિતિઓ આ નિયમની સાથે અવિરોધવાળી રહે, એટલા માટે વિચાર માત્રનો ઉદ્દેશ નવીકરણને ઉત્પન્ન કરવાનો હોવો જોઈએ.

મનની યૌવનને અખંડ ઉત્પન્ન કરનાર સ્થિતિઓ ઘડાય એટલા માટે કુદરતમાં નવીકરણની જે પ્રધાન ક્રિયા પ્રવર્તે છે, તેના ઉપર વૃત્તિએ પોતાનું સમગ્ર ધ્યાન રાખવું જોઈએ, અને વિચાર માત્રનો વેગ શરીરને નવું કરવા તરફ તેમ જ તેનો વિકાસ કરવા તરફ રાખવો જોઈએ.

આ ઉદ્દેશ સિદ્ધ કરવા માટે મનને યૌવનનું ભાન કરવાનો અભ્યાસ પાડવો, એ પ્રથમ અગત્યનું છે, કારણ કે મન જે ઉમરનું ભાન કરે છે, તે ઉમર શરીરઉપર પ્રકટી આવે છે.

મનુષ્ય અંતઃકરણમાં પોતાને માટે જેવો વિચાર કરે છે, તેવો જ તે થાય છે, પરંતુ જે વિચારો તે અંતઃકરણમાં કરે છે, તેમાંથી જે વિચારોનું તે ભાન કરે છે, તેવો તે થાય છે. આથી હું દરરોજ વધારે અને વધારે ઘરડો થતો જાઉં છું, એવું જો તે અંતરમાં ભાન કરે છે તો તેના શરીરમાં ફેરફાર થઈને તે દરરોજ વધારે અને વધારે ઘરડો દેખાતો જાય છે; પણ જ્યાં સુધી હું જુવાન છું, એવું ભાન તે કર્યાં કરે છે ત્યાં સુધી તે અવશ્ય જુવાન દેખાયા કરે છે.

સામાન્ય મનુષ્ય દૃઢપણે માને છે કે હું ઘરડો થતો જાઉં છું, અને આ નિશ્ચય તેના અંતઃકરણમાં એટલો તો ઉંડો ઠસી ગયેલો હોય છે કે તેને હું ઘરડો થતો જાઉં છું, એવું અંતરમાં ભાન થયા કરે છે. આ કારણથી જે જે વિચાર તે કરે છે, તે પ્રત્યેક વિચાર વૃદ્ધાવસ્થાને ઉત્પન્ન કરનાર વિચાર હોય છે, પરંતુ તે વિચાર કુદરતના વાસ્તવિક નિયમને અનુકૂળ હોતા નથી.

કુદરત મનુષ્યને ઘરડો કરે છે, માટે તે ઘડપણનું ભાન કરે છે, એમ કંઈ નથી. કુદરત તેને ઘરડો કરતી નથી. ઘડપણનું ભાન મનુષ્યે પોતે જ પોતાની મેળે ઉત્પન્ન કરેલું છે; અને તે જીવનના પ્રત્યેક નિયમથી કેવળ વિરુદ્ધ છે.

શરીરને અખંડ નવું કરવાનો કુદરતમાં રહેલો નિયમ મનુષ્યને પ્રત્યેક વર્ષે નવું શરીર આપે છે, એ નિશ્ચયની અવગણના કરીને સામાન્ય મનુષ્યો, અમે ઘરડા થઈએ છીએ એવું પોતાનામાં કૃત્રિમ ભાન કરીને, પ્રતિવર્ષ પોતાના શરીરને વધારે અને વધારે ઘરડું દેખાય એવું કરે છે.

ઘડપણના આ કૃત્રિમ ભાનનો મનમાંથી સમૂળ નાશ કરવાને માટે યૌવનનું ભાન કરવાનો મનને અભ્યાસ પાડવો જોઇએ, અને જે માનસિક સ્થિતિઓનો યૌવનને અખંડ રાખવાનો સ્વભાવ છે, તે જ સ્થિતિઓનું મનમાં ભાન થવા દેવું જોઇએ.

યૌવનનું ભાન કરવાનો મનને અભ્યાસ પાડવા માટે યૌવનના ચિત્રને મનમાં અખંડ ઉંડું ઠસાવ્યા કરવું જોઇએ. મનમાં જેવું વારંવાર આપણે ચિત્ર રચીએ છીએ, તેનું થોડા સમયમાં મનમાં આપણે ભાન કરીએ છીએ, અને આપણી માનસિક સ્થિતિઓનું સ્વરૂપ કેવા પ્રકારનું ઘડાશે તેનો નિશ્ચય મનમાં જેનું આપણે ભાન કરીએ છીએ તે વડે કરી શકાય છે.

ઘડપણનો વિચાર કરવાથી ઘડપણનું ચિત્ર આપણે આપણા મનઉપર પાડીએ છીએ; આથી કોઇ સમયે ઘડપણનો કદી વિચાર ન કરવો જોઇએ તેમ જ મશ્કરીમાં પણ તેના વિષે કદી વાત પણ ન કરવી જોઇએ.

ગંભીરપણે વિચાર કરવાથી જેમ આપણે તે વિચારને મનમાં તત્કાળ ઉંડો કોતરી શકીએ છીએ તે જ પ્રમાણે મશ્કરીમાં પણ કોઇ વિષયની વાત કરવાથી આપણે તે વાતને તત્કાળ અંતરમાં ઉંડી કોતરીએ છીએ. આથી ઘડપણના વિચારને મનમાંથી સંપૂર્ણ નિર્મૂળ કરવો જોઇએ.

મનમાં ઘડપણના જે વિચારો અને ચિત્રો પૂર્વનાં વર્ષોમાં કરવાં હોય તે સર્વનો યૌવનનાં નવાં, અને સ્પષ્ટ માનસ ચિત્રો રચીને તત્કાળ મનમાંથી નાશ કરી નાંખવો જોઇએ.

જ્યારે તમે તમારા પોતાના સંબંધમાં વિચાર કરો ત્યારે હું જુવાન જ છું, એવો વિચાર કરજો, અને તમે જે વિચાર કરો છો તે સાચો જ વિચાર કરો છો, એમ મનથી નિશ્ચયપૂર્વક જાણજો. તમે વસ્તુતઃ જુવાન જ છો. કુદરતના નિયમો તમારા યૌવનને સ્થિર રાખવાને નિરંતર પ્રવર્તી રહ્યા છે, તેથી તમારા સંબંધમાં જો સત્યનો જ તમારે વિચાર કરવો હોય તો તો તમે જુવાન છો, એવો જ તમારે વિચાર કરવો જોઇએ, અને આ વિચાર તમારે કશા પણ સંશયવિનાનો, સ્પષ્ટ અને બળવાન્ કરવો જોઇએ.

આ પ્રકારનો વિચાર તમારા અંતઃકરણમાં સ્વભાવસિદ્ધ થઇ રહે એટલા માટે ભાવના જેવું બળવાન્ સાધન તમને ભાગ્યે જ બીજું મળે તેમ છે, પરંતુ કોઇ સત્ય નિશ્ચયની ભાવનાનું જ્યારે આપણે અંતરમાં ઉંડું ભાન કરીએ છીએ ત્યારે જ તે ભાવના સફળ થાય છે.

પ્રાતઃકાળે નિદ્રામાંથી જાગ્રત થતાં, 'હું જુવાન છું, કારણ કે મારૂં આખું શરીર અખંડ નવું થયા કરે છે' એ પ્રકારની અંતરમાં ઉંડા ઉતરી ભાવના કરવાથી અને ભાવનામાં જે અર્થ રહેલો છે, તેનું હૃદયમાં ભાન કરવાનો પ્રયત્ન કરવાથી, શરીરમાં ચાલતી અખંડ નવીકરણની ક્રિયાસાથે આપણા પ્રાતઃકાળના વિચારોને આપણે પૂર્ણ અવિરોધવાળા કરીએ છીએ, અને તેમ થતાં દિવસે આપણા મનની જે જે સ્થિતિઓ રચાય છે, તે પ્રત્યેક સ્થિતિ યૌવનને ઉત્પન્ન કરનાર ધર્મવાળી જ રચાય છે.

આમ છતાં પ્રાતઃકાળે કરેલી ભાવના દિવસે પણ પ્રસંગોપાત્ત કરવી સારી છે, તોપણ એ વાર્તા સ્મરણમાં રાખવી કે આળાનાં દોરડાં તાણતા હોઇએ તેમ ભટકતા ચિત્તે આ ભાવના કદી પણ કરવાની નથી.

'હું જુવાન છું' એવી જ્યારે તમે મનમાં ભાવના કરો ત્યારે તે ભાવનાને એવી તો સ્પષ્ટ, એવી તો નિશ્ચયાત્મક અને એવી તો બળવાન્ કરો કે તમારા શરીરનાં પ્રત્યેક અણુ, યૌવન અને બળનાં આંદોલનોથી ઝણુઝણી રહેલાં તમને ભાન થાય; અને આ આંદોલનોનું એવું તો ઉંડા ઉતરી ભાન કરવાનો પ્રયત્ન કરો કે આંતર મનના છેક ઉંડા ભાગમાં તેઓ પ્રવેશી જાય.

જે નવીકરણની ક્રિયા શરીરને નિરંતર જુવાન રાખે છે તે સત્ય નિશ્ચયને અનુસાર મનને વિચાર કરવાનો અભ્યાસ પડે એટલા માટે નીચેની ભાવના કરવાની પણ અત્યંત અગત્ય છેઃ 'મારૂં આખું શરીર સર્વદા જુવાન અને નવું હોય છે, કારણ કે કુદરત કોઇ પણ પુટને મારા શરીરમાં થોડા માસકરતાં વધારે સમય રહેવા દેતી નથી; તે તેને બહાર કાઢી નાંખે છે. અને તેને સ્થાને નવો પુટ રચીને મૂકે છે.' આ ભાવનામાં 'કુદરત દર વર્ષે મને નવું શરીર આપે છે,' 'મારૂં મન દરરોજ સવારમાં નવું હોય છે, અને વસંત ઋતુનાં પુષ્પોની પેઠે મારૂં જીવન, જીવનદાતા પરમેશ્વરતરફથી પ્રતિપળે મને નવું અને તાજું પ્રાપ્ત થયા જ કરે છે,' એટલાં વાક્યો ઉમેર્યાં હોય તો વધારે સારૂં છે.

આ ભાવનાઓ કેવળ સત્યથી પૂર્ણ છે, અને તેઓ સિદ્ધાંતરૂપ છે, એવા પૂર્ણ વિશ્વાસપૂર્વક તેમનું ખરા મનથી અખંડ ચિંતન કરવું જોઇએ.

આ ભાવનાઓ સત્ય છે, એવું અંતરમાં ભાન કરવાથી મન ઘડપણના સઘળા વિચારોથી અને ખોટા નિશ્ચયોથી મુક્ત થાય છે. આમ થતાં કુદરતની નવીકરણની ક્રિયાને શરીરમાં નૂતનતા દર્શાવવાને સ્વતંત્રતા મળે છે; નવા શરીરને વૃદ્ધ દેખાડનાર મનની કોઇપણ પ્રતિકૂળ સ્થિતિઓ રહેતી નથી, અને તેથી કરીને નવું શરીર જેવું તે હોય છે, તેવું જ સર્વદા દેખાયા કરે છે, અને આપણને પણ તેવું જ ભાન થાય છે. તે જુવાન દેખાય છે, અને જુવાનીનું ભાન કરે છે, તથા ત્યાર પછી હંમેશાં જુવાન રહ્યા કરે છે.

જ્યારે ઉંડી લાગણીસાથે ભાવના કરવાનો મન પ્રયત્ન કરે છે, ત્યારે પ્રસંગે કોઇને લાગણીવાળો સ્વભાવ બંધાવાનો સંભવ આવે છે, પણ આવો લાગણીવાળો સ્વભાવ બંધાવા દેવો ન જોઇએ.

વિચાર ઉંડી લાગણીવાળો કરી શકાય એટલા માટે સામાન્ય લાગણીવાળા સ્વભાવવાળા થવાની જરૂર છે. પણ આ લાગણીવાળો સ્વભાવ આવેશવાળો, અથવા વિકળતાને પ્રકટાવનારો ન થવો જોઇએ. તે મનને પૂર્ણ અવિકળ રાખે એવો હોવો જોઇએ. મનનાં અત્યંત બળવાળાં સામર્થ્યો અત્યંત લાગણીવાળાં હોય છે, પરંતુ તેઓ એટલાં શાંતિથી ક્રિયા કરે છે કે તેઓમાં જરા પણ વિકળતા જણાતી નથી. જ્યારે આવાં સામર્થ્યોને યૌવનને અખંડ સ્થિર રાખવાની પ્રબળ ઇચ્છાથી યુક્ત કરવામાં આવે તેઓ છે ત્યારે શરીરમાં યૌવનને અવશ્ય પ્રકટાવે જ છે.

ભાવના કરનારે બીજી એક બાબત લક્ષમાં રાખવાની અગત્ય છે અને તે એ કે ભાવનાના સત્ય નિશ્ચયોને દ્યોતનના જેવા ન ગણી કાઢવા. અમુક નિશ્ચય ખરો છે, એવું સાક્ષાત્ ભાન કર્યાવિના મનમાં તે વિચારનું દ્યોતન કરવું, એ માનસ શાસ્ત્રના નિયમનું ઉલ્લંઘન છે; અને આવાં દ્યોતનો પ્રસંગે ક્ષણિક લાભ આપનારાં જણાય છે તો પણ આંતર માનસિક જીવનને તેથી સ્થાયી હાનિ થાય છે.

જ્યારે કોઇ વિચારનું મનમાં ચેતન કરવામાં આવે ત્યારે તે વિચાર ખરો છે, એવું મનમાં ઉંડું ભાન કરવું જોઇએ. તે વિચારની સત્યતાવિષે જો સંશય હોય તો ત્યાં સુધી તેના સત્ય હોવાની પૂર્ણ ખાતરી ન થાય ત્યાં સુધી તે નિશ્ચયનું મનને ચેતન ન કરવું જોઇએ.

જે નિશ્ચયો કેવળ ખરા છે, એવું મન ભાન કરે છે, તે નિશ્ચયોની જ માત્ર ભાવના કરવી, અને પછી ભાવના કરતી વખતે તે નિશ્ચયો ખરા છે, એવું ઉંડા ઉતરી એકાગ્ર થઇ ચિંતન કરવું, એ જ ભાવનાનો ખરો વિધિ છે.

' હું જુવાન છું ' એ નિશ્ચય કેવળ ખરો છે. કુદરતમાં જેવી વસ્તુસ્થિતિ છે, તેનું જ તે શબ્દોમાં માત્ર કથન છે; તેથી કરીને ' હું જુવાન છું ' એ નિશ્ચય ખરો છે, એવી પાકી ખાતરીસાથે મનને તેની ભાવના કરતાં અટચણ નથી. અને આ નિશ્ચય ખરો છે, એવી પૂર્ણ ખાતરીથી જેમ જેમ અધિક વાર મન તે નિશ્ચયની ભાવના કરે છે તેમ તેમ તે નિશ્ચયમાં રહેલા સત્યને અર્થાત્ અખંડ યૌવનને શરીર પોતાનામાં દર્શાવવા માંડે છે.

યૌવનને સ્થિર રાખનાર માનસિક સ્થિતિઓને પ્રકટાવનાર ભાવનાનું સામર્થ્ય પણ અદ્ભુત છે; અને ઉપરથી જણાવી બીજી એવી રીતો ભલે પુષ્કળ આપણને મળી આવે તોપણ તેપ્રતિ લક્ષ ન આપતાં આ ભાવનાના અભ્યાસને પ્રત્યેક મનુષ્યે નિત્ય આગ્રહથી કરવો જ જોઇએ. આમ છતાં સ્પષ્ટ માનસિક ચિત્રની કલ્પના કરવાની રીતસાથે સરખાવતાં, અર્થાત્ યથાર્થ ધારણાની સાથે સરખાવતાં એકલી ભાવનાનું બળ બહુ ઉતરતા પ્રકારનું છે.

( અપૂર્ણ )

---

# पूर्ण आरोग्ययुक्त सो वर्षनुं आयुष् भोगववानो उपाय.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૪૨૬ થી )

શરીરને નવેસરથી બાંધવા માટે નવી સામગ્રીનો ઉપયોગ કરી શકાય તે પહેલાં ઉપવાસવડે તેને પ્રથમ સ્વચ્છ કરવાની અગત્ય છે. જુના ઘરને નવા સામાનથી સુધારવાને માટે અને ફરી બાંધવાને માટે તેનાં સડી ગયેલાં લાકડાં અને લુણો લાગેલી ઈંટો પ્રથમ કાઢી નાંખવાજેવી એ ક્રિયા છે. શરીરમાં સંચય થયેલું સઘળું ઝેર અને વિજાતીય દ્રવ્ય પ્રથમ કાઢી નાંખ્યાવિના કોઇ પણ મનુષ્ય ભવિષ્યમાં પૂર્ણ આરોગ્યમાં રહી શકે એવું શરીર ફરીને રચવા સમર્થ થઇ શકતું નથી.

શરીરના સઘળા પ્રકારના વ્યાધિને નિવારવામાં ઉપવાસ જેમ એક અત્યંત સબળ ઉપાય છે તેમ અયોગ્ય ચિંતનથી અને માનસિક નિયમોના ઉલ્લંઘનથી મનમાં જે કચરો એકઠો થયો હોય છે, તેને સાફ કરી કાઢવામાં પણ તે તેટલો જ સબળ ઉપાય છે. આ કારણથી લાંબા દિવસોનો ઉપવાસ એ શરીરને, મનને તથા આત્માને અનંત ભારે લાભ કરે છે.

શ્રીકૃષ્ણના જેવો પાંચજન્ય શંખ વગાડવાથી જો આ બહેરું જગત્ સાંભળતું હોય તો તેવો શંખ વગાડીને પણ કહીએ છીએ કે રોગને મટાડનાર એક જ સમર્થ ઉપાય છે, અને તે ઉપાય તે

વિશ્રાંતિ છે.

' વિશ્રાંતિ ' એમ એક જ શબ્દથી અમને સ્પષ્ટ શબ્દોમાં કહી દેવામાં આવ્યું છે. રોગ મટાડવાને માટે મનુષ્યને પોતાને કંઇ જ યત્ન કરવાનો નથી.

રોગ મટાડનાર સત્તા જેણે આ શરીરને ઉત્પન્ન કર્યું છે, અને જે તેનું સંરક્ષણ કરે છે, અને જે સત્તાને કોઇ કુદરત, કોઈ ઈશ્વર, કોઇ ચૈતન્ય, કોઇ જીવનતત્ત્વ, કોઇ આત્મા-એવાં એવાં ગમે તે પોતાને ફાવતાં નામ આપે છે, તે સત્તાને રોગ મટાડવાને માટે અધીન થઇ જવું, એટલું જ મનુષ્ય માત્ર કરી શકે છે. મનુષ્ય જો એટલું જ માત્ર કરે છે તો રોગ મટવાનો આશ્ચર્યકારક ચમત્કાર શરીરમાં પ્રકટે છે-ઈશ્વરી સત્તા તેને કેવળ રોગરહિત કરે છે.

લોકો જેને સાધ્ય, કષ્ટસાધ્ય અથવા અસાધ્ય રોગો ગણે છે, તેમાંનો ફાવે તેવો ભ્રમને રોગ ભલે થયો હશે, પરંતુ વિશ્રાંતિથી, અક્રિયાથી, અને પડી રહીને શરીરમાં પાછું બળ ભરવાથી તમે તમારા ગમે તે રોગને નિઃસંશય મટાડી શકશો.

ખરું કહીએ તો મનુષ્યને હૃદયના, ફેફસાંના, યકૃતના, જઠરના, વગેરે જેના જેના રોગો થાય છે તે સર્વ શરીરમાંથી જીવનબળ ઘટી જવાને લીધે જ થાય છે. બળ ઘટી ગયાવિના કોઇ પણ રોગ શરીરમાં કદી પણ થતો નથી. જ્યારે જીવનબળ ઓછું થઇ જાય છે ત્યારે નબળામાં નબળા અવયવમાં રોગ થાય છે-અન્ય શબ્દોમાં કહીએ તો તે અવયવને વિશ્રાંતિની અગત્ય હોય છે.

આથી કરીને, શરીરમાં ગયેલું બળ પાછું ભરાય એટલા માટે, તેને વિશ્રાંતિ લેવા દેવી એ જ વ્યાધિ મટાડવાનો એક જ ઉપાય છે.

વધારે બળ પ્રાપ્ત કરવાનું આ મહાન્ કાર્ય ઉપવાસવડે કેટલાક અંશમાં સિદ્ધ થાય છે. તે આંતર વિશ્રાંતિ છે, અને તેના વડે શરીરની અંદરના પ્રાણભૂત અવયવોને અને મગજને પોતાનામાં પાછું બળ ભરવાની અનુપમ અનુકૂળતા મળે છે.

**ઉપવાસ એ અતિશ્રેષ્ઠ વિશ્રાંતિ છે.**

આંતર વિશ્રાંતિના ચમત્કારિક લાભોને દર્શાવનાર એક અત્યંત વિસ્તારવાળો ગ્રંથ લખી શકાય, પણ પ્રત્યેક વાચક પોતે અનુભવ કરીને તેના ગૂઢ લાભોને શોધી કાઢે, એ વધારે યોગ્ય હોવાથી અત્ર વિસ્તાર કરવો યોગ્ય ગણ્યો નથી.

તેથી ત્રિશ દિવસના લાગટ ઉપવાસ કરવાથી 'મુક્તિમંદિરનાં દ્વાર ઉઘડી ગયેલાં મને જણાયાં,' એમ કહેનાર એડવર્ડ અર્લ પ્યુરિન્ટનનાં કેટલાંક વચનો નીચે આપીને આ અદ્ભુત વિશ્રાંતિના ચમત્કારો પોતાની મેળે જ શોધી કાઢવાનું વાચકને સોંપી આ મહત્ત્વનું પ્રકરણ સમાપ્ત કરીએ છીએ.

'ઉપવાસ શાસ્ત્ર' (Philosophy of Fasting) નામના પોતાના પ્રસિદ્ધ ગ્રંથમાં મિ. પ્યુરિન્ટન લખે છે કેઃ

"મારો રોગ મટાડવાના છેલ્લા ઉપાયતરીકે મેં કસરતને અજમાવી જોઇ. વળી મેં વિવિધ પ્રકારની આહારની પદ્ધતિઓનો, જલોપચારનો, શ્વસનવિદ્યા કલાનો, જાતે ક્રિયા કરવી પડે એવી તથા જાતે ક્રિયા કરવી ન પડે એવી હલનચલનની પદ્ધતિઓનો, સૂર્યના, હવાના તથા માટીના ઉપચારનો તેમ જ બીજું વિવિધ નૈસર્ગિક પદ્ધતિઓનો (Naturopathy) અભ્યાસ કર્યો અને તે સર્વનો મેં જાતે અનુભવ કરી જોયો.

"આ સઘળા પ્રયોગોએ મારો વ્યાધિ મટાડવામાં મને મદદ કરી. લગભગ મારાં અર્ધોઅર્ધ દુઃખો તત્કાળ મટી ગયાં. પણ મારા મનને તથા આત્માને એટલી સહેલાઇથી સંતોષ

થયો નહિ. આથી મેં ઘોતનશાસ્ત્ર, માનસ શાસ્ત્ર, નવી વિચારશ્રેણી, પૂર્વનાં વિજ્ઞાનો (Oriental philosophy) અને તેવાં જ બીજાં કહેવાતા ઈશ્વરપ્રેરિત ધર્મોનો અભ્યાસ કર્યો. પરંતુ તેઓ સર્વ થોડા અથવા ઘણા અંશમાં મનુષ્યકૃત હતાં. અને મારે તો ઈશ્વરને પ્રાપ્ત કરવા હતા.

" પછી મેં ત્રિશ દિવસના લાગટ ઉપવાસ કર્યા. આ ઉપવાસમાં મને ઈશ્વરની પ્રાપ્તિ થઇ. મને ઈશ્વરની પ્રાપ્તિ થઇ એનો અર્થ એ કે હું કોણ છું, તેનું મને જ્ઞાન થયું. કારણ કે ઈશ્વર અને હું એમ બે ગણાતી વ્યક્તિઓ એક જ અને તેની તે જ વસ્તુ છે. આ એક માસના દરમ્યાનમાં પાણીવિના અને પ્રસંગોપાત્ત કોઇ ખાટા ફળના રસવિના બીજા કોઈ પદાર્થનો મેં આહાર કર્યો ન હતો. આવા રાક્ષસી જેવા જણાતા ઉપાયથી મારે ચાર હેતુઓ સિદ્ધ કરવાના હતા. શરીરનું નવીકરણ, આહ્‌લાદની પ્રાપ્તિ, પ્રભુત્વ અથવા પોતાના ઉપર સ્વામિત્વ, અને આંતર પ્રકાશની પ્રાપ્તિ. આ ચારે હેતુમાંથી એકેએક હેતુની મને સિદ્ધિ થઇ. શરીરના સંબંધમાં કહું તો દશ વર્ષ પૂર્વે મારૂં શરીર જેટલું આરોગ્યયુક્ત હતું, તેના કરતાં વધારે આરોગ્યવાળું થયું હતું. વિષયોના સંબંધમાં કહું તો બાળક હતો ત્યારે પ્રત્યેક વસ્તુના ઉપભોગથી જેમ મને આનંદ થતો હતો, તેવો આનંદ ખાનપાનાદિ વિષયોના સંબંધથી હું અનુભવવા લાગ્યો. મનના સંબંધમાં કહું તો મને મારા મનઉપર એવો તો અંકુશ પ્રાપ્ત થયો કે જે પ્રાપ્ત કરવા, પૂર્વે હું નિરંતર મથતો હતો છતાં કદી પણ પ્રાપ્ત થયો ન હતો. અને હવે મને પ્રાપ્ત થયેલો આ અંકુશ કદી પણ ટળી શકે એમ ન હતું. આત્માના સંબંધમાં કહું તો મુક્તિમંદિરનાં દ્વાર મને ઉઘડી ગયેલાં જણાયાં, અને સૂર્યોદયની મર્યાદાની પેલી પારનાં અથવા દૂરમાં દૂરનાં તારાના પ્રકાશની મર્યાદાની પેલી પારનાં, અનાદ્યનંત તત્ત્વનાં પરિણામી સત્યોનો અદ્‌ભુત પ્રકાશ મારા અંતઃકરણમાં થઇ ગયો.

" જે અનુભવ મને થયો તેવો જ અનુભવ તમે કરવા પણ સમર્થ છો. અથવા એથી પણ વધારે અનુભવ તમે કરી શકો એમ છે. જેની તમારે જરૂર છે તે માત્ર એ જ છે કે તમારા પોતાનામાં પરમ શ્રદ્ધા ધરવી, ઉપવાસ કેવી રીતે કરવા તેનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરવું, અને પરમાત્માના ભંડારમાં જે ઉચ્ચ સુખ તમારે માટે ભરી રાખ્યું છે, તેનો અનુભવ કરવાનો દૃઢ આગ્રહ તથા નિશ્ચય રાખવો. ઉપવાસ કેમ કરવા તેનું જ્ઞાન આ પુસ્તકથી તમને થશે, અને સર્વશક્ત ઈશ્વર તમને શ્રદ્ધા આપશે. હવે તમારે માત્ર આગ્રહ તથા નિશ્ચય ધરવાનાં જ બાકી રહે છે. અને ઉપવાસથી થનારા લાભનાં ચિત્રો જો તમારી દૃષ્ટિસમીપ તમે રાખ્યા કરશો તો આ બે તો આપોઆપ જ તમારા અંતઃકરણમાં ખીલી નીકળશે.

રત, અને રોગ મટશે એવી આશાવાળી શ્રદ્ધા, આ સાત સાદા ઉપાયો, જો ડહાપણથી પ્રમાણપુરઃસર કરવામાં આવ્યા હોય છે તો ગમે તેવા આગંતુક વ્યાધિને તે મટાડે છે; એટલું જ નહિ પણ શરીરમાં ઘર કરીને રહેલા ગમે તેવા જુના હઠીલા વ્યાધિને પણ તે મટાડે છે. "

### સાર.

વ્યાધિ મટાડવાના તમારા સઘળા ઉપાયો નિષ્ફળ જાય ત્યારે સામર્થ્ય માત્રની ઉત્પત્તિ-સ્થાન જે ઉપવાસ તેને આશ્રયે જજો.

ઉપવાસનો ઉપાય કરવામાં ધૈર્ય અને આગ્રહની જરૂર છે. પરમ શ્રદ્ધાની પણ તેવી જ અગત્ય છે. રોગી અને સગાં સંબંધીઓ તથા મિત્રો પરિણામ જોવાને હંમેશાં તલપાપડ થઇ રહ્યાં હોય છે. જ્યારે રોગી ઉપવાસને કરતો હોય છે—વિશ્રાંતિને લેતો હોય છે ત્યારે તેઓને ઉપરથી જોતાં કશો જ પરિણામ પ્રકટેલો જણાતો નથી, તેઓ શરીરમાં અધિક બળ આવ્યું કે કેમ, તે જોયા કરે છે; પરંતુ રોગી તો તેથી વિરુદ્ધ સ્થિતિને જ ઉલટો જણાવે છે. તે બળનો બચાવ કરે છે, અને પરમાત્માપાસેથી નવા બળને અને આરોગ્યને પ્રાપ્ત કરે છે, અને તે વડે પોતાના શરીરને ભરે છે. તે કામ કરતો નથી, પણ વિશ્રાંતિ લે છે.

જે બળનો હાલમાં તે સંચય કરે છે, તે બળનો ઉપયોગ કરવાનો સમય થોડા સમય પછી પાછો આવવાનો જ.

**તે સમયે આ લેખમા ઉપદેશેલાં સત્યોમાં કેટલું સામર્થ્ય રહેલું છે, તેને તે સર્વની ખાતરી થાય, એ પ્રકારે દર્શાવી આપશે.**

( અપૂર્ણ )

---

# पृथ्वीउपर भुसको मारतां पृथ्वीउपर न पडतां पृथ्वीथी दूरना लोकमां जई पडेलो पुरुष.

મારી સાથે એકાંતમાં વાત કરવાની ઈશ્વરરાયને હવે તો એટલી ચટપટી લાગી રહી હતી કે બીજે દિવસે ઓફીસનો સમય વીતી જતાં જ તે તત્કાળ મારી પાસે આવ્યો, અને આતુરતાથી મને પૂછવા લાગ્યો કે આજે આપને નિવૃત્તિ છે ?

મેં સહજ સ્મિતપૂર્વક કહ્યું, હા, આવો, બેસો.

પછી તે મારી સામે પડેલી એક ખુરશીઉપર બેઠો. મારું રહ્યું સહ્યું કાર્ય પાંચેક મિનિટમાં સમાપ્ત કરી પછી મેં તેને કહ્યું, ઈશ્વરરાય ! વાયુમાં છિદ્ર પાડવાની કળાનું જ્ઞાન મેં ક્યાંથી પ્રાપ્ત કર્યું, તે તમારે જાણવું છે ? એ સંબંધમાં અંગ્રેજીમાં કેટલાંક પુસ્તકો છે, તે હું તમને વાંચવા આપીશ. પણ મેં આ સંબંધમાં જે જ્ઞાન પ્રાપ્ત કર્યું છે, તે કેવળ પુસ્તકોઉપરથી કર્યું નથી. પૃથ્વીઉપર ભુસકો મારતાં પૃથ્વીઉપર ન પડતાં, પૃથ્વીથી દૂરના લોકમાં જઇ પડેલા એક ચમત્કારિક પુરુષપાસેથી એ જ્ઞાન વિશેષે કરીને મને પ્રાપ્ત થયું છે.

જણાયું કે તે કયા પણ આધારવિના હવામાં અદ્ધર જ ઉભો હતો. એટલામાં જમીને વધારે સારી રીતે જોવા માટે તે એક બે ડગલાં હવામાં જ પાછો હઠ્યો. તેના પગતળે હવા નહિ, પણ કઠિન જમીન હોય તેમ તેણે પાછું પગલું ભર્યું, અને પોતાના માથાને ડાબા જમણી આમ તેમ ફેરવતો વળી તે જમીને તે જોવા લાગ્યો. મને ખાતરી થઈ કે આ ભ્રાંતિ નથી પણ હવામાં ચાલવાના સામર્થ્યવાળો કોઈ જીવતો મનુષ્ય જ આ બારીમાં છે, અને તે ઠીંગણો હોવાથી જમીનઉપરથી બારી બરાબર નહિ દેખી શકવાથી ઉંચે પોતાના સામર્થ્યવડે ચઢ્યો છે.

આ પ્રકારનો નિર્ણય કરી દીનાનાથ જ્યાં ઉભો હતો ત્યાં હું પાછો આવ્યો, અને તેને કહ્યું, દીનાનાથ ! તમે જે જોયું છે, તે ખરું જ છે. મને પણ તમારા જેવું જ જણાયું છે.

( અપૂર્ણ. )

---

## શરીરના દીર્ઘીકરણના લાભ.

શરીરને દીર્ઘ કરવાની કસરત ( Stretching ) કરવાથી ઉત્તમ આરોગ્ય પ્રાપ્ત થાય છે, તથા આયુષ્ય ઘણું વધે છે, એવી શોધ સેન ફ્રાન્સિસ્કોના એક વિદ્વાને હાલ પ્રસિદ્ધિમાં મૂકી છે. તે કહે છે કે શરીરને જુવાન બનાવવામાં આજસુધીમાં થયેલી શોધોમાં મારી શોધ ઉત્તમમાં ઉત્તમ અને નવી છે. પરંતુ તેનું આ કથન ખરું નથી. આ કસરત ઘણા સમયથી લોકોના જાણવામાં છે, અને જેણે જેણે તેને અજમાવી જોઇ છે, તેને તેને તેનો લાભ જણાયાવિના રહ્યો નથી.

પૂર્વોક્ત વિદ્વાન્ આજે શોત્તેર વર્ષનો જુવાન મનુષ્ય છે. કેટલાંક વર્ષ પૂર્વે શરીરના દીર્ઘીકરણની અથવા પ્રસારણની આ કસરત તેણે પ્રાતઃકાળમાં પથારીમાંથી ઉઠવા પૂર્વે, અને ત્યાર પછી કરવાનો અભ્યાસ કરવા માંડ્યો હતો. સાત વર્ષસુધી તે કસરત નિયમિત રીતે લાગટ કર્યા કરવાથી આજે તે એક જુવાન મનુષ્યના જેવો તનદુરસ્ત થયો છે, અને તેની પાંસઠ વર્ષની ઉમરે જેટલો જુવાન દેખાતો હતો, તેના કરતાં વધારે જુવાન દેખાય છે. તે કહે છે કે આ કસરતથી હજી હું બીજાં શોત્તેર વર્ષ વધારે જીવવાનો છું.

પશુઓનું જો આપણે અવલોકન કરીશું તો આપણને જણાશે કે તેઓ લગભગ બધા જ આ કસરત કરે છે. કુતરો અને બિલાડી ઉંઘમાંથી ઉઠ્યા પછી અથવા વિશ્રાંતિ લેઇને ઉઠ્યા પછી પોતાના શરીરને તાણીને લાંબુ કરે છે. મનુષ્યોમાંથી ઘણા પણ ઉંઘમાંથી ઉઠતાં પોતાના હાથ લાંબા કરી શરીરને પ્રસારે છે. આ ક્રિયાને તેઓ આળસ ખાવી, એમ કહે છે, અર્થાત્ આ પ્રકારની ક્રિયા કરવાથી શરીરમાંથી સુસ્તી નીકળી જાય છે, એમ મનુષ્યોનું માનવું છે.

આ કસરત કરવા ઇચ્છનારે તેને નીચે પ્રમાણે કરવી. પથારીમાં લાંબા સુઇ જવું, અને પછી આખા શરીરને જેટલું બને તેટલું લાંબું કરવું. તમે દક્ષિણમાં માથું કરીને સુઇ રહ્યા હો તો પગને ઉત્તર દિશામાં જેટલા તાણીને લાંબા કરી શકાય તેટલા કરવા, અને તે જ પ્રમાણે શરીરના ઉપલા ભાગને તથા માથાને દક્ષિણદિશા ભણી જેટલું લાંબું કરી શકાય તેટલું કરવું.

પ્રાતઃકાળે પથારીમાંથી ઉઠયા પહેલાં અને પછી ત્રણ માસસુધી આપ્રમાણે કસરત કરવાથી સ્ત્રી અને પુરુષોને થતા ઘણાખરા સાધારણ રોગોનો તો નાશ થઈ જાય છે. ન માનવામાં આવે તેણે પ્રયત્ન કરી ખાતરી કરી જોવી. દરરોજ પ્રાતઃકાળે ઓછામાં ઓછો અર્ધો કલાક આ કસરતમાં ગાળવો. પહેલે જ દિવસે અર્ધો કલાક કરવી નહિ, પણ થોડી થોડી કરતાં ધીરે ધીરે સમયનું પ્રમાણ વધારવું. શરીરને લાંબુ કરવું, વળી ઢીલું છોડી દેવું; વળી લાંબુ કરવું, પાછું ઢીલું છોડી દેવું, એ પ્રમાણે શરીરને તંગ કરવાનો અને શિથિલ કરવાનો ક્રમ રાખવો.

---

# વિચારરત્નરાશિ.

પ્રતિકૂળ પ્રસંગોને જોઇને ઉદ્વેગ ધરવામાં, નિરાશ થવામાં, અથવા હિંમત હારી જવામાં કોઇ ને કશો જ લાભ નથી. હિંમત હારી જનાર મનુષ્ય પોતે દુર્બળ મનનો છે, એવું સિદ્ધ કરે છે, અને દુર્બળ મન પ્રાપ્ત સંકટોની સામે કદી પણ બાથ ભીડી શકતું નથી. પોતાની હિંમતને, પોતાના નિશ્ચયને, પોતાની પ્રસન્નતાને, અને પોતાની શ્રદ્ધાને ટકાવી રાખનાર મન જ પ્રત્યેક વિપત્તિનો જય કરી શકે છે, કારણ કે આવું મન જ સર્વદા બળવાન રહ્યા કરે છે. નિષ્ફળતા પ્રાપ્ત થવાનું મુખ્ય કારણ, દુઃખનાં વાદળાં ઝઝુમી રહ્યાં હોય છે તે સમયે હિંમત હારી જવી, એ છે, પરંતુ આપ્રમાણે હિંમત હારી જવાથી મન એવું તો દુર્બળ થઇ જાય છે અને ગભરાઇ જાય છે કે તેનામાંથી તેનું સામર્થ્ય અને વિવેકશક્તિ જતાં રહે છે. આમ છતાં આ બંનેની દુઃખના સમયમાં જ આપણને ખરી જરૂર તો હોય છે. આ કારણથી ગમેતેમ થાય તોપણ આપણે વિપત્તિના અનુમાનથી કદી પણ હિંમત હારી જવી ન જોઇએ, અથવા ઢગલાજેવા થઇ જવું ન જોઇએ.

* * * *

દુઃખના વખતમાં હિંમત હારી ન જવાય, પણ હિંમત રાખી શકાય એટલા માટે આપણે જાણવું જોઇએ કે જો આપણે મનઉપર લેઇશું તો ગમે તેવી વિપત્તિની સામે બાથ ભીડવાનું આપણામાં પૂર્ણ સામર્થ્ય છે. વળી આપણે સ્મરણમાં રાખવું જોઇએ કે નિષ્ફળતા એ શું છે, એવા શબ્દનો જે કદી પણ ઉચ્ચાર કરતો નથી, તેને પ્રત્યેક વસ્તુ સાહાય્ય અર્પે છે. દુઃખનાં ચઢી આવેલાં કાળાં વાદળાંમાં તમને પ્રકાશનું કિરણ ન જણાય તો વાદળાંની અંદર થઇને પેલી પાર દૃષ્ટિ નાંખજો. ત્યાં તમને અત્યંત તેજસ્વી પ્રકાશ દૃષ્ટિએ આવશે. વળી બહાર તમને તેજસ્વી કિરણો ન જણાય તો તમારા પોતાના મનમાં તમે અત્યંત તેજસ્વી પ્રકાશ ઉત્પન્ન કરી શકો એમ છે. કલ્પનાવડે આવો પ્રકાશ ઉત્પન્ન કરો, અને તેમાં તમારા મનને એકાગ્ર કરવાથી અલ્પ સમયમાં તમારા મનનો અંધકાર નષ્ટ થઇ તમારી સમગ્ર વૃત્તિઓ પ્રકાશિત થઇ જશે; અને તમારે અંધકારમાં બાથોડીયાં મારવાં છૂટી જશે એટલું જ નહિ પણ તમારો ભવિષ્યનો માર્ગ પણ તમને અત્યંત સ્પષ્ટ થશે.

* * * *

જ્યારે તમને વિપત્તિ સમીપ આવેલી જણાય ત્યારે તમે પોતે સર્વ પ્રકારે સર્વોત્તમ થાઓ. જો તમે સર્વોત્તમ થશો તો તમારો વાંકો દિવસ ફરવા માંડશે; પણ જો તમે બગડતા

ચાલશો, અને નીચી અને વધારે નીચી ભૂમિમાં ઉતરતા જશો તો તમારો કેવળ વિનાશ થતા પર્યંત તમારા દિવસો વધારે અને વધારે બગડતા ચાલશે. સ્મરણમાં રાખો કે તમારા જીવનમાં જે કંઇ બને છે અથવા નથી બનતું, તે તમારા વર્તનપ્રમાણે જ બને છે, અથવા નથી બનતું; આથી તમારે નિરંતર વધારે ઉંચી અને ઉંચી ભૂમિકામાં ચઢવું જોઇએ, અને પ્રતિદિન વધારે શ્રદ્ધા, વધારે નિશ્ચય, વધારે પ્રસન્નતા, વધારે હિંમત, વધારે ઉત્સાહ, વધારે વીર્ય અને વધારે વિશુદ્ધિ ધાર્યા કરવાં જોઇએ. જ્યારે શ્રદ્ધા ડગમગુ થતી જણાય ત્યારે પૂર્વકરતાં પણ વધારે શ્રદ્ધાને ધરો; ઉંચે ચઢો, અને વધારે ઉંચા અને વધારે બળવાન્ વિચારોના પ્રદેશમાં નિવાસ કરો, અને મનની તથા આત્માની વધારે ઉચ્ચ શક્તિઓ-પ્રતિ મનને વધારે પૂર્ણરીતે અભિમુખ રાખો. અને આ સઘળું કરવાસાથે પરમેશ્વરના ઉપર આધાર રાખો. પરમાત્મામાં પૂર્ણ અભેદના ભાનપૂર્વક જીવન ગાળ્યાવિના કોઇપણ મનુષ્ય સર્વોત્તમ થઇ શકતો નથી. આ કંઇ કલ્પના નથી, અથવા અંધશ્રદ્ધાથી ઠોકી બેસાડેલો સિદ્ધાંત નથી, પરંતુ યથાર્થ શાસ્ત્રીય નિશ્ચય છે.

* * * *

તમારો ઇચ્છેલો વિષય તમને ન મળે ત્યારે ખેદને ધરતા મનને તત્કાળ તેમ કરતાં રોકો. વાણીઉપર એવો અંકુશ મૂકી દો કે કોઇ કાળે પણ તે શોકનો ઉદ્ગાર ન કાઢે; કારણ કે સર્વ પ્રસંગોમાં અને સર્વ સમયોમાં સર્વોત્તમ રહ્યા કરવાથી જ તમને વધારે સારાની અવશ્ય પ્રાપ્તિ થાય છે. ખેદને ધરવાથી પદાર્થોઉપરનો આપણો અંકુશ આપણે ખોઇ બેસીએ છીએ, અને તે અંકુશને પાછો પ્રાપ્ત કરવામાં ઘણો સમય જાય છે, અને ઘણો નવો પ્રયત્ન કરવો પડે છે. પરંતુ પૂર્વના જેવા જ દૃઢ નિશ્ચયવાળા અને શ્રદ્ધાવાળા રહ્યા કરવાથી પૂર્વના કરતાં વસ્તુઓઉપર આપણને વધારે બળવાન્ અંકુશ પ્રાપ્ત થાય છે, અને આમ થતાં આપણો સિકંદર ફરવામાં માત્ર થોડો સમય જ વીતવાની પછી અગત્ય રહે છે.

* * * *

આ જગતમાં વ્યવહારમાં આપણને જે જે વસ્તુઓ મળે છે, તે સર્વ માટે આપણે મનુષ્યજાતિઉપર થોડો અથવા ઘણો આધાર રાખવો પડે છે. આથી જેના જેના સંબંધમાં આપણે આવવાનું થાય તે સર્વની સાથે યોગ્ય પ્રકારે સંબંધવાળા થવાની આપણને અત્યંત અગત્ય છે. જ્યારે લોકોસાથે આપણો સંબંધ થાય ત્યારે આપણાથી બને તેટલું સર્વોત્તમ-વર્તન આપણે તેમની સાથે ચલાવવું જોઇએ, નહિ તો તેઓ આપણી સાથે સર્વોત્તમ વર્તન અવશ્ય નહિ જ ચલાવવાના. બીજાઓનો આપણામાં વિશ્વાસ બેસે એવું વર્તન આપણે રાખવું જોઇએ, અને આપણે આપણા સંબંધમાં આવનાર પ્રત્યેક મનુષ્યને આપણી યોગ્યતા બતાવી આપવી જોઇએ; પરંતુ ઉદાસ, ઉદ્વિગ્ન અને દુઃખી ચહેરાથી ફરનાર મનુષ્યમાં કોઇનો વિશ્વાસ બેસતો નથી. તે જ પ્રમાણે ' આ કરતાં તો મને મોત આવ્યું હોત તો સારૂં થાત ' એવા ભાવનાં વચનો બોલીને તથા વર્તન કરીને સર્વના ઉપર પોતાનો કંટાળો દર્શાવનાર મનુષ્ય બીજાઓને પોતાની યોગ્યતા દર્શાવી શકતો નથી. જગતને શ્રદ્ધાળુ, વિપત્તિથી દબી ન જનારા, ઇચ્છેલો વિષય ન મળતાં લાંબું મુખ કરી ન રડનારા, અને જેમ પરાભવ મળે તેમ વધારે આગ્રહથી, ઉત્સાહથી અને દૃઢ નિશ્ચયથી પ્રયત્ન કરનારા મનુષ્યો જોઇએ છે; અને આવા જ મનુષ્યને તે પોતાની ઉત્તમ અને વહાલામાં વહાલી વસ્તુઓ પણ આપે છે.

જે મનુષ્ય બીજાના સમભાવથી અથવા દયાથી અથવા કરુણાથી વિજયને પ્રાપ્ત કરવાની આશા રાખે છે, તે મનુષ્ય નિષ્ફળ જાય છે. દુઃખમાં બીજાની દયાની તમારે જરૂર છે, એવું જગતને જણાતાં તેઓ તમને નાલાયક ગણે છે, અને નાલાયકને જે પદ ઉચિત હોય છે, તે પદમાં જ તેઓ તમને મૂકે છે. યોગ્યતા જ આપણને વધારે ઉંચુ પદ આપે છે, કંઇ દયાળુ મનુષ્યોની દયા પ્રકટાવનારા શબ્દો દીન મુખ કરી બોલવાથી, તે શબ્દો વધારે ઉંચુ પદ આપતા નથી. યોગ્યતા જ ઉદયને અથવા સુખને આપનાર છે, કંઈ ઉદાર મનુષ્યોને કરેલી દીનતાથી ભરેલી અરજીઓ નહિ. સ્વલ્પમાં જે પોતે સર્વોત્તમ થાય છે, અને સર્વોત્તમ થઇને બીજાઓસાથે સર્વોત્તમ વર્તન ચલાવે છે, તેને જ સામું સર્વોત્તમ સુખ મળે છે.

* * * *

મારા ઉપર દયા કરો, મારા ઉપર કરુણા કરો, મારા પાપીના સામું જુઓ, એમ રાત્રિદિવસ ધંટીટંકારો ચલાવનાર અને સામાના અનુગ્રહને ઇચ્છનાર મનુષ્યને અનુગ્રહની પ્રાપ્તિ થતી નથી, પરંતુ જે નિરંતર માયાળુ વર્તન રાખે છે, તેના પ્રતિ જ સર્વ, અધિકમાં અધિક માયા દર્શાવે છે. કકડા રોટલાને માટે મહેલ્લાઓમાં કરુણ સ્વરથી પોકાર મારતા ફરતા ભિખારીઓને જુઓ અને ખાતરી કરો કે દયાને માટે દયાની યાચના કરવાથી દયાની પ્રાપ્તિ થાય છે ! યોગ્યતા પ્રાપ્ત કરવાથી જ બીજાઓ આપણા ઉપર પ્રેમ, દયા, કરુણા, જે કહો તે, કરે છે. બીજાઓના ઉપર સમભાવ દર્શાવવામાં કદી પણ પાછી પાની ન કરવાથી જ, બીજાઓ આપણા પ્રતિ વાસ્તવિક સમભાવ દર્શાવે છે.

* * * *

ક્યાં જવું અને શું કરવું, તેનો કશો પણ ઉપાય તમને ન સૂઝે ત્યારે નિશ્ચય કરજો કે તમારૂં અંતઃકરણ વિકળ થયું છે. આવે પ્રસંગે શાંત થાઓ. નેત્ર મીચી અંતઃકરણમાં ઉંડા ઉતરો, અને મનનાં બાહ્ય તોફાનો સઘળાં ભૂલી જઇને ત્યાં પ્રવર્તતી અપૂર્વ શાંતિમાં વિલીન થાઓ. ક્યાં જવું અને શું કરવું, તે તમારા અંતરના ઉંડા ભાગમાં સ્પષ્ટ છે, પણ તોફાની પવનમાં પુષ્કળ હીલોળે ચઢેલું મન તેને જોવાને અસમર્થ થઇ ગયું છે.

* * * *

દરરોજ સવારે થોડો સમય, અથવા વધારે સારું તો એ છે કે સવારે, બપોરે, સાંજે તથા રાત્રે સુતી વખતે એમ ચાર વાર થોડો થોડો સમય, અંતરમાં ઉતરી પ્રશાંત પડી રહેવાનો અભ્યાસ કોઇએ કદી પણ છોડી દેવો ન જોઇએ. દિવસમાં પ્રસંગોપાત્ત આંતરે આંતરે વિચારના વેગને સંપૂર્ણ શમાવી દઇને મનને અક્રિય રાખવાથી મન શુદ્ધ થાય છે, તથા વિચારનું બળ વધે છે. વળી તેથી આપણા સામર્થ્યની પણ વૃદ્ધિ થાય છે, કારણ કે આંતર જીવનની પ્રશાંતિમાં પ્રવેશ કરવો, એનો અર્થ એ છે કે પરમાત્માના અગાધ સામર્થ્યનો સ્પર્શ કરવો.

* * * *

પ્રત્યેક મનુષ્યમાં, તેના વર્તમાન વ્યવહારને તે બરાબર ચલાવે એવો સીધો રસ્તો દર્શાવનાર જોઇએ તેટલી બુદ્ધિ હોય છે; અને આ બુદ્ધિને જો ગભરાવી નાંખવામાં ન આવે તો તે ભાગ્યે જ ભૂલો કરે છે. પરંતુ તે નિરંતર પોતાના મનના પ્રકાશને ડહોળી નાંખે છે, અને તેથી તેનાથી થતી સઘળી ભૂલોનો દોષ તે આ પ્રકાશની અપૂર્ણતાના ઉપર નાંખે છે.

આથી પ્રકાશના સામર્થ્યને વધારીને પ્રકાશની અપૂર્ણતાને સુધારવાનો તે પ્રયત્ન કરે છે, પણ તેમ કરવાથી તે ઉલટી વધારે ભૂલો કરે છે; કારણ કે જ્યાં સુધી સામર્થ્ય આડે માર્ગે વહેતું હોય છે ત્યાં સુધી જેમ તેને વધારવામાં આવે છે, તેમ તે વધારે આડુ જાય છે. આવા સમયમાં પ્રશાંત થઇ જવું, એ જ ઉપાય છે. મનમાં ઝગઝગતા જ્યોતિને શાંતિથી પ્રકાશવા દો, અને તેનાં કિરણો તમારા વર્તમાન જીવનના સર્વ પ્રસંગોને પ્રકાશિત કરશે. બુદ્ધિના સામર્થ્યને તમારે વધારવાની જરૂર નથી, પણ મનમાં ચાલતી ધમાધમને ઓછી કરવાની જરૂર છે. *અંતરમાં ઉતરીને શાંત થતાં શીખો, અને તમને સમજાશે કે તમારૂં મન એક ચમત્કારિક વસ્તુ છે, અને તમારા વ્યવહારના ગમે તેવા ગુંચવાડા ભરેલા પ્રશ્નનો નિવેડો આણવાનું તેનામાં સામર્થ્ય છે.

* * * *

આપણા જીવનમાં પ્રસંગે એવી પણ ક્ષણો આવે છે કે જે સમયે આ જગતમાં આપણને કશું જ સારૂં લાગતું નથી; પરંતુ આમ લાગવામાં હોય કેવળ આપણી દૃષ્ટિનો છે. જ્યારે ઉંધી દૃષ્ટિથી આપણે જગતને જોઇએ છીએ ત્યારે દરેક વસ્તુ આપણને ઉંધી લાગે છે; જ્યારે આપણે અંધારામાં બેઠા હોઇએ છીએ ત્યારે આપણને બધું અંધકારમય જ ભાસે છે. પરંતુ પ્રકાશમાં આપણે આવી શકીએ છીએ, એટલું જ નહિ પણ સર્વદા પ્રકાશમાં રહી શકીએ છીએ; અને જ્યારે આપણે નિરંતર પ્રકાશમાં રહીએ છીએ ત્યારે આપણને પ્રત્યેક વસ્તુ સારી લાગે છે.

* * * *

જ્યારે આપણી દૃષ્ટિ સર્વવ્યાપક ચૈતન્યપ્રતિ અથવા પરમાત્માપ્રતિ રહે છે ત્યારે પ્રત્યેક વિચાર, પ્રત્યેક ક્રિયા અને પ્રત્યેક અનુભવ આપણા જીવનને ઉન્નત કરે છે. આવી દૃષ્ટિને કશું જ ખોટું જણાતું નથી, પણ ઉલટું સર્વ આનંદરૂપ જ જણાય છે. મનુષ્યની આ પ્રકારની દૃષ્ટિ તેના શરીરની, મનની, અને આત્માની નિરંતર ઉન્નતિ સાધ્યા જ કરે છે. આ દૃષ્ટિ સર્વમાંથી શુભને જ શોધી લે છે, અને તેમાં આનંદમગ્ન રહે છે.

* * * *

જો કે સુખને માટે પ્રાણિઓઉપર કે પદાર્થોઉપર આધાર રાખવાની આપણે કશી જ જરૂર નથી તોપણ આપણું મન જ્યારે અનુકૂળ દૃષ્ટિવાળું અથવા સુખમય સ્થિતિમાં હોય છે ત્યારે પ્રાણીમાત્રના અને પદાર્થમાત્રના સંબંધથી આપણને સુખ ઉપજે છે. આથી એ સિદ્ધ થાય છે કે આપણા મનમાં જે હોય છે, તેને જ આપણે બાહ્ય જગતમાંથી હંમેશાં ગ્રહણ કરીએ છીએ. આપણા મનમાં જો દુઃખ હોય છે તો આખા જગતમાં જ્યાં ત્યાં આપણને દુઃખ જ જણાય છે, અને તે જ પ્રમાણે આપણા મનમાં જો સુખ હોય છે તો આપણને સર્વત્ર સુખ જ જણાય છે.

* * * *

સુખને માટે વિષયોઉપર જે મનુષ્ય આધાર રાખે છે, તેને સુખને આપનાર વિષયો ક્યાંહિ પણ જડતા નથી; પરંતુ જ્યારે તે પોતાના અંતરમાં સુખને સર્જે છે, ત્યારે તેને

* અંતરમાં ઉતરવાની ક્રિયાના વધારે સવિસ્તર વર્ણનને માટે વાંચો 'અધ્યાત્મબલ પોષક ગ્રંથમાળા'–પ્રથમ અંક, મૂલ્ય રૂ. ૧–૦–૦ પોસ્ટેજ ૦–૧–૦.

સુખ આપનાર વસ્તુઓને જ તે પોતાના પ્રતિ આકર્ષે છે, અને તે જ વસ્તુઓ તેને પ્રાપ્ત થાય છે. તમારા અંતરમાં જે પ્રકારનું મનોરાજ્ય તમે અખંડ અનુભવો છો, તેને જ બાહ્ય જગતમાં તમે સ્થૂલ રૂપે પ્રત્યક્ષ કરો છો.

* * * *

બાહ્ય જગતમાં કંઇ ફેરફાર કરવાની તમારી ઇચ્છા થાય તો પ્રથમ તે ફેરફાર કરવાનો આરંભ તમારા આંતર મનમાં કરો. અખંડ વૃદ્ધિનો અને ઉન્નતિનો આ મુખ્ય અને પ્રથમ નિયમ છે. જેવા તમે બહાર દેખાવા ઇચ્છતા હો તેવા પ્રથમ તમે અંતરમાં થાઓ, અને બાહ્ય જગતને જેવું કરવા તમે ઇચ્છતા હશો તેવું કરવાનું તમારામાં બળ, બુદ્ધિ અને યોગ્યતા આવશે.

# પ્રાસંગિક ઉક્તિઓ.

—શક્તિથી અધિક માનસિક શ્રમ કરવાથી, આધિનાં અનેક પ્રબળ કારણોનો અંતઃકરણમાં સ્પર્શ ન થવા દેવાનો સંતત પ્રયત્ન કરવાથી, શારીરિક વ્યાયામમાં પ્રમાદ સેવવાથી, ઘટતી વિશ્રાંતિ ન લેવાથી, તથા એવી જ બીજી બેદરકારીથી ગયા પાંચ છ માસથી મારી પ્રકૃતિ બગડવાના ક્રમઉપર ચઢી હતી. અવ્યવસ્થાનાં ચિહ્નો નિત્ય જણાતાં છતાં, મેં મારા વર્તનમાં ફેરફાર કર્યો નહિ, અને નિત્યપ્રમાણે શક્તિઉપરાંત કામ કર્યે ગયો. પરિણામ એ આવ્યો કે છેલ્લા બે માસથી મારા જ્ઞાનતંતુઓ છેક દુર્બળ પડી ગયા, શારીરિક અશક્તિ વધતી ગઇ, અને નિદ્રા સમૂળ આવતી બંધ થઇ.

—નિત્ય નિદ્રાનો અભાવ રહેતાં મને જણાયું કે આમ ને આમ એકાદ અઠવાડીયું અધિક ચાલશે તો મારૂં મગજ મારા સ્વાધીનમાં નહિ રહે. પરમપૂજ્ય શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાન્ આ સમયે સુરતમાં વિરાજતા હતા, તેથી મેં તત્કાળ તેમને મારી સ્થિતિ પત્રથી નિવેદન કરી, અને સંપૂર્ણ વિશ્રાંતિને માટે કોઇ એકાંત સ્થળમાં મને લેઇ જવા પ્રાર્થના કરી. પત્ર મળતાં જ પોતેશ્રી, તેમ જ બંધુવર્ય શ્રીયુત ઈશ્વરભાઇ તત્કાળ વડોદરે પધાર્યા, અને બીજે જ દિવસે મને પૂર્ણ વિશ્રાંતિ મળે, એવી એક એકાંત સ્થળમાં યોજના કરી.

—પ્રિય વાચક બંધુઓ! મહાકાલના આશ્વિન માસનાં ત્રણ ફોર્મ છપાઇ રહ્યા પછી આ પ્રસંગ બનવાથી બાકીનાં ફોર્મ હું લખી શક્યો નથી. અલ્પ સમયમાં મને જોઇતી વિશ્રાંતિ મળી રહેશે એટલે બાકી રહેલાં ફોર્મ હું લખીશ, એવા અનુમાનથી મેં આજ સુધી વાટ જોઇ, પણ હજી મારે બે એક માસ વિશ્રાંતિ લેવી પડશે, એમ હવે લાગવાથી આ આશ્વિનનો અંક જેટલો તૈયાર છે, તેટલો જ આ પ્રસંગે પ્રકટ કરવો પડે છે. સિદ્ધેશ્વરના વિભાગવાળું પાંચમું ફોર્મ હાલ હું લખી શકું તેમ નથી. આ 'પ્રાસંગિક ઉક્તિઓ' ને પણ હું આશ્વિનનો અંક બહાર પાડવાને માટે બળાત્કારથી લખું છું. વિવેકી વાચકોપ્રતિ પ્રાર્થના છે કે ઉક્ત હેતુથી આ અંકમાં થોડાં પૃષ્ઠ ઓછાં આવવાથી તેઓ મને ક્ષમા આપવા કૃપા કરશે.

—નવા વર્ષનો કાર્તિક માસનો અંક પણ ઉપરના જ કારણથી આ પ્રસંગે યોગ્ય સમયે મારાથી પ્રકટ કરી શકાશે નહિ. મારી પ્રકૃતિને સ્વસ્થ થતાં હજુ ઘણું કરીને બે એક માસ જશે. ત્યાં સુધી કાર્તિકનો અંક પ્રકટ ન થવા માટે સુજ્ઞ વાચકો ક્ષમા કરશે. પૌષ માસમાં અંક પ્રકટ થયે તત્કાળ વી. પી. કરવામાં આવશે.

—નવા વર્ષમાં પરમાત્મા સર્વનું સર્વ પ્રકારે હિત સાધવા કૃપાળુ થાઓ.

# त्रयोविंशतितम वर्षनी समाप्तिनिमित्त श्रीमहाकालना गुणगान तथा श्रीमहाकालाभिन्न श्रीइष्टस्तवन.

( ૧ )

ભાળ્યું ભાળ્યું, ગગનમહિં આ, ભાનુનું તેજ ભાળ્યું,
ન્યાળ્યું ન્યાળ્યું, શીતલ શશિનું, રશ્મિસૌન્દર્ય ન્યાળ્યું;
વાળ્યું વાળ્યું, અનવધિ મહાકાશમાં ચિત્ત વાળ્યું,
(પણ) કયાં ના જોયું, નિરુપમ મહા–કાલમાં જે નિહાળ્યું.

( ૨ )

આ સૃષ્ટિથી બૃહસ્પતિ સુરગુરુ, જાણે છુપ્યા છે નહિ,
વીણાધારિણી ભારતી ભગવતી, છોડી ન સૃષ્ટિ ગઈ;
દૈવી જ્ઞાન પ્રભારૂપે ઝગમગે, નિત્યે તમારા કરે,[1]
જ્યારે શ્રીમહાકાલ શબ્દસ્વરૂપે, આવી સમીપે ઠરે.

( ૩ )

શા માટે જીવ ! વ્યર્થ શોક કરતો, 'સાચા ગુરુઓ ગયા,'
શા માટે ઉર માનતો જગવિષે, સન્મિત્ર ના કો રહ્યા;
શા માટે મન માનતો નથી રહ્યાં, આનંદશાંતિ કરો,
જો ! જો ! શ્રી મહાકાલ, તો નહિ મુખે, ઉદ્‌ગાર એ આવશે.

( ૪ )

દૈવી વર્ણથી શોભતું પ્રકટીયું, વિશ્વે મહાકાલ જ્યાં,
પામી પ્રકૃતિ[2] મુગ્ધ ભાવ અતિશે, માંડી રહી દૃષ્ટિ ત્યાં;
જાણે હું કરું આવી દૈવી રચના, આણી ચમત્કાર કો,
જાણી એમ રચ્યા અનુકરણથી, આકાશમાં તારકો.

( ૫ )

"ઇચ્છાસિદ્ધિ રહી જ કલ્પતરુમાં, સાચું સુધા સ્વર્ગમાં,
દૈવી જ્ઞાન રહસ્ય સ્ફુરતું હશે, દેવાદિના વર્ગમાં,"
એવું માની નિરાશ કે દુઃખી જરી, કોઇ ન થાશો કદી,
કાં જે શ્રીમહાકાલ આ સમયમાં, ઇચ્છા પુરે છે બધી.

---

૧ હાથમાં. ૨ કુદરત Nature.

( ૬ )

" આવે છે દુઃખના દિનો, ભય અને, કદાદિ તો આવશે,
મૃત્યુ રોગ અને અનર્થતણું તો, જ્યાં ત્યાં હવે ફાવશે; "
એવા નિશ્ચય કોઈ ભાવિ દિવસો, માટે ન બાંધો કદી,
કાં જે શ્રીમહાકાલની સ્તુતિથકી, શોભી રહી આ સદી.

( ૭ )

આવે છે સુખના અગાધ સમયો, સંપત્તિ આવે ઘણી,
દર્શાવાતી કળા રુડી પ્રગતિ ને, ઇષ્ટાર્થસિદ્ધિતણી;
પામો હર્ષ સુભાગ્ય માની નિજનું, દુઃખી થશો ના જરી,
(કાં જે) સૌને ઉત્તમ દેવું એવી જ મહા-કાલે પ્રતિજ્ઞા કરી.

( ૮ )

વીંધાયા કદી હો ત્રિતાપ ત્રિશૂલે, દાઝો યમજ્વાલથી,
તૃષ્ણાતાણુવિષે તણાઓ અથવા, મોહાદિની જાલથી;—
બંધાયા કદી હો તથા તપિત હો, રાગાદિ કેરા રણે,
(તો) સંભારો મહાકાલ છોડી સઘણું, છુટી જશો તત્ક્ષણે.

( ૯ )

કાલે કાલે, ઘટિત હતું જે, તે રચ્યું ઈશ ! આપે,
વેદો શાસ્ત્રો શ્રુતિસ્મૃતિ બધું, આપ્યું આપ પ્રતાપે;
આજે હાલે પણ પ્રભુ તમે, પ્રેમ પૂરો બતાવી,
( જીવોને ) માગ્યું દો છો, જગ મહિં મહા-કાલને ઉપજાવી.

( ૧૦ )

વ્યાપ્યા જ્યાં જ્યાં, અધિક બળમાં, દુષ્કૃતિ દુર્વિચારો,
રોગો શોકો ભય વિપદને, મસ્તકે મૃત્યુ મારો;
ચિંતાકેરો વિવિધ વિધિનો, જ્યાં રહ્યો ગાઢ ઘેરો,
( જીવોને ) સાહ્યો ત્યાં છે પ્રભુ તમ તણો ને મહાકાલ કેરો.

( ૧૧ )

સાચી-ને અવધિરહિત કરુણા, જીવોપ્રતિ આપની,
ઇચ્છો છો પ્રભુ ટાળવા પીડ તમે, જીવોતણા તાપની;
જીવોનું હિત સાધવા પ્રભુ ! તમે, સંકલ્પને સેવતા,
કાં જે શ્રીમહાકાલ તે વિણ નહિ, પ્રાકટ્ય પામે કદા.

( ૧૨ )

સાચી આપ કૃપા કયા વિધિવડે, જીવો જગે પામતા,
શા યત્નેથી સધાઈ ઉન્નતિ જીવો, ઈશિત્વમાં જામતા;
શાથી સદ્ય સુસિદ્ધિ યત્નની ગ્રહે, લોકો બધા હાલમાં,
તેવું:જ્ઞાન કૃપા કરી જગતને, દેજો મહાકાલમાં:

( ૧૩ )

જેના આશ્રયથી સમગ્ર જગ આ, વ્યાપાર માત્રો કરે,
જેને ગુપ્તપણે ઉંડે હૃદયમાં, જીવો સદાયે સ્મરે;
જેના સત્ય સંબંધથી જગજનો, સૌ દુઃખથી ઉદ્ધરે,
તેના આ મહાકાલ આજ જયના આઘોષને ઉચ્ચરે.

( ૧૪ )

પ્રભુ ! વિજય સધાજો, શ્રીમહાકાલકેરો,
અનુપમ હિતની તે-માં પ્રસારો લહેરો;
અજરઅમરતાનું, વૃક્ષ તેમાં ઉછેરો,
(તેનું) નિરુપમ ફલ લેવા, જીવને સદ્ય પ્રેરો.

( ૧૫ )

મહાકાલ મહાભાનુ ! આ જ લગી હિત સાધ્યું તવ સ્પર્શે
અનવધિ દ્યુતિમય કિરણો પ્રસારજો આ ચોવીશમે વર્ષે.

# त्रेवीशमा रूपनी प्रभावलि ( विषयानुक्रमणिका. )

પ્રભા. વિસ્તાર.

## ૨ તત્ત્વવિચાર.



## ૩ માનસ શાસ્ત્ર.

## ૪ વિદ્યા.



## ૫ સાહિત્ય.



## ૬ પ્રકીર્ણ.

૭ ગ્રંથસત્કાર.

---

## અઢીસો રૂપીઆમાં અમર નામ.

નડિયાદ અનાથાશ્રમના મકાનનું બાકીનું કામ ફરીથી શરૂ કરવામા આવ્યુ છે. આશ્રમના અંગે દવાખાનુ, નિશાળ; અપંગ ગૃહ, સ્ત્રીઓમાટેનું પૃથક્ ગૃહ વિગેરે માટે હાલમા ૨૫ નવી ઓરડીઓની જરૂર છે, આવી દરેક ઓરડી બાંધતા રૂ ૫૦૦) ખર્ચ થાય છે, તથાપિ જે ગૃહસ્થ એકી વખતે રૂ. ૨૫૦) આપશે તે ગૃહસ્થના નામની એક ઓરડી બાંધી તે ઉપર આરસપહાણની તક્તી ચોઢી આશ્રયદાતાનું નામ અમર કરવામા આવશે હાલના મકાનમાં જુદા જુદા ૨૧ ગૃહસ્થોએ પોતાના નામની ઓરડીઓ બંધાવી આપેલી છે. આશા છે કે સખી ગૃહસ્થો આ ઉત્તમ તકનો લાભ લેવા ચુકશે નહિં. વધુ વિગત માટે લખો અગર રૂબરૂમાં મળો

**મંત્રી-હિંદુ અનાથાશ્રમ—નડિયાદ.**

---

### 'સાધન સમારંભ' ફંડમાં દ્રવ્ય અર્પનાર સજ્જનોની નામાવલિ.

| | | |
|---|---|---|
| રા રા નાથાલાલ માધવજી (પ્રાણી માત્રના કલ્યાણનિમિત્ત) | અમદાવાદ | રૂ ૧-૦-૦ |
| ગ રા મગનલાલ માધવજી (પૂર્ણિમાના આનંદનિમિત્ત) | અમદાવાદ | રૂ ૧-૦-૦ |
| ગ રા ડાહ્યાભાઇ હાથીભાઇ ... | નડીયાદ | રૂ ૧-૦-૦ |
| રા ગ બાલાભાઇ હરિભાઇ ... | સોજીત્રા | રૂ ૫-૦-૦ |
| રા રા સુરજલાલ હરગોવિંદદાસ (ઇષ્ટકૃપાનિમિત્ત) | દેવગઢ | રૂ ૨-૦-૦ |
| રા રા મદનભાઇ ગાંડાભાઇ | કાસ્રાખાડી | રૂ ૫-૦-૦ |